શેઠ અરદેશર સોરાબજી દસ્તુર કામદીનવાલો, ઇનામનો રેસાલો.

# જ્ઞાનચક્ર

યાને

# ગુજરાતી સાઇકલોપીડિયા.

## પુસ્તક ૮ મું.

### બી-ભ-મ-ય અને ર.

રચનાર—

**રતનજી ફરામજી શેઠના**

પાકજાદ પરીન નાટક, આઇને અકબરી, મેરી કોરેલી, જેપાન અને જેપાનીજ, જેપાની ભાષા. જપાની શિક્ષક, લોર્ડ બેકન, પોશાકની ફેશન, સામાન્ય હુન્નર, કોશ, સુંદર હેલન, ચાઇનીજ ટેલ્સ, હકદારનો હક, ફોટોગ્રાફી, કાચ કામ, મેસમેરીઝમ, ભુલચાપ, ચારબાજ, ખુરશેદ શીરીન વગેરે ગ્રંથોનો કર્તા.





કિંમત રૂ. ૩—૦-

( પોસ્ટેજ ૪ આ

## રતનજી ફરામજી શેઠનાના રચેલા ગ્રંથો.



| | કીંમત. રૂ. આ. |
|---|---|
| ૧—જ્ઞાનચક્ર પુસ્તક ૧ લું. ... ... ... ... | ૩—૦ |
| ૨—જ્ઞાનચક્ર ,, ૨ જુ. ... ... ... ... | ૩—૪ |
| ૩—જ્ઞાનચક્ર ,, ૩ જુ. ... ... ... ... | ૩—૦ |
| ૪—જ્ઞાનચક્ર ,, ૪ થું. ... ... ... ... | ૩—૦ |
| ૫—જ્ઞાનચક્ર ,, ૫ મું. ... ... ... ... | ૩—૦ |
| ૬—જ્ઞાનચક્ર ,, ૬ ઠું. ... ... ... ... | ૩—૦ |
| ૭—જ્ઞાનચક્ર ,, ૭ મું. ... ... ... ... | ૩—૦ |
| ૮—જ્ઞાનચક્ર ,, ૮ મું. ... ... ... ... | ૩—૦ |
| ૯—પાકજાદ પરીન નાટક. ... ... ... ... | ૦—૮ |
| ૧૦—લૉર્ડ બેકનના નિબંધ. ... ... ... ... | ૧—૮ |
| ૧૧—પોશાકની ફેશીન્ અને તેનું શાસ્ત્ર. ... ... ... | ૧—૦ |
| ૧૨—જૅપાન અને જેપાનીજ. ... ... ... ... | ૧—૮ |
| ૧૩—જૅપાની ભાષાનો ભોમિયો. ... ... ... ... | ૧—૦ |
| ૧૪—જપાની શિક્ષક. ( મરાઠીમાં. ) ... ... ... ... | ૦-૧૨ |
| ૧૫—સામાન્ય હુન્નર જ્ઞાન. ... ... ... ... | ૧—૦ |
| ૧૬—ચાઇનીજ ટેલ્સ. ... ... ... ... ... | ૧—૪ |
| ૧૭—હક્કદારનો હક્ક. ... ... ... ... ... | ૧—૦ |
| ૧૮—જામારપી. ... ... ... ... ... | ૧—૮ |
| ૧૯—સંજ્ઞાદર્શક કોશ. ... ... ... ... ... | ૧—૦ |
| ૨૦—એશિયાની સદગુણી બાનુઓ. ... ... ... ... | ૧—૮ |
| ૨૧—સુંદર હેલન. ... ... ... ... ... | ૦—૬ |
| —ટાચારી. ... ... ... ... ... | ૦-૧૨ |
| ચકામનો હુન્નર. ... ... ... ... ... | ૦-૧૨ |
| નાટક. ... ... ... ... ... | ૦—૬ |
| રો નાટક. ... ... ... ... ... | ૦—૪ |
| ... ... ... ... ... | ૦—૨ |
| ... ... ... ... | નથી |
| ... ... ... ... | ,, |
| ક. ... ... ... ... | ,, |
| ... ... ... ... | ,, |
| ... ... ... ... | ,, |
| ... ... ... ... | ,, |
| ... ... ... ... | ,, |

# અર્પણ પત્રિકા.

મેહેરબાન શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીન,

"જ્ઞાનપ્રસારક મંડળી" ના દિલસોજ અને ઉદાર લાઇફ-મેમ્બર,

વિધાહૂન્નરનાં પુસ્તકોનાં એક કદરદાન મુરબ્બી, જરથોશ્તી

દીન-આઇનને લગતા ગ્રંથોને ઉદાર આશ્રય

આપનાર, ગુજરાતી સાહિત્યના

**એક મ્હોટા મદદગાર**

અને

"જ્ઞાનચક્ર"ની ગ્રંથમાળાના પોષક તથા પાળણહાર પિતા

તરીકેની તેમજ બીજી અનેક પ્રકારની

આપની ઉત્તમ ખુબીઓની સેહેજ

કદરશનાસી પ્રત્યે આપ

સાહેબને

**જ્ઞાનચક્રનું આ પુસ્તક ૮ મું**

સન્માનપૂવક અર્પણ કરવાની

રજા લઉં છું.

આપનો

# આ ગ્રંથ વિષે "જ્ઞાન—પ્રસારક મંડળી" તરફનો ખુલાસો.

"જ્ઞાન-પ્રસારક મંડળી" હસ્તક શેઠ બેજનજી અરદેસર દસ્તુર કામદીને આ ૭ માં ભાગ માટે નીચલો પત્ર લખી માગણી કીધી હતી.

મરીન લાઇન્સ, તા૦ ૨૫ મી સપટેંબર ૧૯૦૪.

**શેઠ નશરવાનજી હીરજીભાઇ પટેલ,**

જ્ઞાન-પ્રસારક મંડળીના ઑનરરી સેક્રેતરી જોગ.

સાહેબ,

જ્ઞાનચક્રના સાતમા ભાગ માટે મ, ય, ર, લ ના મુળાક્ષરો ઉપર ઇનામની હરીફાઈ માટે ધારા મુજબની આગલી શરતો પ્રમાણે મારે નામે જાહેરખબર છપાવશોજી.

લા૦ સેવક,

**બેજનજી અરદેશર કામદીન.**

ઉપલી માગણી મંડળીએ ઉપકાર સાથે સ્વિકારી નીચલી જાહેરખબર ગુજરાતી વર્તમાન પત્રોમાં છપાવી હતી.

જ્ઞાન–પ્રસારક મંડળી.

**શેઠ બેજનજી અરદેશર દસ્તુર કામદીન તરફનો ૫૫૦ નાં ઇનામનો રેસાલો.**

**જ્ઞાનચક્ર—ભાગ ૭ મો**

નીચલી શરતે લખી માગવામાં આવેછે:—

૧—બારાખડીના ચાર વ્યંજન મ, ય, ર અને લ વાળા શબ્દોનું જ્ઞાન આપવું, પણ જરથોસ્તી ધર્મ અને ઇતિહાસ તથા દેશી હુન્નરવાળા વિષયો ઉપર વિશેષ ધ્યાન આપવું.

૨—બનતાં સુધી, બાબતોની ઘણી લંબાણ વિગત આપવા કરતાં, તેમની સંખ્યાપર ધ્યાન આપવું.

૩—આ ૭ મો ભાગ તા૦ ૩૦ મી જુન ૧૯૦૫ સુધીમાં નીચે સહી ઉપર મોકલવો. લખનારે પોતાનું નામ એક પરબિડામાં બંધ કરી, તે તખલ્લુસ (Motto) લખવો, અને જે તખલ્લુસવાળો રેસાલો તપાસનારને જણાશે તેને લગતું પરબિડું ઉખેડીને, લખનારને ઇનામ આપવામાં

૪—ઇનામ મેળવનાર ધણીએ પોતાને હિસાબે તથા ખર્ચે

મુંબઇ, તા૦ ૧ લી અકટોબર ૧૯૦૪.

**નશરવાન**

(છોટા

ઉપલી ઠરાવેલી મુદત સુધીમાં કારોબાર મંડ
રેસાલો તપાસી તે સંબંધી રિપૉર્ટ કરવાનું કામ

એરવદ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલ, અને શેઠ રૂસ્તમજી પેસ્તનજી મસાની, એમ. એ. ને સોંપવામાં આવ્યું હતું, તે મુજબ એ વિદ્વાન ગ્રહસ્થોએ રેસાલો તપાસી તે વિષે નીચે પ્રમાણે પોતાનો રિપૉટ લખી મોકલ્યો હતો, પરંતુ ખેદયુક્ત બનાવ એ બન્યો કે 'રિપૉર્ટ' તૈયાર થાય તે દરમિયાન પરીક્ષક ખાનબહાદુર બહમનજી પટેલ ગુજર પામવાને લીધે, 'રિપૉર્ટ' ઉપર એમની સહી થઇ શકી નહિ.

મુંબઇ, તા૦ ૧૯ મી અકટોબર ૧૯૦૮.

શેઠજી સાહેબ,

**શેઠ નશરવાનજી હીરજીભાઇ પટેલ,**

તે જ્ઞાન-પ્રસારક મંડળીના ઑનરરી સેક્રેટરી જોગ.

સાહેબ,

ગુજરાતી "સાઇકલોપીડિયા"—ભાગ સાત માટે "પ્રયત્ન"વાળા તખલ્લુસ સાથે લખાઇ આવેલો જે રેસાલો તમારી કારોબાર મંડળીએ અમો ઉપર રિપોર્ટ કરવા માટે મોકલી આપ્યોછે; તેના સંબંધમાં જણાવવાની રજા લઇએ છિયે કે, એ રેસાલો, આગલા ભાગો માફક, સંતોષકારક રીતે લખવામાં આવ્યોછે, અને તેને ઇનામને લાયક ઠરાવવામાં અમો એકમત છિયે.

આ 'રિપૉર્ટ' તૈયાર થાય તે દરમ્યાન અમો માહેલા ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલ બેહેસ્તનશીન થવાને લીધે, 'રિપોર્ટ' ઉપર એમની સહી જોવામાં આવશે નહિ, પરંતુ એઓના હાથમાંથી પણ મજકુર રેસાલો પસાર થયોછે.

લા૦ સેવકો,

**દારાશાહ રતનજી ચીચગર,**
**શેહરીઆરજી દાદાભાઈ ભરૂચા,**
**રૂ. પે. મસાની.**

ઉપલા 'રિપૉર્ટ' પ્રમાણે 'પ્રયત્ન' તખલ્લુસવાળો રેસાલો ઇનામને તથા છપાવવાને લાયક [illegible]થી, સને ૧૯૦૯ ના ફેબ્રુઆરી માસમાં, મંડળીના તે વેળાના બુજુર્ગ, માનવંત સરન-[illegible] ખ. રૂ. કામાએ આ રેસાલા સાથે આવેલું "પ્રયત્ન" તખલ્લુસવાળું પરબિડું લખનાર તરીકે મી૦ રતનજી ફરામજી શેઠનાનું નામ જાહેર કર્યું હતું.

[illegible]ક પ્રગટ થવા પેહેલાં અમારી મંડળીના આગલા બુજુર્ગ અને વિદ્વાન [illegible]ેદજી રૂસ્તમજી કામાનાં શોકજનક મૃત્યથી નહિ પુરાય તેવી એક ખોટ [illegible] એક વિદ્વાન પરીક્ષક ખાનબહાદુર બહમનજી બેહરામજી [illegible]જા એક દિલસોજ અને લાયકીવાલા મિત્ર ખોવાનો ખેદભર્યો [illegible]સાહેબોએ, આ ગ્રંથમાળાની શુરૂઆતથી તે હમણા સુધી, [illegible]ને તપાસી, ઉત્તેજન આપી, ગુજરાતી સાહિત્યની અમૂલ્ય [illegible]ારીભરી નોંધ અત્રે લેવી પડેછે.

[illegible]પ્રેલ ૧૯૧૧.

**દારાશાહ રતનજી ચીચગર,**
સરનશીન.

રતનજી ફરામજી શેઠના કૃત

# જ્ઞાનચક્ર

યાને

# ગુજરાતી સાઇકલોપીડિયા.

## પુસ્તક ૮ મું.

## બી.

**બીજ**—એક ઝાડમાંથી બીજા ઝાડની ઉત્પતિ ઘણું કરીને બે પ્રકારે થાય છે. એક કલમથી અને બીજું બીજથી (જુઓ કલમ). બીજમાં સૂક્ષ્મ અંકુર હોય છે, તેનું સંરક્ષણ બીજનું વેષ્ટન કરે છે. બીજમાંથી ઉત્પન્ન

બીજસ્વરૂપ.

થનાર ઝાડ અતિ સૂક્ષ્મ આકારે અને અપરિપક્વ સ્થિતિમાં અંકુરને રૂપે બીજમાં હોય છે. એટલે ઝાડનું મૂળ, લાકડું અને પાંદડાં એ જોઇતા અવયવ આ અંકુરમાં હોય છે. એજ મુજબ ઝાડમાં જે ઐંદ્રિય અને ખનિજ અંશ હોય છે તે અતિ સૂક્ષ્મરૂપે બીજમાં હોય છે. એ પરિપક્વ થઇ વનસ્પતિના રૂપે આવવા હવા, પાણી અને ગરમી એમની અવશ્યકતા હોય છે. બીજમાં પાણીનો બિનાસ અથવા હવામાંની સરદી મળતાં તેમાંથી તેના અંગે નરમાઇ આવી તે ફુલવા માંડે છે. ત્યારથી વનસ્પતિની વૃદ્ધિ માટે અને તેમાંના રસની ઘટના માટે જે 'ઑકસિજન' વાયૂની અવશ્યકતા હોય છે તે ગ્યાસ તેમાં મળે છે. આ ગ્યાસ બીજમાંના 'સ્ટાર્ચ' (સત્વ) વગેરે સંયુક્ત પદાર્થથી સંયોગ પામી તેનાં રૂપાંતરો કરે છે. બીજમાંના અંકુર તૈયાર થઇ તે મૂળ અને ફણગા રૂપે બાહેર આવે છે. બીજમાં સફેદી હોય છે તેથી આ અંકુરનું પ્રથમ પોષણ થાય છે.

બીજમાંનાં પાંદડાં ખુલે ત્યાં સુધી તે માહેલા ફણગાને ઐંદ્રિય અને ખનીજ પદાર્થનું અન્ન બીજમાંના ઐંદ્રિય અને ખનીજ અંશથી પુરૂં પડે છે. આ માટે બાલાંકૂર બીજમાં જે પ્રમાણથી આ અંશ હોય તે પ્રમાણથી મજબૂત યા અશક્ત બને છે. એ માટે જે બીજમાંથી ઉત્પત્તિ કરવાની તે બીજ કેટલું સારૂં જોઇએ તે ધ્યાનમાં રાખવું. બીજ સારાં ન હોય તો તે માહેથી નિકળતો બાલાંકૂર અશક્ત થશે; તેની શક્તિ પ્રમાણે તે વધશે. તેનું પોષણ થવું જોઇયે તેવું નહિ થાય તો પછી રોપા અને ઝાડ અશક્ત બને. તેને ફળો અથવા બીજ પણ તેની શક્તિ મુજબ આવશે.

જમીન ગમે તેવી ઉત્તમ હોય અને તેને બરાબર ખેડી હોય; તેમાં ગમે તેટલું ખાતર નાખ્યું હોય, પાણી ગમે એટલું પાયું હોય, પણ બીજ જો ખરાબ હશે તો સર્વ મિશ્ર

નિષ્ફળ જશે. ધાન્યનું જે બીજ વજનમાં હલકું હોય છે, અથવા જે ઝીણું હોય છે તે ભારી અને મ્હોટાં બીજ કરતાં જલ્દી ઉગે છે, પણ તેથી થનાર ઝાડ ઘણાં અશકત હોય છે. તેમાંથી સારો પાક ઉતરતો નથી. એટલુંજ નહિ પણ સારા પાકને અનેક રોગ લાગુ પડી તેને કીડ થાય છે. બીજ જે પ્રમાણે ઐંદ્રિય અને ખનીજ પદાર્થ સૂક્ષ્મ રૂપે હોય છે, તે પ્રમાણુથી તે ઉત્પન્ન થાય છે. તે ઝાડના ગુણ અથવા દોષ સૂક્ષ્મરૂપે બીજમાં સૂક્ષ્મરૂપે પોશાઇ, તેજ આગળ પૂર્ણ દશાએ પોંહચે છે.

ઉત્તમ બીજ ચુંટી લીધા પછી તેને જલ્દી યા લાંબે વખતે રોપવા માટે વિચારવાનું છે. કેટલાક બીજ તૈયાર થતાંજ રોપવા પડે છે, કેટલાક એક વર્ષ ટકે છે અને કેટલાક અનેક વર્ષ ટકેછે. કેટલાક વિદ્વાનોનું મત છે કે બીજ તૈયાર થવા બરાબર ચુંટી સારાં સુકવવાં જોઇએ, અને જેમાં હવા જશે નહિ એવાં પાત્રમાં બંધ કરી રાખવાથી તેના અંગની વૃધિ પામનારી શકિત લાંબા વખત સુધી કાયમ રહેછે. ખેતીવાડીમાં બનતાં સુધી તાજાં બીજ રોપેલા સારા. જેટલા બીજ જુનાં તેટલા તેમાંના દાણામાં ઓછી વૃધ્ધિ પામવાની શકિત ધરાવે છે. જુનાં બીજની પાણી શોષવાની શકિત વધે છે; પણ તેથી તે જલ્દી કોહી જાય છે. કેટલાક બીજને તો તદન કાચી હાલતમાંજ રોપવાં પડે છે. તેનો અંકૂર સુકાતાં તેમાંની વૃદ્ધિંગત શકિત કમ થાય છે. કાફી, [illegible]ી, ફણુસ, લીંબુના વર્ગનાં ઝાડ, પેર, [illegible]ંબુ, કાજુ, સિતાફળ, કવઠ, જાંબ, કર[illegible]ભ, બાંમુ, અશોક, કડવાં લીંબુ વગેરે ઝાડનાં [illegible]ી પાકતાં તેમાંનાં બીજ સુકાવા. આગમજ રોપવાં જોઇએ. તે તદન સુકાતાં તેની વૃધિંગત શકિત નિર્મૂળ થાય છે.

'તાજાં' ને જુનાં બીજ.

ઉત્તમ બીજની પરિક્ષા કરવાની રીત આ મુજબ છે:—જે બીજ મ્હોટું, વજનદાર, ભરદાર અથવા સુંદર, તાજું અને રંગે તેજસ્વિ હોઇ તેનો ખોરો વાસ નહિ આવતો હોય તે ઉત્તમ સમજવું. બીજમાં મ્હોટપણું, વજન અને ભરદારપણું તે બરાબર પરિપકવ થતાં આવે છે.

બીજ-પરિક્ષણ.

બીજને જતનથી રાખવાં જોઇએ. કેટલાકો બાટલીમાં બીયાં ભરી તેને સીલ મારી રાખે છે. મીઠાં બીજને જલ્દી કીડ લાગે છે, આથી તેવાં બીજને એડીયું અથવા લાલ મટોડીમાં ચોળી રાખવાં પડેછે. કેટલાક બીજ જેને ત્રણ ભાગ ચુનો, ૧ ભાગ ગંધક, ૧૦૦ ભાગ પાણીમાં ઉકાળી ઠંડું પાડી તેમાં બીયાં ભીજવી સુકવી રાખવાથી તેને કીડ લાગતી નથી.

યૂરપમાં ચોક્કસ બનાવટી પાણીમાં ભીજવી સુકવીને રાખે છે. આથી તે બીજને કદી કીડ લાગતી નથી. તે માટે સલ્ફેટ ઑવ કૉપર ત્રણ તોલા લઇ તેને પાંચ શેર પાણીમાં ઉકાળી તે પાણી ઠંડું કરી પછી પાકાં સો શેર બીયાંને સુક્કો સાફ જગ્યા ઉપર છ ઇંચ જાડાં થરરૂપે પાંથરી તેની ઉપર આ પાણી રેડવાથી તે બીજ સુકાતાં જેવાં ને તેવાં કીડ લાગ્યા વીના રહેછે. પણ કેટલાક નાજુક જાતનાં બીયાંને આથી નુકસાન પોંહચે છે.

કેટલાક બીજનાં વેષ્ટન મજબૂત હોવાથી તેને સેહેજ ખોખરાં કરી વાવવાં પડે છે. જેમકે ધાણા એને પ્રથમ સેહેજ ખોખરા કરી વાવે છે. તેમ કેટલાક બીજને પાણીમાં ભીજવી તેપર ફણગા ફુટતાં રોપે છે.

**બીજજુ**—આ માંસહારી પ્રાણી મુખ્ય કરી હિમાલયથી દક્ષિણ કન્યા કુમારી સુધીના પ્રદેશમાં જણાય છે. પશ્ચિમ સિંધ સુધીમાં તે જોવામાં આવે છે. મલબાર કિનારો તથા દક્ષિણ બંગાલમાં તે જણાતું નથી. ઉત્તર

હિંદુસ્તાનમાં એને બીજ્જુ કહે છે. સિંધમાં ઘોરપાટ, ભાગલપૂરમાં ખજાભાલા અને નેપાલમાં ભારસીઆ કહે છે. આ પ્રાણી અઢીથી ત્રણ ફીટ લાંબું હોય છે. એની પૂછડી પાંચથી ૬ ઈંચ લાંબી ને પગ ૪ થી ૫ ઈંચ લાંબા હોય છે. શરીરની લંબાઇનાં પ્રમાણમાં તેની પુછડી ટુંકી હોય છે. એના આગલા પંજાનાં નખો પાછલા નખ કરતાં ત્રણ ઘણાં મ્હોટાં ને લાંબાં હોય છે. એનાં શરીરના નીચલા ભાગ ઉપર બાલ ઉગતા નથી.

આ પ્રાણીને પાળીયું હોય તો તે હળીમળી જાય છે. જંગલમાં તે રાત્રેજ ખોરાકની શોધમાં નિકળે છે. મુખ્ય કરી એનો ખોરાક નાહના જીવડા હોય છે. કાંઇજ માંસ નહિ મળે તો પછી એ ફળફળાદી ઉપર પણ નિર્વાહ કરે છે. એને કેટલાકો ઘોરખોદુ પણ કહે છે. કેમકે એ ભુખ્યું થાયછે ત્યારે ઘોર ખોદી મુરદાં કાઢી ખાઇ જાય છે. પણ આ બીના યૂરપીયન પ્રાણીશાસ્ત્રીઓ ખોટી જણાવે છે.

એનો રંગ મેલાસપર અને પેટ તરફનો ભાગ તદન કાળો હોય છે. એના કાન, આંખો અને મ્હોનો રંગ કાળો હોય છે.

**બીજનોર**—વાયવ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એનું મુખ્ય શેહેર બીજનોર નામે પ્રસિદ્ધ છે. આ જીલ્લાનું ક્ષેત્રફળ ૧૮૬૮ ચોરસ મૈલ છે, અને તેની લોકવસ્તી ૧૮૮૧માં ૭,૨૧,૪૫૦ની હતી. તેમાં $\frac{2}{3}$ ભાગ હિંદુ અને બાકીના મુસલમાનો છે.

**બીજાવર**—આ દેશી રાજ્ય બુંદેલા રજપૂતનું છે. એની ઉત્તરે છતરપૂર સંસ્થાન, ઈશાન્યે પન્ના તથા અજેગઢ, દક્ષિણે નાગોર અને પશ્ચિમે ધાસન નદી છે. રાજ્યનો વિસ્તાર ૯૨૦ ચોરસ મૈલ છે. તેમાં ૧,૦૦,૦૦૦ ની વસ્તી હોઇ વાર્ષિક ઉપજ ૨,૩૦,૦૦૦ રૂપીયાની ઉપજે છે. આ રાજ્યને તાબે ૧૦૦ સ્વાર, ૮૦૦ પ્યાદળ, ૪ તોપ અને ૩૨ ગોલંદાજ છે. વસ્તી બુંદેલા, રજપૂત, ગુજ્જર, આહિર અને મરાઠાની છે. ભાષા બુંદેલી બોલાય છે. અત્રેના રાજ્યકર્તા ઉરચાના માહારાજાના કુટુંબી કહેવાય છે. આ રાજ્યનો સ્થાપક જગતરાજ હતો. તેના પૌત્ર કેશરીસિંહે બ્રિટીશ સાથે મિત્રાચારી બાંધી હતી. તે ૧૮૧૦ માં મરણ પામતાં રતનસિંહ ગાદીએ બેઠો. એ રાજાએ પણ બ્રિટીશો સાથે ચાલુ સુલેહથી રાજ્ય કારોબાર ચલાવી ૧૮૩૩ માં મરણ પામતાં લક્ષ્મણ સિંહ ગાદીએ બેઠો, એ ૧૮૪૭ માં મરણ પામતાં ભાઉ પ્રતાપસિંહ રાજા કહેવાયો. આ રાજાએ બ્રિટીશોને બળવા સમયે મોટી મદદ કરી હતી, અને તેથી પોતાનાં રાજ્યને ઘણા લાભો મેળવ્યા હતા.

**બીજોરૂં**—આ લીંબુની જાતનાં ઝાડ ઘણાં ઉંચાં વધે છે. એની ઉપર પાથી અરધા ઈંચ લાંબાં ફળો જેમ જુના તેમ ઔષધિમાં વધારે અકસીર ગણાય છે. એની ગંધ સારી આવે છે. બીજોરાનો રંગ પિળો હોઇ તેમાંનો ગર રાતો હોય છે; જે સ્વાદે સેહેજ કડવું હોય છે, પણ માહેલું સફેદ મગજ મીઠું હોય છે.

બીજોરાનો ઉપયોગ લગભગ ૨,૦૦૦ વર્ષ થયાં દેશી તબીબો જાણે છે. એનો મુરબ્બો ઉત્તમ બને છે, અને તે ગ્રીક, જ્યૂ વગેરે પ્રાચીન પ્રજા પણ મુરબ્બો બનાવતી હતી એમ ઇતિહાસ ઉપરથી જણાય છે. એની છાલ કડવી, ઉષ્ણ, પાચક, રેચક હોય છે.

યૂરપમાં સેવિહલ ગામમાં (Seville) ઉત્પન્ન થનાર કડવી નારંગી, માતુલીંગ, બીનબીજપૂર વગેરે નામે જે પ્રસિદ્ધ ઝાડ છે તે ૧,૦૦૦ વર્ષ થયાં જાણીતાં છે, અને તે એજ જાતનાં હોય એમ પણ જણાય છે. બીજોરાનો ઉપયોગ હાલમાં યૂરપ તરફ ઓછો કરે છે. ત્યાં (Citrus Begaradia) જંગલી નારંગીને નામે ઇટલી અને સ્પેનમાં જાણીતું છે. હાલમાં ઉપલા દેશોમાં એની ખેતી કરી તેનાં ઝાડપર ફળો આવતાં તે કાઢી, તેની છાલ કાંપી તેને ઔષધિ ઉપયોગમાં લીયે છે. છાલનો અરક કાઢે છે.

બીજોરાનો પાક શક્તિવર્ધક હોવાથી તે નબળાઇ ઉપર ખવાડે છે. એના રસનું શરબત પણ ગુણકારી છે. આર્યભિષક નામે વૈદક ગ્રંથમાં એના સંખ્યાબંધ ઔષધિ ઉપયોગ વર્ણેલા છે.

**બીઝીકની શોધ**—'બીઝીક' રમતની શોધ 'સ્વિદન' દેશ માંથી પેહેલ વેહેલી થઇ હતી. પેહેલા ચાર્લસ રાજાએ પોતાના દેશમાં એવું જાહેર કર્યું હતું કે જે કોઇ નવી જાતની રમત ઠેરવેલા કાયદાથીજ રમી શકાય એવી શોધી કાઢશે તેને મોટું ઇનામ આપવામાં આવશે. આ જાહેર ખબરથી ઇનામની લાલચે 'ગસ્ટેવ કલેવર' નામે એક ગરીબ મેહેતાજીએ 'કલેરનૂલ' નામે પાનાની રમતની શોધ કરી રાજાપર મોકલી. આ 'કલેરનૂલ'ની રમત રાજા પેહેલા ચાર્લસને ઘણી પસંદ પડી તેથી મી૦ 'ગસ્ટેવ કલેવર'ને જાહેર કરેલું ઇનામ અને તે શિવાય બીજું વધુ આપ્યું. ત્યારથી આ રમત 'સ્વિદન'માં વખણાઇ હતી. ત્યાર પછી થોડા ફેરફાર બાદ એજ રમત જર્મનીમાં 'પેન્યુકલ'નાં નામે દાખલ થઇ, અને ત્યાં ઘણી માનીતી થઇ. આ રમત ફ્રાંન્સમાં પ્રસીદ્ધતા પાંમતી કેટલાક વર્ષો થયાં આપણા દેશમાં દાખલ થઇ ઘણી માનીતી થઇ પડી છે.

આ રમતને **બીઝીક** એ નામ ફ્રેન્ચો તરફથી આપવામાં આવ્યું છે. વળી આ રમતમાં બે રમનારાની ગરજ સરે છે, અને એજ પાનાની જોડીઓ લાગે જેથી આ રમતમાં કાંઇ પણ મોટો ખરચ થતો નથી.

આ રમત ફકત બત્રીસ પાનાંની જોડથી રમાય છે; એટલે દરેક કાર્ડમાંની સાદી જોડમાંથી દુગી, તીગી, ચોગી, પંચી અને છગી કાઢી નાખવી પડે છે.

**(૧) રમવાના સાહીત્ય**—આ રમત બે કાર્ડોને છુટા કરી તેમાંથી ચોકસ પાના વિણી કાઢી (આગળ દર્શાવ્યા પ્રમાણે) એક કાર્ડની બને છે. અથવા ખાસ બીઝીક કાર્ડ પણ મળે છે.

પાનાં વેંહેંચવા સારૂં કાપવાની આગમજ હજાર માર્ક થાય એટલે રમત પુરી થઇ, અથવા પંદરસો માર્ક થાય એટલે દાવ પુરો થયો, અથવા બે હજાર માર્ક થઇ એટલે દાવ પુરો થએલો ઠેરવવાનું, રમનારાઓએ પોતાની મર્જી પ્રમાણે ઠેરવવું.

બે જણાઓનો રમવાનો 'બિઝીક' કાર્ડ ચાર અથવા 'છ' જોડ લઇને પણ રમી શકાય છે. દરેક રમનારને આંઠ આંઠ પાનાં વેંહેચવાં જોઇએ, અને રમતમાં માર્ક બે હજારની ઉપર હોય છે; અને એકંદર પંદરસો માર્ક મેળવવા માટે ત્રણગણો બીઝિક કાર્ડ જમાવ થવાનો સંભવ હોય છે.

**(૨)** કોણે પાનાં વેંહેચવાં એ ઠેરવવા માટે, પાનાં ચીપીયા પછી એક જણે સઘળાને એકેક પાનું આપવું અને જેના પાસે સઘળાથી હલકું પાનું આવે તેણે પાનાં વેંહેચવા.

**(૩)** પાનાં વેંહેચનારે તે કાપી આપ્યા બાદ પેહેલી ફેરીએ ત્રણ, બીજીએ બે, અને ત્રીજીએ ત્રણ એ પ્રમાણે રમનારાઓને આંઠ આંઠ પાનાં આપવા.

એક જણને કાંઇક પાનાં ઓછાં મળવે (નીચે મુકેલાં) બાકીના પાનાંમાંથી ઓછાં હોય તેટલા તેને આપવા અથવા એવે વખત પાનાં જેને નહીં વેંહેચેલા હોય તે રમનારે જો પોતીકા પાનાં જોયલા નહિ હોય તોજ પાનાં પાછાં વેંહેચવા કેહવાનો તેને અધીકાર છે.

જો પાનાં નહીં વેંહેચનારા કોઇક રમનારને વધુ પાનાં મલ્યાં તો તેના હાથમાં ફકત સાત પાનાં રેહે ત્યાં સુધી તેને નીચલાં પાનાંમાંથી પાનાં લેવા નહિ. પાનાં વેંહેચનારે જો પોતે આંઠથી વધુ પાનાં લીધાં હોય પણ તેણે જો પોતાનાં પાનાં જોયાં નહિ હોય તો સામેવાલાએ તેનાં પાનાંમાં જેટલા વધુ હોય તેટલાં ખેંચી લઇ નીચલા ચોડાપર મુકવાં.

જો વેંહેચનારે આપણું પાનાં જોયાં નહિ હોય તો સાંમેવાલાએ પોતાના સો (૧૦૦) માર્ક વધારવા.

પાનાં વેંહેંચતા કોઇ પાનું ચતું પડે તો તે પાનાં પાછાં ચીપીને વેંહેચવા કેહેવાનો સામેવાલાને હક છે.

(૪) પાનાં વેંહેચવા માંડે ત્યારથી સત્તરમું પાનું ચતું નાખવું અને તેને હોકમ દાખલ ગણવું. આ ચતું નાખેલું પાનું જો 'સત્તી' હોય તો પાનાં વેંહેંચનારે પોતામાં દસ માર્કનો ઉમેરો કરવો. આ પાનું બેઉ રમનારાઓની વચ્ચે યાને ટેબલ ઉપર પાનાં વેંહેચનારની જમણી બાજુએ ચતું રાખી તેના અરધા ભાગ ઉપર પાનાંનો કાર્ડ મુકવો. હોકમથી બીજા કોઇ પણ રંગનું પાનું જીતી લેવાઇ શકાય.

છેલ્લા આંઠ હાથ સીવાય બાકીના હાથ કરતા ધણું કરીને ચઢતા હોકમનો ઉપયોગ કરતા નથી, હલકા હોકમ યાને સત્તી, અઠ્ઠી, નવ્વી, એ સમજવા. પેહેલા ચોવીસ હાથ રમતાં દસ્સાની કિંમત એક્કાની નીચે સમજવી; પણ છેલ્લા આંઠ હાથમાં રહેતા દસ્સી આગળ પ્રમાણે 'ગુલ્લા'ની નીચે સમજવી.

(૫) જેણે પાનાં વેંહેચીયાં નહિ હોય તેણે રમતની શરૂઆત કરવી. બે જણાઓની રમતમાં બલતાએજ શરૂઆત કીધી હોય તો તેને કાંઇ દંડ કરી ન શકાય, અને ભૂલ ધ્યાનમાં આવે તે આગમજ બીલ્લુ પાનાં નાખતો જાય તો તે ભૂલ સુધારી શકાતી નથી. પણ ત્રણ જણે અથવા ચારે, રમવાના 'બીઝીક'માં આ પ્રકારે વારી ન હોવા છતાં જેણે પાનાં નાખીયાં હોય તેણે તે ટેબલપર મુકવાં અને ગમે ત્યારે રમવું. કોઇ પણ રમનારે શરૂઆત કીધી તો તેને કાંઇ દંડ નથી.

(૬) જે વખતે કોઇ હોકમ રમ્યો નહિ હોય તે વેળા જેનું સઘળાંથી ચઢતું પાનું હોયછે તેનો હાથ થાય છે. પછી તે પાનું તેના રંગનું હોય યા નહિ પણ હોય ! એક્કો સર્વેથી ચઢતો, તેનાથી ઉતરતા દસ્સા, પછી રાજા, રાણી, ગોલામ અને નવ્વી વગેરે અનૂક્રમે સમજવું. બે સરખાંજ પાનાં પડે તો પ્રથમ જેણે પાનું ઉતાર્યું હોય તેનો હાથ થાય છે.

કદાચે એવો પણ કાયદો હોય છે કે હોકમ પડયો નહિ હોય તો જેનો હાથ થવાનો હોય તેનું પાનું પ્રથમ પડેલાં પાનાંના રંગનુજ હોવું જોઇએ, નહિ તો પાનું ઉતારનારનો હાથ થાય છે.

દરેક હાથ થયા પછી જેનો હાથ થયો હોય તેને નીચે મુકેલા ઉંધા ચોડામાંથી એક પાનું લેવું; પછી ઉતરથી એક પાનું સામેવાળાએ લેવું. આ પ્રમાંણે સઘળાં પાનાં ખલાસ થાય ત્યાં સુધી લેતા જવું. ગમે તે પાનું લેવાની રીત હોયછે તે સગવડભરેલી પણ લુચ્ચાઇની હોવાથી તે રીતે રમવું નહિ. ગમે તેવાં પાનાં લીધાથી ચોડો ખોરવાઇ જાય છે અને પાનાની 'સાઇડ' ધ્યાનમાં હોવાથી ગમે તેવી લુચ્ચાઇ ફાવી શકે છે. નીચે મુકેલાં સઘળાં પાનાં પુરાં થાય ત્યાં સુધી રમનારને રંગ ઉપર રંગ નાખવાની અથવા હોકમ નાખવાની જરૂર નથી.

એક્કા અને દસ્સી શિવાય બાકીનાં જે લીધેલાં પાનાં હાથમાં હોય તેનો કાંઇ ઉપયોગ થતો નથી. એકમેકની રજા વીના નીચલાં પાનાં પુરાં થાય ત્યાં સુધી થયલા હાથ કોઇએ જોવા નહિ. જો કોઇ દાવે નીચલાં પાનાં લેવાનાં રહી ગયાં હોય તો બીજી વખતે તેણે બે પાનાં લેવાં, પણ તે બદલ સામા ધણીએ પોતામાં દસ માર્ક ચઢાવવી.

એક ઠેકાણે બે પાનાં કોઇએ ભુલથી લીધાં હોય તો તે સારૂં કીયા પાનાં પાછાં મુકવાં તે સામાં ધણીએ કેહવું જોઇએ. પાનું પાછું મુકવું તે એકદમ ઉપર નહિ મુકતાં કેઠેબી પાનાંની વચમાં ઠેસવવું.

આપણી પાસે આંઠજ પાનાં છે પણ બીજા પાસે વધારેછે એમ જણાતાં રમનારે પોતામાં 'સો' માર્કનો વધુ ઉમેરો કરવો; પણ જો એઉનાં પાનાં વાજબી કરતાં વધારે હોય તો કોઇને પણ તેમાં દંડ નથી. ફકત આંઠ જે પાનાની ઠેરવેલી સંખ્યાનાં જેટલાં પાનાં હાથમાં રેહે ત્યાં સુધી નીચલાં પાનાંને હાથ લગાડવો નહિ ને તેમાંથી પાનાં લેવાં નહિ.

(૭) કટ દેખાડવો હોય તો રમનારાના હાથ થયા પછી અને ઉંધા મુકેલા ચોડામાંથી પાનાં લેવા પેહલાં દેખાડવું જોઇએ. યાને આપણા હાથ થયા પછી અને પાસે સાતજ પાનાં હોય ત્યારે દેખાડી માર્ક ચઢાવવા. ઉંધા ચોડામાંથી પાનું લીધા પછી દેખાડી શકાય નહિ. એક વખત પાનાંનો એકજ કટ (Combination) દેખાડવો જોઇએ.

કેટલેક ઠેકાણે એવી પણ રીત ચાલે છે કે એકજ વખતે ગમે તેટલા કટ દેખાડવા—પણ એક કટનાં પાનાંમાંનું કોઇ પણ પાનું બીજા કટમાં હોવું નહિ જોઇએ. એટલે દેખાડવા સારૂં એકદમ એઉ વખતે એકજ પાનાંનો ઉપયોગ કરવો નહિ.

પેહેલી રીત જે ચોવીસમો હાથ લે તેનેજ ફકત લાગુ પડે છે. બીજાઓને બીજી વખત લાગુ પડે છે. આ રમતમાં મુખ્ય હાથ ચોવીસ હોવાથી બારમા હાથને વચલો કહે છે.

કટ દેખાડતી વખતે રમનારે એકુ પાનું ભૂલથી બીજા પાનાંને બદલે નાખીયું હોય અથવા એકુ પાનું વધુ દેખાડયું હોય તો તેણે પોતાના માર્ક ચઢાવવા, પણ તે બીજા હાથ કરે ત્યાં સુધી ચઢાવી શકે નહિ. વળી તેને પોતાનાં પાનાં પાછાં લીધા પછી તેને "બતલાવેલાં" પાનાં સમજી કોઇ પણ વખતે તે ખુલ્લાં કરી જોવાનો હક સામેવાલાનો છે.

દેખાડવા સારૂં ઉપયોગમાં લીધેલાં પાનાં હાથમાં નહિ રાખતાં નીચે રાખવાં જોઇએ. આ કાયદામાં એકજ અપવાદ એવો છે કે હોકમની બીજી સત્તી આવ્યા પછી તે દેખાડે એટલે તરતજ રમી નાખવી અથવા હાથમાં રાખવી; પણ તે નીચે ટેબલપર મુકવી નહિ.

(૮) એકના હાથમાં હોકમની સત્તી આવી હોય તે નીચે મુકી તેના બદલે નીચે મુકેલા હોકમનું પાનું તે લઇ શકે છે અને તેને બદલે તેને દસ માર્ક મળે છે. પણ એ અદલાબદલી કરવી તે હાથ લીધા બરાબરજ કરવી જોઇએ છે. યાને પાનાં બતલાવવાનો જે વખતે હોકમ હોય તે વખતે કરી શકાય. વળી બીઝીક વગેરે કટ દેખાડવા હોય તો તે પણ બદલેલાં પાનાંનો ઉપયોગ નહીં કરતાં તેજ વખતે દેખાડી કરવાની સત્તા છે, કોઇ વખતે બદલેલા પાનાનો પણ ઉપયોગ થઇ શકે નહિ. છેલ્લા આઠ હાથ શિવાય હોકમની સત્તી કયારે પણ રમ્યા હોય તો રમનારને દસ માર્ક મળે છે, પછી તે હાથ તેનો હોય યા નહિ પણ હોય.

તેના સારૂં બીજો પણ એવો કાયદો છે કે સત્તી રમવા બદલે દસ માર્ક મળે તે રમનારાના હાથ થાય તોજ મળે છે. નહિ તો તે હાથ જેણે લીધો હોય તેને મળે છે. આ બેઉ રીતોથી સારી રીત યાને સત્તીના માર્ક લેવા તે સત્તી બતલાવી લેવા, પણ અમસતા લેવા નહિ.

(૯) નીચે મુકેલાં પાનાં પુરાં થયા પછી દરેકના હાથમાં આઠ પાનાં રહે છે. તેની આગમજ બીઝીક વીગેરે કાંઇ પણ દેખાડી શકાતું નથી, અને આગળ આ રમત બીજી સામાન્ય રમત જેવી ચાલે છે. ફરક ફકત એટલોજ કે પાદશાહથી દસ્સી ચઢતી ગણાય છે. કેથે કેથે તો એવો પણ કાયદો અમલમાં લાવવામાં આવે છે, કે દસ્સીનું ચઢીયાતુંપણું ફકત આઠ હાથમાં ગોલામથી ઉતરતું અને બીજા પાનાંથી વધુ હોય છે.

છેલ્લા આઠ હાથમાં રમનારે રંગ પર રંગ નાખવો જોઇએ પણ તે નાખવા અશકત હશે તો તેના રંગનું ચઢતું પાનું, અથવા તે રંગનું પાનું નહિ હોય તો હોકમ નાખી તેણે હાથ લેવો જોઇએ.

એક રીત એવી પણ છે, કે જે છેલ્લા આઠ હાથમાં રંગપર રંગ નાખવો. તે રંગ નહીં હોય તો હોકમ ફરજીયાત નાખવો પડે છે. રંગને રંગનું પાનું પણ નથી અને હોકમ પણ નથી તો પછી ગમે તે પાનું ઉતરી શકાય છે.

છેલા આઠ હાથમાં રંગ ઉપર રંગ નાખીયો નહિ હોય તો, યા કદાચ હાથ લીધા છતાં તે લીધો નહિ હોય તો તે સઘળા આઠે હાથ સામા પાસે જાય છે. એમાં માહે બીજી રીત એવી છે, કે જેની ભૂલ થઇ હશે તેને રમત પુરી થયા બાદ પોતાના એક્કા અને દસ્સાઓના બદલે જે માર્ક ચઢાવી શકાયછે તે પછી ચઢાવી શકતા નથી.

**(૧૦)** છેલ્લો હાથ એટલે બતરીસમો હાથ જે લે છે તેને દસ માર્ક મળે છે.

છેલ્લા આઠ હાથના આગમજના એટલે જે ચોવીસમો હાથ લે તેને દસ માર્ક આપવાની ઘણે ઠેકાણે ચાલ છે. આ રીત ઘણી વજનદાર ગણાતી નથી તોપણ રમનારાઓએ રમતની આગમજ પોત પોતામાં રમતના ચોકસ ગમતા કાયદાઓથી રમતની શરૂઆત કરેલી ઠીક.

**(૧૧)** એક્કા અને દસ્સા—છેલ્લા આઠ હાથ રમી રહયા પછી દરેક રમનારે થયલા હાથમાંનાં પાનાં મધે જે એક્કા અને દસ્સાના બદલે દસ દસ માર્ક પકડવી. એક્કા અને દસ્સા રમતી વખતે એક્કા અને દસ્સા જવા દેવા અથવા મારી લેવા. આ વખતે એ વાત ધ્યાનમાં રાખવી ઘટે છે કે કોઇક દસ્સા આપણને નહિ મળતાં સામાવાલાને મળ્યા હોય તો એઉના માર્કનું અંતર દસ માર્કનું નહિ થતાં વીસ માર્કનું થાયછે. કારણ દસ માર્ક આપણને નહિ મળતાં ઉલટા તેટલા બીજાના ચઢીવા એટલે વીસ માર્કનું અંતર થાયછે.

**(૧૨)** રમત પુરી થયા પછી એકકા અને દસ્સાઓના માર્ક પકડી એકંદર માર્ક એઉના સરખા થવાથી છેલ્લા દાવમાંના એકકા અને દસ્સાના માર્ક બાદ કરી બાકીના માર્ક જે રમનારાના વધુ હશે તે જીતે છે. પણ એકકા અને દસ્સાના માર્ક મેળવવા આગમજ એઉના માર્ક સરખા હશે તો છેલ્લા દાવનો છેલ્લો હાથ લીધો હોય તો તે જીતેલો સમજવો.

એવું વિચારો કે છેલ્લા દાવમાંના એકકા અને દસ્સાના બદલે માર્ક મેળવવા આગમજ 'ક'ના ૯૧૦, ને 'ખ'ના ૯૩૦ માર્ક થયા હોય, અને એકકા અને દસ્સાના માર્ક ૯૦ અને ૭૦ છે તો એઉનો સરવાળો ૧૦૦૦ થઇ બરાબર થશે. 'ખ'ના આગમજ ૨૦ માર્ક 'ક'થી વધુ હોવાને લીધે 'ખ' જીતેછે. પણ એઉના ૯૨૦ આગળ થયા હોય—અને એક્કાને દસ્સાના બદલે દરેકના ૮૦ થયા એટલે બેઉ વખતે બરાબરી થાય છે. આથી તે વખતે 'ક'એ જો છેલ્લા દાવનો હાથ લીધો હોય તો તે જીતે છે, અને 'ખ'એ લીધો હોય તો તે જીતે છે.

**(૧૩)** સઘળાં ભૂલથી રમાયલાં પાનાં (છેલા આઠ હાથ શિવાય) રમવાની કોઇ પણ વખતે 'નજરે પડેલાં પાનાં' એમ સમજવાં.

પાનાં બતલાવવાં.—નીચે લખ્યા પ્રમાણે ટેબલપર પાનાં દેખાડીએ એટલે માર્ક મળે છે.

**(૧૪) બીઝીક** ખુરની રાણી અને ડાએમંડનો ગોલામ મળી બીઝીક થાય છે. આ પણ રીત છે કે હોકમ જે વખતે ખુર અથવા ડાએમંડ હોય તે વખતે ફુલાવરની રાણી અને કકનો ગોલામ મળી બીઝીક થાયછે.

**(૧૫) ડબલ બીઝીક** ખુરની બે રાણી અને ડાએમંડના બે ગોલામ મળી થાય છે. અને તે ચારે પાનાં ટેબલ પર ચત્તાં નાખવાં. એ ચારે પાનાં ટેબલ પર એકદમ ચત્તાં નાખવાં જોઈએ એમ કાંઇ નથી, તોપણ તેમાંનાં એક, બે અથવા ત્રણ આગમજથી ચત્તાં પડેલાં હોય તોપણ હરકત નથી, એકજ પાનું હાથમાંથી ચત્તું નાખ્યું હોય તો ચાલે છે.

એના વિષે એક રીત ધ્યાનમાં રાખવી જોઇએ. જો 'ડબલ બીઝીક'વાલાં પાનાં એકદમ જો દેખાડે છે તો ૫૦૦ માર્ક મળે છે. પણ પ્રથમ એકવડું બીઝીક બતલાવી પછી ડબલ બીઝીક દેખાડયું હોય તો પેહેલાના ૪૦ અને બીજાના ૫૦૦ મળી ૫૪૦ માર્ક મળે છે.

(૧૬) હોકમનો એકકો, દસ્સી, રાજા, રાણી ને ગોલામ મળી આખો ક્રમ બને છે.

આખો ક્રમ હાથમાં મળી આવ્યા છતાં બાદશાહી લગન બતાવવા માટે તે નહિ બતાવવામાં આવે તો ઠીક. કારણ કે એમ કીધાથી ૪૦ માર્ક મળવા સારૂં '૨૧૦' માર્ક જવાની બીક રહે છે. બાદશાહી લગન બદલે ૪૦ માર્ક મળ્યા પછી આખો ક્રમ તમારા પાસે એકઠો થયોછે એમ જો સામા ધણીને શક જાય તો એકદમ બે ચાર હોકમ રમશે અને અનૂક્રમે તમોને તોડી પાડવાનો યત્ન કરશે અને તેમ થવાથી બાકીના સઘળા હાથ સામેવાલા પાસે જશે.'

**૧૭-હોકમનાં લગન**—હોકમનો રાજા અને રાણી મળી થાય છે.

**૧૮-સાદાં લગન**-હોકમ શિવાય બીજા કોઇ પણ એક રંગના રાજા રાણી મળી થાય છે.

**૧૯-ચાર એક્કા**—કોઇ પણ ચાર એક્કા.

**૨૦-ચાર રાજા**—કોઇ પણ ચાર રાજા.

**૨૧-ચાર રાણી**—કોઇ પણ ચાર રાણી.

**૨૨-ચાર ગોલામ**—કોઇ પણ ચાર ગોલામ.

દેખાડેલા પાનાં, તેના બદલના માર્ક ગણીઆ એમ સાંમેવાલાને બતલાવવા ખાતર ટેબલપર રાખવા, પછી તે પાનાં આપણા હાથમાં લઇ બીજા પાના પ્રમાણે રમી શકાય છે.

એક વખત લગન થએલા રાજા અને રાણીનાં લગન પાછાં દેખાડવામાં આવતાં નથી; પણ ટેબલ પર રાખેલા હોવાથી ચાર રાજા, ચાર રાણી, અથવા આખો ક્રમ એકઠો થયો હોય તો, તેનો ઉપયોગ કરી શકાય છે.

આખા ક્રમમાં રાજા અને રાણીનો ઉપયોગ કીધાથી તેના હોકમનાં લગન પાછાં કહેવામાં આવતાં નથી.

ચાર ગોલામ એક વખત બતલાવ્યા હોય, તે આખો ક્રમ એકઠો થતો હોય તો અથવા તો બીઝીક થતું હોય તો, દાએમન્ડના ગોલામનો ઉપયોગ કરવામાં આવે છે.

ચાર એક્કા એક વાર દેખાડીઆ હોય તો તેમાંના હોકમના એક્કાઓનો ઉપયોગ આખા ક્રમમાં કરવામાં આવે છે. બ્લુરની રાણીનું લગન દેખાડીઆથી તેનો ઉપયોગ પાછો બીઝીક બતલાવતી વખતે, કરવામાં આવે છે. અને તેમજ બીઝીક દેખાડવા સારૂં તેનો ઉપયોગ કીધાથી લગન દેખાડવામાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

બ્લુરની રાણી અથવા દાએમન્ડના ચાર ગોલામ દેખાડવા એ ઠીક નહિ, કારણ કે બીઝીકને ઉપયોગી થઇ પડે તેવાં પાનાં બતલાવીઆથી સઘળી રમત જાહેર થાય છે.

| | (માર્ક.) |
|---|---|
| બીઝીક-બ્લુરની રાણી અને દાએમન્ડનો ગોલામ ... ... ... | ૪૦ |
| ડબલ બીઝીક-બ્લુરની બે રાણી અને દાએમન્ડના બે ગોલામ ... | ૫૦૦ |
| આખો ક્રમ-હોકમનો એકકો, દસ્સી, રાજો, રાણી અને ગોલામ ... | ૨૫૦ |
| ચાર એક્કા ... ... ... | ૧૦૦ |
| ચાર રાજા ... ... ... | ૮૦ |
| ચાર રાણી ... ... ... | ૬૦ |
| ચાર ગોલામ ... ... ... | ૪૦ |
| હોકમનાં લગન-હોકમનો રાજા અને રાણી ... ... ... | ૪૦ |
| સાદાં લગન-હોકમ શિવાય કોઈ પણ એક રંગના રાજા રાણી ... | ૨૦ |

હોકમની સત્તી તોડવા બદલ ... ૧૦
હોકમની સત્તી રમવા બદલ (છેલા આઠ હાથ શિવાય.) ... ... ૧૦
હોકમની સત્તીની અને તોડેલી સત્તી હોકમની અદલાબદલ કરવા માટે ... ૧૦
છેલ્લો હાથ લીધા બદલ... ... ૧૦
એકંદર પાનાંના દરેક એક્કા અને દસ્સા બદલ દરેક દાવની છેવટે ... ૧૦

દંડ.

વારી નહિ હોવા છતાં પાનું લીધા બદલ ૧૦
પાનું લીધા શિવાય પાનું રમ્યા બદલ. ૧૦
વારી નહિ હોવા છતાં પાનું રમ્યા બદલ. ૧૦
વધુ પાનું લીધા બદલ ... ... ૧૦૦

છેલ્લા આંઠ હાથ ઉપર રંગપર નાખવે સઘળા આંઠ હાથ.

નવમા કાયદાની નીચેની નોટ લાગુ પડવે હાથમાંના સઘળા એક્કા અને દસ્સાના માર્ક ગણી શકાય નહિ.

### માર્ક ગણવાનાં સાધનો.

માર્ક ગણવાની બે ત્રણ તરાંહની રીતો છે. કેટલેક ઠેકાણે અમથા કાગળપર ૧૦, ૨૦, ૩૦ થી ૧૦૦ સુધી અને ૧૦૦ થી ૨૦૦, ૩૦૦ એમ હજાર માર્ક લખી રાખે છે. અને પથરો અથવા બીજી કોઇ ચીજ લઇ માર્ક મળે તેમ પથરો ફેરવતા જાય છે.

બીજી રીત એવી છે કે ઘડીયાળની 'પ્લેટ' જેવું એક આંકડાનું કાગળ હોય છે, જેને ઘડીયાળ પ્રમાંણે કાંટા પણ હોય છે. એક કાંટો ૧૦ થી ૧૦૦ સુધી ફરે છે અને બીજો ૧૦૦ થી ૧૦૦૦ સુધી ફરે છે.

### સાધારણ કાયદા.

૧–આખો ક્રમ અથવા બીઝીક થવાનો સંભવ હશે તો તેમાં ઉપયોગી થઇ પડનાર પાનાં નાખી દેવાં નહિ. હોકમનું કાઢી મુકેલું પાનું આખા ક્રમને ઉપયોગી થઇ પડવા જોગ હોય તો સત્તીઓ હાથમાં આવી હોય તેને ઉતારી અથવા રમી નહિ નાખતાં અદલ બદલ કરવાનો વખત આવે ત્યાં સુધી રાખવું.

૨–આપણને બીઝીક અથવા આખો ક્રમ કરતાં આવડશે અથવા નહિ, એ સમજવાં ખાતર સામી બોરદુવાલાએ જે કાંઇ પાનાં બતલાવ્યાં હોય તે ધ્યાનથી જોઇ લેવાં.

૩–સામાવાલાને આખો ક્રમ અથવા બીઝીક કરતાં આવડશે કે નહિ એમ આપણને જણાય તો તે તેને જણાવવું નહિ.

૪–રાજાઓ રાખી મુકવા કે એક્કાઓ રાખી મુકવા એવી પનચાતી પડવે રાજાઓ રાખી મુકેલા સારા.

૫–દસ્સા પ્રથમ નહિ રમી જવાય તે વિષે સંભાળ રાખવી.

૬–હોકમનાં લગન અને આખો ક્રમ જો બેઉ સાધવાનો સંભવ હશે તો હોકમનાં લગન પ્રથમ દેખાડવાં.

૭–છેલ્લા આઠ હાથ રમવામાં ઘણું ધ્યાંન આપવું. સામા ધણીનાં પ્રથમ ટેબલ પર કયાં પાનાંઓ હતાં તે ધ્યાંનમાં રાખી તે પ્રમાણે રમવું.

૮–તક મળે ત્યારે આપણા હાથમાં દસ્સા અને એક્કા જેટલા આવે તેટલા મેળવવા. એક બે હલકા હોકમ આપણા હાથમાં રાખવા, સબબ બીજા રંગના એક્કા અને દસ્સા મારી લેવા અને પ્રથમ પાનાં રમવાં સેહેલ પડે છે.

૯–ચોવીસમો હાથ લેવો એ ઘણું અગત્યનું છે. કારણ કે લીધાથી સામાવાલાને કાંઇ દેખાડવાનું હોય તો તેને તેમ કરી શકાતું નથી.

૧૦–નીચે મુકેલા ઢગલામાંથી એક એક પાનું લીધા પછી તે તેમજ બેદરકાર રહી જોયા વીના હાથમાં રાખવું નહિ.

દરેક વખતે આવાં પાનાં લીધાથી નીચે લખ્યા પ્રમાણે વિચાર કરવો જોઇએ. જો તે પાનું હોકમનું હોય તો તે હાથમાં દાબી બાજુએ હોકમનાં પાનાંમાં રાખવાં. જો હોકમ

શિવાય બીજા કોઇ પણ રંગની સત્તી, અઠ્ઠી અને નવ્વી હોય તો તે પાનું હલકું જાણી હાથમાં જમણી બાજુએ રાખવું. બીજા રંગની દસ્સી હોય તો સત્તી, અઠ્ઠી, નવ્વી અને બીજાં પાનાઓમાં મુકવાં. પછી તે પાનું દેખાડવાને ઉપયોગી થઇ પડેછ કે નહિ તે જોવું. હોકમ હોય તો હોકમનાં લગન અથવા આખા ક્રમને સારૂં ઉપયોગી થઇ પડે છે કે નહિ તે જોવું. બીજા રંગનાં હોય તો બીઝીકને ઉપયોગી થઇ પડે તેમ જોવાં; અથવા સાદાં લગન ઉપયોગી થઇ પડે છે કે નહિ તેમ જોવાં. હાથમાં પાનાં પકડવાની રીત નીચે દર્શાવી છે તે ઘણી પસંદ પડશે એમ દીસે છે. ક્રમની શરૂઆત ડાબા હાથથી હોય તો—

| | | |
|---|---|---|
| ૧ | બીઝીકનાં પાનાં | (હોયતો) |
| ૨ | હલકા હોકમો. ૭-૮-૯ | ( ,, ,, ) |
| ૩ | હોકમના દસ્સા. | ( ,, ,, ) |
| ૪ | ,, ના એક્કા. | ( ,, ,, ) |
| ૫ | ,, ના ગોલામો. | ( ,, ,, ) |
| ૬ | ,, ના પાદશાહ. | ( ,, ,, ) |
| ૭ | ,, ની રાણી. | ( ,, ,, ) |
| ૮ | બીજા રાજા. | ( ,, ,, ) |
| ૯ | બીજી રાણી. | ( ,, ,, ) |
| ૧૦ | બીજા એક્કા. | ( ,, ,, ) |
| ૧૧ | બીજા ગોલામો. | ( ,, ,, ) |
| ૧૨ | બીજા દસ્સા. | ( ,, ,, ) |
| ૧૩ | બીજા હલકા પાનાં. | ( ,, ,, ) |

ઉપલા નંબર ૮, ૯, દેખાડી શકાય નહિ એવા રાજા રાણીઓ વગેરે ( હોય તો ) એક્કા દસ્સા બતલાવી શકાય નહિ એમ ઠરે તો તેને ૧૨ માં નાખવા.

૧૧–આ રમતમાં નસીબ ઉપર આધાર રાખવો એ મુર્ખાઇ છે. કેટલીએક વખતે હાથમાં પાનાં હોવા છતાં દાવ થતો નથી.

૧૨–બીજાના માર્ક ડુબાડવાની કોશેસમાં પડવા કરતાં પોતાના માર્ક વધારવાપર ધ્યાન આપવું વધારે સારૂં છે.

૧૩–સાધારણ રીતે બીજા પાસે રાજાઓ વધુ હોય તો આપણી તરફ રાણી વધુ હોવાનો સંભવ રહે છે.

જો તેને ત્રણ લગન બતલાવ્યાં હોય તો આપણે એક બતલાવી શકીએ છિએ.

બીઝીક રમવાના બીજા પણ કેટલાએક પ્રકારછે તે રમતમાં ઘણા જાણીતા નથી.

**ત્રણ અથવા ચાર જણે રમવાની બીઝીક.**

ઉપર જણાવેલા કાયદા ત્રણ જણને, ચાર જણને અથવા વધુ શખસોને પણ રમવાના ડાવમાં ઉપયોગી થઇ પડશે. ત્રણવણી બીઝીક દેખાડયાથી પંદરસો માર્ક મળે છે.

જેટલા રમનારા વધશે તેટલા પાનાંના કાર્ડ વધુ જોઇશે. ત્રણ રમનારા હોય તો હોકમનું પાનું પચીસમું, ચાર હોય તો તેતરીસમું. રમત ડહાબી બાજુથી જમણી બાજુએ રમતા જવું જોઇએ. પાનાં વેંહેચનારની ડાબી બાજુના શખસે પ્રથમ શરૂઆત કરવી. ત્રણ જણે રમવાની રમત કદી કદી બે જોડ પાનાંના કાર્ડથી પણ રમી શકાય છે.

**બીલ્લુ.**

ચાર જણે રમવાની બીઝીક બબે જણ બીલ્લુ થઇ રમે છે. બીલ્લુ હોય તેને એક-મેકના સામે બેસવું અને બેઉના હાથ કોઇ એક જણે એકઠા કરી હીસાબ રાખવો, અથવા દરેકે પોતાનો હીસાબ જુદો રાખેલો સારો.

એક જણે હાથ લીધા બરાબર બીલ્લુને બીઝીક દેખાડવાનો હક નથી, અને એક જણે હાથ લીધા પછી નીચલા પાનાંમાંથી પાનું લેવા પેહેલાં તેણે પોતાના બીલ્લુને 'બીઝીક' હોય તો તે દેખાડવાની સુચના કરવી. બીઝીક વગેરે દેખાડવા હોય તો તે બેઉએ રમવાના બીઝીક પ્રમાણે દરેક રમનારે જુદા જુદા બતલાવવા જોઇએ.

કોઇ કોઇ ઠેકાણે એવી પણ રીત ચાલે છે, કે બીલ્લુએ બતલાવેલાં પાનાં જે ચત્તાં પડેલાં હોય તેમાંથી કોઇ પણ પાનાંનો ઉપ-

યોગ રમનારે નવો કટ કરવા તરફ કરવો. ફક્ત પોતે તેને પોતાના હાથમાંનું એક પાનું પણ ચત્તું નાખવું જોઇએ. અને બીલ્લુએ જે રીતનો 'કટ' કીધો હોય તેજ રીતનો 'કટ' કરવાનાં કામમાં બીલ્લુનાં પાનાંનો ઉપયોગ કરી શકાશે નહિ.

દાખલા તરીકે આપણા બીલ્લુએ ચાર રાજા કીધેલાછે પણ લગન કીધાં નથી; તો આપણા પાસે તે રાજાની રાણીમાંની કાઇક હોય ને આપણે તે બતલાવીએ તો બીલ્લુ પાસેના રાજાથી લગન લગાડવા બદલ માર્ક મળે છે. અથવા સમજો કે બીલ્લુએ હોકમનાં લગન કીધાં છે, ચાર એક્કામાં હોકમનો એક એક્કો પણ ચત્તો નાખેલોછે ને ચાર ગોલામ દેખાડીયા તેમાં હોકમનો ગોલામ પણ છે, પણ તેમાં પાનાનો આખો ક્રમ દેખાડવા સારૂં ઉપયોગ કીધો નહિ હોય તો આપણે આપણી પાસેની દસ્સી ચત્તી નાખી આખો ક્રમ દેખાડવો.

તે પ્રમાણે એક બીઝીક અને બીઝીકને ઉપયોગી રાણી ચત્તી નાખી હોય તો આપણા બીઝીકને ઉપયોગી થઇ પડે તેવો ગોલામ દેખાડયો હોય તો 'ડબલ બીઝીક' બદલ આપણને માર્ક મળશે; આવી રીતે રમતમાં ઘણી મોજ પડે છે.

કોઇ વખત એવો ઠેડાવ કરવામાં આવે છે કે હજાર, દોઢ હજાર અથવા બે હજાર રમતમાંના માર્કોની હદ ઠેરવી હોય તેટલાજ અદલ બદલ માર્ક થાય તોજ રમત જીતાય, વધુ ઓછા થવા નહિ જોઇએ.

દાખલો–માર્કની હદ ૨૦૦૦ ની છે એમ ધારો. ક ના ૧૫૦૦ થયાછે ને ખ ના ૧૯૯૦ થયા છે. તો ખ ને બરોબર બે હજાર કરવા ફકત ૧૦ કરવા જોઇએ, તેથી સત્તી દેખાડવાની અથવા છેલ્લા હાથ (૨૪ મો હાથ) લેવાની તક મળે ત્યાં સુધી જોતા બેસવું જોઇએ. તેથી જો તેટલાંમાં ક ને ડબલ બીઝીક દેખાડવાની તક મળી તો એકદમ ૧૫૦૦ ના બદલ ૨૦૦૦ થઇ ક રમત જીતે છે. વધારે અને વધારે માર્ક દેખાડવા સદા ફાયદાકારક છે એમ નથી. અને તેથી રમનારો ઘણા ગભરાતમાં પડે છે. એવી એક રીત છે કે કોઇ એકના માર્ક અરધાથા વધુ થયા એટલે હાથ કીધેલાં પાનાંમાંથી દસ્સા અને એક્કાને બદલે કોઇપણ માર્ક લઇ શકે નહિ; 'દેખાડી' જેટલા થાય તેટલાજ.

**બીટ**—બીટની ત્રણ જાત છે. લાલ લાંબો, લાલ ગોળ અને પિળો, પણ હિંદુસ્તાનમાં લાલ તથા સફેદ બીટ ઉગાડે છે. ફ્રાન્સમાં બીટની ખેતી મ્હોટા પાયાપર કરી તેમાંથી ખાંડ બનાવે છે. અમેરિકા અને યૂરપમાં બીટ ઢોરોને પણ ખવડાવે છે. એમાં સલગમ કરતાં પૌષ્ટિક અંશ વધારેછે. બીટની યૂરપમાં ખાંડ બનાવે છે. યૂરપના મધ્ય પ્રદેશમાં ઘણું ખેતી બીટની થાય છે. ત્યાં બીટમાંથી દર સાલ ૧૫ થી ૨૦ લાખ ટન ખાંડ બનાવે છે. એક એકરમાંથી સરાસરી ૧૪ ટન બીટ ઉત્પન્ન થાયછે, અને તેમાંથી ૧૪ હંડરવેટ ગોળ તૈયાર થાય છે. સારા બીટમાંથી ૧૦ થી ૨૦ ટકા ખાંડ નિકળેછે. બીટમાંથી દારૂ પણ બનાવે છે.

ઇંગલંડના દક્ષિણ કિનારા ઉપર સાધારણ રીતે ઉગતા દરિયાઇ બીટ (બીટા મેરિટાઇમા) ના છોડમાંથી બગીચાનાં બીટ, ખાંડવાળા અથવા મીઠા, અને ખેટીરાઇ બીટ અથવા 'મેન્ગોલ્ડ-વર્ઝલ' નિકળેલાં હોય છે.

ઇંગલંડના બગીચામાં રાતાં બીટ લાંબા વખતથી વાવવામાં આવે છે. એના કંદ અતી લાલ રંગના હોય છે, તેને ઉકાળી ચીરો કરી સાલીડ સાથે અથવા એમના એમ ખાય છે.

ખાંડવાળાં બીટ ફ્રાન્સ, બેલજીયમ, જર્મની વગેરે દેશોમાં ખાંડ બનાવવા માટે બહુ વાવે છે. સારામાં સારાં મીઠાં બીટના જેટલીજ ખાંડ બગીચાના બીટમાં હોય છે.

બીટના કંદમાં માંસ પેદા કરનારા પદાર્થો સાધારણ રીતે જેટલા કેહવામાં આવે છે,

તેનાથી * હોય છે, કારણકે તેમાં રહેલા નાઇટ્રોજનનો મ્હોટો ભાગ નાઇટ્રેટ વગેરેનાં રૂપમાં હોય છે. બગીચાનાં બીટના કંદનું બંધારણ નીચે પ્રમાણે છેઃ—

| તત્વો. | (૧૦૦ ભાગમાં. | ૧ રતલમાં. (ઔંસ) | (ગ્રેન) |
|---|---|---|---|
| પાણી | ૮૦.૨ | ૧૩ | ૬૩ |
| એલ્બ્યુમીનોઇડસ | ૦.૪ | ૦ | ૨૮ |
| એકસ્ટ્રાકટિવ્ઝ, અને એમાઇડસ સુધાં. | ૧.૦ | ૦ | ૭૦ |
| ખાંડ | ૧૦.૦ | ૧ | ૨૬૨ |
| પેકટોઝ | ૨.૪ | ૦ | ૧૬૮ |
| ચરબી | ૦.૧ | ૦ | ૭ |
| સેલ્યુલોઝ | ૩.૦ | ૦ | ૨૧૦ |
| ધાતુમય પદાર્થ | ૦.૯ | ૦ | ૬૩ |

અહિંયા પૈષ્ટિક પ્રમાણ ૧ઃ ૨૯ છે, અને પૈષ્ટિક યોગ્યતા ૧૨ છે.

* બીટ મૂળા પ્રમાણે જમીનમાં ઉગે છે. તે ઘણોખરો ગોળાકાર હોય છે. કેટલીક જાતનાં બીટ લંબોચાં હોય છે. હિંદુસ્તાનમાં યૂરપીયન લોકોના બગીચામાં થંડીમાં એની સારી ઉત્પત્તિ થાય છે. ઉત્તમ બીટ જે ઠેકાણે ગરમી ૬૨ થી ૬૫ ડીગ્રી હોય છે અને હવામાં ભીનાસ નથી હોતી ત્યાંજ એ થાય છે. આથી હિંદુસ્તાનમાં ખાંડ માટે એની પેદાશ નહિ થઇ શકે એવું અનુમાન છે. ભાજી તરકારી માટે માત્ર નાહના પાયાપર એ રોપવામાં આવે છે.

બીટ માટે ફીકી, કાળી અને થોડી રેતાળ જમીન જોઇએ. સલગમ કરતાં બીટને વધારે ચીકણી જમીન ચાલે છે. ચીકણી જમીનને ખેડી તેમાં કોહેલાં વનસ્પતિનું ખાતર નાખે છે. જે જમીનમાં ચુનાનો વધારે અંશ હોય છે તેજ જમીનમાં બીટ વધારે ઉત્પન્ન થાય છે. કોઇ પણ રસાળ જમીનમાં તે ઝટ ઉગે છે.

બીટનાં બીજ તેને ઉગાડવા માટે રોપવાં પડે છે. એનાં બીજ તાજાં હોય તોજ તે રોપવા લાયક ગણાય છે. એની ખેતી વર્ષમાં બે વખત કરવામાં આવે છે. એક મે માસમાં અને પછી અકટોબરમાં. બી વાવીયા પછી રોપા થતાં તેને ખેડેલી જગ્યામાંના ક્યિારામાં વાવવાં; જ્યાં પાણી વધારે હોય યા વર્સાદ વધારે હોય ત્યાં નાહના બંદ ઉપર રોપે છે. બીટના રોપા ઉપર બી આવવા આગમજ ગમે ત્યારે ખેંચી કાઢી બીજે ઠેકાણે રોપે છે. રોપા બબે ફીટના અંતર ઉપર રોપવા જોઇએ. બંદરપર યા ક્યિારામાં હોય તો એક ફીટને આંતરે રોપવાં. રોપા ખેંચાતાં મૂળીયાં નહિ તુટે તેની સંભાળ લેવી પડે છે. ઝાડપર પ્રથમ પિળાં પાંદડાં જણાતાં બીટ ખેંચી કાઢે છે.

* બીટ અને હિંદુસ્તાનમાં ઉગતી 'પાલખ' (Beta Bengalensis) ભાજીઓ એકજ વર્ગમાંની છે; એમ કેટલાંકોનું કહેવું છે. कृषिकर्म.

**બિટયૂમૅન**—જમીનમાંથી મળતા કેટલાક પદાર્થો, જે જલ્દીથી સળગી ઉઠીને બળીયા કરે, તેઓને આ સાધારણ નામ આપવામાં આવે છે. નીચે જણાવેલા કેટલાક બિટયૂમૅનો છે.

નેપથા (Naptha) યાને નખ તેલ, એ પાણી જેવા રંગનું એક પ્રકારનું કુદરતી તેલ છે, જે ઇરાન તરફ જમીનમાંથી નિકળે છે. યૂરપમાં લારમાંનાં રાજ્યમાં 'આમીયાનો' નામનાં ગામડાની પાસે તેનો ઝરો ચાલુ છે, અને તે પાસેનાં જીનોઆ શેહેરમાં રોશનીની માટે બાળે છે. એની સાથે બીજાં તેલોનું મિશ્રણ કરી એમાંથી વારનીસ બનાવવામાં આવે છે.

પેટ્રોલિયમ તેલ ઉપલાં તેલ કરતાં વિશેષ જાડું ને તિક્ષણ ગંધવાલું હોય છે. બરમામાં ઇરાવતી નદીથી સુમારે બે મૈલ ઉપર એ પુશકળ મળે છે. એને માટોડી સાથે મિશ્ર કરી વાહાણનાં તળીયાંમાં ચોપડવાનો એક પ્રકારનો લેપ તેમાંથી બનાવવામાં

આવે છે. એની મ્હોટી પેદાશ અમેરિકામાં થાય છે.

**બિર્ટ્ન**—આ પક્ષી ક્રૌંચ પક્ષીની જાતનું ઉજડ મેદાનમાં સરદ જમીનવાલા ભાગમાં વસે છે, અને રાત્રે ખોરાક અર્થે બાહેર ફરે છે. એનો અવાજ સાંઢના બરાડના જેવો હોય છે. એ પક્ષી પેટે ચાલનારાં પ્રાણી, ખેતરનાં ઉંદર અને માછલાં ખાઇને રેહે છે. ઈંગલંડમાં એ કદાચજ નજરે પડે છે. એનાં ઈંડાં આસમાની, ઝાંખા રંગનાં હોય છે.

**બીથેનિઆ**—એશિઆમાઇનરમાંનો એક પ્રદેશ. એની આસપાસ કાળો સમુદ્ર અને મારમોરાનો સમુદ્ર ફરી વળેલો છે. આગલા જમાનામાં અત્રે ગ્રીક રાજયનાં અનેક થાણાંઓ હતાં અને રોમન રાજય અમલમાં અત્રે સંસ્થાન હતું. ત્રેજનના અમલમાં અત્રે નાહનો પ્લિની હાકમી ભોગવતો હતો. હાલમાં બીથેનિઆ તૂર્કસ્તાનના એનાટોલીયાનો એક ભાગ ગણાય છે.

**બીદનોર**—અથવા નગર, માયસોરનાં રાજ્યમાંનું એક જાણીતું શેહેર. આગલા વખતમાં આ શેહેર ભારે પ્રસિદ્ધતા પામ્યું હતું, અને તે વળા તેમાં ૧,૦૦,૦૦૦ ની વસ્તી હતી. આ શેહેર નજદીક અનેક લડાઇઓ અને રાજ્ય ફેરફાર થવાથી હાલમાં તદન પડી ભાગ્યું છે.

**બીંદુસાર:**—ગંગાનો પ્રવાહ શંકરે પોતાનાં માથાપર ધારણ કરતાં તેમાંથી જે ટીપાં ભુમિપર પડયાં, તેમાંથી ઉત્પન્ન થએલો સરોવર. આ સરોવર હિમાલયના હિરણ્યશૃંગ નામે શિખરની તળેટીમાં છે.

**બીંદ્રાની સારંગ:**—આ રાગણી ગાવાનો વખત મધ્ય બપોરે એક વાગાનો છે. એની જાતી ખોડવ છે; એટલે ધૈવત બાદ છે, અને ખરજ પંચમ શુદ્ધ, રિખવ તીવ્ર, ગંધાર મધ્યમ કોમળ, નિખાદ તિવ્ર અને કોમળએ એ મુજબ ૬ સ્વરો આવે છે.

**બીન વાજીંત્ર:**—આ વાજીંત્ર શિખવામાં અત્યંત કઠણ છે. એની ઉત્પંતિ વિશે એવી કથા જાણીતી છે કે "એક સમે મહાદેવ બાહેરથી આવતાં ઘરમાં પાર્વતીજીને સુનેલાં દીઠાં, તે વખતે પાર્વતી પોતાના બે હાથ જોડીને ચત્તાં સુનેલાં હતાં. તે આકાર જોઈ મહાદેવજીને તેમનાં શરીરના આકાર પ્રમાણે બે બાજુ તુંમડાં કીધાં, બે હાથ ઉપર દાંડી બનાવી અને બાંગડીઓની સાલ બનાવી. આ મુજબ બીન વાજીંત્રની ઉત્પંતી થઈ હતી. આ વાજીંત્રને નખી વડે સીતાર પ્રમાણે વજાડી શકાય છે.

**બીનૉયડી સેન્ટમારી**-આ કવિ ફ્રેન્ચમેન હોવા છતાં તે ઈંગલડના બીજા હેન્રિ રાજાના આશ્રયમાં રહ્યો હતો. રાજાની આજ્ઞાથી તેણે નૉર્મન્ડીનાં ડયૂકનાં વૃત્તાંત ઉપર એક કાવ્ય રચ્યું હતું. આ કાવ્યની ૩૦,૦૦૦ લીટીઓ છે, તે મુજબ એણે "ગ્રીક લોકોનું પરાક્રમ" એ નામે એક બીજું કાવ્ય પણ રચ્યું હતું. તેમાં તેણે પોતાના જમાનાના વીરપુરૂષોના રીતિરેવાજ, પેહેરવેશ, શાસ્ત્રો વગેરેનું વર્ણન ઘણી ઉત્તમ ઇબારતમાં વર્ણવ્યું છે. તે શિવાય તે વખતનાં કારખાનાં, ધંધા, ધર્માચાર વગેરે વિષયો ઉપર પણ કાવ્ય રચ્યાં છે. એની જીંદગીનો વૃતાંત આથી વધારે કયે મળતો નથી. એણે પોતાનું પેહેલું કાવ્ય ઈ. સ. ૧૧૮૪ માં લખ્યું હતું, એટલી માત્ર નોંધ મળે છે.

**બીભાસ**—હીંડોળ રાગની રાગણીનો એક પુત્ર. એને 'ભાસ્કર રાગ' પણ કહે છે. એમાં પાંચ સ્વર છે. ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર છે. તેમાં મધ્યમ અને નિખાદ વર્જીત છે. જાતિ ખોડવ છે. આ રાગણી ગાવાનો વખત સુર્યોદય પેહેલાંનો છે, એનો ગ્રહ સ્વર ગાંધાર ને પંચમ ન્યાંસ સ્વર છે, તેમાં વાદી સ્વર ગાંધાર છે. કોઇ રિખવ ઉતરી પણ લગાવે છે, અને કોઇ સંપૂર્ણ પણ

ગણે છે. આ રાગ બિલાવલ, ગુજરી અને અસાવરી મિશ્ર છે.

**બીભિષણ**—વિશ્રવા ઋષીની બીજી સ્ત્રી કૈકસીનાં ત્રણ પુત્રમાંનો નાહનો. એણે દશગ્રીવ અને કુંભકર્ણ સાથે પાંચ હજાર વર્ષ સુધી ગોકર્ણ ક્ષેત્રમાં તપ કર્યું, અને તે સમાપ્ત થતાં ફરી બીજા તેટલાજ વર્ષ એક પગ ઉપર ઉભા રહી તપ કર્યું ને બ્રહ્મદેવને પ્રસન્ન કરી અમરત્વ પ્રાપ્ત કરી બ્રહ્માસ્ત્ર મેળવ્યું. તે પછી એ લંકે શૈલૂષ ગંધર્વની કન્યા સરમાં સાથે પરણ્યો હતો. રાજા રાવણની લઢાઇ સમયે એણે રાવણને ઘણો સમજાવ્યો છતાં તે નહિ સમજવાથી પોતાના ૪ પ્રધાનો સાથે એ રામને જઇ મળ્યો હતો. રાવણનાં મરણ પછી એ લંકાનો રાજા થયો, અને એ અમર હોવાથી હજી લંકા ઉપર અધિપતિપણું ભોગવેછ, એવી કથા છે.

**બીયા**—પંજાબમાંની પાંચ નદી માહેલી છેક અગ્નિ દિશા તરફની જે બે નદી તેમાંની એક (સતલજ). બીયા એ નામ કેમ પડયું અને તે ગ્રીકોએ આપેલાં નામો સાથે સંસ્કૃત નામો કેવાં મળે છે તે ઉપરથી જણાશે.

સતલજ નદીના પશ્ચિમ શાખાને ટૉલમીએ 'બિપાસીસ' એ નામ આપ્યું છે; અને આઇને અકબરી ગ્રંથમાં પણ ઉપલાનેજ મળતું બિશાપા' નામ આપેલું જણાય છે, આ ઉપરથી 'બિપાસીસ' એના બિશાપા એ નામ તદન એકજ હોવાનું સિદ્ધ થાય છે, વળી આજ નદીમાં વસિષ્ટ ઋષિએ વિશ્વામિત્રના ત્રાસથી આપઘાત કરતાં તેને નદીએ નહિ ડુબાડતાં મોતથી છુટો કીધો, આથી તેનું નામ વિ+પાશ+વિપાશા=બિપાશા =બિપાશ=બિયાસ એ રૂપાંતર થઇ હાલનું નામ બિયા ચાલુ પ્રચારમાં છે.

***બીરબલ***:—શેહેનશાહ અકબરના અમલમાં થઇ ગયલો વિદ્વાન દીવાન તથા શૂરવીર યોધ્ધો. એનો જન્મ અજમેર નજદીકનાં એક ગામમાં ગરીબ માતપિતાને પેટે થયો હતો. એ જાતે કાન્યકુબ્જ બ્રાહ્મણ હતો. કેટલાકો તેને ચોબા જાતનો જણાવે છે. મારવાડનાં લોકો તો મકરાણી બ્રાહ્મણ જણાવે છે, અને તેની દલીલમાં એવું જણાવે છે કે સાંભરમાં સંગેમરમરની ખાણ છે તેનો પેહેલો પત્તો એણેજ આપ્યો હતો.

એ બચપણમાં કઠીયારાનો ધંધો કરતો હતો, પણ એની ચાલાકી અકબરની જાણમાં આવતાં તેને પોતાની નોકરીમાં રાખી દરજ્જે દરજ્જે વધારી, તેનામાં કવિતા કરવાનું ચાતુર્ય જોઇ 'કવિરાય' ની પદવિ આપી હતી, તથા દીવાનપદ આપતાં 'રાજા' નો ખેતાબ આપી નગરકોટ પાસેની એક જાગીર બક્ષેસ કરી હતી. સંવત ૧૬૨૯ માં નગરકોટમાં કટોચ જાતીના રાજા જયચંદનું રાજ્ય હતું તેની ઉપર બીરબલને હુસેન કુલીખાન સાથે ચઢાઇ કરવા મોકલ્યો ને તે રાજ્ય બીરબલને સ્વાધીન લેવાનું શેહેનશાહી ફરમાન હોવાથી રાજા જયચંદે બીરબલને સમજાવી લઇ તેણે માંગ્યા તેટલા રૂપીયા ભરી બાદશાહ માટે પાંચ મણ સોનું આપી સુલેહ કરી. આ વેળા લાહોર ઉપર મીરજાં ઇબ્રાહીમે ચઢાઇ કરવાથી તેને બીરબલે હરાવી તેના ભાઇ મસઉદને પકડી કેદ કીધો. આથી બાદશાહે બીરબલને "મુસાહીબ દાનિશ્વર" નો ખેતાબ આપ્યો હતો. સંવત ૧૬૩૯ માં બાદશાહે ખાસ મેહેરબાની કરી બીરબલને એક મેહેલ પોતાના મેહેલ નજદીક બંધાવી આપી તેમાં પોતે જાતે પધારી બીરબલને ત્યાં ભોજન લઇ ખાસ માન આપ્યું હતું. સંવત ૧૬૪૨ માં યુસફઝાઇ પઠાણો ઉપર અકબરે એક ભારે ચઢાઇ મોકલી તેમાં બીરબલને પણ એક સેનાના સરદાર તરીકે મોકલ્યો હતો. જયાં પઠાણો સાથે લડતાં મરણ નિપજયું હતું. બીરબલ-

નાં અકાળ મ્હોતથી અકબર બાદશાહને ભારે ગમ લાગો હતો. તે વેળા અકબરે જોડેલી કવિતા જાણીતી છે.

સોરઠો—દીન જાન સબ દીન, એક દુરાયો દુસહ દુઃખ;
સો અબ હમકો દીન, કછુ ન રાખ્યો બીરબલ.

દોહરો—પીથલ સો મજલીસ ગઇ, તાનસેન સોરાગ,
હસીબો, રમીબો, બોલીબો, ગયો બીરબલ સાથ.

અર્થ—મને તે સઘળું આપ્યું, શિવાય કે નહિ સહન થઇ શકે એવું દુઃખ નહિ આપ્યું હતું, તે પણ હમણા આપ્યું; અને આપ્યા શિવાય, ઓ બીરબલ તેં કશુંએ રાખ્યું નહિ.

૨ અર્થ-પીથલ (બીકાનેરના રાજા રાયસીંહનો ભાઇ પ્રથુરાજ) ના જવાથી મીજલસની રોનક જતી રહી, તાનસેનના જવાથી રાગ સાંભળવાની મજાહ જતી રહી; પણ હસવું, રમતું અને બોલવું તે તો બીરબલ સાથેજ જતું રહ્યું.

વળી રાજા બીરબલ પોતાની સખાવત માટે ઘણી પ્રસિદ્દતા પામી ગયો છે. "મુઆસિરૂલ ઉમરા" નામના ગ્રંથમાં લખે છે કે "રાજા બીરબલ સખાવતમાં તેના જમાનામાં એક્કો હતો, અને ઇનામ અકરામો આપવાથી દુનિઆમાં પ્રસિદ્ધ થયો હતો.

રાજા બીરબલને પેટે બે બેટા હતા, જેમને અકબરે પોતાની દરબારમાં ચઢતા ઓદ્ધા બક્ષ્યા હતા.

**બીરભમ.**—બંગાલમાંનો એક જીલ્લો. એનો પશ્ચિમ ભાગ ઝાડીવાલા જંગલથી ભરપૂર છે, પણ પૂર્વ ભાગ ફળદ્રુપ છે. ગંગાના 'ડેલ્ટા'વાલા ભાગમાં ચોખા, ઘઉં, શેરડી વગેરેનો પાક થાય છે. મુખ્ય ઉદ્યોગ રેસમી કાપડનો ચાલુ છે. આ જીલ્લાનું ક્ષેત્રફળ ૧,૭૫૬ ચોરસ મૈલ છે, અને તેમાં વસ્તી ૭,૯૮,૪૩૦ ની છે. તેમાં $\frac{4}{5}$ હિંદુ અને બાકીના મુસલમાનો છે.

**બીર મંડળ ખાન.**—મહાન અકબરની દરબારમાં ગાયનના ઉસ્તાદ તરીકે માન પામેલા ઉસ્તાદોમાંનો એ એક હતો. એ ગાવાલીયરનો વતની હોઇ વાજીંત્રશાસ્ત્રમાં પણ કુશળ હતો. એ સાર મંડળ વાજીંત્ર વજાડવામાં ઘણી નામના પામી ગયો છે.

**બીર મંત્ર.**—શૂદ્ર દેવતોઓની ભક્તિ સંબંધી ભૂતોના ભયથી દેવઋષિ અથવા પંચાક્ષરી અને જાદુગીરી એ ઉત્પન્ન થયું; તેને બીર મંત્ર યોગે દેવતાઓને પ્રસન્ન કરવાં, તેઓ પાસથી વર પ્રાપ્તિ કરવી, તેમનો ક્રોધ શાંત કરવો, અનર્થ ટાળવા અથવા તેમનો નાશ કરવો એ સર્વ બીર મંત્રને પ્રતાપે બને છે.

બીર મંત્ર શિખવવા ગુરૂ પોતાના ચેલાને કંકુ, લોબાન લાવવા કહી તેની પાસેથી સવા રૂપીયો, સવા પાવલો અથવા સવા આનો લઇ એકાંત સ્થાનમાં સાથે લઇ જાય છે. પછી એક સ્વચ્છ જગા ઉપર કંકુથી વેતાળની આકૃતિ પાડી મ્હોડેથી મંત્ર બોલી વેતાળ આકૃતિપર હાથ મેલાવી તેની પાસે કસમ લેવાડેછે કે "આ મંત્ર હું કોઇને કહીશ નહિ, યા જણાવીશ નહિ." પછી તેને નીચલો મંત્ર ભણાવે છે, અથવા મ્હોડે કરવા માટે કાગળ ઉપર લખી આપે છે:—

"ૐ નમો આદેશ ગુરૂકૂ આવબીર ભવાની મંગવાસો જીન્નસ (અત્રે આપણને જે પદાર્થોની સિધ્ધતા કરવી હોય તેનાં નામો બોલવાં) લાવે, અબીર લાવે, પીંજર લાવે ગુલાબકાફુલ લાવે, પેડે લાવે, બરફી લાવે, (વીગેરે); જલ્દી લાવે, ફુલ ગુલાબ કિસકે હુકમસે કરકરી ભવાની કાની કરિતાં દવાહી છપ્પન્ન કોટકા મુંજા નિકાલ, પિંપલસે ફુલ મંત ચલો મંતર ઇશ્વરી બાચા ગુરૂકા સબદસ સાચા અચ્છા."

ઉપલો મંત્ર વગર ભુલે એકજ દમમાં દરરોજ ૨૧૦૦૦ વખત બોલવો અને એ

મુજબ પંદર દિવસથી મહીના સુધી બોલવો પડે છે. આ મંત્ર સિધી મેળવનાર માટે નીચલાં નિયમો પાળવા પડે છે:—માસીક માંદગીમાં બેઠેલી સ્ત્રીનો અવાજ આ મંત્ર જપ કરતી વેળા અથવા જમતી વેળા સાંભળવો નહિ. શુદ્ર જાતીનો હોય તો મંત્ર સિધ્ધ થાય ત્યાં વેર તેણે માંસથી દૂર રહેવું તેમજ દારૂ પીવી નહિ, એવાં નિયમો પાળવાં પડે છે. આ જપ બરાબર પાલ્યા પછી તે મંત્ર સિધ્ધ થયો કે નહિ તેની પરિક્ષા કરવા હાથમાં મટોડી લઇ દાબતા તેમાંથી સુગંધી આવવી જોઇએ, પણ સુગંધી નહિ આવે તો નીયમ પાળવામાં અથવા જપ કરવામાં ભુલ થએલી જાણવી.

**બીરવાડીનો કિલ્લો:**—આ કિલ્લો રોહયાની નૈઋત્યે છ મૈલ ઉપર રોહે તાલુકામાંથી નૈઋત્યે જે ડુંગરની હાર પસરેલી છે તેના છેડા ઉપર છે. ઈશાન્ય તરફ કિલ્લા શિવાય બધે ખેતીવાડી કરવામાં આવે છે. કિલ્લા ઉપર જવા એક માર્ગ રોહયાથી બીરવાડી તરફ જે રસ્તો વધેછે તેમાંથી ફુટે છે. બીજો એક રસ્તો ખેર નામના ગામડાંમાંથી વધે છે. આ રસ્તા ઉપરથી કિલ્લામાં જતાં એક ગામડું મળે છે. કિલ્લાનો કોટ ત્રણે ઠેકાણેથી પડી ભાગેલો છે. દરવાજો ઉત્તર તરફ હોઇ તેની બેઉ બાજુ ઉપર બે બુરજો છે, માહે પાણીની ટાંકી છે. તળેટીથી કિલ્લાનું ઉંચું શિખર ૮૦૦ ફીટ ઉંચું છે, કિલ્લા ઉપર અગાઉ ૪૦ ફીટ લાંબી ને ૩૦ ફીટ પોહળી એક ઇમારત હતી, પણ હાલમાં તદન પડત હાલતમાંછે. કિલ્લાની તળેટીમાં એક મુસલમાનની કબર છે. શિવાજીએ ૧૬૪૮ માં કલ્યાણ પ્રગણું તાબે કીધું, ત્યારે લીંગાણા તથા બોરવાડીનાં કિલ્લા ત્યાંના બંદોબસ્ત અર્થે બંધાવ્યા હતા, આ બે કિલ્લા ૧૮૧૮ માં ઈંગ્રેજોએ જીતી લીધા હતા

**બીરવા**—આ રાગણી દિવસનાં ત્રીજે પોહોરે ગવાય છે. જાતી સંપુરણ એટલે એમાં ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર કોમળ તથા તિવ્ર બે; મધ્યમ કોમળ, ધૈવત કોમળ, પંચમ શુદ્ધ, નિખાદતિવ્ર કોમળ બે, એ મુજબ સાતે સ્વર છે, એનો ગ્રહ સ્વર મધ્યમ છે. વાદી સ્વર ગંધાર ને સંવાદી નિવાદ છે, રિખવ અનુવાદી સ્વર છે.

**બીલખા**—આ ઠાકોરનું મુખ્ય ગામ કાઠીયાવાડમાં ગિરનાર પર્વતના અગ્નિ ખુણાનાં ભાગમાં તેની તળેટીમાં જુનાગઢથી અગ્નિ દિશાએ ૧૪ ને માણેકવાડાથી પૂર્વે ૧૬ મૈલ પર છે. એનું પ્રાચીન કાળમાં બલિસ્તાન (અથવા બલીનું શેહેર) એ નામ હતું. એ જુના વખતમાં વામનસ્થળી (વંથળી) થી ૧૮ મૈલ દુરછે. જેતપૂરનાં રાજ્યકૂલની એક શાખાના વાળા કાઠીઓ અત્રે તાલુકદાર છે. લોક વસ્તી ૩૮૦૦ ની છે.

**બીલબાંઉ**—મગરમચ્છનાં ઉપલા હોઠની સાથે વળગેલાં સિંગડા જેવાં હાડકાં. આ હાડકાં ૧૨ ફીટ લાંબાં ને છેડેથી સુમારે ૧ ફીટ પોહળાં હોય છે. ઉત્તર સમુદ્રમાં આ મગરમછ મળે છે. એઓમાંના કેટલાએક ૧૬૦ ફીટ લાંબા હોય છે. હાલમાં ઘણા ખરા ૬૦ ફીટ લાંબા મળે છે. એની ચામડીના તળીએ દોઢ ફીટ જાડી ચરબી રહે છે, કે જેનું તેલ ઉત્તમ બનાવી શકાય છે. વળી એનાજ ફુક્કામાંથી તેલ જેવો પદાર્થ નિકળે છે. દક્ષિણ સમુદ્રમાં તે પુશકળ મળે છે. બીલબાંઉની લાકડી, છતરીના સળીયા વગેરે ચીજો બનાવવામાં આવેછે, તે ભાંગીયા શિવાય મરડી શકાય છે.

**બીલંબી**—કોકણ પ્રાંતમાં તથા બીજા પ્રદેશનાં બાગોમાં એનાં ઝાડ ૨૫ થી ૩૦ ફીટ ઉંચાં વધે છે. એના ફૂળ ઉપર સફેદ રાખ જેવી પાતળી છાલ હોયછે. આ ઝાડ ઉપર ૮ થી ૧૦ ફુલના ઝુમખા તંતુ જેવાંદ દીંડા ઉપર આવે છે. એના પાકેલાં ફળ અત્યંત નરમ હોય છે; ને તેનો સ્વાદ કાચી ગુજબેરી જેવો ખારો હોય છે. એનો મુરબ્બો તથા અચાર ઉત્તમ બને છે. નવાં

ઝાડ બીજથી ઉગે છે. એની ઉપર મ્હોર ફેબ્રુવારી માસમાં આવેછે અને ફળો થંડીમાં ઉગે છે.

**બીલબેરી**—એના છોડ ઘણાં જંગલોમાં ઉગે છે. એનાં ફળનો મુરબ્બો ઘણો સ્વાદિષ્ટ હોય છે.

**બીલાડી**—આ ઘણું જાણીતું પ્રાણી દુન્યાનાં ઘણાખરા ભાગોમાં જણાય છે. યૂરપની ઘણી ખરી ભાષામાં આ પ્રાણીને મલતા નામેજ ઓળખવામાં આવે છે, કે જેવું નામનું મલતાપણું કોઇજ પ્રાણી ધરાવતું હશે.

| | | |
|---|---|---|
| ઇંગ્રેજીમાં—Cat | જર્મનમાં—Kutze | પોલીશમાં—Kot |
| ડેનિશમાં—Kat | ઇટાલ્યનમાં—Galto | રશિયનમાં—Kots |
| સ્વિડિશમાં—Katt | પોર્ટુગીજમાં—Gato | ટર્કિશમાં—Keti |
| ફ્રેન્ચમાં—Chat | સ્પેનિશમાં—Gato | વેલ્સમાં—Cath |
| બારકમાં—Catna | આર્મિનીયનમાં-Gag અથવા Katz | |

હિંદુસ્તાનમાં બીલાડી સાધારણ કદની હોય છે, પણ ઇરાની બીલાડી ઘણી દેખાવળી હોય છે. તે રંગે સ્લેટના જેવી તપકીરિયા હોય છે. તેની પુછડી તથા ગરદનનાં બાલ લાંબા હોય છે. એનેજ મલતી અંગોલા કે અંગોરા બીલાડી દેખાવમાં ઘણીજ સુંદર આવે છે. એના રૂવાં સફેદ ચળકાટદાર ચાંદી જેવાં ને ખુમાસે રેસમ જેવાં હોય છે.

ઇજીપશિયનો બીલાડીને પ્રાચીન કાળમાં પવિત્ર ગણી તેણી તરફ ઘણો પુજ્ય ભાવ ધરાવતા હતા; અને તેના મરણ બાદ તેની પાછળ બારે ખર્ચ કરીને, તેના શબમાં ખુશબો ભરી, તે શબને પવિત્ર દેવતા તરીકે ગણી વર્ષોનાં વર્ષો સુધી પોતાનાં ઘરમાં જાળવી રાખતા હતા. કેટલાક ખંડીયરોમાંથી આવી બીલાડીની 'મમી'ઓ મળી આવી છે. તે જમાનામાં જો એકાદ બીલાડી મરણ પામતી તો તેના શોકમાં ઘરના દરેક પુરૂષો પાપણ બોડાવી નાખતા. તેમજ બીલાડીને મારનાર માટે મોતની શિક્ષા ઠેડવેલી હતી. આ રસમ ઇજીપશિયનોમાં લાંબા કાળ સુધી ચાલુ હતી. જ્યારે ઇજીપ્તમાં ઇસલામી અમલ થયો ત્યારે તેમની બીલાડી તરફની પૂજ્ય બુદ્ધિ મોહમેદનોમાં પણ દાખલ થઇ, અને ત્યારથી ઇસલામી કોમ પણ આ પ્રાણી તરફ પૂજ્ય બુદ્ધિ ધરાવે છે.

આ પ્રાણીને પાળીયાથી તે ઘણું હળીમળી જાય છે. આગલા લોકો ઉંદર, પક્ષી અથવા જીવડાઓનો નાશ કરવા માટે એને પાલતા હતા, અને હાલમાં પણ એજ કારણ માટે એને પાલવામાં આવે છે. બીલાડી પોતાનાં બચ્ચાંની સંભાળ ઘણી જહેમતથી લીયે છે. બીલાડીની રેહેણી સુઘડ હોય છે. બીલાડીનાં રૂવાં કોરાં અને સ્વચ્છ હોય ત્યારે તેમાં પુષ્કળ વિજળી રહે છે. આથી તેને મસળવાથી તેમાંથી તનખાં નિકળે છે.

જંગલી બીલાડીની જાત યૂરપમાં જણાય છે. સ્કોટલંડનાં પહાડી ભાગમાં મળતી બીલાડી ઘણી સુંદર હોય છે. આ બીલાડીની પુછડી ટુંકી અને ગુચ્છાદાર, માથું સેહેજ ચપટું, પગ મજબુત ને ટુંકા હોય છે. આ બીલાડી વાઘ જેવી ખાશિયત ધરાવતી જણાઇ છે. તે બકરાં જેવાં નાહનાં પ્રાણીને વટીક ફાડી ખાવા ચુકતી નથી. હિંદમાં વસ્તી એક જંગલી બીલાડીનાં શરીર ઉપર ટપકાં ટપકાં હોય છે. આ બીલાડી ખેતરના ઉંદરનો તથા મરઘાં બતકાંનો નાશ કરવા જાણીતી છે.

દક્ષિણ આફ્રિકાના જંગલમાં તેમજ એનાગેંબિયા, એબીસિનિયા અને આલજીરિઆમાંની બીલાડી વાઘબીલાડીને નામે જાણીતી છે. એ ઝાડ ઉપર રહી ખીસકોલી, કોળ, ઉંદર વગેરેનો નાશ કરે છે. આ બીલાડી પાળી શકાતી નથી. એ રંગે પીળાસપર હોઇ તેપર કાળા લીસોટા હોય છે. આથી એ ચિત્તા જેવી દેખાય છે. એનાં રૂવાં ઘણાં કિમતી ગણાયછે.

કસ્તૂરી જાતની બીલાડીનો વાસ કરડી જેવો આવે છે. તેની પુછડીમાંની કોથળીમાં કસ્તૂરીના જેવો પદાર્થ રહે છે, આથી તે કસ્તૂરી બીલાડીને નામે ઓળખાય છે. આ જાનવરના વાળ ઉપરથી એને ઓળખી કાઢી તેનો શેકાર કરે છે.

આ પ્રાણી માટે યૂરપમાં પ્રાચીન કાળથી તરેહવાર વેહેમો ત્યાંની પ્રજા ધરાવે છે. સમુદ્ર પ્રયટણ વેળા તો એને તેઓ કદી સાથે રાખતા નથી; કેમકે તે તોફાન ઉભું કરે છે એવો તેઓમાં વેહેમ છે; અને તેવા વેહેમ વિશેની અનેક દંતકથાઓ તેઓમાં પ્રસિદ્ધ છે.

હાલમાં ઈંગ્લંડ તથા સ્કૉટલંડનાં કેટલાક ગામડાંનાં લોકો માને છે કે, ઋતુના ફેરફારની અગમચેતી જાણવાની બીલાડીમાં શક્તિ છે. જો બીલાડી કેયે આતશ તરફ પોતાની પુછડી કરી બેઠી હોય, અથવા પોતાની ચામડી ચાટતી હોય તો ખરાબ અને તોફાની ઋતુની આગાહી થએલી સમજે છે. પણ જો બીલાડી પાણીમાં પડીને નાહી આવે તો સારી ઋતુની આગમચેતી તેને માનવામાં આવે છે. જો બીલાડી છીંકે તો ઘરમાં સઘળા માણસોને સરદી થવાનો ભય રાખવામાં આવે છે.

**બીલાવલ**—હીંડોલ રાગની એક રાગણી. એની જાતી સંપૂર્ણ છે. એમાં ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર, નિખાદ તિવ્ર છે. કોઇ નિખાદ બે પણ ગણે છે. ગ્રહ સ્વર ધૈવત છે, વાદી સ્વર ગંધાર છે. આરોહમાં રિખવ બાદ છે, ન્યાસ સ્વર ખરજ છે. આ રાગણી કલ્યાણ અને કેદારથી મિશ્ર છે, અથવા બીલાવલ અને ગોડ સારંગથી મિશ્ર છે, એમ પણ કહે છે. આ રાગણીની ૧૪ જાતી બીલાવલીમાં જણાવી છે.

આ રાગણી સ્વરૂપે કાળી ભમરાના ભંવરા જેવી, દાસીના જેવી, ક્ષીરમજી કપડાં પેહેરેલી સુંદર સોહાગન જેવી, વિધ વિધનાં ઘરેણાં પેહેરી વાયદાની હદની જગે બેસી પોતાના પતિનું ધ્યાન ધરી બેઠેલી, અથવા આરસીમાં પોતાનું મુખ જોતી કામની વેદનાથી ઘણી દિલગીર થતી દેખાય છે. એનો વખત પહોર દિવસ ચાલ્યા પછીનો છે.

**બીલાવલી**—ભૈરવ રાગના પુત્રની ભાર્યા રાગણી. આ રાગણી સંપુર્ણ છે. તેમાં એક મધ્યમ શિવાય બીજા બધા સ્વર તિવ્ર છે. ગંધાર ગ્રહસ્વર ને બાદીસ્વર છે. નિખાદ ન્યાસ સ્વર છે. આરોહમાં રિખવ બાદ છે. વખત સહવારનાં ૧૦ વાગ્યા સુધીનો છે. આ રાગની ૧૪ જાતી છે. તેનાં નામ શુદ્ધ બીલાવલ, કુકંભા બીલાવલ, અલ્હૈ બી૦, બંગાલી બી૦, ખમાચી બી૦, જૈજૈવંતી બી૦, શંકરા બી૦, સુરપરદા બી૦, ઈમના બી૦, કામોદી બી૦, દેવગીરિ બી૦, સખીયા બી૦, બીહાગ બી૦, અને સુહા બી૦. સંગીત કળાધર'માં જણાવ્યા મુજબ, આ ૧૪ જાતિનાં બીલાવલ ગ્રહન્યાસના ભેદથી તથા બીજા રાગનું મિશ્રણ થવાથી જૂદા જૂદા થાય છે. કુકભા બીલાવલમાં મંદ્ર સપ્તકના અવરોહમાં ઉતરી નિખાદ આવે છે, અને સુરપરદામાં બીલાવલ મધ્યમ સપતકનાં આરોહમાં ઉતરી નિખાદ આવેછે. આ ભાર્યા બીલાવલ કલ્યાણ અને કેદારથી મિશ્ર છે, કોઈ સારંગ મિશ્ર અને ગોડથી મિશ્રછે એમ પણ કહે છે.

**બિલાસપુર**—મધ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એનું મુખ્ય શેહેર પણ બીલાસપૂર છે. જીલ્લાનું ક્ષેત્રફળ ૭૭૯૮ ચૌરસ મૈલ છે. તેમાં લોક વસ્તી ૧૦,૧૭,૩૨૭ ની છે, તેમાંનો ⅞ ભાગ હિંદુઓનો અને બાકીની પ્રજા પરદેશી છે.

**બીલિ**—(જુઓ બેલફળ)

**બીલિયર્ડ**—પ્રાચીન કાળમાં યુરોપ તરફના સુધરેલા દેશોમાં આ રમત ખુલ્લા ચોગાનમાં લીલા ઘાસની ખાસ બનાવેલી જગ્યામાં રમાતી હતી. તે વેળા હાલમાં દડાને જગે પથ્થરનાં ખરબચડા દડા ઉપયોગમાં

લેતા હતા, પણ પાછળથી પથ્થરને બદલે લાકડાનાં દડાએ તેની જગ્યા લીધી હતી. તે વેળા દડારોકો એક નાનો થાંભો યાને કીંગ (રાજા) એક મેહેરાબ વગેરે પણ વાપરતા હતા, પણ પાછળથી આ ઢંગધડા વગરની રમતમાં ફેરફાર કરી તેને ઘેરમાં રમવા લાયકની બનાવી ખાસ ટેબલ ઉપર રમવાની ગોઠવણ પાછલા જમાનામાં કરવામાં આવી હતી.

ફ્રાન્સ તથા ગ્રેટ બ્રિટનમાં. સાધુ, જોગીઓનાં મઠમાં અગાઉ આ રમત રમાતી હતી. ઇ. સ. પૂર્વે ૧૦૮ માં રોમનો આ રમત રમતા હતા, એમ કેટલીક નોંધો ઉપરથી જણાય છે. ઇ. સ. ૩૮ માં 'કેલીગુંયા' નામે પાદશાહે આ રમતને લોકપ્રિય બનાવી હતી. તે પછી રોમન રાજયની પડતી સાથે આ રમતની હસ્તી પણ નાબુદ થઇ હતી, છતાં તે સાધુઓનાં મઠમાંજ કેથે કેથે જળવાઇ રહી હતી, એમ જણાય છે. કેમકે નાઇટ ટેમ્પલર્સોએ ક્રુઝેડની મ્હોટી જંગ પછી પાછા ફરતી વખતે ઇ. સ. ૧૦૯૫માં આ રમત રમવાને એક વાર ફરીથી શરૂઆત કરી હતી. ઇ. સ. ૧૪૬૧માં ૯મા લુઇ રાજાના સમયમાં ફ્રાન્સમાં આ રમત પૂર્ણ હાલતમાં ખીલી હતી. અને ઉત્તર અમેરિકામાં ૧૫૬૫નાં સાલમાં સ્પેનિયર્ડોએ 'સેંન્ટ ઓસ્તા' ખાતે તેને દાખલ કરી હતી. એજ અરસામાં વલંદા, જરમન, ઇટાલ્યન, સ્પેનિશોએ આ રમત રમવાની શરૂઆત કરી હતી. ૧૧ મો લુઇ આ રમતનો હદ બહાર શોખ ધરાવતો હતો.

આથી આ રમત દરબારીઓમાં હદ બાહાર પ્રિય થઇ પડી હતી. ૧૪મો લુઇ પણ આ રમતમાં ઘણો બાહોશ હતો. કેમકે તેને ડૉકતરોએ આ રમત તંદરોસ્તી અર્થે ફાયદાકારક જણાવી હતી. અગાઉ 'શાવેલ બોર્ડ' નામે પણ એક રમત રમાતી હતી, પણ બીલિયર્ડના ફેલાવા પછી તે રમત પણ ભાગી હતી. આ રમત વિશેનું પેહેલું પુસ્તક ૧૬૭૪માં કોરન નામે શખસે લખેલું જણાય છે. તેમાં આપેલા વર્ણન મુજબ તે વખતે વપરાતી 'ક્યૂ' વાંકી, છેડો જાડો અને 'પીરેમીડ-સ્પોટ' ઉપર એક કમાન રાખતા હતા. અને સામેની બાજુએ એક રાજો (King-cone) મેળતા હતા. તેમજ બૉલ બે વાપરતા હતા, તથા સફેદથી 'વિનીંગહેઝર્ડ' (સિંગલ પૂલ) નો ખેલ કરતા હતાં. એવો કેટલીક બાબતમાં ફેરફાર હતો. ૧૭૩૪માં 'સેમોર' નો ગ્રંથ વધારે ખુલાસા સાથે પ્રગટ કરવામાં આવ્યો હતો.

આ રમતની ટેબલમાં બીજા જે સુધારા કરવામાં આવ્યા, તે એ હતાં કે તેઓને ગોલ તેમજ આંઠ ખુણાની બનાવવામાં આવી હતી, પણ તે લોકોને પસંદ નહિ પડવાથી તે સુધારો આગલ કરવામાં નહિ આવતાં તેમજ રહ્યા. ઈંગલીશ લંબ ચોરસ ટેબલોની લંબાઇ ૧૨ ફીટની અને પોહળાઇ ૬ ફીટની રાખવામાં આવી હતી; અને તેના પૈયા ૭ રાખવામાં આવતા હતા. અને તેઓના દડા ૨$\frac{1}{16}$ ઈંચ વ્યાસનાં બનાવવામાં આવતા હતા. અઢારમી સદીની અધવચમાં ફ્રેન્ચ લોકોએ વળી એ જાતની રમતમાં સુધારો કર્યો હતો. તેઓએ એક બીજો બૉલ ઈ. સ. ૧૭૭૫ માં ઉમેર્યો, કે જેનું નામ 'કેરેમબૉલ' આપ્યું હતું. આગલ જે લાકડી ગોલ છેડાવાલી ઈ. સ. ૧૨૦૦ આગમજ વાપરતા હતા તેમાં સુધારો થતાં ઈંગ્રેજ અને ફ્રેન્ચોએ હાલની 'કયૂ' નામની લાકડી રમત માટે દાખલ કરી. 'ક્યૂ ટીપ' તો છેક ઈ. સ. ૧૮૦૭ માં કેપટન મીનગોડ નામના ફ્રેન્ચે દાખલ કરી; અને ૧૮૨૩ માં આ 'કયૂટીપ' અમેરીકામાં દાખલ કરવામાં આવી હતી. આજ ટીપ'ના પ્રતાપે 'સ્ટ્રોક' મારી શકાયછે. સાઇડ સ્ટ્રોક મારવાની યૂક્તિ 'બારેલી' નામના રમતનાં ખાંએ યોજી હતી, અને તે 'કાર' નામે જાણીતા ખેલાડીએ યોજનાને અમલમાં ફાયદાસર રીતે મેળી હતી. એણેજ ટીપને ચૉક ચોપડવાની રીત દાખલ કરી હતી. ઇ. સ. ૧૮૩૫ માં ટેબલ આસ્-

પાસની રબરની ગાદીઓ બેસાડવામાં આવતાં 'સ્પોટ સ્ટ્રોક' બરાબર કરી શકાવા લાગ્યા હતા.

બીલયર્ડનાં રમતનાં મુખ્ય સાહિત્ય નીચે મુજબ છે;— બીલયર્ડ ટેબલ—આ ટેબલની ચોકસ લંબાઇ ૧૨ ફીટ ને પોહોળાઈ ૬ ફીટની હોય છે. ઉંચાઈ સાધારણ જમીનથી 'કુશન' (ગાદી) સુધી દોઢ હાથ હોય છે, અને તેને બેઉ તરફ ચાર ચાર પગ હોય છે; પણ સ્લેટનાં પથ્થરની જાડી પ્લેટો બેસાડેલી તેની ઉપર લીલા રંગની અતી ઉંચી બનાત (West of England) જડેલી હોય છે. તે ઉપરાંત આસપાસ શ્રેષ્ટ પ્રકારનાં રબરની 'કુશ'નો જડેલી હોય છે, અને તેની ઉપર પણ બનાત જડી લીધેલી હોય છે, દરેક ખુણામાં એકજ જાળીદાર પોકેટ હોય છે; અને તે શિવાય લંબાઇ દરમ્યાન વચમાં એકેક પોકેટ એમ બે હોય છે. આ મુજબ છ પોકેટ હોય છે.

કયૂ—'આશ' નામના લાકડામાંથી કયૂ બનાવવામાં આવે છે. તેનો એક છેડો જાડો ને બીજો ઉતરતો હોય છે. તેનો એક છેડો ચપટો ને બાકીનો તમામ ભાગ ગોળાકાર હોય છે. ઝીણા છેડા તરફ તે ગોળાકાર હોઇ તેની ઉપર જાડું ચામડું જડેલું હોયછે; અને તેની ઉપર પશુની ગરદનના કેળવેલા ચામડાની ચકતી જડેલી હોય છે.

રેસ્ટ—એ એક લાંબી લાકડી હોયછે. તેનો છેડો પીત્તળ અને લાકડાનો હાથીદાંતનો બનાવેલો હોયછે, જે વેળા બૉલ ઘણે છેટે હોયછે ત્યારે તે બાલને પૂલ કરવા એ ઉપયોગી થઇ પડે છે. આ ઘોડાના આકાર તરેહ્વાર હોયછે; ને કેટલાકનો તો × આ આકૃતિપ્રમાણે હોયછે, તેના ખાંચામાં કયૂ મૅલી બૉલને મારવામાં આવેછે.

બૉલ—બૉલ ઉંચા પ્રકારનો હાથીદાંતમાંથી બનાવવામાં આવેછે; ઉત્તમ પ્રકારનાં બૉલ ૨ $\frac{1}{16}$ ઈંચ હોય છે; અને તેનું વજન ૧૧ તોલા હોય છે. ફ્રેન્ચ તથા અમેરીકન રમતમાં રાથી ૩ ઇંચ વ્યાસના દડા રમતમાં યોજે છે. ઉપલા સાહિત્ય શિવાય બુટ, હાફબુટ અને માર્કીંગબોર્ડ વગેરે અગત્યના છે.

**બીલેશ્વર**—કાઠીયાવાડમાંનુ આ નાહનું ગામ પોતાની પ્રાચીન તવારીખ માટે વિશેષ જાણીતું છે. આ ગામડું બરડાના પર્વતની પૂર્વે બીલેશ્વર નદી ઉપર છે, અત્રે એક શિવનું પ્રાચીન મંદીર છે. અત્રેનાં રબારી તેનાં મ્હોટા ભગત હોઇ તેઓ તેની ઘણી માનતા રાખે છે, ને તેની વર્ષમાં ત્રણ વેળા જાતરા ભરાય છે.

દંત કથા છે કે એક વખતે મુસલમાનોએ આ ગામ જીતી લઇ લીંગના કટકા કરવા માંડયા, પણ લીંગ ફાટતાં તેમાંથી અસંખ્ય ભમરા નિકળતાં તેમણે લશ્કરને ડંખી નહસાડયું હતું, તેમજ બીલેશ્વર મહાદેવની સ્થાપના કૃષ્ણે કરી હતી. સત્યભામાએ ઈંદ્રના નંદનવનમાં ઉગતું પારીજાતકનું ઝાડ કૃષ્ણ પાસે મંગાવ્યું, તે ઉપરથી કૃષ્ણે નારદ મુનીને તે આણી આપવા કહ્યું; પણ ઈંદ્રે તે ન આપતાં કૃષ્ણ પાસે યૂદ્ધ માગ્યું. કૃષ્ણે નંદનવનમાં જઇ ઝાડને ઉપાડી આણ્યું. પછી યૂદ્ધ થતાં રાત્ર પડતાં તેઓ થાક ઉતારવા આ પારિયાત્રા પર્વત ઉપર ઉતર્યા, સહવારમાં કૃષ્ણે ગંગાજીની સ્તૂતિ કરી એટલે તે ગુફામાંથી નિકળ્યાં; કે કૃષ્ણે તેમનું નામ બીલગંગા પાડયું, પછી કૃષ્ણે શિવની સ્તૂતિ ગાઇ એટલે તે પણ પ્રગટ થયા, ને વર આપ્યો. કૃષ્ણે તેમની ત્યાં સ્થાપના કરી, તેમનું બિલ્વદકેશ્વર નામ રાખ્યું, તેનું અપભ્રંષ બિલેશ્વર થયું છે, આ ગામમાં લોક વસ્તી લગભગ ૩૦૦ની છે.

**બીવર**—યૂરપ અને અમેરિકામાં આ પ્રાણી મુખ્ય કરી જોવામાં આવે છે. આ પ્રાણી પોતાનું મકાન પોતાને હાથ ઘણીજ ઉત્તમ કારીગરીથી મજબુત બાંધી શકે છે, તથા તેની રેહેણી પણ અત્યંત સ્વચ્છ હોવાથી તેને ઘણાકો ચહાય છે. આ પ્રાણીને બે

કુરડવાનાં દાંત અને આઠ દાઢનાં હોય છે, એ દેખાવે લાંબેથી કસ્તૂરિયા ઉંદર જેવું દેખાય છે. એ પોતાની ભીંગડાવાળી પુછડીને લીધે જલ્દી પરખાય છે. એનાં દરેક પગમાં પાંચ આંગળાં હોય છે, પણ પાછલા પગના આંગળાંજ ચામડીથી જોડાયલાં હોય છે, એ ચામડીનું પડ નખનાં તળીયાંથી વધુ લંબાયલું હોય છે, ને પાછલા પગનું બીજું આંગળું બે નખ ધરાવે છે, એના દાંત પોહળાં ને ચપટાં હોય છે, બીજા દાંતો નરમ વસ્તુનાં બનેલાં હોય છે, કે જેને છેડે ફરસી જેવી ધાર હોય છે.

આ પ્રાણી મૂળીયાં અને ભાજીપાલો ખાય છે, નદીઓમાં અને નાહની ખાડીઓમાં એ ઘણી ચતૂરાઇથી ઘર તથા પુસતા બાંધે છે. એનું ઘર એક જાતની કમાનદાર ગુફા હોઇ તેને મજબુત થાંભલાનાં ટેકા મૂકેલા હોય છે, અને તેની ભીંતોને ઘણીજ સફાઇથી બનાવેલી હોય છે. અમેરિકાનું બીવર જેવું ઘર બાંધે છે તેવું બીજું એકે પ્રાણી બાંધી શકતું નથી. એ યૂરપ તથા અમેરિકામાં વસે છે, યૂરપમાં બીવર ઘર બાંધતું નથી પણ નદી કાંઠે જમીનમાં સાધારણ દર ખોદી રહે છે, જ્યારે તેઓ મ્હોટી સંખ્યામાં હોય છે, ત્યારે તેઓ સરોવર, તલાવ અને નદીમાં એવી ઉંડાઇએ જઇ વસે છે કે જે જગે બરફ કદી બંધાય નહીં અને બંધાય તો તેમને ઇજા થઇ શકે નહિં.

બીવર દર વેળા બેથી પાંચ બચ્ચાંનો જન્મ આપે છે. તેમનો અવાજ બચ્ચાંના અવાજને ઘણો મળતો આવે છે. અમેરિકન ઈંદીયનો તથા કેનેદિયનો એનું માસ ઘણું પસંદ કરે છે. એનું માંસ ડુક્કરનાં માંસ જેવું ને જરવે કઠણ છે. એની પુછડી તેના ઉપરની ચરબીને લીધે સ્વાદીષ્ટ ગણાય છે, એના રૂવાં ટોપી બનાવવામાં જથ્થાબંધ કામે લાગે છે, આ પ્રાણીની પુછડી ભીની હોય છે, તો ત્યાં સુધી એ પાણી પીવાની દરકાર કરતું નથી, આ ઉપરથી જણાય છે કે દેડકાની ચામડી પ્રમાણે એની પુછડીની ચામડીમાં પણ પાણી ચુસવાની ખાશિયત હશે, પણ પુછડી ભીંગડાવાલી હોવાથી આ અનુમાન અજબ જેવું દિસે છે.

**બીશનક**—એક પ્રકારનાં મૂળીયાં જે ગાજર પ્રમાણે એક છેડેથી અણીદાર તથા બાહેરથી કાળા ભુરા રંગના પણ માંહેથી સફેદ હોય છે; એ બરડ ખાશિયત ધરાવતું હોવાથી તે જલ્દી ભાંગી ભૂકો થઇ જાય છે. એની એક ઝેરી જાત હોય છે, કેટલાકો એને છુપું ઝેર આપવા માટે ઉપયોગમાં લીયે છે.

**બીશપ**—આ બીશપ શબ્દ જે ગ્રીક શબ્દમાંથી ઉત્પન્ન થયો છે તેનો અર્થ "દેખરેખ રાખનાર" અથવા અધ્યક્ષ, એવો થાય છે. પ્રથમ મ્હોટા ખ્રિસ્તી દેશોમાં આ ધર્માધિકારીઓની નેમણુક કરવામાં આવતી હતી; પણ જ્યારે તે દેશોનો વિસ્તાર તથા ખ્રિસ્તીઓની વસ્તી વધી ત્યારે તેમાં બીજા મદદનીશ બીશપોની નેમણુંકો કરવામાં આવી હતી, એ મુજબ બીશપોની જગ્યા અને તેમના તાબામાંના ધર્મના સ્થાનો દિન પ્રતિ દિન વધવા લાગ્યા. આથી પાછળથી એવો ઠરાવ થયો કે નવા બીશપની નેમણુક ધર્માધિકારીઓના જાતની ચુટણીથી કરવી. નવા થનાર બીશપ જુના બીશપની મર્જીમાંના ને માનીતા રહેતા, જુના બીશપોને દર વેળા ભરાતી ધર્માધિકારીઓની મંડળીમાં પ્રમુખપદ મળતું, પણ જ્યારે રોમન રાજ્ય સત્તા સર્વોપરી બની ત્યારે રોમનાં જુના બીશપો સર્વોપરી કહેવાયા. રોમનો બીશપ જે પાછળથી પોતાને પોપ તરીકે કહેવા લાગ્યો, તે પણ આગલા બીશપોમાંનો એક હતો. આ અધિકાર અને ઓહદો ક્યારે ઉત્પન્ન થઓ તે વિશે હજી મતફેર છે.

કેટલાક જણાવે છે કે આ અધિકારી ઇ. સ. ૭૦ માં જ્યારે જેરૂસલેમનો ખ્રિસ્તીઓએ નાશ કર્યો ત્યારે નેમાયો હતો. આ બીશપનો "અધિકાર" ડીકન, પ્રેસ્બિટ અથવા

પ્રીસ્ટ આ ધર્માધિકારીઓ ઉપર હોય છે; અને ધર્માધિકારીની દિક્ષા આપવાનું કામ પણ તેમનેજ હાથ હોય છે.

**બીસ્કિટ**—બીસ્કિટનો અર્થ બે વખતે રાંધેલું અથવા ભુજેલું એવો થાય છે. પાઉં અને બીસ્કિટમાં સાધારણ રીતે એ ભેદ હોય છે. ઘણું કરી બધી જાતની બિસ્કિટમાં મુખ્ય પદાર્થ આટો અને પાણી હોય છે; તેની સાથે માખણ ખાંડ અને લેહેજતદાર ચીજો થોડી ઉમેરે છે. 'પેસોવર કેક' અથવા 'આથણ વિનાનાં માત્ર આટો અને પાણીથી બને છે, ડાયટ, ડાયજેસ્ટિવ અને 'બ્રાન બીસ્કિટ'માં ભૂસું હોય છે, એબરેનથી નામની બીસ્કિટમાં અજમાનાં બી હોય છે, 'ક્રેકનેલ' નામની બીસ્કિટ-ને ઇંડાની સફેદીથી ચળકાટ આપવામાં આવે છે. મેકેરૂન અને રેટેફ્રાય નામની બીસ્કિટને કડવી અને મીઠી બદામ વડે લેહેજત આપવામાં આવે છે. તહેવાર ફ્રેન્સી કેક અને બીસ્કિટસમાં આદું, લીંબુ, નારંગી-ની છાલ અને બીજા તેજાનાં નાખે છે. સર્વે સાદી બીસ્કિટો પાઉં કરતાં વધારે પૌષ્ટિક ગણાય છે. એમનું પ્રમાણ ૫:૩ છે, જ્યારે બીસ્કિટ ઘણી જાડી ન હોય અને જ્યારે તેને શેકીને એવી બદામી રંગની કરવામાં આવેછે તેથી તેમાંના ઘણા ખરા સ્ટાર્ચનું ડેકસ્ટ્રીન થઇ જાય, ત્યારે તેનું પાચન ઘણી સારી રીતે થાય છે.

બીસ્કિટમાં હમેશાં જાળાં હોતાં નથી, અને તેમાં પાણીનો ભાગ ભાગ્યેજ કંઇ રહે ત્યાં સુધી તેમને ભૂજવામાં આવે છે, આ નિયમને કદી કેટલાક અપવાદ તરીકે મુખ્ય કરી ફ્રેનસી અથવા દેખાંમણી બીસ્કિટની બાબતમાં હોય છે.

રસ્ક નામની બીસ્કિટને બે વેળા ભૂજવામાં આવે છે, તેમાં આટો, દુધ, માખણ અને ખાંડ ભેળવામાં આવે છે. પ્રથમ તેમને પાઉં પ્રમાણે સેહેજ શેકી તેમનાં ફાડચાં કરી તેમની બન્ને બાજુ દઝાડવા માટે પાતળી લોઢી ઉપર મેળી શેકે છે, તે પછી તેમને કેટલાક કલાક સુધી ધીમી આંચ આપીને બીલકુલ સુકવે છે.

**બીસ્મથઃ**—આ ધાતુ થોડા દેશોમાં જડે છે, અને ત્યાં પણ તે નાહના જથ્થામાં જડે છે. એ પૃથ્વીમાં ઘણો ખરો ધાતુ રૂપ અવસ્તા-માંજ જડે છે. ચકમકના ખડકોમાં પણ તે જડે છે. એના પથ્થરાને ફક્ત પિગળા-વતાં તે ધાતુ તૈયાર થાય છે. ભઠ્ઠીમાંજ લોઢાંની નળીઓ વલતી રાખી તેના ઉપલા મહોડાંમાંથી બીસ્મથનાં પથ્થરા નાખી બીજા મહોવાટે રસ કાઢી લીએ છે. કોઇ કદાચજ આ ધાતુ ત્રિસલફાઇડ, અને ત્રિસ્લાફાઇડ રૂપે જડે છે. કોઇ કોઇ વેળા એના પથ્થરમાંથી ચાંદી જડે છે.

મુખ્ય કરી આ ધાતુ 'સેકસની ત્રાન્સવા-લવેનિયા અને બોહિમીયામાં જડે છે; પણ મુખ્ય કરી કારનવાલ, કંબરલેંડ, સ્ટરલિંગ, નારવે, સ્વિડન, યુનાઇટેડ સ્ટેટસ, પીરૂ અને આસ્ત્રેલિયામાં થોડો થોડો જડે છે.

આ ધાતુમાં પ્રથમ ગંધક, આર્સેનિક શીસું, ચાંદી અને લોઢાંની ભેળ હોય છે. હિંદુસ્તાનમાં પંજાબ અને નેપાલમાં ત્રાંબુ તથા મેંગેનિજની ધાતુના પથ્થરામાંથી બિસ્મથનાં પથરા જડે છે. બજારૂ બિસ્મ-થમાં તેના દશાંશ વજનનો સોડા ભેળી તેને પીગળાવતા ગંધક અને આર્સેનિકમાંથી બીસ્મથ જુદા પડે છે. હજી તેમાં ચાંદી, શિસું, અને લોખંડનાં અંશ રહે છે. પછી નાઇત્રિક એસીડમાં પિગળાવી કાંઇક વખત પછી તે દ્રવને પાણીથી ભરેલાં વા-સણમાં રેડે છે. એટલે ઘણો ખરો અવિ-દ્રાવ્ય બીસ્મથ નાઇત્રિક તળીએ બેસે છે. તેને ધોઇ સુકવવો અને તેમાં દશાંશ વજ-નનો કોલસો મેળવી તેને મુસમાં ગર્મી આપતાં મુસ મધે શુધ્ધ બીસ્મથ એકઠો થાય છે.

આ ધાતુની પ્રથમ શોધ ઇ. સ. ૧૫૨૯ માં 'આગ્રિકોલા' એ કરી હતી. આ ધાતુ

તૈયાર કરવાનાં મોહોટાં કારખાનાં સેકસનીમાં છે. યુરપમાં આ ધાતુ દર સાલ સરાસરી ૨૫ ટન બનાવવામાં આવે છે. જેમાંનો ૧૮ ટન તો સેકસનિમાંજ બને છે.

બીસ્મથ ધાતુ લાલ રંગદાર ચળકતી, સખત પણ બરડ છે. ૫૧૪°ફ ફેરન ઉષ્ણુમાન ઉપર એનો રસ બને છે; અને તેથી વધારે ઉષ્ણતા આપતાં તે થોડો ઉડી જાય છે. એ થંડો થંતા ઘણો ફેલાઇ શકેછે. શુધ્ધ બીસ્મથનો ઘણો રસ ધન બનતાં સુધી તેને ધીરેધીરે થંડો પડવા દીધો હોય તો, ધન બીસ્મથનો પોપડો ઉપલા પૃષ્ઠ ભાગ ઉપર એકઠો થાય છે. તેમાં તાર બોકી જો રસ રેડયો હોય તો તેનો અતિ સુંદર સ્ફટિક બને છે. એ હવામાં ઘણોખરો કાટ ખાતો નથી, પણ એને ખુલ્લી હવામાં 'આરક્તોષણ' કરતાં તે સળગી ઉઠી, તરત ઓકસાઇડજ બની તેનો ઓકસાઇડનો પિળો ધુમાડો નિકળવા માંડે છે. કલોરિન ગ્યાસમાં એનો ભૂકો નાખતાં સળગી ઉઠે છે, એ બ્રોમિન, આયોડિન અને ગંધક એમનાથી સેહેજમાં સંયોગ પામે છે, હાઇડ્રોકલોરિક ઍસિડ અને જલ મિશ્રિત સલ્ફ્યૂરિક ઍસિડની એની ઉપર ઝાઝી અસર થતી નથી. ખખળતા સલ્ફ્યૂરિક ઍસિડમાં તરત ઑકસાઇડજ બને છે, અને સલ્ફ્યૂરસ અનહાઇડ્રાઇટની વરાળ નિકળે છે, પણ નાઇત્રિક ઍસિડમાં તરતજ ઑકસિડાઇજ બની તેમાં પિગળે છે.

આ ધાતુ બરડ હોવાથી તેનો ઉપયોગ શુદ્ધ અવસ્તામાં વેહેવારમાં થઇ શકતો નથી. ચાંદી, સોનું, વગેરે ઉંચ ધાતુ જૂદી પાડવા માટે કોઇ કોઇ વેળા બીસ્મથ ધાતુનો ઉપયોગ કરે છે. આ ધાતુનાં કેટલાક સંયુકત પદાર્થ રંગ આપવાના કામમાં આવે છે. એના નાઇત્રેટનો ઉપયોગ ઔષધિમાં કરવામાં આવે છે. એની કેટલાકો હલકી ધાતુ બનાવે છે. આ મિશ્ર ધાતુને અંગે બિસ્મથ યોગે ઓછી ગરમીથી રસ બનવાનો ગુણ આવે છે. એની મિશ્ર ધાતુમાં 'ફ્યુઝીબલ મેટલ' નામની જાણીતી ધાતુ છે. ૧ ભાગ શિસું, અને એક અથવા બે ભાગ કલઇ મેળવી આ ધાતુ બનાવવામાં આવે છે. આ મિશ્ર ધાતુનો રસ ૨૧૨ ફેરન ઉષ્ણુમાન ઉપર બને છે, એનો રસ બનાવવા આગમજ એ ચીકણો ને ખરબચડો બને છે. આ મિશ્ર ધાતુને ગરમ કરતાં તે અજબ રીતથી ધીરે ધીરે પ્રસરણ પામે છે.

**બીસવાડા**—આ રાગણી ગાવાની મોસમ વર્ષા ઋતુ અને તે દિવસમાં કોઇ પણ વખતે ગવાઇ શકાય છે. એમાં ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, અને કોમળ બે; મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર, નિખાદ તિવ્ર, કોમળ એ એ મુજબ સાતે સ્વર છે.

**બીહુંગ**—આ રાગણી ગાવાનો વખત મધ્ય રીત્રીનો છે. એની જાતી સંપુર્ણ છે. એનો ગ્રહ સ્વર ધૈવત ને પંચમ ન્યાસ સ્વર છે. વાદી સ્વર ગાંધાર છે.

**બીહાગ**—શ્રી રાગના ૮ પુત્રમાંનો એક. આ સંપુર્ણ રાગ છે. એમાં ખરજ શુધ્ધ, રિખવતિવ્ર, ગંધારતિવ્ર, મધ્યમતિવ્ર, અને કોમળ છે. પંચમ શુધ્ધ, ધૈવતતિવ્ર, નિખાદતિવ્ર છે. એનો ગાવાનો વખત મધ્યરાત્રીનો. એ મહારવા, કિદાર, અને સરસવતિ મિશ્ર અનુવાદી સ્વર છે. એનો ગ્રહ સ્વર નિખાદતિવ્ર છે; ન્યાસ સ્વર ખરજ છે. વાદી સ્વર પંચમ છે. આરોહમાં રિખવ ધૈવત બાદ છે.

**બીહારઃ**—બંગાલમાંનો એક પ્રાંત. ૧૭૬૫ માં આ પ્રાંત ઇસ્ટ ઇંડીયાની સત્તા તળે આવ્યો હતો. આ પ્રાંતનું ક્ષેત્રફળ ૪૪૧૩૯ ચોરસ માઇલ છે; અને વસ્તી ૨૩૧,૨૮૧૦૪ નીછે; જેમાં ⅘ હિંદુ અને બાકીના મુસલમાનો વસે છે. આ પ્રાંતમાં મહોટા પાયા ઉપર અફીણની ખેતી કરે છે. ખસખસની ખેતી માટે ૩૩૦૦૦૦ એકર જમીન રોકેલી છે. તેમજ ⅘ ભાગ જમીન ગુલીની

ખેતી માટે રોકેલી છે. તેમજ અત્રેથી ૮૦૦૦૦૦ ટન તેલી બીયાંનો નિકાશ કરવામાં આવે છે. તેમજ બીજો ઉદ્યોગ ખાંડ, સોડાખારનો છે. રેસમ તથા ચામડાના હુન્નરનો પણ આ પ્રાંતમાં બોહોલો ઉદ્યોગ ચાલુ છે. આ પ્રાંતમાં નીચલા જીલ્લા મુખ્ય છે:—બીહાર અથવા ચાંપરાન, ટીરહુટ, શાહાબાદ, સાહરાન, પટના, પુરનાહ, ભાવલપુર અને સંતાલ પ્રગણા છે. એમાંનાં ૪૦ શેહેરોમાંના દરેકમાં ૫૦૦૦ થી વધારેની વસ્તી છે. મુખ્ય શેહર બીહારમાં વસ્તી ૪૪૦૦૦ છે.

**બીહારીલાલ**—ઉત્તર હિંદુસ્તાનમાં પ્રસિદ્ધતા પામી ગએલો કવી શાલીવાહનની સોળમી સદીના સુમારમાં એ થઇ ગયો હતો. એણે ૭૦૦ દોહેરાનો સતસય્યા નામે ગ્રંથ રચ્યો હતો. તેમાં શ્લેષ, ઉપમા, ઉત્પ્રેક્ષા અને અન્યોક્તિ સમાવેશ કરેલો છે. તેમાં એણે રાધા કૃષ્ણનું વર્ણન તથા વિલાસ અને સંભાષણ બારે વિદવત્તાથી કરેલું છે.

**બીહી**—આ ઝાડનું મૂળ વતન યુરપમાંનો દક્ષિણ ભાગ છે. એ ઇરાન અફઘાનિસ્તાન અને કાશમિરમાં પુશકળ ઉત્પન્ન થાય છે. એના ઝાડ ઉત્તર હિંદુસ્તાનમાં થોડાં જણાય છે, મુંબઇ ઇલાકામાં પુના તથા સતારામાં થોડા ઝાડ નજરે પડે છે, જેપર થોડાં ફળો ઉગે છે. બીજા ઠેકાણેનાં ઝાડ ઉપર મ્હોર આવેલા જણાય છે; પણ ફળો નજરે પડતાં નથી.

બીહીનું ફળ ગોળ સફરચંદ જેવડું હોય છે, કેટલાક વર્ષો આગમજ કાબુલી લોકો અફઘાનિસ્તાનમાંથી એનાં ફળો વેચવા માટે હીંદુસ્તાનમાં લાવતા હતા. આ ફળનો વાસ મીઠો આવે છે, અને તે રૂચીમાં ખાટાં મીઠાં હોય છે. યુરપીયન લોકો તેને ઉકાળી ખાય છે અને તેનાં 'ટાર્ટ' બનાવે છે, પણ હિંદુ લોકો તેમે કાચાંજ ખાય છે.

પંજાબમાં એની ૩ જાતી છે; પણ મુંબઇ ઇલાકાની હવામાં કઇ જાતનાં ઉગે છે તે હજી જણાયું નથી.

'બીહીનાં બી' એ નામે એનો ઉપયોગ ઔષધિ કામમાં બંગાલમાં કરે છે, એનો દારૂ પણ બનાવવામાં આવે છે.

એના ઝાડ માટે સરદ જમીન જોઇએ. એના ઝાડની ડાંખળી અથવા કલમ રોપવાથી તે સારાં ઉગે છે. રોપા મજબુત બનતાં સુધી તેની ઉપર છાંડયો રાખે છે.

**બીહિસ્તુન**—ઈરાનમાંના ઇરાક અજમીના પ્રાંતમાંનો એક યાદગાર કોતરકામવાલો પર્વત. ૧૮૪૬ માં સર, એચ. આર. રોલિન્સને આ પર્વત ઉપરનાં લેખો ઉકલાવ્યાં હતા. અત્રેનાં લેખો ઇ. સ. પૂર્વે ૫૧૬ માં દરાયસ હિસ્તાસ્પે કોતરાવેલાં હોવા જોઇએ એવું અનુમાન કાઢવામાં આવે છે.

**બુકેફાલા**—(જુઓ દીલાવર)

**બુખારા.**—મધ્ય એશિયામાનું શેહેર તથા રાજ્ય. અત્રે મોંઆનના તાબામાં તુર્કસ્તાન અથવા સ્વતંત્ર તારતરી છે. હાલમાં રશિયન સરકારે ઉત્તરમાં પગ પેસારો કરવાથી આ રાજ્યની હદ વધવા માંડી છે; તેમજ દક્ષિણ તરફ અફઘાનીસ્તાનના અમીરનો અમલ ફેલાયલો છે. તે છતાં હજી આ દેશનો માર્ગ એશિયા અને યુરોપ વચ્ચે આગેવાની ભર્યો ભાગ ધરાવે છે અને તે ભાગ અત્યંત તવંગર છે. એનું મુખ્ય શેહેર બોખારા ખનાતનું પાયતખત હોઇ મધ્ય એશિયાનું આગેવાન શેહેર ગણાય છે. આ શેહેરનો ઘેરાવો ૮ માઇલનો હોઇ તેની આસપાસ ૨૦ ફીટ ઉંચી દેવાલ ભરી લીધેલી છે. કીલાનની દરગાહ તથા ખાનનાં મેહેલો જોવાજોગ બાંધકામો છે. તેમજ શેહેરમાં અનેક મુસાફરખાનાં તથા કેળવણી ખાતાંની મુખ્ય પાઠશાળાઓ છે. અત્રેની પ્રજાનો મુખ્ય ભાગ તાજીકસ, ઉકાબેગ, આરબ, તુરકોમાન, ઇરાની તથા

ચુંનાની છે. બોખારાનાં રાજ્યનું ક્ષેત્રફળ ૧,૦૦૦૦૦ ચોરસ મૈલ છે. આ રાજ્ય હાલમાં નામનું સ્વતંત્ર છે, પણ મુખ્ય ભાગ ઉપર રશિયન સત્તા ચાલે છે. આ રાજ્યમાં ૧૦ થી ૨૦ લાખની વસ્તી છે, અને મુખ્ય શેહેર બોખારાંમાં ૩૦૦૦૦ થી ૭૦૦૦૦ ની છે.

**બુચ.**—આ ઉપયોગી પદાર્થ એક પ્રકારનાં ઝાડની છાલમાંથી બને છે. કે જેનો માહેલો ભાગ નરમ અને 'સ્પંજ' જેવો છિદ્રવાલો તથા બાહેરનો સખત લાંકડાં જેવો હોય છે. એ ઝાડ બારે માસ લીલું રહે છે. ફ્રાન્સ, પોરતુગાલ, સ્પેન, ઇટલી, બારબરી તરફનાં જંગલો, સાર્ડિનિયા, ઉત્તર આફ્રિકામાં મોરાક્કો, અલજીરિયા, વગેરે ઠેકાણે બુચની ઉત્પત્તિ થાય છે. સર્વેથી શ્રેષ્ટ જાતનાં બુચ ઉત્તર આફ્રિકાનાં આલજીર્યા તરફથી આવે છે. આ દેશ ફ્રેંચોને તાબે છે. ત્યાંની ૨૫,૦૦,૦૦૦ એકર જમીન બુચના ઝાડની મેદાશ થકીજ રોકેલીછે. પોતાની મેળે ખરી પડતી છાલ કરતાં સંભાળથી કાઢેલી છાલ ઘણાં ઉપયોગમાં આવે છે. યુરોપ તરફ એવાં ઝાડ ૨૬ થી ૩૦ વરસનાં થતાં તેની છાલ દર ૮ થી ૧૦ વરસે આંતરે કાઢવામાં આવે છે; અને એવી સંભાળથી છાલ કાઢેલાં ઝાડ ૧૫૦ વરસ જીવેછે. પ્રથમ આ છાલને કાઢી લેતાં તેને બન્ને બાજુથી સેહેજ બાળેછે ને પછી ઉપયોગમાં લેછે. સ્પેનમાં બુચની ખેતી માટે ૬,૦૦,૦૦૦ એકર જમીન રોકેલી છે.

બુચના ઝાડના ઉધરભાવ માટે કોઇ ખાસ જમીનની જરૂર હોતી નથી. પડતળ, ખડકાળ જમીન ઉપર તે ઓર સારાં ઉછરે છે. અને જૂદાં જૂદાં મુલકોની જમીન તથા હવા પાણી મુજબ બુચની કીસમ અને ચઢતી ઉતરતી જાતની હોય છે. ઇટલી તથા સાર્ડિનિયાનો બુચ સારો ગણાય છે; તેમ આફ્રિકાનો બુચ પણ શ્રેષ્ટ પ્રકારનો ગણાય છે. જેમ જેમ બુચનાં ઝાડોને ઉંચી ટેકડીની ઢલાનવાલી તથા ગરમ હવાવાલી ખુલ્લી જગ્યા મળે, તેમ તેમ ત્યાંના બુચનાં ઝાડ સારી જાતનાં, વાવતાં જલ્દી નહિ ભાગી જાય એવો, ઓછો પોળો તથા મટોડી જેવી રજકણોનાં તત્વથી નિરાળો હોવાનો ગુણ ધરાવતો જણાયો છે. પથ્થરવાલી ટેકડીની જમીન ઉપર એ ઝાડોનો ઉધરભાવ જલ્દી વધે છે; પણ ચુનાવાલી જમીન ઉપર તેઓ બીલકુલ ઉગી શકતાં નથી.

બુચનું ઝાડ જ્યારે નાહનું હોયછે ત્યારે તેની છાલમાં ઝાઝું સ્થિતિસ્થાપક પણું હોતું નથી, યાને વાળતાં તે ભાગી જાય છે; પણ જેમ જેમ તે મોટું અને જુનું થતું જાય છે તેમ તેમ તેમાં એ ખાશિયત આવતી જાય છે. એક વૃક્ષને સારો બુચ આપી શકે એવી પુખ્ત ઉમરે આવતાં ૨૦ થી ૩૦ વર્ષ લાગે છે, અને પુખ્ત ઉમરે આવ્યા પછીજ તેની છાલ ઉતારવામાં આવે છે; જે ૰ાા ઇંચથી ૩ ઇંચ જેટલી જાડી હોયછે.

બુચમાં સ્થિતિસ્થાપકપણું પૂર્ણ પણે પેહેલી હાલતમાં માલમ પડતું નથી; આથી પ્રથમ તેને સેકી ઉકાળવામાં આવે છે. કોઇ વેળા તેને પાણીમાં ઉકાળવાને બદલે માત્ર વરાળથીજ કામ લેવામાં આવે છે, પણ તેથી બુચ સારો બનતો નથી, પણ કઠણ બની ભાગી જાયછે અને ધારા મુજબ વળવાની ખાશિયત રહેતી નથી. તેને કાપી કાઢયા પછી સાફ અને સ્વચ્છ બનાવવા માટે 'ઓકઝેલિક ઍસિડ' અને 'ઓકસેલેટ ઑવ પોટેશ'ની મેળવણીમાં નાખી ધોઇ નાખે છે.

જર્મનીમાં બુચ બનાવવાનો ઉદ્યોગ બહુ મ્હોટા પાયા ઉપર ચાલે છે. ત્યાં આ કામ ઘણાખરા કામદાર કુટુંબનાં બૈરાં છોકરાં હાથેજ બજાવે છે. બુચ કાપતાં છરી ઘડી ઘડી બુઠ્ઠી થતી હેવાથી તેને અવારનવાર

ધાર આપવી પડે છે; આથી યંત્ર વડે બુચ કાપવાનું કામ બરાબર થતું નથી, કેમકે યંત્રની ધારદાર છરી ઘડી ઘડી બુઠ્ઠી થઇ જાય છે, તોપણ જે યંત્રો આ કામ માટે યોજવામાં આવ્યાંછે તે વડે ૦॥ ઇંચથી ૪ ઇંચના વ્યાસના તથા ૦॥ થી ૩ ઇંચ લાંબા બાટલી તથા પીપનાં બુચ કાપી શકાયછે. આવું દરેક યંત્ર આખા દિવસમાં ૪૦૦૦થી ૫૦૦૦ બુચ બનાવી શકે છે; અને તે યત્ર ચલાવવા માટે એકજ માનસ પુરતો થઈ પડે છે. આ એક મનુષ્યને એક છેડેથી છાલ મેળી બીજે છેડેથી તેને કાઢવાનું હોય છે. આ યંત્રમાં કાંઈ એકજ ક્રિયામાં બુચ બની શકતો નથી, પણ તેમને જુદી જુદી ક્રિયામાંથી પસાર થવું પડે છે. પ્રથમ જેટલી લંબાઇનાં બુચ જોઈએ તેટલા લાંબા કટકા છાલમાંથી કપાય છે, પછી તે કકડાની જાડાઇ સમતોલ બને છે. આ કામ ત્રણ જુદાં જુદાં યંત્ર મારફતે બને છે; પણ જો તે કકડા ચોરસ રહેતાં તેને પાછાં ચોથા યંત્રમાં ગોળ બનાવવાં મેળવો પડે છે; જ્યાં વેહતી છરીઓની વચ્ચેથી ગોળ ફરી, ગોળકાર લઈ તેઓ બાહેર પડે છે. બુચનો સામાન્ય ઊપયોગ ઘર સંસારી અને વેહવારૂ કામોમાં તથા સાંચા કામની રચના, વગેરેમાં અગણિત રીતે કામે લાગે છે. ટોપી, પોશાક, તથા બુટનાં સોલ અને ખુદ લાઈફ્ બોટ, રાંધવાના વાસણો, કટોરા, રકાબી, પાણીનાં ટબ, બારીનાં ફાલકાં, ગાડી તથા જમીનપર પાથરવનાં ગલીચા, છાપરનાં નળીયાં, મનુષ્યનાં શરીરનો હાથ, પગ, વગેરે નકલી અવયવો, મૂર્તિઓ, ક્રોસ અને કફનો, ઘોડાની નાળ, જીન વગેરે તહેંવાર સર સામાનમાં એ ઉપયોગી પદાર્થ છે. ફ્રાન્સમાં ધાતુનું રક્ષણ કરવા તેમજ બૉઇલરો, નળીઓ વગેરેનાં સાંચા એકત્ર કરવા માટે બુચનો ઉપયોગ થાય છે. બુચ બનાવતાં તેના કકડા બુકલા વધે છે તેમાંથી ઘોડાના કૉલરો, ગોદડાં, કુશનની ગાડીઓ વગેરેમાં ભરવા માટે વપરાય છે. એ ઉપરાંત બુચનાં બીજા અનેક રીતે ઉપયોગ થાય છે.

**બુઝોર્ગ મેહેર**—અથવા વઝોર્ગ મેહેર. આ વિદ્વાન અક્કલમંદ વઝીર નૌશેરવાન અદલનાં અમલમાં નામના પામી ગયો છે. એની ભારે વિદવત્તા અને નામનાને લીધે એને ગ્રીકો એક ગ્રીક તરીકે, ત્યારે ખ્રીસ્તીઓ એક ખ્રિસ્તી તરીકે જણાવી ગયા છે. ઇસલામીઓ તેને મહમદી ધર્મ પાળનાર તરીકે જણાવે છે; પણ તેમનો તે આરંગો વજુદ વગરનો છે, કેમકે એના અમલમાં તો મહમદ પેગંમબરનો જન્મ માત્ર થયો હતો, ને તે વેળા તે બાળક હતો. બુઝોર્ગ ચેહેરનો જન્મ ઈ. સ. ૪૯૫ નાં સુમારમાં મર્વ શેહેરમાં વસતા એક દાતાવ હકીમ તથા નજુ માને ત્યાં થયો હતો. આ 'બખત' હકીમને આઝાદ સર્વ નામે કોબાદનાં એક વઝીર સાથે ભારે મિત્રાચારી હતી. આથી 'બખત હકીમ, આઝાદ સર્વને પોતાના એલમથી ઘણીક મદદો અવાર નવાર કરતો; તેમાં એક વેળાં નસીબ સંજોગે તેને એક છુપો ખજાનો મેહેલ સાથે જડતાં, તે પોતાના જેવા મુફલેસ વિદ્વાનને નકામો જાણી તેનો ભેદ 'આઝાદ સર્વ'ને છુપી રીતે જણાવતાં; આઝાદસર્વ લોભમાં વધુ ફસી સર્વ માલ ખજાનો પચાવી પાડવા માટે બખ્તને ઉપકારના બદલામાં મારી નાખ્યો; કે તેને મળેલા ખજાનાની વાત હંમેશની છુપી રહે. જે વેળા આઝાદ સર્વે બખ્તને મારી નાખ્યો તે વેળા તેની બાઇડીને હમેલ હોવાથી તેણીને જુઠી રીતે સમજાવી લીધી કે, તેના ધણીને પરદેશ કામે મોકલ્યોછે અને તેથી તે આવે ત્યાં સુધી તેનું પોષણ તેના પોતાના તરફથી કરવામાં આવશે. ને પછી બુઝોર્ગ મેહેરનો જન્મ થયા પછી થોડે વર્ષે આઝાદ સર્વે તે મા બેટાઓનો ખર્ચ બંદ કરવાથી તેમની ઉપર ભારે વિપત્તી ગુજરી. બુઝોર્ગ ચેહેર બચપણથી ચાલાક હોવાથી પોતાના ગુરૂનો મ્હા મેળવી મુફતમાં વિદ્યા-

જ્ઞાન સંપાદન કરયું અને માતાનું તથા પોતાનું જેમ તેમ ગુજરાન ચલાવીયા છતાં ઘેરમાંનો સરસામન વેચવા માંડયો. આ વેળા તેને એક ભવિષ વાણીની ચોપડી હાથ આવતાં તેમાં વાંચી જોતાં પોતાના પિતાનું કેમ ને કયાં ખુન થનાર હતું (થયું) તે જાણી તેણે આજાદ સર્વ ઉપર કીનો લેવાનો કસદ કીધો. જયારે આજાદ સુર્વે પોતાને મળેલા જરના જોરે આલિશાન મકાન બંધાવી ભારે નામના મેળવી ત્યારે બુજોર્ગ ચેહેર યોગ્ય ઉમ્મરે પોંહચી તેની કેટલીક એબ જાહેર કરવા જતાં છુપી રીતે આજાદ સર્વને હાથે કેદ થયો. પણ એક વેળા પાદશાહ નોશેરવાનને કાઇ વિચિત્ર સ્વપનું આવતાં તેની તાસીર કોઈ નહિ કહી શકવાથી આજાદ સર્વે બુજોર્ગ મેહેરની સાહાયતાથી જણાવવા જતાં પોતે ખુલ્લો પડયો. તે વેળા બુજોર્ગ મેહેરે પોતાના પિતાંના મ્હોતનું તેની ઉપર વેર લઇ પાદશાહના સ્વપનાનો ખુલાસો કરી તેના જનાનખાનામાં એક પુરૂષ સ્ત્રી બેશે ભરાયલો હતો તેને જાહેરમાં આણ્યો. તે પછી પાદશાહે એની કાબેલીયતનો અનુભવ લઇ તેને ૪,૦૦,૦૦૦ દીરમનું ઇનામ આપી વજીરને દરજ્જે ચઢાવ્યો હતો. બુજોર્ગ ચેહેરે સેત્રંજની રમત પ્રથમ ઇરાનમાં જાહેર કરી તથા દામની રમત શોધી કાઢયા ઉપરાંત 'વીનેઅર્થશદર' નામની એક બીકટ રમત શોધી કાઢી હતી. તે રમત યોગે સૃષ્ટિજ્ઞાનની સમજણ મનુષ્યને રમત ગમત સાથે મળે એવી તેની ધારણા હતી. આ રમતમાં લગભગ ૫૧ મોહરાં હતાં, અને તે નીચે મુજબ દરજ્જેનાં હતાં.

૧—દાદાર અહુરમજદ દુન્યાનો પેદા કરનાર મોહોરૂં ૧ લું ને મુખ્ય.

૨—બે મોહરાં, બે ખાકી, ને મીનોઇ જેહાંન દર્શાવનાર.

૩—ત્રણ મોહરાં હુમત, હુખ્ત, અને હુવરસ્તનાં વિચાર દર્શાવનાર.

૪—ચાર મોહરાં, ૪ અનાસર, (આતશ, પવન, પાણી તથા ખાક)—(અને ૪ દિશાનું જ્ઞાન આપનાર.)

૫—મોહરાં પાંચ મીનોઇ રોશનીનાં રૂપ દરશાવનાર.

૬—મોહરાં ગાહમ્બારની છ ઋતુ દરશાવનાર.

૧૫—સફેદ મોહરાં દિવસ બતલાવનાર.

૧૫—કાળાં મોહરાં રાતનું રૂપ બતલાવનાર હતા.

ઉપલી રમત ઉપરાંત બુજોર્ગ ચેહેરે દાનાઇનાં સુખનોનાં પુસ્તકો અનેક રચ્યાં હતાં. કેટલાકો જણાવે છે કે એણે ખ્રિસ્તી ધર્મ તરફ શીદાગીરી બતલાવતાં પાદશાહ અહુરમજદે એને મારી નખાવ્યો હતો; ત્યારે કેટલાકો એ પોતાની દાનાઇ અને લાગવગથી પ્રજામાં ભારે વગ ધરાવવા માંડતાં એ કોઇ દિવસે સામો થશે એવા ભયથી હોરમજદે એનો પ્રાણ લેવડાવ્યો હતો.

**બુદલીયા**—આ ફુલ ઝાડની ૬ જાત પ્રસિદ્ધ છે. નવાં ઝાડ કલમ રોપવાથી તે ૬ ફીટ ઉંચા વધે છે. એની ઉપર માર્ચ મહિનામાં ગુલાબી રંગના ફુલોનાં પાંચ છ ઈંચ લાંબા ઝુમખા આવે છે.

**બુદાપેસ્ત**—આસ્ટ્રો-હંગેરી શેહેનશાહતમાંનુ મુખ્ય શેહેર. એ ૧૮૭૩ થી હંગેરીનું પાયતખ્ત છે. આ શેહેર વિયેનાની દક્ષિણ પૂર્વે ૧૩૦ માઇલ ઉપર ડેન્યુબ નદીના બેઉ કાંઠા ઉપર વસાયલું છે. ડેન્યુબની પશ્ચિમે બુદા શેહેરનો ભાગ પુરાણી બાંધણીનું વેપારનું મુખ્ય મથક હોઇ ત્યાં વાઇનનો બોહોળો વેપાર ચાલે છે. અને 'પેસ્ટ' ભાગ પુલથી બુદા સાથે જોડાયલો હોઇ તેમાં યુનીવરસિટી, ઉન, રેશમ, ચામડાં, વગેરેનાં કારખાનાં છે. અત્રે દરસાલ ૪ જાત્રા ભરાય છે. બુદાપેસ્તમાં લોક વસ્તી ૩,૬૯,૮૨૧ ની છે.

**બુંદી**—અથવા 'હાડાવતી'નું રાજ્ય. અત્રેના રાજા ચદૃઆણુ જાતનાં રજપૂત હોઇ 'માહા રાવ રાજા' કહેવાય છે. આ રાજ્યનો વિસ્તાર ૨,૩૦૦ ચૌરસ મૈલ છે, લોકવસ્તી ૨,૫૪,૭૦૦ ની છે. વાર્ષિક ઉપજ રૂ. ૮,૦૦,૫૦૦ ની છે. આ રાજ્ય બ્રિટીશ સરકારને ખંડણી ભરે છે, રાજ્યનાં લશકરમાં ૭૦૦ સ્વાર, ૧,૩૭૫ પ્યાદલ અને ૮૮ તોપ છે. રાજ્યને તાબે ૮૦૨ ગામો છે.

બુંદી સંસ્થાનનો મ્હોટો ભાગ પહાડી અને ખરબચડો છે. આથી જંગલથી ભરપૂર રહે છે. દેશમાં મુખ્ય નદી ચંબલ વહે છે. સર્વે જાતનાં ઇમારતી લાકડાં તથા ધાન્ય ત્યાં ઉત્પન્ન થાય છે. મુખ્ય વસ્તી ભીલ, રજપૂત, જાટ, મુસલમાન અને પરદેશીઓની છે. બોલાતી ભાષા હાડોતી અને ઉત્તર તથા દક્ષિણ ભાગમાં માલવી ચાલુ પ્રચારમાં છે. મુખ્ય પાયતખત બુંદી, સીરાબાદ, નીમચ વચ્ચેની રેલ્વે લાઇનનાં હમીરગઢ સ્ટેશનની પૂર્વે ૬૦ મૈલ ઉપર છે. રાજ્યમાં ઇંદ્રિગઢ, દગારી, દુબલાણા, નૈનવા, વગેરે જાણીતાં શેહેરો છે.

**બુંદેલખંડ**—એક મ્હોટો દેશ, એનો થોડો ભાગ દેશી રાજ્યોના તથા બાકીનો ભાગ બ્રિટીશ સત્તા તળે છે. બ્રિટીશ બુંદેલખંડમાં હમીરપૂર, જાલનાં, લલીતપૂર અને બન્દા એ મુખ્ય જીલ્લા છે, જેમાં લોક વસ્તી ૨૧,૬૧,૪૯૫ (૧૮૮૧ માં) ની, અને બુંદેલખંડના રાજ્યો તથા બ્રિટીશ સત્તા તલેનાં દેશમાં જુમલે વસ્તી ૨૫,૦૦,૦૦૦ની છે. મુખ્ય ભાગ હિંદુ વસે છે.

**બુન દેહેશ**—જરતોસ્તીઓમાં જાણીતો એક પેહેલવી ગ્રંથ. તેમાં પ્રાચીન ઇરાનવેજનો ભૂગોળ, તવારીખ અને સામાન્ય બાબતોનું વર્ણન આપેલું છે. આ ગ્રંથ કીયા જમાનામાં લખાયો તે વિશે પ્રોફેસર દારમેસ્તેતરે ચોકસ ખુલાસો કર્યો છે. તેના જણાવવા મુજબ બુનદેહેશનો' જે તરજુમો ઇંગ્રેજી ભાષામાં, પ્રોફેસર ઇ. ડબલ્યુવેસ્તે પ્રગટ કર્યો છે, તેનાં ૨૩ માં પ્રકરણમાં નીચલો ફકરો મળે છેઃ—વળી એમ પણ કેહવામાં આવે છે કે, અજીદહાક (જોહાક) ના રાજ્યમાં એક જુવાન (માજદયસ્નાન) સ્રીને એક દેવ (બુતપરસ્તી) શખ્સ સાથે અને એક જુવાન (મજદયસ્નાન) શખ્સને એક દેવી (મૂર્તિ પૂજક) સ્રી સાથે પરણાવવામાં આવી હતી. અને તેઓના સંબંધથી કાલી ચામડીવાલો હબસી ઉત્પન્ન થયો હતો (યાને સિદ્દી). ફરેદુન જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેઓ ઇરાન દેશમાંથી નહાસી ગયા, અને સમુદ્ર કાંઠે જઇ વસ્યા. હાલમાં આરબોનાં હુમલા મારફતે તેઓ પાછા ઇરાનમાં વિખેરાઇ ગયા છે."

ઉપલા ફકરામાં પેહેલવી શબ્દનો અર્થ પ્રોફેસર વેસ્ટ હબસી કહેછે તે 'જંગીક' છે, આથી પ્રોફેસર દારમેસ્તેતર એવો અભિપ્રાય જાહેર કરે છે કે 'જંગીક'નો અર્થ સાધારણ રીતે હબસી થાય છે ખરો; પણ તેનો અર્થ અત્રે 'જંગીક' નામની પ્રજા થાય છે, જેઓ સાધારણ રીતે 'જંગબારી' પ્રજા તરીકે ઓળખાય છે, અને આથી સાબેત થાય છે કે ફરેદુનનાં અમલમાં નહાશી ગએલા જોડાં સમુદ્ર કાંઠે જઇ વસ્યાં તે જંગબાર કોસ્ટ તરફનોજ મુલક હશે, અને આ વાકયમાં બુનદેહેશ લખનાર 'હાલમાં' જે લખે છે તે તેના વખતમાં જંગીક લોકો ઇરાનમાં ફરી વળ્યા તેનુંછે. આથી જંગીકોની ચઢાઈ સમયે બુનદેહેશ લખાઇ હશે.

તવારીખ ઉપરથી જણાય છે કે અલીઇબ્ને મહમદઇબ્ને અબ્દરેહમાન એક અલીના કુટુંબનો સરદાર હિજરી સન ૨૫૪ યાને ઇ. સ. ૮૬૮ નાં વર્ષમાં જંગીક લોકોની એક મ્હોટી ફોજ સાથે ઇરાનપર ચઢી આવ્યો હતો, ને તે ઇ. સ. ૮૯૨ સુધી ઇરાનમાં રહયો હતો. આથી આ ૯ા સદી

દરમ્યાન બુનદહેશનો ઉપલો ભાગ-યા પ્રકરણ અથવા તમામ બુનદહેશ લખાઇ હશે. અથવા પ્રાચીનકાળથી લખાતી આવેલી જૂદે જૂદે હાથની બુનદહેશ આ સદીમાં ફરી લખાઈ હોય એ બનવા જોગ છે.

બુદ્ધ—આ ગ્રહને સ્કેન્ડીનેવીયન પ્રજામાં Odin અથવાં Woden નામે દેવતાનાં ઉપરથી ખ્રિસ્તીઓએ આ દિવસને Wodens અથવા Wednesday નું નામ આપ્યું છે. પણ હિંદુઓએ બુધ નામે દેવતા ઉપરથી આ નામ આપ્યું છે.

સૂર્ય માળામાં સર્વ ગ્રહોમાં બુધ્ધ સૂર્યની ઘણી નજદીકનો છે. આ ગ્રહની કક્ષા સૂર્યની એટલી તો પાસે છે. કે આ ગ્રહ સૂર્યથી ઘણો દૂર કદી જતો નથી. આથી ખુલ્લી આંખે બુધ્ધ કોઈ કોઈ વેળા જોઈ શકાય છે. જે વેળા બુદ્ધ, સૂર્યોદય પેહેલાં સુમારે પોણાબે કલાક આગમજ ઉગે છે, અથવા સૂર્યાસ્ત પછી પોણાબે કલાકે અસ્ત પામે છે, ત્યારેજ આ ગ્રહ ખુલ્લી આંખે જણાય છે. પણ બીજી વખતે દેખાતો નથી.

કોપરનીકસને આ ગ્રહ કદી નજરે પડયો નહોતો, આથી તે મરતા સમયે ઘણોજ રંજીદા બન્યો હતો. તે છતાં આ ગ્રહની શોધ ઘણા પ્રાચીન કાળમાં થએલી હતી. સૂર્યથી બુધનું અંતર મધ્યમ માનથી ૩,૬૦,૦૦,૦૦૦ માઇલ છે. સર્વ ગ્રહની કક્ષા પૂર્ણ ગોળાકાર નથી, ઓછી વધારે દીર્ઘગોળાકાર બદામી આકારની છે. અને આ ગ્રહનો સૂર્ય આસપાસ ફરવાનો માર્ગ તો સર્વ ગ્રહના માર્ગ કરતાં ઘણોજ દીર્ઘગોળાકાર છે, આથી આ ગ્રહ સદા સૂર્યથી સરખા અંતર ઉપર રહેતો નથી. એ કદી કદી સૂર્યની તદન નજદીક આવે છે, અને કદીતો સૂર્યથી ઘણે છેટે જણાય છે. જ્યારે એ સૂર્યની ઘણી નજદીક જણાય છે તે વેળા સૂર્યથી તેનું અંતર ૨૮,૫૦,૦૦૦૦ મૈલ હોય છે; અને જ્યારે એ ઘણો દૂર રહે છે ત્યારે તેનું અંતર ૪,૩૫,૦૦,૦૦૦ મૈલ હોય છે. આથી મધ્યમ પ્રમાણે જોતાં એ સૂર્યથી ૩,૬૦,૦૦,૦૦૦ મૈલ ઉપર છે.

બુધની સૂર્યની આસપાસ પ્રદક્ષણા કરવાનો માર્ગ જે છે, તેની લંબાંઇ ૨૩,૨૦,૦૦,૦૦૦ મૈલ હોય છે. એટલે સૂર્ય આસપાસ એક પ્રદક્ષણા કરવા બુધને ઉપલું અંતર કાપવું પડે છે. અને આટલો પ્રવાસ કરવા માટે બુધને ૮૮ દિવસની મુદત લાગે છે, ત્યારે બુધ એક સેકંદમાં ૨૯ મૈલ ચાલે છે, એમ ઠરે છે.

બુધની સૂર્ય આસપાસ પ્રદક્ષિણા ૮૮ દિવસમાં યાને ત્રણ માસમાં પુરી થાય છે; એટલે બુધ ઉપરનો એક વર્ષ આપણા ૩ મહિના જેટલો થાય છે, આથી ૩ માસમાંજ સર્વ ઋતુઓ પુરી થતી હશે. બુધની કક્ષા પૃથ્વીની કક્ષાની અંદર હોવાથી આ ગ્રહ સૂર્ય આસપાસ ફરતો હોય છે, ત્યારે કોઈ વેળા પૃથ્વી અને સૂર્ય એમની વચ્ચે એક રેષામાં આવે છે. તે વેળા સૂર્ય બીંબ ઉપરથી ગોળાકાર કાળાં ટપકાં જેવો જતાં જતાં બુધ નજરે પડે છે. એને બુધ સંક્રમણ. બુધનું સૂર્ય બીંબ ઉપરથી જવું એમ કહે છે. બુધના સંક્રમણ સમયે વેધ લેતાં એમ જણાયલું છે કે બુધ એ તમામ ગોળ ગ્રહ છે. સૂર્ય મંડળ ઉપરથી જતાં જોકે બુધ કાળા ટપકાં જેવો દેખાય છે, તોય કદી કદી કાળાં ટપકાં આસપાસ સહેજ પ્રકાશિત એવી ગોળાકાર કોર જોવામાં આવે છે. આ ઉપરથી બુધ ઉપર જાડું વાતાવરણ હશે એમ અનુમાન છે.

બુધનો આકાર પૂર્ણ ગોળાકાર છે. પૃથ્વી જેવો બેઉ ધ્રૂવ તરફ સેહેજ પણ ચપટો નથી. બુધને પોતાનો પ્રકાશ નથી અને તેથી તે સર્વ ગ્રહો પ્રમાણે સૂર્ય તેજથી પ્રકાશે છે. ખુલ્લી આંખે તે ગોળાકાર ટીલી રૂપે ચળકતો દેખાય છે, પણ દુર્બિનથી જોતાં એ ગ્રહનાં ચંદ્ર પ્રમાણે કલા પણ

દેખાય છે. શુક્રની કલા તેમ ખુલ્લી આંખે દેખાતી નથી. આ ગ્રહનો વ્યાસ માત્ર ૩૦૦ મૈલનો છે.

આ ગ્રહ પૃથ્વીનાં વીસમાં હિસ્સા જેટલો નાહનો છે; અને ત્યાંની મટોડી તથા પથ્થર પૃથ્વીનાં આ પદાર્થ કરતાં સવાયાં ભારી છે. આથી તેનું વજન સાડી પાંચસો પરાધ ખાંડી છે. એ સૂર્ય નજદીક હોવાથી કદાચ ત્યાં ઉષ્ણતા બેહદ હશે, આથી પ્રાણી જીવન ન હશે. પણ જો ત્યાં વાતાવરણ ઘણું જાડું હોયતો પ્રાણીઓની વસ્તી પણ હશે.

વરાહમિહિરે પોતાનાં જ્યોતિષ ગ્રંથમાં જણાવેલું છે કે બુધ જો નજરે પડે તો ઘણી હાની કરાવે એવી પ્રજાની સમજ છે.

હિંદુ પુરાણમાં બુધને ચંદ્રનો પુત્ર કેહલો છે. અને ચંદ્રને સોમ એમ પણ નામ મળેલું છે. આ ઉપરથી બુધને સૌમ્ય પણ કહે છે. આથી બુધવારને કોઇ કોઈ સૌમ્યવાર પણ કહે છે. તેજ મુજબ બુધ એ રોહીણીનો પુત્ર છે, એવી પુરાણમાં કથા છે; આ ઉપરથી તેને રોહીણેય' એવું પણ નામ મળેલું છે. એટલે આ ગ્રહને બુધ, સૌમ્ય અને રોહીણેય એવાં ત્રણ નામે ઓળખવામાં આવે છે.

**બુરબન.**—ગુલાબના ફુલોમાંની હજારો જાતમાંની એક જાત. એનું ઉત્પતી સ્થાન બુરબન ટાપુ છે. એ હિંદ દેશી ગુલાબના વર્ગનુંજ છે. એની જાતો નીચે મુજબ છે; આસીડાયલી—સફેદ, ગોળ અને ડબલ, સર જોસેફ પ્યાકસ્ટન અત્યંત ગુલાબી, જોરમાં ઉગનાર, સૌવ્હેનિઆરડી માલેમેસન માછલીનાં રંગનો મ્હોટો ને પુર્ણ ગુલાબી, સૌવ્હેનીયરડી આડીલેઆન, સુંદપ ચળકતો, ગુલાબી, ભરેલો ને આકારે સુંદર છે.

**બુલડોગ**—કુતરાની એક જાત. એ દેખાવે કદરૂપો અને સ્વભાવે ધાતકી હોય છે. એને શેકાર કરવા શીખવ્યો હોય તો તે ઘણો ઉપયોગી થઇ પડે છે. આગલા વખતમાં યુરોપમાં ગોધાને છેડવા માટે તથા તેની સાથે ટક્કર ઝીલવા આ કુતરાને ઉપયોગમાં લેતા. તે ઉપરથી એનું નામ બુલ-ડૉગ એટલે ગોધાનો કુતરો પડયું છે.

**બુલફીંચ**—આ પક્ષી યુરપના ઘણાખરા ભાગોમાં નજરે પડે છે. એ ઈંગલંડમાં સારી રીતે જાણીતું છે. એ પોતાનો માળો કાળા કાંટાની વાડના ગીચ ભાગમાં બાંધે છે. એ પોતાનાં ચાર પાંચ ઈંડાં જે મેળે છે તે છેડાપર કાળાં ટપકાંવાળાં સફેદ અથવા બહુ રંગનાં હોય છે. આ પક્ષી જરમનીમાં સાધારણ છે. જરમનો એને પાળી ગાતાં શીખવે છે. એ પોપટ પ્રમાણે પ્રિતથી હળી મળી જાય છે.

**બુલબુલ.**—પોતાના અત્યંત મધુર હલક અને સુંદરતાં માટે જાણીતું થએલું પક્ષી છે. એ પોતાનો માળો ગીચ ઝાડીમાં બાંધી કીડા અથવા ફળ ફુલ ઉપર નિર્વાહ કરે છે. બુલબુલમાં નર માદા કરતા વિશેષ મધુર સુરે ગાઇ શકે છે. આ પક્ષી પોતાનાં માળા નાહના ને અલગા બાંધે છે. જેમાં માદા વર્ષમાં બે મરતબે ઈંડા મેળે છે; અને તેની જાલવણી નર બુલબુલ કાળજીથી કરે છે. આ પક્ષી ઘણું કરી ઇરાન, ચીન, સીયામ, અને બીજા થંડા દેશોમાં વસંત ઋતુ દરમ્યાન નજરે પડે છે.

ઈંગલંડમાં બુલબુલ એપ્રિલની અધવચે નજરે પડે છે; પણ ઈંગલંડના છેક પશ્ચિમ તથા આયરલંડ તરફ નજરે પડતું નથી. એ સ્વિડનમાં નજરે પડે છે. પણ યૉર્કશાયર પ્રગણાથી વધારે ઉત્તરે જતું નથી. એ શિયાળામાં આફ્રિકા તરફ જઇ વસે છે. આ પક્ષી બીહીકણ હોવાથી ઘણું ખરૂં ઝાડીઓમાં ભરાઇ રહી નાહના કીડા, કીડીનાં ઈંડા, અને બેરીનાં ઝાડનાં ફળખાઇ તેપર નિર્વાહ કરે છે. એ વાડ અથવા ઝાડનાં નીચલા ભાગમાં માળો બાંધે છે. એના ઈંડા ઓલીવ્હસ પકતા ભૂરા રંગના હોય છે.

બુલબુલને કુદરતી એવી તો બક્ષેસ થએલી છે કે તે પોતાનાં માતપિતાને જોઇ તેની ઝટ નકલ કરી મધુર સ્વરે, ગાણું ગાય છે. જુવાન નર બુલબુલને પુછડી બરાબર ઉગે તે આગમજ તે ગાયણુ ગાતાં શિખી લેયે છે. આ પક્ષી આખું વર્ષ ગાતું નથી, પણ જુનથી જુલઇ મહિના સુધીમાં જ્યારે તેની માદાએ બચ્ચાં કાઢયાં હોય અથવા નહિ તો તેણી ઇંડાંને સેવવા બેઠી હોય ત્યારે નિરાંતની મજાહમાં ગવાતું ગાયન બંદ પડે છે; અને આ વેળા તે કઠોર અવાજ કાઢે છે. એ પોતાની માદાને ગુમાવતાં બીજી મળે ત્યાં સુધી ગાયનમાં શોક કરે છે; પણ માદા મળતાંજ તે ગેલમાં આવે છે. આ પક્ષી વિષે તહેવાર દંતકથાઓ દરેક ભાષામાં પ્રગટ થએલી છે, બુલબુલનું અલંકારિક વર્ણન કવિઓની કવિતામાં જાબજા મળે છે.

**બુલવરલીટન સર**—આ જાણીતા કવિનો જન્મ ઇ. સ. ૧૮૦૫ માં નૉરફોક પ્રગણામાં થયો હતો. એણે કેમબ્રિજની પાઠશાળામાં કેળવણી લીધી હતી. એણે પ્રથમ ૨૧ વર્ષની જુવાન વયે પેહેલવેહેલી કવિતા Weeds and Wild Flowers નામે રચી પસિદ્ધ કરી હતી. તે પછી એણે કવિતાને બદલે વાર્તા તથા નાટકો લખવામાં વખત ગુજાર્યો હતો.

આ કવિ પોતાની જાતી બાહોશીથી આમની સભામાં સભાસદ તરીકે બીરાજ્યો હતો. પ્રથમ એ પ્યુરીટન અથવા 'વીગ' ટોળીનાં હતો. પણ પાછળથી પાદશાહી અથવા 'ટોરી' ઉમરાવોની સંઘમાં દાખલ થયો હતો, જ્યારે લૉર્ડ ડરબી વડો પ્રધાન થયો ત્યારે એને મદદનીશ સંસ્થાનના પ્રધાન તરીકે નેમ્યો હતો. સર લીટન તે પછી પ્રધાન મંડળમાં પણ પદિ પામ્યો હતો, તે વેળા તેણે રચેલું 'મિલ્ટન' કાવ્યે એને ભારે પ્રસિદ્ધતા આપી, એણે રચેલા Richlicu અને The Lady A Lyons નામનાં બે નાટકો ઘણા વખણાયલાં છે. સર લીટને લૅટિનકવિ હોરેસની ગજલો તથા જર્મન શિલરની મધુર કવિતાઓનો તર્જુમો ઈંગ્રેજી ભાષામાં કર્યો છે. એનું મરણ ઇ. સ. ૧૮૭૩ માં નિપજ્યું હતું.

**બુષ્યાંત**.— એક દેવજાદો. એને આળસાઇનો દેવ કહે છે. મેહેર યષ્ત મુજબ એ મેહેર ઇજદથી ડરે છે. સબબ મેહેર રોશની ઉપર મવક્કલ છે; અને રોશની અંધકારથી ઉલટી રીતે મનુષ્યને ઉપ્યોગી બનાવવાને ઉશકેરે છે.

**બૃહત્કથા**.—કાત્યાયન કૃત ૭,૦૦,૦૦૦ શ્લોકનો ગ્રંથ. એ સંસ્કૃત ભાષામાં છે.

(૨) ગુણાઢય કવિએ રચેલો ગ્રંથ. આ ગ્રંથ ઇસ્વીસનની બીજી સદીમાં પ્રથમ 'પૈચાશી' ભાષામાં લખેલો હતો, તે પછી સોમદેવ ભટે તેનું સંસ્કૃતમાં ભાષાંતર કરયું હતું, અને તેનું નામ કથા સરિસ્તાગર રાખ્યું હતું; એમ ડો૦ બુલ્હર લખે છે. આ કથા સરિસ્તસાગરનું ભાષાંતર ગુજરાતીમાં થએલું છે.

**બૃહદ્રથ**.—દેવરાત જનકનો પુત્ર; તેથી એને દેવરાતી પણ કહે છે. એણે શાકલ્યાદિક ઋષિઓને તેડાવી યાજ્ઞ વલ્કય વગેરેને આમંત્રણ કરી, જે બ્રહ્માનિષ્ટ હોય તેને ગાયો લેવા કહી. આથી આ ગાયો જ્ઞાનવલ્કેયે લઇ, તેણે બીજા ઋષિઓ સાથે બ્રહ્મજ્ઞાન સંબંધી વાદવિવાદ કરી જીત મેળવી હતી. આથી બૃહદ્રથ એ ઋષિનો શિષ્ય થયો હતો.

(૨) સોમવંશિય પુરૂકુલોત્પન્ન ઉપરીચર વસુ રાજાનો વડો પુત્ર. એને સંતતી નહિ થતી હોવાથી એક ઋષિએ મંત્રીને આપેલા ફળને કાપી પોતાની બે પત્નિને ખવાડતાં તે બેઉને ગર્ભ રહ્યા, પણ જ્યારે તેઓએ પુત્ર પ્રસવ્યો ત્યારે તે આખા નહિ પણ અર્ધા પ્રસવ્યાથી બૃહદ્રથે તેમને ઉકરડાપર નખાવી દીધાં, પણ 'જરા' નામે વૈદે તેમને જોડી જીવંતા કરતાં, એણે તે બાળકનું નામ જરાસંધ પાડ્યું હતું. એણેજ ઋષભ નામે

રાક્ષસને મારી તેની ચામડીનાં નગારાં બનાવી ગિરિવરજના દરવાજાપર રાખ્યાં હતાં.

**બૃહન્નાટ** (જુઓ અર્જુન.)

**બૃહસ્પતિ.**—ખ્રિસ્તી લોકો એને Thursday યાને ઓડીનનાં બેટા થૅાર (Thor) ઉપરથી તેની પુંજાનાં દિવસ લેખે ગણે છે. પણ હિંદુઓમાં દિવસનું નામ બૃહસ્પતિ નામે દેવતાના નામ ઉપરથી પાંડયું છે.

ચાલુ વૈવસ્વત મવંતરમાંનો જે બ્રહ્મપુત્ર અંગિરા ઋષિ, તેના ૮ પુત્રમાંનો એક. એને અગ્નિવંશના સંબંધથી ત્રીજી પદ્નિના અગ્નિમાં ગણેલો છે. એની શુભા અને તારા એવી બે સ્ત્રીઓ હતી. એ અસ્ત્રશસ્ત્ર આદિ વિદ્યામાં એકકો અને સૅભામાં વાચાળ હતો. એણે કેટલીક સ્મૃતિનાં અને એક બે ચાર્વાકિ મતનાં ગ્રંથો રચ્યાં હતા. (જુઓ ગુરૂગ્રહ તથા નવગ્રહ.)

**બેંક.**—ગ્રીસ તથા રોમમાં નાણાને સલામત રાખવા માટે બેંકો સ્થાપન થઇ હતી, પણ તેઓ ધીરધારનો વેહેવાર રાખતા નહોતાં. વેપાર વેહવારને સગવડ આપવાની રીત પાછળથી નિકળી છે. પેહેલી બેંક ઇ. સ. ૮૦૮માં યાહુદીઓએ ઈંગલંડમાં ખુલ્લી મેલી હતી. વેનિશિયનોએ પ્રથમ બેંક ૧૧૫૦ માં સ્થાપી. વેનિશિયન લોકે પ્રદેશોમાં બેંકનો રેવાજ દાખલ કીધો, જે વેળા તેમને 'લૅામ્બડિ'ને નામે ઓળખતા હતા. લંડન મધે લૅામ્બાર્ડ સ્ત્રીટ છે, તેનું નામ એજ નાણા ધીરનારાં વિનિસ્યનો ઉપરથી પડયું છે.

લંડનના ટાવરની ટંકશાળમાં વેપારીઓનાં પૈસા હતા, તેપર પેહેલા ચાર્લસે તરાપ મારવાથી ટંકશાળની આંટ ભાંગી હતી, આથી પોતાની દોલત સલામત રાખવા માટે કોઇ બીજી જગો શોધવાની તેઓને ફરજ પડી, કેમકે નાણું ઘરમાં રાખવાથી ઘણીક વખત તેઓનાં હાથ નીચેનાં માણસો ચોરી કરીને લશકરમાં નહાશી જતા હતા, એટલા માટે ત્યાંના સોનીઓ જેઓ પોતાનો કિમતી માલ મુકવાને માટે મજબુત પેટીઓ રાખતા હતા. તેઓની પાસે વેપારીઓ સઘળા એકમત થઇને પોતાનું નાણું પણ રાખવા લાગ્યા હતા. અને એ મુજબ ઈંગલંડમાં બેંકની શરૂઆત થઇ હતી.

બેંક ઑાવ ઈંગલંડ ઇ. સ. ૧૬૯૪ માં વિલીયમ પિટમેન નામના વેપારીએ કાહડી હતી. આ ગ્રહસ્થે તથા લંડનનાં બીજા વેપારીઓએ ૧૨,૦૦,૦૦૦ પૌંડની થાપણ ઉઘરાવી તે સરકારને વર્ષ દહાડે ૮ ટકા લેખે વ્યાજે આપી હતી. પેહેલા પટામાં એવી શરત હતી કે ૧૭૦૫ નાં આગસ્ટ મહીનાની પેહેલી તારીખ પછી ગમે તે વખતે એક વર્ષની આગમજથી ખબર આપીને ૧૨,૦૦,૦૦૦ પાઉંડ પાછા આપીને પટો રદ થઇ શકે.

હાલમાં આ બેંકમાં ગવરનર, ડેપ્યુટી ગવરનર અને કોર્ટ ઑાવ ડીરેક્ટરોને પણ શેર હોલ્ડરો તરફથી ચુંટણીથી નેમવામાં આવે છે. આ બેંકનો છેલ્લો પટો ઇ. સ. ૧૮૪૪ માં બદલી આપવામાં આવ્યો હતો; અને પાર્લામેંટમાં પસાર થએલા ખાસ કાયદાની રૂહે આ બેંકને નોટો છાપવાની પરવાનગી હતી, તેમજ આ બેંકનો સરકારી ટંકશાળ સાથે પણ નિકટ સંબંધ છે. આ બેંક જાણીતા વેપારી, શરાફો તથા યૂનાઇટેડ કીંગડમની દરેક બેંકો સાથે લેવડ દેવડનો સંબંધ ધરાવે છે.

**બેકટીરિયા** અથવા **બેસિલાઇ***—પૃથ્વીપર વનસ્પિતી તથા પ્રાણિ જીંદગી તર્હેવાર આકારમાં પંથરાયલી છે. તેમાં તે ઉપરાંત બીજા ઝીણા જીવતા વનસ્પતી વિભાગના પદાર્થોછે જેને બેકટીરિયા અથવા બેસિલાઇ કહે છે. જે ખુલ્લી આંખે દિસતા નથી

*ડૉ૦ મંચેરજી બેહેરામજી કોલાહ્ડા એમ. ડી. કૃત ભાષણ આધારે (જ્ઞાન પ્રસારક મંડળી તરફનું ભાષણ ૧૮૯૪ ૧૩ ફેબરવારી.) આ વિષય લખ્યો છે.

પણ તેનો ફેલાવો તમામ વાતાવરણમાં, પાણીમાં તેમજ જમીનમાં અત્યંત છે. આ જંતુ એક ઇંચનાં ૩૦૦૦ માં ભાગથી ૨૦,૦૦૦ અથવા ૩૦,૦૦૦ માં ભાગ જેટલું સૂક્ષ્મ હોય છે. પ્રો૦ ફ્રેંકલૅંડના જણાવવા મુજબ એક ચોરસ તસૂની સપાટીમાં ગોઠવેલા બેકટીરિયાનું એક પડ ગણતાં તેમાં ૪૦,૦૦,૦૦,૦૦૦ જંતુ માલમ પડશે. બેકટીરિયા 'માઇક્રોકોકસ' જંતુ કરતાં સેહેજ લાંબા આકારનાં અને નાહના કટકા રૂપે હોય છે. બેસિલાઈ તેથી સેહેજ લાંબા દોરાના નાહના કટકા જેવા આકારનાં હોય છે. કોઇ સેહેજ મંડાયલા આકારના હોયછે તો તેને 'કૉમા-બેસિલસ' નું નામ આપેલું છે. બીજા 'બેસિલાઇ' ઉપર ઝીણા છેડા હોય છે, જે હાલ્યા કરે છે. વળી કેટલાક વળ ખાધેલા 'સ્ક્રૂ' જેવાં હોય છે, જેમને 'સ્પાઇરીલા' કહે છે. બેકટીરિયાનો એક જાણવાજોગ ગુણ એ છે કે જયારે કેટલાક અજાયબ જેવી ઝડપની હીલચાલ ધરાવે છે તો કેટલાકમાં કશી ગતી હોતી નથી. બધી જાતમાં બેકટીરિયામાં પોતાનો વધારો પોતામાં ફાટ પડયાથી એકના બે થવાથી થાય છે.

જે જગે સ્થિરત્વ હોય છે ત્યાં બેકટીરિયા સારી રીતે વધે છે. પણ જ્યાં હીલચાલ વધુ હોય ત્યાં વધારે ઝડપથી થતો નથી. તલાવના બંધ ઘેરાયલાં પાણીમાં એનો વધારો સારી રીતે થાય છે અને નદીનાં વેહેતાં પાણીમાં તેમની વધ ઘણી કમ થાય છે. Wynter Blyth ના આધાર પ્રમાણે એવી ગણત્રી કરવામાં આવી છે કે ૨૪ કલાકે એક બેકટીરિયા વધીને ૧,૬૭,૭૭,૨૨૦ પેદા કરે છે. એક જર્મન વિદ્વાન Schupam જેણે દુધનાં ઉપર અખતરા કર્યા હતા તે જણાવે છે કે "તાજું દુધ જાનવરના થાનમાંથી નિકળેછે ત્યારે તેમાં એકબી 'બેકટીરિયમા હોતું નથી, પણ ૮ થી ૧૦ કલાકમાં સાધારણ હવાની ગરમીમાં એક ક્યૂબિક સેન્ટિમીટર" અર્થાત ૨૦ ટીપાં દુધમાં ૩,૮૨,૪૭૫ થી ૩,૮૩,૨૩૦ બેકટીરિયા પેદા થાય છે, એટલે દર ટીપે ૧૯,૦૦૦.

નીચાણ હવા કરતાં ઉંચેની હવા સ્વચ્છ હોઇ ઉંચાઇ ઉપર બેકટીરિયા ઝાઝો હોતો નથી. એક જર્મન ડૉ૦ ફિશરે દરીયાંની હવા તપાસતો જેમ જમીનથી નજીક તેમ હવામાં બેકટીરિયા વધતા તથા જમીનથી દૂર તેમ ઓછા એવું માલમ પડયું હતું. દરીઆની હવામાં જે બેકટીરિયા માલમ પડે છે તે જમીન ઉપરથી દાખલ થએલા અને ૭૦ થી ૧૨૦ મૈલનાં અંતર લગણ તેઓ દાખલ થાય છે. ૧૨૦ મૈલથી વધતા અંતરે હવામાં બેકટીરિયા બીલકુલ હોતો નથી.

બેકટીરિયા જો પાણીમાં હોય અથવા દાખલ થયા હોય તો ટુંક વખતમાં તેમાં બેહદ વધારો થઇ જાય છે. એના દાખલા પ્રો૦ ફ્રેંકલૅંડ આપે છે. કેન્ટના ઉંડા કુવાનાં પાણી જે દિવસે કાઢે તે દિવસે ૨૦ ટીપાંમાં ૭ થી ૨૪ કલાક પછી ૨૧ અને ત્રણ દહાડામાં તે વધીને ૪,૯૫,૦૦૦ થાય છે. ચોખ્ખા પાણીમાં બેકટીરિયાનો વધારો થતો નથી, પણ તેમાં કાંઈ પણ ખરાબ પદાર્થ પડતાં બેકટીરિયાનો ત્યાં વધારો થવા માંડે છે. ચોખ્ખાં દિસટીલ્ડ પાણીમાં થોડાં મૂત્રનાં ટીપાં નાખી રાખતાં ૪૮ કલાકમાં દર ૨૦ ટીપે ૪૮,૧૦૦ બેકટીરિયા જણાય છે.

'એક મુવેલું પ્રાણી અથવા નિર્જીવ વનસ્પતી પદાર્થ ચોકસ વખતમાં બગડવા માંડે અને તેમાં સડો પડી તે નાશ પામે એ સર્વ મુએલા પદાર્થોનો જાતી ગુણ છે, એમ આજ લગણ સમજવામાં આવતું હતું, પણ હાલની શોધખોળ ઉપરથી જણાયું છે કે એવાં મુએલાં પ્રાણી યા વનસ્પતી પદાર્થોનું બગડી કોહોવા માંડવું તે જમીનમાંના 'બેકટીરિયા'થીજ થાય છે, અને જો એવા બેકટીરિયા' તે મુડદાલ

ચીજોમાં દાખલ નહિ થાય એવી ચોક્કસ સંભાળ લીધી હોય તો એવા મુડદાલ પદાર્થો જેમના તેમ પડીરહેશે. આગળ જે સમજવામાં આવતું હતું કે હરેક મુએલી ચીજ ખુલ્લી હવામાં પોતાની મેળે કોહોવા માંડે છે તે ખ્યાલ વગર પાયાનો હતો અને હાલ ચોક્કસ માલમ પડયું છે કે એવા ફેરફારો જમીનમાંના બેકટીરિયાને લીધે થાય છે. જ્યાં પણ અને જ્યારે પણ કોહતી વસ્તુ પડશે,—પછી તે એક ન્હાનો રોપો અથવા એક મ્હોટું ઓક ઝાડ હોય—યા પ્રાણી હોય, ત્યાં એ કોહોવાટનું કામ અત્યંત ઝીણા સૂક્ષ્મ જંતૂથીજ થશે; અને તેઓ તેનો ભક્ષ કરવા માંડશે, તેમજ જો બેકટીરિયા પૃથ્વીપર ન હોત તો પ્રાણીજ પડેલાં પદાર્થ કોહ્યા વીનાં તેવાજ પડી રહી રસાળ જમીન પણ નાપીક બનત અને જગતમાં વનસ્પતી કે ખોરાકી વટીક ઉત્પન્ન થઈ નહિ શકત.

જમીનમાંના બેકટીરિયા અનેક છે પણ 'ડૉ○ કલીન' માત્ર એનાં નામ સાથે નીચે મુજબ વર્ણન આપે છે:—એ બે બેકટીરિયા નાં નામ 'પ્રોતિયસ વલગેરિસ તથા બેસિલસ કોલાઇ' છે. એઓનો કુદરતમાં બોહોળો ફેલાવો છે, અને એ ફેલાવો હવાથી, ધૂળથી તથા પાણીથી ઘણો થાય છે. એઓનો રેહેવાસ મનુષ્ય તથા પ્રાણીનાં આંતરડાંમાં છે, અને ત્યાંની જમીનમાં, પાણીમાં તથા હવામાં ફેલાય છે. એ બે બેકટીરિયાનું આખી દુનિયામાં કોહવાટવાલી ચીજોનો નાશ કરી સફા કરી નાખવાનું કામ છે, તેથી તેઓની અગત્યતા કેટલી છે તેનો ખ્યાલ થઇ શકશે. હાલ એટલું સાબેત થયું છે કે 'પ્રોતિયસ માઇકોઇડીસ' વગેરે એવા 'બેસિલાઇ'થી સઘળા 'આલ્બ્યૂમિનસ પદાર્થો બદલાઇ પ્રથમતો 'ઇન્ડોલ અને સ્કૈનોલ થાય છે, અને તે પદાર્થ બદલાઇ તેના એમોનિયા પદાર્થ બને છે, એ પ્રમાણે સર્વ નિર્જીવ 'આલબ્યુમિનસ' ચીજો ચોક્કસ બેકટીરિયાથી ફેરવાઇને 'એમોન્યાના' આકારમાં પાછા જમીનમાં આવે છે. એ ફેરફાર થયા બાદ બીજા 'બેકટીરિયા' એ 'એમોન્યા, પદાર્થો, 'નાઈત્રાઈત્સ' તથા નાઇત્રેત્સ બનાવે છે. એવા બેકટીરિયાને નાઇત્રિફાઇંગ બેકટીરિયાનું નામ આપ્યું છે: એ બે જાતનાં હોય છે;—નાઈત્રસ અને નાઇત્રિક બેકટીરિયા;

'એઓની હસ્તીની સાબેતી છેક ૧૮૯૦ માં ફ્રેન્કલેંડ વગેરે વીદ્વાનોએ લીધી હતી. ઝાડપાન પોતાનાં મૂળીમાં મારફતે જમીનમાંથી 'નાઇત્રાઇત્સ' તથા 'નાઇત્રેત્સ' ચૂસી લઇ 'આલબ્યૂમન તથા તેના જેવા પદાર્થો બનાવે છે. 'વિજીટેબલ આલબ્યૂમનાવાળા પદાર્થો પ્રાણીઓનો ખોરાક છે, અને તેવા પ્રાણીઓ બીજાં માસ ખાનારાં પ્રાણીઓનો ખોરાક પુરો પાડે છે. બધાં પ્રાણીનાં તથ વનસ્પતિનાં રદ્દી તથા મુએલા ભાગના 'આલબયુમિનસ્ત' પદાર્થોમાં બેકટીરિયાનો પ્રવેશ થયાથી કેટલોક ફેરફાર થઇ સેવટે 'એમોન્યા'વાળા પદાર્થો થાય છે. એ એમોન્યાવાલા પદાર્થોને નાઈત્રિફાઇંગ બેકટીરિયા 'પાછા નાઇત્રાઈત્સ' અને 'નાઇત્રેત્સ' બનાવે છે. એ પ્રમાણે જે જમીનમાંથી લીધેલું તે પાછું જમીનમાં આવે છે, અને આવા બેમાલુમ પણ અગત્યના વિચિત્ર ફેરફારો હમેશાં થતાં રહે છે, તેનો મુખ્ય આધાર આ ઝીણા બેકટીરિયાનાં ઉપયોગી કામ ઉપર છે.

જ્યારે એવા ઘણાંક બેકટીરિયા છે કે જેઓથી દુન્યામાં ઘણા મ્હોટા ઉપયોગી ફેરફારો થાય છે, ત્યારે એવું પણ માનવામાં આવે છે કે બીજા એવા બેકટીરિયા છે, કે જેઓથી કેટલાક ભૂંડાં દર્દ ઉત્પન્ન થાય છે. એવા બેકટીરિયા એક મનુષ્યમાંથી અથવા એક પ્રાણીમાંથી બીજા પ્રાંણીમાં બીજા માણસમાં અથવા હવા માર્ગે અથવા પાંણી માર્ગે અથવા ખાદ્ય ખોરાકો સાથે દાખલ થાય છે; અને એમ થવાનેજ લીધે બેકટીરિયામાંથી ઉત્પન્ન થતા રોગ ફેલાવો પામે છે.

એવા રોગ ઉપજાવનારા તથા તેનો વધારો કરનારા બેકટીરિયાનાં થોડાક નામો નીચે મુજબ છેઃ—બેસિલીસ એન્થ્રેસીસ એ ગાય ઢોર વગેરે પ્રાણીમાં એન્થ્રેકસ અથવા સ્પ્લેનીક તાપનો રોગ ફેલાવે છે, તે દર્દ ઉત્પન્ન કરનારો બેસિલસ છે; મનુષ્યમાં તાઇફાઇડ તાવ, કૉલેરા, ધનુંરવા, દીફ્થીરીયા અને ક્ષયરોગ પેદા થાય છે અને ફેલાવો પામે છે તે ચોકસ બેકટીરિયા શરીરમાં દાખલ થઇ તેઓનો વધારો થાયછે તેને લીધે છે.

**બેકત્રિયા** (જુઓ બલખ.)

**સર બેકન ફ્રાન્સિસ**—આ મહાન વિદ્વાનનો જન્મ ઇ. સ. ૧૫૬૧ માં ૨૨ મી જાનેવારીએ થયો હતો. એના પિતાનું નામ સર નિકોલસ બેકન હતું. એના સમયમાં ઇલિઝાબેથ રાણીનો અમલ ઇંગ્લંડપર ચાલુ હતો. ઇલિઝાબેથના અમલમાં એના પિતા સર નિકોલસ બેકને એકવીસ વર્ષ સુધી સરકારી મુખ્ય “મુદ્રાધિકારી” નું કામ બજાવ્યું હતું. આ ઐયામ સુધી તમામ રાજ્ય કારોબાર રણધુરંધર યોદ્ધા અથવા ધર્મગુરૂઓને હાથ હતો, પણ આ સમયથી ઇંગ્લંડમાં પ્રધાન મંડળને હાથ તમામ કારોબાર ચાલવા લાગ્યો. સર નિકોલસ બેકન એજ મંડળમાંનો એક હતો. સર નિકોલસની બે બાયડી હતી. પેહેલી બાયડીનાં મોત પછી એણે લેડી એન સાથે લગ્ન કરયાં; તેનો પુત્ર ફ્રાન્સિસ બેકન હતો. લેડી એન જેવી તે વખતે ઇંગ્લંડમાં કોઇજ બાહોશ ઓરત નહોતી, અને એ ઉપરથી જણાય છે કે આ માતાની બાહોશીનો પૂર્ણ અંશ તેનાં શીક્ષણથી બેકનમાં ખીલી નીકળ્યો હતો.

બેકન બચપણમાં નબળી કાયનાતવાળો હોવા છતાં મગજે અત્યંત ચંચળ હોવાથી રાણી ઇલિઝાબેથ પણ તેને ઘણી ચાહતી હતી. એ નિશાળમાં જતો ત્યાં તમામ વખત અભ્યાસ ઉપર લક્ષ આપતો અને રજાના વખત દરમ્યાન એકાંતમાં જઇ વિચાર કરવા બેસતો. બાર વર્ષની ઉંમરે તેણે તરેહવાર મદારીની હાથચાલાકીની રમતો શોધી કાઢી અને બીજી રમતગમતો ઉપર અખતરા ખાનગીમાં કર્યો જતો હતો.

ઇ. સ. ૧૫૭૩ ના એપ્રીલમાં બેકન ૧૩ વર્ષની ઉમરે ત્રિનિટી કૉલેજમાં દાખલ થયો. આ કૉલેજમાં ત્રણ વર્ષનો અભ્યાસ પુરો કરી બાહેર પડતાં, એને લાંબા અભ્યાસ પછી ઍરિસ્ટોટલ માટે પુજ્ય બુદ્ધિ ઓછી જણાતી પોતાને જણાઇ. તેજ મુજબ તે પંડીતના ગ્રંથો અને તે ગ્રંથોને કૉલેજમાં ઘણાં માનથી શિખવતા હતા, તે ઉપરથી ત્યાંની શિક્ષણ પદ્ધતિ માટે એને હલકો વિચાર ઉપજ્યો.

બેકન ૧૬ વર્ષનો થતાં એના પિતાએ એને વધુ રાજદ્વારી અનુભવ મળે એવા વિચારથી ફ્રાન્સના ઇંગ્લીશ એલચી સર લુઇ પૉલેટ સાથે પૅરીસ મોકલ્યો. ફ્રાન્સ જઇ થોડો વખત ત્યાંનો રાજદ્વારી અનુભવ મેળવી દેશેદેશ મુસાફરી કરતાં એણે પોતાનો અભ્યાસ વધાર્યો હતો. પ્રવાસ દરમ્યાન એણે યુરપની હાલત ઉપર એક ગ્રંથ રચ્યો હતો. આ મુજબ બેકન અભ્યાસ અને મુસાફરીમાં ગુંતાયલો હતો તેટલાં એને એના પિતાના મરણના સમાચાર મળતાં એ ઇ. સ. ૧૭૭૯ માં ઇંગ્લંડ પાછો ફર્યો.

ઇંગ્લંડ આવતાં બેકનને પોતાના પિતા તરફથી તેની માલ મિલકતનો માત્ર પાંચમો હિસ્સો મલ્યો; આથી વિદ્યાઅભ્યાસ આગળ વધારવા માટે થોડી પણ પૈસાની મદદ મળે તે થકી એણે સરકારમાં નોકરી મેળવવાની કોશેસ ઇ. સ. ૧૫૮૦ વેર ચાલુ રાખી, પણ ૧૫૮૧ થી એને સેહેજ આશ્રય મલ્યો. વિદ્યાઅભ્યાસ માટે જે નાણાંની તાણ પડી હતી તેની યાદદાસ્ત બેકનને જન્મ સુધી રહી હતી. જ્યારે થોડાં વર્ષો પછી એ મ્હોટે દરજ્જે ચઢયો ત્યારે પોતાના મિત્રોને વારંવાર એવો ઉપદેશ આપતો કે, “વિદ્વાન, બુદ્ધિમાન પુરૂષોને તેમના વિદ્યાઅભ્યાસ માટે બને તેમ પેહેલી મદદ કરતા રેહેજો.” જ્યારે કોઇ રીતે કશું વળ્યું નહીં ત્યારે છેવટે એણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. આ ધંધો

ફ્રાન્સિસને જરાએ પસંદ નહોતો, છતાં ધંધાની ગરજ થકી તે તરફ લક્ષ આપવું પડયું. એ અતિ ચંચળ બુદ્ધીનો હોવાથી કાયદાનો અભ્યાસ તેણે જલ્દીજ પુરો કર્યો. એકાદ મહાન નરનું ચરિત્ર પુર્ણપણે જાણવું હોય તો તેનો સંસારમાં પ્રથમ પ્રવેશ થતી વખતે, તેનો ઉપદેશ અને તેનું આચરણ કેવું હતું એ જાણવું જોઇએ. એ બેકનના સંબંધમાં આપણને તેનાં લખાણો ઉપરથી જણાય છે. તેણે એક ગ્રંથમાં પોતાનાં મનની પરિક્ષા કરી છે; તેમાં તે જણાવે છે કે, "મને આ જગતમાં આવી બે વાત મેળવવાની છે. એક સત્યતાની શોધ કરી મનુષ્ય જાતીનું કલ્યાણ કરવું; અને બીજું હું મારા દેશને ઉપયોગી થઇ પડું. આ બંને વાતને મેળવવા હું પ્રયત્ન કરીશ! આ બે વાતો ઉપરાંત ત્રીજો પણ એક હેતુ મને સિદ્ધ કરવો છે, અને તે એ કે બને ત્યાં સુધી મારે ધર્મને ઉપયોગી થઇ પડવું." આ ઉમેદ બર લાવવા જેટલું સામર્થ્ય તેમાં હતું. તે લાંબી નજર દોડાવનાર, તીક્ષણ, ચંચળ, સાવધ, વિચારશિળ, જ્ઞાનશિળ અને મનનો ઉદાર હતો, અને તેવોજ પ્રજામાં પ્રીય હતો. એટલું જાણ્યા પછી તેનું સંસારમાં દાખલ થવા પેહેલાનું ચિત્ર આપણી નજર સામે સ્પષ્ટ થાય છે.

ઇ. સ. ૧૫૮૬ માં ફ્રાન્સિસને "બેચલર ઓવ ધી ઇન" ના નામનો ઓધ્ધો મળ્યો. ૧૫૮૮ માં 'લેંટ રીડર' નામનો ઓધ્ધો મળ્યો અને ૧૫૮૯ માં "કિવન્સ કાઉન્સીલ લરનેડ ઍક્સૅટ્રા ઑરડિનરી" આ નામની પદ્દિ તથા ઓધ્ધો મળ્યો. ઇ. સ. ૧૫૮૮ સુધી તેણે પોતાનાં સગાંસ્નેહીઓ કોઇ રીતે પોતાને ઉપયોગી થઇ પડતાં નથી એમ જોયું, ત્યારેજ ઇસેકસ નામના એક શ્રીમંત રાજદુવારી નરની મિત્રાચારી સંપાદન કરી. આ ઇસેકસ ઇલિઝાબેથનો અત્યંત માનીતો હતો; તેમજ તે વિદ્વાનોને ઉત્તેજન આપનારો અને પોતે પણ તેવોજ વિદ્વાન હતો.

ઇ. સ. ૧૫૯૩ માં ફ્રાન્સિસ બેકને મિડલસેકસ તરફથી પાર્લામેંટમાં સભાસદ તરીકે બેઠક મેળવી. આ વખતથી તેનું રાજ્યકારોબાર ઉપર મુખ્ય ધ્યાંન ચોંટયું. પાર્લામેંટ સભામાં બીરાજવા સમેત પ્રથમ બેકને બેઉ તરફ રહી ડામાડોળ વિચાર દર્શાવવા માંડયા, પણ તેથી તેને કશો ફાયદો થયો નહીં. આથી પ્રજાના ગરીબ વર્ગ તરફથી લડવા માંડી પેહેલી વખતે તેણે તમામ રાજસભા સામે જે ભાષણ કરયું તેમાં નીચે મુજબ સખત ભાષા વાપરી હતી. "નામવર મહારાણીજીએ જે લોકોપર પૈસાની માંગણી કરી છે તે ભરવા માટે પ્રત્યક્ષ ખેડુતો અને મધ્યમ હાલતવાળાઓ, પોતપોતાનાં ઘેરબાર વેચે તોજ તેઓ આવી રકમ ભરી શકશે, એવી હાલતમાં ગરીબ પ્રજા વર્ગની હાલત છે. ત્યારે પ્રથમ એ ઉપર ધ્યાન આપી જે કરવું હોય તે બજાવવું. આવી રીતે જો આપણે લોકો પાસથી પૈસા મેળવીશું તો તેઓ અર્થાત નાખુશ બની, કદાચ માહારાણીજીનાં જીવ ઉપરની પણ વાત બનશે. આ કરથી આવું એક માઠું પરિણામ પણ નિપજવા ઉપરાંત બીજા દેશોના રાજાઓ આપણો દાખલો પકડી પોતાની પ્રજા ઉપર પણ આવોજ કાયદો બેસાડશે; આ બધાનું કારણ આપણે થઇશું. આવી હાલતે જો આ ધારો પોંહચાડતો હોય તો તેવો કાયદો અમલમાં નહિ મેળેલો ઠીક." બેકનનાં આવાં સ્વતંત્ર અને સખત ભાષાણથી ઇલિઝાબેથ તથા તેનાં પ્રધાન મંડળને ભારે ગુસ્સો ઉપજ્યો. આથી તેને રાણીજી તથા પ્રધાન મંડળ પાસે પાછળથી માફી માંગવી પડી હતી. જો તે વેળા બેકન માફી માંગતે નહિ તો તેને કેદખાનાની શિક્ષા જરૂર થતે. તે પછી બેકને આવું સખત ભાષણ પોતાની તમામ જીંદગીમાં કદીજ કર્યું નહોતું.

ઇ૦ સ૦ ૧૫૯૪ માં કોર્ટમા સરકારી વકીલની જગા ખાલી પડતાં ત્યાં બેકનને નેમવા માટે ઇસેકસે પ્રયત્ન કર્યો, પણ તેમાં ફાવ્યો

નહિ. તે પછી સોલિસિટર જનરલની જગ્યા ખાલી થતાં ત્યાં ઇસેકસે બેકનને નેમવાની ગોઠવણ કરી, પણ તેમાં તે નહિ ફાવવાથી આ ઉદાર મિત્રે બેકનને પોતાની જાગીરમાંથી ૨૦,૦૦૦ પૌંડની જાગીર ઇનામ તરીકે આપી.

આ સમયે બેકન નાણાંની ભીડમાં હોવાથી તેને ભેટ મળેલી જાગીર વેચવી પડી. એને નાણાની તંગી પડવાનું કારણ તેનું ઉડાઉપણું હતું. એ માટે તેની માતા વારંવાર શિખામણ આપતી, પણ તેપર ધ્યાન આપવામાં આવતું નહિ.

૧૫૯૮ માં ઇસેકસ સ્પેન ઉપર ચઢાઈ કરવા ગયો તે વખતે બેકનને દરેક રીતની મદદ મળે તેવી ગોઠવણ કરી ગયો હતો. ત્યાંથી પાછો ફરતાં તેને ઈંગલંડમાં ભારે માન મળ્યું. પણ થોડા વખતમાં રાણીજી સાથે ઇસેકસને અણબનાવ થયો, પણ ફરી સુલેહ થઈ. તેટલાં ઇ૦ સ૦ ૧૫૯૯ માં આયરલંડમાં એક બળવો થયો, તે સમાવવા થકી ઇસેકસને લશકરની સરદારી આપી મોકલવામાં આવ્યો. આ વખતે બેકને તેને આ કામમાં ભાગ નહિ લેવા સમજાવ્યો, પણ તેણે બેકનને હસી કાઢયો. આયરલંડ જતાં તેણે લશકર એકઠું કરવાની કોશેસ કરવા માંડી. આ વેળા તેનો એવો વિચાર હતો કે લશકર એકઠું કરી રાણી ઉપર ચઢાઈ લઇ જઇ તેણીની મેહેરબાની ફરી અગાઉ પ્રમાણે મેળવવી. આ વિચાર તેણે આયરલંડ બળવો દાબી દેવા જવા પેહેલાં ઈંગલાંડમાં કર્યો હતો કે નહીં તે જણાયું નથી, અને આ તેના વિચારને આકાર આવવા પેહેલાં રાણીનો એવો હોકમ તેને મળયો કે, "ઈંગલંડ તરફ તમારે હાલમાં આવવું નહીં." આવો સખત હોકમ છતાં તે પાછો દરબારમાં આવ્યો. પોતાના હોકમને નહીં ગણુકારતાં પાછો ફર્યો તેથી રાણીને ભારે ગુસ્સો ઉપજયો. લડાઇમાં તેણે જે ભાગ ભજી બતાવ્યો તેની તપાસ ચલાવવા માટે તરતજ કમીશન નેમવામાં આવ્યું. આ વેળા તેનીપર કશા આરોપ ટકી નહી શકવાથી છુટો થયો, પણ તે પછી તેણે જેમ્સ સાથે પત્રવેહેવાર રાખતાં રાજદ્રોહનો આરોપ મેળવામાં આવ્યો. 'મોંટ જયોર્જ' નામે તેનો એક મિત્ર આયરલંડમાં હતો, તેની મદદથી પોતાની પાછળ જેમ્સને ગાદીએ બેસાડવા માટે તે રાણીપર દબાણ કરનાર હતો; પણ તેનો મિત્ર કોઈ રીતે મસલતમાં સામેલ થયો નહીં. ત્યારે પોતે જાતેજ આ કામ માથે ઉઠાવી લીધું. તેમજ તેટલાં તેની પાસે દારૂનો જે મકતો હતો તે રાણીએ છીનવી લીધો. ત્યારેતો ઇસેકસે રાણી સામે ખુલ્લો રાજદ્રોહ કર્યો. આ મસલત પસતાં બળવાખોરો પકડાયા, તેમાં ઇસેકસને ફાંસીની સજા મળી. આ વેળા બેકન સરકારી વકીલ હોવાથી એને પોતાના મિત્ર સામે કજ્યો ચલાવવો પડયો. ઇસેકસને મારી નાખ્વા પછી પ્રજાલાગણી ઇલીઝાબેથ વીરૂદ્ધ ઉશકેરાઇ. આથી રાણીએ તેને શીક્ષા કાયદાસર કરી છે કે નહીં તે પ્રજા જાણમાં લાવવા માટે બેકન તેનો જાની મિત્ર હોવાથી તેને આ ફેસલા સંબંધી ગ્રંથ લખવાનું કામ સોંપ્યું. ફ્રાન્સીસ બેકને આ ગ્રંથનું નામ "રૉબર્ટ અર્લ ઓવ ઇસેકસે રાજદ્રોહાદી જે અનેક ગુન્હા કીધા તેનું પ્રકટીકરણ" આપ્યું. આ ગ્રંથ બેકને પોતાના ખુલ્લા નામેજ છાપી પ્રગટ કર્યો હતો. મોત આગચજ ઇસેકસ કહેતો હતો કે તમામ દુ:ખનું મૂળ કારણ મારા મિત્રો છે. આ મિત્રમંડળ દોષમાંથી તેણે બેકનને માત્ર મૂક્ત કર્યો હતો. સ્વદેશનું કલ્યાણ ઇચ્છવું એ મિત્રનાં કલ્યાણ કરતાં શ્રેષ્ટ પ્રકારનું કરતવ્ય છે, અને ઇસેકસે સ્વદેશનું અકલ્યાણ કરવાની કોશીસ કરી; પણ તમામ પ્રપંચની ખબર બેકનને અગાઉથી નહોતી, પણ જ્યારે તેને આ ખબર પડી ત્યારે તેને સુધારવાની કોશેસ કરી, પણ તેનો ભરમ ફુટતાં તે મિત્રાચારી કરતાં સ્વરાજ નીષ્ટાને વધારે ગણી, અને તેને છોડવવાનો યત્ન નહીં કરતાં તે ગુંન્હેગાર છે એમ અનેક

દાખલા દલીલો ઉપરથી સીધ્ધ કરી તેને તેના ગુન્હા માટે શીક્ષા અપાવી.

ઇ० સ० ૧૬૦૩ માં ઇલીઝાબેથ રાણી મરણ પામતાં ૧ લો જેમ્સ ગાદીનશીન થયો. આ જેમ્સ રાજા વિદ્વાન અને પંડી-તોનો વખાણનાર હોવાથી બેકન રાજાનો જલ્દીજ માનીતો થઇ પડયો. તેમાં વળી જેમ્સ રાજાની જે મનગમતી મતલબ ઇંગ્લંડ અને સ્કોટલંડને એકત્ર કરવાની તેને બેકને પૂર્ણ ટેકો આપ્યો. આથી રાજા તેપર ઘણો પ્રસન્ન થયો. આ બન્ને દેશોને એકત્ર કરવા માટે જે જે કલમો નક્કી કરવા કમીશન નેમવામાં આવ્યું હતું તેમાં બેકનની પણ નેમણુંક થઇ હતી. તેમાં એનાં ડાહપણ તથા વિષયના પૂર્ણ જ્ઞાનને લીધે આ કામ ઘણુ ઉત્તમ પ્રકારે થયું, અને તે પછી રાજાનો બેકન એક સલ્હાકાર જેવો થઇ પડયો.

ઇ० સ० ૧૬૦૭ માં બેકનની ચઢતી કળા પૂર્ણપણે થઇ. આ સાલમાં તેને "સોલી-સટર જનરલ"ની જગ્યા મળી. ૧૬૧૨ માં તેને "ઍટર્નિ જનરલ" તરીકે નેમવામાં આવ્યો. આં ઓધ્ધાપર હતો તે વખતે બેકને અનેક લોકોપયોગી કામો કર્યાં. તેમાંની બે વાતો માત્ર એની કારકીર્દિને ઝાંખ પમા-નારી નીવડી. તેમાની પેહેલી આ હતીઃ—ઇ. સ. ૧૬૧૪ માં જે પાર્લામેંટ સભા ભરાઇ, તેમાં પ્રજા તરફના પ્રતિનિધીઓએ રાજાને પૈસા આપ્યા નહિ. ત્યારે સરકારે એવો હોકમ કર્યો કે તમામ સરકારી કામ-દારોએ પોતપોતાના પ્રાંતમાંની પ્રજા પાસથી નજરાણાં લેવાં. "ઓલીવર સેંટ જોન" નામે જાણીતા વકીલની નજરાણું આપવાની જ્યારે વારી આવી ત્યારે તેણે તે નહિ ભરતાં સામો થયો. તેણે જણાવ્યું કે "આ રાજાનો હોકમ કાયદા વિરૂધ્ધનો અને જુલમી છે." આથી તેનીપર રાજદ્રોહનો આરોપ મેળી તેનીપર બેકને કજીયો ચલાવ્યો. તેમાં તેને ૫૦,૦૦૦ રૂપીયાનો દંડ અને બીજી કેદની શિક્ષા કરવામાં આવી. પણ થોડા વખત પછી તે રાજાને શરણે જતાં તેને છોડી મેળવામાં આવ્યો. એમાં ઓલીવરનો જરાએ ગુનાહ નહોતો, અને રાજાએ નજ-રાણું લેવું એ ઇંગલંડના કાયદા વિરૂધ્ધ હતું. બીજી વાત એવી બની કે 'પેચામ' નામના ધર્મગુરૂ ઉપર રાજદ્રોહનો આરોપ મેળાયો. આ વેળા બેકને તેને ખાનગી રીતે માર મરાવ્યો, અને ન્યાયાધિશો પાસથી ખાનગી રીતે કબુલાત લીધી કે તેને સખત શિક્ષા કરવી; આથી તેનીપર કેસ ચલાવી બેકને તેને જન્મદેશનિકાલની સજા કરી.

'બકિંગહેમ' મુખ્ય પ્રધાન થનાર છે, એવી વાત જાણતાંજ બેકને તેની મિત્રાચારી સંપાદન કરી. તેના અમલમાં ઇ. સ. ૧૬૧૬ માં 'પ્રીવી કૌનસીલ'નો સભાસદ થયો. બેકનને આ ઓદ્દો મળતાં 'કેમબ્રિજ અને ઓકસફર્ડની પાઠશાળા તરફથી માનપત્ર આ-પવામાં આવ્યું. ઇ. સ. ૧૬૧૭ માં બેકનને "કીપર ઓવ ધી સીલ" નો ઓદ્દો આપવામાં આવ્યો. તે પછી તરતજ તેને "લૉર્ડ ચાનસેલર" નો ઓદ્દો મળ્યો. આ વેળા તેણે બેહદ મેહેનત લઇ આગલા ચઢેલા ફેસલાઓનો નિકાલ થોડા વખતમાં કરી નાખ્યો હતો. તેજ સમય તેને "બૅરન વ્હેરૂમલ" ની પદ્વિ મળી. તેમજ થોડા માસમાં "વાઇકાઉંટ સેંટ આલબન્સ" ની ભારે માનવાલી પદ્વિ એનાયત કરતી વખતે મ્હોટો સમારંભ ખાસ કરવામાં આવ્યો હતો. આ વેળા બેકન જેટલી યોગ્યતાનો શખસ તમામ ઇંગલંડમાં બકીંગહેમ સિવાય કોઇ પણ નહોતો. લંડનમાં તેના પિતાનો 'યૉર્ક' નામે જે મેહેલ હતો તેમાં ભારે દમામથી રેહતો હતો. ત્યાં તે રજાના દિવસ ગુજારતો હતો. ગોરંબરી નામનાં ગામડાંમાંના પોતાના બીજા મેહેલમાં વિદ્યાભ્યાસ કરવા તથા ગ્રંથ રચવાનાં તમામ કામો બજાવતો. એ બાગ-બાનીનો ભારે શોખીન હતો. તેણે વળી આ ઠેકાણે એક લાખને ખર્ચે એક વિશ્રાંતી જગા બંધાવી હતી. મનુષ્ય સમાજનો કંટાળો

ઉપજતાં તે આ ઠેકાણે જઇ રહી અભ્યાસમાં વખત ગુજારતો. આ ઠેકાણે વિદ્વાનોનેજ આવવાનો હોકમ હતો. ઉપર જણાવેલી ભારે માનપાનવાળી પદ્દિ મળ્યા પછી ત્રણ મહિનામાં એનીપર એક આફ્ત વર્સી: તે નીચે મુજબ :—

હમેશ પ્રમાણે રાજાને પૈસાની તંગી પડી. તેણે અવિચારે એકદમ પાર્લામેંટની સભા ભરી તેમાં પૈસાની માગણી કરી. આ અગમજ ૬ વર્ષ સુધી પાર્લામેંટ ભરવામાં આવી નહોતી. સભા મળવાં આગમજ પ્રજા તરફના પ્રતિનિધીઓએ એવું ઠેરવ્યું કે રાજાએ માગેલા પૈસાને મંજુરીયાત આપવા પેહેલાં, પ્રજાને જે જે વાતોની હરકત થાય છે, તેની પેહેલાં તમાસ કરી પછી રાજાની માગણીને મંજુરીયાત આપવી. આ મુજબ તમામ સરકારી ખાતાંઓની તપાસ થતાં થતાં ન્યાય ખાતાંની તપાસ ચાલી. આ ખાતામાં કેવી અંધાધુંધી ચાલુ છે તે તપાસવા કમિટી નેમાઇ. આ કમિટ્ટીના પ્રમુખે એવો રીપોર્ટ કર્યો કે "આ ખાતામાં જે અંધેર ચાલુ છે તેનું મૂળ લૉર્ડ બેકન છે." તેની ઉપર બે શખસો પાસથી લાંચ રૂશવત લેવાનો આરોપ મેલાયો. આ ખબર જ્યારે પાર્લામેંટ સભામાં ફેલાઇ કે તુરત તેઓએ આ કેસની એક યાદી ઘડી કાઢી અને તેની તપાસ ઉમરાવોની સભામાં કરવા તે યાદી મોકલી આપી.

આ ખબર બેકનને પડતાંજ તે અત્યંત શરમીંદો બની એકાંતવાસમાંજ વખત ગુજારવા લાગ્યો અને શરીરે નબળો પડી ગયો. બીજી તરફ તપાસનું કામ તુરત હાથ ધરવામાં આવતાં તેનીપર ૨૩ આરોપ મેળાયા. છેલ્લે તેની ઉપર ગુન્હો પુરવાર થતાં તેને નીચે પ્રમાણે શિક્ષા મળી :—"૪૦,૦૦૦ પૌંડ દંડ, રાજાની ઇચ્છામાં આવે ત્યાં સુધીનું કેદખાનું, સરકારી કામને નાલાયક, પાર્લામેંટના સભાસદ થવા માટે તદન નાલાયક અને દરબારમાં આવવાની મનાઇ."

આ કજીયો ઇ. સ. ૧૬૨૧ માં ૩ જી મેએ પુરો થયો. બે દિવસ વટીક આ શિક્ષા અમલમાં મેલાઇ નાહ તેટલાં રાજાએ તેને માફી બક્ષી, અને તમામ દંડની રકમ રાજાએ પોતાની ગીરેથી ભરી. છેલ્લે ૧૬૨૪ માં તેને શિક્ષાથી તદન મુકત કરવામાં આવ્યો, અને રાજાએ દર સાલ ૧૮૦૦ પૌંડનું સાલીયાણું બાંધી આપ્યું. બેકનની આવી મોટી આમદાની છતાં તેના ઉડાઉ ખર્ચને લીધે હમેશાં તે પૈસાની તંગીમાં રહેતો. આ વેળા તેને પોતીનો એક મેહેલ પણ વેચવો પડયો. તેમજ તેને સ્ત્રીનું સુખ નહિ હોવાથી તે ઘરમાં પણ દુ:ખી રીતે જીંદગી ગુજારતો હતો. આવી આવી આફ્તો બુઢાપામાં તેની પર પડયા છતાં, તેની તિવ્ર બુદ્ધિમાં સેહેજ ફેર નહિ પડતાં તેણે તે પછી બાકીનાં વર્ષો અભ્યાસમાં ગુજાર્યાં. આ અૈયામમાં તેણે અનેક ગ્રંથો પ્રગટ કર્યાં હતાં. એનું મરણ ઇ. સ. ૧૬૨૬ ના જાનેવારી માસમાં નિપજ્યું.

બેકન ઉપર જે લાંચ રૂશવત લેવાનો આરોપ મેળાયો હતો તે માટે તેનું કહેવું એવું હતું કે "આ ગયા પચાસ વર્ષમાં મારા જેવો કોઇ ન્યાયાધીશ થયો નથી, તેમજ આ બસો વર્ષમાં પાર્લામેંટે વટીક એવો ચોખો ઇન્સાફ કર્યો નથી." ન્યાયનો અન્યાય કરવા માટે બેકને લાંચ લીધી નહોતી. એવુંજ મત કેટલાક હાલના ગ્રંથકારોનું છે. તે ઉપરાંત તેણે જે જે કજ્યાની તપાસ કરી તે જોતાં તે ઉપરથી બેકન તદન નીર્દોશ હતો એટલું સીદ્ધ થાય છે, અને તેણે જે ફેસલા કર્યા હતા તે ઠરાવ બદલી નાખવા ઘણા યત્ન કર્યા છતાં તે સીદ્ધ થયા નહીં; એ ઉપરથી તેના સ્વચ્છ ઇન્સાફનું તોલ પાછલા જમાનાને કરતાં આવડે છે. જો તેના ઠરાવ ન્યાય વીરૂદ્ધ હતા તો તે આજે પણ બદલી શકાતે. આથી તેનું કહેવું "મને લોકોએ નજરાણા આપ્યાં, લાંચ આપી નથી" એવું જે હતું એજ માનવું ત્યારે રાસ્ત છે.

**બેંકોક.**—સીયામના રાજ્યનું મુખ્ય શેહેર. સમુદ્રથી ૨૦ મૈલ ઉપર મીનામ નદીમાં વસેલું છે. એ શેહેર મીનામ નદીમાં મ્હોટા મ્હોટા તરાપાઓને એકમેક સાથે સાંકળ વડે બાંધી તે પર મેહેલો બાંધેલા છે. આવા તરતા ૭૦,૦૦૦ મકાનો મીનામ નદીમાં કાયમનાં છે. નદીમાં દેવાલયો તેના રંગ બેરંગી ઘુમટ સાથે ચીનાઇ મટોડીનાં ચિત્ર વિચિત્ર રંગના બનાવેલાં છે. આ શેહેર માંહેલા રસ્તા પણ નદીમાંથીજ છે. આથી બધેબધ હોડી મારફતે વેહવાર ચાલે છે. ત્યાંના સ્ત્રી બાળકો વટીક અથંગ તરનારાં હોય છે; આથી કદાચ અકસમાત થતાં કોઇ કોઇને પાણીમાંથી ઉગારતું નથી, પણ દરેકને પોતપોતાનું ફોડી લેવું પડે છે. સીયામી પ્રજાના પુજ્ય દેવતાનું મંદીર અત્યંત શોભાયમાન છે. રાજ્ય મેહેલ શેહેર નજદીકના એક ટાપુમાં હોઇ તેની આસપાસ ઉંચી દેવાલ છે, ને તેમાં સરકારી જાહેર ઇમારતો છે. આજ ટાપુમાં તેમનો પવિત્ર હાથી પણ રહે છે. બેંકોકનાં પાસેનાં જંગલમાં લોઢાની ખાણો છે. મુખ્ય વેપાર ખાંડ, મરી તથા ચોખાનો ચાલે છે. અત્રે બ્રિટીશ કોનસલનું મુખ્ય મથક છે. લોક વસ્તી ૪,૦૦,૦૦૦ ની છે; તેમાં અરધો ભાગ ચીનાઓ વસે છે.

**બેંગલોર.**—માયસોરમાનું આ કિલ્લેબંદીવાળું શેહેર. શ્રીરંગાપટણની ઉત્તર પૂર્વે ૭૧ માઇલ ઉપર છે. અત્રેની આબોહવા તંદરોસ્તીને સુખાકારીભરી હોવાથી અત્રે બ્રિટીશ લશકરની મ્હોટી છાવણી છે. અત્રે રેસમ તથા કપાસની વણતનો વેપાર બોહોળો ચાલે છે. અત્રેની લોક વસ્તી ૧,૪૨,૩૦૦ ની છે. એના જીલ્લાનું ક્ષેત્રફળ ૨,૯૧૪ ચોરસ માઇલ હોઇ તેમા ૬,૬૯,૧૩૯ ની વસ્તી છે.

**બેજન અને મનીજેહ.**—ઇરાની શેહેનશાતમાં પ્રસિધ્ધતા પામેલા ગીવ સરદારનો એ પુત્ર હતો. એ ઇ. સ. પુર્વે ર૭૫૮ ને સુમારે થઇ ગયલો જણાવવામાં આવે છે. બેજન પોતાના વડવાઓ જેવોજ બહાદૂર ને લડાયક ખમીર ધરાવતો હતો. એક સમે ગુર્ગીન સાથે બેજન આરમેનિયા તરફ ડુક્કરનો વધી પડેલો ઉપદ્રવ ટાળવા શેકાર કરતો ફરતો હતો, તેટલાં ગુર્ગીનના અદેખા સ્વભાવથી બેજન મનીજેહ નામની અફરાસીઆબની બેટીના ફાંદામાં ફસ્યો. મનીજેહે બેજનને ઘણો ખુબસુરત ને જુવાન જોઇ તેની પર ફીદા થઇ હતી. આથી બેજનને એક દિવસે કેફી દારૂ પાઇ પોતાને વતન ઉઠાવી ગઈ જ્યાં બેજને પોતાને દગાથી મનીજેહે અફરાસીઆબનાજ મેહેલમાં આણેલો દીઠો ત્યારે પ્રથમ બેહદ ગુસ્સે થયો, પણ મનીજેહની મ્હોબત ભરી સમજાવટથી તે તેની સાથે છુપી રીતે વસવા લાગ્યો.

પણ એમનાં છુપાં લગનની ખબર કસરેવજને પડતાં તેણે અફરાશીઆબને સર્વે બીના જણાવી, બેજનને પકડાવી એક ઉંડો ગારમાં કેદ કર્યો, ને મનીજેહને મેહેલમાંથી હાંકી મેલી. મનીજેહ બેજન ઉપર બેહદ પ્રેમ ધરાવતી હોવાથી તે ભીખ માંગીને જે કાંઇ ખાવાનું મળતું તે બેજનને ગારમાંના બકારામાંથી પોંહચાડતી ને તેના પ્રાણનું રક્ષણ કરતી હતી. એ મુજબ પોતાના અજીજ ભર્તાર તરફ ફરજ બજાવતી હતી, ત્યારે બીજી તરફ કએખુશરોને સર્વ બીનાની ખબર પડતાં તેણે રૂસ્તમને લશકર આપી મોકલ્યો. રૂસ્તમે સોદાગરી વેશમાં પાયતખતમાં દાખલ થઈ મનીજેહ મારફતે બંદીખાનું શોધી કાઢી તેને બંદમૂકત કરી અફરાશિયાબના મેહેલ ઉપર હલ્લો કરી તેને નહસાડયો, ને તુરાનીઓને જબરી શીકસ્ત આપી. તે પછી બેજન મનીજેહને લઇ ઇરાન આવી વસ્યો હતો.

**બેંજામિન ફ્રાંકલિન**—એનો પિતા ઇંગલંડનો વતની હતો. પ્રથમ તે અમેરિકા તરફ કેટલાક મિત્રો સાથે જઇ બોસ્તનમાં રહી મીણબત્તી વેચવાનો ધંધો કરવા લાગો.

ત્યાં તેને ૧૭ ફરજંદો થયાં, તેમાંનું પંદરમું છોકરૂં બેંજામિન હતો. એનો જન્મ ૧૭૦૬માં ૧૭ મી જુને થયો હતો. એને બચપણમાં બરાબર શિક્ષણ મળેલું નહોતું. એનો વડો ભાઇ એક નાહનું વર્તમાન પત્ર કાઢતો હતો, ત્યાં એને હાથ તળે કામકાજ શિખવા રાખ્યો. જ્યાં એને ગ્રંથો વાંચવાની સારી તક મળી.

પોતાના ભાઇ સાથે નહિ બનવાથી એ ફિલાડેલ્ફીયા જઇ ત્યાં એક છાપખાનામાં નોકરીએ રહયો. તે પછી પેનસિલવાનિયા પ્રાંતના વડા અધિકારી સર વિલિયમ કીથ સાથે એણે સારી મિત્રાચારી બાંધી. તેના આગ્રહ ઉપરથી ઇ. સ. ૧૭૨૫ માં એ છાપખાનાનાં કામ માટે ઇગંલંડ ગયો, જ્યાં એણે બે નાહના ગ્રંથો પ્રગટ કર્યા; આથી તેની નામના વધી. બીજે વર્ષે ફિલાડેલ્ફીયામાં પાછો આવી પોતાનું છાપાખાનું કાઢી એક વર્તમાન પત્ર કાઢી નામના મેળવી. તેમજ એક કાગળ વેચવાની દુકાન પણ કાઢી હતી. બેનજામિન પોતાનું કામ નિયમીતપણે, સચોટીથી અને અતિ મેહેનતે ચલાવતો, આથી તે દિન પર દિન પ્રજાનો માનીતો થતો ગયો. તે પછી એ ફિલાડેલ્ફયાની એક સભાનો સેક્રેટરી થયો; અને થોડી મુદત પછી પોસ્ટખાતામાં વડા અધિકારીની જગા મેળવી. ઇ. સ. ૧૭૫૭માં પેનસાલવાનિયા પ્રાંત તરફથી એલચી તરીકે ઇંગલંડ ગયો. ત્યાં એની વિદ્વતાની કદરસનારી ઑાકસફર્ડના વિદ્વાન મંડળે બુજી મ્હોટી પદ્દિવ બક્ષી. ત્યાંથી એ ૧૭૬૨માં અમેરિકા પાછો આવ્યો, પણ બે વર્ષ ફરી તેને ઇંગલાંડ જવું પડયું. ૧૭૭૫માં બેન્જામિન ઇંગલંડ પાછો ફરતાં ત્યાંની વડી સભામાં બેઠક મેળવી. તે પછી ઇંગલંડ અને અમેરિકામાંની ઇંગલીશ પ્રજાએ જે માહોમાહેની લડાઇ ઉઠાવી તેમાં ઇ. સ. ૧૭૭૮ માં અમેરિકાની સેનેટે એને ફ્રાન્સ તરફ વકીલ તરીકે મોકલ્યો. ત્યાંની દરબારમાં એને ભારે માન મલ્યું, અને ત્યાં એણે જે મિત્રાચારીનાં કોલકરાર કર્યા, તે યોગે અમેરિકાને જલ્દીજ સ્વતંત્રતા મળી એમ કહેવાય છે.

એ મ્હોટો તત્વજ્ઞાની હતો. એણેજ પ્રથમ એવું સિધ્ધ કર્યું કે આકાશમાં ચમકતી વિજળી અને સામાન્ય પદાર્થમાં રહેતી વિજળી એકજ છે. આથી ઘેરો ઉપર વિજળી નહિ પડે તો તે માટે જે લોઢાંનાં ઉંચા સળીયા મકાનો સાથે જોડવામાં આવે છે તે એનીજ સુચનાથી આજ વેર ચાલ્યું આવે છે. એનું મરણ ઇ. સ. ૧૭૯૦ માં ૧૭ મી એપ્રેલે ફિલાડેલ્ફિયામાં નિપજયું હતું.

**બેજુ બાવરો.**—અથવા બયગુ બાવરો.— આ જાણીતો ગવૈયો અકબરના અમલમાં પ્રસિદ્ધતા પામી ગયો છે. એ ચાંપાનેરનો રહેવાશી હોઇ નાગર બ્રાહ્મણ હતો. હુમાયુને જ્યારે ગુજરાતપર સ્વારી કરી ત્યારે એની સાથે પાદશાહની મુલાકાત થઇ હતી. તે વખતે હિંદુઓની ચાલેલી કતલમાં એ પોતે ગાયનકળાની નામનાને લીધે બચી શકયો હતો. એણે 'ઉદ્દગોથા' નામે એક સંગીત વિષયનું પુસ્તક રચ્યું છે.

**બેડફોર્ડ.**—બેડફોર્ડ શાયરનું આ શેહેર લંડનની ઉત્તર પશ્ચિમે ૫૦ મૈલ ઉપર છે. એના જીલ્લાનું ક્ષેત્રફળ ૪૬૧ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૧૪૯૪૬ ની, ને મુખ્ય શેહેરમાં ૧૯૫૩૨ ની છે. આ શેહેર બીજા સર્વ દેશોમાં મ્હોટી યુનીવરસિટી ધરાવે છે. આ યુનીવરસિટીને માટે ૧૩ એકર જગ્યા તે વેળાનાં (૧૫૯૧ માં) લૉર્ડ મેયર સર વિલ્યમ હારપરે ભેટ આપી હતી. જે જગ્યા તે વેળા માત્ર ૧૫૦ પૌંડની વાર્ષિક ઉપજવાલી હતી, પણ આજે તેની વાર્ષિક ઉપજ ૧૪૦૦૦ પૌંડની છે. આ ઉપજમાંથી અનેક શાળા, તથા ૪૦ નિરાધારોનાં આશ્રમોનો નિભાવ થાય છે. અત્રેથી પાર્લામેંટમાં એક સભાસદ બીરાજે છે.

**બેદાણા.**—આ ઉપયોગી પદાર્થનાં બીયાં લંબગોળ હોઇ તેની એક બાજુ સપાટ

અને બીજી ગોળ યા ઉપસેલી હોય છે. કેટલાક તો ત્રીકોણાકાર, બાહેરથી લોઢાંના રંગનાં ને માહેથી સફેદ હોય છે. ઔષધિમાં એનો ઉપયોગ થાય છે. ઇરાની અખાતથી એ મુંબઇ અને કલકત્તા પુશકળ આવે છે. કાશમિર તથા કાબુલમાં પણ તેની પુશકળ ઉત્પત્તિ થાય છે; જ્યાંથી તે ઉત્તર હિંદુસ્તાનમાં મોકલવામાં આવે છે.

**બેન જોનસન.**—આ કવિનો જન્મ ઇ. સ. ૧૫૭૪ માં લંડન ખાતે થયો હતો. એ એક અચ્છા નાટક લખનાર તરીકે નામના પામી ગયો છે. એણે લેટીન અને ગ્રીક ભાષાનો ઉત્તમ અભયાસ સંપાદન કર્યો હતો. આથી આ ભાષાઓના અભ્યાસથી તેણે ઇંગ્રેજી ભાષામાં સારાસારા નાટકો રચ્યા હતા. એના જાણીતા નાટકોમાં નીચે દર્શાવેલા મુખ્ય છેઃ— Alchemist Every man in his humour, Every man out of humour, Volpone, Epicene, Bartholomew Fair વગેરે.

**બેનિ ડિકટાઇન.**—આ પંથમાંના લોકો બેનિડિકટ નામના સાધુના અનુયાયી હોવાથી તેમનું બેનિડિકટાઇન નામ પડયું છે. આ પંથ સ્થાપકનો જન્મ ઈ. સ. ૪૮૦ માં ઇટલીમાં થયો હતો. રોમમાં એણે કેળવણી લીધી હતી; પણ રોમન પાદશાહની બેદરકાર રાજનિતિને લીધે રાજ્યમાં દુરવ્યસનો ફેલાતાં એ એક ગુફામાં જઇ રહયો. ત્યાં એની ઉપર અનેક સંકટો ગુજર્યાં છતાં એણે તે સર્વ સહન કરી પ્રજા કલ્યાણમાંજ વખત કાઢી પોતાના સંખ્યાબંદ શિષ્યો બનાવ્યા હતા. આ પંથની એક વખત દિક્ષા લેતાં તે પંથને છોડી શકાતો નથી. આ પંથીઓ અત્યંત નિયમિત જીંદગી ગુજારે છે; અને તેઓ પોતાનો દરેક દિવસ ઇશ્વર ચિંતન અથવા પ્રેજા કલ્યાણનાં કાંઇ પણ કામમાં ગુજારે છે.

**બેનથેમ જરમિ.**—આ જાણીતા નીતિ અને રાજદ્વારી વિષયોના લેખકનો જન્મ ઇ. સ. ૧૭૪૮ માં ૧૫ મી ફેબ્રુઆરીએ લંડનમાં થયો હતો. અને મરણ ૧૮૩૨ માં ૬ ઠી જુને નિપજ્યું હતું. એનો પિતા સોલિસીટરનો ધંધો કરતો હતો. એણે વેસ્ટમિન્સ્તર સ્કુલમાં અભ્યાસ કરી ઑકસફર્ડ કવિન્સ કૉલેજમાં વધુ અભ્યાસ કીધો હતો. એ ૧૪ વર્ષની વયે કૉલેજમાં દાખલ થઇ તેજ વખતથી ફીલસુફ તરીકે ઉપનામ પામ્યો હતો. ઇ. સ. ૧૭૬૩ માં એણે ડીગ્રી મેળવી કાયદાની અદાલતમાં કામ ચલાવવા માંડયું હતું. તે પછી એણે ગ્રંથો રચવાપર અને પ્રજાને શિક્ષણ આપવા ઉપર લક્ષ આપ્યું. ૧૭૭૬ માં એણે A fragment on Government નામે ગ્રંથ રચી છુપે નામે પ્રગટ કર્યો હતો. આ ગ્રંથે એને પ્રસિદ્ધતા આપતાં એણે ૫૦ વર્ષની કારકીર્દિ દરમ્યાન સંખ્યાબંધ ગ્રંથો રચી પ્રગટ કર્યા હતા. તેમાં રાજદ્વારી વિષયો ઉપરનાં એના ગ્રંથો ઘણા વખણાય છે.

**બેનિસ્ટૅરિઆ.**—એનાં પાંદડાં ઑલીવ્હ રંગના હોઈ તે ભાલા રોકાં હોય છે. એની ઉપર આવતાં ફુલો સોનેરી રંગનાં હોય છે. એની એક બીજી જાતનાં પાંદડાંની નીચલી બાજુ રૂપેરી રંગની હોય છે. એનાં પાંદડાં ઘણાં સુંદર હોય છે.

**બેભાની**—મનુષ્યને સખત ઇજા થવાથી, અથવા અચાનક બુરી ખબર સાંભળવાથી યા ઉંચેથી પડી જવાથી બેભાની ગાલેબ થાય છે. આથી તે વેળા બેભાની દરમ્યાન તેને દુઃખની કોઇ પણ લાગણીનું જ્ઞાન હોતું નથી. તનદરોસ્ત માણસ ઉપર બેભાની ગાલેબ થઇ તેના શરીરની એક બાજુ જુદી પડે તો તેને માથે લોહી ચઢેલું જાણવું. ભાંગ, અફીણ, દારૂ, તાડી યા હદ બાહેર કેફી વ્યસનથી બેસુધી ગાલેબ થાય છે. તાવની સનેપાત, ફેફસાંનાં દરદની અને બીજી બીમારીની પણ બેસુધી એક નીસાંની છે. એનો ઇલાજ દુઃખદરદને અનુસરીને કરવાથી બેભાની દફે થઇ શકે છે.

**બેરન**—આ ખેતાબ ઉમરાવના દરજ્જાનો ગણાય છે; અને તેની પ્રથમ સ્થાપના નૉરમન રાજાઓના વખતમાં થઇ હતી. આ ખેતાબ ધરાવનારને રાઇટ ઑનરેબલનાં નામ સાથે બોલાય છે.

**બેરન ટ્રેંક**—એનો જન્મ કૉનિગ્જબર્ગમાં ઇ. સ. ૧૭૨૬માં થયો હતો. એ પૃશિયા દેશમાં રાજદ્વારી નર તરીકે પ્રસિદ્ધતા પામ્યો હતો. અને તેથી એ ફ્રેડરિક ધી ગ્રેટનો ઘણોજ માનીતો હતો. પણ ફ્રેડરિક ધી ગ્રેટ એની ઉપર એક સમે નારાજ થતાં એને કેદ કર્યો હતો. પણ ત્યાંથી એ યુક્તિથી નહાસી વિએના થઇ રશિયા ગયો. ઇ. સ. ૧૭૫૪માં તેણે પૃશિયામાં આવતાંજ એને ' મ્યાગડેબુર્ગ 'ની તુરંગમાં પુરયો હતો. ત્યાંથી ન્હાસી એણે વેપારી તથા કલમકસ તરીકે જીંદગી ગુજારી અનેક ગ્રંથો રચી નામના મેળવી હતી. ફ્રેડરિક ધી ગ્રેટનાં મરણ પછી એને પૃશિયામાં દાખલ થવાની રજા મળી હતી. ફ્રેન્ચ રાજ્ય ક્રાંતિ વેળા એ પૅરીસમાં હતો. ત્યાં એની ઉપર જર્મન જાસુસ તરીકેનો આરોપ મેળાવાથી 'ગિલટીન' યંત્રથી મારી નાખવામાં આવ્યો હતો.

**બેરબેરી**—આ વેલાતી છોડ ' આર્કટો સ્ટાફિલોસ યુવા—અરસાઇગ્ના વર્ગનો છે. એ લાલબોર ' ગ્રાઉઝ ' એટલે ' ભુત તીતર ' નામે પક્ષી હોંસે ખાય છે.

**બેરારી**—આ રાગણી ભૈરવ રાગના વર્ગમાંની છે. આ રાગણી સંપૂર્ણ છે. એમાં ખરજ શુદ્ધ, રિખવ કોમળ, ગંધાર તિવ્ર, મધ્યમ ઉતરી, પંચમ શુદ્ધ, ધૈવત કોમળ, નિખાદ ચઢી એ મુજબ ૭ સ્વરો છે. એનો ગ્રહ સ્વર ખરજ છે. ને કોઇ વેળા ગંધાર પણ છે. એમાં અહીરી, ત્રીવેણી, દેસકાર અને ટોડીનો મિશ્ર છે. આ રાગણી ગાવાનો વખત સાંહાંજનો, રૂપે સુંદર અપસરા, કાળા બાલનાં સુંદર ઝુલફાં, પારીજાતકનાં પુષ્પનાં ગુચ્છાથી કાન સણગારેલાં, પંખા વડે પવન નાખતી અને પોતાના પતિના સંગની ઉત્કંઠા કરી રહી છે.

**બેરિઅમ**—બ્યારસ (=ભારી) આ ગ્રીક શબ્દ ઉપરથી બેરિઅમ એ નામ નિકળ્યું છે. કારણ એના સંયોગી પદાર્થ ભારી હોય છે. આ ધાતુ સંયુક્ત સ્થિતીમાં સલ્ફેટ રૂપે ' હેવી સ્પાર ( Heavy Spar ) આ નામના ખનીજ પદાર્થમાં, અને કાર્બોનેટના રૂપે વિદરાઇટ ( Witherite ) આ ખનીજ પદાર્થમાં હોય છે, શીળ યાને બરીટા એટલે બેરીઅમનાં ઓકસાઇડ એ પદાર્થ ઇ. સ. ૧૭૭૪માં શોધી કાઢયો, પણ ઇ. સ. ૧૮૦૮ માં સર હેન્રિ ડેવ્હિએ વીધુત્પ્રવાહથી એમાંથી બેરીઅમ ધાતુ જુદી પાડી. બેરીઅમ હાઇડ્રેટના દ્રવમાં પારો મેળવી તે દ્રવનું વિજળિક પૃથ:કરણ કરયું, એટલે બેરીઅમ જુદો પડી પારાથી સંયોગ પામે છે; અને બૅરીઅમનો અમાલગમ મળે છે. તે અમાલગમને સખત ગર્મી આપતાં પારો ઉડી જઇ બેરીઅમ ધાતુ પીળા રંગનો જુદો પડે છે. એ ઘનવર્ધનીય છે. ખુલ્લી હવામાં એ તરત કાટ ખાય છે. આરકતોષ્ણુથી તેનો રસ બને છે. હવામાં તપાવતાં તે લીલી જ્યોતથી બળે છે. સાધારણ ઉષ્ણુ માન ઉપર એ પાણીનું પૃથઃકરણુ કરી હાઇડ્રોજન જુદો પાડેછે અને બરાયટા ( બેરીયમ ઑકસાઇડ ) પાણીમાં રહે છે.

**બેરિલીઅમ**—( જુઓ ગલુસિનમ. )

**બેરોંદા**—બેરોંદા નામે બુંદેલ ખંડમાંનું એક રઘુવંશી રજપુતનું નાહનું દેશી રાજ્ય. રાજયનો વિસ્તાર ૨૭૫ ચૌરસ મૈલ છે. તેમાં લોક વસ્તી ૧૮૦૦૦ની છે. વાર્ષિક ઉપજ ૪૫૦૦૦ની ઉપજે છે. બ્રિટીશ સરકારે આ રાજ્ય પોતાના આશ્રયમાં ૧૮૦૭માં લીધું ત્યારે મોહનસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજા ઈ. સં. ૧૮૬૭ માં મરણ પામતાં તેનો પુત્ર છત્રપાલસિંહ ગાદીએ બેઠો તે ૧૮૭૪ માં મરણ પામતાં તેનો કાકો રઘબીર દયાળસિંહ ગાદીએ બેઠો, જે હાલમાં રાજ્ય કરે

છે. રાજાને બ્રિટીશ છાવણીમાં ૯ તોપોનું માન મળે છે.

**એરેનાઈટ.**--એરનથી ઉતરતો ખેતાબ. આ ખેતાબ સર નાઇટના ખેતાબ સાથે એનાયત કરવામાં આવે છે. આ ખેતાબ ઇ. સ. ૧૬૧૧ માં ૧ લા જેમ્સે સ્થાપ્યો હતો. આ ખેતાબ મેળવનારના નામની પેહેલાં સરનો ખેતાબ જોડવામાં આવે છે; અને તે વંશપરંપરા ચાલે છે.

**એરોમિટર**--હવાનું દબાણ આપનાર યંત્ર. એરોમિટર શબ્દ ગ્રીક 'એરોસ' યાને વજન અને 'મિટ્રોન' યાને 'માપ' ઉપરથી બનેલો છે. આ યંત્રની નળીમાં સ્વચ્છ પારો ભરવામાં આવે છે, કેમકે પારો સેહેજ અસ્વચ્છ રહેતાં તેથી હવાનું દબાણ ચોકસ મપાતું નથી. પારો નળીમાં નાંખતાં માહે બિનાસ સાથે સાથે દાખલ નહિ થાય તે થકી પ્રથમ પારાને નળીમાં મેળી, ઉકાળી નળીનું મ્હો બંધ કરે છે.

'એનેરોઇડ એરોમિટર' પ્રવાહી પદાર્થ વીનાનો બનેલો હોય છે. એ એક સ્થિતિસ્થાપક નરમ ધાતુનો દાબડો હોય છે, જેમાંથી હવા તદન ખાલી કરી નાખેલી હોય છે. આ ધાતુ એટલી તો પતળી અને નરમ હોય છે કે તેની ઉપર હવાનાં દબાણની જલ્દી અસર થાય છે. આ દાબડા અંદર 'લીવર્સ' ગોઠવેલાં હોય છે. આ લીવર્સની સાથે એક કાંટો એવો જોડેલો હોય છે કે તેઓની મદદથી તે કાંટો ધાતુના દાબડાની ઉપર મુકેલા આંકડા માંહેલી એક પટી ઉપર એક અથવા બીજી તરફ ફરેછે. હવાનાં ઓછાં વધતાં પ્રમાણ મુજબ દાબડો દબાયછે યા ફુલે છે. આ દબાણનાં પ્રમાણમાં અંદરના લીવરનું દબાણ વધારે અથવા ઓછું થઇ દાબડા ઉપરના કાંટાને એક અથવા બીજી તરફ ફેરવે છે, અને એ મુજબ પટી ઉપરથી હવાનું દબાણ મપાયછે. પહાડો ઉપર ચઢતાં મુસાફરો માટે એરોમિટર બહુ ઉપયોગી છે. તેમજ વહાણવટીઓ એનો બોહોળો ઉપયોગ કરે છે.

એક બીજા જીવતાં પ્રાણીથી બનાવવામાં આવતા બેરોમીટરની બનાવટ જાણવા જોગછે. આવી જાતનાં વાયુમાપક યંત્ર પાણીથી અરધું ભરેલું અરધી પાઇંટના જેટલું ગલાસ, મલમલનો એક કકડો અને જુ એટલી સામગ્રી જોઇએ. જુ ને પ્રથમ પાણીમાં મેળવામાં આવે છે, અને તે ગલાસને મથાળે મલમલનો કટકો બાંધવામાં આવે છે, કે જેથી તે પ્રાણી બાહેર નિકળી શકે નહિ. જો હવા શાંત હશે તો જુ પાણીને તળીએ ગુપચુપ પડી રહેશે. જો વરસાદ વરસવાનો વખત થયો હશે તો તે જુ ગલાસને મથાળે ચઢતી માલમ પડશે, અને જ્યાં સુધી હવા શાંત હશે નહિ ત્યાં સુધી તે ઉપરજ રહેશે. જો તુફાનની અગમચેતી કરવાની હશે તો તે પ્રાણી જબરજસ્ત મરડાઇ મોરચાઇ જવા માંડશે. મ્હોટું તોફાન થવાની થોડા દિવસ અગાઉ તે પ્રાણી આખાં દિવસના દિવસ પાણીની બાહરજ પડી રહી, પોતે જબરી અફડાતફડીમાં પડશે. ધુમસની વખતે તે પાણીની તળીએજ રહેશે, પણ બરફ પડશે એમ જણાવવા માટે ઉપલાં તુફાન વેળા જેવી ચાલ ચલાવેછે તેમજ વરતશે.

**બેલગામ**—બ્રિટીશ ઇંડીયામાંનો એક જીલ્લો. ૧૮૧૭ ના જુનમાં આ જીલ્લો બ્રિટીશ ઇસ્ટ ઇંડિયા કુંપનીને હસ્તક થયો હતો. અત્રેની પ્રજાનો મુખ્ય ઉદ્યમ ખેતીવાડીનો છે. મુખ્ય શેહેર બેલગામમાં લોક વસ્તી ૨૭,૦૦૦ ની છે, જીલ્લાનું ક્ષેત્રફળ ૪,૬૫૭ ચોરસ મૈલ હોઇ તેમાં વસ્તી ૮૬૪૦૧૪ ની છે. વસ્તીનો અરધો ભાગ હિંદુ ધર્મ પાળેછે.

**બેલજીયમ**—મધ્ય યૂરપમાંનું એક રાજ્ય. એનું ક્ષેત્રફળ ૧૧૩૭૩ ચોરસ મૈલ છે, તેમાં વસ્તી ૬૬૫૫૧૯૭ ની છે. એની વધતામાં વધતી લંબાઇ ૧૭૪ મૈલ, ને પોહળાઇ

૧૨૭ મૈલની છે. આ દેશનો દક્ષિણ પૂર્વ ભાગ સપાટ અને ફળદ્રુપ છે. દક્ષિણ પૂર્વ ભાગમાં મ્હોટાં જંગલો છે; તથા પશ્ચિમ અને ઉત્તર પશ્ચિમ ભાગ તદ્દન ફળદ્રુપ અને ખેતીવાડીથી ભરપૂર છે. દક્ષિણ ભાગ સમુદ્ર સપાટીથી ૨૦૦૦ ફીટ ઉંચો છે. સમુદ્ર તરફના નીચા કાંઠાઓને રેલનાં પાણીથી બચાવવા માટે હોલેંડની પેઠે મ્હોટી ગંજાવર દિવાલો બાંધી અટકાવ્યા છે. કેટલાક કાંઠાઓ તો ૧ થી ૩ મૈલ સુધીના અને ૫૦ થી ૬૦ ફીટ ઉંચા રેતીના ડુંગરોથી બચાવ પામેલા છે.

બેલજીયમને રાજ્ય વ્યવસ્તા થકી ૯ વીભાગમાં વેંહેંચેલો છે:—એન્ટવર્પ, બરાબેન્ટ, વેસ્ટ ફ્લેન્ડર્સ, ઇસ્ટ ફ્લેન્ડર્સ, હાઇન્ફ્લ્ટ, લીગ, લીમબર્ગ, લક્ષંમબર્ગ અને નેમૂર. મુખ્ય શેહેર બ્રુસલ્સ છે. અત્રેની ઉત્પતિ ઇંગલંડ દેશમાં થતી પેદાશને મલતી છે. આ દેશમાં દરેક જુવાનીયો ૧૯ વર્ષની ઉંમરનો થયો કે તેને લશ્કરી નોકરી માટે રજુ થવું પડે છે. આ દેશમાં ૧,૩૧,૦૦૦ માંણસોનું લશ્કર છે.

અત્રેની પ્રજાનો મુખ્ય ભાગ રોમન કેથોલિક ધર્મ પાળે છે. દેશમાં ૪ યુનીવરસિટીઓ છે. લોક ભાષા ડચ અને ફ્લેમીશ છે; પણ સરકાર દરબાર તથા કેળવણીખાતાંમાં ફ્રેન્ચ ભાષા ચાલુ છે. આ રાજ્ય પ્રથમ ફ્રેન્ચ, બરગન્ડીયન અને સ્પેનીશોના તાબામાં ગયા પછી, ૧૮ મી સદીમાં આસ્ટ્રીઅનો તેના માલેક થયા હતા. ૧૮૧૫માં હૉલંડની સત્તા તળે હતું, અને ૧૮૩૦ સુધી એ નેધરલેંડને તાબે હતું. પણ તે વર્ષમાં થએલી ઉથલપાથલથી સેકસકોબર્ગવાલા પ્રીન્સ લીયોપોલ્ડ (મહારાણી વીકટોરીયાનો દિયર) પેહેલો રાજા થયો. હાલમાં તેનો કુંવર બીજો લીયોપોલ્ડ રાજા છે. બેલજીયમમાં ૨,૮૭૦ મૈલ રેલ્વે ફરી વળેલી છે.

**બેલ-દેવતા**—એ સીરીયનોનો મોટો દેવતા. બનાન અને હાઇનીકી પ્રજાના અષ્ટરોથ જેવોજ એ દેવતા હતો. એની ભક્તિ પ્રાચીન કાળથી ચાલુ હતી. મવાબી, મિધાની, ઇસરાયલ, હીબરૂ, એસીરીયન વગેરે પ્રજા પણ આ દેવતાની પૂજા કરતા હતા; યાહુદીઓનાં રાજ્યમાં બેલસની ભક્તિ પસરેલી હતી; આથી તેઓએ આ દેવતાની મુર્તિને ઉભા પર્વતો ઉપર સ્થાપન કરી હતી. કેટલાકો પોતાનાં ઘરમાં ઉંચી જગ્યા ઉપર બેલસની મૂર્તિ સ્થાપન કરતા હતા. એના પુંજારીઓની મ્હોટી સંખ્યા હોવાથી તેમના જુદા જુદા વર્ગ કરેલા હતા. તેઓ આ દેવતા સામે હોમ કરી લોબાન ધુપાવતા; અને કોઇ કોઇ જગે તો મનુષ્યનો ભોગ પણ આપતા હતા. તેઓ બેલસની આસપાસ નાચી મ્હોટે બરાડા પાડતા, અને દેવતાનાં જીગરમાં દયા ઉત્પન્ન થાય તે થકી પોતાનાં શરીર ઉપર જખમો કરી લેતા. બેલસ દેવતાને જુદી જુદી પ્રજા જુદે જુદે નામે ઓળખાવી ગઇ છે:—બાલબરીથ, બાલજબુબ, બાલહાનાન, બાલપૌર વગેરે. બેલ દેવતાનું નામ એસીરીયન શેહેરોનાં નામનાં આરંભમાં જોડવાનો પણ રેવાજ ચાલુ હતો. જેમકે બેલાથ, બેલગાદ, બેલહામોન, બેલાહસ્તેર, બેલપરાસીમ, બેલાશાલીશ વગેરે.

**બેલફળ**—બેલનાં વૃક્ષ હિંદુસ્તાનમાં સર્વત્ર ઉગે છે. એનાં એક ઝાડનાં મુળીયાંમાંથી અનેક મુળીયાં ફુટી તેનાં ઝાડ ઉગે છે. દક્ષિણ હીમાલય, ઝેલમ, બરમાનાં આસપાસનાં જંગલમાં બેલ વૃક્ષ પોતાની મેળે ઉગે છે. એની ડાંખલી ઉપર સીધા ને તીક્ષણ કાંટા હોય છે. એનાં પાંદડાં ત્રણ ત્રણ સાથે હોઇ તેનો રંગ ફીક્કો લીલો હોય છે.

બાવળના ગુંદર પ્રમાણે એનાં થડમાંથી ગુંદર નીકળે છે. બીયાંમાંથી એક ચળકતો પાતળો પદાર્થ નીકળે છે. તે ફળના અંદરની બાજુએ ચ્હોંટેલો હોય છે. આ એક પ્રકારનો ગુંદર હોય છે; તેને ફચી હોતી નથી. એનો પીળાસ મારતા રંગનો ગુંદર થોડાઓજ ઓળખી શકે છે. ઘણું કરી એને લોકો મગજ કહે છે. ફકત્ મી૰ રૉકસબર્ગે એની ખરી પરીક્ષા કરી હતી. આ ગુંદર અથવા બીયાંમાંના ચીકાસમાંથી એક બે વાર લાંબી

'તલમ' યાને ખુલ્લી આંખે નહિ દેખી શકાય તેવું ઝીણું સુતર કાઢી શકાય છે. આ ગુંદર-માંથી એક પ્રકારનો સીમેંટ પણ બનાવે છે.

એનાં ફળો કવઠ જેવાં હોય છે. બરમામાં તે ફળો લંબોચાં હોય છે, આથી તેને બેલને મળતું ઝાડ કેટલાકો દર્શાવે છે; પણ ખરૂં જોતાં ત્યાંની આબોહવાનાં ફેરને લીધે ફળમાં ફેર પડે છે. બેલ ફળનું કોટલું ઘણું સખત હોય છે. આ ફળો પાકતાં તે પીળાસ રંગ પકડે છે. એના કોટલાંનો ઉત્તમ રંગ બને છે.

હરડા ભેળી જે બેલફળનાં કોટલાંનો રંગ બનાવે છે, તે ઘણો પાકો હોય છે. તડકાંથી આ રંગ ઉડતો નથી. કાચાં ફળોની છાલનો રંગ છીંટ રંગવામાં ઘણો ઉપયોગી હોય છે.

કાચાં બેલફળને અંગે આકર્ષક ધર્મ છે. પાકેલાં ફળમાંનો ગર ખાધાથી પેટ સાફ આવે છે. સુકવેલો ગર સૌમ્ય આકર્ષક છે. કેટલાક તબીબો એના અંગે આકર્ષક ધર્મ નથી એમ જણાવે છે. કેટલાક રસાયન શાસ્ત્રીઓ આ ફળમાં 'ટૅનિન' (રંગનો અરક) ઘણો છે એમ જણાવે છે; ત્યારે કેટલાકો તેમાં બીલકુલ રંગીન દ્રવ્ય નથી એમ જણાવે છે. હિંદુસ્તાનમાં અત્તેસાર વગેરે વીકાર ઉપર બેલફળ ખવાડે છે.

બેલઝાડના જુદા જુદા ભાગો ઔષધીમાં કેટલા ઉપયોગી છે તેની તપસીલ નીચે દર-શાવી છે:—

૧—**કાચાં બેલફળને** તડકામાં સુકવી આખા અથવા તેના કટકા કરી વેચે છે. એ પાચક છે. અત્તેસાર ઉપર આ દવા અક-સીર છે. ૨—પાકાં ફળ મીઠાં, થંડાં અને સુગંધીત છે. એનું શરબત બનાવી તેમાં બરફ નાખી ઉન્હાળામાં સહવારે પીયે છે. આ શરબતથી પેટ સાફ આવી લોહી પડ-વાનું બંધ પડે છે. ૩—**મુળીયાં** (અથવા થડ)ની છાલ આંતરયા તાવ ઉપર અકસીર છે. આ મૂળીયાંની દશ મૂળીયાંમાં ગણના કરેલી છે. આ મૂળીયાં પિત્તોન્માદ અને હૃદય વિકારમાં આપે છે.

૪—**એનાં પાંદડાંની** પોલટીસ બનાવે છે. આંખો આવતાં એની પોલટીસથી સારી કરી શકે છે. પાંદડાંનો રસ તુરો, તીખો અને કડવો હોય છે. આ રસમાં પાણી મેળવી ઝાડા ઉપર પીવા આપે છે.

૫—પાકાં ફળની તુરી છાલ રંગવામાં અને ચામડું કેળવવામાં ઉપયોગી છે.

૬—**ફુલની** સુગંધી દ્રવ્યમાં ગણનાં કરેલી છે. ગાંધીની દુકાન ઉપર કાંચ્ચા બેલફળના કટકા સુકવેલાં વેચાય છે; અને પાકાં ફળોના કટકા વચ્ચે ભેદ જલ્દી પરખાતો નથી. લીલા બેલફળના કટકા યૂરપમાં પુશકળ જાય છે. પાકાં ફળોનો ગર નારંગીયા રંગનો હોઇ ઘણો સ્વાદિષ્ટ હોય છે. એને પાણીમાં પલા-ળતાં નારંગીયા રંગનું શરબત બને છે. કાચ્ચાં ફળનો સુકો મગજ પાણીમાં પલાળતાં લાલ રંગ બને છે. તેની રૂચી ખાટી હોય છે. પાકાં ફળનાં મગજ જેવો તેમાં સુગંધ હોતો નથી.

બેલનું રસાયનિક ક્રિયાથી પૃથઃકરણ કરતાં તેમાં 'ટૅનિક એસીડ,' ઉડનાર તેલ, અને બાલસમ ઑવ પેરૂ (ચીકણો પદાર્થ) જેવો એક પદાર્થ મળે છે.

**બેલાસઝર**—આ એસીરીયન પાદશાહ નેબુ-ખદનેજરનો બેટો હતો. એ ઇ. સ. પૂર્વે ૫૮૮ને સુમારે રાજ્ય અમલ ભોગવી ગયો હતો. એના રાજ્ય અમલમાં ઇરાની શાહ સાઇરસે બેબીલોન ઉપર ચઢાઇ કરી શેહેરને ઘેરો નાખી એનું રાજ્ય જીતી લીધું હતું. બેલાસઝરે ઇરાનીઓની પરવા નહિ કરતાં એણે પોતાનાં શેહેરના કોટ ઉપર મુસ્તાક રહી રંગ રાગમાં દિવસ ગાળવા માંડયા, તેટલાં તેમના વારસિક મ્હોત્સવને પ્રસંગે બેલાસઝરે રાજ્યના બડેખાંઓને એક મેજબાની આપી. તે રાત્રે પાદશાહે પોતાની સામેની ભીંત ઉપર ભેદ ભર્યો વાકય અણદીઠ હાથે લખાતો જોયો. જેનો અર્થ દાનીએલે એવો કરી બતાવ્યો

કે (વાકય—મીની મીની ટીકેલ આફ્રરસીન.) મીની=ખુદાએ તાહરા રાજ્યનો અંત આણ્યો છે; ટીકેલ=તાહરૂં વજન થઇ ચુકયું છે, તાહરામાં વધુ બોજ જોઇએ; આફ્રરસીન=તાહરૂં રાજ્ય વેંહેંચાઇ ચુકયું છે; તે ઇરાની અને મીડોને અપાઇ ચુકું છે.

આ આગમચચેતી તેજ રાત્રે ખરી પડી હતી. તે રાત્રે ઇરાનીઓ શેહેરમાં જતાં નદીનાં પાણીને એક નેહેર મારફતે બીજી તરફ ફોડી કાઢી વેહેતું કીધું હતું, જેથી તે નદીમાંના ઉંડાં પાણી ખોદેલી ખાઇમાં ખાલી થવે, ઇરાનીઓ તેજ રસ્તે શેહેરની અંદર દાખલ થયા હતા. આ વેળા ઇરાનીઓ સામે બેલાસઝરે મુઠી ભર અનુયાયીઓની મદદથી ભારે બહાદુરીથી લડયો પણ અંતે તેમાં માર્યો ગયો હતો.

**એલારી**—મદ્રાસ ઇલાકામાંનો એક જીલ્લો. આ જીલ્લો બ્રિટીશોએ ઇ. સ. ૧૮૦૦ માં હસ્તગત કરી લીધો હતો. જીલ્લો ૧૭૦ મૈલ લાંબો ને ૧૨૦ મૈલ પોહોળો હોઇ તેનું ક્ષેત્રફળ ૧૧૦૦૭ ચોરસ મૈલ છે; તેમાં લોકવસ્તી ૧૩,૩૬,૬૯૬ ની છે. મુખ્ય શેહેર બેલારીમાં ૫૨૦૦૦ ની વસ્તી છે. દેશનો ઘણો ખરો ભાગ ઉંચાણવાલો છે, ને સપાટ ભાગ ફળદ્રુપ છે. મુખ્ય પાક—ધાન્યો, તેલી બીયાંનો છે. વેપાર ઉદ્યોગ રૂનું કાપડ, ગુલી, ચા વગેરેનો ચાલે છે. મુખ્ય વસ્તી હિંદુઓની છે, અને તેમાંનો $\frac{3}{4}$ ભાગ ખેતીવાડી ઉપર નીર્વાહ કરે છે.

મુખ્ય શેહેર બેલારી લશ્કરી છાવણીનું મુખ્ય મથક છે. અત્રેનો કિલ્લો ૧૬ મી સદીનો છે. અત્રેની રેલ્વે લાઇન મદ્રાસથી ૨૭૦ મૈલ છેટેથી નખાયલી છે.

**એલીજોના**—આ જાણીતી કવીયણ તથા નાટક લખનારીનો જન્મ ઇ. સ. ૧૭૬૨માં સ્કૉટલંડમાં થયો હતો, અને મરણ લંડનમાં હેમ્પડનમાં ૧૮૫૧માં નીપજ્યું હતું. એણીએ ૧૭૯૮માં નાટકો લખી પ્રગટ કરવા માંડયા, અને તેનાં પાંચ દફતરો એક પછી એક લખી પ્રગટ કરયાં હતાં. આ બાનુ પોતાના સમયમાં જાણીતા વીદ્વાન લેખકોમાં ઘણું માન અને ચાહ મેળવવા નશીબવંત નીવડી હતી. તથા સર વૉલ્ટર સ્કૉટ તો એનો ખાસ વખાણનાર મિત્ર હતો.

**એસાર**—અથવા વૈશાલ. પાટણ શેહેરની ઉત્તરે ગંડકી નદીના પૂર્વ કિનારા ઉપર છે. એનું પ્રાચીન નામ બૈશાલી=વૈશાલી હતું. કારણ 'એસાર'માં જે કિલ્લો છે તેનું નામ 'વીશાલગઢ' હતું, અને તે 'ધીશાલ' રાજાએ બંધાવ્યાથી તેનું ઉપલું નામ પડયું હતું. વિશાલ રાજા ઉપરથી વિશાલ નગરીનું નામ વૈશાલી પડવાનું અનુમાન ધ્યાનમાં ઉતરે તેવું છે.

હવે વૈશાલી અને બેસારી આ શબ્દ લગભગ પાસે પાસે મળતા છે. સંસ્કૃત માહેલો 'વ' અક્ષર બદલ હિંદુસ્તાનીમાંનો 'બ' આદેશ થાય છે, એવા અનેક દાખલા મળે છે. જેમકે વિષ્ણુ=બિસ્નુ, વારણાશી=બારણાશી અથવા બનારસ. વિશ્વેશ્વર=બિશ્વેશ્વર એવાં રૂપ થએલાં છે. આથી વૈશાલી શબ્દનો બૈશાલી=બેશાલી=બેસાર એવાં રૂપ થયાં હશે.

ઉપલાં અનુમાનો સિવાય વૈશાલીમાંના વિશાલ ગઢ કિલ્લાનો ઘેરાવો જે હુએનથસાંગે પોતાના ગ્રંથમાં જણાવ્યો છે, તે ઉપરથી પ્રાચીન વૈશાલી હાલનું બેસારજ હતું એવું સિદ્ધ થાય છે. ચેંચ્યુ (ગર્જમપૂર=ગાઝીપૂરથી) પૂર્વ તરફ જતાં વૈશાલી શેહેર મળે છે. ત્યાંના કિલ્લાનો જુમલે ઘેરાવો ૪૪૦૦ ફીટ હતો એવું હુએનથસાંગ જણાવે છે. અને હાલમાં પણ ઉપલા કિલ્લાનો ઘેરાવો તેટલોજ છે.

**એસિર્લીયા**—(જુઓ બેકટીરિયા.)

**બેહરિન**—પરશિયન અખાતમાંનો આ એક ઝુમખાદાર ટાપુ ૭૦ મૈલ લાંબો ને ૨૫ મૈલ પોહોળો છે. આ ટાપુ મોતીના ઉદ્યોગ માટે પ્રસિદ્ધતા પામ્યો છે. અત્રેનાં મોતી

પ્રાચીન કાળથી ઘણાં વખણાય છે. ને તે દુનિયામાં સૌથી કિમતી ગણાય છે. દર વર્ષે ૨,૫૦,૦૦૦ થી ૩,૦૦,૦૦૦ પૌંડની કિમતનાં મોતી મળે છે. આ ટાપુ મરકતનાં ઇમામને હસ્તકત છે. લોક વસ્તી ૭૦,૦૦૦ ની છે.

**બેહડાં**—બેહેડાનાં વૃક્ષ ઘણાં ઉંચાં વધે છે, અને તેનો વિસ્તાર ઘણો મ્હોટો હોય છે. એનું વૃક્ષ હરડાનાં વૃક્ષને મળતું છે. નવાં ઝાડ બીયાંમાંથી ઉગે છે. પ્રથમ બે વર્ષ સુધી દર દિવસે પાણી પાયલું પુરતું થાય છે. બેહેડાંનાં ફળ ગોળ ઉગે છે. કોઇ કોઇ આ ફળોને હીંગનાં ફળો અથવા હેડાનાં ફળો કહે છે. પાકાં થએલાં ફળો ગળી પડે એટલે આ વૃક્ષની નીચે ફળોના ઢગલા થાય છે. એનાં ફુલનો વાસ ખરાબ આવે છે. બેહેડાંનાં ફળની અંદર સફેદ મગજ હોય છે; જે ખાધાથી કેફ ચઢે છે. એનાં ફળ ઉપરની છાલ સ્થંભક છે. બીયાં માહેલું તેલ કેફી અને કડવું છે. તે કદી કદી સોજા ઉપર અથવા ખજ ઉપર ચોપડે છે. તેલની રસાયનિક પરિક્ષા કરવી જોઇએ. બેહેડાં જયારે સુક્કાં હોય છે ત્યારે તે હરડા કરતાં સેહેજ મ્હોટાં હોય છે; પણ આકારમાં સેહેજ વાંકાં હોય છે. એ હરડા જેવો પણ તેથી થોડા ઓછા ગુણ ધરાવે છે. હિંદુસ્તાનમાં રંગ બનાવવા તથા ઔષધિ ઉપ્યોગમાં યોજે છે. હિંદુસ્તાનથી ઇંગલંડ તરફ બેહેડાં દર સાલ પુશકળ નિકાશ કરવામાં આવે છે. અવાજ બેઠો હોય અગર ગળું આવ્યું હોય તો બેહેડાં, સિંધવ તથા પીપરને મધની સાથે ગોળી કરી મોઢાંમાં રાખે છે. બેહેડાંનાં બીજને પાણીમાં વાટી ચોપડવાથી હાથ પગનો દાહ મટી જાય છે.

**બેહમન**—આ અમશાસપંદનો અવસ્તા શબ્દ 'વોહુમન' છે. વોહમનો એ બોલ વંધહુ=વસુ એટલે ભલું, નેક તથા મન=વિચારવું ઉપરથી નીકળીને ભલું મન એવો થાય છે. ભલા મન શિવાય એનો અરથ સુલેહ, અક્કલ તથા ડાહપણુ થાય છે. ડાહપણુ બે રીતે મળે છે, એક તો જનમથીજ માણસને મળે છે, અને માણસમાં જનમથીજ હોય છે, જેને જંદમાં અસનયખ્રત્ર Intuition (અંતરજ્ઞાન, સહજ અયતનજ્ઞાન) કહે છે, અને બીજું ડાહપણ જે માણસ સાંભળીને અથવા ભણીને મેળવે છે તેને 'ગએશો સુત-હેખતરૂ' એટલે કાને સાંભળેલી અકલ કહે છે. આ જગામાં તે કિરતારને પુરતી રીતે ઓળખવાને માણસને અક્કલની વધારે જરૂર છે. બેહમન અમશાસપંદને અકલે અવલ તરીકે ઓળખવામાં આવે છે. વળી એ 'ગેઉશ-ઉવાન' એટલે કુદરતનો રૂહ (Universal sout of Nature) ઉપર મવક્કલ છે. બેહમન જો હોય નહિ તો આ જગત તેમજ સરવે પેદાયશો, બુરા રાક્ષસો અને દેવ દરૂજોનું સદાનું રેહેઠાણ થઇ પડે. વોહુમનના હરીફ તરીકે એહેરેમને પેહલાં મીતોખત (જુદાપણું) અને ત્યાર પછી અકોમન (બુરા વિચારને) પેદા કીધાં.

વોહુમનને લગતું વરણુન અવસ્તામાં જગેજગ મળી આવે છે. આખો પહેલવી બહમન યશત એ અમશાસપંદની ખુબી અને કિરતીમાં લખાયલી છે. હપતન યશતના કેટલાક ફકરાઓ તથા અહુનવઇતી ગાથાના ૩ જા હાના ૯-૧૧ અને ૧૩ મો ફકરો, ૩૦ મા હાનો ૧૦ મો ફકરો તથા ૩૪ મા હાનો ૧૧ મો ફકરો એ અમસાસપંદની તારીફમાં લખાયલાં છે.

બેહમન મનુશયનું રક્ષણ કરે છે એટલુંજ નહિ પણ તે ગોસપંદો ઉપર મવકલ છે. પતેત પશેમાનીમાં ગાયઢોર ઉપર ઘાતકીપણું ચલાવનાર જુલમી માણસને વોહુમનો (ગોસપંદની પાસબાની કરનાર અમશાસપંદ) તરફ ગુનેહગાર તરીકે ગણેલો છે. બુનદેહેશનાં સાતમાં પ્રકરણમાં ૩ જા ફકરા ઉપરથી જણાય છે કે તેશતર સેતારાને વરસાદ લાવવાની મદદમાં બીજાઓ સાથે વોહુમનો પણ મદદ કરે છે. વંદીદાદની ૧૯

મી પરગરદ ઉપરથી જણાય છે કે બેહમન અમશાસપંદ બીજા ઇજદો સાથે અશોઓનાં ભલાં રવાનોને બેહેસ્તના દરવાજા પાસે આવકાર દેય છે.

વોહુમનોની સામે દુનિયાની આખેરીએ 'અકોમન' થશે, તેને વોહુમનો (જમયાદ યશતના ૪૬ મા ફકરા પ્રમાણે) મારશે. (જુઓ અમશાસપંદ.)

**બેહેરાપણું**—(જુઓ કાન.)

**બેહેરામ**—મીલ્લાદનો ભાઇ. એ કેઆંનીઆન રાજયમાં એક નામીચો પહેલવાન થઇ ગયોછે.

**બેહેરામ**—(અવસતામાં વેરેથ્રઘ્ન.) એ એક ફરેસતો છે કે, જેનું કામ તેના યાદ કરનારાઓને આફતને વખતે મદદ કરવાનું તથા ફતેહમંદી બખશવાનું છે. એનું ખુલાસાવાર બયાન બેહેરામ યસતમાં તથા એની વખાણ અવસતાના જુદા જુદા ભાગોમાં આવેલી છે. મજકુર યસ્તમાં લખવા પ્રમાણે બેહેરામ તેનાથી મદદ ચાહનારાઓને—પવન, ગાય, ઘોડો, ઉંટ, ગુરાંજ, જવાન મરદ, વારંગ નામનું મુરગ, મેંઢો, બકરો તથા બહાદુર પહેલવાન એવાં રૂપોમાં આવીને—મદદ કરે છે. એજ યસ્તમાં લખવા મુજબ હજરત જરથોસતે પોતાનાં કામમાં ફતેહ મેળવવાને બેહેરામથી તન તથા મનનું બળ તથા આંખની તેજી ઇચ્છી હતી. એજ યસ્ત પ્રમાણે લડાઇ કરનારાઓ લડાઇ કરવા આગમચ બેહેરામથી ફતેહ ચાહે છે અને તેમ કરતાં તેઓ તેની નામ-આજબઇતી (તેનાં નામનું સમરણ) ઉપસતુઇતી! તથા નીસતુઇતી! કરે છે.

**બેહેરામ ૧ લો**—એને ગ્રીકો 'વેરાનીસ' તરીકે જણાવે છે. સાસાનીયન તબકકાનો એ ૪ થો પાદશાહ હતો (હોરમજદનો બેટો). એ ઇ. સ. ૨૭૩ માં ગાદીનશીન થયો હતો. એ ઉદાર, મીલનસાર, દયાળુ અને પ્રજાપ્રિય હતો. એના અમલમાં 'માની' નામના ઠગારા પેગંબરને તેના પંથીઓ સાથે મારી નાખ્યા હતા. એના અમલમાં રૂમી શેહેનશાહ ઓરેલ્યને ઝેનોબીયાને હરાવી હતી. તે વેળા બેહેરામે રાણીનો પક્ષ લેવાથી ઓરેલ્યને ઇરાનપર ચઢાઇ કરવાનો વિચાર કર્યો, પણ બેહરામે તેની સાથે સુલેહ કરી હતી. એ ૨૭૬ માં મરણ પામ્યો હતો.

**બેહેરામ ૨ જો**—એ પેહેલા બેહેરામનો બેટો. એ ઇ. સ. ૨૭૬ માં ગાદીનશીન થયો હતો. એણે ૧૭ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો હતો. એના પછી એનો બેટો ત્રીજો બેહેરામ ઇ. સ. ૨૯૩ માં ગાદીનશીન થયો હતો.

**બેહેરામ ૩ જો**—એ ઇ. સ. ૨૯૩ માં સાસાનીયન વંશના પાદશાહ તરીકે ગાદીએ બેઠો. પણ માત્ર ૪ માસ રાજ્ય અમલ ભોગવી મરણ પામ્યો હતો; આથી એનો ભાઇ નોરસી ગાદીએ બેઠો હતો.

**બેહેરામગોર**—સાસાની વંશના બાદશાહોમાં બેહેરામગોર પોતાની બાહદુરી માટે જાણીતો થઇ ગયો છે.

બેહેરામને પેહેલા યજદેજર્દે બચપણથી 'મંજર' નામે એક આરબ સરદારને સોંપી તેના હાથ તળે તીરંદાજી તથા લડાયક તાલીમ અપાવી હતી. બેહેરામ તીરંદાજીમાં એટલો તો બાહોશ હતો કે કોઇ પણ નેમેલી જગા ઉપર આબાદ નિશાનીબંદ તીર છોડી શકતો હતો. જ્યારે પાદશાહ યજદેજર્દ મરણ પામ્યો ત્યારે એ મંજરનીજ દરબારમાં તે વેળા ઇરાનની ગાદીપર બેહેરામ જેમ હક ધરાવતો હતો તેવોજ ખુશરો નામે એક દાવાદાર પણ દરબારમાં હોવાથી તેને ગાદી મળી, પણ આથી બેહેરામ લશ્કર સાથે જુદા જુદા દેશો હાથ કરતો ઇરાનપર ચઢી આયો ને પોતાનો હક રજુ કીધો. આ વેળા લડાઇ નહિ કરતાં બે છુટા વાઘોની વચ્ચે તખત મેળી તેમની ઉપર તાજ મેલ્યું; ને જે દાવાદાર તે ઉઠાવી માથે પેહેરે તે પાદશાહ ઠરે એમ ઠરયું. તેમાં ખુશરો નાહિમ્મત બની પાછો હટયો, પણ બેહરામે એક વાઘ ઉપર

સવારી કરી બીજાને કતલ કરી તાજ પેહેરતાં એ ઈ. સ. ૪૨૦માં પાદશાહ થયો.

એણે તખતે આવતાં દાવાદાર ખુશરોને લાયક સરપાવ આપી નવાજ્યો, ને પોતાના સર્વે હરીફોને ઉદારતાથી માફી બક્ષી પ્રનસારી અમલ ચલાવવા માંડયો. એણે ખ્રીસ્તીઓ પર સખત જાપતો રાખ્યો, આથી કેટલાક ખ્રીસ્તીઓ યૂરપ તરફ નહાશી ગયા. એની આવી જુલ્મી રીતી માટે થીયેડોશીયસે લડાઇ ઉઠાવી. આ લડાઇમાં પાદશાહનો ભાઇ નારસી મુખ્ય સરદાર હતો. પ્રથમ રૂમીઓએ આરમીનીયા ઉપર ચઢાઇ કરી, આથી નારસીએ રોમન મેસેપોટેમીયામાં દાખલ થઇ ખરાબીઓ કરીઆથી, રોમના લઢવૈયાઓ તેની સામે લઢવા ગયા. તેઓએ 'નસીબન'ના કિલ્લાને ઘેરો નાખવાથી બેહેરામ પોતે લઢવા સામો ગયો. આ વેળા રૂમીઓ નહાશી ગયા, પણ પાછળથી ઉઠેલી લઢાઇમાં બેહેરામે પ્રોકોપ્યસ નામે એક રોમન સરદાર સાથે એવી ગોઠવણ કરી કે બન્ને પક્ષો તરફથી એકેક પેહેલવાનને લઢાઇમાં ઉતારવો, અને જે ફતેહ પામે તેનો પક્ષ જીતેલો માનવો. આવી ગોઠવણમાં ઇરાની પેહેલવાન હારવાથી બેહેરામગોરે પોતાની હાર કબુલ કરી. તે વેળા થએલી શરતોમાં મુખ્ય એ હતી કે રૂમી હદમાં ગએલા ખ્રિસ્તી રહેવાશીઓની પાદશાહે પાછી માંગણી કરવી નહિ; અને ઇરાન ખાતેના ખ્રિસ્તીઓની વધુ કતલ ચલાવવી નહિ. આ સુલ્હે પછી ઇરાનની ઉત્તરે કાસ્પિયન સમુદ્ર તરફ વસતી પ્રજાના વડા ખાકાન ઉપર ચઢાઇ કરી. તે દેશ તાબે કરી પોતાનું ખંડીયું બનાવ્યું હતું.

આ વેળા મળેલી લૂટનો પૈસો બેહેરામે લોકોપયોગી કામોમાં ખરચી મ્હોટી કિરતિ સંપાદન કરી.

એક સમે બેહેરામ પોતે બરજોર એલચીનું નામ ધારણ કરી હિંદુસ્તાનમાં કનોજના રાજાની દરબારમાં જઇ, ત્યાં પોતાની બહાદુરીનો એવો તો છાપ માર્યો કે એની શાદી શાહજાદી સ્પીનુદ સાથે થઇ હતી. પાછળથી એણે પોતાને શાહ બેહેરામ તરીકે જાહેર કરી કનોજના રાજા સાથે દોસ્તીનો ગાંઠ બાંધ્યો હતો. બેહેરામગોર ૨૦ વર્ષ રાજ્ય અમલ ભોગવી ઇ. સ. ૪૪૦ માં મરણ પામ્યો હતો. એના અમલમાં ઇરાની પ્રજા ફરી મ્હોટી જાહોજલાલીએ પોંહચી હતી.

**બેહેરામખાન** અથવા ખાનખાનાન. એ એક તુર્કોમાન ખાનદાનનો નબીરો હતો. એના વડવાઓએ તૈમૂરના વંશજોની વંશપરંપરા સેવા બજાવી હતી. બેહેરામખાન હુમાયુન સાથ ઇરાનથી આવ્યો હતો. અકબર ગાદીએ બેસતાં બેહેરામખાનને ખાનખાનાનનો એલકાબ બક્ષવામાં આવ્યો હતો. એના હાથમાં રાજયકીય તથા લશકરી ખાતાંની સર્વ સત્તા હતી. ૧૫૫૮ માં અકબરે સર્વ સત્તા એના હાથમાંથી છીનવી લેવાથી એ ઓહ્દાપરથી દૂર થયો, પણ એને ૫૦,૦૦૦ રૂપીયાનું સાળીયાનું બાંધી આપ્યું હતું. આથી બેહેરામ ખાન ઘણો પશેમાન થઇ મક્કે હજ કરવા ગુજરાત માર્ગે જતાં મુબારકખાન લોહાનીએ એનું ખુન કીધું હતું, કારણકે મુબારકખાનના પિતાને બેહેરામખાને હુમાયુન સાથની લઢાઇમાં પોતાને હાથે માર્યો હતો; તેનાં વેરમાં બેહેરામખાનનો જીવ લીધો હતો. આ બનાવ ઇ. સ. ૧૫૬૧ માં ૩૧ મી જાનેવારીએ બન્યો.

**બો-વૃક્ષ**—બુદ્ધ ગયામાં બો-વૃક્ષ નીચે ગૌતમ બુદ્ધે બેસી બૌદ્ધાશ્રમ ધારણ કર્યો હતો. આ પવિત્ર વૃક્ષ પોતાનાં રાજ્યમાં રાખવો જોઇએ. આથી ગયામાંથી આ બો-વૃક્ષની એક ડાંખળી અશોક રાજા પાસથી 'તીસા રાજે' મંગાવી અનૂરાધાપૂરમાં 'માહામેગા'ના બગીચામાં રોપી તેને અઢી હજાર વર્ષ થવા આવ્યાં છે. આ બો-વૃક્ષ પૃથ્વી ઉપરનાં જુનામાંજુના વૃક્ષમાં એક ગણાય છે. આફ્રિકા ખંડમાં સિનીગાલમાંના

તાસ્મેનિયા ટાપુમાંના, અરેરાટમાંના ઉત્તર અમેરિકામાંના, કેલીફોર્નિયામાંના અને એટનના જવાલામુખી પાસેના જુનાટ વૃક્ષ એના જેટલાં પુરાતન હશે એવી નોંધ મળતી નથી. ગેથસમેનના બાગમાંનું ઑલીવ વૃક્ષ અને લાંબાડિમાંના 'સોમ' માનું વૃક્ષ; એ બે હજાર વર્ષનાં જુનાં ગણાય છે; પણ આ વૃક્ષ તેથી પણ વધારે જુનું છે; એને સિંહલી પ્રજા "જય શ્રી મહાવંશ બોદીનવહંસગ" કહે છે.

બુદ્ધ ગયા હાલમાં દેખાતા તેના ઘણા વિસ્તીર્ણ ખંડીયર ઉપરથી તે અગાઉ મ્હોટું શેહેર હશે એમ પુરવાર કરે છે; તે શેહેર આજ 'બો' ઝાડ નજદીક બનાવવામાં આવ્યું છે. એટલુંજ નહિ પણ તે ખંડીયરોની આગળ અદ્યાપિ બોવૃક્ષ દીઠામાં આવેછે તેજ બોવૃક્ષ બૌધ્ધનુંજ છે, કે જ્યાં બૌધ્ધે પોતાનો પંચ સ્થાપન કર્યો હતો, એમ માનવામાં આવે છે.

સીલોનમાં એકેએક મઠ અથવા દેવળના ચોકની આગળ જરૂર કરીને એકાદ બો વૃક્ષ રોપેલું જણાય છે, અને તે દરેક ઝાડ 'અનર્ધપુરા'થી આણુવામાં આવેલું જણાવવામાં આવે છે. જેને લાવ્યાનો સને ઇ. સ. પુર્વે ૪ થી સદી આગમજનો જણાવ્યો છે. બુધ્ધિસ્તો સાધારણ રીતે એવોજ ખ્યાલ ધરાવે છે કે જે જગોએ આ બો ઝાડ ઉભું કરેલું છે તે જગા દુનીયાનું મધ્ય બિંદુ છે.

મી૦ સ્પેન્સ હાર્ડી પોતાનાં Eastern Monarchism નામના ગ્રંથમાં એ બો ઝાડની પુંજાનું મૂળ એવું જણાવે છે કે:— "જે વખતમાં "સેવેત" નામનાં ગામ આગળ ગૌત્તમબૌધ્ધનું રેહેઠાણુ હતું તે વખતે તેને નજર કરવાને સાંરૂ લોકો ફુલ તથા બીજા સુગંધીત પદાર્થોની ભેટ લાવતા હતા, પણ ઘણી વાર ગૌત્તમ ત્યાં હાજર ન હોવાને લીધે લોકો નિરાશ થઇ પોતાની તે સઘળી ભેટો મકાનની દેવાલ આગળ નાખીને ચાલી જતા હતા. બૌધ્ધના ભાવીકો 'આનેપીદુ' એ તથા બીજા ઉપાસકોએ આ બનાવ વારંવાર જોઇ એવું વિચાર્યું કે પુંજારીઓને માટે પુંજા કરવા સારૂ કાંઇ જાથુકની ચીજ નક્કી કરવી જોઇએ, જેથી કરીને બૌધ્ધની ગેરહાજરીમાં પુંજારીઓ તે ચીજ આગળ પોતાની ભેટ મુકી જાય. એ મુજબ વારંવાર નિરાશા મળવાથી સર્વેએ 'આનન્દા'ને પોતાની ઇચ્છા જણાવી; અને આનન્દાએ તે બીના બૌધ્ધને કહી; આ ઉપરથી બૌધ્ધે આનન્દાને કહ્યું કે "પુંજા કરવા લાયક ચીજ માત્ર ત્રણ છે. શારરિકા, ઉદેશિકા અને પરીભોગીકા. છેલ્લો વિભાગ તે આ 'બો' ઝાડ છે; કે જેમાં રહીને હું બૌદ્ધ થયો છું, વાસ્તે તે ઝાડની ડાંખળી મંગાવો અને પોતાના વિહારા (પોતાનું ગ્રહ) ના ચોકમાં રોપો; અને જે કોઇ એ ઝાડની પુંજા કરશે, તેમને પુંજવા જેટલુંજ હાંસલ કરશે. જ્યારે ત્યાંના રાજાએ તે ઝાડને માટે જગા તૈયાર બનાવી ત્યારે જંગલ મધેના પેલા અસલ બો વૃક્ષ નજીક એક શખસ નામે 'મુગાલન' ગયો, અને તે ઝાડ ઉપરનું તૈયાર થએલું એક ફળ આનન્દાને આપ્યું. આનન્દાએ રાજાધિરાજને આપ્યું, અને રાજાએ એને પીદુને આપ્યું, જેણે સોનાના એક કટોરામાં લીધું. જેવું ચોકમાં તે ફળ મુક્યું કે ઝાડ ઉગવા માંડયું, અને લોકો તેની તરફ જોતા અજાયબીથી નિહાળવા લાગ્યા કે તેવુંજ તે તો અસલ બો ઝાડનાં જેવડું મ્હોટું થઈ ગયું. તે એટલું ઉંચું વધ્યું કે ૫૦ ગજ સુધી પુગ્યું. તેની પાંચ ગંજાવર ડાંખળીઓ જૂદી જૂદી પાંચ દિશા તરફ ફેલાઇ, અને તે દરેકની લંબાઇ ૫૦ હાથ હતી. લોકો તેને ઘણી કિમતી ભેટો નજર કરવા લાગ્યા, અને તેની આસપાસ ગંજાવર દેવાલો બંધાવી લીધી. અને આનન્દાથી આ ઝાડની પ્રાપ્તિ થએલી હોવાથી તેને આનન્દાનું નામ આપવામાં આવ્યું. આ ઝાડ નીચે બેસી તેને પવિત્ર બનાવવા બાદ્દને

અરજ કરવામાં આવી પણ તેણે તેની નીચે બેસવાની સાફ ના પાડી કે અસલ ઝાડ નીચે બેહાથી તો હું બૌદ્ધ થયો છું, તો પછી હું એની નીચે બેસવાથી વધારે શું થનાર છું? બૌદ્ધનાં મરણ પછી બૌદ્ધ તરીકે એ 'બો' ઝાડની પુંજા થતી આવી છે.

**બોકડી**—કોકણ તરફ એના વેલા ઘણા ઉગે છે. સર્પ દંશ ઉપર બોકડીનાં પાંદડાંનો રસ અકસીર ગણાય છે.

**બોકસઉડ**—યૂરપ તરફ બૉકસ નામનાં એક જાતનાં ઝાડનું લાકડું. આ લાકડું સેહેજ ઝાંખા પિળા રંગનું હોય છે. એની ઉપર કોતરકામ ઘણું ઉત્તમ થતું હોવાથી ચિત્રો છાપવાનાં બીબાં એનાજ બનાવે છે. એ કોતરકામ માટે કિમતી હોવાથી તે અતિ મોઘું વેચાય છે, ને તેનો ભાવ દર ઇંચનો ઠેરવેલો હોય છે.

**બોગેનવિહલા**—બગીચામાં ઉગતા સુંદર ફુલ ઝાડનો વેલો. એની ઉપર જાંબુડા રંગનાં ફુલો થંડીની મોસમમાં આવે છે. એની બે જાત હોઇ તેમાંની એક જાતના વેલાપર કાંટા હોય છે, અને બીજા કાંટારહીત હોય છે. એની કલમ દાટવાથી વેલા ઉગેછે.

**બોઘાજકેવ્હુ**—આ નાહનું ગામ એશિઆ માઇનરમાં હેલીજ નદીને પૂર્વે છે. સમુદ્રની સપાટીથી આ ગામડાંની ઉંચાઇ ૩૫૧૫ ફીટની છે. આ ઠેકાણેના ગંજાવર ખડકોમાં ગુફાઓ કોતરેલા છે. આ ખડકનાં પેટાંમાં રાજમંદિરો, દેવસ્તાનો અને ઇમારતો વગેરે છે. અત્રેના ગુફા અને રાજમેહેલને 'સિયાઝેરીસ મેદી 'એ કોતરાવ્યા હતા એમ ત્યાંના લેખો ઉપરથી જણાય છે.

**બોટાદ**—કાઠીયાવાડમાંનું આ ગામ ઉતાવળી નદી કાંઠે ભાવનગર વઢવાણ રેલ્વે લાઇન ઉપરનું સ્ટેશન ગામ છે. અગલા વખતથી એ વેપાર રોજગારનું મથક ગણાય છે. વેપાર મુખ્ય કરી રૂ, ગોળ, રાધનપુરી ઘી ને અમદાવાદી તથા નવાનગરી દેશના કિનખાબનો ચાલે છે. તાર, પોસ્ટ ઓફીસ તથા દવાખાનું અત્રે છે. વસ્તી ૭૮૦૦ ની છે.

**બોનાપાર્ટ**—ફ્રાન્સના ૧ લા નેપોલીયન બોનાપાર્ટના કુટુંબી અને વંશજ આ ખાનદાની નામે જાણીતા થઇ ગયા છે. આ ખાનદાનમાં વડો બોનાપાર્ટ જોસફ સ્પૅનનો રાજા થયો હતો. લુસીન બોનાપાર્ટ ઇટલીમાંના કેનીનોનો પ્રિન્સ હતો; લુઇસ બોનાપાર્ટ હૉલંડનો રાજા હતો, તેમજ બોનાપાર્ટની કરી લીધેલી બેટીના વંશમાં ૩ જો નેપોલીયન બોનાપાર્ટનો જન્મ થયો હતો. આ ખાનદાનનો સહુથી નાંહનો જે રોમ બોનાપાર્ટ પ્રુશિયાના વેસ્ટફેલિયાનો રાજા થયો હતો.

**બોપદેવ**—અર્વાચીન ઇતિહાસિક કોષમાં જણાવ્યા મુંજબ "આ વિદ્વાન શાલિવાહન શકની ૧૨ મી સદીમાં થઇ ગયો હતો. એના ગ્રંથો ઉપરથી એ બંગાળનો રેહવાશી હશે એમ જણાય છે. એણે ઘણું કરીને સર્વ શાસ્ત્રો ઉપર નિબંધના ગ્રંથો રચી પ્રગટ કર્યાં હતા. એણે મુગ્ધ બોધ નામે બાળ ભાષા ઉપર વ્યાકરણનું પુસ્તક રચ્યું છે; જેનાં ૧૧૦૦ સૂત્ર છે. તેમાં માગધી, પૈશાચી, સુરસેની અને રાક્ષસી વગેરે ભાષાઓના નિયમનાં સૂત્રો છે. આ ગ્રંથનાં ૧૨ પ્રકરણો છે. તેના ઉપર વૃત્ત નામની ટીકા છે. વળી સામાનાચાર્યે પણ એક ટીકા કરી છે. એ રીતે આ વ્યાકરણ ગ્રંથ ઉપર એકંદર આઠ ટીકાઓ છે. આ વ્યાકરણને બંગાળમાં વિદ્વાન લોકો પૂજ્ય ભાવથી માને છે.

બોપદેવે સંસ્કૃત વ્યાકરણના નિયમ બાંધેલા છે, અને એના બીજા વ્યાકરણના ગ્રંથો પણ ઉત્તમ છે. તેમ એના મતને માનનાર બંગાલ તરફના પંડિતોનો તથા દાક્ષણમાંના પંડિતોનો કેટલાએક શબ્દો વિષે મતફેર જણાય છે. બોપદેવે કવિ કલ્પદ્રુમ નામે ગ્રંથ રચેલો છે; તેમાં સંપૂર્ણ ક્રિયાપદોનાં મૂળ ધાતુની ગણત્રી કરીને શ્લોક રૂપે રચ્યો છે. મી૦ લેંગલીનાં મત મુજબ

તેમાં ૨૦૦૦ થી વધારે ધાતુ નથી. મી૦ રોઝન કહે છે કે તેમાં મૂળ ધાતુ ૨૩૫૦ છે. બોપદેવે રચેલો કવિ કામધેનું નામે ગ્રંથમાં દસ ગણોમાંના સરખા સ્વરૂપનાં ધાતુ છે. તે શિવાય ધાતુ પાઠ, છંદશાસ્ત્રકોશ, અને શતશ્લોકી નામે વૈધકશાસ્ત્રના ગ્રંથો રચ્યા હતા.

**ઓબાક**—આ પ્રાણી અમેરિકા, ઉત્તર એશિઆના મ્હોટા ભાગો ઉપર અને દિનાયપર નદી તરફના ભાગોમાં જણાય છે. ઓબાકનાં રૂવાંનો રંગ કાબરચિત્રો પિલો હોય છે. એના શરીર તથા માથાની લંબાઇ ૧૬ તથા ૧૭ ઈંચની હોય છે. તેની પુછડી ૬ ઈંચ લાંબી હોય છે. આ પ્રાણી જમીનમાં ૨ થી ૪ વેંાર લાંબા દર બનાવે છે. ઓબાક સ્વભાવે નરમ, બીહિકણુ હોય છે. તે વનસ્પતિ ઉપર નિર્વાહ કરે છે. આ પ્રાણી જાંગ ઉપર બેસી આગલા પંજાઓથી પોતાનો ખોરાક ખાય છે, અને એવીજ ઢપે બેસીને પોતાનો બંચાવ કરે છે. એ સાંમે થતાં કરડે છે, ને તીણી ચીચીઆરી પાડે છે. એની માદા દર વસંત રૂતુની મોસમમાં ૬ થી ૮ બચ્ચાં જણે છે. આ પ્રાણી ઉન્હાળામાં પુશકલ ખોરાક ખાય છે, પણ શિઆળામાં ઉંઘાયા કરે છે. આથી ખોરાક લેવાની દરકાર કરતું નથી. એનું માસ કેટલાકો ખાય છે, જે સસલાનાં માસ જેવું હોય છે. રૂશિઆમાં એની ચામડીનાં કપડાં બનાવવામાં આવે છે. એની ચરબી, રૂવાં અને ચામડાં સાફ કરવાના ઉપયોગમાં આવે છે. એને ગમે તે મોસમમાં પકડી પાળીયાથી તે હળીમળી જાય છે.

**ઓમ્બેઝીનરે**—અથવા કાળી અતલસ યાને રૂ ભરેલું રેશમી કપડું. અગાઉ આ કાપડ ઇટલીમાંના મીલેન શેહેરમાં બનાવવામાં આવતું હતું; પણ હાલમાં, તે ઈંગ્લંડ, જર્મની તથા અમેરીકામાં બને છે.

**ઓમ્બે**—(જુઓ મુંબઇ.)

**ઓર**—ઓરનું મૂળ ઉત્પંતી સ્થાન સીરીયા દેશને જણાવવામાં આવે છે; પણ હીંદુસ્તાનમાં એ ઘણા પ્રાચીન કાળથી જાણીતું ફળ છે. ચરક મુનીએ એના ઔષધી ગુણ દર્શાવ્યા છે, અને સુશ્રુત મુનીએ પણ એના ગુણદોષ દર્શાવ્યા છે.

હાલમાં યૂરપના દક્ષિણ ભાગમાં એની સારી પેદાશ થાય છે. હીંદુસ્તાનમાં એ જગે જગ ઉગે છે; ને જંગલમાં રોપ્યા વીના ઓરડી ઉગેલી જણાય છે. નેપાળ, ચીની અને કાશીનાં ઓર મ્હોટાં હોઇ મીઠાં હોય છે; ઓરડી વીશાળ ઉગે છે, પણ તેની છાયા ખુલ્લી હોય છે.

એનાં ઝાડ ઉપરથી કોઇ કોઇ વેળા ચ્હોંટેલા રેસમી કીડાનાં ઈંડાં મળે છે, તેમાંથી બનતાં રેસમને 'ટસર સીલક.' કહે છે. એ ઝાડની ડાંખળી ઉપર કાંટા હોય છે.

બનારસ, નાગપૂર અને અમદાવાદનાં ઓરા પણ જાણીતાં છે. ઓરનાં પાંદડાંની ઉપરની બાજુનો રંગ કાળો અને લીલો હોય છે, અને નીચલી બાજુનો રંગ ઝાંખો સફેદ હોય છે. ઓરડીનાં ઝાડ ઉપર ઉત્તમ લાખ આવે છે. ઓરડીનાં લાકડાંનાં ગાડાં વગેરે બનાવે છે. ઓરડીનો સુકાયલો પાલો ઢોરને ખાવાનાં ઉપયોગમાં આવે છે. ઓરડીની એક નાહની જાતી છે, તેને માહારાષ્ટ્રમાં 'ઓરાટી' કહે છે.

ઓરના ઠળીયાને સારી જમીનમાં રોપી પાણી નીયમસર આપ્યાથી જલ્દી વધે છે. રોપો લગાડેલી જગે રાખી ૧॥ વેંહેંત વધતાં તેને ત્યાંથી ઉખેડી બીજી જગે રોપે છે. પણ તે કરતાં ઓરડીની કલમ ઉત્તમ જોરદાર ઉગે છે. ઓરડી નાહની હોય ત્યાં સુધી તેને ત્રણ ચાર દિવસ આંતરે પાણી સીપે છે. મ્હોટાં ઝાડ થતાં પંદર દહાડે અથવા ૨૦ દિવસે પાણી સીપે છે. પણ પુખ્ત થતાં તેને પાણી પાવામાં આવતું નથી. જે ઝાડનાં ઓરમાં કીડા થાયછે તેનાં થડમાં દર વરસાદમાં બે ચાર રતલ નીમક નાખે છે.

**ઓરાન**—ઓરાન એ સૃષ્ટીમાં કવચીતજ મળે છે. ઑકસીજનથી સંયોગ પામી ઓરેસીક ઍસીડને રૂપે ટસ્કની દેશમાં અને બીજા જવાળામુખી પર્વતવાલા પ્રદેશમાં આ પદાર્થ જડે છે. તેમજ સોડા સાથે સંયોગ પામી ટંકણખારને રૂપે તીબેટ, ચીન અને કેલીફોર્નિયામાં એ જડે છે (જુઓ ટંકણ ખાર.)

**ઓલનઘાટ**—બલુચીસ્તાનમાંના પર્વતમાંનો આ ઘાટ સીંધથી કંદહાર ગીજની જવાનાં માર્ગમાં છે. એની લંબાઇ ૫૫ મૈલની છે. અને તેની ઉંચાઇ ૬૦૦૦ ફીટની છે. આ ઘાટને મથાળે કવેટા શેહેર વસાયલું છે.

**ઓલર**—આ પ્રાચીન શેહેર વીશે હ્યૂએન લખે છે કે "અત્રે સોનું જડતું હતું. અને 'ડોરેલ' ગામથી ૮૩ મૈલ ઉપર, સીંધુના પ્રદેશમાં હતું. આ અને બીજાં વર્ણન ઉપરથી એ હાલનું બાલટી પ્રાંત યાને નાહનું તીબેટ હતું. દર્દ લોકોને તે 'પોલુલો' ને નામે જાણીતું હતું. એનો ઘેરાવો ૬૬૬ મૈલનો હતો. લંબાઇ સીંધુ નદીથી પૂર્વ પશ્ચીમે છે અને પોહળાઇ દેઓસ પર્વતથી કારાકોરમ સુધી ૮૦ મૈલની છે.

**ઓલસરી**—એનાં વૃક્ષ મ્હોટાં હોઇ તેનાં પાંદડાં લાંબાં કાળા લીલા રંગનાં હોય છે. એનાં ફળ પાકતાં તે નારંગીયો રંગ ધારણ કરે છે. આ રંગને ઓલસરી રંગ કહે છે. અને તેમાં ૫૦ થી ૬૦ પાંખળી હોય છે; અને તેના મધ્ય ભાગે છીદ્ર હોય છે. આ ફુલમાંથી અત્યંત મધુર સુગંધ આવે છે. અને ઝાડ ઉપરથી ઉતાર્યા પછી તે જલ્દી સુકાતાં નથી. એનું અત્તર ઘણી મોઘી કિંમતે વેચાય છે. એનાં ઝાડની બરાબર માવજત કરતાં તેની ઉપર ૧૦ વર્ષે ફુલો આવે છે. એનાં જુનાં લાકડાંનો વાસ મનપસંદ આવે છે. આથી કેટલેક ઠેકાણે ચંદનને જગે ઓલસરીનું લાકડું વાપરે છે. એની છાલ તથા બીયાંની યોજના ઔષધીમાં કરી. છે. એનું ઝાડ બીજથી વરસાદમાં ઉગી શકે છે.

**ઓલિવ્હીયા**—(અગાઉ ઉપલા પીરૂને નામે જાણીતું હતું.) દક્ષિણ અમેરીકાની પશ્ચિમમાંનું એક સ્વતંત્ર રાજ્ય. એનું જુમલે ક્ષેત્રફળ ૫૩,૬૦૦ ચૌરસ મૈલથી વધુ છે. તેમાં વસ્તી ૨૨,૦૦,૦૦૦ની છે. આ વસ્તીમાં ૨,૪૫,૦૦૦ ઈંડીયનો છે. આ દેશનો મુખ્ય ભાગ પાહાડી છે. તેમાં પશ્ચિમ ભણી ઉંચા પર્વતો ફરી વળેલા છે; માત્ર પૂર્વ ભણી સપાટ અને ફળદ્રુપ ભાગ છે. સમુદ્ર કાંઠેની હવા સુકી ને ગરમ છે; જ્યાં કદાચજ વર્સાદ વર્સે છે, ને કોઇ કોઇ વર્ષે તો બીલકુલ વરસતો નથી. અત્રેની પ્રજાનો મુખ્ય ઉદ્યોગ ખેતીવાડી, ખાણો ખોદવાનું તથા વેપાર ઉદ્યમનો છે. આ દેશમાં પૂર્વ તરફ સોનાની ખાણો છે. આ રાજ્યને રાજ્યવ્યવસ્થા માટે ૧૧ પ્રાંતમાં વેંહેચી નાખી તેની ઉપર અકેક સ્વતંત્ર ગવરનર નેમેલા છે. અત્રેની પ્રજાનો મુખ્ય ધર્મ રોમનકેથોલિકછે.

**ઓલોગન**—ઇટલીનું આ એક પ્રાચીન કાળનું શેહેર. એ ફ્લોરન્સની ઉત્તરે ૫૦ મૈલ ઉપર છે. અત્રે લોક વસ્તી ૧૧,૩,૯૦૮ ની છે. શેહેર આસપાસ કોટ ચણી લીધેલો છે. શેહેરમાં પુરાતન વખતના અમીરોના મેહેલો તથા ધર્મસ્થળો જોવામાં આવે છે. ઓલોગનની યૂનિવરસિટિ પ્રાચીન કાળથી અત્રે હસ્તીમાં આવેલી છે. અત્રે ૪ થી સદીથી બીશપનું મથક છે. આ શેહેરમાં તરેહવાર પદાર્થો બનાવવાનાં ઉદ્યોગી કારખાના હસ્તી ધરાવે છે.

**ઓસ્તન.**—યુનાઇટેડ સ્ટેટમાં મેસાચુસેટાનું આ પાયતખત શેહેર છે. અગાઉ એને ત્રીમોન્ટ' ને નામે ઓળખતા હતા. કારણ કે, એની આસપાસ ત્રણ ટેકરીઓ છે તે ઉપરથી આ ત્રણ ટેકરાવાલું શેહેરને નામે પ્રસિધ્ધ હતું. પણ ઇ. સ. ૧૬૩૦ માં અત્રે ઈંગલંડમાંનાં ઓસ્ટન ગામમાંથી ઘણા ઈંગ્રેજો આવી વસ્તા એનું ઓસ્ટન નામ ચાલુ પ્રચારમાં આવ્યું. ઇ. સ. ૧૮૦૦ માં અત્રે લોક વસ્તી ૨૫૦૦૦ની હતી, ને હાલમાં ૩,૭૨,૯૫૦ની

છે. આ શેહેરમા કેળવણીનાં મુખ્ય ખાતાંઓ ગંજાવર પુસ્તકાલયો હોવાથી યુનાઇટેડ સ્ટેટમાં આ શેહેર કેળવણીનું મુખ્ય ધામ ગણાયછે. અત્રેની હારવર્ડ યૂનિવરસટી શેહેરથી ૪ મૈલ પર કેમબ્રીજમાં છે.

**બોસ્તન**—આ પ્રાચીન ઇરાની શેહેરની સ્થાપના માટે ક્ત્રોઇહાએ ઇરાનમાં જણાવે છે કે બોસ્ત શેહેર 'જરીરના' બસ્તુએ તે વખતે સ્થાપ્યું કે જ્યારે શાહ વિસ્તાસ્પ દીન ઇજવા ફ્રજદાનમાં હતો, અને વિશ્તાસ્પ અને બીજા ખાનદાની સરદારોનું ખુન અંહી સ્થાપાયલું હતું. પાદશાહ કયખશરૂએ ગોફેનશીન થવા આગમજ આ શેહેર રૂસ્તમને ભેટ આપ્યું હતું.

આ શેહેર નીમરૂજ અથવા સિસ્તાનમાં છે, અને અલેકઝાન્ડર ધી ગ્રેટ પણ એજ રસ્તે સિસ્તાનમાં દાખલ થયો હતો. મસુદી બોસ્તન શેહેરને સજીસ્તાનમાંની હેલમંદ નદી ઉપર વસાયલું જણાવે છે.

**બોસેનિયા**—અગાઉ એ તુર્કસ્તાનની શેહેનશાહાતમાંનું વાયવ્ય તરફનો મુખ્ય પ્રાંત હતો. પણ ૧૮૭૮ના બરલીનના કોલકરારની રૂહે આ પ્રાંત આસ્ટ્રો હંગેરીની સરકારને તાબે છે. આ દેશ પહાડી હોઇ તેમાં ખનીજ ધાતુ અને તેના ઝરા પુશકળ છે. આ દેશમાં ઘાસ ચારો પુશકળ હોવાથી ત્યાં ઢોરો તથા બકરાં બેહદ ઉછેરવામાં આવે છે. વસ્તીનો ⅘ ભાગ તુર્ક પ્રજા છે, અને બાકીના ગ્રીક ચર્ચ પંથ પાળે છે. આ પ્રાંતનું ક્ષેત્રફળ ૧૬૪૧૭ ચૌરસ મૈલ હોઇ તેમાં વસ્તી ૮૬૨૫૦૦ની છે.

**બોળ**—અથવા બીસાબોલ. આ વનઐાષધિ વૃક્ષને ઉપયોગ હિંદુસ્તાનમાં મુસલમાન લોકોએ પ્રવેશ કર્યા પછી તેમના હકીમોએ એના ગુણદોષ અત્રે જાહેર કર્યા હતા. એ જખમ રૂઝાવવાનો અકસીર ગુણ ધરાવે છે. એનાં વૃક્ષ અરબસ્તાનમાં દક્ષિણ કાંઠે અને આફ્રિકાના પૂર્વ તથા ઇશાન્ય કિનારા ઉપર ઉગે છે. એ જે ઝાડમાંથી ઉત્પન્ન થાય છે તેની બરાબર શોધ જાહેર થઇ નથી; પણ તે હિંદુસ્તાનમાં કોઈ કદાચજ નજરે પડે છે. બોળ સુગંધીત હોઇ તીખો હોય છે. તેમાંથી એક પ્રકારનું તેલ નીકળે છે, તે પાણી અથવા દારૂના અરકમાં પીગળી શકે છે. એમાં જે કડવું તત્વ હોય છે તેનો પાણીમાં થરો બેસે છે; તે થરો ઘણો કડવો હોઇ ઐાષધી ઉપયોગમાં ઉપયોગી છે.

**બોળગુંબજ**.—વિજાપુર શેહેરમાં સુલતાન મહમદ અદિલશાહની આ દરગાહ શેહેરની ઇશાન્યે છે. આ ઇમારતની લંબાઇ ૧૯૮ ફીટની છે અને ઉંચાઇ ૨૨૩ ફીટની છે.[1] બાહેરથી આ ઇમારતનો દેખાવ ચારે તરફ ચાર મીનારા અને મીનારાના ૬ ઠા મજલાને લાગીને ઇમારતની આસપાસ આગાસી દેખાય છે. આ ઇમારતમાં દાખલ થવા માટે ઉત્તર તરફથી એક દરવાજો છે. હાલમાં દક્ષિણ તરફનો દરવાજો ખુલ્લો છે. માહે જતાં ગુંબજની સમચોરસ ઉંડાઇ ૧૩૫ ફીટની છે. તેની વચમાં ૭૬ સમ ચોરસ ફીટનો એક ચબુતરો છે અને તેની વચૌવચ સુલતાન મહમદની દર્શનિય કબર છે.[2] આ કબરની નજદીક તેની 'રંભાવતી' નામે પ્રિય રાણીની કબર છે.[3] આ દરગાહમાં સુલતાન તથા આ રંભાવતીની કબર શિવાય બીજી ૪ કબરો છે, તેમાં ૩ સ્ત્રીઓની અને ૧ પુરૂષની.

---

૧ જગપ્રસિદ્ધ તાજમેહેલ ભોંયરાંથી ગુંબજના છેડા સુધી ૨૫૦ ફીટ ઉંચો છે. ત્યારે બોળ ગુંબજનું ભોંયરૂં બાદ કરતાં તે સપાટીથી ૨૨૩ ફીટ ઉંચો છે, જે ઉપરથી આ ઇમારત હિંદુસ્તાનમાં તાજમેહેલની બરાબરીની ગણી શકાય.

૨ આગલા સુલતાનો એક કબર ઉપર દેખાવ માટેની અને ભોંયરાંમાં બીજી ખરી એમ બે કબરો બનાવતા હતા.

૩ આ રંભાવતી રાણી માટે એવી કથા છે કે એક દિવસે સુલતાન અને રંભાવતી આ ઇમારત ઉપરની માહેલી આગાસીપર ઉભા રહી, ધુંમટની શોભા નિહાળતાં હતાં. ત્યારે સુલતાને મશકરીમાં કહ્યું કે "પ્રિયા તું અત્રેથી હેઠે કુદકો મારી શકશે?" રંભાવતીએ કહ્યું "હા હું તમારી આજ્ઞા મુજબ કુદકો મારી બતાવીશ." એમ કહી તે હેઠે કુદી પડી. પણ ઇશ્વર ઇચ્છાથી હેઠે ઘણા માનસો એકઠા મલ્યા હતા, તેઓએ તેણીને ઝીલી લીધી. રંભાવતીની આ હિમ્મત જોઇ સુલતાને ખુશ થઈ જે માંગે તે આપવા જણાવ્યું, ત્યારે રંભાવતીએ એવી ઇચ્છા દરશાવી કે તમારી કબર પાસેજ માહરી પણ કબર બનાવવી; તેમાં માહરી કબર તમારી જમણી બાજુએ હોવી જોઇએ. સુલતાને પોતાનું તે વચન પાળી રંભાવતીની કબર પોતાની જમણી તરફ બંધાવી હતી.

પૂર્વ તરફ (૧) સુલતાન મહમદનો પૌત્ર.
તેની નજીક (૨) છોટી ઔરત ઉરફસાબી.
મધ્યમાં (૩) સુલતાન મહમદ.
જમણી બાજુએ (૪) રંભાવતી.
(૫) સુલતાન એમનની બેટી.
(૬) બડી ઔરત (વડી-બેગમની).

આ ઇમારતનાં જે ૪ આંઠખુણીયા મીનારા છે તે આંઠ મજલાના છે. તેપર ચઢવા માટે કબરવાલાં દીવાનખાનાનાં ૪ ખુણાંમાંથી૪ રસ્તા છે. તેમાંના ૩ રસ્તા સરકારે બંધ કરી માત્ર નૈઋત્ય તરફનો ૪ થો ભાગ ખુલ્લો રાખ્યો છે. તે દરવાજાની ઉંચાઇ ૬ ફીટની હોઇ પોહળાઇ ૩ ફીટની છે. તેનો માર્ગ ૨½ ફીટ પોહળો છે; અને તેની સીઢીઓ એક સ્થંભની આસપાસ ફરતી બાંધી છે. એના છેલ્લા મજલા સુધીની ઉંચાઇ ૧૮૦ ફીટની છે. ઉપર ચઢતાં ત્રણ ત્રણ સીઢીએ વાંક આવે છે, ને ત્યાં ઉજેરડા માટે બકારાં છે. પછી ૨૪ પગથીયાં ચઢતાં ખુણાના મીનારાના મજલાપર એક બાજુએ જવાનો માર્ગ આવે છે, તે ભાગેલા એક એક માર્ગથી મીનારાના જૂદા જૂદા મજલાપર જવાનો માર્ગ મળે છે. આ દરેક મજલાનો ઘેરાવો ૩૨ ફીટનો છે, અને ઉંચાઇ ૧૬ ફીટની છે. આ મુજબ આંઠે મજલાપર જગેજગ શોભા કરેલી છે.

છઠા મજલા ઉપર જતાં મુખ્ય ઇમારતની આસપાસ જણાવેલી ગેલેરી મળે છે, જે દરેકની લંબાઇ ૧૪૦ ફીટ ને પોહળાઇ ૨ ફીટ ૧૦ ઇંચની છે. મિનારાના ૭ મજલા ઉપર જતાં બીજી એક ૨॥ ફીટ પોહળાઇની પેટા આગાસી મળે છે. આ ઇમારતનો ગુંબજ ૧૨ ફીટ જાડો છે. માહે જતાં ઘુમટમાં એક ૧૧ ફીટની ગેલેરી આવે છે. આ ગેલેરી સુલતાન મહમદની કબર તરફથી તો બીલકુલ જણાતી નથી. આ ગેલેરીમાં જવાના ૮ રસ્તા છે. તેની પોહળાઇ ૨॥ ફીટ ને ઉંચાઇ ૬ ફીટની છે. લાંબેથી આ માર્ગ બકારાં જેવો દેખાય છે. તેની ઉપર વગર આધારે બાંધેલો ૬૦ ફીટનો ભવ્ય ગુંબજ છે. કે જેનો ઘેરાવો ૧૩૫ ફીટનો છે. ગેલેરીનો ઘેરાવો સુમારે ૪૦૦ ફીટનો છે. તેમાં એક વખત બોલતાં આપણા અવાજના પડઘા ૧૦ વખત સંભલાય છે. તેમજ ત્યાંની બાંધણીની બીજી અજાયબી એવી છે કે—એક શખસ દેવાલ તરફ મ્હો કરી તદન હળવે બોલે ત્યારે બીજો શખસ સામી તફ ૧૩૦ ફીટના અંતર ઉપરની ભીતને કાન આપી બેસે તો તે હળવે બોલાયલું સ્પષ્ટ રીતે અક્ષરે અક્ષર સાંભળી શકે છે.

આ ઇમારતનો ગુંબજ પૃથ્વી માહેલા બીજા ગુંબજોમાં શ્રેષ્ટ ગણાય છે.*

**બોહીમિયા**—અગાઉ એ યૂરપનું સ્વતંત્ર રાજ્ય હતું, પણ હાલમાં તે આસ્ટ્રો—હંગેરી શેહેનશાહતને તાબે છે. આ દેશમાં સોનું, ચાંદી, લોઢું, કલ્લઇ વગેરે કિમતી ધાતુ અને કોલસાની અનેક ખાણો હોવાથી દેશ ભારે તવંગર છે. આ દેશમાંના ખનીજ ઝરા ઘણા ગુણકારી છે; તેમાં કાર્લસબેડ, તિપલિત્ઝ, બેરીનબેડ વગેરે તરફના જાણીતા છે. આ દેશની જમીન અતિ ફળદ્રુપ છે. દેશમાં ઉન, તથા કાગળનાં મ્હોટાં કારખાનાં છે. બોહિમીયાને ૧૨ વિભાગમાં વેંહેંચી નાખી તેના ૮૧ જીલ્લા બનાવેલા છે. પીરેગુએમાં મુખ્ય પાઠશાળા છે. ૧૫૨૬ માં આ દેશ આસ્ટ્રો હંગેરી સાથે જોડાયો હતો. એનું ક્ષેત્રફળ ૨૦૦૬૦ ચૌરસ માઇલ હોઇ તેમાં વસતી ૧૮૮૧ માં ૫૫૬૦૮૧૯ ની હતી.

**બૌદ્ધ અને તેનો ધર્મ**—આ મહાન ધર્મ

* This Dome measures 230 feet in diameter which is larger than that of the Tenthoon at Rome or, I believe, of St. Pauls in London; and very little less than that of St. Peters.

(Book of Bombay by James Douglas.)

પ્રવર્તકનો જન્મ ( લલીત* વિસ્તાર મુજબ.) યુદ્ધિષ્ટીર શક ૧૭૩૨ માં પુરો થવાના સમયમાં પ્રજાપતિ સંવત્સર યુદ્ધિષ્ટીર શકના ૧૩૧૨ મે વર્ષે થયો હતો. ડૉ૦ હંટરના હિંદુસ્તાનના ઇતિહાસમાં જણાવ્યા મુજબ બૌદ્ધનો જન્મ ઇ૦ સ૦ પૂર્વે ૬૨૨ માં થયો હતો. બૌદ્ધનો જન્મ ઉત્તર કોસલ પ્રાંતમાંના કપિલવસ્તુ નામે નગર નજીક થયો હતો. એ સૂર્યવંશી શુદ્ધોદન રાજાનો પુત્ર હતો. એની માતાનું નામ માયાદેવી હતું. બૌદ્ધનો જન્મ થયા પછી એની માતા માયા દેવી ૭ મે દિવસે મરણ પામવાથી એની માસી જે પણ એના પિતા સાથે પરણેલી તેણે એની માવજત કરી મ્હોટો કીધો.

એના જન્મ સમયે તહેવાર અજાયબ અને અદભૂત ચમત્કારો બન્યા, જેનું વર્ણન બૌદ્ધ ગ્રંથોમાં આપેલું છે. બૌદ્ધને કેટલાકો શાક્યાસિંહ, સિદ્ધાર્થ, શાક્યમૂનિ, અને સુમત, ચીનયા સર્વજ્ઞ એવે નામે પણ ઓળખાવે છે. યોગ્ય ઉંમરે પુગતાં શુદ્ધોદન રાજાએ એનું લગ્ન ૧૬ મે વર્ષે 'કોલી' નામે રાજાની કન્યા 'યશોધરા' સાથે કર્યું. આ વેળા બૌદ્ધે અંગબળ, તિરંદાજી, ઘોડેસ્વારી વિગેરે ક્ષત્રિ ધર્મે શિક્ષણ ખાનગીમાં લઇ અંતપુઃરમાંજ પડી રહી વિદ્યાજ્ઞાન સપાદન કરવા ઉપર વધુ લક્ષ આપ્યું. આથી એના પિતાને સલ્હાકારોએ જણાવ્યું કે બૌદ્ધ અંતપૂરમાં ભરાઇ રહી પોતાનું ક્ષત્રિપણું ભૂલી જાયછે. આ આરોપથી બૌદ્ધે દરબારમાં શાસ્ત્રીઓ તથા શુરવીરોને તેડાવી તેઓ સાથે પોતાનું બુદ્ધીબળ તથા અંગબળનો પ્રયોગ અજમાવી સર્વેમાં શ્રેષ્ટપણું મેલવી પિતાની પ્રિતી મેલવી.

પણ બૌદ્ધે તહેવાર વિદ્યાશાસ્ત્રોનું અધ્યયન કરેલુ નહિ હોવાથી તેને આ જગતને ઐહિક સુખ તદન ક્ષણભંગુર અને નાશવંત જણાયું. આથી તે હમેશાં એકાંતવાસમાં પડી રહી જગત માહેલાં સુખદુઃખ સંબંધી અનેક વિચારો કરવા લાગ્યો. ઉત્પન્ન થયેલા પ્રાણી માત્રને હમેશાં કેટલી સખતી ભોગવવી પડે છે તેના વિચારમાં તે હંમેશાં નિમગ્ન રહેતો. રાજ્યવૈભવ અને સંસાર સુખ એ અંત સમયે ઉપયોગનાં નથી એમ તેને ભાસ્યું. તેમજ બીજા જગતમાં બનતા મનુષ્ય જીંદગીના અનેક ફેરફારો અને અંત જોઈ તેનું આ મોહમાયા ઉપરથી એકદમ દિલ ઉઠી ગયું. આવી સ્થિતિમાં હતો તેટલાં તેને ત્યાં પુત્ર પ્રાપ્તિ થવાના સમાચાર એક નોકરે આવી આપ્યા. છતાં એ તેથી ખુશી યા નાખુશ થયો નહિ. એક વેળા વૈરાગ્ય લેવાનો નિશ્ચય કરી તે પોતાના અંતઃપૂરમાં ગયો, પણ ત્યાં પોતાની પત્નિ પુત્રને સુતેલાં જોઈ તેઓ તરફ માયા અને પ્રેમ ઉભરાઇ નીકળ્યો છતાં મનને તદન દ્રઢ કરી, પુત્ર વાત્સલ્યા અને પત્નિ પ્રેમ આ બેઉ ઉપર હમેશનો પડદો નાખી પોતાના માતપિતા યા સગાઓને મલ્યા વિના સર્વ ત્યાગ કરી તેણે રાત્રે વનનો માર્ગ પકડયો. તેની સાથે આ વેળા 'ચન્ના' નામે એક અત્યંત વિશવાસુ સેવક હતો, તેની સાથે 'અનોમા' નદી ઉતરી બીજે પાર જઇ રાજવંશી પોશાક દુર કરી ચન્નાને સોંપી પોતે સાધુ વેશ લઈ આગળ વધ્યો. અને ચન્નાને પોતે વૈરાગ્ય લીધો છે તેની ખબર પોતાના માતપિતાને તથા પત્નિને આપવા કહી.

ત્યાંથી બૌદ્ધ રાજ્ય ગૃહી તરફ ગયો, જ્યાં બ્રાહ્મણો અને મહર્ષીઓનો વાસ હતો. ત્યાં 'અલાર' અને 'ઉદક' નામે બે જાણીતા તત્વવેત્તા હતા, તેમની પાસે બૌધે અનુક્રમે ષડદર્શનનો અભ્યાસ કરી પછી વેદાન્તશાસ્ત્ર અને હિંદુઓની તત્વ વિદ્યા ભણ્યો; પણ આથી તેના મનનું સમાધાન નહિ થવાથી તેણે તપશ્ચર્યા કરી અંતર્જ્ઞાન પ્રાપ્ત કરવા ઉરૂવેલા નજીકથી

* લલીત વિસ્તારમાં જણાવે છે કે "દંડ પાણી" રાજાની કન્યા સાથે લગ્ન થયાં હતાં. તે સ્ત્રીનું નામ "ગોપા" હતું.

વનમાં જઈ વાસ કીધો. પણ ત્યાં મન શાંત નહિ થવાથી 'નિરંજન' નદી પાસેનો 'બોધીવૃક્ષ' તળે જઈ મુકામ કીધું, જ્યાં બૌધ્ધનું સત્ય હરણ કરવા માટે કામદેવ (મારાએ) ઘણો પ્રયત્ન કર્યો, પણ સેવટે બૌદ્ધ જીતવાથી અકસમાતિક સત્યતાનો પ્રકાશ પડી તેને તત્વજ્ઞાન પ્રાપ્ત થયા જેવું ભાસ્યું. ત્યાં બૌદ્ધે નક્કિ કર્યું કે ઉપનિષત શ્રવણ, અથવા વેદાન્તજ્ઞાન, તત્વમીમાંસ યા ષડદર્શનચિંતન, તપશ્ચર્યા અને શારરિક કષ્ટ એ માહેલા એકમાં પણ કાંઇ સાર નથી. પણ ૧—મનનો જય ૨—વાસનાનો ક્ષય અને ૩—પ્રાણી માત્ર ઉપર દયા એમાંજ મનુષ્ય દેહનો કાર્ય ભાગ એજ જન્મ સાફલ્ય અને એજ મોક્ષ પ્રાપ્તી છે, એવું ઠેરવ્યું.

તે પછી બૌદ્ધે કાશી ક્ષેત્ર તરફ જઇ બૌદ્ધ ધર્મનું 'તત્વાષ્ક' અને તેનો ખરો ભેદ ભાષણો આપી લોકોમાં જાહેર કરતાં એના ૬૦ શિષ્યો થયા, તે સર્વેએ પોતાને બ્રાહ્મણ ધર્મ તજી બૌદ્ધ ધર્મ સ્વિકાર્યો.

બૌદ્ધ ઉરૂવેલા પાછો ફરતાં ત્યાં તેના અનુયાયીઓ ભણેલા બ્રાહ્મણો થતાં થોડા વખતમાં એનો શિષ્ય વર્ગ ૧૦૦૦ ઉપર ગયો. તે પછી બૌદ્ધ પોતાના અનુયાયીઓ સાથે રાજગૃહ તરફ ગયો, જ્યાં મગધ દેશના રાજા 'શેનીયબિંબસાર' રાજ્ય કરતો હતો, તે પણ બૌદ્ધના ધર્મ ઉપદેશથી બૌદ્ધિરટ થયો.

બૌદ્ધની કિર્તિ સર્વ હિંદુસ્તાનમાં ફેલાતાં આ ખબર તેના માત (માસી) પિતાને પડી. આથી તેઓએ પોતાના પુત્રને એક વેળા મળવાની ઇચ્છા કરી. બૌદ્ધે આથી પોતાના વતન તરફ જઇ ગામ બાહારના અશ્રમમાં ઉતરી ગામમાંથી ભિક્ષા માગી લાવી તે ઉપર નિર્વાહ કરવા માંડયો, આવી રીતે પોતાના પુત્રને ભીક્ષા માગતો જોઇ તેમને ઘણું માઠું લાગ્યું, ને તેઓએ તે માટે બૌદ્ધને દોષ આપ્યો, પણ બૌદ્ધે નમ્રતાથી જણાવ્યું કે "માહારાજ તમો અને તમારા કુટુંબીઓ રાજવંશી હશો, પણ હું સિદ્ધ હોઇ બૌદ્ધ વંશનો છું." તે પછી રાજાએ પોતાના આ ધર્મ પ્રવર્તક પુત્રને રાજમેહેલમાં લઇ ગયા, ત્યાં સર્વે સાથે મુલાકાત થઇ પણ યશોધરા મળવા આવી નહિ, આથી તેને પોતે મળવા જઇ બૌદ્ધ ધર્મનો ઉપદેશ કર્યા છતાં તેણીએ પોતાનો ધર્મ તજ્યો નહિ, પણ તેના પુત્ર 'રાહુલે' બૌદ્ધ ધર્મ સ્વિકાર્યો, આથી એનો પિતા ઘણો નારાજ થયો, તેણે બૌદ્ધને સુચના કરી કે "માત પિતાની સંમતિ શિવાય બાળકને કોઈ પણ ધર્મમાં દાખલ કરી શકાય નહિ," આ વાત બૌદ્ધે કબુલ કરી, તે મુજબ અમલ કરવા એક નિયમ બાંધી પોતાના ધર્મના ધારામાં એ મુખ્ય કલમ નાખી હતી. જ્યારે બૌદ્ધનો પિતા ૯૦ વર્ષની વૃદ્ધ વયે મરણ પામ્યો, તે પછી યશોધરા તથા તેની માતા અને બીજા રાજવંશીઓએ પણ બૌદ્ધ ધર્મ સ્વિકાર્યો હતો.

બૌદ્ધે પોતાના મતનો પ્રસાર ભરતખંડમાં જાતે ફરી કર્યો હતો, બૌદ્ધ વર્ષા ઋતુમાં પોતાનાં શિષ્યોને ધર્મનાં મૂળતત્વ શિખવતો ને બાકીની મોસમમાં તેમને દેશદેશ ઉપદેશ કરવા મોકલતો. આ પ્રમાણે બૌદ્ધ ધર્મનો પ્રસાર થતાં તે લંકા, સિયામ, તિબેટ, ચીન વગેરે અને દૂરદરાજ દેશોમાં ફેલાયો.

બૌદ્ધે વૃદ્ધાપકાળ સુધી ધર્મોપદેશ કરવામાં વખત ગાળી ૮૦ મે વર્ષે કુશી નગર શેહેરમાં મરણ પામ્યો, તે વેળા તેની પાસે નંદ' હતો. બૌદ્ધ લંકામાં પોતાના ધર્મનો પ્રસાર કરવા ત્રણ વેળા ગયો હતો, અને ત્યાં 'બિંતેન' માંના 'માનગ' બાગમાં ઉતરી જનસમૂહ સામે બોધ આપતો હતો.

બૌદ્ધનાં ચરિત્રમાં મહત્વની બીનાઓ નીચલાં વર્ષોમાં બની હતી.

| | | ઇ० સ० પૂર્વે. |
|---|---|---|
| બૌદ્ધ જન્મ | ... | ૬૨૨ |
| ,, ગૃહસ્થાશ્રમ | ... | ૫૯૩ |

હિંદુસ્તાનના અનેક રાજાઓએ બૌદ્ધ ધર્મમાં દાખલ થઇ તેના ફેલાવા અર્થે કોશેસ કરી હતી. ઇસવી સનની પેહેલી સદીમાં 'મેઘવાન' નામે કાશમિરનો રાજા હતો, તે આ ધર્મનો મ્હોટો હિમાયતી હોઇ તેણેજ એક વેળા લંકા ટાપુ કબજે કર્યું હતું, એમ રાજતંરગિણીમાં વર્ણેલું છે. મગધ દેશનો રાજાઅશોક (ચંદ્ર ગુપ્તાનો પૌત્ર) આ ધર્મનો કેવો હિમાયતી હતો એ દિલ્લી તથા અલાહબાદમાંના જાણીતા સ્થંભો અને ગિરનાર તથા ડાલાનાં ડુંગર ઉપર તેણે બૌદ્ધ ધર્મ વિશે કોતરાવેલી આજ્ઞા ઉપરથી આપણે ઘણું જાણીએ છિએ. અશોક રાજાને માહાવંશમાં 'ધર્મશોક' કહે છે. તેણે આ ધર્મનો પ્રસાર થવા માટે પોતાના પુત્ર તથા પુત્રીને લંકામાં મોકલ્યાં હતા. સ્થંભો ઉપર અને ડુંગરોપર જે આજ્ઞા કોતરેલી છે તેમાંનો મુખ્ય સારાંશ જોતાં હિંસા કરવાની બંદી, અને મનુષ્ય તથા બીજા પ્રાણીનાં સુખ માટે રસ્તાની બાજુએ વૃક્ષ રોપવાં અને કુવા ખોદાવવા એ છે. ૮૦૦ વર્ષ ઉપર કાશમિરના રાજા હર્ષ દેવે અને ઓરિસાના રાજા 'સ્થિરપાલ' એઓ બૌદ્ધ ધર્મના હિમાયતીઓ હતાં.

બૌદ્ધનાં દાંત વિશે પણ એક કથા મહાવંશમાં ઘણી પ્રસિદ્ધ છે (જુઓ દંતપૂર) બૌદ્ધને તેના અનુયાયીઓ જેટલા પૂજતા હતા તેટલાજ તેનાં હાડકાં, મુખ્ય કરી દાંતને ભજવા લાગ્યા. 'કુશીનાંરા'માં બૌદ્ધનો પ્રેત સંસ્કાર થયા પછી તેની ડાબી ડાજુની દાઢ કલીંગ દેશની રાજધાની દંતપૂરમાં લઇ ગયા હતા, ત્યાં તે ૮૦૦ વર્ષ સુધી જાળવી રાખ્યા પછી લંકામાં માહાસેનના અમલમાં કલિંગના રાજાએ પોતાના રાજ્યની સલામતી નહિ જોઇ આ દાંત મોકલી આપ્યો, તે પાછો મલબારીઓએ ૧૪ મી સદીમાં લંકા જીતતાં દાંત પોતાને સ્વાધીન લીધો હતો, તે ફરી પ્રાક્રમે જીતી લઇ લંકામાં પાછો લાવી 'પાલાના રૂઆ'માં લઇ જઇ સ્થાપ્યો પણ ૧૫૬૦ માં પોર્તુગીજોએ સીલોન કબજે કરતાં આ દાંત બાળી નાખ્યો હતો. સિંહલ લોકોનાં મત મુજબ ખરો દાંત તો 'ક્યાંદી'ના મંદીરમાં છે, ને ગોવામાં બાળી નાખેલો દાંતતો એક બનાવટી નક્લ હતી.

બૌદ્ધના સમયમાં તેના અનુયાયીઓએ તેની મૂર્તિઓ બનાવી નહોતી, પણ ગુફાઓ કોતરી તેમાં જઇ ધ્યાનસ્ત થઇ બેસતા હતા, પણ "દેવાન પ્રિયા (પ્રિય) તીસા" નામે રાજાએ 'મહીતલા'ના ડુંગરને કોતરાવી તેમાં એક મંદીર બંધાવી ઈ. સ. પૂર્વે ૨૫૦ માં બૌદ્ધની મૂર્તિ પ્રથમ સ્થાપન કરી હતી. તે પછી તેણે અનેક મઠો તથા મંદીરો બંધાવ્યાં હતાં. સિંહલદ્વિપમાં પ્રિયતિસા પછી જે રાજા થયા તેમાં કુત્તુગિમુનુએ બંધાવેલા ભવ્ય મંદિરો અને મઠો આજ દુન્યાની એક અજાયબી ગણાય છે. આ મંદીરને 'દગોબા' (દેહ ગોપા) અને મઠને વિહાર એ નામ (નાસ્તિકનું ઘેર) આપ્યાં. વિહાર એ નામ બ્રાહ્મણોએ જાણી જોઇએ દ્વેષભાવથી આપ્યું છે. કારણ બૌદ્ધ ધર્મે બ્રાહ્મણ ધર્મને મ્હોટો ધોકો પોંહચાડયો હતો. તેમજ બૌદ્ધ શબ્દનો અર્થ જ્ઞાની એ થાય છે, પણ તેનો નાસ્તિક એવો જે બીજો અર્થ કર્યો છે, તેનું પણ બીજ કાંઇ એવુંજ જણાય છે.

દુન્યામાં બૌધ્ધ પ્રજાની વસ્તી સર્વોપરી ગણાય છે. તેનો કોઠો નીચે આપેલો છે:—

ચીન—૪૧૪૬૮૬૫૫૪
જેપાન—૩૨૭૫૪૮૫૭
માંચુરિયા—૩૦૦૦૦૦૦
માંગોલિયા—૨૦૦૦૦૦૦
કોરિઆ—૮૦૦૦૦૦૦
તીબેટ—૬૦૦૦૦૦૦

નેપાળ—૫૦૦૦૦૦
ભૂતાન સિકીમ—૧૦૦૦૦૦૦
કાશમીર—૨૦૦૦૦૦
લૂએનના ટાપુ—૧૦૦૦૦૦૦
રશિયન રાજ્યમાં—૬૦૦૦૦૦
ઇંગ્રેજી રાજ્યમાં—૫૦૦૦૦૦
ડચ તથા બાકી રાજ્યમાં—૫૦૦૦૦
અનામ—૧૨૦૦૦૦૦૦
સિયામમાં—૧૦૦૦૦૦૦૦
બરમામાં—૫૪૪૭૮૩૭
સિલોનમાં—૧૫૨૦૫૭૫

બૌધ્ધના મંદિરનો આકાર હિંદુ મંદીરથી તદન જુદો હોય છે. તેનો એક મ્હોટો ઉચો પથ્થરનો ચબુતરો બાંધેલો હોય છે, જેની ઉપર ચઢી જવા આસપાસ સીઢીઓ હોય છે (પીરે, મીડ-જેવો). આ ચબુતરા ઉપર ઘંટાકૃતિ ઘુમટ જેવું મંદીર બાંધેલું હોય છે. જેની ઉપર કળસ હોય છે. અનુરાધાપુરમાંનું લંકારામનું મંદીર આજ બાંધણીને મળતું છે. કેટલાક મંદીરોમાં બૌધ્ધની એક અથવા વધારે મૂર્તિઓ હોય છે. કેટલાકમાં તેનાં હાડકાં, દાંત અથવા બાલ એ મૂર્તિને જગે રાખેલાં હોય છે. કેટેકથે બૌધ્ધની મૂર્ત ઉભી, કેથે બેસાડેલી અને કેથે સુવાડેલી હોય છે. ઉભી હોયછે ત્યાં તેનો અર્થ ધર્મઉપિદેશ કરે છે એમ સમજે છે. બેઠો બેઠો હોય ત્યાં ધ્યાનસ્ત સ્થિતી, અને સુતો હોય તો વિશ્રાંતી સ્થિતી બતાવેછે. આ મંદીરોમાં ઘંટ ટાંગેલા હોયછે, અને નંદાદીપ બળીયા કરેછે. કેથેકેથે અંદરની દેવાલ ઉપર બૌધ્ધ અવતારનાં ચિત્રો કોતરેલાં હોયછે. બૌધ્ધ દેવતા સામે ધુપ, લોબાન વગેરે સુગંધી પદાર્થો બાળેછે, તેમ ફુલપાન પણ ચઢાવેછે.

બૌધ્ધ ધર્મને "બન" સંજ્ઞા આપવામાં આવી છે અને તેમના ગ્રંથોને પીઠકત્રય કહેછે અને તેની ઉપર કોતરેલી ટીકાને 'અર્થ કથા' કહેછે. સ્કંધ, તૃષ્ણા, કર્મ અને નિર્વાણ એ આ ધર્મનાં ૪ મુળ તત્વો છે. આપણી જીંદગીમાં દુઃખ શિવાય કાંઇ નથી. દુઃખનું બીજ માયા છે, એને નાશ કરવા માયાનો નાશ થવો જોઇએ, મનુષ્યે સમાધી અને ધ્યાન યોગે સર્વ માયા, લોભ, મોહનો નાશ કરવો, એટલે નિર્વાણ પ્રાપ્ત થશે. નિર્વાણ એ બૌદ્ધ ધર્મનું મુખ્ય ફળ છે. એનો અર્થ કોઇ સ્વર્ગ, મોક્ષ, અત્યંત સૂધ્ધ એવો કરે છે. આ ધર્મ શુદ્ધ અંતઃકરણનો છે. બીજા ધર્મો મુજબ આ ધર્મમાં દુઃખ અને બીહીક નહિ બતલાવતાં આનંદ અને આશા બતલાવી છે. આ ધર્મમાં દેવ, બ્રાહ્મણ, હવન, પ્રાયશ્ચિત વગેરે કોઇ પણ ક્રિયાની ગરજ રહેતી નથી. એઓમાં પૂનર જન્મની ફીલસુફી ઘણી ઉંડી સમજાવી છે; પણ જાતી ભેદ રાખવામાં આવ્યો નથી. બ્રાહ્મણોએ બૌદ્ધ ધર્મની ચઢતી જોઇ આ ધર્મને બેહદ ધિક્કર્યો છે, પણ ખરૂં જોતાં બેઉ ધર્મનું બીજ એકજ છે. આ ધર્મમાં બે પંથ થયા છે, એક થૌતેરિય અને બીજો દક્ષિણ.

તીબેટ, ચીન અને નેપાળમાં ફેલાયલા બૌદ્ધ ધર્મને ઉત્તરસ્થ બૌદ્ધ ધર્મ અને લંકા, બરમામાં ચાલતા ધર્મને દક્ષિણસ્થ બૌદ્ધ ધર્મ કહે છે. ઉત્તર બૌદ્ધ ધર્મમાં 'મહાયાન' નામે સ્મૃતિ પાળે છે; અને દક્ષિણ બૌદ્ધ ધર્મિઓ 'હીનયાન' નામે સ્મૃતિ વચનને ભજે છે.

ચીનમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો ઇસવી સનની પેહેલી સદીમાં થયો, પણ ચોથી સદીવેર તે રાજ ધર્મ તરીકે ફેલાયો ન હોતો. સીલોનમાં ઇ. સ. પૂર્વે ૨૪૨ માં રાજા તિસાનાં અમલમાં ફેલાયો હતો. અશોક રાજા બૌદ્ધ ધર્મનો મ્હોટો હિમાયતી હતો. આથી ભરતભૂમિ, એશિઆખંડ અને પરદેશોમાં પણ આ ધર્મ ફેલાવવાને માટે તેણે પોતાની હૈયાતીમાં અનેક શ્રમ ખેંચી, યૂરપ અને આફ્રિકામાં સુધાં તેનો પ્રસાર કર્યો હતો. અને તેથી સીલોન, સિરિયા, મેસિડોનીયા અને ઇજીપ્તમાં પણ બૌધ્ધ ધર્મ ફેલાવો પામ્યો હતો.

બૌદ્ધને નિર્વાણ થવા પછી પેહેલી "સંગિતિ" યાને "ધર્મ સભા" ઇસવી સન પૂર્વે ૫૪૩માં રાજગૃહમાં ભરવામાં આવી હતી જે માટે અનેક શહાદતો મળે છે. આ સભામાં (૧) બૌદ્ધે પોતાના ચેલાઓને શિખવેલા પાઠો, (૨) તેણે તેમને કરેલો ઉપદેશ અને (૩) તેણે અમલમાં આણેલાં નિતિ વચનો વિષે વિવેચન કરવામાં આવ્યું અને તેનેજ તે પછી "પીતકત્રય" એમ નામ પડયું. જે હાલમાં પણ સૂત્રપીતક, વિનયપીતક અને આભિધર્મપિતકને નામે જાણીતાં છે.

બીજી ધર્મ સભા ઈસવી સન પૂર્વે ૪૪૩માં વૈશાલીમાં ભરાઈ હતી. એમાં બૌદ્ધ ધર્મમાં રહેલા અનેક મતભેદ કાઢી નાખવાની ચર્ચા ચાલી.

ત્રીજી ધર્મ સભા ઈસવીસનપૂર્વે ૨૪૪માં પાટણમાં અશોકના અમલમાં ભરવામાં આવી, તેમાં ૧૦૦૦ વિદ્વાનોએ ભાગ લઇ, બૌદ્ધનાં નામ ઉપર જે કાંઇ અનાચાર કરવામાં આવતા હતા, તે તેઓએ તદન બંધ કર્યા, અને તે પછી તરતજ દક્ષિણ એશિયામાં બૌદ્ધ ધર્મ ફેલાવવામાં આવ્યો, અને ધર્મ ગ્રંથો પણ રચવામાં આવ્યા.

તે પછી કનિષ્ક રાજાના અમલમાં (ઇ. સ. ૧૦ થી ૩૦ દરમ્યાન) ધર્મ સભા ભરવામાં આવી હતી. તેમાં ૫૦૦ પંડીતોએ ભાગ લીધો હતો. તેઓએ 'પીતકત્રયા' ઉપર 'કારિકા' નામે ત્રણ ટીકારૂપી ગ્રંથો રચ્યાં હતા.

પાંચમી ધર્મ સભા ઇ. સ. ૬૩૪ માં 'કનોજ'માં શિલાદિત્યના રાજ્ય અમલ દરમ્યાન ભરાઇ હતી.

**બ્રહ્મગુપ્ત**—(૧) છ પ્રકારનાં વૈષ્ણવોમાંના ક્રિયા પંથમાંનો વૈષ્ણવ. એ શ્રી મચ્છંકરાચાર્યના સમયમાં હતો. આચાર્ય સાથે એનો ધર્મવાદ થતાં તેમાં એ હારી જતાં આચાર્યનો નિષ્ઠ થઇ રહ્યો હતો.

(૨) આ બીજો જાણીતો જ્યોતિષીનો જન્મ શકે ૫૨૦ માં થયો હતો. કોલબ્રૂકનું એવું મત છે કે એ ઇસવી સનની સાતમી સદીમાં એટલે ભાસ્કરાચાર્યની આગમજ ૪૦૦ વર્ષ ઉપર થઇ ગયો હતો. ચાપ વંશમાંના વ્યાઘ્ર મુખ નામે રાજા રાજ્ય કરતો હતો, ત્યારે એણે શકે ૫૫૦ માં બ્રહ્મ સિદ્ધાંત નામે ગ્રંથ રચ્યો હતો. આ વેળા એની ઉંમર ૩૦ વર્ષની હતી. એ ભિનમાળા માંનો રેહવાશી હતો. આ ગામ આબુ પર્વત અને લુણી નદીની વચ્ચે વાયવ્યે ૪૦ મૈલ ઉપર ગુજરાતની ઉત્તર હદમાં દક્ષિણ મારવાડમાં છે. અગાઉ તેનું નામ ભિલમાલા, અથવા શ્રીમાલા હતું. એ એક નાહનું ગામડું છે.

એણે શકે ૫૮૭ માં ખંડખાધનામકરણ ગ્રંથ રચ્યો હતો. આ ગ્રંથ પોતાની ૬૦ વર્ષની વૃદ્ધ વયે રચ્યો હતો. બ્રહ્મસિદ્ધાંત ના પેહેલા ૧૦ અધ્યાય ઉપરની પૃથકટિકા ડેકન કૉલેજના ગ્રંથ સંગ્રહાલયમાં છે, સંપૂર્ણ ટીકા કોલબ્રુકને મળી હતી, એમ જણાયછે. કોલબ્રુકે ઇ. સ. ૧૮૧૭ માં બ્રહ્મસિદ્ધાંતમાંના અંકગણિત અને બીજગણિત આ બે અધ્યાયનું ઇંગ્રેજીમાં ભાષાંતર કર્યું હતું.

**બ્રહ્મચર્ય**—(જુઓ સંઘા.)

**બ્રહ્મણસ્પતિ**—(જુઓ બ્રહસ્પતિ.)

**બ્રહ્મપુત્રનદ**—આ નદી હિમાલયની ઉત્તરે ટીબેટ નામના ઉંચા પ્રદેશમાં ઉગમ પામી પૂર્વ ભણી વહે છે. પછી 'લૉગસ્તાન' નામે જે હિમાલયની હાર છે ત્યાંથી બ્રહ્મકુંડમાં પડે છે, ત્યાંથી આ નદીને બ્રહ્મપુત્રા એ નામ પ્રાપ્ત થાય છે. હિમાલયના પૂર્વ છેડાને વટાવી નીચે ઉતરતાં દક્ષિણે વહે છે. હિમાલયની ઉત્તરે ૧૦૦૦ મૈલ સુધી એને 'સાંપૂ' નામે ઓળખવામાં આવે છે. એને પીહોંગ, સુરમા, ગોમતી, નીલકુમાર, તિસ્તા લોહીત, મેઘના વગેરે નદીઓ મળેછે.

મેઘના નદી મળતાં બ્રહ્મપુત્ર નામનો લોપ થઇ મેઘનાં એજ નામ આગળ જતાં પ્રાપ્ત થાય છે. આ નદીમાંથી પુશકળ કાદવ આવી પડે છે. આથી પાણી ત્યાંનું મેલું રહે છે; અને પાણી ઉપર ફીણુ પણ પુશકળ આવે છે.

એપ્રેલથી આગસ્ટ સુધી એનું પાણી વધે છે. જ્યાં આ નદી સમુદ્રને મળે છે, ત્યાં એની પોહળાઇ ૫ મૈલની છે. આ નદીમાં વહાણો ફરહર થતાં નથી, આથી આ નદી ઝાઝી ઉપયોગી નથી.

**બ્રહ્મપૂર**—આ પ્રાચીનકાળનું શેહેર હાલનું લખાનપૂર અથવા વૈરાટ હશે. એ મડાવરની ઇશાન્યે ૮૦ મૈલ ઉપર રામગંગા નદીને કાંઠે છે. એ અગાઉ ''કટીઉરી' રાજાનું રાજ્યધાની હતું, અને હાલમાં પણ એનાથીં મ્હોટું શેહેર આ પ્રાંતમાં નથી. આ ઉપરથી વૈરાટ એજ બ્રહ્મપુર હશે.

આ રાજ્યનો ઘેરાવો ૬૬૭ મૈલનો થવા જાય છે. આ ઉપરથી એ 'અલકનન્દા'થી કર્ણાલી સુધી હતું. અને તેમાં હાલનું 'કમાઉન' અને 'ગરવાલ' એ પ્રાંત સમાતા એમ દેખાય છે. એટલા પ્રદેશનો ઘેરાવો ૬૦૦ મૈલનો થાય છે.

**બ્રહ્મપુરી**—કોલ્હાપુરની ઉત્તરે જે એક નાહની ટેકડી છે, તેને પ્રાચીનકાળમાં બ્રહ્મપુરી કહેતા હતા. બ્રાહ્મણ શબ્દનો બરાબર ઉચ્ચાર નહિ કરવાથી શૂદ્ર લોકો 'બામન' ઉચ્ચાર કરે છે, અને તેથીજ બ્રહ્મણપુરી આ નામમાં પણ તફાવત થતાં પાછળથી બમનપુરી નામ પડયું. અને કાલાંતરે 'બમન' શબ્દ માહેલો 'મ' અક્ષર નિકળી જઇ હાલમાં 'બનપુરીની ટેકડી' ને નામે આ પર્વત જાણીતો છે. આ ટેકડી ઉપર અતિ પ્રાચીન કાળનાં જૈનોનાં વિહારોનાં ખંડીયરો છે.

ગઇ સદીની અંધવચમાં આ ટેકડી ઉપર જવા માટેનો એક રસ્તો બનાવવા મજુરોને રોકતાં, એક દિવસે મજુરોને ટેકરીની તળેટીમાં ખોદકામ કરતાં ૧૫ ફીટ નીચેથી એક માટલું જડી આવ્યું તેમાં ૬૦૦ સિક્કા જૂદી જૂદી ધાતુના હતા, અને તેની ઉપર અજબ અક્ષરો કોતરેલા હતા. આ સિક્કા વિદ્વાનોને તપાસવા આપતાં પંડિત ભગવાનલાલે અતિ ચોકસાઇથી શોધખોળ કરી જણાવ્યું કે આ નાણાં ઉપર જે અક્ષરો છે, તે વસિષ્ટ પુત્ર, મધરિ પુત્ર, અને ગોત્તમ પુત્ર આ રાજાનાં નામો છે.

હવે આ નામ સાથે વિષ્ણું પુરાણમાં આપેલા 'આંધ્ર ભુત્યરાજા' નાં નામનો કેટલોક સંબંધ જણાતાં આ નાણા આંધ્રભુત્ય વંશે પાડેલા હશે એવો તર્ક બાંધવામાં આવ્યો હતો.

**બ્રહ્મસાવર્ણી**—હવે પછી થનાર ૧૦ મો મનુ. એ ઉપશ્લોક નામે પુરૂષથી ઉત્પન્ન થશે. એને ભુરિષેણુ નામે પુત્રો થશે, અને એના મનવંતરમાં હવિષ્માન, સુકૃત, સત્ય, જય, મિત વગેરે સપ્તર્ષિ થશે અને સ્વર્ગમાં સુવાસન વિરૂધ વગેરે દેવ અને તેના સ્વામિ શંભૂ નામે ઈંદ્ર થશે.

**બ્રહ્મા**—જગકર્તા પરમાત્મા. એનો એક દિવસ ૪૩૨૦૦૦૦ વર્ષનો એક 'પર્યય' એવા હજાર પર્યય થતાં એનો એક દિવસ થાય છે. અને તેટલાજ પ્રમાણની બ્રહ્માની રાત્ર કહેવાય છે. એવા રાત દિવસને કલ્પ એવી સંજ્ઞા છે. એના દરેક કલ્પમાં પૃથ્વી ઉપર ૧૪ મનુ, અને સ્વર્ગમાં ૧૪ ઈંદ્ર થાય છે. એવા ૩૬૦ કલ્પથી એનું એક વર્ષ થાય છે.

બ્રહ્મની જે ઉત્પતિ સ્થિતિ ને લય, એ ત્રણુ શક્તિ—તેમાંની પેહેલી તે બ્રહ્મામાં રહેલી છે. સગુણ બ્રહ્મ ને રજતમ ને સત્વ એ ત્રણુ ગુણ આપ્યાં છે; તેમાં રજોગુણુ તે બ્રહ્મા. વળી ભક્તિજ્ઞાન શાસ્ત્રમાં જડમાયા તે બ્રહ્મા. વિષ્ણું તે ચૈતન્ય અને કાળ તે શિવ. બ્રહ્મા શેષશાઇ નારાયણનાં નાભિકમળમાંથી સ્રુષ્ટિ ઉત્પન્ન કરવાને પેદા થાય છે. એનું વાહન હંસ છે. એની પુત્રી

સરસ્વતી છે. બ્રહ્માને પાંચ માથાં હતાં તે-માંથી એક કાપી નાખ્યું હતું. એ ચાર મ્હોડેથી હમેશાં ચારે વેદ ભણ્યા કરે છે.

**બ્રહ્માવર્ત**—ઋષભદેવતાના ૧૦૦ પુત્રમાંના ૧૧ પુત્રો, જે નવખંડનાં રાજા થયા તેમાંનો ત્રીજો ખંડ. એને હાલમાં ભરતખંડ કેહેછે.

(૨) બ્રહ્માવર્ત અને ભરતખંડમાંનો એક મહાદેશ. એ યમુનાદેશ અને કુરૂક્ષેત્રની વચ્ચે છે. અત્રે સ્વાંયભૂ મનુ રેહતા હતા. અને તેણે પોતાની રાજ્યધાની બહિષ્મતી નગરી મુકરર કરી હતી. આ દેશ વિશે મનુસ્મૃતિમાં લેખ આવેલો છે.

**બ્રહસ્પતિ**—વેદ મુજબ એ હિંદુઓનો ભક્તિ-નો દેવતા છે. સોમ અને અગ્નિની માફક યજ્ઞની ક્રિયાના સંબંધમાં તેને જન્મ આપ-વામાં આવ્યો હતો. ઈંદ્રની માફક પૃથ્વી ઉપરના શત્રુઓ અને હવામાંના દૈત્યો સાથે તે લઢે છે. સર્વથી ઉંચા સ્વર્ગમાં તે વસેછે, દેવતાઓને જન્મ આપે છે, તથા સૃષ્ટિના કારોબારને વલણ આપે છે, જેમ ધાતુને પિગળાવી તેને આકાર અપાયછે તેમ આ પૃથ્વીને પિગળાવી તેનો હાલનો આકાર તેણે આપ્યો હતો (જુઓ ઋગવેદ ૪.૫૦.૪; ૨.૨૬.૩; ૨૪.૫; ૪.૫૦.૧; ૧૦ ૭૨.૨,) તેની શક્તિ એટલી તો મ્હોટી છે કે ભક્તિ અને પ્રાર્થના કરનાર બીજા દેવતાઓ પોતે પણ બૃહસ્પતી તરીકે ઓળખાય છે.

**બ્રાઝીલઉડ**—લાલ રંગના કામમાં આવતું એક પ્રકારનું લાકડું. અમેરિકા ખંડની શોધ થવા આગમજ આ લાકડું યૂરપમાં જાણીતું હતું; અને તેને બ્રાઝીલઉડ કહેતા હતા, પણ અમેરિકા ખંડ શોધી કાઢયા પછી ત્યાં એજ જાતનાં ઝાડનાં વનો મળયા તે ભાગને બ્રાઝીલ નામ આપવામાં આવ્યું હતું.

**બ્રાઝીલ**—દક્ષિણ અમેરિકામાંનું એક મ્હોટું સંસ્થાન. એની ઉત્તરે અને પૂર્વે એટલાંટિક ઓશન છે. એમાં દક્ષિણ અમેરિકાનો અરધો ભાગ સમાય છે. એનું ક્ષેત્રફળ લગભગ તમામ યુરપ જેટલું છે, આ દેશમાં ગંજાવર જંગલો તથા નદીઓ છે. સમુદ્ર કાંઠેની જમીન સપાટ છે પણ મધ્ય ભાગમાં ઉંચી હોય તે સમુદ્ર સપાટીથી બે થી ૩ હજાર ફીટ ઉંચી છે. અત્રે શેરડી, કૉફી, રૂ અને કોકોની મ્હોટી ખેતી થાય છે. આ સ્થાનમાં કિમતી ધાતુમાં સોનું, ચાંદી, લોઢું, વગેરે અત્યંત મળે છે. બ્રાઝીલમાં લોક વસ્તી ૧,૦૦,૦૦,૦૦૦ ની છે, તેમાં ૧૫,૦૦,૦૦૦ સિદ્દી અને ૧૦,૦૦,૦૦૦ ત્યાંના ઈંડીયનો વસે છે. અત્રેનું રાજ્ય સેનેટ અને કૉનગ્રેસની સંમતિથી ચાલે છે. આ દેશમાં મુખ્ય ધર્મ રોમન કેથોલિક ફેલાયલો છે. બ્રાઝીલનું પાય-તખત રિઓડીજેનીરો છે. મ્હોટી નદી એમેઝોન છે. આ દેશનું ક્ષેત્રફળ ૩૨,૮૮,૦૦. ચૌરસ મલ છે. એનો સમુદ્ર કાંઠો એટલાં-ટિક તરફ ૩,૭૦૦ મૈલ છે, એની લંબાઇ ૨,૬૦૦ મૈલ ને પોહળાઇ પણ તેટલીજ છે.

**બ્રાઝીલનટ**—બ્રાઝીલ દેશમાં ઉગતું એક જાતનું અતી ઉંચું વૃક્ષ. એ ૧૦૦ થી ૧૫૦ ફીટ ઉંચું વધે છે. એની ઉપર બદામ જેવાં ફળો ઉગે છે; જેના બીજમાંથી તેલ કાઢવામાં આવે છે.

**બ્રાન્ડી**—ઈંગ્રેજી જલ્લદ દારૂનું નામ (જુઓ દારૂ) જે બ્રાન્ડી અસલ હોયછે તેને વાઇન માંથી અર્ક રૂપે ખેંચે છે, આ બ્રાન્ડી ઉંચા પ્રકારની ગણાયછે. કૉનિઆક અને બીજા પ્રકારની અસલ બ્રાન્ડીને જૂદી જૂદી જાતનાં સૂકવેલાં આળુથી લેહેજત આપવામાં આવે છે. આ દારૂમાં સેહેજ ખાંડનો ભેળ હોયછે, પેટા વગેરેમાંથી બનાવેલા સ્પિરિટને લેહેજત તથા રંગ આપવાને માટે 'કેરામલ' અથવા બાળેલી ખાંડ, અને બીજા ઘણા પદાર્થો વપરાય છે; તેને ઈંગલંડમાં બ્રાન્ડી કહે છે. સ્વચ્છ બ્રાન્ડીમાં વાઈનમાંનો કેટલોક ઇનાનથીક અને એસેટિક ઈથર હોય છે.

**બ્રાહ્મણ**—બ્રહ્માએ પોતાના મુખમાંથી પ્રથમ બ્રાહ્મણને ઉત્પન્ન કર્યા પછી બીજી ત્રણ જાતીની

ઉત્પતિ થઇ હતી. તે જાતો માટે બ્રાહ્માએ જ્યારે ધંધા મુકરાર કર્યા, ત્યારે બ્રાહ્મણોને માટે વેદ યજ્ઞ અને બીજાં શાસ્ત્રો ભણવા તથા ભણાવવા આદિ ક્રિયાઓ કરવા અને કરાવવાનું તથા દાન લેવાનું કામ સોંપવામાં આવ્યું હતું, પણ જો તે બ્રાહ્મણ પોતાના ઠેરવેલા ધંધામાં ગુજરાન કરવા અશક્ત હોય તો તેણે ક્ષત્રીનાં ધંધામાં પડી તે મારફતે ગુજારો કરવો, જો તેથી પણ ગુજારો કરવાને તે અશક્ત હોય તો તેણે વૈશ્યનો ધંધો કરવો, વૈશ્યનો ધંધો તેને કરવો પડે તો પ્રથમ તેણે ઢોરો ઉછેરવાં તથા વેપારનાં કામમાં પડવું, પણ જો તેમાં તે નહિ ફાવે તો પછી તેણે ખેતી કરવી, બ્રાહ્મણો વેપારમાં રોકાય તો તેણે મીઠું, અથવા મીઠી, કડવી, તીખી કે ખાટી અથવા બીજી કોઇ ખોરાકીની જણસો, અથવા પથ્થર, લોખંડ, જાનવર, માણસો, રાતું સુતરાઉ કાપડ, રેશમી કાપડ, ધાબળી અથવા મેંઢાનાં ઉનમાંથી બનાવેલી એવાજ પ્રકારની બીજી જણસો, અથવા કપુર કે બીજાં સુગંધી પદાર્થે, મધ, પાણી, માસ, દુધ, દહી, ઘી, કડવું તેલ, તલ, પક્ષી, દારૂ, માછલી, વગેરે વેચવું નહિ; પણ તલ જો બ્રાહ્મણની પોતાનીજ જમીનમાં વાવ્યાં હોય તો તે કણસલામાંથી છુટા પાડવામાં આવે તેજ દિવસે તે વેચી શકે એવું શાસ્ત્ર કાયદામાં ફરમાવેલું છે.

**બ્રાહ્મણાબાદ અથવા મનસુરાબાદ**—ખેર પૂરની દક્ષિણે ૨૬ અંક્ષાસ નીચે બ્રાહ્મણાબાદ શેહેર હતું તે શેહેરમાં વસતા બ્રાહ્મણો સાથે સિકંદરે લઢાઇ કરી તેમને હરાવ્યા હતા. આજ લઢાઇમાં ટૉલેમી જખમી થયો હતો, આ ગામને ગ્રીક લોકોએ 'હારમાટેલિયા નામ આપ્યું હતું, ગ્રીક ભાષામાં હર્મેસ (Hermes) એ નામ સૃષ્ટિ કર્તાને આપવાને લીધે હિંદી બ્રહ્મણ એ નામનો અર્થ દર્શક 'હર્મેસ' શબ્દ તેમની ભાષામાંનો આજ કારણથી બ્રહ્મન અને બાહ્મણ એમના મળતા અર્થ સુચક બ્રાહ્મણ સ્થળનેજ 'હરમાટેલિયા' એ નામ આપ્યું હશે, એમ જણાય છે, અને એજ પ્રમાણે યૂરપીયન વિદ્વાનોનું પણ મત છે. 'હારમાટેલિયા' એ નદી ઉપરનું બ્રાહ્મણોનું છેલ્લું શેહેર હતું, એમ 'ડાયાડોરસ' પણ લખે છે, કારણ 'હર્મીસ' અને બ્રહ્મ—બ્રહ્મન આ ઉચ્ચારમાં મળતાપણું છે, અને અંતરપણું મળે છે. 'મ્યૂઝીકાનસ' એના શરણ થવા વિશે અને પાછળથી ફરી બંડ કરવા ઉપરથી ઉપલું શેહેર લીધું, એ વિશેનાં વર્ણન ઉપરથી જણાય છે. આ ઉપરથી એ મ્યૂઝિકાનસનાંજ રાજ્યમાં હશે. આ ઉપરથીજ અને 'સાંબુસ' આ પ્રાંત શિવાય ડેલ્ટ સુધી સિંધુના કાંઠેનો પ્રાંત તેનાં રાજ્યમાં હશે. મ્યુઝીકાનનું રાજ્ય તમામ હિંદુસ્તાનમાં સંપતિમાન છે એમ સેકંદરનાં સાંભળવામાં આવ્યું હતું એવી વાત સાથે એનું વર્ણન મળે છે. ટૉલમીના ભૂગોળમાંનું એક પણ આ 'સેહવાના શેહેર સાથે મલતું આવતું નથી. 'રેસ' વંશના રાજાના સમયે (ઇ. સ. ૫૦૭—૬૪૨) સિંધનો ભાગ હતો; તે માહેલા એક ભાગનું એ મુખ્ય શેહેર હતું અને ઇ. સ. ૭૮૦ માં દાહીર રાજાના અમલ સુધી જાણીતું હતું. દાહીરે 'આલર'નો નાશ કર્યા પછી એજ મુખ્ય શેહેર બન્યું, એમ તે દેશની તવારીખ ઉપરથી જણાય છે.

હુએનેે જણાવેલા ૪ ભાગ માહેલા બીજા ભાગ 'ઓફ્રા'માં બ્રાહ્મણાબાદ હતું એમ જણાય છે. ચીનાઇ ભાષામાં બ્રાહ્મન આ શબ્દનો 'ફૅન' એમ સંકુચિત રૂપ હોવાથી બ્રાહ્મણાબાદ શેહેરને 'ઍંફેડ્' અથવા 'ઍંહ્ડેૅડ' એવું નામ આપેલું.

ઇસલામી અમલ દરમ્યાન બ્રાહ્મણાબાદનું મહત્વ ભાગી મનસૂર સેહેર પ્રસિદ્ધતામાં આવ્યું. એ મહમદ કાસીમના બેટા 'અમરૂ' એ સ્થાપી તેને 'અબ્બલ સાઇડ' ઘરાણામાંના બીજા ખલીફ મનસૂર (ઇ. સ. ૭૫૩—૭૭૪) નું નામ આપ્યું. પણ મસુદી

જણાવે છે કે 'મજકુર સિંધ'ના પ્રતિનિધીએ ઇ. સ. ૭૪૯ ના સુમારમાં સ્થાપી તેને પોતાના પિતાનું નામ આપ્યું. મનસૂર એનેજ સિંધીભાષામાં 'બામિવાન' એ બ્રાહ્મણાબાદનું સંક્ષિપ્તનામ, આપેલું છે. આ મનસૂર શેહેર બાહ્મણાબાદની એટલી તો નજદીકમાં હતું કે ત્રણ મુસલમાન ભૂગોલ લખનારાઓએ તે બેઉ એકજ હતા એમ લખ્યું છે. તે મિહરાન (સિંધુ) ની જમણી શાખા ઉપર વસાયલું હતું. એમનું જૂદા જૂદા શેહેરથી અંતર મુસલમાનોએ લખેલાં છે. તે ઉપરથી મુલતાનથી સિંધુના મૂખ સુધી જે અંતર તેનાં બે ત્રતિઆંશ કરતાં વધારે તે હતુ. તેજ સ્થળે 'બેલાસીસે' એક શેહેરનાં ખંડિયર શોધી કાઢયાં હતાં. તે સિંધુના એક જુના પાત્ર ઉપર હૈદ્રાબાદની ઇશાન્યે ૪૭ મૈલ ઉપર હાલની પૂર્વે ૨૮ મૈલ અને 'નાર'ની પશ્ચીમે ૨૦ મૈલ ઉપર છે, તેમને 'બંભર કથાળ' પણ કહે છે, ત્યાં હાલમાં એક ઇંટરડીની દેવાલ છે, સર્વ ભાગનો ઘેરાવો ૪ મૈલ છે, પણ પાસેજ ૧॥ મૈલ ઉપર 'ડોલોર' શેહેરનું ખંડીયર છે, અકબરના અમલમાં એનો ઘેરાવો ૪ મૈલ જણાવેલો છે, 'ઇબ્નહઉકાલ' પણ તેટલોજ જણાવે છે, અને બેલાસીસ પણ તેટલોજ ઘેરાવો જણાવે છે, આ ઉપરથી અને અંતરો મળતા આવે છે; તે ઉપરથી સિંધ પ્રાંત માહેલા આરબ હાકમોનું મનસૂર શેહેર એજ હશે. 'બંભરકાથળ'માંથી ઇસલામી નાણા પુશકળ મળે છે. આ ઉપરથી તેની પાસે ૧॥ મૈલ ઉપર 'ડિલુંરા' નામે જે શેહેરછે તેજ બાહ્મણાબાદ હશે.

બ્રાહ્મણાબાદ અને મનસૂર એ બેઉ શેહેરો તદન નાશ પામી તેમના અસલ સ્થળ ઉપર મટોડીનાં મ્હોટા ઢગ ફરી વળેલાં છે, ત્યાં મળી આવતા સિક્કાઓ ઉપર મનસૂર એવા અક્ષરો કોતરેલાં જણાય છે.

હવે બ્રાહ્મણાબાદ અને મનસુર જેવાં મ્હોટાં શેહેરોનો નાશ શાથી થયો હશે એ જાણવા જોગ છે. પણ આ શેહેરો 'ડીલુરા' રાજાના દુષ્ટ આચરણને લીધે એ વખતે થએલા ધર્તિકંપથી ગરક થયાં હતાં, એમ ત્યાંના લોકોના કહેવા ઉપરથી જણાય છે. અને આ કારણ ઘણે અંશે ખરૂં છે. કેમકે મનસુર માહેલી જમીનમાં ખોદકામ કરતાં ત્યાંથી પ્રાચીન ઘેરોનાં ખંડીયર અને મનુષ્યનાં હાડપીંજરો મળી આવ્યાં હતાં. કેટલેક ઠેકાણે માણસો ભયભીત થઇ નાહાસવા થકી કોશેસ કરતાં જણાયછે. એવી હાલતમાં તેમના અસ્તીપંજર ઉભાં ને ઉભાંજ નજરે પડે છે. કેટલેક ઠેકાણે મનુષ્યો સખત આંચકાથી ભોંયરામાં પછડાઇ પડેલાં હોય તેવી સ્થિતિમાં તેમનાં હાડપીંજરો જણાય છે. કેટલેક ઠેકાણે મનુષ્યની ગીરદી થઇ હોય તેવા હાડપીંજરોના ઢગ પડેલાં જણાયછે.

મસુદી અને હુકાલે બ્રાહ્મણાબાદ શેહેર ઇ. સ. ૯૫૦ માં દીઠું હતું, એમ તેમના ગ્રંથ ઉપરથી જણાય છે. ઇ. સ. ૯૫૦ સુધી આ શેહેર કાયમ હશે એમ ઉપલા તેમજ 'જમહૂર' થી 'ઉમર' સુધી (ઈ૦ સ૦ ૭૫૦ થી ૯૪૦ સુધીનાં) નાં નાણાં જડે છે તે ઉપરથી જણાયછે. ૧૧ મી સદીમાં થએલા ધર્તિકંપથી બેઉ શેહેરો નાશ પામ્યાં હશે, કેમકે ઈ. સ. ૧૦૩૦ માં અબુરિહાને લખેલા ગ્રંથમાં આ શેહેરનું વર્ણન મળેછે. તેમજ મેહેમુદ ગીજનીની સ્વારીમાં આ શેહર માર્ગમાં મળયા છતાં તેને લુટયું નહિ, આ ઉપરથી તે વેળા એ ઉજડ હાલતમાં હશે અને તેથી મેહમુદની તેપર નજર ન પડી હોવ, એ સંભવિત છે.

**બ્રાહ્મધર્મ**—આ નવોપંથ બંગાલમાં ચાલુછે. એની સ્થાપના ઈ. સ. ૧૮૨૨માં રામ મોહનરાય નામે બંગાલી બ્રાહ્મણે કરી હતી. એમાં વૈદિક ધર્મ કાયદાનો મ્હોટે ભાગે અંશ સમાયલો છે. એઓ ઇશ્વરને નિર્ગુણ નિરાકાર જણાવી, તેની ભકિત માત્ર મનથીજ કરવી જોઇએ એવો ઉત્તમ સિદ્ધાંત દર્શાવ્યો છે.

**બ્રાહ્મી**—એનાં ઝાડને મુંબઇમાં કારીવણા, અને બંગાલમાં ફલફુટી કેહેછે. એના અનેક ગુણ

પ્રસિદ્ધ છે. એને લોહી સ્વચ્છ બનાવવા ઉપર ઉપદંશ અને ત્વચારોગમાં અપાય છે. મુંબઇ આસપાસનાં ગામડાંમાં 'લાલ ઝાડા' આવતાં દિવસમાં બે વેળા તેનાં પાંદડાંનો રસ કાઢી પાયછે. એનાં પાંદડાંની પરિક્ષા એક ફ્રેન્ચ ડૉકતરે કરી છે; અને તેઓએ એને ઔષધિમાં યોજી છે.

દેશી વૈદ્યો જલબ્રાહ્મી નામે એના એક ભેદના પાંદડાંનો ઉપયોગ કરે છે. ડૉકતર ડીમકે એના અનેક ગુણ માટે શક બતાવ્યો હતો. એનો પાક ખાંડમાં ઉત્તમ બને છે. તે પાક્કા અને લોહી શુદ્ધ કરે છે. સહિયડનાં આજાર ઉપર બ્રાહ્મીનો રસ મધમાં પાયછે.

**બ્રીઝા**—અતિ સુંદર પાંદડાંવાલાં ઘાસની એક જાત. એના બીયાં વર્સાદની શરૂઆતમાં કુંડામાં રોપેછે. એ ૧ ફીટ ઉંચાં વધે છે.

**બ્રિટીશ મ્યુઝીઅમ**—અથવાં બ્રિટીશ સંગ્રહસ્થાન સર હેન્સ સ્લોન નામના એક તબીબ અને ખુદ્રતિ જ્ઞાનશાસ્ત્રી પાસે જુના વખતના લેખો તથા હુન્નરનો સંગ્રહ હતો કે જેની તે વેળા કિંમત ૫૦૦૦૦થી ૮૦૦૭૦ પૌંડની અંકાઈ હતી તે તેના વારસોએ વસીયતની રૂહે ૨૦,૦૦૦ પૌંડમાં સરકારને આપવાની માંગણી કરતાં; ઇ.સ. ૧૭૫૩માં બ્રિટીશ પાર્લામેંટે પસાર કરેલા કાયદાની રૂહે ખરીદી, રૉબર્ટ હાર્લી (સ્અર્લ ઓવ ઓકસફર્ડ) એ કરેલા હસ્તલેખોના સંગ્રહ પણ ખરીદવાનો હુકમ અમલમાં મેળાયો. ૨૦,૦૦૦ પૌંડની રકમ તે વેળા સોરટી કાઢી ભરવામાં આવી હતી, પણઆ મ્યૂઝીયમની શરૂઆત ૧૭મી સદીની શરૂઆતમાં સર રૉબર્ટ કૉટન નામે શખસે પોતાની પાસેના હસ્તલેખો તથા પુસ્તકોનો સંગ્રહ કરવા માંડયો ત્યારથીજ બ્રિટીશ મ્યુઝીયમે જન્મ લીધેલો ગણી શકાય. એ વહેલલો જથ્થો બ્રિટીશ પ્રજાને મજકુર સર રૉબર્ટના નબીરા સર જૉનકૉટને ૧૭૦૧ માં ભેટ આપ્યો હતો; પણ ૧૭૩૧ ની આગમાં કેટલોક ભાગ બળી જતાં ૧૮૫૩ માં ફરી વધારો કરવા બ્રિટીશ પાર્લામેંટે અગત જોઇ હતી. આવી રીતે આ બ્રિટીશ મ્યૂઝીયમ પણ સંગ્રહસ્થાનોની ભેગી મદદથી ૧૮૫૯ માં ખુલ્લું મેળાયું. ૧૮૨૩ સુધી આ સંગ્રહસ્થાન મૉન્ટેગ્યૂ હૉસમાં હતું; પણ પૂર્વ તરફનો ભાગ ગ્રેટરસલ સ્ટ્રીટ તરફનો વધારવામાં આવ્યો; અને ૧૮૪૭ માં હાલની ઇમારત પૂર્ણપણે બંધાઇ રહી હતી. આ ઇમારત પાછલ ૧,૧૦,૦૦,૦૦૦ રૂપીયાનો ખર્ચ થએલો છે. ઇમારતનો મુખડો ૩૬૫ ફીટનો છે. આ મ્યૂઝીયમની લાયબ્રેરિવાલું દીવાનખાનું ૧૮૫૭ માં બંધાયું હતું. આ લાયબ્રેરિ ૧૮૨૩ માં ૪ થા જ્યૉર્જે ભેટ આપી હતી, કે જેની કિંમત ૨,૦૦,૦૦૦ પૌંડની હતી, અને તે ૩ જા જૉર્જે પોતાના અમલમાં જરના જોર અને જાતી મેહેનતે સંઘરવામાં આવી હતી. આ મ્યુઝીયમનો પ્રજાને ૧૮૮૦ થી છુટથી લાભ લેવા દેવામાં આવે છે, અને તે રાત્રે ૧૦ વાગા સુધી ખુલ્લું મેળવામાં આવે છે.

**બ્રિટીશ પાર્લામેંટ**—બ્રિટીશ પાર્લામેંટ હાઉસ ઑાવ લૉર્ડ અને હાઉસ ઑાવ કૉમન્સનાં મંડળથી બનેલું છે. હાઉસ ઑાવ લૉર્ડમાં 'લૉર્ડ સ્પિરિચ્યૂઅલ અને લૉર્ડ ટેમ્પરલ'થી બનેલું છે. સ્પિરિચ્યૂઅલ લૉર્ડમાં બે આર્ચ બીશપ અને ચોવીસ બાશપો ચર્ચ ઓવ ઈંગલંડ તરફથી બીરાજે છે. લૉર્ડ ટેમ્પરલમાં ગ્રેટબ્રિટનના તમામ ઉમરાવો તેમાં ૧૬ સ્કૉટલંડ તરફના ઉમરાવો હોય છે, અને તેમાંજ ૨૮ આયરલંડના ઉમરાવો બીરાજે છે. સ્કૉટલંડના ઉમરાવોને દરેક ચુટણી પ્રસંગે ચુટણીમાં હરીફાઇ કરવી પડે છે ત્યારે આયરીશ ઉમરાવો જન્મથી તેમાં બીરાજે છે. ૧૮૮૫ માં આ ઉમરાવની સભામાં ૫૨૬ સભાસદો હતા. હાઉસ ઑાવ કૉમન્સમાં ૬૫૮ સભાસદો હોય છે, જેમાં ૪૯૩ બ્રિટીશ સંસ્થાનોમાંથી ચુંટી કાઢવામાં આવે છે; ૧૫૦ આયરલંડ તરફના ને ૬૦ સ્કૉટલંડમાં જાહેર ચુંટણીથી બેઠક મેળવેછે.

પણ તે પછી આમની સભામાં ૬૭૦ સભાસદો દાખલ કરવામાં આવે છે. તેમાં ૭૨ સ્કૉટલંડના ને ૧૦૩ આયરલંડના. પાર્લામેંટમાં ઉમેદવારી કરનાર બ્રીટીશ રૈયતનો હોવો જોઇએ અને તે ૨૧ વર્ષની વયે પુગેલો હોવો જોઈએ.

બ્રીટીશ પાર્લામેંટનાં રાજ્ય બંધારણ નીચલા મુખ્ય અમલદારોથી બનેલું છે.

લૉર્ડ ખજાનચી.

લૉર્ડ હાઇ ચાન્સીલર.

લૉર્ડ પ્રેસિડંટ કૌનસિલર.

લૉર્ડ પ્રીવ્હિસીલ.

લૉર્ડ ઑાવ ઍડમિરાલટી.

ચાન્સેલર ઑાવ એક્સમેકર.

સેક્રેટરી ઑાવ સ્ટેટસ=(સ્વદેશખાતાનો.)

" " " =(પરદેશખાતાનો.)

" " " =(ઉપરાજ્યો માટે.)

" " " =(લશકરી ખાતાનો).

" " " =(હિંદુસ્તાન ખાતાનો.)

પોસ્ટ માસ્ટર જનરલ.

પ્રેસિડંટ, ગરીબોનાં રક્ષણ માટે.

પ્રેસિડંટ, વેપારખાતાનો.

ચીફ સેક્રેટરી, આયરલંડ માટે.

વ્હાઇસ પ્રેસિડંટ, શાળા ખાતાનો.

સેનાપતિ.

લૉર્ડ ચેમ્બરલેન, ખાનગીખાતાનો.

લૉર્ડ ગ્રેટ ચેમ્બરલેન.

અંડર સેક્રેટરી.

દરેક ખાતાંના સેક્રેટરી.

ખાનગી ખાતું.

ઍટર્ની જનરલ.

લૉર્ડ હાઇ કૉન્સટેબલ, સ્કૉટલંડ માટે.

લૉર્ડ લેફ્ટનન્ટ આયરલંડ માટે.

આ કેબિનેટ શિવાય એક હજુર દરબાર (કાઉન્સીલ) હોઇ તેમાં ૧૫૫ સભાસદો છે.

પાર્લામેંટમાં વળી નીચલા દરજ્જાના ઉમરાવો ગારાજે છે.

ચાર રાજવંશી—પ્રિન્સ ઑાવ વેલ્સ, ડયૂક ઑાવ એડીનબરો, ડયુક ઑાવ કંબરલેંડ અને ડયુક ઑાવ કેમબ્રિજ.

બે મુખ્ય ધર્માધ્યક્ષ—કેંટરબરી અને યોર્કનો આર્ચ બીશપ.

૨૦—ડયુક પદવિનાં સંસ્થાનિક.

૧૯—મારકવિસ પદ્વિનાં સંસ્થાનિક.

૧૯—અર્લ પદ્વિના સંસ્થાનિક.

૨૩—વ્હાઈ કાઉન્ટ પદવિનાં સંસ્થાનક.

૨૪—બીશપ.

૨૨૧—બેરન પદ્વિનાં સંસ્થાનિક

૧૬—સ્કૉટલંડના ઉમરાવ.

૨૮—આયરલંડના ઉમરાવ.

૬૭૦—આમની સભાના ચુંટી કાઢેલા આમ વર્ગના સભાસદો.

હિંદુસ્તાન દેશી તરફના પ્રતિનીધી તરીકે પાર્લામેંટમાં લંડનની જુદી જુદી કૌન્ટીની મદદથી પાર્લામેંટમાં બે પારસી સભાસદો અગાઉ દાખલ થયા હતા. તેમાં ૧૮૯૨ માં એ૦ પ્રોફેસર દાદાભાઇ નવરોજજી હતા, અને બીજા સર મંચેરજી મે. ભાવનગરી એ વેળા પાર્લામેંટમાં દાખલ થવા નશીબવંત નિવડયા હતા.

**બ્રોમીન**—સમુદ્રનાં પાણીમાં મેગનિશિયમ ધાતુથી સંયુક્ત થએલી હાલતમાં અતિ સૂક્ષ્મ પ્રમાણથી મળે છે. કેટલાક ખનીજ પાણીમાં સમુદ્ર કિનારાનાં વનસ્પતીમાં અને જલચરમાં એનો અંશ હોય છે. 'ડેડ સી'નાં પાણીમાં આ પદાર્થ પુશકળ મળે છે. સાધારણ રીતે જ્યાં નીમક બને છે ત્યાંનાં પાણીમાં એ પુશકળ મળે છે. હાલમાં ચાંદી સાથે સંયુક્ત થએલી સ્થિતિમાં કેટલીક ખાણોમાંથી મળી આવે છે.

ઇ. સ. ૧૮૨૬ માં બૅલાર્ડે સમુદ્રનાં પાણીમાં બ્રોમીનછે એવી શોધ કરી હતી. નીમકનાં સ્ફટિક તળીએ એકત્ર થતાં તેને ચાળનીથી કાઢી લીયે છે, અને જે પાણી રહેછે તેને 'મદર લિકર' કહે છે.

પારા જેવા દ્રવરૂપ બ્રોમીન—એજ બીજો એકાકી પદાર્થ દ્રવરૂપ છે. એનો રંગ મેલો અને લાલ હોય છે, સાધારણ ઉષ્ણુમાન ઉપર એમાંથી કાળાસપર લાલ વરાળ નિકળે છે, એની ગંધ દુરગંધી ભરી હોય છે. આથી બ્રોમાસ (દુર્ગંધી) આ ગ્રીક શબ્દ ઉપરથી બ્રોમીન નામ એને મલ્યું. એનું પરિણામ પ્રાણી ઉપર ઝેરી નિપજે છે. પાણી કરતાં આ પદાર્થ ત્રણ ઘણો ભારે છે, પાણીમાં એ વિદ્રાવ્ય નથી, ઇથર અને આલ્કોલમાં પિગળે છે. સાધારણ ઉષ્ણુમાન ઉપર એ ઉડી જતો હોવાથી એને આત મજબૂત 'સ્ટૉપર બૅાટલ'માં બંધ કરી પાણીમાં અને બીજા દ્રવ્યમાં રાખે છે. આ પદાર્થ ચામડીનેબાળે છે, અને નાઇટ્રિક ઍસિડ પ્રમાણે એનો પિળો ડાઘો ચામડી ઉપર પડી રહે છે.

# ભ

**ભ**—ગુજરાતી ભાષાના મૂળાક્ષરનો ૩૫મો અક્ષર.

**ભક્તિ માર્ગ**—હિંદુ ધર્મ શાસ્ત્રમાં ભક્તિના ૯ પ્રકાર જણાવેલા છે: તેને નવ વિધા ભક્તિ કહે છે. શ્રવણ, કિર્તન, નામસ્મરણ, પાદસેવન, અર્ચન, દાસ્ય, સખ્ય અને આત્મ નિવેદન.

**શ્રવણ** એમાં પુરાણમાં વર્ણેલા દેવતા આદિઓનાં ચરિત્રો, ક્ષેત્રાદિકોનાં મહાત્મ વગેરે સાંભળવું.

**કિર્તન** એમાં તાળ, મૃદંગ, ગાયન સાથે હરીકથા ગાવી વાંચવું યા સાંભળવું.

**નામસ્મરણ** એમાં નિત્ય નિયમિતપણે પ્રાતઃકાળે, મધ્યાન્હે, સંધ્યાકાળે સર્વ વખતે લક્ષ્મી, વીષ્ણું, રામ અથવા ઇષ્ટ દેવતાના નામનું સ્મરણ કરવું.

**પાદ સેવન** એમાં ગુરૂના પગની પુંજા કરવી અને તેનું તિર્થ લેઉં.

**અર્ચન** એમાં દેવતાએની, શાસ્ત્રયુક્ત પુજા કરવી; એમાં બ્રાહ્મણ, સાધુસંત, મતી, ગાય, મૂર્તિ વગેરેની પૂંજા કરવી.

**વંદન** એમાં દેવ, સાધુસંત, બ્રાહ્મણ, ગુરૂ વગેરેને નમન કરવું.

**દાસ્ય** એમાં ભાગેલાં મંદીરો દરૂસ્ત કરવાં, દેવતાઓને હાથી, ઘોડા, પાલખી, અલંકાર, ભૂષણો આપવાં; તેમજ દેવતા માટે ભોજનશાળા, ધર્મશાળા બાંધવી, બાગબગીચા બનાવવા વગેરે કાર્યો દાસ્ય ભક્તિમાં ગણેલાંછે.

**સખ્ય** એમાં દેવતા સાથે મિત્રાચારીથી વર્તવું, તેની ભક્તિ ભજન કરવું, કથા સાંભળવી, કિર્તન ગાવું, જેવા દેવતા તેવો ગુરૂ એમ જાણી વર્તવું.

**આત્મનિવેદન** એમાં સ્વઆત્મા દેવતાને અર્પણ કરવું, યાને તેમાં દેવતા સાથે પોતાના આત્માને જોડવો. આ ભક્તિથી 'સાયૂજ્ય' મુક્તિ પ્રાપ્ત થાય છે.

**ભગીરથ**—ઇક્ષ્વાકુ કુલોત્પન્ન સગરવંશિય દિલિપ રાજાનો પુત્ર. દિલિપ રાજાએ પૂર્વજોના ઉદ્ધાર માટે ગંગા પ્રાપ્ત થવા કાજે લાંબા કાળ સુધી તપ કર્યું તેમાં ફાવ્યો નહિ. પછી રાજ્યાસનપર આવેલા ભગીરથે યત્ન કરી તેને પ્રાપ્ત કરી. એના તપે કરી ગંગા અલકન્નદા નામે પ્રથમ પ્રવેશ કરી, હિમાલય ઉપર આવી ભરતખંડમાં વહેવા લાગી. ત્યારથી ગંગાને ભાગીરથી નામ પ્રાપ્ત થયું છે. ભગીરત મહાજ્ઞાની હતો. એણે પોતાની કન્યા હંસી કૌત્સ ઋષિને આપી હતી. તેમજ નાભ અને નાભાગ તથા શ્રૂત એવા એના બે પુત્રો પણ હતા.

**ભટ્ટોજી દિક્ષિત**—એ પંચગૌડમાંના સારસ્વત જાતીનો બ્રાહ્મણ હતો. એનો જન્મ શકે ૧૫૦૦ માં થયો હતો. એણે પોતાના વડીલોથી શાસ્ત્રીય અભ્યાસ કરી કાશી જઇ વિદ્યા અભ્યાસ વધુ ભણ્યો હતો. એના રચેલા ગ્રંથોમાં 'સિદ્ધાંત કૌમુદી' નામે ગ્રંથ અત્યંત વિદ્વત્તાભર્યો છે. આ ગ્રંથની પ્રથમ

અનેક નકલો ઉતરાવી દેશેદેશના પંડીતોમાં તે વંચાવી હતી; અને તે ગ્રંથને અપ્પાદિક્ષીતે વાંચી પસંદ કર્યું હતું. આ ગ્રંથ ઉપર પ્રૌઢમનોરમા નામની ટીકા છે; તેમાં તેની સંખ્યા ૧૨૦૦૦ ની છે. તે ઉપર બીજી બૃહચ્છબ્દરત્ન અને લઘુશબ્દરત્ન એવાં નામની બે ટીકા નાગોજી ભટ્ટે લખી છે. તત્વબોધિની નામની એક ટીકાછે તે જ્ઞાનંદ્ર સરસ્વતીએ લખી છે. અસ્ક વૈયાકરણ ભૂષણ નામે બીજો એક ગ્રંથ દીક્ષિતે રચ્યો છે, તે ન્યાયશાસ્ત્ર ભણ્યા પછી જે વ્યાકરણ શીખવા ઇચ્છે છે તેમના લાયકનો છે. એણે ત્રીજો ગ્રંથ શબ્દ કૌસ્તુભ નામે રચ્યો હતો. આ ગ્રંથ પાણિનીના અષ્ટાધ્યાય ઉપર એકલા શ્લોકનો હતો, પણ તેને પંડિતોએ નદીમાં નખાવી દીધાથી તેના પેહેલા અધ્યાયનાં જે ૯ નાહનાં પ્રકરણો બચ્યાં તે હાલમાં 'નહાન્હિકી' નામે જોવામાં આવે છે. બીજો ગ્રંથ એણે ભૂષણ સાર નામે લખ્યો હતો, જેમાં ઉપલા ગ્રંથનું સંક્ષેપ મલ્યું છે. ભટ્ટોજીએ ધર્મ શાસ્ત્ર ઉપર પણ અનેક ગ્રંથો રચ્યા હતા તેમાં અશૌચનિર્ણ અને આન્હિક નામે બે ગ્રંથો ઘણા જાણીતા છે. આ વિદ્વાન ૫૬ વર્ષની વયે કાશીમાં મરણ પામ્યો હતો. એનો પુત્ર ભાનું દીક્ષિત પણ વિદ્વાન હતો. હાલમાં કાશી ક્ષેત્રમાં એના ૬ ઠા વંશજો વસે છે.

**ભદ્રાશ્વવર્ષ**—જંબુ દ્વિપમાંના ૯ વર્ષમાંનો એક. આ ભાગ ગંદમાદન પર્વત અને ક્ષાર સમુદ્રની વચે છે. અત્રેનો અધિપતિ અગ્નિધ્ર પુત્ર ભદ્રાશ્વ હતો.

**ભનદારા**—મધ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. આ દેશનો લગભગ ⅔ ભાગ જંગલથી ભરપૂર છે; તેમાં વાઘ અને ચિત્તાની ભારે વસ્તી છે; તેમજ ત્યાં અનેક નાહનાં નાહનાં સરોવરો છે. જીલ્લાનું મુખ્ય શેહેર પણ ભંદારા છે. આ શેહેર વાઇનગંગા નદી કાંઠે નાગપૂરની પૂર્વે ૩૮ મૈલ ઉપર છે. જીલ્લાનું ક્ષેત્રફળ ૩૯૨૨ ચૌરસ મૈલ છે. ૧૮૮૧ માં અત્રેની લોક વસ્તી ૬૮૩૭૭૯ ની હતી. અને શેહેરમાં વસ્તી ૧૨૫૦૦ ની હતી. વસ્તીનો મુખ્ય ભાગ હિંદુઓનો છે. આ જીલ્લો બ્રિટીશને ૧૮૫૪ માં મલ્યો હતો.

**ભરંગી**—આ વન ઔષધિ ઝાડ ૪ થી ૬ ફીટ ઉંચું વધે છે. એનાં પાંદડાં મહુડાનાં પાંદડાં જેવાં હોય છે. આ પાંદડાંને બન્ને આંગળાને અંતરે કાત્રા હોય છે. એની ભાજી પણ બને છે.

એનાં પાંદડાંનો રસ જ્વરનાશક છે. એનાં મૂળીયાંને હાંફણ અને ખાંસી ઉપર ખવાડે છે. એની ઉપર આવતા સફેદ ફુલોને એરણ કહે છે જે પણ ઔષધિમાં ઉપયોગી છે. હેડકીના મરજ ઉપર ભાંગરાનાં મૂળનું ચૂરણય ખાંડના પાકમાં ખવાડે છે, તેમજ આ વનસ્પતી અમેક દરદો ઉપર અકસીર ગણાય છે.

**ભરત**—પ્રિયવ્રત વંશીય ઋષભદેવથી જયંતીને થએલો પુત્ર. એની સ્ત્રીનું નામ પંચજની હતું. એનાંજ નામ ઉપરથી 'અજનાભવર્ષ' નું નામ ભરતખંડ પડયું. આ ભરત રાજાએ ૧૦૦૦૦ વર્ષનું એક અયુત એવા હજાર અયુત ( એક કરોડ ) વર્ષ રાજ્ય કર્યું હતું.

(૨)—કુરૂકુલોત્પન્ન દુષ્યંત રાજાનો પુત્ર. વિદર્ભ દેશના રાજાની ત્રણ કન્યા એની સ્ત્રીઓ થઇ હતી. એણે અનેક યજ્ઞ કરી કણ્વઋષીને અપાર દ્રવ્ય આપ્યું હતું.

(૩)—સૂર્યવંશીય દશરથની સ્ત્રી કૈકેયીનો પુત્ર. એનાં લગન કુશધ્વજની કુંવરી માંડવી સાથે થયાં હતાં. એ કેકય દેશમાં હતો તે વેળા દશરથનું મૃત્યુ અને રામલક્ષમણના વનવાસની વાત જાણતાં પોતાની માતા કૈકેયીને તેનાં કર્મ માટે દોષ આપી રાજ્યગાદી નહિ સ્વિકારતાં એ ચિત્રકૂટ પર્વત તરફ શ્રી રામચંદ્રજીને પાછા અયોધ્યા તેડવા માટે ગયો, પણ રામે એનાં મનની શાંતી કરતાં એ પાછો ફરી શત્રુઘનને રાજ્યવ્યવસ્તા સોંપી પોતે નંદીગ્રામમાં જઇ રહયો.

રામચંદ્રજી લંકા જીતી જય પામી પાછા રાજ્યધાનીમાં આવી ચઢતાં, ભરત તેમની આગતસ્વાગતા કરી ખુશાલ થયો. તે પછી એણે ગાંધાર દેશ જીતી ત્યાં પોતાના બે પુત્ર તક્ષ અને પુષ્કરને નામે બે ભાગ કીધા. રામચંદ્રજી નિજધામે જતાં ભરત પણ તેમની સાથે ગયો હતો.

**ભરતખંડ**—પ્રિયવ્રત વંશીય ઋષભદેવના ૯ ખંડનાં કરેલા વિભાગ માહેલો બ્રહ્માવર્ત તે આજ દેશ. અત્રે ભરત રાજ્યકર્તાથી તેનાં નામ ઉપરથી ભરતખંડ નામ પડેલું જણાવવામાં આવે છે. ઐતરેય બ્રાહ્મણમાં નીચલી લીટીઓ મલે છે.—"महाकर्म भरतोन पूर्वेना परेजना."

પુરાણમાં એને દ્વિપ તરીકે જણાવેલો છે; પણ એ દ્વિપ નથી પણ ખંડ છે. એની ઉત્તર ભણીની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૯,૦૦૦ યોજનથી સેહેજ થોડી છે, અને પશ્ચિમ ભણીની સમુદ્ર તરફની સમાંતર હિમાલયથી વાંકવાલી પોહળાઇ કુમારી સુધી ૧૦,૦૦૦ યોજન છે. માત્ર લંબાઇમાં દક્ષિણોત્તર પોહળાઇ કુમારીથી ગંગાના ઉગમ સુધી ૧,૦૦૦ યોજન છે.

આ ખંડ ભરત વર્ષનો નવમો ભાગ કહેવાય છે; આથી એનું ક્ષેત્રફળ તેના નવમાં ભાગ જેટલુંજ ૭૧,૧૨,૩૧૧$\frac{1}{9}$ યોજન એટલે ૪૫,૫૧,૮૭,૯૧૧$\frac{1}{9}$ ચોરસ મૈલ છે.

પ્રા૦ ભા૦ એ૦ કોશમાં જણાવ્યા મુજબ "ભાસ્કરાચાર્ય તથા ન્યૂટન નામના જાણીતા જ્યોતિષીઓએ પૃથ્વીને ગોળાકાર માની તેનો વ્યાસ ૮,૦૦૦ મૈલ ને પરિઘ ૨૫,૦૦૦ મૈલ ગણેલો છે. તે ગોલાકાર છે એવી કલ્પનાથી તેનું પૃષ્ટફળ ૧૫,૦૦,૦૦,૦૦૦ મૈલ ગણેલું છે." અને ભરતખંડમાં પ્રાચીન કાળના ભૂગોળ વેત્તાઓએ યૂરપ તથા એશિઆ વગેરે ખંડોને ગણેલા છે.

ભરતખંડમાં ઇસલામી અમલ પેહેલાં તેના ૫૬ થી ૫૭ દેશો હતા, એમ જણાવવામાં આવે છે; અને તે દરેક દેશમાં જૂદા જૂદા રાજાઓનો અમલ હતો; તેથી તેઓ પોતાનાં દેશ ઉપરથી ઓળખતા. જેમકે અંગાધિપતિ, માલવરાજ, કોસલાધિપતિ એવાં નામો પાડેલાં છે. આ જૂદા જૂદા રાજાઓમાં જે શ્રેષ્ટ રહેતો તે બધા પાસે ખંડણી લઇ પોતાને ચક્રવર્તી કહેવાડતો અને બીજા રાજાઓ "માંડલીક રાજા" કેહવાડતા. આ ૫૬-૫૭ દેશો નીચે દર્શાવ્યા મુજબ હતા.

(દેશોનાં નામ)—તેમાં સમાયલા દેશોનાં નામો.)

૧—અંગ દેશ—(બહાર), પાટણ, રાજમહાલ, મોંગીર, ગાઝીપુર ઈ.

૨—અવન્તિ દેશ—(માળવા),—ઉજ્જની, ચિતૂર, ઈંદૂર ઇ.

૩—આન્ધ્ર દેશ—(તેલંગણ), નેલોર, ગંતૂર, મચ્છલીપટ્ટન, રાજમહેંદ્રી, વિશાગાપટ્ટણ અને ગંજમ ઇ.

૪—આનર્ત્ત દેશ—દવાકરા પ્રાંત.

૫—કનોજ દેશ—ગંગા, યમુના, આ નદી વચ્ચેનો પ્રદેશ અથવા અંતરવેદ.

૬—કરહાટ દેશ—દક્ષિણ કોકણ.

૭—કર્નાટક દેશ—મ્હૈસૂર, શ્રીરંગપટ્ટણ, એમાંથીજ કાવેરી નદી વહે છે.

૮—કલિંગ દેશ—( ઓઢીઆ ),—કટક, બલસૂર, ખુર્દ, જગન્નાથપુરી.

૯—કાંબોજ દેશ—(રોહિલ ખંડ),—મુરાદાબાદ વગેરે; અથવા બ્રહ્મ દેશનો દક્ષિણ ભાગ, જેને કાંબોડીયા કહે છે.

૧૦—કામરૂપ દેશ—(આસામ),—બંગાલ ઇલાકામાં.

૧૧—કાશમિર દેશ—મુખ્ય શેહેર જંબુ.

૧૨—કિરાત—પૂર્વ સમુદ્ર કાંઠે—ઉંનૂર સુન્દા વગેરે.

૧૩—કુંતલ દેશ—( દક્ષિણ હૈદ્રાબાદ ), કલ્યાણી, કુલબુર્ગા પ્રાંત અને બેદર ઇ.

૧૪—કુરૂ દેશ—અકબરાબાદ—આગ્રા, મીરત, મુજફ્ફર નગર, સાહરણપૂર, પાણિપત, અંબાલા, સંપાટુ અને લુધીયાના ઈ૦

૧૫—કેરલ દેશ—(મલબાર) ગોવા, કલી-કોટ વગેરે.

૧૬—કૈકેય દેશ—કાબુલ.

૧૭—કોકણ દેશ—રત્નાગિરી, ઠાણા, સાષ્ટી, કોળવણ વગેરે.

૧૮—કોસલ દેશ—(અયોધ્યા), લખનૌ.

૧૯—ગાંધાર દેશ—કંદહાર.

૨૦—ગુર્જર દેશ—સુરત, વડોદરા, ખેડા, અમદાવાદ વગેરે.

૨૧—ગૌડ દેશ—બંગાલ માહેલો ગંગા નદીને કાંઠેનો પ્રદેશ.

૨૨—ચૈધ દેશ—શિશુ પાલનો દેશ-પૂર્વ હિંદુસ્તાન.

૨૩—ચોલ દેશ—(મદ્રાસ) અર્કાટ, ત્રિચ-ન્નાપલી, તંજાવર વગેરે.

૨૪—જાલંદર દેશ—પંજાબનો દક્ષિણ ભાગ.

૨૫—ટંકણ દેશ—(મદ્રાસ), કુર્ગ.

૨૬—દશાર્ણવ દેશ—(ઠઠ્ઠા), સૌરાષ્ટ કાઠી-યાવાડ તરફનો.

૨૭—દ્રવિડ દેશ—ત્રાવણકોર જીલ્લો, ચિ-તોર, ચિંગલપટ અને મદ્રાસ.

૨૮—નેપાલ દેશ—(એમાં મુખ્ય દેવસ્તાન પશુપતેશ્વર અને મુક્ત-નાથ છે.

૨૯—નૈષધ દેશ—બંગાલનો એક ભાગ.

૩૦—પાંચાલ દેશ—પંજાબ, લાહોર વગેરે.

૩૧—પાંડવ દેશ—(મદ્રાસ), મધુરા જીલ્લો.

૩૨—પાનાટ દેશ—( પ્રયાગ ) કાલ્પી, ચિત્રકૂટ વગેરે.

૩૩—પારસિક દેશ—ઇરાન.

૩૪—પુલિંદ દેશ—બલુચિસ્તાન.

૩૫—બર્બર દેશ—આફ્રિકા માહેલાં બાર્બરી સંસ્થાનો.

૩૬—બાલ્હિક દેશ—અર્બસ્થાન.

૩૭—ભદ્ર દેશ—(ઇજીપ્ત) મિસર દેશ.

૩૮—ભોજકટ દેશ—કચ્છ દેશ.

૩૯—મરૂ દેશ—મારવાડ, અજમેર, જય-પૂર, જોધપૂર.

૪૦—મલિયાડ દેશ—મલબાર.

૪૧—મત્સ્ય દેશ—કાનપૂર,મિરજાપૂર વગેરે

૪૨—મહારાષ્ટ્ર દેશ—પુના, સતારા, અહ-મદનગર, સોલાપૂર, નાસીક, ખાનદેશ વગેરે.

૪૩—માગધ દેશ—ગયા જીલ્લો.

૪૪—માલવ દેશ—(માળવા), ઇંદૂર, ઉની વગેરે.

૪૫—મેદપાટ દેશ—મેવાડ, ઉદેપૂર વગેરે.

૪૬—મૈથિલ અથવા વિદેહ દેશ—[જનકપૂર] ગોરખપુર પ્રાંત.

૪૭—મૈધુવ દેશ—દિલ્લી, આગ્રા, ઇ૦.

૪૮—યવન દેશ—ગ્રીસ દેશ વગેરે.

૪૯—લાટ દેશ—(ઐારંગાબાદ)—બેરૂલ વગેરે.

૫૦—વંગ દેશ—( બંગાલા ) ચિત્તાગોંગ, અને કામાક્ષ દેવી છે તે પ્રાંત.

૫૧—વિંદર્ભ દેશ—( વરહાડ ) આકોલા, ઉમરાવતી વગેરે.

૫૨—શૂરસેન દેશ—અલીગડ અને કોએલ, મથુરા પ્રાંત વગેરે.

૫૩—સિંધુ દેશ—સિંધ પ્રાંત.

૫૪—સિંહલદ્વિપ—(લંકા) સીલોન.

૫૫—સૌરાષ્ટ્ર દેશ—કાઠીયાવાડ, સોરટી સોમનાથ.

૫૬—સૌવીર દેશ—સિંધમાંનો એક રેતાલ મુલક.
૫૭—હૂણુ દેશ—તિબેટ વગેરે દેશ. હિમાલયની બીજી તરફના પ્રાંતો ઉત્તરમંદ્ર, ઉત્તરકુરૂ, અતિસિંધુ દેશ, ૪.

**ભરતપૂર**—જાટ જાતના રજપૂતનું રાજ્ય. એની ઉત્તરે ગુરગાંવ, પૂર્વે મથૂરા ને આગ્રા, દક્ષિણે ધોલપૂર સંસ્થાન તથા જયપૂર, પશ્ચિમે અલવર. ક્ષેત્રફળ ૧૯૭૪ ચોરસ મૈલ છે. તેમાં ૮૮૧૦૪ ગામો છે. લોક વસ્તી ૬૪૫૫૪૦ ની છે. વાર્ષિક ઉપજ ૨૬૦૦૦૦૦ ની છે. પ્રદેશ સાધારણુ સપાટ હોઇ ઉત્તરે સંકડાતો જાયછે. મધ્ય ભાગ પહાડી છે, ને તે ભાગ જંગલથી ભરપૂર છે. મુખ્ય પર્વત કાલા પહાડ અને સિમીર પહાડ છે. નદીઓ બાણુગંગા, ગંભીર, કાનનદ છે.

આ રાજ્યમાં વેપાર વેહવાર મધ્યમ છે. અગાઉ અત્રે નીમકનાં કારખાના હતાં, તે હાલમાં સર્વે બંધ પડયાં છે. ભરતપૂર શેહેરમાં ચંદન, હાથીદાંત અને ચાંદી વગેરેપર નક્શીકામ કરવાના તથા તેની બનાવટ બનાવવાનાં કારખાનાં છે. મુખ્ય શેહેરો ભરતપૂર, દીગ, બભાન, વીરભવાની, કમાન, કુંભેર અને કૂપા છે.

આ સંસ્થાનમાંથી રજપૂતાના માળવા રેલ્વે દોડેછે જે ૪૦ મૈલ લાંબી છે. રાજ્યનાં લશ્કરમાં ૮૫૦૦ પાયદળ, ૩૦૦ સ્વાર, ૩૮ તોપ અને ૨૦૦ ગોલંદાજ છે. આ દેશના રાજાને બ્રિટીશ છાવણીમાં ૨૭ તોપનું માન આપવામાં આવે છે.

**ભરતવર્ષ**— પ્રિયવ્રતપુત્ર અગ્નિધ્ર રાજા, તેના નાભી નામે વડા પુત્રને જે અજનાભ નામે વર્ષ તેનું એ નામ. આ દેશ જંબુદ્વિપનો ૯ મો ભાગ છે. એની ઉત્તરે હીમાલય પર્વત, પૂર્વે અને પશ્ચિમે તથા દક્ષિણે ખારો સમુદ્ર છે. એની ઉત્તર તરફથી પૂર્વ પશ્ચિમ લંબાઇ હીમાલય જેટલી ૮૦૦૦૦ યોજન હોઇ હીમાલયથી ખારા સમુદ્ર સુધી દક્ષિણોત્તર પોહળાઇ ૧૨૦૦ યોજન છે.

એમાં બીજો હિમાલય, મહેંદ્ર, મલય, સહ્યાદ્રિ, વિંધાદ્રી, શક્તિમાન, ઋષ્યમાન અને પારિયાત્રા એવા ૮ પર્વતો છે, હજારો મહાનદીઓ છે તેમજ ૧૦૦ ચોરસ પ્રમાણુનાં ૬૩૦૦ શેહેરો છે.

**ભરવાડ**—ગુજરાતમાં બકરાં ચરાવનારી પ્રજાને ભરવાડ અને દક્ષિણુ હિંદુસ્તાનમાં ધનગર કહે છે. ગુજરાત તથા કાઠીયાવાડમાં એમની વસ્તી લગભગ ૧૦૦૦૦૦ની છે. તેઓ પોતાની ઉત્પત્તિ નંદમેરના વંશજ ને ગોકુળ વૃંદાવનથી થએલી જણાવે છે. તેઓ આખો દિવસ થંડી તેમજ તાપમાં રખડી પોતાનો ધંધો કરતા હોવાથી, તેઓ રંગે કાળા હોય છે. તેઓમાં ૧૦–૧૨મે વર્ષે સામટાં લગ્ન કરે છે, અને તે લગ્ન પણુ એકજ દિવસે કરે છે. લગ્નક્રિયાને તેઓ "દુધપીનો" કહે છે. તે વેળા દુધ, ઘી પુશકળ વપરાય છે, કેમકે તેઓ માસ ખાતાં નથી. લગ્ન કરવાં હોય ત્યારે એક ખાસ જમીન ખરીદી ત્યાં લગ્ન સમારંભ કરે છે, પછી તેજ જમીન બીજી વેળા લગ્ન સમારંભ માટે નહિ વાપરતાં ઘાસચારા માટે એ લાહેદી રાખે છે. ત્યાં તેઓ લાકડાંનો સ્થંભ સણુગારી રાખે છે, જેને તેઓ લગ્નનો સ્થંભ કહે છે.

**ભરૂચ**—આ હાલનાં આબાદ શેહેર ભરૂચનાં પ્રાચીન નામ ભૃગુક્ષેત્ર, ભૃગુપુર, ભૃગુકક્ષ, ભૃગુકચ્છ એવાં જુદાં જુદાં મળે છે, અને તે સર્વે નામો ભૃગુઋષિનો તે ઠેકાણે આશ્રમ હોવાથી પડયાં હતાં. પ્રાચીન કાળમાં ભૃગુકચ્છ પ્રાંતનો વિસ્તાર ૪૦૦ મૈલનો હતો. એરિયન, ટોલમીએ તે પ્રાંતને 'બૅરિગાઝ' એમ ભૃગુકચ્છનું અપભ્રંશ થયલું નામ આપ્યું છે. શિલાલેખમાં 'બરૂકચ્છ' એવું નામ જડે છે; અને હ્યુએનેં બારૂકચ્છ એવું આ સ્થળને નામ આપ્યું છે. મુખ્ય શેહેર 'નૈમોથો' (નર્મદા) નદી ઉપર સમુદ્ર કાંઠે હતું, આ ઉપરથી

હાલનું ભરૂચ એ પ્રાચીન ભરૂકચ્છ (ભૃગુકચ્છ) એનોજ અપભ્રંશ હશે એ ખુલ્લું જણાયછે. તેનું સંસ્કૃત નામ ભૃગુકચ્છ એવું બ્રાહ્મણો લખેછે. જુનાં કોતરકામ માહેલા લેખમાં ભૃગુકચ્છ એવું લખેલુ છે.

'ભરૂકચ્છ' એ નામ વધારે પ્રચારમાં હશે. ટાલમીનો ભુગોળ અને પેરિપ્લસ ગ્રંથમાં આપેલાં નામ સાથે તે વિશેષ મળતુ આવેછે. હુએનથસાંગે લખેલા ઘેરાવા ઉપરથી આ પ્રાંતની હદ મહીથી દમણ સુધી અને ખંભાતના અખાતથી સહ્યાદ્રી સુધી હશે.

હુએન ભરૂચ અને વલ્લભી એ દક્ષિણ હિંદુસ્તાનમાં, સુરાષ્ટ્ર પશ્ચિમ હિંદુસ્તાનમાં માનેછે; તેમજ ઉજ્જની મધ્ય હિંદુસ્તાનમાં અને માળવા દક્ષિણ હિંદુસ્તાનમાં માને છે; પણ એ ભુલભરયું દિસેછે. પેરિપ્લસના ગ્રંથમાં લખેલુ છે કે 'બાર્યગાઝા'ની નીચે કીનારો દક્ષિણે વલાણ લીયેછે. ત્યાંથી દક્ષિણ દેશ એમ લોકો જણાવે છે.

હાલમાં ભરૂચમાં કોઇ કોઇ ચોકસ જગે ખોદકામ કરતાં રાખ અને સિક્કા મળેછે. આ ઉપરથી 'બલી' એ નર્મદાને કાંઠે કરેલા યજ્ઞની જગ્યાની આ નિશાનો હશે એવી ઘણાકોની સમજ છે. નર્મદાને કાંઠે ઋષિનાં તપ કરવાનાં અનેક મથકો છે. તેમાં વડોદરા (વટપત્ર)થી ૪૦ મૈલ ઉપરના વ્યાસ, શુક અને અનુસૂયા એ વધારે પ્રસિદ્ધ છે. આ ત્રણે સ્થળો પાસે પાસે હોઈ વ્યાસ અને અનુસૂયા એ નર્મદાની ઉત્તરે છે. અને શુકાશ્રમ દક્ષિણે છે. નર્મદાના દક્ષિણ પ્રદેશને પાપભૂમિ કહેતા. વ્યાસ પ્રથમ નર્મદાની દક્ષિણે બેઠેલો હતો, આથી વાલી નામે વ્યાસને બહિષ્કૃત કર્યા. આ જોઇ નર્મદાએ જ્યાં વ્યાસ તપશ્ચર્યા કરવા બેઠા હતા, ત્યાં વળી, દક્ષિણ ભણી વહેવા લાગી; એવી કથા જાણીતી છે. નર્મદા આ મુજબ બેઉ તરફથી વહેવા માંડતાં વ્યાસઆશ્રમ હાલમાં ટાપુ બની ગયો છે. તેની પાસેજ વાલી નામનું મંદીર છે. શુક અને અનુસૂયા એમનાં પણ મંદિરો છે. કોઇ કોઇ તો નાહનાં ગામો છે.

**ભરેલી તાડ**—એ પામ (તાડ) જાતમાંનું એક સુંદર ઝાડ છે. એની પેદાશ સહ્યાદ્રી, મદ્રાસ ઇલાકો અને સીલોનના ટાપુમાં થાય છે. એનાં પાંદડાં માખની પાંખ જેવાં હોય છે. એનાં ઝાડ ઉંચાં વધતાં ૪૦ થી ૫૦ ફીટ વધે છે. એના રસમાંથી તાડી, દારૂ, વાઇન અને ખાંડ બનાવે છે. એ જાતનાં એક જોરદાર ઝાડમાંથી ૨૪ કલાકમાં ૧૦૦ પાઈંટ રસ નિકળે છે. ડૉ૦ રૉકસબર્ગ જણાવે છે કે આ જાતનાં જુનાં ઝાડનાં લાકડાંનો ગર્ભ, જે ધાન્યમય હોય છે તે ઉત્તમ જાતના સાબુદાણા જેવો હોય છે.

એનાં પાંદડાંનાં તંતૂનાં દોરડાંની દોરી બનેછે. એની દોરી જલ્દી કોહતી નહિ હોવાથી તેની જાળ તથા તીરકામઠાં બનાવવામાં ચાલુ ઉપયોગ કરે છે. હાલમાં યૂરપમાં એના બ્રશ બનાવે છે. એનાં ફળ મ્હોટાં બોર જેવડાં હોય છે. ઝાડનાં ફળ ઉપર ઝુમખા આવે છે, ત્યારે તો તે ઘણુંજ શોભાયમાન દેખાય છે. એક દીંડા ઉપર એના સેંકડો ઝુમખા હોય છે. એનાં ફળની મુસલમાનો 'તસબીહ' બનાવે છે. એનાં બીજ ઘણાં સખત હોવાથી તેને રોપવા આગમજ ૧૫-૨૦ દિવસ સુધી પેહેલાં પાણીમાં ભીજવી રાખી પછી રોપે છે.

**ભવભૂતિ**—આ જાણીતો કવિ દક્ષિણ તરફના પદ્મપુરનો વતની હતો. એને પ્રથમ કનોજ પતિ યશોવર્માએ આશ્રય આપ્યો હતો, પણ ધારાનગરીના રાજા ભોજે એને પોતાના પાયતખતમાં તેડાવતાં એ ત્યાંના નવરત્નોમાં એક ગણાયો. એણે તે વેળા ઉત્તમરામ ચરિત્ર, માલતી માધવ, અને વિરચરિત્ર એવા ત્રણ નાટકો રચ્યા હતા.

અર્વાચિન ઐતિહાસિક કોશમાં જણાવે છે કે એ કાલીદાસના સમયમાં ભોજની દરબારમાં ગયોજ નહોતો; તેમજ એ કોઇ પણ રાજ્ય આશ્રયમાં નહોતો. એને મળતો ટેકો

એનાજ માલતી માધવ નાટકની શરૂઆતમાંનાં એનાં લખાણુ ઉપરથી મળે છે.

**ભવાં**—નેત્રનાં રક્ષણુ અર્થે ભવાં પણુ એક ઉપયોગી છે (જુઓ નેત્ર). ભવાં ઉપરથી મનુષ્ય લક્ષણુની પરિક્ષા થઇ શકતી હોવાથી તે વિશે નિચે મુજબ માહિતી મળે છેઃ—બીજના ચંદ્રકાર ભવાં નસીબવંત અને મોભાદારની નિશાની છે. બેઉ ભવાં સાથે મળી ગએલા હોય તે સખી દિલની નિશાની કહેવાય છે. ટુંક ભવાંવાળો સ્વભાવે તુંદ અને આકળા સ્વભાવની નીશાની છે. પતળાં ભવાંવાળો શખસ બરીયલ સ્વભાવ બતાવે છે. જેનાં ભવાં નાક તરફથી જાડાં ને કાન તરફથી પતળાં હોય તે નેહેરત સ્વભાવની નીશાની. જેનાં બેઉ ભવાં વચ્ચે સીધી લીટીઓ હોય તે કિનાખોર, ગુસ્સાબાજ અને દગલબાજ સ્વભાવની નીશાની છે. કમાનરોકાં ભવાં બહાદુર, લડાયક અને નેકબખ્તની નીશાની બતાવે છે.

**ભસ્માસુર.**—શિવના ભસ્મમાંથી ઉત્પન્ન થયલો દૈત્ય. એ જેના માથાં ઉપર હાથ મેળે તે બળી મરે એવો એને 'વર' મલ્યો હતો. પણુ આથી એને પ્રાણી માત્રને ઘણી પિડા આપવા માંડતાં, વિષ્ણુએ સ્ત્રી રૂપ ધારણુ કરી એને મોહીત કરતાં એણે ભુલમાં પોતાનાંજ માથાપર હાથ મેળતાં એ બળી મુવો હતો.

**ભાઇબીજ.**—(જુઓ યમદ્વિતિયા.)

**ભગ.**—(જુઓ ગાંજો.)

**ભાંગરો.**—આ ઓષધિ વનસ્પતિના રોપા ખેતર અથવા સરદ જમીનમાં એકથી બે વેંહેંત લાંબા જમીનપર પસરેલા હોય છે. એને લાંબાં અને ઝીણાં પાંદડાં આવે છે. સરદ લિલોત્રીવાલી જમીનપર એના રોપા હમેશાં રહે છે. ભાવમિશ્રે એનો ઉપયોગ કફક્ષય અને ખાંસી ઉપર યોજેલો જણાય છે. વૈદ સારંગધરે એનાં પાંદડાંનો રસ ચામડીન રોગોપર યોજેલો છે.

સોજા ઉપર ભાંગરાના રસમાં મરીયાની ભૂકી નાખી તે રસ પાયછે, અથવા ચોપડે છે, તેમજ એના અનેક સંખ્યાબંધ રીતે જૂદાં જૂદાં દરોપર ઉપયોગ યોજેલા છે.

**ભાટ**—ગુજરાત તથા કાઠીયાવાડમાં આ પ્રજા પોતાના અસાધારણુ પ્રમાણિકપણા માટે તથા કવિત્વ શકિત માટે જમાનાઓ થયા વખણાય છે. હાલમા એમની ઉપલા દેશમાં માત્ર ૧૭થી ૨૦ હજારની વસ્તી છે. એઓ પોતાની ઉત્પતિ વિશે એવી કથા ધરાવે છે કે "તેઓ મહાદેવનાં કપાલના પરસેવાનાં બુંદમાંથી ઉત્પન્ન થયા હતા. એઓમાં બે ભાગ છે, એક બ્રહ્મભાટ ને બીજો સોરઠીઆભાટ.

ભાટો ખુદરતી કવિ કહેવાય છે. તેમની કવિતાઓમાં કુંડળીઆ, ચૌપાઇ, સવઈઆ, છપ્પા, કવિત, છંદ, પ્રબંધ, દોહા વગેરે આવે છે. આગલા વખતમાં યાને કૃતયુગમાં, વેલંગ, બાલાસ અને ભીમસી એઓ મ્હોટા ભાટો તરીકે નામના પામી ગયાછે. ત્રેતાયુગમાં બલીરાજ પાસે પીંગલ નામે ભાટ હતો. રામ પાસે રંપાલ ભાટ હતો. દ્વાપરયુગમાં પાંડવોના આશ્રયમાં સૂત તથા સંજય ભાટ હતા. પૃથુરાજા પાસે ચંદ બારોટ નામે ભાટ હતો, તેણે રાસા નામે માહાભારત જેવડો ગ્રંથ રચેલો છે. વિક્રમ પાસે વેતાળ ભાટ હતો અને અકબરના આશ્રયમાં ગંગ ભાટ હતો.

ભાટોનો મુખ્ય ધંધો રજપુતોની તારીફમાં કવિતા ગાવી, તેમની વંશાવળી નોંધી રાખવી અને લેણુદેણુ દરમ્યાન લેણુદાર તરફથી જામીન રહેવું. આગલી ગઈ સદીની શરૂઆતથી ગુજરાત તથા કાઠીયાવાડમાં લેણુદેણુમાં એમની સહી વીના કરાર પાકો થયલો ગણાતો નહિ. ૧૮૦૭ માં કર્નલ વાકરે કાઠીયાવાડના સરદારો પાસે જે જામીન ખત લખાવી લીધેલાં તે સર્વમાં ભાટ કે ચારણાની સહીઓ કરાવી હતી. એઓનાં પ્રમાણિકપણા વિશે આગલા જમાનામાં સર્વેને બહુ ઉંચુ મત હતું. લેણુદાર

જો દેણદારનાં પૈસા નહિ ભરે તો એઓ પોતાની આબરૂ જતી જાણી ત્રાગા કરતા, યાને તેમના ઘેર પાસે જઇ ઉઘરાણી કરી નાણા દેણદારને ભરપાઈ નહિ થતા તો પોતે પોતાનો પ્રાણ આપતા. જો કોઇ ખજાનો પરદેશ રવાના કરવો હોય તો રાજપતિઓ એમનીજ સંભાળમાં આપી મોકલતા. એમને ચોરો ઘેરી લેતા, તો તેઓ "ત્રાગું કરીએ છિયે." એવું કહેતાંજ તેઓ ભાટ હંત્યાથી ડરી તેમને અલવલ નહિ આપતાં જવા દેતા.

એમાંની બે જાતીમાંના બ્રહ્મભાટમાં નાતરાનો રિવાજ છે, તેમ સોરડીઆમાં પણ છે. તે તેઓ બ્રહ્મભાટ પ્રમાણે જનોઇ પેહેરે છે. બ્રહ્મભાટ બીજા ભાટો સાથે લગ્ન યા જમન વેહેવાર રાખતા નથી, પણ સોરડીયા ભાટ બીજા ભાટો અને રજપુતો સાથે જમવાનો તથા કન્યા વેહવાર રાખેછે. એમનો ધંધો ભટાઇ કરવાનો છે. મારવાડ તથા રજપૂતાનાના કેટલાક ભાટ ઘણા હીમ્મતવાન ચોર હોઇ લુંટફાટ કરેછે. કોઇ વેળા તેઓ છોકરીઓને ચોરી જઇ રજપુતોને ત્યાં લોંડી તરીકે વેચે છે.

**ભાદરવો**—આ નદી કાઠીઆવાડમાં ૧૨૦ મૈલ લાંબી વહેછે. એનું મૂળ જસદણની ઉત્તરે માધવના ડુંગરોની હારમાં, ને મુખ નવી બંદર નજદીક છે. ચોમાસામાં દક્ષિણ પશ્ચિમ ભણીના પવનથી સમુદ્રનું પાણી ધસી આવતાં નદીમાં રેલ આવેછે. આ રેલથી પોરબંદર જુનાગઢ તરફની જમીન, ખેતરો અને કુવા તળાવો જે ખારાસવાલાં હોયછે તે મીઠાં પાણીથી મીઠાસદાર બને છે, ને સર્વ ભાગ ફળદ્રુપ બને છે. રેલ આવી ગયા પછી ૧૦ થી ૧૫ ખાંડી સુધી ભારના મછવા ભાદરમાં મુખથી ૬૦ મૈલ દૂર જેતપુર ગામ સુધી અને ઓજતમાં ૩૦ મૈલ દૂર વંથલી ગામ સુધી જઇ શકે છે. બીજી મોસમમાં તો ૨૦ મૈલ એટલે કુટીઆના વેર ફરી વળે છે.

**ભાદ્રોદ**—કાઠીઆવાડમાનું આ ગામ મહુઆની ઇશાન્યે ૪ ને ભાવનગરની નૈઋત્યે ૫૧ મૈલ ઉપર છે. ગામ નજદીક ભાદ્રોદ નદી વહે છે. શ્રી કૃષ્ણ લક્ષ્મીનું હરણ કરી ગયા ત્યારે રૂકમઇઆ તેની પાછળ જઇ કૃષ્ણને અત્રે પકડી પાડી યુદ્ધ કર્યું, તેમાં કૃષ્ણની જીત થતાં કૃષ્ણે રૂકમઇયાંનાં દાઢી મુછ કપાવી નાખ્યાં. આથી તેને બહુ માઠું લાગવાથી તે કુંડીનપુર પાછો નહિ જતાં, રણભુમીપરજ રહ્યો ને ત્યાં મહાદેવનું મંદિર બાંધી તેનું નામ ભદ્રેશ્વર આપ્યું. આજ ગામનું અપભ્રંશ ભદ્રનગર ઉપરથી ભાદ્રોદ થયું. ભાદ્રોદમાંથી ગ્રીક એકત્રીયન રાજા એપોલો દોસ્તનાં ૪ સિક્કા જડયા હતા. ૧૭૮૪ માં ભાવનગરનાં ઠાકોર વખતસિંગજીએ આ ગામ જીતી લીધું ત્યારથી તે રાજયને તાબે છે. વસ્તી ૨૦૦૦ ની છે.

**ભાદલી**—માહારાષ્ટ્રમાં તથા સર્વત્ર આ ધાન્ય ઉત્પન્ન થઇ શકે છે. કોકણમાં આ ધાન્ય બીલકુલ પાકતું નથી. આ ધાન્ય તદન હલકી જાતનું કહેવાયછે. ભાદલી દળી તેનો લોટ બનાવી રોટલી કરેછે. એને ચોખાં પ્રમાણે ઉકાળી તેનું ખાવાલાયક ભાત બનાવી શકાય છે. એને મુખ્ય કરી બરડ, ચીકણી અથવા લાલ જમીનમાં રોપે છે. આ ધાન્ય હલકી પ્રતિનું હોવાથી તેને શ્રેષ્ટ જાતની જમીનમાં વાવવામાં આવતું નથી. ભાદલી ૪ માસમાં પાકી તૈયાર થાયછે. ભાદલીનાં બીજ વાવવા એક એકરમાં ૧૧ રતલ ખર્ચ થાયછે. દર એકરે એનું ઉત્પન્ન ૫ મણ (૮૮૦ રતલ) ઉતરેછે.

**ભાંબુરા**—આ પ્રાચીન પડત શેહેર ધારા નદીની વચ્ચે છે. ત્યાંની પ્રજાના જણાવવા મુજબ અત્રે સિંધ માહેલું એક પ્રાચીન બંદર હતું, હાલમાં ત્યાં વસ્તી નથી, પણ ઘેરોનાં ખંડીયરો નજરે પડે છે.

"ભાંબુરા એજ સિકંદરનું સ્થાપેલું 'બાર્ડ' ટાલમીનું 'બાર્બારિ' અને બંદર છે" એમ

કનિંગહેમ જણાવેછે. સિકંદર અને નિઆર્કસના સમયમાં જેમાંથી કાફલો આગલ વધ્યો એવી જે સિંધુની છેક પશ્ચિમ શાખા તે હાલનું ધારાના ઉત્તરનો પ્રવાહ છે. ઇ. સ. ૨૦૦ ના પૂર્વે તેનું પાણી દક્ષિણનાં પાત્રમાંથી વધવા લાગ્યું. આ દક્ષિણનો પ્રવાહ હાલમાં સિંધના મુખ્ય પ્રવાહને હાલના 'બારીક' બંદરની નીચે મળે છે. 'પેરિપ્લસ'નાં સયમાં આજ પાત્રમાંથી વેપારી વહાણો જતાં હતાં, અને બારબારિકમાં માલ ઉતારી મિનાગરમાં જતા; પણ કેટલાક સયમ પછી એ પ્રવાહ સુકાઇ ગયો હતો. આઠમી સદીની શરૂઆતમાં આરબોએ જ્યારે ચઢાઇ કરી, ત્યારે દેબાલ એ સિંધુ ઉપરનું મુખ્ય બંદર હતું, અને ભાંબુરા પછાત પડયું હતું. 'ધારામાથી વહાણો ફરહર કરી શકતાં નહોતાં; છતાં તેનું પાણી જુના બંદરે નજદીકથી ૧૩ મી સદી સુધી વહેતું હતું. પણ પાછળથી તે પણ સુકાઇ જતાં બંદર અને શેહેર ઉજડ થયું.

**ભાયાત**—રાજકુટુંબના અને તેના વંશજો ભાયાતને નામે ઓળખાય છે. તેમની મિલ્કત અથવા હિસ્સો ગરાસ કહેવાય છે.

**ભારજાંબુડી**—એને સંસ્કૃતમાં હિજ્જલ કહે છે. એનાં વૃક્ષ નદીનું મુખ સમુદ્રને મળે છે ત્યાં ઉગેછે. એનાં પાંદડા અગન અને પલાસ્ટર ઉત્પન્ન કરનાર છે. જ્યાં દુખતું હોય ત્યાં ચામડી ઉપસાવવા માટે કલકત્તાના ડૉકટરોએ એનો ઉપયોગ કરી જોયો હતો, જેમાં તેઓ ફત્તેહ પામ્યા હતા. પણ ડો૦ ડિમકે એનાં પાંદડાંમાંથી ટિંકચર કાઢી તેને દુખતી જગ્યા પર ચોપડી જોતાં ત્યાં સ્પેનિશ રાઓન પલાસ્ટર પ્રમાણે ઉઠતાં જોયું હતું. એની અગન ઘણી થતી નથી.

**ભારત**—કૃષ્ણદ્વૈપાયન વ્યાસે રચેલો ઇતિહાસ. એમાંની શ્લોક સંખ્યા ૧૦૦૦૦૦ ની હોઇ તે રચી પુરો કરવા ૩ વર્ષની મુદત લાગી હતી.

**ભારતીય યૂદ્ધ**—કૌરવ પાંડવો વચ્ચે હસ્તિના પૂર પાસેના કુરૂ ક્ષેત્રમાં થએલું યૂદ્ધ. આ યૂદ્ધમાં પાંડવો સાથે યાદવો તરફથી કૃષ્ણ અને સાત્યકી હતા અને કૃતવર્મા દુર્યોધન તરફ હતો.

કૌરવ પાંડવોનું લશકર યૂદ્ધ ભૂમી ઉપર લડવા આવ્યું ત્યારે તેમની છાવણી માટે પાંચ ચોરસ યોજન એટલે ૪૦ માઇલ લાંબી ને ૪૦ માઇલ પોહળાઇની ભૂમી રોકાઇ હતી.

આ યૂદ્ધમાં પાંડવ સેના ૭ અક્ષૌહિણી અને કૌરવ ૧૧ અક્ષૌહિણી મળી ૧૮ અક્ષૌહિણીનું સૈન્ય હતું.

અક્ષૌહિણીની સંખ્યા આ પ્રમાણે ગણાય છે:—૨૧૮૭૦૦ હાથી, તેટલાજ રથ, તેના ત્રણઘણા ઘોડેસ્વાર, પાંચઘણા પાયદળ મળી —૨૧૮૭૦૦ એનું અઢારઘણું એટલે ૩૭૩૬૬૦૦ નું સૈન્ય હતું.

ભારતીય યૂધ્યની શરૂઆત કાર્તિક શૂકલ પક્ષનાં ૩ જે થઇ હતી. યૂધ્ધ ૧૮ દિવસ પછી પુરૂં થતાં પાંડવો તરફ માત્ર ૧ સેનાપતી ધ્રુષ્ટધ્રુમ્ન હતો, અને તેટલીજ મુદતમાં કૌરવ તરફ ૧૦ દિવસ સુધી ભીષ્મ, પાંચ દિવસ દ્રોણાચાર્ય, બે દિવસ કર્ણ અને ૧ દિવસ એમાંજ અર્ધા દિવસ દુર્યોધન પણ રાજા હોવાથી સેનાપતી બન્યો હતો. આ યૂદ્ધમાં કૌરવ પાંડવોની મદદે આવેલા સર્વે માંડલિક રાજા પોતાની સેના સાથે માર્યા ગયા. માત્ર ૧૦ યોદ્ધા બચી શકયા. એટલે પાંડવો તરફ પાંચ; પાંડવ કૃષ્ણ અને સાત્યકી મળી ૭ અને કૌરવો તરફ અશ્વથામા, કૃપાચાર્ય અને કૃતવર્મા એવા ત્રણ મળી ૧૦ જીવતા રહયા હતા.

**ભાવનગરનું રાજ્ય**—એક દેશી રાજય. અત્રેના રાજયકર્તા ગોહેલ રજપૂત મહારાજાની પદ્વિથી ઓળખાયછે. રાજ્યનો વિસ્તાર ૨૮૬૦ ચૌરસ મૈલ હોઇ લોક વસ્તી ૪૬૭૨૮૪ ની છે, ને વાર્ષિક મેહેસૂલ ૩૮૨૭૦૦૦ રૂપી-

યાની ઉપજે છે. મહારાજાને બ્રિટીશ છાવણીમાં ૧૧ તોપોનું માન આપવામાં આવેછે.

આ રાજ્ય કાઠીયાવાડ એજનસીમાં સુધરેલા ધોરણે રાજ્યકારોભાર ચલાવે છે. રાજ્યમાં કેળવણીના પ્રસારથકી મહારાજા તરફથી ઘણી કોશેસ કરવામાં આવેછે.

આ રાજ્યનો મુખ્ય ભાગ ફળદ્રુપ હોઇ તેમાં શુભાદર, કાળુભાર, ઘેલો, શેત્રંજ વગેરે નદીઓ વહે છે. મુખ્ય પાક કપાસ, શેરડી, જુવાર, બાજરી, ઘઉં વગેરે ધાન્યનો થાય છે. દેશની મુખ્ય બોલાતી ભાષા ગુજરાતી છે.

અત્રેના માહારાજા શાલિવાહનનાં વંશજ કહેવાય છે. શાલિવાહન પછી કેટલીક પેઢીનાં તેમનાં વંશજોએ .મારવાડમાં આવી લુણી નદી ઉપર જુના ખેરગઢનાં ભીલ રાજા પાસથી ગામો જીતી ત્યાં તેઓએ ૨૦ પેઢી સુધી રાજ્ય કર્યું. છેલ્લા રાજા 'માહોદાસ' ઉપર કનોજના છેલ્લા રજપૂત રાજા જયચંદ રાઠોડનો પૌત્ર શિઓજી ચઢાઈ લઇ ગયો, ને 'મોહોદસ' ને મારી જોધપૂરમાં પોતાનો વંશ સ્થાપ્યો. મોહોદસનાં પૌત્ર સેજકજીના ઉપરી પણા તળે ગોહેલો પ્રથમ ૧૨૫૦ ને સુમારે સૌરાષ્ટમાં આવી સોરઠના રાજાની રાજ્યધાની જુનાગઢમાં મ્હોટી સત્તા અને બાર ગામોની જાગીર મેળવી ત્યાં ૧૨૯૦ વેર સત્તા ચલાવી, પોતાની સત્તા સારી વધારી હતી. તેમના પુત્ર રાણોજીએ રાણપુર વસાવી ત્યાં વસ્યા, પણ ૧૩૦૯માં મુસલમાનો સાથે લઢતાં રાણુજી 'પૂર' ખોઈ માર્યા ગયા. પણ તેમના પરાક્રમી પુત્ર મોખાડજીએ રજપુતો પાસથી ભીમડાદ અને કોળીઓ પાસથી ઉમરાળ જીતી લઇ લીધું. એમની સાથે 'દીલ્લીપતી જુમાખાન' ને ભારે યુદ્ધ થયું. તેમાં એવણ ૧૩૪૭માં ભારે પરાક્રમ બતલાવી માર્યા ગયા. તેના કુંવર ડુંગરસિંહજીએ ગોહેલવાડામાં પોતાની સત્તા સ્થાપી ૧૩૭૦ વેર રાજ્ય કર્યું. તેના પછી વિસોજી ૧૩૯૫ વેર રાજ્ય કરી કાનોજી ગાદીએ બેઠા, એ ૧૪૨૦ માં મરણ પામતાં કુંવર સારંગજી ગાદીએ બેઠા, પણ એને કાકા સાથે ખટપટમાં ઉતરવું પડયું હતું, છેલ્લે પોતાનો હક મજબૂત કરી ૧૫૪૫ સુધી અમલ ભોગવી મરણ પામતાં કુંવર સવદાસજી ગાદીએ બેઠા, જેણે ૧૪૭૦ સુધી રાજ્ય કર્યું, પછી જેઠોજીએ ૧૫૦૦ સુધી, કુંવર રામદાસજીએ ૧૫૩૫ સુધી, તેના કુંવર સરતાનજીએ ૧૫૭૦ સુધી અમલ ભોગવ્યો, તે પછી વડા કુંવર ધુનોજીએ પોતાના પિતાએ સિહોરમાં સ્થાપેલી રાજ્ય ગાદી પર બેઠા, પણ તે ૧૬૧૯માં માર્યો જતાં રતનજી ગાદીએ બેઠા; પણ આ રાઓળ એક વર્ષમાંજ માર્યો જતાં હરભમજી ગાદીએ બેઠા, જે ૧૬૨૨માં મરણ પામ્યા, આ વેળા અખેરાજજી નાહની વયના હોવાથી એમનું ગોવિંદજીએ રાજ્ય પચાવી પાડી ૧૬૩૬ સુધી અમલ ચલાવ્યો, પણ સેવટે અખેરાજીએ ગોવીંદજીના પુત્ર છત્રસાલજી પાસથી પોતાનું બાપીકું રાજ્ય જીતી લઇ ૧૬૬૦ સુધી અમલ ચલાવ્યો હતો. તે પછી રતનજી અને તેમના ભાવસિંગજી અનુક્રમે ગાદીએ બેઠા. ભાવસિંગજી પરાક્રમી હોવાથી એઓએ ૧૭૨૩માં સિહોરમાંથી રાજ્યધાની ઉઠાવી ઘોઘાની ઉત્તરે થોડા મૈલ ઉપર ભાવનગર શેહેર વસાવી ત્યાં ગાદી સ્થાપી. એવણે ૬૧ વર્ષનો લાંબો રાજ્ય અમલ ભોગવી ૧૭૬૦ માં ૮૧ વર્ષની વયે મરણ પામતાં અખેરાજજી ગાદીએ બેઠા. આ રાજાએ પોતાના અમલમાં ઈંગ્રેજો સાથે પ્રથમ દોસ્તીનો ગાંઠ વાળી તેમને અનેક કામોમાં મદદ કરી હતી. એ પણ ૧૭૭૨ માં મરણ પામતાં વડા કુંવર વખતસિંગજી ગાદીએ બેઠા. તે વેળા ભાવનગરના તાબામાં સિહોર, ગંદી, કોળીયાર, વરતેજ, ઉમરાળા, ત્રાપજ, બંડારીઆ અને દીઓ એ મહાલ તથા સરવૈયા પ્રાંતનો થોડો ભાગ અને માહેનાં કેટલાંક ગામો હતાં. તે શિવાય મુસલમાનો પાસેથી એમણે ખંભાતનો કિલ્લો પણ જીતી લીધો હતો. તેમ એમણે અનેક લડાઈઓમાં પરા-

ક્રમ બતલાવી પોતાનાં રાજ્યનો વિસ્તાર વધારીયો હતો. તેમજ ચાંચીયાઓનો દોર તોડી વેપારને ઉત્તેજન આપી સવળતા કરી આપી હતી. એમને ગાયકવાડ તથા બ્રિટીશ સરકાર સાથે અનેક કારણોથી ઘાડા સંબંધમાં આવવું પડયું હતું. એઓ ઘણા પરાક્રમી હોવાથી અનેક ગામો હાથ કરતા જતા હોવાથી જુનાગઢ ઉપરાંત, ખુમાણ, ખસીઆ, કોળી, બાબરીઆ વગેરે લડવૈયા એમના દુશમન થયા, પણ બાહોશી અને ચતુરાઇથી એમણે બ્રિટીશો સાથે સંબંધ જોડી સર્વોપરી સત્તા સ્થાપન કરવામાં ફત્તેહ મેળવી હતી. ૧૮૧૩—૧૪ ના દુકાળસમયે કોઈએ ગાયને કાપી ખાધી હશે, તેને વખતસિંગજીએ દેહાંત દંડની શિક્ષા કરવાથી બ્રિટીશ સરકારે આ કામ અન્યાઇ ગણી ખેડાના કલેકટરના ભલામણ ઉપરથી ઘોઘા, ધંધુકા અને રાણપુરની દરબારની ફોજદારી સત્તા છીનવી લીધી. આથી વખતસિંગજી દુ:ખી થઈ ૧૮૧૬ માં મરણ પામ્યા. તે પછી વજેસિંહજી ગાદીએ બેઠા. એમને કાઠીઓ સાથે લાંબા વખત સુધી ખટપટમાં ઉતરવું પડયું હતું. એમણે ૧૮૪૦માં સિક્કા પાડવાનો હક્ક બ્રિટીશ સરકારને રૂ. ૨૭૭૩—૬—૩ એ વેચાતો આપ્યો હતો. એવણ ૧૮૫૨ માં ૭૨ વર્ષની ઉંમરે મરણ પામતાં અખેરાજજી ગાદીએ બેઠા પણ તેઓ ૧૮૫૪ માં બે વર્ષ રાજ્ય ભોગવી મરણ પામતાં તેમના ભાઇ જસવંતસિંહજી ગાદીએ બેઠા. એઓ સુલ્હે સંપજ ભર્યો રાજ્ય કારોબાર ચલાવી ઈ. સ. ૧૮૭૦ માં ૧૧મી એપ્રેલે મરણ પામ્યા. તેથી વખતસિંગજી ગાદીએ બેઠા. એવણે પણ પોતાના પિતાને પગલે ચાલી સારો રાજ્યકારોબાર ચલાવી મરણ પામતાં (જુઓ સર તખ્તસિંગજી.) તેમના પાટવી કુંવર ભાવસિંહજી ગાદીએ બેઠા જેઓ હાલમાં ભાવનગરના મહારાજા કહેવાય છે.

**ભાવનગર**—એજ નામના સંસ્થાનનું બંદર તથા કિલ્લાવાળું શેહેર. ગઢેચી નદી કાંઠેથી ૨½ ગાઉ ઉપર સમુદ્ર સપાટીથી ૩૮ ફીટ ઉપર ઈ. સ. ૧૭૨૩માં ભાવસિંહજીએ ખાડીની પાસે વડવા ગામની જગા ઉપર પ્રથમ બંદર બંધાવી વસાવ્યું હતું. ત્યાંની મૂળ વસ્તીની શરૂઆત ઇ. સ. ૧૭૨૩ માં ‘ખારીઆ’ બંદરના ‘વધવા’ ગામમાંથી શરૂ થઇ, તે ગામ હાલની ઓહોળી વસ્તી વચ્ચે ઘેરાઇ જઈ ‘વધારાનો ચોરો’ નામથી ઓળખાયછે. શેહેરમાં પુરતી વસ્તી ફેલાયા પછી કિલ્લો બંધાયો, જે પછી કોટની બાહેર વસ્તી ફેલાઇ, તેમાં પાછળથી વધારે થતાં મ્હોલ્લાઓની હારો વચ્ચે કિલ્લાની દેવાલ ગરક થઇ ગએલી દેખાયછે. શેહેર ત્રણ ભાગમાં–તેમાં પેહેલો શેહેરનો એટલે કિલ્લાની અંદરનો અને બાહારકોટ એ ભાગમાં વેંહેંચાયું છે. ત્યાંની નાહની મ્હોટી પાંચ બજારોમાં એક ઘણી શોભઇતી બજાર છે. પરાં સુધાં ભાવનગરનો વિસ્તાર ૧½ થી ૨ મૈલનો છે. આ શહેરમાં મ્હોટા પાયા ઉપર પાણી પુરૂં પાડવાનું બાંધકામ કરેલું છે. શેહેરથી પાંચ ગાઉ છેટે આવેલી ‘બીખરા’ નદીને જબરો બંધ બાંધી પાણીનો મ્હોટો જથ્થો સંભાળી રાખ્યો છે. છતાં બીજો ગંજાવર બંધ ગધેચી નદીને રૂ. ૫,૫૦૦૦૦ને ખરચે બંધાવ્યો છે. જે મુખ્યકરીને આખા શહેરને અને બંદર માહેલાં વાહાણોને પાણી પુરૂં પાડે છે. દરબારી ઘોડાઓની ઓલાદ વધારી ઉછેરવાનાં ત્યાં બે મ્હોટાં ખાતાં છે. બંદર આગળ એક દીવાદાંડી છે, જે છોબંદી છે. તે મ્હોટા જુવાળ વખતે પાણીની સપાટીથી ૫૦ ફીટ ઉંચી રહેછે. વળી એક બીજી દીવાદાંડી આથી પણ વધારે ઉંચી ખાડીના મુખ આગળ રોગના બારામાં છે. દરિયો પુરી જમીન વધારવામાં આવીછે તેપર કપાસ દાબવાના દેશી સાંચાઓ ગોઠવ્યા છે. અત્રેનાં બદરમાંથી રૂ, ઉન, અનાજ વગેરે વેપારી માલનો મ્હોટી નિકાસ થાયછે. ત્યાંના મ્હોટાં દરબારી છાપાખાનામાંથી દર માસેં ‘ભાવનગર દરબારી ગેઝેટ’ નિકલે છે. શેહેરના દક્ષિણ ભાગ તરફ

ઘણીક નવી મ્હોટી શોભઈતી જાહેર ઇમારતો, જેવી કે સિવિલ એનજીનીયરિંગ ઑફીસ, હાઇ કોર્ટ, પોસ્ટ ઓફીસ, ટેલીગ્રાફ ઑફીસ રેવિન્યૂ સર્વે ઑફીસ, નાહની ઓસ્પીટલ, હાઇ સ્કુલ, ઍંગલોવરનાક્યૂલર સ્કુલ, કન્યા શાળા, અને નાની માર્કીટ છે. ત્યાંની મ્હોટી ઑસ્પીટલ સર તખ્તસિંગ ઑસ્પીટલ નામે પ્રસિદ્ધ છે. અત્રેની દરબારી એપોટરીનું ખાતું ફતેહમંદ નિવડયું છે. અત્રેનું શેહેર સુધરાઇ ખાતું મ્હોટા પાયાપર ચાલેછે. ઇન્સાફની ત્યાં પાંચ અદાલતો છે. ત્યાંનું રેશમી કાપડ ઉત્તમ વણાય છે. ભાવનગર શેહેર આસપાસ છ મ્હોટી વાડીઓ છે. તેમાં નારીયળ તથા આંબાના પુષ્કળ ઝાડો છે. એ શિવાય મ્હોટા વજીફા, ઉતારાના બંગલા, ધર્મશાળા મસજીદો, એક રૅામન કેથોલિકચર્ચ અને પ્રૅાટેસ્ટંટ ચર્ચ ને પારસીઓનું દોખમું છે.

**ભાવલપૂર.**—હિંદુસ્તાનમાંનું આ એક ઇસલામી ખંડીયું રાજ્ય. એની ઉત્તરે પંજાબ પ્રાંત, વાયવ્યે સિંધ, દક્ષિણે જેસલમીર, પૂર્વે બિકાનેર અને પશ્ચિમે સિંધ પ્રાંત છે. અત્રેના રાજ્યકર્તા નવાબ કેહવાય છે. ક્ષેત્રફળ ૨૦૦૦ ચૌરસ મૈલ હોઇ તેમાં ૬૦૦૦૦૦ ની વસ્તી છે. વાર્ષિક પેદાશ ૧૮૭૨૦૦૦ ની છે. રાજ્યમાં મુખ્ય વસ્તી જાટ, બલુચી, અફધાન, તેમજ હિંદુઓની છે. મુખ્ય ભાષા ફારસી, હિદુસ્તાની, ઉર્દુ અને બલુચી બોલાય છે.

મુખ્ય શેહેર ભાવલપૂરમાં નવાબ રહે છે. આ શેહેર ધારા નદીને કાંઠે છે. રાજ્યમાં અહમદપુરા, ઉંચ, ખાનપૂર, વગેરે મોટાં શેહેરો છે. રાજ્યનાં લસ્કરમાં ૩૦૦ સ્વાર, ૨૪૯૩ પોલીસ સીપાહી, ૧૨ તોપ અને ૧૦૦ ગોલંદાજ છે.

અત્રેના નવાબનો મૂળ પુરૂષ દાઉદખાન નામે હતો, અને તેણે જે રાજ્ય સ્થાપ્યું તેનો પેહેલો નવાબ તેનો શાહજાદો મુબારક થયો હતો. અત્રેના રાજ્યકર્તાને બ્રિટીશ છાવણીમાં ૧૭ તોપનું માન આપવામાં આવેછે.

**ભાષા.**—ભાષા મનુષ્યને બેમાંની એક રીતે મળેલી હોવી જોઇએ. એક તો એ કે આકાશમાંથી મળેલી હોય, યા તો મનુષ્યની પોતાની શોધનું તે ફળ હોય.

હોરેસ, સીસરો અને રોમ તથા ગ્રીસના ઘણાખરા ગ્રંથકર્તાઓ છેલ્લું મત ધરાવે છે; યાહુદી, ખ્રિસતી, ફ્રાન્સ અને ઇંગલંડના સૌથી કાબેલ ફીલસુફો પેહેલાં મતના છે.

પ્રાંચીન દંતકથા મુજબ જણાવવામાં આવેછે કે 'આદમ' હિબ્રુ ભાષા બોલતો હતો, પણ કેટલાકો આ વિચાર ભૂલભર્યો જણાવેછે, અને કહેછે કે હીબ્રુ, ખાલ્ડીયન અને અરબી એ તો માત્ર એક મૂળ ભાષા, જે જમાનાનાં જમાના થયાં પૃથ્વીની સપાટી ઉપર બોલાતી હતી તેની માત્ર શાખા છે. દુનિયાંમાં સૌથી પુરાણી ભાષા, તથા પ્રાચીન લોકો કીયા, તે જાણવાની આગલા એસિરિયા દેશનાં પાદશાહ 'સેમેટિકસ' ની ખાહેશ થવાથી તેણે બે બાળકોને, તેઓ બે વર્ષનાં થયાં ત્યાં સુધી કોઇબી ભાષાનો એક શબ્દ પણ તેઓના કાનપર જઈ શકે નહિ એવી રીતે એકાંત જગ્યાએ રાખ્યાં; ત્યાર પછી તે બાળકોને તેણે પોતાની હજુરમાં બોલાવ્યાં જે વખતે તેઓએ 'બીકોસ' આ બોલ જેવો અવાજ કીધો. બીકોસ એ શબ્દનો અર્થ ફીનિશિયન ભાષામાં રોટલી થાયછે. તે ઉપરથી **ફીનિશિયન** લોકો અને તેઓની ભાષા દુનિયામાં બીજી બધી જાત તથા ભાષાઓ કરતાં પુરાણી છે એવું પાદશાહે અનુમાન કીધું હતું.

પણ જેમ દુનિયા માહેલી પ્રજાની મૂળ એરિય પ્રજા ગણાયછે તેમ એરિયનોની ભાષા એ મૂળ ભાષા ગણાયછે. હવે આર્ય લોકોની ભાષા સંસ્કૃતને નામે પ્રસિદ્ધ છે, આથી સર્વ ભાષાનું મૂળ સંસ્કૃત ભાષા છે, એમ પણ કેટલાક વિદ્વાનો જણાવે છે. ત્યારે ઇરાની સાહિત્યના અભ્યાસીઓ અવસ્તા ભાષાને મૂળ ભાષા જણાવે છે. અવસ્તા ભાષાનુંજ રૂપાંતર

જંદ પામી, તે લાંબા જમાના સુધી ચાલુ પ્રચારમાં હતી, અને તેજ ભાષામાં જરથોસ્તીઓનાં ધર્મપુસ્તકોનો મ્હોટો ભાગ લખાયલો છે. આ જંદ ભાષા ઘણુંખરી સંસ્કૃતને મળતી છે, અને આથીજ જંદ એ સંસ્કૃતની માતા નહિ ગણીએ તોપણ તે તેની બેહેનપણી તો ગણી શકાય છે, અને તેમને મળતી તેમની બીજી ભાષાની શાખાનો કોઠો નીચે આપ્યો છે; જે ઉપરથી જણાશે કે, સંસ્કૃત યા અવસ્તા ભાષાઓ મૂળ ભાષા હશે.

**એરિયન.**

(અવસ્તા અથવા ઋગવેદી સંસ્કૃત.)




ભાષાશાસ્ત્રીઓએ દુનિયાની મુખ્ય ભાષાઓના ૭ વિભાગ કરેલા છે. તેમાં ૧ લી—હિંદુ યૂરપીયન, ૨ જી—તુરાનીયન, ૩ જી—સીરો અરેબીયન, ૪થી—આફ્રિકન, ૫મી મલાઈ, ૬ઠી—ચીનાઈ, ૭મી—અમેરીકન.

૧લી—હિંદુયુરપીયન ભાષા ગંગા નદીના કાંઠાથી યુરપ ખંડના આઇસલેંડના ટાપુઓ સુધી બોલાય છે. આ વર્ગમાં દુનિયાની સૌથી વધું પ્રસિદ્ધતા પામેલી ભાષાઓ બોલાય છે.

૨જી—તુરાનીયન ટોળાની ભાષા તાતારના મુલકમાં તથા તીબેટ, ચીનને તાબેના મોંગોલ પ્રજામાં, તથા ફીન્સ, લેપલેંડર્સ અને હંગેરી દેશની મગાઆર પ્રજામાં બોલાય છે. એજ વર્ગમાં તામીલ ભાષા પણ ગણાય છે. તેમજ આસ્ટ્રેલીયામાંના અસલ વતનીઓની ભાષા પણ એજ વર્ગની છે.

૩ જી—સિરો અરેબિયન ટોળાની ભાષા અરબસ્તાન, શામ, મીસર તરફની આરબી, હિબ્રુ ગણાય છે.

૪ થી—આફ્રિકન, કૅપટીક. બરબર, હોટેન્ટાટ, કાફરી પ્રજાની બોલાતી ભાષાઓ છે.

૫ મી—મલાહીના વર્ગના. ટોળાની ભાષા મલાકા, સુમાત્રા, જાવા, મેડાગાસ્કર અને પાલીનેશીઆ ટાપુઓમાં બોલાય છે.

૬ થી—ચીન દેશની ભાષા એકજ વર્ગની, પણ જુદી જુદી ઢપની છે. આ ભાષાનું વ્યાકરણ ચોકસ નથી. આ ભાષાના મૂળાક્ષરો અસંખ્ય ને છુટા છુટા હોવાથી તે શીખવી અઘરી હોય છે.

૭ મી—અમેરિકન ટોળાની ભાષા. એ બીજાઓથી તદનજ ભિન્ન છે.

દુનિયા માહેલી પુરાતમ ઘણીખરી ભાષાઓ માહેલા શબ્દો એકમેકને ઘણાખરા મળતા કેટલી હદ સુધી આવે છે, તેની ટીપ નીચે દર્શાવી છે.

| ગુજરાતી. | સંસ્કૃત. | ઇંગ્રેજી. | જંદ. | ફારસી. | ગ્રીક. | લેટિન. | સ્લેવૉનિક. | જર્મન. | ગૉથીક. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પાણી. | ઉદક. | વૉટર. | આબ. | આપ. | હિદર. | ઉદસ. | ઉંદા. | વાજર. | વાતો.. |
| બાપ. | પિતા. | ફાધર. | પતર. | પેદર. | પેતર. | પેતર. | બાત. | ફાદર. | ફારદીન. |
| દિકરી. | દુહિતર. | ડૉતર. | દોગદર. | દોખતર. | થુગતર. | દુકતર. | દોખતર. | નાખતર. | દઓતર. |
| ભાઇ. | બરાતર. | બ્રધર. | બરાતર. | બિરાદર. | ફ્રેરાતર. | ફ્રરાતર. | બરાત. | બરૂદર. | બરાતર. |
| મન. | મનસ. | માઇન્ડ. | મન. | મિનસ. | મેનસ. | મનોમી. | મજમની. | ગીનન. | મનન. |

બાલબી નામનો એક ભૂગોળશાસ્ત્રી જણાવી ગયો છે કે આખી દુનિયામાં ૮૬૦ જૂદીજૂદી ભાષાઓ બોલાય છે, અને તે ભાષામાંથી બીજી નિકળેલી ભાષાઓની સંખ્યા ૫૦૦૦ ની છે. હાલના જમાનાનો એક બીજો લખનાર જણાવે છે કે, આખી દુનિયામાં હમણા સુધીમાં બોલાયલી અને હાલમાં બોલાતી ભાષાઓની સંખ્યા ૩૦૬૪ ની છે. બાલબીનના જણાવવા મુજબ ૮૬૦ જૂદી જૂદી ભાષાઓ બોલાય છે, જે માહેલી ૫૩ યૂરપમાં, ૧૧૪ આફ્રિકામાં ૧૨૩ એશિઆમાં, ૪૧૭ અમેરિકામાં, અને હિંદુસ્તાન તથા અમેરિકાના માહાસાગર માહેલા ટાપુમાં ૧૧૭.

ભાષાશાસ્ત્રીઓના મત મુજબ આ સઘળી બોલીઓ મૂળ ૫૦ ભાષાઓ ઉપરથી ઉત્પન્ન થઇ છે. આ ૫૦ મૂળ ભાષાઓમાંથી માત્ર ૧૧ ઘણી બોલાય છે; અને તે વાપરનારની સંખ્યા લેતાં એક સદીમાં કેટલી બધી વધી હતી તે નીચલા કોઠા ઉપરથી જણાશે:—

| ભાષા. | ઇ. સ. ૧૮૦૧ માં. | ઇ. સ. ૧૯૦૧ માં |
|---|---|---|
| ચીનાઇ | ................ | ૪૦,૦૦,૦૦,૦૦૦ |
| ઇંગ્રેજી | ૨,૦૫,૨૦,૦૦ | ૧૧,૧૧,૦૦,૦૦૦ |
| હિંદુસ્તાની | ૬,૦૦,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦,૦૦૦ |
| ફ્રેન્ચ | ૩,૧૪ ૫૦,૦૦૦ | ૫,૧૨,૦૦,૦૦૦ |
| જર્મન | ૩,૦૩,૨૦,૦૦૦ | ૭,૫૨,૦૦,૦૦૦ |
| રશિયન | ૩,૦૭,૭૦,૦૦૦ | ૭,૫૦,૦૦,૦૦૦ |
| સ્પાનિશ | ૨,૬૧,૯૦,૦૦૦ | ૪,૨૮,૦૦,૦૦૦ |
| ઇટાલ્યન | ૧,૫૦,૭૦,૦૦૦ | ૩,૪૪,૦૦,૦૦૦ |
| પોર્ટુગીજ | ૭૪,૮૦,૦૦૦ | ૧,૩૦,૦૦,૦૦૦ |
| જેપાનીજ | ૨,૫૦,૦૦,૦૦૦ | ૪,૦૦,૦૦,૦૦૦ |
| ટર્કિસ | ................ | ૨,૫૦,૦૦,૦૦૦. |

યૂરપની આ સર્વ ભાષાઓનો મ્હોટો ભાગ અસલી આર્ય ભાષા ઉપરથી નિકળેલો છે. આ યૂરપની મુખ્ય ભાષાના ચાર વર્ગ નીચે દર્શાવેલા છે:—

૧—ટયુટાનિકમાંથી—જર્મન, ઇંગ્રેજી. ડચ, ફ્લેમિશ, સ્વિડીશ, નૉર્વેજીયન અને ડેનિશ.

૨—સ્લેવિકમાંથી—રશિયન, પૉલીશ, ઝેચ, સ્લોવેક, સર્બ, ક્રોટ, સ્લોવિન્યન, અને બલગેરિયન.

૩—કેલ્ટિકમાં—વેલ્સ, બ્રિટન, આઇરિશ, ગેલીક, કેલ્ટિક અને મેન્કસ.

૪—રોમાન્સમાં—ફ્રેન્ચ, ઇટાલ્યન, સ્પેનિશ, પોર્ટુગીજ, રૂમાનિયન.

આર્યથી જુદી અનાર્યન ભાષાઓ યૂરપમાં વાપરનારી પ્રજા મગયાર, ફીન, ટારટર, તુર્ક, સરકેશિયન અને મૉલ્ટીઝ છે.

હિંદુસ્તાન દેશ ભિન્ન ભિન્ન જાતિ અને ધર્મનું એક મધ્ય બીંદુ કેહેવાય છે. તેમ તેમાં સંખ્યા બંધ એટલી બધી ભાષાઓ બોલાય છે કે જેટલી ભાષા દુનિયાના કોઈપણ એક દેશમાં બોલાતી નહિ હશે. હાલમાં હિંદમાં ૧૪૦ થી ૧૫૦ ભાષા બોલાય છે તેની વિગતવાર ટીપ છેલ્લી 'સેનસૅસ' ના કોઠા આધારે ઉપજાવી કાઢી છે, તે નીચે દર્શાવ્યા પ્રમાણે:—

# હિંદુસ્તાનની જૂદી પ્રજાની બોલાતી

| જૂદી જૂદી ભાષાનાં નામ. | ભાષા બોલનારી કુલે વસ્તી. | સેંકડે ટકા. | મુંબઇ ઇલાકામાં બોલાતી ભાષા. સંખ્યા. (૩૮) | વાયવ્ય પ્રાંત. બોલાતી ભાષા. સંખ્યા. (૨૪ થી ૨૭) | પંજાબ. બોલાતી ભાષા. સંખ્યા. (૨૫) | બંગાલ. બોલાતી ભાષા. સંખ્યા. (૬૬) |
|---|---|---|---|---|---|---|
| હિંદી | ૮,૫૬,૭૫,૦૦૦ | 34 | ૫૫,૦૮૦ | ૪,૬૪,૩૪,૦૦૦ | ૪૧,૫૮,૦૦૦ | ૨,૬૪,૨૮,૫૦૦ |
| બંગાલી | ૪,૧૩,૪૪,૦૦૦ | 16 | ૯૮૫ | ૨૨,૮૦૦ | ૨,૩૦૦ | ૪,૧૪,૩૩,૦૦૦ |
| મરાઠી | ૧,૮૮,૯૩,૦૦૦ | 8 | ૧,૦૫,૮૧,૩૦૦ | ૭,૨૧૦ | ૫૫૦ | ૯૦૦ |
| પંજાબી | ૧,૭૭,૨૫,૦૦૦ | 7 | ૨૫,૭૩૦ | ૧૨.૬૦૦ | ૧,૫૭,૪૯,૦૦૦ | ૨,૯૬૦ |
| ટામિલ | ૧,૫૨,૩૦,૦૦૦ | 6 | ૧૪,૪૪૫ | ૬૫૦ | ૩૪૦ | ૬,૦૦૦ |
| ગુજરાતી | ૧,૦૬,૨૦,૦૦૦ | 4 | ૧,૦૪,૫૩,૦૦૦ | ૫,૧૦૦ | ૧,૪૦૦ | ૧,૭૦૦ |
| કાનડી | ૯૭,૫૨,૦૦૦ | 4 | ૩૦,૬૮,૧૭૦ | ૦ | ૦ | ૦ |
| ઉરિયા | ૯૦,૧૧,૦૦૦ | 4 | ૦ | ૨૬૩ | ૦ | ૬૧,૧૧,૦૦૦ |
| મલ્યાલમ | ૫૪,૨૮,૦૦૦ | 2 | ૧,૭૬૦ | ૦ | ૦ | ૦ |
| સિંધી | ૨૫,૯૨,૦૦૦ | 1 | ૨૫,૬૬,૩૦૦ | ૨૭૦ | ૨૪,૦૦૦ | ૦ |
| ઉર્દુ | ૩૬,૬૯,૦૦૦ | 1 | ૧૨,૩૬,૦૦૦ | ૦ | ૦ | ૦ |
| તેલંગુ | ૧,૯૮,૮૫,૦૦૦ | 8 | ૧,૩૬,૦૦૦ | ૭૦૦ | ૦ | ૧૯,૦૦૦ |
| સંથાલી | ૧૭,૧૦,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૧૭,૦૯,૨૦૦ |
| પહારી (પશ્ચિમ) | ૧૫,૨૩,૦૦૦ | | ૦ | ૬,૪૭,૦૦૦ | ૧૫,૨૩,૦૦૦ | ૧,૧૦૫ |
| આસામી | ૧૪,૩૬,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૧૪,૩૫,૬૦૦ |
| ગોંડ | ૧૩,૮૦,૦૦૦ | | ૩૪૧ | ૦ | ૦ | ૦ |
| પહારી (મધ્ય) | ૧૧,૫૩,૦૦૦ | | ૦ | ૫,૦૫,૭૦૦ | ૦ | ૫,૦૦૦ |
| મારવાડી | ૧૧,૪૭,૦૦૦ | | ૩,૩૯,૫૦૦ | ૨,૩૧૦ | ૫૫૪૦૦૦ બાગ્રી | ૧૨,૫૦૦ |
| પષ્ટૂ | ૧૦,૮૧,૦૦૦ | | ૧૨,૯૧૫ | ૧,૧૦૦ | ૧૦,૫૭,૫૦૦ | ૧,૫૩૦ |
| કોલ (મુંડા) | ૬,૫૪,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૦ |
| તુલૂ | ૪,૯૨,૦૦૦ | | ૧,૦૬૦ | ૦ | ૦ | ૦ |
| કચ્છી | ૪,૪૦,૦૦૦ | | ૪,૩૭,૫૦૦ | ૦ | ૦ | ૦ |
| જીપ્સિ-પેટા ભાષા | ૪,૦૧,૦૦૦ | | ૩૦,૨૫૦ | ૦ | ૧૨,૧૦૦ | ૦ |
| ઓરૅઅન | ૩,૬૮,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૩,૬૩,૬૦૦ |
| ખોંડ | ૩,૨૦,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૬૨,૯૦૦ |
| ઇંગ્રેજી | ૨,૩૮,૦૦૦ | | ૩૭,૦૩૬ | ૩૨,૨૩૦ | ૩૩,૬૦૦ | ૩૯,૬૮૦ |
| બલોચ | ૨,૧૯,૦૦૦ | | ૧,૮૨,૫૦૯ | ૦ | ૩૫,૪૦૦ | ૦ |
| કચારી | ૧,૯૯,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૧,૯૮,૪૦૦ |
| નેપાલી-પેટા ભાષા | ૧,૯૬,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૧,૧૭,૫૦૦ |
| કોરવા | ૧,૮૬,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૬૬,૩૮૦ |
| ખાસી | ૧,૭૯,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૧,૭૯,૦૦૦ |
| ભીલ | ૧,૪૮,૦૦૦ | | ૧,૨૫,૬૦૦ | ૦ | ૦ | ૦ |
| ગારો | ૧,૪૫,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૧,૪૫,૦૦૦ |
| હલબી | ૧,૪૪,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૦ |
| ટિપરા | ૧,૨૨,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૧,૨૧,૦૦૦ |
| નાગા | ૧,૦૩,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૧,૦૩,૦૦૦ |
| સાવર | ૧,૦૨,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૦ |
| મેચ | ૯૧,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૯૦,૬૦૦ |
| મિકીર | ૯૦,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૯૦,૦૦૦ |
| મણીપુરી | ૭૪,૦૦૦ | | ૦ | ૩૭૫ | ૦ | ૭૨,૬૬૦ |
| ખરિયા | ૬૮,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૬૦,૯૦૦ |
| અરબી | ૫૩,૦૦૦ | | ૭,૨૫૦ | ૦ | ૧૦૫ | ૩,૮૦૦ |
| બગ | ૪૯,૦૦૦ | | ૦ | ૦ | ૦ | ૪૦,૭૦૦ |

# ભાષા અને તેમની સંખ્યા.

| મધ્ય હિંદુસ્તાન. સંસ્થાનો, રેલ્વે, કેનટોન્મેંટ અને મેવાર. | મધ્ય પ્રાંત. સંસ્થાનો ને વરાડ. બોલાતી ભાષા. | નિઝામ હૈદ્રાબાદ. બોલાતી ભાષા. | મદ્રાસ. સંસ્થાનો, માચસોર ને કુર્ગ. બોલાતી ભાષા. | અપર અને લોઅર. } બરમાં. બોલાતી ભાષા. | પરચુટન એદન, કવેટા, અંદમાન. બોલાતી ભાષા. |
|---|---|---|---|---|---|
| (૧૬) | (૩ ) | (૨૦) | (૪૧) | (૨૯) | (૩૫) |
| ૮૩,૫૦૦ | ૭૫,૫૮,૦૦૦ | ૭૭,૫૦૦ | ૪,૪૫૦ | ૯૭,૦૦૦ | ૧૭,૧૨૦ |
| ૫૬૨ | ૧,૬૪૦ | ૦ | ૧,૨૩૬ | ૧,૭૯,૦૦૦ | ૧,૭૨૬ |
| ૬૨૭૦૦ | ૪૪,૩૦,૦૦૦ | ૩૪,૯૪,૦૦૦ | ૨,૦૪,૦૦૦ | ૫૦૦ | ૩,૬૪૦ |
| ૩,૩૫૦ | ૧,૩૭૫ | ૨,૪૦૦ | ૫૦૦ | ૭,૧૦૦ | ૧૧,૦૦૦ |
| ૯૫૪ | ૬,૨૪૦ | ૨૯,૩૦૦ | ૧,૫૧,૦૧,૦૦૦ | ૬૦,૭૦૦ | ૬૧૬ |
| ૪,૨૦૦ | ૩૭,૯૮૦ | ૨૭,૦૦૦ | ૯,૨૧૬ | ૭૬૨ | ૨,૨૦૪ |
| ૦ | ૬,૮૦૦ | ૧૪,૫૧,૦૦૦ | ૫૧,૯૩,૮૦૦ | ૦ | ૩૯૫ |
| ૦ | ૧૬,૦૩,૦૦૦ | ૧૮૦ | ૧૨,૯૨,૫૭૫ | ૩,૩૪૦ | ૨૯૨ |
| ૦ | ૦ | ૧,૨૦૦ | ૫૪,૨૧,૫૦૦ | ૦ | ૩૧૧ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧,૯૨૫ |
| ૦ | ૧,૫૮,૭૦૦ | ૧૧,૯૮,૦૦૦ | ૧૦,૭૬,૬૦૦ | ૦ | ૦ |
| ૬૭૫ | ૧,૬૦,૦૦૦ | ૫૦,૩૧,૦૦૦ | ૧,૪૪,૬૭,૭૦૦ | ૬૭,૯૦૦ | ૭૯૬ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ |
| ૦ | ૧૩,૮૩,૦૦૦ | ૩૬,૧૬૦ | ૫૮,૬૦૦ | ૦ | ૧૧૭ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨,૩૭,૧૦૦ | ૫૯,૨૦૦ | ૦ | ૧,૬૮૦ | ૦ | ૧૮૪ |
| ૨૪૨ | ૧,૬૪૫ | ૨,૯૦૦ | ૮૦ | ૦ | ૨,૪૫૯ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૪,૮૮,૨૦૦ | ૦ | ૦ |
| ૦ | ૬૪૦ | ૦ | ૯૪૦ | ૦ | ૨૮૦ |
| ૦ | ૧,૦૫,૦૦૦ | ૧,૫૬,૦૦૦ | ૯૭,૧૭૪ | ૦ | ૦ |
| ૦ | ૪,૩૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૬૬,૨૭૦ | ૦ | ૧,૯૧,૦૦૦ | ૦ | ૦ |
| ૬,૬૦૦ | ૭,૭૦૦ | ૮,૯૦૦ | ૪૯,૧૪૫ | ૧૭,૬૭૫ | ૫,૩૩૬ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૮૩૫ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૬૦૫ | ૦ |
| ૦ | ૧,૧૪,૦૦૦ | ૫,૭૦૦ | ૦ | ૦ | ૧૦૧ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૧,૪૩,૪૦૦ | ૦ | ૩૫૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૪૦૦ | ૦ | ૧,૦૨,૦૦૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૧૫,૪૦૦ | ૦ |
| ૦ | ૬,૮૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫૫ | ૨૦૦ | ૧૪,૦૦૦ | ૪,૩૦૦ | ૪૧૦ | ૨૪,૦૪૪ |
| ૦ | ૭,૯૨૫ | ૦ | ૦ | ૦ | ૦ |

# હિંદુસ્તાનની જૂદી પ્રજાની બોલાતી

| જૂદી જૂદી ભાષાનાં નામ. | ભાષા બોલનારી કુલે વસ્તી | મુંબઇ ઈલાકામાં બોલાતી ભાષા. સંખ્યા. (૩૮) | વાયવ્ય પ્રાંત. બોલાતી ભાષા. સંખ્યા. (૨૪ થી ૨૭) | પંજાબ. બોલાતી ભાષા. સંખ્યા. (૨૫) | બંગાલ. બોલાતી ભાષા. સંખ્યા. (૬૬) |
|---|---|---|---|---|---|
| લુશાઈ | ૪૨,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૪૨,૦૦૦ |
| લાલુંગ | ૪૦,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૪૦,૦૦૦ |
| ગોઆની | ૩૮,૦૦૦ | ૩૧,૨૧૨ | ૦ | ૧૪૦ | ૧૭૦ |
| કુર્ગ (કોરગુ) | ૩૭,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| અર્વારમિરી | ૩૬,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| મલ પહાડિયા | ૩૧,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૩૦,૮૦૦ |
| ગડબ | ૩૦,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કાશમિરી | ૨૯,૦૦૦ | ૧૫ | ૨૭૫ | ૨૮,૨૦૦ | ૧૯૦ |
| બ્રાહુઈ | ૨૯,૦૦૦ | ૨૯,૦૦૦ | ૦ | ૦ | ૦ |
| ફારસી | ૨૮,૦૦૦ | ૭,૧૦૬ | ૪૭૦ | ૭,૪૭૦ | ૮,૧૦૮ |
| પહારી (પૂર્વ) | ૨૪,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| તિબેટન (ભોતી) | ૨૧,૦૦૦ | ૦ | ૧,૨૦૦ | ૧૭,૪૦૦ | ૧,૬૦૦ |
| કુકી | ૧૯,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૧૮,૯૦૦ |
| છેઆંગ ને મલેર | ૧૨,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| લેપચ | ૧૦,૧૦૦ | ૦ | ૦ | ૦ | ૧૦,૧૦૦ |
| નિગ્રો (પેટા ભાષા) | ૯,૬૦૦ | ૮૩૯ | ૦ | ૦ | ૦ |
| ભૂતાની | ૯,૫૦૦ | ૦ | ૦ | ૦ | ૯૪૩૦ |
| કનાવરી | ૯,૩૦૦ | ૦ | ૨૩૦ | ૯,૦૦૦ | ૦ |
| કોચ | ૮,૧૦૦ | ૦ | ૦ | ૦ | ૮,૧૦૦ |
| અરબાર | ૭,૬૦૦ | ૦ | ૦ | ૦ | ૩૪,૦૦ |
| સાંગફો | ૫,૭૦૦ | ૦ | ૦ | ૦ | ૧૯૦૦ |
| બોડો (પેટા ભાષા) | ૪,૩૦૦ | ૦ | ૦ | ૦ | ૪,૩૦૦ |
| માલ્હ | ૩,૨૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ખામટી | ૨,૯૦૦ | ૦ | ૦ | ૦ | ૨,૯૦૦ |
| ચીની | ૨,૫૦૦ | ૪૯૪ | ૨,૧૦૭ | ૧૪૦ | ૯૦૦ |
| જર્મન | ૨,૨૦૦ | ૪૬૫ | ૦ | ૦ | ૬૩૫ |
| ફ્રેન્ચ | ૨,૦૦૦ | ૧૬૬ | ૦ | ૦ | ૬૦૦ |
| તોડવકોટ | ૧,૯૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કખીઇન | ૧,૯૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| હિબ્રુ | ૧,૬૫૦ | ૫૦૦ | ૦ | ૦ | ૪૫૦ |
| આકામેસ્મિ વગેરે | ૧,૩૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| શાન | ૧,૭૪,૬૪૦ | ૦ | ૦ | ૦ | ૬૪૦ |
| ખખીઆલ | ૬૨૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| ટર્કી-તુર્ક | ૬૧૦ | ૧૮૪ | ૧૯૦ | ૦ | ૦ |
| અરમિનિયન | ૫૩૦ | ૦ | ૦ | ૦ | ૪૨૫ |
| ઈટાલિયન | ૫૩૦ | ૧૮૫ | ૦ | ૦ | ૦ |
| ગ્રીક | ૩૮૦ | ૦ | ૦ | ૦ | ૨૦૦ |
| સંસ્કૃત | ૩૧૬ | ૦ | ૦ | ૦ | ૦ |
| કમારી (મધ્ય પ્રાંતની) | ૩,૧૭૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કોલેરિયન | ૭૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# ભાષા અને તેમની સંખ્યા.

| મધ્ય હિંદુસ્તાન. સંસ્થાનો, રેલ્વે, કેનટોનમેંટ અને મેવાર. (૧૬) | મધ્ય પ્રાંત. સંસ્થાનો ને વરાડ. બોલાતી ભાષા. (૩૬) | નિઝામ હૈદ્રાબાદ. બોલાતી ભાષા. (૨૦) | મદ્રાસ. સંસ્થાનો, માઇસોર ને કુર્ગ. બોલાતી ભાષા. (૪૧) | અપર અને લોઅર } બરમા બોલાતી ભાષા. (૨૯) | પરચુટણ. એદન, કવેટા, અંદમાન બોલાતી ભાષા. (૩૫) |
|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫૧૪ | ૧૩૫ | ૧૦૫ | ૩,૯૫૦ | ૧૦૮ | ૬૬૬ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૩૭૫ | ૦ | ૨૯,૪૦૦ | ૦ | ૦ |
| ૩૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૨૮ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૫૮ | ૫૪૦ | ૮૧૫ | ૨,૩૧૩ | ૬૦૦ | ૫૦૧ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૭ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૭૪ | ૦ | ૦ | ૪૫૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૩,૨૦૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૩૬,૫૦૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૩૩૦ | ૩૪૦ | ૩૫ |
| ૦ | ૦ | ૦ | ૬૧૬ | ૦ | ૪૩ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૩,૭૬૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૪૦૦ | ૫૫૨ | ૧૭૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૧,૭૪,૦૦૦ | ૬૭ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૯૪ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૧૦૫ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૯૦ | ૧૪૯ | ૫૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫૭ |
| ૦ | ૦ | ૦ | ૬૫૧ | ૦ | ૦ |
| ૦ | ૩,૭૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૭૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# હિંદુસ્તાનની જૂદી પ્રજાની બોલાતી

| જૂદી જૂદી ભાષાનાં નામ. | ભાષા બોલનારી કુલ્લે વસ્તી. | મુંબઇ ઈલાકામાં. બોલાતી ભાષા. સંખ્યા. | વાયવ્ય પ્રાંત. બોલાતી ભાષા. સંખ્યા. | પંજાબ. બોલાતી ભાષા. સંખ્યા. | બંગાલ. બોલાતી ભાષા. સંખ્યા. |
|---|---|---|---|---|---|
| | | (૩૮) | (૨૪) થી (૨૭) | (૨૫) | (૬૬) |
| દ્રવિડ (પેટા ભાષા) | ૪૧૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| ખડગ | ૩૦,૬૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| રૂંબર | ૮,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કાવેગર | ૧,૯૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ચરવ | ૨,૬૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ગરકાલી | ૮,૭૦૦ | ૦ | ૮,૭૦૦ | ૦ | ૦ |
| ડાગ્રી | ૬,૪૦૦ | ૦ | ૬,૪૦૦ | ૦ | ૦ |
| મિરી | ૩૬,૦૦૦ | ૦ | ૦ | ૩૬,૦૦૦ | ૦ |
| મુરબી | ૨૦,૬૦૦ | ૦ | ૦ | ૦ | ૨૦,૬૦૦ |
| તિવારી | ૫,૨૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સુનવાર | ૪,૨૦૦ | ૦ | ૦ | ૦ | ૪૨,૦૦ |
| રફલા | ૧,૩૦૦ | ૦ | ૦ | ૦ | ૧૩,૦૦ |
| આયરિશ | ૩૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ગૅલિક | ૨૬૪ | ૨૪૨ | ૦ | ૦ | ૦ |
| વેલ્સ | ૨૪૫ | ૨૦૦ | ૧૭૫ | ૦ | ૦ |
| માલે | ૨૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સિંહલી | ૧૯૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સ્પેનિશ | ૧૬૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સ્વિડીશ | ૧૨૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ડચ | ૧૨૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ડૅનિશ | ૯૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| નારવેજન | ૭૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| રશિયન | ૭૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| જૅપાની | ૫૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| બલગેરીયન | ૪૯ | ૦ | ૦ | ૦ | ૦ |
| પૉલિશ | ૪૬ | ૦ | ૦ | ૦ | ૦ |
| મૅગયાર | ૪૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| માલ્ટી | ૩૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| રૂમાનિયા | ૨૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| ફ્લેમિશ | ૨૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| જબ્હાની | ૧૯ | ૦ | ૦ | ૦ | ૦ |
| સિરિઆક | ૧૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| ચિત્રાલી | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| શીન | ૬ | ૦ | ૦ | ૦ | ૦ |
| ગ્રીન | ૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| સયામી | ૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| એટન | ૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| સ્પેલટિક | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| સ્લબ્હૅનિક | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| બોહીમિયન | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| બસ્ક | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| લેટીન | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ઝેક | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| બરમી | ૫૫,૫૭,૧૦૫ | ૨૭૭ | ૧,૨૬૦ | ૦ | ૭૩૦ |
| પતનુલી | ૭૭,૦૦૦ | ૭૭,૦૦૦ | ૦ | ૦ | ૦ |
| બતકી | ૧૯,૦૦,૦૦૦ | ૧૯,૦૦,૦૦૦ | ૦ | ૧૯,૦૦,૦૦૦ | ૦ |

# ભાષા અને તેમની સંખ્યા.

| મધ્ય હિંદુસ્તાન. સંસ્થાનો, રેલ્વે, કેન્ટોન્મેંટ અને મેવાડ. (૧૯) | મધ્ય પ્રાંત. સંસ્થાનો ને વરાડ. બોલાતી ભાષા. (૩૬) | નિઝામ હૈદ્રાબાદ. બોલાતી ભાષા. (૨૦) | મદ્રાસ. સંસ્થાનો, માયસોર ને કુર્ગ. બોલાતી ભાષા. (૪૧) | અપર અને લોઅર બરમા બોલાતી ભાષા. (૨૯) | પરચુટન. એડન, કવેટા, આંદમાન. બોલાતી ભાષા. (૩૫) |
|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૩૦૬૦૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૮,૦૦૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૨,૬૦૦ | ૦ | ૦ |
| ૦ | ૧૨૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૩૪૫ | ૦ | ૮૭૦ | ૫૫૫૫૫,૫૦૦ | ૧,૦૦૦ |
| ૦ | ૨૦૩ | ૦ | ૭૫,૨૭૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# હિંદુસ્તાનની જૂદી પ્રજાની બોલાતી

| જૂદી જૂદી ભાષાના નામ. | ભાષા બોલનારી કુલ્લે વસ્તી. | મુંબઈ ઇલાકામાં બોલાતી ભાષા. સંખ્યા. | વાયવ્ય પ્રાંત. બોલાતી ભાષા. સંખ્યા. | પંજાબ. બોલાતી ભાષા. સંખ્યા. | બંગાલ. બોલાતી ભાષા. સંખ્યા. |
|---|---|---|---|---|---|
| | | (૩૮) | (૨૪) થી (૨૭) | (૨૫) | (૬૬) |
| કાદગુ | ૩૫,૯૫૦ | ૩૫,૯૫૦ | ૦ | ૦ | ૦ |
| પહારી—નીપાલી | ૧૯,૧૦૦ | ૦ | ૧૯,૧૦૦ | ૦ | ૦ |
| પહારી—પંજાબી | ૮૦ | ૦ | ૮૦ | ૦ | ૦ |
| પહારી—પશ્ચિમ | ૭૨ | ૦ | ૭૨ | ૦ | ૦ |
| મુંડા | ૬,૫૪,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૬,૦૫,૦૦૦ |
| બીજી અંજાણી | ૫,૮૮૦ | ૧,૧૭૫ | ૦ | ૪૨૧ | ૧,૫૨૦ |
| નહિ દાખલ કીધેલી | ૪,૩૩,૭૨૨ | ૨,૧૧૧ | ૬૦૯ | ૦ | ૧,૦૭,૨૫૦ |
| તદન અંજાણી | ૫૯ | ૮ | ૧૦ | ૦ | ૪૧ |
| કરેન | ૬,૭૪,૮૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| અરાકની | ૩,૬૬,૫૩૦ | ૦ | ૦ | ૦ | ૨૦,૨૦૦ |
| તલેંગ | ૨,૨૬,૧૮૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| કીo નેપાલી પેટા ભાષા | ૧૫,૧૬૦ | ૦ | ૦ | ૦ | ૧૫,૧૬૦ |
| લીંબુ | ૧૨,૪૦૦ | ૦ | ૦ | ૦ | ૧૨,૪૦૦ |
| માગર | ૧૧,૩૦૦ | ૦ | ૦ | ૦ | ૧૧,૩૦૦ |
| ખીઇન | ૧,૨૬,૭૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| જુઆં | ૧૧,૧૨૦ | ૦ | ૦ | ૦ | ૧૧,૧૨૦ |
| નીવારી | ૬,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૬,૦૦૦ |
| કુકીઅલ | ૬૨૫ | ૦ | ૦ | ૦ | ૬૨૫ |
| દ્રવીડ | ૪૧૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| કોકણી | ૧૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કોબગર | ૧,૯૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ક્રોટ | ૧,૨૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| તોડ | ૭૫૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પલાંગ | ૨,૮૫૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| મલે | ૨,૧૫૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સાલોંગ | ૧,૬૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સોમાલી | ૭,૪૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સ્વાહીલી | ૭૯૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| સ્પેનીશ | ૫૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# ભાષા અને તેમની સંખ્યા.

| મધ્ય હિંદુસ્તાન. સંસ્થાનો, રેલ્વે, કંનટોન્મેંટ અને મેવાડ. | મધ્ય પ્રાંત. સંસ્થાનો ને વરાડ. બોલાતી ભાષા. | નિઝામ હૈદ્રાબાદ. બોલાતી ભાષા | મદ્રાસ. સંસ્થાનો. માયસોર ને કુર્ગ. બોલાતી ભાષા. | અપર અને લોઅર } બરમા બોલાતી ભાષા. | પરચુટણ. એડન. કવેટા, અંદમાન. બોલાતી ભાષા. |
|---|---|---|---|---|---|
| (૧૪) | (૩૬) | (૨૦) | (૪૧) | (૨૯) | (૩૫) |
| ૦ | ૦ | ૦ | ૩૫,૯૫૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૪૯,૦૦૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૦૪ | ૦ | ૦ | ૧,૩૧૨ | ૮૫૨ | ૩૯૬ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૫ | ૫૨૭ | ૩,૨૩,૨૨૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૬,૭૪,૮૦૦ | ૨૮ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૩ ૪૬ ૩૩૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૨,૨૬,૧૮૪ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૧,૨૬,૭૦૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૪૧૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૧,૨૦૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૭૫૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૨,૮૫૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૨,૧૫૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૧,૬૦૦ | ૭,૪૦૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭૯૫ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

ઉપલા ભાષાના કોઠા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે હિંદી ભાષાનો પ્રસાર મુખ્ય કરી ઉત્તર હિંદુસ્તાનમાં છે. આ ભાગમાંના વાયવ્ય પ્રાંત, બંગાલ અને અયોધ્યામાં તેનો બોહોળો ફેલાવો છે. તેમ પંજાબ, આસામ અને સંધ પ્રાંતમાં સાધારણ ફેલાવો થયલો છે. હિંદી ભાષા જેમની ખુદ ભાષા છે એવા ૮,૫૬,૦૦,૦૦૦ લોકો વસે છે. તેમાંના સેંકડે લગભગ ૯૦ ટકા ઉત્તર હિંદુસ્તાનમાં એટલે હિમાચળ અને વિંધ્યાદ્રી એમની વચમાંના પ્રદેશમાં છે. વિંધ્યાદ્રી અને કૃષ્ણા નદીની વચમાં સેંકડે ૯¾ ટકા છે, બાકીના દક્ષિણ હિંદુસ્તાનમાં છે. આ ઉપરથી હિંદી ભાષાનો પ્રસાર ઉત્તરથી દક્ષિણ ભણી થએલો છે. ઉત્તર ભણી વધારે જોવામાં આવે છે તેમ, જેમ જેમ દક્ષિણ ભણી જઇએ છિએ તેમ તેનો ઓછો ફેલાવો જણાય છે.

### ૨—બંગાલી.

હિંદી ભાષાની નીચે **બંગાલી** ભાષાનો પ્રસાર છે, અને તે મુખ્ય કરી બંગાલમાં છે. તેથી ઓછો આસામમાં છે. બંગાલમાં સેંકડે ૯૨ ટકા હોય આસામમાં સેંકડે ૧॥ ટકો છે, અને બીજા બધા પ્રદેશ મળી ૬૩/૪ ટકા છે. એટલે બીજા બધા પ્રદેશમાં જાણવા જોગ ફેલાવો નથી.

### ૩—તેલંગુ.

તેલંગુનો ફેલાવો બંગાલીથી ઉતરતો છે. એનો ફેલાવો મુખ્ય કરી મદ્રાસ ઇલાકામાં અને હૈદ્રાબાદમાં છે. આ ભાષા બોલનારી પ્રજાની વસ્તી ૨,૦૦,૦૦,૦૦૦ ની છે. તેમાંના મદ્રાસ ઇલાકામાં સેંકડે ૭૨ ટકા હોય હૈદ્રાબાદમાં એટલે નિજામના રાજ્યમાં ૨૫ ટકા છે. મુંબઇ ઇલાકામાં સેંકડે ૧/૨ ટકો, મધ્ય પ્રાંતમાં ૧/૨ ટકો અને બાકીના બીજા પ્રદેશમાં મળી સેંકડે ૨ ટકા છે. જે પ્રમાણે હિંદી ભાષાનો પ્રસાર ઉત્તર ભણી ઘણો અને દક્ષિણ ભણી જતાં તે ઓછો જણાય છે; તે મુજબ તેલંગુનો ફેલાવો દક્ષિણ ભણી વધારે અને જેમ જેમ ઉત્તર ભણી જઇએ તેમ તેમ ઓછો દેખાય છે. પણ હિંદી ભાષાનો પ્રવાહ જેમ જેમ ઠીક ફેલાયલો છે, તેમ તેલંગુનો જણાતો નથી. હિંદના બે ભાગ ઉભા કીધા હોય તો જમણી તરફ તેલંગુનો ફેલાવો વધારે છે, અને ડાબી તરફ તે માન પ્રમાણે સેહેજ ઓછો છે, એમ જણાય છે. આ ઉપરથી તેલંગુ ભાષા બોલનારા રાજાઓનાં રાજ્ય દક્ષિણ ભણી કાયમનાં હોય તે રાજાઓએ ધીમે ધીમે ઉત્તર ભણી ચઢાઇ કરી પોતાના રાજ્યની હદ વધારેલી હશે, અને તેથી તેલંગુ પ્રજા ધીમે ને મક્કમ પગલે સ્થાઇક બની હશે એમ જણાય છે.

### ૪—મરાઠી.

મરાઠી ભાષા બોલનારા લગભગ ૧,૮૯,૦૦,૦૦૦ લોકો છે. તેમાંના લગભગ સેંકડે ૫૬ ટકા મુંબઇ ઇલાકામાં, ૧૮ ટકા નિજામનાં રાજ્યમાં, ૧૨ ટકા વરાઢ પ્રાંતમાં, ૧૧ ટકા મધ્ય પ્રાંતમાં, ૧॥ ટકા મદ્રાસ ઇલાકામાં અને બાકીના છુટાછવાયા ફેલાયલા છે.

પણ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે, મધ્ય હિંદુસ્તાનમાંના સંસ્થાન માહેલા લોકોની બરાબર ગણત્રી થઇ નથી. તે જો થઇ હતે તો મરાઠી બોલનારાઓની સંખ્યા એથી વધારે થશે. સિંદે અને હોળકરનાં રાજ્યમાં હિંદી તથા મરાઠી આવી બે મુખ્ય ભાષા બોલાય છે. આથી જેમ હિંદી ભાષા બોલનારાઓને વધારે ગણત્રીમાં પકડવા જોઇયે, તે મુજબ મરાઠી બોલનારાઓમાં પણ ઉમેરો કરવો જોઈએ, અને એમ કરતાં મરાઠી જેમની સ્વભાષા છે એવી ૨,૦૦,૦૦,૦૦૦ થી વધારે પ્રજા મળશે.

મરાઠીનો ફેલાવો મુખ્ય કરી મુંબઇ ઇલાકો, નિજામનું રાજ્ય, વરાઢ અને મધ્ય પ્રાંતમાં છે. બંગાલીભાષા મરાઠીથી સંખ્યામાં વધારે છે, પણ તેનો મુખ્ય ફેલાવો બંગાલ અને આસામમાં માત્ર અટકેલો છે,—તેવી વાત મરાઠીની નથી. દક્ષિણે માયસોર પ્રાંતમાં અને મદ્રાસ ઇલાકામાં ઘણો ભાગ મરાઠી બોલનારો વર્ગ છે, ઉત્તર ભણી વાયવ્ય પ્રાંતમાં પ ણ લોક મળે છે. વાયવ્ય પ્રાંતમાં જે મળે છે તે બ્રહ્માવર્ત, કાશી, પ્રયાગ વગેરે યાત્રાસ્થાનોમાં જણાય છે. બંગાલ, પંજાબ અને અયોધ્યા આ ઠેકાણે જાણવા જોગ મરાઠી બોલનારા નથી. સારાંશ—મરાઠી ભાષાનો મુખ્ય ફેલાવો કર્ક વૃત્તની દક્ષિણે હોય તેની ઉત્તરે ઓછો છે.

### ૫—પંજાબી.

પંજાબી ભાષા બોલનારા ૧,૭૬,૫૫,૦૦૦ લોકો છે. તેમાંના સેંકડે ૯૯॥ ટકા પંજાબમાં છે, અને બાકીના જૂદા જૂદા પ્રાંતમાં જૂજ જોવામાં આવે છે.

## ૬—તામીલ.

ભાષા બોલનારા ૧,૫૨,૩૦,૦૦૦ લોકોછે. તેમાંના ૯૮ ટકા મદ્રાસનાં અને ૧ ટકો માયસોર પ્રાંતમાં વસે છે. બાકીના બીજા પ્રાંતોમાં છે. જે મુજબ પંજાબીનો ફેલાવો પંજાબ શિવાય બીજે ઠેકાણે કહેવા જોગ નથી, તે મુજબ તામીલનો ફેલાવો મદ્રાસ ઇલાકા શિવાય બીજે ઠેકાણે જાણવા જોગ નથી.

## ૭--ગુજરાતી.

ગુજરાતી ભાષા બોલનારી પ્રજા ૧,૦૬,૨૦,૦૦૦ ની છે. તેમાંના સેંકડે ૭૭ ટકા મુંબઈ ઇલાકામાં અને ૨૧ ટકા વડોદરા પ્રાંતમાં છે. એટલે ખુદ મુંબઇ ઇલાકામાં ૯૮ ટકા છે અને બાકીના બે ટકા બીજા પ્રાંતમાં છે.

બીજા પ્રાંતોમાં જે ગુજરાતી બોલનારાઓ ફેલાયલા છે, તેમાંના મદ્રાસ ઇલાકામાં સાધારણ અને તેથી ઓછા હૈદ્રાબાદ, વર્હાડ અને મધ્ય પ્રાંતમાં છે. હિંદી અને મરાઠી આ બન્ને ભાષાના ફેલાવા માટે રાજ્યકર્તાની તેને ઘણી મદદ હતી તેવી વાત ગુજરાતી માટે ઝાઝી જોવામાં આવતી નથી.

| | | | |
|---|---|---|---|
| ૧ | મુંબઇ ઇલાકો | ૮૧,૩૩૦૦૦ | ૮૨,૦૮૦૦૦ |
| ૨ | સિંધ પ્રાંત | ૭૫,૦૦૦ | |
| ૩ | વડોદરા ... | ૨૨,૪૭,૦૦૦ | |
| ૪ | મદ્રાસ (પતનુલી) | ૯૩૦૦૦ | |
| ૫ | હૈદ્રાબાદ... | ૨૭૦૦૦ | |
| ૬ | વરહાડ ... | ૨૧૦૦૦ | |
| ૭ | મધ્ય પ્રાંત | ૧૭૦૦૦ | |
| ૮ | વાયવ્ય પ્રાંત | ૫૦૦૦ | |
| ૯ | માયસોર. | ૨૨૦૦ | |
| ૦ | બંગાલ ... | ૧૭૦૦ | |
| ૧ | અજમેર-મેવાર | ૧૫૦૦ | |
| ૨ | પંજાબ ... | ૧૫૦૦ | |
| ૧૩ | કુર્ગ ... | ૧૨૯ | |
| ૧૪ | અયોધ્યામાં | ૧૦૨ | |
| ૧૫ | આસામમાં | ૨૬ | |

મદ્રાસ, હૈદ્રાબાદ, વરહાડ, મધ્યપ્રાંત વગેરે ઠેકાણે ગુજરાતીઓનો જે કાંઇ ફેલાવો છે, તેનો સબબ તેઓ વ્યાપારને લીધે આવી ત્યાંના વતની થયા હશે.

## ૮—કેનરી ભાષા.

કાનડી ભાષા બોલનારા લગભગ ૯૮,૫૨,૦૦૦ લોકો છે. તેમાંના માયસોર પ્રાંતમાં સેંકડે ૩૭ ટકા, મુંબઇ ઇલાકામાં ૩૧ ટકા, મદ્રાસ ઇલાકામાં ૧૫ ટકા, નિઝામનાં રાજ્યમાં ૧૫ અને બીજા રાજ્યોમાં બે ટકા છે. ચોકસ રીતે જોતાં કાનડીનો ફેલાવો કૃષ્ણા તથા કાવેરી આ બે નદીની વચમાં જે પ્રદેશછે તેમાંજ છે; અને કૃષ્ણા નદીની ઉત્તરે અને કાવેરીની દક્ષિણે ઓછો છે.

મરાઠી, ગુજરાતી વગેરે ભાષા બોલનારા ઘણુંકરી તમામ પ્રાંતમાં કેથે તોબા મળી આવશે; પણ કાનડીની તેવી વાત નથી. વાયવ્ય પ્રાંત, અયોધ્યા, અજમેર, મેવાર અને આસામ આ ઠેકાણે કાનડી જેમની સ્વભાષા છે, એવો એક પણ મનુષ્ય નથી.

## ૯--ઉરીયા ભાષા.

આ ભાષા બોલનારા ૯૦,૧૧,૦૦૦ છે. તેમાંના સેંકડે ૩૮ ટકા બંગાલમાં, ૧૭ ટકા મધ્ય પ્રાંતમાં, ૧૪ ટકા મદ્રાસ ઇલાકામાં અને બાકીનો ૧ ટકો ભાગ જૂદા જૂદા પ્રાંતમાં છે. સિંધ, વરાદ, વડોદરા, અને કૂર્ગ પ્રાંતમાં એક પણ નથી. સામટો વિચાર કરતાં આ ભાષા બોલનારા હિંદુસ્તાનની પૂર્વ તરફ મચ્છલી પટ્ટણથી કલકત્તા સુધીના ભાગમાં જોવામાં આવે છે. આ ભાગ એટલે મદ્રાસ ઇલાકાની ઉત્તરે આવેલો જેપૂર

પ્રાંત, બંગાલ ઇલાકાની દક્ષિણ ભણીનો ઓરિસા પ્રાંત અને મધ્ય પ્રાંતની પૂર્વ તરફના સંબલપૂર અને સોહાનપૂરના પ્રદેશ છે.

## ૧૦—મલ્યાલમ ભાષા.

આ ભાષા બોલનારી સંખ્યા ૫૪,૨૮૦૦૦ છે. તેમાંના મદ્રાસ ઇલાકામાં સેંકડે ૯૯ ટકા ઉપર છે; બીજે ઠેકાણે જાણવા જોગ નથી. જે મુજબ અજમેર, મેવાડ, વાયવ્ય પ્રાંત, અયોધ્યા અને આસામ આ પ્રાંતમાં કૅનરી ભાષા બોલનાર એક મનુષ્ય નથી તે મુજબ મલ્યાલમ જેમની સ્વભાષા છે એવો એક પણ આ પ્રાંતમાં નથી. મલ્યાલમ ભાષા બોલનારા ઘણાખરા મદ્રાસ ઇલાકામાં મળે છે, પણ તેઓ તમામ ઇલાકામાં ફેલાયલા નથી, પણ ઇલાકાનાં પશ્ચિમ ભાગમાં છે.

## ૧૧—સિંધી ભાષા.

આ સિંધી ભાષા બોલનારા ૨૫,૯૨,૦૦૦ લોકો છે. તેમાંના માત્ર ૯૯ ટકા સિંધ પ્રાંતમાં છે; અને બાકીના અહીં ત્યાં ફેલાયલા છે. સિંધ પ્રાંત બાદ કરતાં મુંબઇ ઇલાકાના બીજા ભાગમાં અને પંજાબમાં થોડી જણાય છે, અને બીજા ભાગોમાં તો તેમનું નામ નિશાન વટીક નથી. આસામમાં તેમની હસ્તીજ નથી.

## ૧૨—મુસલમાની ઉરદુ ભાષા.

ઉત્તર હિંદુસ્તાન શિવાય બીજે ઠેકાણેનાં મુસલમાન લોકોએ પોતાની સ્વભાષા તરીકે આ ઉરદુ ભાષાને લખાવી છે. તે આ ભાષા જેમની જન્મ ભાષા છે, એવા ૩૬,૬૯,૦૦૦ લોકો વસે છે, તેમાંના સેંકડે ૩૩ ટકા નિજામના રાજ્યમાં, ૩૧ મુંબઇ ઇલાકામાં, ૨૩ ટકા મદ્રાસમાં, ૬ ટકા માયસોર પ્રાંતમાં ૪ ટકા મધ્ય પ્રાંતમાં તથા બે ટકા વડોદરા પ્રાંતમાં અને ૨ ટકા કૂર્ગ પ્રાંતમાં છે. ખરૂં જોતાં ઉરદુ ભાષા બોલનાર વર્ગ ઘણો મોટો છે, પણ પોતાની માતૃભાષા તથા ફારસીની ભેળવાળીનેજ ઉરદુ તરીકે નોંધાવવામાં આવી તેટલી સંખ્યા 'સૅનસેસ'માં મળે છે. કેટલાકો ઉરદુ ભાષાને હિંદીમાંજ ભેળવાની ભૂલ ચલાવે છે. કેમકે ઉરદુ ભાષાના બે પ્રકાર છે. એક દક્ષિણી અથવા વિજાપૂરી અને બીજી હિંદુસ્તાની. વિજાપૂરીમાં તૈલંગી, દ્રવિડ, કર્નાટકી ભાષાના શબ્દોની ભેળ થએલી છે, ત્યારે દિલ્હીની ઉરદુમાં ફારસી, અરેબિક અને સંસ્કૃતની ભેળ થએલી છે. જો પોતાની જન્મ ભાષા નહિ ગણી હોય તો આય ભાષા સાધારણ બોલનાર વર્ગ પાંચ કરોડની હિંદુસ્તાનમાં હસ્તી ધરાવે છે.

હિંદુસ્તાનમાં નાહની મોટી એવી ૧૨૮ ભાષાઓ છે, અને બરમા, કવેટા, એદન, અંદમાન વગેરે તરફની ભાષાઓ ગણત્રીમાં લેતાં ૧૪૦ થી ૧૫૦ ભાષા બોલાય છે. તેમાંની કેટલીક ભાષા સરકાર દરબારી છે, જેથી તેના દવારે શિક્ષણ આપવામાં આવે છે, કેટલીક સમાજીક છે આથી તે ઓછા અધિક પ્રમાણમાં દરેક સુધરેલા ભાગમાં નજરે પડે છે. કેટલીક ભાષા મુખ્ય ભાષાની પેટા ભાષા છે, અને કેટલીક જંગલી પ્રજાની છે, તેમનું વ્યાકરણ નથી કે લિપિ નથી, અથવા કોઇ પ્રકારનું સાહિત્ય નથી.

હિંદના મુખ્ય વસ્તીવાલા ભાગના ૮ ગ્રૂપ બનાવ્યા છે જેમાં વાયવ્ય પ્રાંત, પંજાબ, બંગાલ, મધ્ય હિંદુસ્તાન, મુંબઈ, મધ્ય પ્રાંત, નિજામનું રાજ્ય અને મદ્રાસ સમાવ્યા છે. તેમાં ભાષાના સબંધમાં નીચે લખ્યા મુજબ સ્થિતિ નજરે પડે છે:—

| અ૫ નંબર. | પ્રાંતનાં નામ. | બોલાતી ભાષા. સંખ્યા. | પ્રજાની સંખ્યા. વસ્તી. | |
|---|---|---|---|---|
| ૧ | વાયવ્ય પ્રાંત. | ૨૪ થી ૨૯ | ૪,૭૭,૦૦,૦૦૦ | તેમાં હિંદી બોલનારા સેંકડે ૯૭ ટકા, અને બીજા ૨૩ ભાષા બોલનારા સેંકડે ૩ ટકા છે. |
| ૨ | પંજાબ પ્રાંત. | ૨૫ | ૨,૫૧,૩૦,૦૦૦ | તેમાં પંજાબી અને હિંદી બોલનારા સેંકડે ૮૦ ટકા અને ૨૪ ભાષા બોલનારા સેંકડે ૨૦ ટકા છે. |
| ૩ | બંગાલ ઇલાકો. | ૬૬ | ૮,૦૦,૦૦,૦૦૦ | તેમાં બંગાલી, હિંદી, ઉરિય, આ ભાષા બોલનારા સેંકડે ૯૩ ટકા અને બીજી ૬૩ ભાષા બોલનારા ૭ ટકા છે. |
| ૪ | મધ્ય હિંદુસ્તાન. | અજમાસે ૧૬ ભાષા બોલાયછે. | ૨,૨૭,૦૦,૦૦૦ | તેમાં હિંદીનો વધારે ફેલાવો છે, તેથી ઉતરતો ફેલાવો મરાઠી ભાષાનો છે. |
| ૫ | મુંબઇ ઇલાકો. | ૩૮ | ૨,૬૩,૦૦,૦૦૦ | તેમાં મરાઠી, ગુજરાતી, કૅનડી અને સિંધી બોલનારા સેંકડે ૯૧ ટકા અને બીજા, ૩૪ ભાષા બોલનારા. |
| ૬ | મધ્ય પ્રાંત. | ૩૬ | ૧,૫૮,૪૧,૦૦૦ | તેમાં હિંદી, મરાઠી અને ઉરિય બોલનારા સેંકડે ૮૬ અને બીજા ૩૩ ભાષા બોલનારા ૧૪ ટકા છે. |
| ૭ | નિઝામનું રાજ્ય. | ૨૦ | ૧,૧૫,૩૭,૦૦૦ | તેમાં તેલંગુ, મરાઠી, કાનડી અને ઉરદુ ભાષા બોલનારા સેંકડે ૯૭ ટકા અને બાકીના ૧૬ ભાષા બોલનારા માત્ર ૩ ટકા છે. |
| ૮ | મદ્રાસ. | ૪૧ | ૪,૪૪,૦૦,૦૦૦ | તેમાં ટૅમીલ, તેલંગુ, મલ્યાલમ અને કૅનરી આ ૪ ભાષા બોલનારા, સેંકડે ૯૧ ટકા છે, બાકી ૩૭ ભાષા બોલનારા ૯ ટકા છે. |

ઉપર જે સેંકડે પ્રમાણ જણાવ્યું તે જેમની સ્વભાષા છે તેમનુ પ્રમાણ હતું; આ ભાષા દ્વારે વ્યવ્હાર ચાલેછે. ત્યારે તે સમજનાર હજી વધારે હોવાં જોઇએ.

**ભાષાસાસ્ત્રીઓ**—જેમ્સ કાઇકટન ૧૫ ભાષાઓ જાણતો હતો, જે માત્ર ૨૩ વર્ષની ટુંક વયમાં મોટા મોટા આલમાઓ સાથે વિદ્યા હુન્નરમાં અજાયબ જેવી હરિફાઇ કરીને ૧૫૬૪માં મરણ પામ્યો હતો. સર વિલ્યમ જોન્સ જે ૧૭૪૬માં જનમ્યો હતો તે ૨૮ ભાષા જાણતો હતો. નિહબર નામનો જાણીતો તવારીખનવેશ ૧૭૭૬માં ડેનમાર્કમાં જનમ્યો હતો તે ૨૦ ભાષાઓ જાણતો હતો. ઇટલીનો પાદ્રી મેઝોફેન્ટી જે ઇ.સ. ૧૭૭૦માં જનમ્યો હતો તેતો ૧૨૦ ભાષા અચ્છી રીતે જાણતો હતો.

**ભાસ્કરાચાર્ય**—આ નામાંકિત જ્યોતિષી આજે ૭૦૦ વર્ષ થયાં વિધ્વાન વર્ગમાં પોતાના અલૌકિક ગ્રંથો માટે જાણીતો છે. એના સિદ્ધાંત શિરોમણી અને કરણ કુતૂહલ નામે બે જ્યોતિષ ગણિત ગ્રંથો છે. શિરોમણીમાં જણાવ્યા મુજબ શકે ૧૦૩૬ માં તેનો જન્મ થયો હતો, અને ૧૦૭૨ માં ૩૬ મે વર્ષે તેણે સિદ્ધાંત શિરોમણી નામે ગ્રંથ રચ્યો હતો. કરણ કુતૂહલ ગ્રંથની શરૂઆત શકે ૧૧૦૫ માં કરી હતી. સિદ્ધાંત શિરોમણીના ગ્રહગણિત અને ગોલ આ બે અધ્યાય ઉપર તેની પોતાનીજ (વાસના ભાષ્ય), ટીકા છે. આ ટીકા પણ શકે ૧૧૦૫ માં લખી હતી. એણે પોતાની ૬૯ માં વર્ષની બુજર્ગ વયે 'કરણ ગ્રંથ' રચ્યો હતો, અને ટીકાનો પણ કેટલોક ભાગ રચ્યો હતો.

ભાસ્કરાચાર્યે 'ગોલ પ્રશ્નાધ્યાય' માં પોતાનું ગોત્ર શાંડિલ્ય અને પિતાનું નામ મહેશ્વર બતલાવે છે. તેમજ તેનું રહેવાનું મુકામ સહ્યાદ્રિ પર્વત પાસેનું વિજ્જડવિડ હતું.

ખાનદેશથી ચાલીસ ગામની નૈરૂત્યે ૧૦ મૈલ ઉપર પાટણ નામે ગામડાંમાંના ભવાનીના મંદીરમાંથી એક શિલાલેખ ડૉ૦ ભાઉદાજીએ શોધી કાઢી ઉકલાવ્યો હતો. તેમાં જણાવ્યા મુજબ ભાસ્કરાચાર્યનો પૌત્ર ચંગદેવ એ યાદવ વંશમાના સિંઘણ રાજાનો જોતિષ હતો. આ સિંઘ (સિંહ) દેવગીરીમાં શકે ૧૧૩૨ થી ૧૧૬૯ સુધી રાજ્યઅમલ ભોગવી ગયો. ચંગદેવે પાટણમાં ભાસ્કરાચાર્ય અને તેના વંશમાંના બીજા ગ્રંથકારોનાં ગ્રંથનો અભ્યાસ કરવા માટે મઠ સ્થાપ્યો. સિંહનો માંડલિક (ભૃત્ય) નિકુંભ દેશમાંના સોઇદેવે આ મઠ માટે શકે ૧૧૨૯ માં જમીન બક્ષેસ કરી હતી, અને તેના ભાઈ હેમાડીએ પણ જાગીર આપી હતી. આ લેખ શકે ૧૧૨૮ પછી ચંગદેવે કોતરેલો છે. શિલાલેખમાં ભાસ્કરાચાર્યના વડવાનો ઈતિહાસ આપ્યો છે. તેમાં આપેલા શ્લોકો ઉપરથી ભાસ્કરાચાર્યની વંશાવળી નીચે મુજબ નિકળે છે.

ત્રીવિક્રમ
|
ભાસ્કરભટ્ટ.
|
ગોવિંદ.
|
પ્રભાકર.
|
મનોરથ.
|
મહેશ્વર.
|
ભાસ્કર.
|
લક્ષમિધર.
|
ચંગદેવ.

ભાસ્કરાચાર્યથી ૬ ઠો વડવો ભાસ્કર ભોજ રાજાનો વિદ્યાપતિ હતો એવું શિલાલેખમાં લખેલું છે. શિરોમણિકાર ભાસ્કરાચાર્યનો જન્મ શકે ૧૦૩૬ માં પકડીએ તો દર પેઢી ૨૦ વર્ષની ગણતાં ભોજપતિ ભાસ્કરનો જન્મ શકે ૯૩૬ માં આવે છે.

ત્યારે તે શકે ૯૬૪ માં થએલા રાજમૃગાંક-કાર ભોજનો અધિપતિ હોવાનો સંભવ રહે છે. ભાસ્કરાચાર્યના પુત્ર લક્ષ્મીધરને જૈત્રપાલ રાજાએ તેડી, પોતાની દરબારમાં રાખ્યો હતો. અને તેનો પુત્ર ચંગદેવ એ સિંહ ચક્રવર્તીનો જોતિષ હતો, એવું શિલાલેખમાં વર્ણેલું છે. જૈત્રપાલ એ દેવગિરીમાંના યાદવ વંશમાંનો રાજા શકે ૧૧૧૩ થી ૧૧૩૨ સુધી ગાદીપર હતો. અને તેનો પુત્ર સિંઘણ એ શકે ૧૧૩૨ થી ૧૧૬૯ સુધી દેવગીરીની ગાદીપર હતો.

ભાસ્કરાચાર્યનું જન્મસ્થાન 'વિજ્જલ-વિડ હતું એમ તેના લેખ ઉપરથી જણાય છે. આ શબ્દની સેવટમાંના બે અક્ષર ઉપરથી તે 'વીડ' હતો એમ ધારવામાં આવે છે. પણ 'બીડ' તો અહમદનગરની પૂર્વે ૪૦ મૈલ ઉપર, મોગલ રાજ્યમાં છે. સૈહ્યાદ્રિની પાસે નથી, અને હાલમાં ત્યાં ભાસ્કરાચાર્યના કોઇ વંશજ વટીક નથી.

ભાસ્કરાચાર્યે રચેલા લીલાવતીનું ભાષાંતર પાદશાહ અકબરના હોકમથી ફારસીમાં કરવામાં આવ્યું હતું. તેનો ભાષાંતર-કર્તા જણાવે છે કે ભાસ્કરાચાર્યનું જન્મ વતન બેદર હતું. એ સોલાપૂરની પૂર્વે ૫૦ કોસ ઉપર મોગલાઇમાં છે; પણ સૈહ્યાદ્રિ પાસે નથી. મોગલાઇમાંના કલ્યાણ નામે પ્રસિધ્ધ શેહેરની પૂર્વે ૩૦ મૈલ ઉપર બંદર છે. ભાસ્કરાચાર્યના સમયમાં કલ્યાણમાં ચાલુક્ય વંશના રાજા રાજ્ય કરતા હતા. આવડું મોટું રાજ્ય છતાં તેની સાથે ભાસ્ક-રાચાર્યનો સંબંધ હતો, એવી એકે બીના મળતી નથી, આથી બેદર જે ભાસ્કરાચાર્યનું જન્મ વતન કેટલાકો દર્શાવી ગયા છે તે ભુલભર્યું છે.

ચંગદેવના શિલાલેખમા ૨૨ મા શ્લોકમાં પીંચ રને જૈત્રપાલના (પાટણ) શેહેરથી તેડાવી લીધો; એમ દર્શાવેલું છે. પાટણ નામ યાદવોની રાજ્યધાની દેવગિરિ (દૌલતા-બાદ)ની પાસે છે. અને સૈહ્યાદ્રિની હારની શાખા ચાંદવડનો પર્વત તેની નજદીક છે. ભાસ્કરાચાર્યના વંશજ અનંતે બંધાવેલું જે બહાળ ગામમાંનું મંદીર તે પાટણની પાસે ૨૦ મૈલ ઉપર છે. આ ઉપરથી ભાસ્કર-ચાર્યનું મૂળગામ પાટણ યા તેની પાસેનું વિજ્જલવિડનાં નામને મળતું ગામ હતું, એમ સિધ્ધ થાય છે.

ભાસ્કરાચાર્યના ગ્રંથ ઉપર જેટલી ટીકા છે તેટલી કોઇ પણ જ્યોતિષ ગ્રંથપર આજ વેર ટીકાઓ રચાઇ નથી. તેમાંની કેટલીક ટીકા સિધ્ધાંત શિરોમણીના ચારે ભાગ ઉપર છે. કેટલીક માત્ર લીલાવતીના પેહેલા ભાગ ઉપર છે; કેટલીક બીજા ભાગ બીજ ગણિત ઉપર છે. અને કેટલીક ગ્રહણગણિત અધ્યાય અને ગોલાધ્યાય આ બેઉ ઉપર છે.

ભસાકરાચાર્યે રચેલા સૂર્ય સિધ્ધાંત નામે ગણિતનો એક મ્હોટો ગ્રંથ છે, તેના પર રંગનાથે 'ગુઢાર્થ પ્રકાશિકા' નામે ટીકા કરેલી છે. તેમજ તિથિતત્વ નામે ફળગ્રંથ, અને જ્યોતિષ તત્વ નામે સિધ્ધાંત ગ્રંથ પણ ભાસ્કરાચાર્યેજ રચેલો છે.

આ મહા પંડિતનો એવો સિધ્ધાંત હતો કે પૃથ્વી ગોળાકાર અને નિરાધાર છે. તે સૂર્યની પાછળ ફરે છે. ગ્રહણ થાય છે તે પૃથ્વી અને ચંદ્રની છાયાથીજ બને છે. તેમજ પૃથ્વીને લોહચુંબકની પેઠે આકર્ષણ શકિત છે, તેના વડે પૃથ્વી સર્વ પદાર્થોને પોતાની પાસે ખેંચી રાખીને પડવા દેતી નથી.

**ભીંડા**—ભીંડાની મુખ્ય જાતી બે છે. એક જાતના ભીંડા લાંબા હોઇ તે ઉપર કાંટા હોતા નથી. બીજી જાત ટુંકા હોઇ કાંટારહીત હોયછે. મુંબઈમાં ઉગતા ભીંડાના છોડ નાહના હોવા છતાં તે પર લાંબા ભીંડા હોય છે. ભીંડા પર પાંચ છ અને આઠથી દશ ધાર હોયછે. સાધારણ ૯થી ૬ધારી ભીંડા ઘણા જણાયછે. દરેક શિશ નીચે અકેક બીજની નળી હોયછે, અને તે બીજ શીંગના ન્હાના મ્હોટા કદ પ્રમાણે નાહનાં મ્હોટાં બી હોયછે કેટલાક

ભીંડા લાલાસ રંગના ને કેટલાક સફેદ, લીલા હોય છે, કેટલાક ભીંડા વેહેંત ભર લાંબા હોય છે; તો કેટલાક ૪થી પાંચ ઇંચજ લાંબા હોય છે. એકથી બે ઇંચ પણ લાંબા લવંગીયા ભીંડા હોય છે. વેલાની બીજની ભીંડીને ધારો હોતી નથી.

ભીંડાના છોડ ૩થી ૧૦ ફીટ ઉંચા વધે છે. એની ઉપર આવતાં પિળાં ફુલો બીજે દિવસે લાલ બને છે. એની પર વાંઝીઆં ફુલો કદી આવતાં નથી, પણ દરેક ફુલપર એકેક ફળ આવે છે. ફુલો દરેક પાંદડાનાં દીડાંપર આવી ત્યાં ફળ ઉગે છે.

એનાં બીજ રોપવાથી ઝાડ ઉગે છે. એની વાવણી વર્સાદમાં કરે છે, પણ બાગાયત ભીંડી બારે માસ ઉગાડી શકાય છે. એના છોડ તળે કુટો, ઘોડાની લીદ, કોહેલું છાણ વગેરેનું ખાતર આપ્યું હોય તો ઝાડ જોરમાં ઉગે છે. ઝાડ હાથ ભર ઉગતાં, તેનો છેડો કાપતાં તેનો વિસ્તાર વધે છે, તેમજ ફળો ઘણાં ઉગે છે. એનીપર કોડા પડતાં રાખ ઉપર નાખતાં તે મરી જાય છે. એનાં ઝાડ પાસે જંગલી ભીંડાનું ઝાડ હોય તો તેના કેસરનાં સંયોગથી સારી ભીંડી ઉગે છે.

**ભીંડી**—એનાં ઝાડ ૪ થી ૫ હાથ ઉંચા વધે છે. કુમળી હાલતમાં પાંદડાં પણ ભાજી તરીકે ઉપયોગમાં આવે છે. એનાં બિયાંમાંથી તેલ નિકલે છે. આ તેલ કરડી અથવા ભોયસિંગની સાહાયતાથી કાઢે છે. ઝાડ સુકાયા પછી તેને ભીજવી રાખી તે ઉપરની છાલ કાઢી લીયે છે. તેનાં ગુણપાટ, દોરડાં અને કાગળ વગેરે પદાર્થો બને છે. દુકાળમાં ભીંડીના ગોટલા ગરીબ વર્ગ ખાય છે. એની એક બીજી જાત વેલાતી ભીંડીને નામે જાણીતી છે. એના ઉપર જે જે ફુલો આવેછે તેના ઉપરની છાલ પણ રાતા રંગની હોઇ આંબલી પ્રમાણે સેહેજ ખટાસ ધરાવે છે. આથી તેમ સુકવી ઉપયોગમાં લીયે છે. એ પિત્તનાશક છે, અને દેવતા સલગાવવાનાં કામમાં તેનો ઉપયોગ કરે છે.

**ભીમપલાસી**—માલકોસનાં આઠ પુત્રની એક ભાર્યાનું નામ. આ રાગણીની જાતી સંપૂર્ણ છે, એટલે સ્વર કોમળ છે. પણ તેમાં કોઇ રિખબ તિવ્ર પણ છે, રિખબ ગ્રહ સ્વર છે. મધ્યમ વાદી છે. વખત દિવસનાં ત્રીજા પહોરનો છે, આ ભાર્યા ધન્યાશ્રી; પૂરવી અને સિંધવી મિશ્ર છે, આ રાગણી પલાશળીપને નામે પણ જાણીતી છે.

**ભીલ**—સાતપૂડાનાં પ્રદેશમાં અને તેની તળેટીમાં તથા વિંધ્યાદ્રીની આસપાસ અને રજપુતાનામાં ભીલ નામની જંગલી પ્રજાની વસ્તી છે. એઓ જંગલી, જનુની અને દેખાવમાં ઉગ્ર હોય છે. અગાઉ એઓ લુટફાટ કરી નિર્વાહ કરતા હતા, પણ હાલમાં તેમને બ્રિટીશ સરકારે કેળવી પોતાના લશ્કરમાં દાખલ કરી સુધાર્યા છે.

**ભીલામો**—એનું વૃક્ષ મ્હોટું હોઇ તેનીપર કાજુ જેવા જાંબ (ફીંડવા) આવે છે, અને તેની ઉપર બિયાં પણ તેવાજ આવે છે, જે ભીલામો કહેવાય છે. ભીલામાંના ફીંડવા પાકતાં મીઠાં લાગે છે, અને તેને સુકવી ખાવાના ઉપયોગમાં લાગે છે. ભીલામામાંથી નિકળતાં બિયાં પૈષ્ટિક વાયુ હારક અને દાંતને મજબુતી આપનાર હોવાથી તેનો ઓહોળો ઉપયોગ કરે છે, હિંદુસ્તાનમાં ભીલામો તર્કેવાર દર્દોપર અકસીર ઔષધી ગણાય છે.

એનુ તેલ ત્વચાપર ફોલ્લા ઉઠાડી સાંધા માંડેલું થતું દુઃખ ઓછું કરવા યોજે છે, 'આફેકર નામે કાજૂ એ પ્રાકૃત શબ્દ છે, પણ તેનાં ફળનાં ગુણ ઘણું કરી એના જેવાજ છે. એની છાલમાંથી એક પ્રકારનો ગુંદર નિકળે છે. તેને ચીનાઇ ગુંદર કહે છે. (Kino). અત્તેસારમાં એના લાકડાની ભુકી ૫ થી ૧૦ ગુંજભાર સાકર સાથે ખવાડે છે.

ભીલામો ચોપડવાથી દાહ ઉપજાવે છે, ને ખાવામાં ગરમ પણ પૈષ્ટિક છે. ભીલામાંનું તેલ કાળું વાદળી રંગનું હોય છે. જે બ્લિસ્ટર જેવો ગુણ ધરાવે છે. ભીલામો અજીરણ,

મંદાગ્નિ, હરસ, ચામડીનાં રોગ, તથા નબળાઈ ઉપર અકસીર છે. દેશી વૈદોએ ભીલામાંના દર્દો ઉપર સેંકડો ઉપયોગ યોજેલાં છે.

**ભીંવગઢ**—અથવા ભીમગઢ. આ કિલ્લો કર્જતની પૂર્વે ૩ મૈલ ઉપર ૫૦૦ થી ૬૦૦ ફીટની ઉચાઇની ટેકડી ઉપર બાંધેલો છે. કિલ્લામાં બે ત્રણ પાણીનાં ટાંકાં છે. તેની કિલ્લેબંદી હાલમાં લગભગ પડત હાલતમાં છે.

**ભીષ્મ**—પુરૂકુલોત્પન શંતનુ રાજાથી ગંગાના ૮ પુત્રોમાંનો એક. એ 'ધુ' નામે વસુના અંશથી જનમ્યો હતો. એણે વસિષ્ટ પાસેથી વેદાધ્યન તથા ધનુર્વેદ જમદગ્નિ પાસેથી ભણ્યો હતો. એક સમે શંતનુ કોઈ માછીની પુત્રી જોઈ તેની ઉપર મોહી પડયો, ને તેની સાથે પરણવા માંગ્યું; પણ માછીએ એવી કબુલાતથી પરણાવવા કહ્યું કે તેના પેટે જે પુત્ર અવતરે તેને રાજ્ય સોંપવું. શંતનુનો વડો પુત્ર ભિષ્મ હોવાથી તે તેની માગણી કબુલ કરી શકયો નહિ; અને વીરહથી પિડાવા લાગ્યો, પણ આ વાત ભિષ્મે જાણતાં તેણે એવી પ્રતિજ્ઞા લીધી કે "હું આખી જીંદગી. બ્રહ્મચર્યથી પાળી રાજ્ય ઉપરનો હક તજી દઇશ. તે મુજબ ભીષ્મે વરતી, માછીની કન્યા સત્યવતી સાથે પોતાના પિતાને પરણાવ્યો. શંતનુથી સત્યવતીને ચિત્રાંગદ અને વિચિત્ર વીર્ય એવા બે પુત્ર થયા, જ્યારે શંતનુ મરણ પામ્યો ત્યારે ભીષ્મે ચિત્રાંગને ગાદીએ બેસાડયો પણ તે ચિત્રાંગદ નામે ગંધર્વ સાથે લડતાં મરણ પામતાં વિચિત્ર વિર્યને ગાદીએ બેસાડી અંબિકા અને અંબાલિકકા સાથે પરણાવ્યો, પણ વિચીત્ર વિર્ય મરણ પામતાં સત્યવતીએ ભીષ્મને સંસાર માંડી રાજ્યગાદી નીરવંશ ન થાય તે માટે યોગ્ય સલ્હા આપી, પણ ભીષ્મ પોતાનાં વચન ઉપર વળગી રહેવાથી સત્યવતીએ કૃષ્ણ દ્વૈપાયન પુત્રનું સ્મરણ કરતાં તેણે પ્રગટ થઇ સત્યવતીથી સર્વે બીના જાણી વિચિત્ર વિર્યની બેઉ સ્ત્રીને પેટે ધૃતરાષ્ટ્ર અને પંડુ નામે બે પુત્ર નિર્માણ કર્યા.

ભીષ્મે તે પછી પંડુને રાજ્યગાદી આપી. તેના વતી સર્વ કારોબાર પોતે ચલાવતો હતો. પણ ભારતિય યૂદ્ધમાં ભીષ્મ પાંડવોને હાથે માર્યો ગયો. ભીષ્મ વચન પાળવામાં પુરો હતો. એ ધનુર્વેદમાં પૂર્વિણ હોઇ, સ્ત્રી ઉપર કદી શસ્ત્ર ઉપાડવું નહિ એવું એણે પણ લીધું હતું, જે મરતાં સુધી ભીષ્મે પાળયું હતું.

**ભીષ્મપંચક**—કાર્તિક શુદ બારસથી તે કાર્તિક શુદ ૧૫ સુધી પાળવામાં આવતું વ્રત. કથા મુજબ "પાંડવ તથા કૌરવ"ની લઢાઇમાં ભીષ્મ કૌરવ તરફનો એક મહારથી યોદ્ધા હતો. તેણે પ્રતિજ્ઞા લીધી હતી કે માહરે લઢાઇમાં દસમે દિવસે નિષપાંડવી પૃથ્વી કરવી. પણ શિખંડીને સામો આવેલો જોઈ ભીષ્મે હથિયાર છોડી દીધાં. તે પછી બાણશૈયા ઉપર ભીષ્મે શયન કરીને કાર્તિક શુદ ૧૧ સથી તે ૧૫ સુધી પોતાની સામે એકઠા થએલા કૌરવ તથા પાંડવોને મોક્ષ ધર્મ તથા રાજ ધર્મનો બોધ કર્યો.

**ભીષ્માષ્ટમી**—હિંદુઓના માહ માસમાં મહાવદ ૮મે આવતો તેહેવાર. આ દિવસે ભીષ્મ બાણના શય્યાપર સ્વઇચ્છાથી મરણ પામ્યો હતો. તે અવિવાહીત હોવાથી તેને પુત્ર નહોતો, આથી બીજા લોકો તેનું શ્રાધ્ધ કરે છે. જે એનું શ્રાધ્ધ કરેછે તે સંતતિમૂકત થાય છે. તેના ઉપદેશથી એક વર્ષ તર્પણ કર્યું હોય તો એક વર્ષ સુધી કરેલાં પાપનો નાશ થાય છે. ન કર્યું હોય તો પુણ્યનો નાશ થાય છે.

**ભીક્ષૂક.**—હિંદુસ્તાન દેશમાં જેટલી જાતો, જેટલી જાત્રા અને જેટલાં પવિત્ર સ્થળો છે તેટલાજ ભીક્ષૂક, તેટલીજ જાતી, તેટલીજ યાત્રા અને તેટલાં પવીત્ર સ્થાનો પૃથ્વી ઉપરના કોઈ પણ દેશપર નહિ હશે. સુમારે ૩ થી ૪ હજાર વર્ષથી ભીક્ષૂક વર્ગ લોકોનો હક મેળવતું આવ્યું છે. તેમાં જ્ઞાનવૃધિ કરનાર, ગવઇઆ, આંધળા, રોગી, લંગડા,

અનાથ, નીરાધાર બાળક યા સ્ત્રીઓજ મદદ મેળવવા યોગ્ય વર્ગ છે એમ હાલના સુધરેલા જમાનામાં ધારવામાં આવે છે. પણ હિંદુસ્તાનમાં તો ભીક્ષુક વર્ગ વંશ પરંપરાએ, તેમાં કેટલાક ઘેરબારના સુખી છતાં એજ ઉદ્યોગપર મંડેલા છે.

પેહેલો ભીક્ષૂક વર્ગ બ્રાહ્મણ હતો. તેમનામાંથી સન્યાસી, બ્રહ્મચારી, પ્રદક્ષીણાવાલા, વારકરી, ગંગા જળ લાવનાર, તીર્થવાસી, વૈદિક, પંડિત, પુરાણિક, હરદાસ વગેરે અનેક પ્રકારના થયા.

તે પછી જ્યાં જ્યાં બૌદ્ધ જાતનો પ્રસાર થયો, તેવો ત્યાં ભીક્ષૂક વર્ગમાં નવો વધારો થયો. તેઓમાં સાધુ, સાધ્વી, જતી, શ્રીપૂજ્ય, યોગી, ત્યાગી એ ભીક્ષુકોનો સમાવેશ થયો. તે પછી નાથ પંથી ભીક્ષૂક, જોગી, કાનફટા, અવધડ વગેરે ભીક્ષૂક વર્ગની મંડળી ઉભી થઇ, આજ મુજબ જેણે જેણે પોતાનો નવો પંથ સ્થાપન કર્યો તેણે તેણે ભીક્ષૂક વર્ગ વધાર્યો.

શંકરાચાર્યે તો ૪ વર્ગમાંથી "દશનામ સન્યાસી" વર્ગ ઉભો કર્યો (ગીરી–સદાશીવ; પર્વત–પુરૂષ; સાગર–શકિત; બનરૂદ્ર; અરણ્ય–ઔંકાર; તીર્થ–બ્રહ્મા; આશ્રમ-વીષ્ણુ; મઠ–શિવ; પુરી–અક્ષર; ભારતી–પરબ્રહ્મ; એટલાં નામ સન્યાસી કહેવાય છે.)

શાકત, ઉપાસક, ઓઝે વગેરે અમો અદભુત સામર્થ્ય બતાવીયે છિયે, દેવતાને સાધીએ છિયે અને તેજ મુજબ જારણ, મારણ, ઉચ્ચાટન વગેરે કરવા માટે અનુષ્ટાનો કરીયે છિયે એમ જણાવી શહેરે શહેર અને રાજા રજવાડામાં બેઠો મુસારો મેળવે છે. એઓએ પણ પોતાનો ભીક્ષૂક વર્ગ ઘણો વધાર્યો છે.

શંકરાચાર્ય પછી ભક્તિપંથ નિકળી. ૪ આચાર્યના સંપ્રદાયી ૧–મધ્ય, ૨–શ્રી, ૩–નિમાવત અને ૪–વિષ્ણુ સ્વામી. એવા ૪ વર્ગના બેરાગી ઉત્પન્ન થયા. તે શિવાય ચૈતન્ય, કબીર, નાનક પંથમાંનો ઉદાસી; સ્વામી નારાયણના સાધુ વગેરે અસંખ્ય ભીક્ષૂક ગયાં ૫૦૦ વર્ષમાં ઉત્પન્ન થયા છે.

મુસલમાની રાજ્ય અમલ થતાં હિંદુસ્તાનમાં નવો ભીક્ષુક વર્ગ તેઓ તરફથી દાખલ થયો. તેઓમાં હાફીજ, સઇયદ, ફકીર, પીરઅવલીયા વગેરે મંડળોનો પ્રસાર થયો.

તે શિવાય જે જે મહાપુરૂષ ઇશ્વરભક્ત નામે થયા તેઓએ આ ભીક્ષુક વર્ગને સારી મદદ કરી હતી. મલુકદાસી, રામદાસી, દાસરી, દાદુપંથી, માનભાવ, રામસ્નેહી, બીજમાર્ગી, ભુવે, ભાવિણી, મુરલી, વાઘે, ચોબે, ગયાવળ, ગંગાપુત્ર, બડવે, પ્રણામી, ગુરવ, જંગમ, રાઊળ, ચિત્રકથી, વાસુદેવ, ડાકોતી, ડૌરી, ગોંધળી, મદારી, તપસ્વી, હરિદાસી, ભર્તરી, ભોજક, તરગાળે, મિરાતી, સરવદે, રાવળ, ગોપાળ, ગંધર્વ, ભાટ, નટ, મલ્લ, ભરાડી, પાંગુળ, દરવેશી વગેરે અનેક ભીક્ષૂક વર્ગનો એક ગંજાવર વર્ગ આ હિંદુસ્તાનની . નિર્ધનતામાં વધારો કરતો વધ્યો અને વધ્યો જાય છે.

ભીક્ષૂકોને દાન આપ્યાથી અને પ્રકારનાં ફળ અને સિદ્ધી પ્રાપ્ત થાય છે એવી હિંદના લોકોની સમજ છે જેમ જેમ ભીક્ષૂકને આપીયે છિયે તેમ તેનું બમણું મળેછે, એવી વાતો તેઓ કરેછે જો શેરડી વંહેંચો તો ગોળ મળે ને ધાન્ય વેંહેંચો તો ધાન્યના ઢગ મળે, એવા તર્હેવાર વેહેમો તેઓએ અજ્ઞાન અને જ્ઞાનીઓમાં ફેલાવેલા છે.

હિંદુસ્તાનમાં વસતી કેટલીક જાતોમાં ભીક્ષુક થવામાં જરાએ શરમ સમજવામાં આવતી નથી. ફકીરો વંશપર પરા આ ધંધો કર્યા જાયછે, ને તેમાં તેઓ માન સમજે છે. બ્રાહ્મણ, બેરાગી જોગી, વંશપરંપરે ભીક્ષા માગે છે, ને તેમાં તેમને લજ્જા હોતી નથી. તાબુતમાં માનતાને બાહાને કોઇ ફકીર બને છે, કોઈ હોળી પર ગોસાઇ બને છે, કોઇ જાત્રા અર્થે, કોઇ લગ્ન કાર્ય અર્થે અને કોઇ દેવતાના ઉત્સવને બહાંને

ભીક્ષુક બને છે. અને એવાને જે ભીક્ષા આપે છે તેમની તેઓ કીર્તિ ગાઇ નામના વધારે છે. ભીખારીઓને પૈસા આપી પોતાની કીર્તિ વધારવાની જેમની ઇચ્છા હોય છે તેઓ ભીક્ષુક વર્ગને ઉત્તમ પ્રકારે પોસે છે. અહલ્યાબાઇ, ચંદુલાલ, બાજીરાવ, માણીકપ્રભુ, ગોપાળ રાવ, ભૈરાળ, શિવાજી, મથુરાના લછમનદાસ, ચિતાંબરદીક્ષિત, યશવંતરાવ, દેવ મામલતદાર, અક્કલકોટના સ્વામી વગેરે પુરૂષોએ પોતાની આજ ભીક્ષુક વર્ગ મારફતે હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં કીર્તિ વધારી હતી.

**ભુંડ**—આ પ્રાણી ચીરેલી અને આખી ખરીવાળાં જનાવરોને જોડનારા કડીમાંનું પ્રાણી છે. પાળેલું ભૂંડ એ મનુષ્યે પાળીને ઉછેરેલું રાની જનાવર માત્ર છે. પણ જંગલનાં ભૂંડ ઘણાં જોરાવર ને ઝનુની હોય છે. આવાં ભૂંડનો શેકાર પાંચ દસ જણાને કરવો પણ મુશકેલ થઇ પડે છે. ભૂંડ દેખાવે બેડોળ ને માસના લોચાથી ભરેલું શરીર ધરાવે છે. એનું શરીર ગોળ અને લીસું તથા પગ ટુંકા છે. ચરબીને લીધે એની આંખો ભાગ્યેજ દેખાય છે, અને ખાવાને માટે તેનાથી ભાગ્યે ઉડી શકાય છે.

ભૂંડ પોતાનાં બચ્ચાંને અતિ સંભાળથી ઉછેરે છે. માસ ખાનારી પ્રજામાં યાહુદી તથા મુસલમાન શિવાય બધી પ્રજા એને ખાય છે. ભૂંડનું ચામડું ઘણું કિમતી હોય છે, અને તેની ચરબીના થોડાક ભાગની 'લાર્ડ' બને છે.

જે ભૂંડનાં માથાંપર માંસની ગાંઠ બાહેર નિકળેલી હોય છે, તે ઉપરથી તેને મસાળુ ભૂંડ કહે છે. આ ભૂંડ આફ્રિકાનું વતની છે. એના દંતશૂળ મોટા ને વાંકા હોય છે.

**ભુગોળવિદ્યા**—ઇ સ. ૧૨૦૧ ને સુમારે બારબરીના મૂર લોકો આ વિદ્યા યૂરપમાં લાવ્યા હતા બાર્થોલોમિયો કોલમબસે અમેરીકા ખંડ વિશે પોતાના ભાઇની કલ્પના સમજાવવાને માટે જમીન તથા દરિયાના નકશા ઇ. સ. ૧૪૮૯ માં ઈંગ્લંડમાં દાખલ કર્યા હતા.

**ભુતખાના**—હિંદુ મત મુજબ ભુતખાના તરીકે કેટલાંક ઘરો પ્રસિદ્ધ હોય છે. જે ઘેરમાં ભૂતનો વાસ છે એવો વેહેમ બેસતાં ત્યાં કોઇ રહેતું નથી. આવાં ઘરો પડત રહી ઘણુ સસ્તે ભાડે મળે છે, મનુષ્ય પેહેલે જન્મે જેવો હોય છે તેવોજ તે ભૂતયોનીમાં રહે છે. જુગારી પ્રેત ભૂત થતાં જુગાર રમે છે, દારૂબાજ દારૂ શોધે છે, વિદ્વાન મનુષ્યનો ભૂત ગ્રંથ વાંચવામાં યા બડબડાટ કરવામાં કાળ ગુજારે છે. વાઘના પંજામાં સપડાઇ મરણ પામેલો અથવા સર્પદંશથી મરણ પામેલો ભૂત બને છે એવું હિંદુઓ માને છે.

**ભુતસ્થળ**—હિંદુ શાસ્ત્રીય મત મુજબ "મેરૂ પર્વત ઉપર કુબેરપુરીમાં યક્ષગણ રહે છે. ત્યાં મરણ પામેલો કરણી મુજબ જન્મ લીયે છે. વિનાયક આદિ શિવના સેવક અને ગંધર્વ, વેતાળ, બ્રહ્મ, રાક્ષસ, કુષ્માંડ, ભૈરવ, ગ્રહ, જાંભક વગેરે પોતાનાં કર્મ મુજબ ફળ પામે છે. જે સ્ત્રીઓ પુણ્યવાન અને સુશિલ હોય છે તેમને સ્વર્ગ લોકમાં તેજસ્વી સ્ત્રીઓ ઉર્વશી, રંભા, તિલોત્તમા પરી, અપ્સરા ઉત્યાદી જન્મે જાય છે; અને જે પાપી હોય છે તે યક્ષિણી, કિન્નરી, માત્રીકા અને શંખણીને જન્મે જાય છે. મનુષ્યને જેમ ભૂત પિશાચોથી પીડા થાય છે તેમ તેમને પણ ઉપલા દેવજાતીના ભૂતોથી પિડા થાય છે. આ મૃત્યુ લોકની ઉપર ભૂત લોક છે; તે સ્થાનમાં મલિન દેવતાઓ રહે છે, અને તે ભૂત લોકની ઉપર સ્વર્ગ લોક છે.

આ ભૂત પીશાચો શિવની સેનામાં વડીક રહેછે.

જે કોઇ શાસ્ત્રયોગે, ઝેર ખાવાથી અથવા એવા પ્રકારના કોઈ આપઘાતથી આત્મહત્યા કરેછે; અથવા સર્પદંશથી, વાઘના પંજાથી, પાણીમાં ડુબીને, વિજળીના જરબથી, અગ્નિમાં બળીને, ચોરોને હાથે માર્યો જાય છે, તે બીજે ભવે ભૂત બને છે. તેમજ પલંગ, ખાટ, બાંક વગેરે ઉપર જે મરણ પામતી વેળા પ્રાણ છોડે છે, અથવા ઘેર ઉપરથી

પડીને અસ્વભાવિક મ્હોતે મરણ પામે છે, તે પિશાચ યોનીમાં પ્રવેશ કરે છે. આવાં પિશાચરૂપ જે દુર્ગતિને પ્રાપ્ત થાય છે, તેમાંથી મૂકત કરવા 'કર્મ કાંડ' નામે શાસ્ત્રીય ગ્રથમાં જે નિર્વાણ રીતીઓ લખીછે તે મૃત્ય પામનારનાં પુત્રાદિ સ્નેહિઓએ નહિ કરવાથી તે સદા કાળ ભૂતગતિ ને પામે છે.

ભૂત, પ્રેત ઘણું કરી સ્મશાનમાં વસેછે. તેમજ આમલી, બાવળનાં વૃક્ષોપર, ઉજ્જડ જગ્યામાં, ચોકમાં તેમની વસ્તી હોયછે, ભુતની ગરદન બહુ પતળી હોયછે, અને તેમને પાણીની અત્યંત તરસ હમેશાં લાગેછે. પણ જ્યાં જ્યાં સ્વચ્છ પાણી હોયછે ત્યાં 'વરૂણની' ચોકી હોવાથી તેઓ તેમાંથી પાણી પી શકતા નથી. આથી ગલીચ પાણી, બાવળનાં વૃક્ષપર રેડેલું પાણી, મૂત્ર, વિષ્ટા એજ તેમને ખાવા પીવાનું મળેછે. આ ભુતો પોતાના આગલા ઘેરમાં યા પીંપળ, વડનાં ઝાડ ઉપર વાસ કરેછે. આ ભુતો કોઇ વેળા પ્રેતમાં પ્રવેશ કરીને પણ બોલેછે. કેટલીક વેળા તેઓ જીવતા મનુષ્યનાં અંગપર આવેછે, ત્યારે તાપ વગેરેનો હુમલો થાયછે.

આવા ભૂતો અનેક વેળા મનુષ્યોને ત્રાસ આપેછે, પણ તેમના ભકતો તરફથી તેમને તૃપ્ત કર્યાથી અને પુંજા કરવાથી તેઓ શાંત રહેછે. જેમ ગ્રહબાધા નડવાથી રોગ વગેરે ઉત્પન્ન થાયછે, તેમજ દેવબાધા માટે પણ લોકોમાં વેહેમ છે. આ બાધા વંશ પરંપરાએ પાળવી પડેછે. અને તેમને પોતાનો ભોગ નહિ મળવાથી તેઓ સ્વપનામાં આવી તે કરવા ફરમાવેછે. ભુતોનાં સ્થળમાં દાખલ થવાથી અથવા તેની બાધા ભુલીયાથી અથવા તેનાં રહેવાનાં ઝાડને કાપવાથી યા તેમની મુર્તિ અસલ સ્થાનક ઉપરથી ખસેડતાં તે પીડા કરે છે.

**ભૂત ચેષ્ટા** અને **ભૂત સૃષ્ટી** પણ ભૂતો તરફથી ઘણી વેળા જોવામાં આવે છે. મનુષ્ય પશુનાં, અંતઃકરણમાં ભ્રમ થવો રાખેલી જગા ઉપરથી અકસામતિક પદાર્થ અદર્શ થવો, તેને ભૂત ચેષ્ટા કહે છે. તેજ મુજબ પિશાચ પોતાના સામર્થ્યથી ગ્રામ, હાથી, ઘોડો, રમકડાં, ક્ષણુ વારમાં લાવી બતલાવે છે; તેમજ મચ્છર ભૂત ક્ષણમાં ઉત્પન્ન કરી બતલાવે છે; તેને ભૂત સૃષ્ટી કહે છે. ભૂતો તુફાન ઉઠાવે છે, ઘેર ઉપર પથરા ફેંકે છે, ગામને બાળે છે અને તર્હેવાર રીતે પીડા કરે છે.

**ભુતાંકશિશી**—અથવા ભૂતકેશી. આ વનઓશધી ઝાડ હિમાલયના પર્વત ઉપર તથા બીજા કોકણ પ્રાંતમાંના પર્વતોપર ઉગે છે. એનાં પાંદડાં તથા મૂળીયાં ઔષધિ ઉપયોગી છે. ડૉ૦ વાલેસ અને ઓશાનેસીએ હિમાલય તરફ એની શોધ કરી તેનાં મૂળીયાંની રસાયનિક પરિક્ષા કરી હતી, અને તેમાં એક કડવો અરક ( સ્ફટિક રૂપે )છે એમ ઘણાં વર્ષો ઉપર તેઓએ જાણ્યું હતું, તે ૧૦ ગુંજ. ભાર એક કુતરાને ખવાડયા છતાં તેને તેનું કશું ઝેર નહિ ચઢેલું જોઇ તેનો ઉપયોગ તાપમાં લાગી આવતી થંડી બંધ કરવામાં કરી શકાશે એમ અનુમાન કાઢયું હતું. રાજનિઘંટમાં પણ એના ઉપયોગ વર્ણવેલા છે. ઈંડીયન ફારમાં કોપિયા ગ્રંથમાં એના છોડાને Corydulis Goviana નામ આપેલું છે. માથું દુખતું બંધ કરવા એનાં પાંદડાંને ચોળી તે સુંઘતાં છીંકો આવી માથું દુખતું બંધ પડે છે.

**ભુતાન**—હિંદુસ્તાનના પૂર્વે હિમાલયમાંનું એક સ્વતંત્ર રાજ્ય. એ નેપાળનાં રાજ્યથી સિક્કીમના જીલ્લા નજીકથી જૂદો પડે છે. આ દેશમાં ઘણાખરા ઉંચા પર્વતો હોઇ ભૂમી વેરાન ને ખડકવાળી છે. ઢોળાવદાર પર્વતવાલા ભાગમાં ઘઉં, મકાઇ, ચોખા વગેરેની ખેતી થાય છે. આ દેશમાં ચોકસ જાતનાં ઝાડની છાલમાંથી કાગળ બનાવવાનાં કારખાનાનો ઉદ્યોગ સારા પાયાપર ચાલે છે. દેશીઓનો ધર્મ બૌધ્ધીસ્ત છે. મુખ્ય

શેહેર તાસીસુદન છે. અત્રેના રાજ્યકર્તા રાજાને દેબરાજ કહે છે.

આ સંસ્થાનનું ક્ષેત્રફળ ૨૦૪૯૨ ચોરસ મૈલ હોઇ તેમાં લોક વસ્તી ૮૦૬૩૧૬૦ ની છે; પણ આ તરફનાં મુખ્ય શેહેરમાંની વસ્તી ૬૮૨૩૮ ની છે. ઇ. સ. ૧૭૬૫ માં શેહનશાહ શાહઆલમની બક્ષેસથી ઇસ્ટ ઇંડીયા કુંપનીને આ તરફનો ઘણોખરો ભાગ મળ્યો હતો. તે જીલ્લામાં વસ્તી ૧૯૬૬૧૫૮ ની છે.

**ભૂતૃણ**—આ વનઔષધી છોડને તેલંગી ભાષામાં મોઘવીર્ય અને સંસ્કૃતમાં ભૂતિક કહે છે. એના છોડ દક્ષિણ હિંદુસ્તાનમાં ઉગે છે. તેમજ તે મલબાર પ્રાંત અને ઘાટવાલા ભાગમાં પણ ઉગે છે. એ ૨ થી ૫ ફીટ ઉંચાઇના વધે છે. એનાં પાંદડાં સેહેજ લંબોચાં, અણી-બાળાં અને ઉપલી બાજુએ તેનો કાંઠો ગોળ થએલો હોય છે, અને તે બેઉ બાજુથી ખરબચડાં હોઇ સુમારે પંઇંચ લંબાઇનાં અને દોઢ ઇંચ પોહળાઇનાં હોય છે, એનાં ફુલો સફેદ હોઇ તેમાંનું પૂંકેસર જાંબુડા રંગનું હોય છે. આ જાત અને કપૂરવલ્લી અને એ એકજ વર્ગનાં છે. ( Labiate ). બેઉનાં પાંદડાંનો વાસ કપૂર જેવો આવે છે. એનાં પાંદડાંનો રસ અને કાવો તાપમાં પસીનો છુટવા થકી આપે છે, તથા બાળકનું પેટ દુખવા ઉપર પણ તે પાય છે,

**ભૂપાલી**—મેઘરાગની એક રાગણી. આ રાગણી ગાવાનો વખત સાંજનો છે. એની જાતી ખોડવ છે, તેમાં મધ્યમ વર્જ્ય છે; અને ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર, નિખાદ તિવ્ર, એ મુજબ ૬ સ્વર છે. ગ્રહસ્વર અને વાદીસ્વર પંચમ છે; રિખવ સંવાદી સ્વર ધૈવત અનુવાદી સ્વર છે, બિલાવલ અને કલ્યાણથી મિશ્ર છે, અથવા કોઇ ગૌડ અને કલ્યાણથી મિશ્ર માને છે; કોઇ આ રાગણીને સંપૂર્ણ પણ કહે છે; તેમાં મધ્યમ આવે છે, પણ જાણીતા અલંકારિક મત મુજબ ખોડવ જાતી છે. આ રાગણીનું અલંકારિક વર્ણન આ મુજબ છે:—"અલબેલી, ગુલાબનાં ફુલ જેવી સ્ત્રી, સફેદ વસ્ત્ર પેહેરેલી, શરીરે કેશરની લેહર લટકેલી, અમૂલ્ય ઘરેણાંથી સજેલી, ગળે ફુલોનો હાર, આશકને અંગે ટેકો કરીને તેનાં ગળાંપર પોતાનો ફરતો હાથ એવી તો સીફતથી વિંટાળેલો છે, કે જાણે ગળે ગજરો જોઇ લેવો. હાથપગ મેંદીથી રંગેલા, કંકુના પદમિણી માફક એવી રંગીલી સજેલી છે. એના પુત્ર કલ્યાણ અને ગજધર છે.

**ભૂમિતી વિદ્યા**—આ અતિ ઉપયોગી વિદ્યામાં પ્રાચીન ઇજીપશિયનો પૂર્વિણ હતા, કેમકે નાઇલ નદીના વેહેવાથી તેઓનાં ખેતરોની હદ તથા નીસાણોની જરૂર હોવાથી તેઓ પોતાની જમીનની ઈંધાણી રાખવા માટે જૂદા જૂદા આકાર પાડતા. ઈ. સ. પૂર્વે ૬૦૦ ને સુમારે થેલ્સ નામના ગ્રીકસુફે આ વિદ્યા ગ્રીસ દેશમાં દાખલ કીધી. ૧૩ મી સદીથી ભૂમિતીનો યૂરપમાં અભ્યાસ થવા લાગ્યો હતો. ૧૫૧૨ માં ૬ ઠા એડવર્ડ રાજાએ ભૂમિતિ તથા ખગોળ વિદ્યા સંબંધી પુસ્તકોમાં જાદુછે એવું સમજીને તે બાળી નખાવ્યાં હતાં.

**ભરૂંડી**—આ વનસ્પતિ સરદ જમીનમાં ઉગેછે. એનાં પાંદડાંનો વાસ ઉગ્ર હોઇ તેનો રસ સ્વાદે કડવો હોયછે. મુંબઇમાં એનાં પાંદડાને ગરમ કરી સોજા ઉપર બાંધેછે. તેમજ પાપણ ઉપર સોજો ચઢતાં ઉપર મુજબજ તેનો ઉપયોગ કરેછે.

**ભૂષણગઢ**—સતારા જીલ્લામાંના ખટાવ તાલુકામાં 'વડૂથ' ગામની નૈરૂત્યે ૧૧ મૈલ ઉપરછે. તળેટીથી કિલ્લાની ઉંચાઇ ૬૦૦ ફીટની છે. ઈશાન્ય દિશા તરફના ઢોળાવવાલા ભાગ ઉપર બ્રાહ્મણોની વસ્તી છે. અગાઉ કિલ્લાના રક્ષણનું કામ તેમનેજ હસ્તક હતું. કિલ્લો શિખર તરફ સંકોચાતો ગએલો છે. માહે જવાનો દરવાજો ઇશાન્યે હોઇ ત્યાંની કિલ્લેબંદીનો ભાગ અત્યંત મજબૂત છે, પણ બાકીની કિલ્લેબંદી ઝાઝી મજબૂત નથી. અગાઉ શિખર

ઉપર એક તળાવ હતું, પણ હાલમાં તે પુરાઇ ગયુંછે. કિલ્લાની ચઢણ ઘણી સેહેલીછે, અને તેની આસપાસ પાંચ મૈલ સુધી બીજા પહાડો નથી.

ભૂષણગઢને ઇ. સ. ૧૬૭૬ માં શિવાજીએ બંધાવ્યો હતો. ૧૮૦૫ માં ફતેહસિંગખાને એ જીતી લીધો. તે વેળા ફતેહસિંગ રહેમત પૂરમાં છાવણી કરી પડયો હતો. તે પછીની આ કિલ્લા વિશેની કશી નોંધ મળતી નથી. ઇ. સ. ૧૮૪૮ માં સતારા બ્રિટીશોએ ખાલસા કરી પોતાને સ્વાધિન લીધું ત્યારે આ કિલ્લો પણ તાબે થયો હતો.

**ભૃગુ**—સ્વાયંભૂ મનવંતરમાના બ્રહ્મમાનસ પુત્રાંનો એક. એ તેમની ચામડીમાંથી ઉત્પન્ન થયો. કર્દમ પ્રજાપતિની કન્યા ખ્યાતિ ભૃગુ સાથે પરણી હતી. ખ્યાતિન ધાતા, વિધાતા, કવિ અને સોમક જેવા પિતર એવા પુત્રો અને શ્રી નામે કન્યા હતી. આ કન્યાને વિષ્ણુ સાથે પરણાવી હતી. ભૃગુને દેવતાઓએ એક સમે પ્રશ્ન કર્યો કે સર્વ દેવોમાં મ્હોટું કોણ? ત્યારે ભૃગુએ વિચાર કરી ઉત્તર આપવાનું જણાવી, એ પ્રથમ બ્રહ્મા પાસે ગયા, ને તેને દંડવત નહિ કરતાં બેઠાં. બ્રહ્માએ ક્રોધને વશ કરી પુત્ર જાણી માફ કર્યા. પછી શિવ પાસે ગયા. શિવે આસનથી ઉઠી ભેટવા આવ્યા, ત્યારે ભૃગુએ તેને છેટે રાખી મસાણુવાસીની ઉપમાં આપી. એ સાંભળી શિવ ત્રિશૂળ લઈ ઉભા, કે ભૃગુ નાઠા. પછી વિષ્ણુ પાસે ગયા, ને તેને નિંદ્રાવશ જોઈ લાત મારી, પણ વિષ્ણુ બોલ્યા નહિ, ને સામી આગતાસ્વાગતા કરી. આથી તે પછી ભૃગુએ દેવ સભામાં જઇ બનેલી બીના કહી વિષ્ણુ સર્વેમાં મ્હોટા ને મ્હોટાં મનના છે એમ જણાવ્યું. બીજે અવતારે ભૃગુ વરૂણના પુત્ર હતા, અને આર્યાવર્તમાં જનમ્યા હતા.

**ભૃગુકચ્છ**—(જુઓ ભરૂચ.)

**ભૃગુક્ષેત્ર**—( ,, ,, )

**ભૃતુહરિ**—ઉજ્જનની નગરીના રાજા. ગંધર્વ સેનનો પ્રધાનની પુત્રીથી થએલો પુત્ર અને વિક્રમાદિત્યનો એ સાવકો ભાઇ હતો. એ ઇ. સ. પૂર્વે ૫૮ માં રાજ્યગાદી ઉપર હતો. એને એક બ્રાહ્મણે અમરત ફળ આપ્યું, ને કહ્યું કે "એ ખાવાથી માણસ અમર થાય છે, માટે તમેજ ખાજો." રાજાએ તે ફળ લઇ પોતાની અતિ પ્રીય રાણી પીંગળાને આપ્યું. પણ તેણીએ તે નહિ ખાતાં પોતાના એક યારને આપ્યું. તે યારે પોતાની બીજી રાખેલી સ્ત્રીને આપ્યું. તેણી દરબારમાં જતી આવતી હોવાથી તે ફળ રાજાને આપ્યું. આ ફળ પાછું આવેલું જોઇ રાજાએ તે કેમ અત્રે પાછું આવ્યું તેની ખોળ કરતાં રાણીનું પાપ ફુટયું. આથી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થતાં ભૃતુહરી રાજપાટ તજી વનમાં જઇ એકાંત વાસમા રહ્યો. આ રાજા મહાયોગીંદ્ર મત્સ્યેંદ્રનાથના આશ્રમમાં હતો. ભૃતુહરીએ મહા ભાષ્યપર વ્યાખ્યાન રૂપે એક લાખ 'કારિકા' રચી હતી, તેમજ "૨૨" શ્લોકનો રાહટકાવ્ય રચ્યું હતું. તેમાં વ્યાકરણ શાસ્ત્રનો અને અલંકાર શાસ્ત્રનો નિયમ બાંધીને રામ અવતારની કથા ટુંકમાં વર્ણેલી છે. તે શિવાય એણે શૃંગારશતક, નીતિશતક અને વૈરાગ્યશતક નામે અતિ પ્રસિધ્ધ ગ્રંથો રચ્યા હતા.

**ભેક**—દેડકાની એક જાત. આ દેડકાને દાંત હોતા નથી, એની રેહેણી અને સર્વ ખાશિયત દેડકા જેવીજ હોય છે. (જુઓ દેડકો).

**ભેજું**—મનુષ્યના તમામ શરીરનો સરદાર ભેજું છે. તેનાથીજ શરીરની ચેતન શક્તિ છે; અને શરીરનાં સર્વે અવયવ તેની સાથે નિકટ સંબંધ ધરાવે છે. મનુષ્ય જે શ્રેષ્ટત્વ પામ્યું છે તે તેના ભેજાંની ઉંચ હાલતને લીધે છે, મનુષ્યની અક્કલ ભેજાંની ઉપરની ગુંચલાવાળી કરચળી પ્રમાણે વધારે

યા ઓછી હોય છે. વિદ્વાનોનાં ભેજાં* મ્હોટાં હોય છે; તેમ તેપર કરચળીપણ અત્યંત હોય છે. નાહનાં ભેજાંનાં માનવી છાલકા વિચારવાલા હોય છે.

પુરૂષનું ભેજું ૩ રતલ હોય છે.
સ્ત્રીનું ભેજું ૨ાા રતલ હોય છે.
વિદ્વાનોનું ભેજું ૩ાા થી ૪ રતલ હોય છે.
અકલહિનનું ભેજું ૧ાા થી ૨ રતલ હોય છે.
હાથીનું ભેજું ૮ થી ૧૦ રતલ હોય છે.

મગરમચ્છનું ભેજું ૫ થી ૬ રતલ હોય છે મગજનું સરાસરી વજન કેટલું હોય છે તે વિષે શોધખોળ કરી મારબર્ગના. પ્રોફેસર માર્ચંડે જૂદાં જૂદાં ૧૧૬૯ ભેજાં સંબંધી દાખલા પોતાના ગ્રંથમાં આપ્યાછે, તે ઉપરથી જણાયછે કે જનમતી વખતે છોકરાંનાં મગજનો ભાર ૩૮૦ ગ્રામ અને છોકરીનાં મગજનો ભાર ૩૫૩ ગ્રામ હોયછે. જોકે શરીરનાં કદ અને મગજના ભાર વચ્ચે કેટલોક સંબંધ છે એમ પ્રો૦ રામચંડ જણાવે છે, તોપણ તે પ્રમાણ ઘણું અનિયમિત છે. તે એવા સેવટના સાર ઉપર આવે છે કે સ્ત્રીનાં ભેજાંનુ વજન પુરૂષના ભેજા કરતાં ઓછો હોવાનું કારણ તેણીનાં શરીરનું વધારે નાહનું કદજ નથી, કારણકે એકજ કદનાં બંને જાતીના આદમીઓની સરખામણી ઉપરથી માલમ પડેછે. ઉપરાંત બચાંમાં છોકરાનું મગજ હમેશાં વધારે ભારે હોયછે. શરીરનું કદ ૭૦ સેંટીમિટર જેટલું લાંબુ થતાં સુધી, શરીરનો લંબાઇના પ્રમાણમાં મગજનું વજન પ્રમાણમાં (ઉમર અથવા જાતીનો તફાવત રાખ્યા વીના) વધે છે. ત્યાર પછી પુરૂષનું મગજ સ્ત્રીનાં મગજથી ઘણું વધવા માંડે છે. પુરૂષોમાં સામાન્ય આસરે ૨૦ વર્ષની વયે ભેજાંનું. વજન સૌથી વધુ ભારે થાય છે. સ્ત્રીમાં સામાન્ય રીતે આસરે ૯૭ વર્ષની ઉમરે મગજનો ભાર સૌથી વધુ હોય છે, વીસ વર્ષ પુરૂષનાં મગજનું સરાસરી વજન ચઉદસો ગ્રામ હોયછે; જ્યારે સત્તર વર્ષના સ્ત્રીનાં મગજનું સરાસરી વજન આસરે ૧૨૭૫ ગ્રામ હોય છે.

બાળક જન્મે તે વખતે ભેજાંની સપાટી સાદી અને કરચળીની તેપર અસર માત્ર હોયછે. પણ જેમ જેમ ઉંમર વધે તેમ આ કરચળી ઉંડી અને વિશેષ થાયછે. ભેજાંની તળીએથી ૧૨ તંતુઓ નિકળે છે. તેના કાન, નાક, આંખ, જીભ, ચેહેરો વગેરે ભાગો ઉપર ફેલાઇ જાયે છે. ભેજાંને કાપી જોતાં માલમ પડેછે કે તે બે પ્રકારના પદાર્થનું બનેલું છે. સપાટી ઉપર સુમારે અરધો ઇંચ ઉંડો ભુરા રંગનો પદાર્થ જોવામાં આવે છે. અને તેની અંદર શ્વેત રંગનો પદાર્થ હોયછે.

ભેજું માથાની તુંમડીના અંદરના ભાગમાં મેળાયલુ છે. તેના ચાર ભાગ કરવામાં આવેલા છે, તેમાંના બે મુખ્ય છે, અને તેને મ્હોટું અને નાહનું એવે નામે ઓળખે છે.

* 'કુઇવેર' નામના મ્હોટા વિદ્વાનનું ભેજું ૬૪ આંસનું હતું અને જન્મથીજ ગાંડો હોય તેનું ૨૪ આંસ હોય છે, વિદ્યાભ્યાસથી અને ઉત્સાહથી ભેજાનું કદ વધે છે. નેપોલીયન જ્યારે જ્યારે મ્હોટી જંગી લડાઇઓ લડતો ત્યારે ત્યારે લડાઇની આખેરીએ તેને પોતાની ટોપી નાહની પડતી અને તેને બદલવી પડતી, એટલું બધું તેનું ભેજું ઉત્સ્હાથી વધી જતું હતું. ભેજાંની સપાટીનો રંગ રાતો, લીલો અને એ ભાગ પોચો છે. ભેજાંના ભાગને 'સેરીબ્રમ' કહે છે તે કદમાં બીજા ભાગો કરતાં મ્હોટો છે; અને તેના બે અર્ધગોળ જેવા ભાગ છે, દરેક અર્ધગોળના ત્રણ વિભાગ છે, જેનાં નામ "ફ્રોન્ટલ, સ્ફિનોઇડલ અને ઑકિસપિટલ છે. કોઇપણ પ્રાણીનું ભેજું કાપી કાઢયા પછી તે જીવે એવો સંભવ છે, પણ તેવાં પ્રાણીને ઇદ્રિઓથી થતાં જ્ઞાનની અસર થતી નથી, અને તેવું પ્રાણી સ્વઈચ્છાથી કંઈ કરી શકતું નથી. ભેજાંની ઉપરની સપાટી કે જે રાતા, લીલા રંગની છે તે ઘણા ટુકરાઓથી બનેલી છે, અને ટુકરાઓ વચ્ચે જે ખાંણો છે, તે માણસ જેવા ઉચા વર્ગનાં પ્રાણીમાં ઘણી ઉંડી હોય છે.

મ્હોટું ભેજું મસ્તકના આગલા અને ઉપલા ભાગમાં મુકાયલું છે. ભવાની જગા ઉપર બેઉ કાનોનાં છિદ્રો આગલ થઇને માથાંની આસપાસ એક લીટી દોરીઆથી મ્હોટાં ભેજાંની હદનો અડસટો જણાશે. ઉપરથી તે ગોળ હોઇ કરચલી વલી ગએલું ખરબચડું જણાય છે, તેના મધ્ય ભાગમાં એક ફાટ હોવાથી તેના બે ભાગ થાય છે, જેને ભેજાનાં અર્ધ ગોળનું નામ આપેલું છે. આ ભેજાની ઉંડાણમાં ૩ નાહની પોલાણ જગીઆ છે, અને તેના તળીઆંમાંથી ૯ તંતુઓ નિકળે છે, જેને મજ્જાતંતુ કહે છે.

નાહનું અથવા પાછલું ભેજું મસ્તકના પાછલા અસ્થીના ખાડામાં મેળાયલું છે. તે જમણીથી ડાબી બાજુ સુધી ૪ ઇંચ પોહળું આગળ પાછળ સુધી ૨॥ ઇંચ, અને સર્વેથી જાડા ભાગમાં ૨ ઇંચ જાડું છે, મ્હોટા ભેજા પ્રમાણે એની ઉપર ગુંચળાં જેવી કરચળી આવતી નથી, પણ ગ્રંથનાં પાનાં પ્રમાણે તેમાં પડ હોય છે, અને તેથી તેની ઉપર લાંબા ચીરા પડેલા જણાય છે. એમાં પણ બે 'અરધાગોળ' જેવા ભાગો થયલા છે, અને તેમાં ભેજાનાં અંદરની ચોથી પોલાણ જગ્યા આવેલી છે; ભેજા સાથે બીજા બે ભાગો સંબંધ રાખે છે; તેમાંનો એક સુમારે ૧॥ ઇંચનો અને સૌથી હેઠળનો ભાગ છે; ને તે નીચેના બરડાની ગુડ સાથે જોડાયલો છે. આ ભાગથી દમ લઇ શકાય છે તથા ખોરાક વગેરે ગળી શકાય છે, આ ભાગને તથા બન્ને ભેજાને સાથે જોડનાર એક 'આડો' ભાગ છે, જે ઘણો નાહનો હોય છે; અને બન્ને ભેજા આ ત્રીજા ભાગ સાથે સંબંધ રાખે છે.

ભેજામાંનાં જ્ઞાનતંતુ જુદા જુદા ટેકડોવાલા ભાગમાં ગોઠવાયલાં જેમકે તેના, માહેલા ભાગમાં ચાર ચણા જેવડા તેકડાઓ છે તેમાં નેત્ર યાને જોવાની શકિત છે; માટે આ ભાગના દરદથી આંખની શકિત ઓછી થાય છે. અને બીજા ભાગોને નુકસાન થવાથી થતી નથી. એવા બારીક ભાગો ઘણા છે.

ભેજાની ઉપર ત્રણ પડ છે; તે માહેલું ઉપરનું પડ નાજુક છે તેથી તેને "કરોળીયાના પડ જેવું" પડનું નામ આપેલું છે. ત્રીજું પડ ભેજાને વળગેલું છે. અને તેની દરેક કરચળીમાં ભરાય છે તેને 'નસનું પડ' કહેછે.

શરીરને જ્ઞાન અથવા સુખદુઃખ જે જોઇએ તે જણાવા માટે મૂળ સ્થાન જોકે ભેજું છે, તો પણ ખાસ ભેજાને કાંઈ ઈજા થઇ, તો તે પ્રાણીને જણાતી નથી, એમ કહીએ તો ચાલે. ભેજાને તમે કાપો, તેનો એકાદ ભાગ કાઢી નાખો તેથી તેને વિશેષ ઇજા થતી નથી. કુત્રાનાં ભેજાનો આગલો ભાગ કાઢી નાખ્યે અને તે પ્રાણીને હંમેશ મુજબ ખાવાપીવા આપ્યું, તોય તે કેટલાક દિવસ તેમજ જીવે છે. તોય તેની સ્થિતિમાં ફરક પડે છે, તે એમકે તેનાં મ્હોમાં રોટલી મેલતાં તે ખાય છે, પણ ભક્ષના શોધ માટે બાહેર જવાની કદી ઇચ્છા બતાવતો નથી. તેની યાદદાસ્ત જતી રહે છે; તેજ મુજબ તેનાં ભેજાનો જો પાછલો ભાગ કાપી કાઢયો હોય તો તેનાથી ઉભું રહેવાતું નથી, ચલાતું નથી, તે ચત્તા પડે છે, તેનાથી કોર વળાતી નથી, કે બેસાતું નથી; તોય તે પોતાના પગ તથા માથું હીલવ્યા કરે છે. તેને બેસાડયો હોય તો તે થરથર કાંપે છે; અને જમીન ઉપર પછડાઇ પડે છે. ભેજાનો કેટલોક ભાગ પીઠના કરોડમાં ઉતરેલો હોય છે, તે જયાંના કણામાં દાખલ થાય છે, તે ભાગ સર્વ જીવનનું જીવનસ્થાન છે. તેને આંચકો બેસતાજ પ્રાણી મરણ પામે છે. (જુઓ મજજા તંતુ.

**ભૈરવ**—શિવનું એક ઉતરતી પંક્તિનું રૂપ. (જુઓ શિવ.)

**ભૈરવ રાગ**—સંગીત શાસ્ત્ર મુજબ એક રાગ. એ સંપૂર્ણ રાગ છે. યાને એમાં ૭

સૂરો છે, એમાં ખરજ શુદ્ધ, રિખવ કોમળ, ગંધાર ચઢી, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત ઉતરી, નિખાદ તિવ્ર છે. એનો ગ્રહસ્વર ગંધાર છે. એટલે ગ્રંધારથી શરૂ થાય છે; એટલે ન્યાસ સ્વર. 'સા' એટલે ખરજ છે.

ભૈરવ રાગનું ગાવું સરદ ઋતુમાં એટલે આસો તથા કાર્તિક માસમાં છે. એની પાંચ રાગણી ભૈરવી, બૈરારી, મધુમાધવી, સિંધવી અને બંગાલી છે. એના આંઠ પુત્રો હરખ, તિલક, કિનની પુરીયા, માધવ, સોહુ, બલેનર, મધુ અને પંચમ છે.

આજ ભૈરવનાં ૮ પુત્રોની આંઠ ભાર્યા નીચે મુજબ—સુહા, બિલાવલી, સોરઠી, ખંભાતી અનદાહી, ભલગુજરી, પંટમંજરી, મીરવી છે,

આ રાગ ગાવાનો વખત બામદાદનો છે, આ રાગનું સ્વરૂપ ખુબસૂરત, મહાદેવ જેવું, માથે જટા ને મ્હોડે ભભૂત ચોપડેલું, જટામાંની ગંગામાંથી પાણી વહેતું, હાથમાં ત્રીશુળ, પાસે નદી વહેતી એવા સ્વરૂપનો છે,

રાગ ભૈરવની "સારે ગમ" અથવા સૂરની તાણ નીચે મુજબ છે. (બેજુબાવરા મુજબ) ગમની ધ પ ધ મ ગ ર ગ પ પ ગ ર મ પ મ ગ ર સ ધ સ ની સ ધ સ ની ધની પ પ્ર ધ મ ગ પ મ ધ ની ધ ની ધ પ.

શિવમત મુજબ ભૈરવ રાગ ગ્રીષ્મ ઋતુમાં ગવાય છે, તેની છ રાગણીઓ ભૈરવી, ગુજરી, રેવા, ગુનકલી, બંગાલી, ભલી અથવા હેલી છે.

કૃષ્ણ મત મુજબ એની છ રાગણી ભૈરવી, ગુજરી, બિલાવલ, ભાગા, કરનાટીક રકતહંસા છે. ને પુત્રો હરખ, દેશાખ, માલકોશ, માધવ, બિલાવલ, બલનેહ, મધુને, લલિત છે. ભરત મત મુજબ ભૈરવની પાંચ રાગણીઓ છે. જેનાં નામ ધુમ માધીવ, લલિતા, વિરાટી, ભૈરવી ને ફ્લીછે. તેનાં આંઠ પુત્રો દેશાખ, વૃક્ષ, લલિત, માધવ, બિલાવલ, બંગાળ, બિમાસ, પંચમ છે.



અને તેની આંઠ ભાર્યા અનદોલી, ભલ ગુજરી, પટમંજરી, મીરવી, બિલાવલી, સુગુહા, સોરડી ને ખંભારીછે.

**ભૈરવી**—આ રાગણી સંપૂર્ણછે. એમાં ખરજ શુદ્ધ, રિખવ કોમળ, ગંધાર કોમળ, પંચમ શુદ્ધ ધૈવત કોમળ, નિષાદ કોમળ છે. એમાં ગંધાર ગ્રહસ્વર ને ધૈવત ન્યાસ સ્વર છે, મધ્યમ વાદી સ્વરછે; તથા રિખવ, નિષાદ, ઇત્યાદી સંવાદી સ્વરછે. આ રાગણી બૈરારી, લલિત, સિંધ મતમાં સારંગ, પંચમ અને બિલાવલથી મિશ્ર છે, કોઇ સિંધ, શ્યામ, અને ભૈરવથી મિશ્ર છે, એમ પણ લખેછે.

એના બે પુત્રો હરખા ને તીલક છે. આ રાગણી ગાવાની તુઋ પાનખર છે. એનું સ્વરૂપ—સામળા ચેહેરાની ખુબસૂરત નાયક છુટા બાલ, ખુબસૂરત ચેહેરો, સુંદર દેખાવળી, પોષાક સફેદીની ઉપર ગુલઅનારી રંગવાલો મિશ્રીત, ગળાંમાં ચાંપાનો હાર, પર્વતનાં શિખર ઉપર બેઠેલી, આસપાસ સોસનનાં ફુલ ખીલી રહ્યાં છે, મહાદેવની પુંજા કરે છે, જહાંજ મંજીરો પાસે છે, ને સારા રાગ ગાય છે.

**ભોગ**—(જુઓ બલીદાન.)

**ભોગવતી**—પાતાળમાંના નાગોનો પ્રદેશ. અત્રે નાગ કુળ વસે છે.

**ભોજરાજા**—આ જાણીતો વિદ્વાન રાજા ધારાનગરીમાં શાલિવાહનની દસમી સદીમાં થઇ ગયો હતો. તે વેળા ધારાનગરીમાં સિંધુલ રાજા હતો; તેની સ્ત્રી પદ્માવતીથી એનો જન્મ થયો હતો. સિંધુલ જ્યારે મરણ પામ્યો ત્યારે ભોજ બાળક હોવાથી પોતાના ભાઇ મુંજને સર્વ રાજ્ય સોંપી ભોજ યોગ્ય વયે પોંહચતાં તેને રાજ્યાસન આપવાનું ફરમાન આપ્યું હતું, પણ મુંજે પાછળથી અદેખાઈને લીધે ભોજને મારી નાખવા વત્સરાજ નામે પ્રધાનને સોંપ્યો, પણ તેણે બુદ્ધિસાગર નામે બીજા પ્રધાન સાથે મળી ભોજને નહિ મારતાં છુપાવી રાખ્યો. કેટલીક

મુદત પછી મુંજને પોતાનાં કરતુકનો પશ્ચાતાપ થતાં તે દેહથી પડવા લાગ્યો, ત્યારે પ્રધાનોએ ભોજને છુપાવી રાખવાની ખબર જણાવી. તે સાંભળી મુંજે તેને તેડાવી શકે ૯૦૪ માં ધારાનગરીની ગાદીએ બેસાડયો.

ભોજ રાજા ઘણો વિદ્વાન અને પરાક્રમી હતો. એની દરબારમાં કાલિદાસ, ભવભૂતિ, બલ્લાળમિશ્ર, વરરૂચી, સુબંધુ, માઘ, મલ્લીનાથ બાણભટ્ટ, મયૂર, રામદેવ, હરિવંશ, શંકર, દંડી, કર્પુર, વિનાયક, મદન, પ્રભૃતિ, કવિ શેખર, રામેશ્વર, ભાસ્કર, સાંડિલ્ય વગેરે ૧૪૦૦ જાણીતા કવિઓ હતા.

ભોજ રાજાએ ભોજચંપૂ અને ભોજ પ્રબંધ નામે ગ્રંથોમાંનાં કેટલાંક પ્રકરણો રચ્યાં છે; અને કાલિદાસ પ્રભુતિએ તે ગ્રંથ પૂર્ણ કરેલો છે. ઉપલા ગ્રંથ ઉપરાંત સરસ્વતી કંઠાભરણ નામે ગ્રંથ પણ રચ્યો છે; તેમજ ભોજના કાકા મુંજે મુંજપ્રિલી દેશ વ્યવસ્તા નામે ગ્રંથ રચ્યો હતો, તેને ભોજે સુધારી તેનું નામ ભોજ પ્રતિ દેશ વ્યવસ્થા રાખ્યું હતું. તે શિવાય અમર ટીકા, રાજમાર્તંડ અને ચારૂ ચાર્ય નામે ગ્રંથ એણે રચ્યા હતા. વળી શિલ્પ શાસ્ત્રનું જ્ઞાન પણ ભોજ રાજાને હતું. તેણે આ વિદ્યા સંબંધી પણ એક ચમત્કારિક ગ્રંથ રચી, તેમાં ઘડીયાળ, કાષ્ઠનો ઘોડો, વિમાન અને જળયંત્ર વગેરે કેટલાક પ્રકારનાં યંત્રો રચવાની રીત અને તેનાં ચક્રો ગોઠવવાનું વિધિપૂર્વક વર્ણન કરેલુંછે.

ભોજરાજા કયા કાળમાં થઇ ગયો તે વિશે જૂદા જૂદા વિદ્વાનોનાં મત હેરફેર છે. પ્રોફેસર લૅાસન મુજબ ઇ૦ સ૦ ૯૯૭ થી ૧૦૫૭ સુધી એણે અમલ ભોગવ્યો હતા. રાજેંદ્રલાલ મિત્ર ઇ૦ સ૦ ૧૦૨૭ થી ૧૦૮૩ સુધીનો એનો અમલ જણાવે છે. ડૅા૦ બુલ્હર ઇ૦ સ૦ ૧૦૪૩ નું સાલ એના રાજ્ય અમલનું જણાવે છે.

**ભોજપત્ર**—આ ભોજપત્રનાં વૃક્ષ હિમાલયવાલા ઉંચા પ્રદેશમાં ઉગે છે. એની છાલપર ચોબા મારતાં તેમાંથી એક પ્રકારનું તેલ નિકળે છે. તે ચામડીના રોગોપર અકસીર હોય છે. કેહે છે કે એની અંતર છાલ (Birch-Trees) ઉપરજ પ્રાચીન કાળમાં લખવામાં આવતું હતું.

**ભોપાલ**—ભોપાલના બેગમનું પઠાણ રાજ્ય. એની ઉત્તરે સિંધનું રાજ્ય, પૂર્વે સાગર, દક્ષિણે નર્મદા અને હોળકરનું રાજ્ય તથા પશ્ચિમે સિંધીયાનું રાજ્યછે. આ રાજ્યનો વિસ્તાર ૮૨૦૦ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૯,૫૦,૯૦૧ ની છે. વાર્ષિક ઉપજ રૂ. ૨૬,૮૩,૪૦૦ ની છે. આ દેશનો સપાટ ભાગ માત્ર ફળદ્રુપ હોવાથી તેમાં દરેક પ્રકારનું ધાન્ય પાકેછે. મુખ્ય વસ્તી પઠાણની તથા હોરાઓની છે. ભાષા હિંદુસ્તાની બોલાયછે. મુખ્ય શેહેરો ઇસલામ નગર, અષ્ટે, સિહોર, રાયસીન વગેરે જાણીતાં છે. રાજ્યને તાબે ૭૦૦ સ્વાર, ૨૨૫૦ પ્યાદલ, ૫૭ તોપ અને ૨૯૧ ગોલંદાજ છે.

આ રાજ્યનો સ્થાપક અઢારમી સદીમાં થઇ ગયલો દોસ્તમહમદ હતો. દોસ્તમહમદે ઔરંગઝેબનાં મરણ પછી પોતાની સત્તા-પ્રમાણમાં આસપાસના જેટલા દેશ પચાવી પાડયા તેટલા તાબે કરી સ્વતંત્ર નવાબ કહેવાયા. એ ૧૮૨૩માં મરણ પામતાં તેના બે પુત્રો વચ્ચે વાંધો પડતાં નિઝામે વચ્ચે પડી, યારમહમદને ભોપાલની ગાદી ઉપર બેસાડયો. તેના પછી ફેજમહમદ બેઠો. તે પછી મહમદયસન બેઠો. એ થોડાજ દિવસમાં મરણ પામતાં તેનો ભાઇ હયત-મહમદ નવાબ થયો. એણે ૨૯ વર્ષ રાજ્ય અમલ ભોગવ્યો. તેમાં એણે બ્રિટીશોને સારી મદદ કરવાથી આ રાજ્યે ઘણો લાભ મેળવ્યો હતો. તેના પછી ઘોસમહમદ ગાદીએ બેઠો. એના વખતમાં ચાલુ ખટપટ રાજ્યમાંજ ચાલતી હતી, તે વેળા વજીર મહમદ મુખ્ય પ્રધાન અને સર્વ કારોબાર ચલાવતો હતો. એ વજીર મહમદ ૧૮૧૬માં મરણ પામ્યો. તેના મરણ પછી તેની જેગ્યાપર બેટો નજર મહમદ નેમાયો, જેની વંશજ હાલમાં ભોપાલની બેગમ છે. નજરમહમદની સ્ત્રી

ઘોસમહમદની બેટી કુદીશિયા બેગમ નામે હતી, તેના પેટે શાહજાદી સિકંદર બેગમનો જન્મ થયો હતો. નજરમહમદ પછી તેના વતી, કુદિશિયા બેગમે લાંબો વખત રાજ્ય અમલ ભોગવ્યો. કુદિશિયા બેગમે સિકંદર બેગમની શાદી ૧૮૩૫માં જહાંગીર સાથે કરી, ને તેના વરને નવાબ તરીકે ગાદીએ બેસાડયો; પણ જહાંગીરમાં ઝાઝી હુશિઆરી નહિ હોવાથી સિકંદર બેગમ ઘણી બાહોશ જણાવાથી તેણીએ રાજ્ય કારોબાર પોતાને હાથ લીધો, તેટલાં જહાંગીર મરણ પામતાં એ પોતાની બેટી તરફથી રાજ્ય ચલાવવા લાગી. ૧૮૭૫માં બ્રિટીશોને સિકંદરની બેગમે સારી મદદ કરી લાભ મેળવ્યા ઉપરાંત ૧૮૬૩માં સ્ટાર ઑવ ઇંડીયાનો ખેતાબ તથા ૪ તોપ ભેટ તરીકે મેળવ્યાં. આ બેગમ ૧૮૬૮માં મરણ પામતાં, શાહજાદી શાહજહાન બેગમ ગાદીએ બેઠી. એનાં પ્રથમ લગન મહમદખાન નામે ઉમરાવ સાથે થયાં હતાં, પણ તે ૧૮૬૭માં મરણ પામતાં-બીજી વાર ૧૮૭૧માં મહમદ સાદીક હુસેન સાથે પરણી હતી.

**ભોપાલ ગઢ**—આ કિલ્લો ખાનપૂર તાલુકામાં તદન નૈઋત્ય દિશાએ વાણુર નામે ગામડા નજદિક છે'. આ કિલ્લામાં જવાનો તદન સેહેલો રસ્તો ખરબચડો છે. આ કિલ્લો તળેટીથી ૬૦ ફીટ ઉપર બાંધેલો છે. આ કિલ્લાનો કોટ એક સરખો બાંધેલો નથી, પણ વચ્ચે વચ્ચે બચાવ માટે કોટ બાંધેલો છે. વચ્ચોવચમાં એક ટેકડી છે; તેને બાલે કિલ્લા કહે છે; પણ તેને કોટ વગેરે કાંઇ નથી. ઉપર માત્ર એક મહાદેવનું મંદીર હતું.

કિલ્લાનું ક્ષેત્રફળ ૩૦૦ એકર છે. નઋત્ય, પૂર્વ અને ઉત્તર દિશા તરફથી ૭૦૦ ફીટ ભાગેલો કરાડો હોવાથી ત્યાંથી કિલ્લામાં ચઢવાની બીલકુલ જોગ્યા નથી. દક્ષિણ અને પશ્ચિમ દિશા તરફ કિલ્લાની ઉંચાઇ નીચલા ઉંચ પ્રદેશથી ૬૦ થી ૧૦૦ ફીટ જેટલી છે. આ કિલ્લો પશ્ચિમ ભણી અર્ધા મૈલ ઉપર બીજી બે ટેકડીઓ છે, તેના બચાવમાં છે. નૈઋત્ય દિશાએ પાંચ મૈલ ઉપર 'જરંડી' નામે એક ગામ છે; ત્યાંથી કિલ્લામાં સરસામાન લાવવા માટે આગાઉ રસ્તો બાંધેલો હતો. કિલ્લામાં એક નાહનો અને એક મ્હોટો તળાવ છે.

આ કિલ્લો ભોપાલ નામે રાજાએ બંધાવ્યો હતો એવી દંતકથા છે. તેને પ્રથમ શિવાજીએ જીતી લીધો હતો. પણ ૧૬૭૯ માં સંભાજીએ શિવાજી સામે બંડ કરી પોતે અત્રે આવી બચાવ અર્થે રહ્યો હતો. પેશવાઇ પછી ૧૮૧૮ માં આ કિલ્લો ઇંગ્રેજોને તાબે થયો હતો.

**ભોંય ચાંપો**—ભોંય ચાંપાનાં ઝાડ હાથ ઉંચાં વધે છે. એનાં ફુલનો વાસ સેહેજ ચાંપાનાં ફુલને મળતો આવતો હોવાથી ઉપલાં કારણથી ઉપલું નામ પડયું છે. એના કંદ રોપતાં ૮ માસમાં એની ઉપર પિળાં ફુલો આવે છે. આ ફુલો રોજ સહવારે એક પછી એક ખીલી સાંહાજે કરમાઇ જાય છે.

**ભોંય દોડી**—આ વનઔષધિ છોડ દક્ષિણ કોંકણમાં ઉગે છે. એ ઝેરી હોવાથી એનાં મૂળીયાંનો ઉપયોગ 'ઉંદર મારવા માટે' કરે છે. એ મનુષ્યના ખાવામાં આવતાં તેથી ઝેર ચઢે છે.

**ભોંયરૂં**—હિંદુસ્તાનમાં આગલા વખતમાં દેવદેવીનાં સ્થાનકો તથા તપસ્વીઓ માટે ભોંયરાંઓ બાંધવાની ઘણી ચાલ હતી. અમદાવાદ શેહેરમાં જે ભોંયરાઓ છે તેમાં મ્હોટાં મ્હોટાં દેહેરાં બાંધેલાં છે, ત્યાં ભમરીયા નામના કુવામાં એક મ્હોટું ભોયરૂં છે. તે શિવાય ત્યાંની કેટલીક ઇમારતોમાં ભોંયરાં છે. પણ તે હાલમાં પુરી નાખવામાં આવ્યાં છે. અહીંની નદી કાંઠે પાંચ પીપલા પાસે એક ભોયરૂં છે, અને નદીની બીજે કાંઠે કાશમીરી બાવાના મઠમાં પણ એક મ્હોટું ભોયરૂં છે. એજ પ્રમાણે પ્રભાસ નજ-'દીક' ગોરખમઢી નામે મ્હોટું ભોંયરૂં છે.

આગલા રાજાઓ પોતાના મેહેલોમાં ભોયરાં બનાવતા હતા. વડોદરા પાસે પાવાગઢમાં આગલા ક્ષત્રીય રાજાઓના જે મહાલો છે, તે પહાડમાં કોતરીને તેના મજલા બનાવવામાં આવ્યા છે. તેમાં માણસો અને ખુદ રાણી ચંપાવતી રહેતી હતી એમ કહેવાય છે. પણ હાલમાં જોતાંતો એ ખંડીયર વટીક રહેવાના લાયકનું જણાતું નથી. તે શિવાય કાઠીયાવાડ પ્રાંતમાં 'જસનદ' નામનું જાણીતું ભોયરૂં જોવાજોગ છે. ભરતપૂર પાસે 'ડીગ' નામે એક શેહેર છે. ત્યાંના રાજાએ 'ભુવનો' નામે જમીનમાં એવાં અનેક ભોયરાંઓ બનાવી ઈમારતો બાંધી છે, તે ઘણી જોવા લાયક છે.

**ભોંય રિંગણી**—આ વનઓષધી છોડ કોકણ અને ઘાટ તરફના ભાગમાં રસ્તાની બાજુપર આપોઆપ ઉગે છે. આ ઝાડ પ્રાચીનકાળથી પ્રસિધ્ધ છે. એની ઉપર પુશકળ કાંટા હોય છે. એનીપર આવતાં ફુલો જાંબુડા રંગનાં વેંગણાનાં ફુલ જેવાં હોય છે. એની પર આવતાં ફળો પિળાં રંગનાં હોય છે. આ જાત ઘણુંકરી હિંદુસ્તાનમાંજ જડે છે. એનાં પાંદડાં તથા મૂળીયાંનો રસ પાવાથી કફ પતળો બને છે. ભોંયરિંગણી બે પ્રકારની થાય છે. એક નાહની ભોંયરિંગણી કે જે ફકત જમીન ઉપર પંથરાયલી હોય છે. તેને બેઠી ભોંયરિંગણી કહે છે. બીજીનાં છોડ સેહેજ મ્હોટાં તથા ઉંચાં વધે છે; તેને ઉભી ભોયરીંગણી કહે છે.

**ભોંય સીંગ**—અથવા ભોંયમગ. એના વેલાની મૂળ ઉત્પતિ દક્ષિણ અમેરિકામાં થઈ હતી. હાલમાં એની ખેતી હિંદુસ્તાન અને મુખ્ય કરી મદ્રાસ તથા મુંબઇ ઇલાકામાં મ્હોટા વિસ્તારમાં કરેછે. ઉતર હિંદુસ્તાનમાં એની ખેતી નહાના પાયાપર કરેછે. અમેરિકા ખંડની શોધ થવા પેહેલાં ભોંયસીંગ વિશે જગતમાં (એશિયા યુરપ આફ્રિકા) કોઇ જાણતું નહોતું. ચીનમાંથી પ્રથમ ભોંયસીંગ હિંદુસ્તાનમાં આવી હતી, એવું ડૉ૦ ડીમક જણાવે છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં પ્રથમ આફ્રિકાથી આ માર્ગે આવ્યા હતા. આફ્રિકાનાં પશ્ચિમ કિનારાપર એની બોહોળી ખેતી થાય છે. હિંદુસ્તાનમાં એની ખેતી ભાએગે ૭૫ વર્ષ ઉપર પ્રથમ કરવામાં આવી હશે એવું અનુંમાન કાઢવામાં આવે છે.

એના વેલાનાં ફળો સુકાતાં બીજકોશને આધારે ફુલનો ભાગ જાડા દીંડાને રૂપે વધતો જઈ નીચેની બાજુથી વાંકીતીકી રીતે વળણુ લેતો ભોંયમાં દાખલ થાય છે. એનેજ શીંગો લાગે છે. ચાંચડ નામે એક કીડીની જાત એના વેલાપર પુશકળ ફરે છે. આ કીડીઓ બંગાલમાં ભારે ઉભાઇ જાય છે. આ ચાંચડ કીડીઓ વેલાને ઉપદ્રવ નહિ કરતાં ઉલટી તેઓ જમીન પોકળ બનાવી મેળે છે, એટલે જમીનમાં સેહેજમાં વેલો વધી શીંગો ફુટે છે. આ કીડીઓ ઉપદ્રવ આપવાને બદલે સામી એની ખેતીમાં ચાલુ મદદ કરે છે, તેમજ આ કીડી કદી આ શીંગો ખાતી નથી પણ સામી તેને ઉગાડવામાં પોતાનો વખત ગુજારે છે.

ભોંયસીંગ માટે રેતાળ અને સુકી જમીન ઉત્તમ ગણાય છે. એની વાવણી મૃગ નક્ષત્રમાં કરે છે, તેમજ એને ઝાઝાં પાણીની જરૂર હોતી નથી. સારો પાક ઉતરતાં એક એકરમાં પચાસ બુશલ યાને મુંબઇની ૮૦ પાયલી શીંગો નિકળે છે. મુંબઇ, મદ્રાસ, વરાઢ અને મ્હેસુર પ્રાંતમાં એની ખેતી લગભગ ૧૧૫૦૦૦ એકર જમીનમાં કરવામાં આવેછે.

એનો પાક મુંબઇ ઇલાકામાં, નગર, નાશક, સોલાપુર જીલ્લો અને કોલ્હાપુર પ્રાંત, સતારા જીલ્લામાંના કેટલાક ભાગો, નીજામ પ્રાંતમાંનો બાલેઘાટ વગેરેમાં સારો પાક થાય છે.

મદ્રાસ ઇલાકામાં ચીંગલપટ, દક્ષિણ, કર્નાટક અને ત્રિચન્ના તથા તંજાવરનો કેટલોક ભાગ ખેતીથી રોકાય છે.

એની વાવણી જુનમાં શરૂ કરે છે, ને તેનો દિસેંબરમાં પાક ઉતરે છે. એની વિશેષ જાતીઓ નથી, પણ વજન ઉપર ઓછામાં ઓછી ૭ થી ૧૦ જાતીઓ છે.

આફ્રિકામાં મોઝેંબિક પ્રાંતમાં એની ખેતી મ્હોટા પાયાપર કરવામાં આવે છે. અમેરિકાનાં સંસ્થાનો, નોર્થ કેલિફોર્નિયા, વર્જીનિયા વગેરે તરફ પણ એનો પાક થાય છે.

બ્રાઝીલ તથા મોઝાંબિક એનું મુખ્ય મૂળ ઉત્પત્તિસ્થાનછે.

ભોંયસીંગનું તેલ પિળાસ પડતા રંગનું હોય છે. હિંદુસ્તાનમાં યૂરપીયન તબીબો ઓલીવને જગે એનોજ ઉપયોગ કરે છે. યૂરપમાં ઓલીવને તેલ અને સાલીદ ઑઇલને જગે આજ તેલ વાપરે છે. સાબુ બનાવવા માટે, યંત્રને ચોપડવા, બાળવા માટે તથા કપડાં રંગવામાં એનોજ ઉપયોગ કરવામાં આવે છે. "ઓલીવ તેલને જગે ભોંયસિંગનાં તેલનો ઉપયોગ કરવાથી ગરજ સરશે" એવી 'મામા રાસીલ' નામે વેપારીએ પ્રથમ શોધ કરી હતી, એવું ડૉકટર ડયૂમૅાસ જણાવે છે. ૧૮૪૦ માં જોબર્ટ નામે ફ્રેંન્ચમેને આ સૂચના પ્રથમ અમલમાં આણી. તે પછી દર સાલ યૂરપમાં આ તેલનો ૨૮,૦૦,૦૦૦ મણનો ખપ ચાલુ થવા માંડયો છે.

ભોંયસીંગના દાણામાંથી સેંકડે પચાસ ટકા તેલ નિકળે છે. પૅાંડેચરીમાં ૩૭ ટકા ને મદ્રાસમાં ૪૦ ટકા નિકળે છે. ગરમી લગાડીયા શિવાય કાઢેલું તેલ ઉત્તમ પ્રકારનું હોય છે, પણ તે થોડું નિકળે છે. અગાઉ હિંદુસ્તાનમાં આ તેલ બનાવવાનાં મ્હોટાં મ્હોટાં કારખાનાં ચાલુ હતાં, પણ પાછળથી યૂરપ તરફ ભોંયસીંગ નિકાશ થઇ ત્યાં તેલ કાઢવાનાં યંત્રો ચાલુ થતાં અત્રેનાં તેલનો ઉદ્યોગ પડી ભાગ્યો છે.

સરકારી રિપોર્ટ ઉપરથી જણાય છે કે ફ્રેન્ચ ઈંડયામાંથી યૂનાઈટેડ કીંગડમમાં શીંગો પુશકળ જાયછે; અને બ્રિટીશ ઈંડીયામાંથી ફ્રાન્સ તથા બેલજયમમાં વધારે માલ નિકાશ થાય છે.

ઓલિવહ ઓઇલને જગે ભોંયસીંગનું તેલ ઔષધિ ઉપયોગમાં પુશકળ વપરાય છે. મલમ તથા પલાસ્ટર બનાવવા માટે આ તેલનો ઘણો ઉપયોગ કરે છે. મુંબઈના સરકારી મેડીકલ સ્ટોરમાં દર વર્ષે દવાઓ માટે ભોંયસીંગનું તેલ ૬૦૦૦ રતલ કાઢવામાં આવે છે.

ભોંયસીંગના દાણાનું બંધારણ નીચે મુજબ છેઃ—

| તત્વો. | (૧૦૦ ભાગમાં) | (૧ રતલમાં |
|---|---|---|
| પાણી | ૭·૫ | ૧—૮૭ |
| એલ્બ્યુમીનોઇડસ | ૨૩·૫ | ૩ ૪૦૩ |
| સ્ટાર્ચ વગેરે | ૧૧·૭ | ૧ ૩૮૨ |
| તેલ | ૫૦·૦ | ૮ ० |
| સેલ્યુલોઝ | ૪·૫ | ० ૩૧૫ |
| ધાતુમય પદાર્થ | ૧·૮ | ० ૧૨૬ |

એમાં પૌષ્ટિક પ્રમાણ ૧ઃ ૫·૨, અને પૌષ્ટિક યોગ્યતા ૧૫૧ છે.

મદ્રાસમાં ભોંયસીંગ દર ખાંડીએ ૧૫ થી ૧૯ રૂપીએ વેચાય છે. પણ ૧૮૮૩ માં ફ્રાન્સ તરફ પુશકળ માલ આવવા માંડતાં તેનો ખાંડીનો ભાવ ૨૪ રૂપ્યાનો થયો હતો. મુંબઇ ઇલાકામાં સીંગ ૨૮ થી ૩૦ રૂપીએ ખાંડીને ભાવે વેચાય છે.

આફ્રિકામાં ભોંયસીંગનો વેપાર બોહોળો ચાલે છે. તેમાં સેનિગાલ, અને મેડિટરેનિયન બંદરમાં આ વેપાર ઘણોજ મ્હોટો ચાલે છે. સેનીગાલથી જીનોઆ અને બાર્સિલોના સુધીનો માર્ગ ૧૫ દિવસનો હોવાથી ત્યાં આ માલ ઘણીજ સારી હાલતમાં પોંહચે છે. આથી તે દર સાલ ૧૦ થી ૧૧ કરોડ રૂપીયાનો માલ યૂરપ મોકલે છે.

આફેલા શીંગદાણા ચૅાકલેટની જગે યૂરપીયનો ખાય છે. ડૉ૦ ડાઇડે જણાવે છે "એની શીંગોમા સ્ટાર્ચ, તેલ અને આલબ્યૂમીન પદાર્થ હોય છે. સ્ટાર્ચ અને તેલ તો તેમાં એટલા મ્હોટા પ્રમાણુમાં છે કે એના

જેટલાં બીજા કોઇ પદાર્થમાંથી ઉપલાં તત્વ નિકળતાં નથી.

ભોંયસિંગની શિંગો માંસવૃધ્ધિ કરેછે, પણ તે સેહેજ પિત્તદાયક છે. એમાં ફૉસફેરિક એસિડ પુશકળ છે. આથી એ બીજા પદાર્થો કરતાં ખાવા માટે અતિ ઉત્તમ છે.

અમેરિકામાં ભોંયસીંગનો ભારે ખપ થાય છે. ન્યૂયોર્ક શેહેરનાં બજારમાં તો એની શીંગો જગે જગ વેચાતી મળે છે. અગાઉ પરદેશથી આ શીંગ આયાત કરવામાં આવતી હતી, પણ હાલમાં વરજીનીઆ અને કેલેફોર્નિઆમાં એનો પાક મ્હોટા વિસ્તારમાં કરવા માંડતાં પરદેશથી ભોંયસીંગ બીલકુલ આવતી નથી.

—એના વેલાને પશૂઓ ઘણી હોંસે ખાય છે. દુધ આપતાં પશૂને એના વેલા ખવડાવવાથી દુધ પૂશકળ નિકળે છે. દુકાળમાં ગરીબો એનો ખોળ ખાય છે. પશૂને ભોંયસિંગનો ખોળ ખવડાવવાથી અતિશય પુષ્ટ બને છે.

હિંદુસ્તાનમાં ભોયસીંગ પરદેશથી નિકાશ કરવામાં આવે છે. તેની ઉપર નિકાશ જકાત લેવામાં આવતી નથી; તેમ ફ્રાન્સમાં આયાત જકાત નહિ હોવાથી ત્યાંના વેપારીઓને આ માલ ઘણુ સસ્તા ભાવે મળે છે.

નીચે દર્શાવેલા વર્ષોમાં કેટલી ભોંયસીંગ પરદેશ નિકાશ થઇ તે જણાશે.

૧૮૭૮–૭૯ માં રૂપીયા ૧,૬૮,૪૨૦
૧૮૭૯–૮૦ માં રૂપીયા ૨,૮૫,૫૧૯
૧૮૮૦–૮૧ માં રૂપીયા ૧૦,૦૭,૮૧૮
૧૮૮૧–૮૨ માં રૂપીયા ૧૭,૩૫,૨૬૯
૧૮૮૨–૮૩ માં રૂપીયા ૧૩,૧૩,૯૧૮
૧૮૮૩–૮૪ માં રૂપીયા ૩૭,૬૫,૪૬૩
૧૮૯૨–૯૩ માં રૂપીયા ૮૫,૫૮,૦૦૦
૧૮૯૫–૯૬ માં રૂપીયા ૫૫,૯૭,૦૦૦

હિંદ માહેલા ફ્રેન્ચ સરકારના તાબામાંના દેશોમાંથી દર વર્ષે ૨૫ થી ૩૦ લાખ રૂપીયાની ભોંયસીંગ નિકાશ કરવામાં આવે છે.

**ભૌમ**—(જુઓ મંગળ).

**ભૌમાસૂર**—(જુઓ નરકાસુર.)

# મ

**મ**—છત્રીસમો મૂળાક્ષર.

**અઇધ્યારેમ**—જરથોસ્તી વર્ષના છ ગાહમબારોમાંનો પાંચમો (જુઓ ગાહમબાર.)

**મક્કા**—મોહમેદનોનું પવિત્ર હજ કરવાનું સ્થળ. એ અરબસ્તાનમાં પુરાણું શેહેર ગણાયછે. મક્કા જીદ્દાની પૂર્વે ૫૦ મૈલ ઉપર છે. એનું બંદર લાલ સમુદ્ર ઉપર તદન ઉજડ ભાગમાં છે. મક્કા શેહેર ખીણવાલા ભાગમાં હોવાથી તેની પોહળાઇ "હજરઆદ" પર્વતની તળેટીથી ૧ મૈલ અને લંબાઇ "કોહેકાન" પર્વતનાં મથાળાં સુધી લગભગ બે મૈલ છે. મક્કા શેહેરને તેની આસપાસના પર્વતો માહેલા પથ્થરથી બાંધેલું છે. અત્રે કાબાતુલ્લા નામનું પવિત્ર મકાન છે જેને ખુદાઇ ફરમાન ઉપરથી ઇબરાહીમ પેગમ્બરે બાંધ્યું હતું. આ પવિત્ર સ્થાન આસપાસની પોહોળી જગ્યા "હરમશરીફ" ને નામે ઓળખાય છે. મક્કા શેહેરની ઉત્પતિ વિષે એવી દંતકથા જાણીતી છે કે "ઇદન" ના બાગમાંથી જ્યારે "આદમ" તથા "ઇવ" ને નાફરમાની માટે હાંકી મેળવામાં આવ્યાં ત્યારે "ઇવ" ભટકતી ભટકતી જેદ્દાનાં બંદર ઉપર આવી વસી. અને બસો વર્ષ પછી આદમ તથા ઇવ સાથે મલ્યાં. તે જગ્યા મક્કા નજદીકનો "આરાફાત પર્વત જાણીતો છે. આદમે ઇશ્વર ભક્તિ માટે એક વાદળાનું મંદીર મેળવ્યું હતું, જે તેનાં મોત બાદ વિખરાઇ જતાં "સેથે" પથ્થર મટોડી વડે

તેની આબેહુબ નકલ બનાવી તેમાં બંદગી કરવા માંડી પણ જગરેલમાં તે ઘસડાઇ જતાં લાંબા જમાના પછી "અમેલેકાઇટ' કોમના એ જાણીતા સખી શખસોએ અસલ વાદળાં-વાળાં મંદીરની જગ્યાપર કાઅબા બાંધી મક્કા શેહેર વસાવ્યું હતું. આ "કાઅબા" સ્થળ નજદીક "ઝમઝમ"નો કુવો આવેલો છે જેનાં પાણી ઘણાં પવિત્ર ગણાય છે. અત્રે દર વર્ષે મોટી જાત્રા ભરાય છે, તે વેળા દુનિયાનાં અનેક ભાગોમાંથી હાજીઓ હજ કરવા આવે છે. અગાઉ મક્કામાં જાથુક વસ્તી એક લાખની હતી પણ હાલમાં ૧૪૦૦૦ સુધી છે. મક્કા શેહેર "હેદજાસ" પ્રાંતનું તેમજ અરબસ્તાનનું પાયતખ્ત ગણાય છે. શેહેરમાં પથ્થરની બાંધણીના એકથી ત્રણ મજલાનાં મકાનો બાંધેલાં છે.

**મકરંદ ગઢ**—આ પહાડી કિલ્લો મહાબળેશ્વર જવાના માર્ગમાં માલકમ પેઠની વાયવ્યે ૭ મૈલ ઉપર છે. મહાબળેશ્વરના પર્વતથી તે ૬૫૦ ફીટ નીચો છે. મહાબળેશ્વરથી આ કિલ્લો જોવા જતાં "કોયના" નદી તરફ ૧૮૦૦ ફીટ નીચે ઉતરી, ૧૦ થી ૧૨ માઇલ પગે ચાલી જવું પડે છે. કિલ્લા પર શિવાજીએ બંધાવેલું "મલ્લિકાર્જુન" નું મંદીર છે. વાયવ્ય બાજુની ટેકરી પર જવાનો માર્ગ અત્યંત બીકટ છે. કિલ્લાનો કોટ તદન પડી ભાગો છે. આ કિલ્લો ઇ. સ. ૧૬૫૬ ના સુમારે શિવાજીએ બંધાવ્યો હતો. મકરંદ ગઢ ૧૮૧૮ માં ૧૪ મી મેને દિને ઈંગ્રેજોએ જીતી લીધો હતો.

**મકરધ્વજ**—મહા મત્સ્ય જેની ધજા ઉપર છે, અથવા જે 'મદ' તે. એવાં અર્થસુચક અનેક નામો છે.

(૨) એ હનુમાનનો પુત્ર. જ્યારે હનુમાન લંકા બાળી પુછડું ઓળવવા સમુદ્ર કાંઠે ગયો ત્યારે તેના પડેલા પરસેવાને એક મગરીએ ગળ્યો તેથી તેને પેટે [illegible] ઉત્પન્ન થયો. એ અહીરાવણ ત[illegible] પાતાળની પાસબાની કરે છે.

**મકર સંક્રાતી**—આ હિંદુઓનો તેહેવાર પોષ માસમાં આવે છે. દક્ષિણ હિંદુસ્તાનમાં આ તેહેવારને "પોંગળ" કહે છે. આ દિવસે તામીલ પ્રજાનાં વર્ષની શરૂઆત થાય છે, અને તેઓ આ તેહેવાર માહારાષ્ટ્ર લોકો પ્રમાણે પાળે છે. આ દિવસે અંગને તલ ચોપડી તલોદકથી સ્નાન કરે છે. તલનું દાન તથા હોમ કરે છે. તલ ખાવામાં લીયે છે, સફેદ તલથી દેવતાને ખુશી કરે છે અને કાળા તલથી પીતરોને ખુશી કરે છે. પૌરાણીક કથા મુજબ આ દિવસે મહાદેવ ઉપર ઘૃતનો અભિષેક કર્યો હોય તો મહાફળ પ્રાપ્ત થાય છે, વસ્ત્રદાન કર્યું હોય તો પણ મહાફળ પ્રાપ્ત થાય છે, સૂર્યને દુધનો અભિષેક કર્યો હોય તો સૂર્યલોક પ્રાપ્ત થાય છે. સંક્રાતીનો દિવસ અને તે પછીનો બીજો દિવસ "કર" ને નામે ઓળખાતો હોવાથી તે દિવસ શુભ કામ માટે વર્જ્ય છે.

સંક્રાતી એટલે સૂર્યાદિકનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવું. સૂર્ય કર્ક રાશિ ઉપરથી ફરતો ફરતો મકર રાશિ ઉપર આવે તેને દક્ષિણાયણ અને મકર રાશિ ઉપર પાછો છ રાશિ ફરીને કર્ક ઉપર જાય તેને ઉત્તરાયણ કહે છે. શાસ્ત્ર મુજબ બન્ને અયનોમાં પુણ્યદાન, સ્નાન વગેરેનો માહમાં રહેલો છે, પણ લોકો દક્ષિણાયન કરતાં ઉત્તરાયણને વધારે પસંદ કરે છે. તેનું એક કારણ એ સમજાય છે કે દક્ષિણાયણમાં વિષ્ણુ નિંદ્રાવશ હોવાથી તેમજ સ્વર્ગના દરવાજા બંધ હોવાથી કરેલું પુન્ય, દાન, અંધારામાં દટાઇ જાય એવો ભય રહે છે, આથી એ દાન, ધર્મ, લગન જેવાં શુભ કાર્યો વગેરે સૂર્ય ઉત્તરાયનનો થયા પછીજ કરે છે. મકર રાશી ઉપર સૂર્ય આવતાં "મકર સક્રાતી પુણ્ય પર્વણી" કરી ભીક્ષા માંગનારા બ્રાહ્મણોને વસ્ત્ર, અન્ન, ફળ તથા ધાતુ યા માટીનાં વાસણો દાનમાં આપે છે.

હિંદુ ધર્મશાસ્ત્રમાં સંક્રાતને દેવી કલ્પિ તેનું વર્ણન પંચાંગમાથી ગાર કરે છે. આ

વર્ણન દર વર્ષે બદલાય છે. તેની અવસ્તાનું સ્વરૂપ કહી તેનું ફળ પણ કહે છે. જે જે પશુના વાહનપર તે સ્વાર થએલી હોય છે તે પશુ ઘણાં મરણ પામે છે. તે જે અન્ન ખાય છે તેની મોઘવારી થાય છે અને જે જે દિશાએ આ દેવી જાય છે ત્યાં દુકાળ પડે છે, રોગ વધે છે, લડાઇ થાય છે.

આ દેવી ૬૦ યોજન લાંબી તથા પોહળી હોય છે. દેખાવે પુરૂષ આકૃતીની, એકમુખી, નવ હાથવાળી, લાંબા હોઠ, લાંબું નાક, પાછળ જોયા કરતી અને હાથમાં પથ્થર તથા શસ્ત્રો લઈ ફરેછે.

વ્રતરાજમાં બીજી સંક્રાતીઓ પણ જણાવેલી છે. તેમનાં નામો :—ધાન્ય, લવણ, ભોગ, સ્વરૂપ, તેજ, સૌભાગ્ય, તાંબુલ. મથોરથ, અશોક, વાયુ, ધન, સંક્રાતિ, આ દરેકની પૂજા તથા દાનો જૂદાં જૂદાં છે.

**મકરાઈ**—મધ્ય પ્રાંતમાંના હોસંગાબાદ જીલ્લામાંનુ એક સંસ્થાન. ક્ષેત્રફળ ૨૧૫ ચોરસ મૈલ છે. લોક વરતી ૧૮૫૪૯ની છે. મુખ્ય ભાષા હિંદી બોલાય છે. મુખ્ય ખેતી ઘઉં, ચણા, ચોખા, મહુડા વગેરેની ચાલુ છે.

**મકરાન**—પ્રાચીન કાળમાં મકરાનનો મુલક ઇતિહાસમાં ઘણી પ્રસિદ્ધતા પામી ગયલો છે. આ દેશ ઇરાન તથા હિંદની વચમાં છે. એની પૂર્વે હિંદુસ્તાન, પશ્ચિમે કિરમાનનો મુલક, ઉત્તરે અફઘાનિસ્તાન તથા સીસતાન અને દક્ષિણે આરબી સમુદ્ર છે. પ્રાચીન કાળમાં એને કેટલાકો "ગેદ્રોશીયા" કહેતા અને તેનું નામ પડવાની જૂદી જૂદી કથા જાણીતી છે. અરબી તવારીખનવેશો એને માહા કેરાન યાને મોટો કિનારો એ ઉપરથી મકરાન નામ ચાલુ પ્રચારમાં આવ્યું એવું જણાવે છે. ત્યારે બીજાઓ ઉપલા વિચારથી જૂદા પડી આ નામ "માહી ફુરાન" યાને ઘણી "માછલી ખાનારા" ઉપરથી પડયું છે એમ જણાવે છે.

માછલી ખાનારો મુલક એવો જે અર્થ કરવામાં આવે છે તે એ દેશનાં જૂદાં જૂદાં વર્ણનો ઉપરથી જણાય છે, કે મકરાનના પ્રદેશમાં ધાન્યની પેદાયશ ઘણી થોડી થતી હોવાથી ત્યાંની પ્રજા માછલીના કાંટા તથા માસ સુકવી તેનો આટો બનાવી તહેવાર ઉપયોગમાં લેતા હતા; એટલુંજ નહિ પણ પોતાનાં ઝુપડાં મોટી માછલીનાં મોટાં હાડકાંમાંથીજ બનાવતા હતા. આ મુલકમાંથી અલેકઝાન્ડર ધી ગ્રેટે હિંદમાંથી વળતી કુચ વેલા પોતાનું લશકર પસાર કીધું હતું.

**મકરેલ**—આ માછલીનાં શરીર ઉપર સુંદર ટપકાં હોયછે. એ કદે સોળ ઈંચ લાંબી હોય છે. એનાં ભીંગડાં નાહના અને લીસાં હોય છે. બ્રિટીશ સમુદ્રમાં આ માછલી બેહદ જણાય છે. આ માછલીને પાણીમાંથી બાહેર કાઢયા પછી જલ્દી પકાવવી પડેછે, કેમકે તેનું માસ અત્યંત નરમ હોવાથી તે જલ્દી કોહવા માંડે છે.

**મકાઇ**—હિંદુસ્તાનમાં આ ધાન્ય પુશકળ પાકે છે, પણ એનું ઉત્પત્તિ સ્થાન હિંદુસ્તાન નથી. ન્યૂ ગ્રૅનેડા અને મેકસિકોમાં અગાઉ મકાઇ ઉત્પન્ન થતા હતા અને ૧૬ મી સદી પછીજ આ ધાન્યનો હિંદુસ્તાનમાં ફેલાવો થયલો કહેવાય છે. મકાઇ ઘાસની જાતનો છે. ઇ. સ. ૧૮૪૬ નાં પપેટાનાં દુષ્કાળનાં વર્ષ પહેલાં બ્રિટીશ ટાપુઓમાં મકાઇ ઘણા વપરાતા નહોતા, પણ તે વખતે તેનો અનાજ અને આટો બાહેર દેશોથી બહુ લાવવામાં આવ્યો હતો, તે વખતથી દર વર્ષે મકાઇ ઈંગલાંડમાં ઘણા અને મોટા જથ્થામાં આવે છે. તે માત્ર માનવીના ખોરાકને સારૂંજ વપરાય છે, એમ નથી, પણ ઘોડાને સારૂં એ વપરાય છે.

મકાઇમાં ઘઉંના આટામાં રહેલી ઉદભિજ ચરબી કરતાં વિશેષ તેલ હોય છે, તેમજ તેમાં સ્ટાર્ચ પુશકળ હોય છે, અને નાઇટ્રોજન પણ ઘઉંના આટાનાં પ્રમાણ કરતાં વિશેષ હોય છે; આથી થંડ પ્રદેશમાં બારે

માસ અને ગરમ પ્રદેશમાં થંડીના દિવસમાં મકાઇનો આટો શરીર પ્રકૃતિને ફાયદો આપેછે.

મકાઇ માહેલાં તત્વો.

| | પિળો. | સફેદ. |
|---|---|---|
| પાણી | ૧૦·૦૦ | ૧૪·૦૦ |
| સ્ટાર્ચ | ૪૦·૮૫ | ૪૯·૨૨ |
| ગ્લૂટેન | ૪·૬૨ | ૫·૪૦ |
| તેલ | ૩·૮૮ | ૩·૭૧ |
| આલબ્યૂમેન | ૨·૬૪ | ૩·૩૨ |
| ખાંડ | ૧૦·૦૦ | ૯·૫૫ |
| બીજાં નાઇટ્રો- | | |
| જન પદાર્થો | ૬·૭૨ | ૨·૬૫ |
| કાષ્ટ તંતૂ | ૨૧·૩૬ | ૧૧·૯૬. |

મકાઇ, માંસ બનાવનારા પદાર્થોની બાબતમાં ઘઉં કરતાં ઉતરતા છે, પણ ચોખા કરતાં ચઢિયાતા છે. તેમાં ઘઉં, જવ અથવા ચોખા કરતાં વધારે હોય છે. ઘઉંના આટાની સાથે મેળવ્યાથી તેનાં સારાં પાંઉં બને છે.

હિંદુસ્તાનમાં લગભગ ૫૦,૦૦,૦૦૦ એકર જમીન મકાઇ માટે રોકાયલી હોવાનું અનુંમાન છે. પંજાબમાં મકાઇની ખેતી તરફ ૧૧,૮૨,૧૫૨ એકર જમીન રોકાયલી છે. ત્યાં મકાઇના દાણા પિળા રંગના તથા સફેદ રંગના જાતવાર ઉત્પન્ન થાય છે. પંજાબમાં દર એકરે દસ મણ મકાઇ ઉત્પન્ન થઇ શકે છે.

વાયવ્ય પ્રાંતમાં મકાઇ માટે ૨૦,૦૦,૦૦૦ એકર જમીન રોકાયલી છે. ત્યાં મકાઇનો પાક સરાસરી સાત લાખ ટન ઉપજે છે.

મુંબઇ ઇલાકામાં મકાઇ માટે ૧,૩૭,૪૫૭ એકર જમીન રોકાણમાં છે. આ તરફ મકાઇની રોપણી એપ્રીલ અને મે માસમાં કરવામાં આવે છે, અને જુન જુલાઇમાં પાક ઉતરે છે.

મધ્ય પ્રાંતમાં ૧,૦૬,૬૫૯ એકર જમીનમાં મકાઇની ખેતી કરે છે. મદ્રાસમાં ૪૦,૦૪૦ એકર જમીન પર એની ખેતી થાય છે. બંગાલમાં એનો પાક ઝાઝો ઉતરતો નહિ હોવાથી ત્યાં એની ખેતીપર વધુ લક્ષ આપવામાં આવતું નથી.

મકાઇના દાણા ઉપરથી તેની ઝાઝી જુદી જુદી જાત થએલી નથી. મુખ્ય સફેદ અને પિળા દાણાવાલી જાત છે. આ આટો બનાવવા માટે ઘણું ઉપયોગી છે. કોકણ અને કર્નાટક તરફ તો એનાં કણસલાંજ ભુંજી ખાવાના ઉપયોગમાં લીયેછે.

મકાઇ પુષ્ટીમાં ઘઉં કરતાં સેહેજ ઉતરતો છે. એમાં "ચીકાટી" ઓછી હોયછે. અમેરિકા તરફ એનો બોહોળો ઉપ્યોગ કરેછે. તે તરફ માનવી, ઢોર, એને ખાવાના ઉપયોગમાં લાવી તેનો દારૂ પણ બનાવે છે. એમાંથી તેલ પણ કાઢી શકાયછે, તેમજ મકાઇમાંથી ગોળ તથા ખાંડ વટીક નાહનાં પ્રમાણમાં બનાવી શકાયછે. જર્મનીમાં મકાઇનાં પાંદડાંમાંથી કાગળ બનાવેછે. આ કાગળ અત્યંત ચીવટ ખાસીયત ધરાવેછે. બેંકનોટ એનાંજ કાગળમાંથી બનાવવામાં આવેછે. બીજા ઘાસનાં કાગળો કરતાં એનાં કાગળો પોતાની ચીવટ ખાસીયત માટે પ્રસિદ્ધ છે; તેમજ તેમાં "સિલીકા" નો ભાગ ઓછો હોવાથી એનાં કાગળ ઉપર છાપતાં બીબાં ઝાઝાં ઘસાતાં નથી.

યૂરપ તથા અમેરિકામાં નબળાં માણસોને મકાઇમાંથી બનાવેલા પદાર્થો ખવાડેછે. એમાં તેલનો અંશ રહેતો હોવાથી તે કૉડલિવર વગેરે તેલ પ્રમાણે ફાયદો કરેછે. અમેરિકામાં એના આટાની પોલટીસ તથા કાંજી બનાવેછે. મકાઇના છોડને બાળી તેની રાખ ખાતર તરીકે ઘણી ફાયદાકારક જણાઇ છે. ઘોડાને પુષ્ઠ બનાવવા લીલા મકાઇ ખવાડેછે. વેસ્ત-ઈંડીઝમાં દરેક જાતનાં જાનવરને એજ ધાન્ય ખવાડેછે. આ ધાન્ય પ્રમાણે બીજા કોઇ પણ ધાન્યથી ડુક્કર યા ઢોરો પુષ્ઠ થઇ શકતાં નથી. હિંદુસ્તાનમાં મકાઇનો યોગ્ય ઉપયોગ કરવાનું હજી કોઈ જાણતું નહિ હોવાથી તે ગરીબ લોકોનાજ ઉપયોગમાં આવે છે. મકાઇની ખાંડ અત્યંત સફેદ બનેછે પણ તે મીઠાસમાં ઓછી હોયછે.

મકાઇની ખેતી માટે રેતાળ, ગોરાડુ ને સુકી જમીન સારી ગણાયછે. દલદાર અને નરમ જમીનમાં તે બરાબર ઉગતા નથી. મકાઇમાં સિલીકા અથવા ચકમકની રજ ઘણી ઓછી હોયછે, આથી ઘઉં માટેની જમીનમાં એનો પાક સારો થતો નથી. મકાઇમાં અને મકાઇનાં ઝાડમાં પોટાશ વિશેષ હોવાથી જે જમીનમાં ચુનો અથવા ખાર વધારે હોય ત્યાં એનો પાક સારો થાયછે. ચોખા જે ખેતરમાં થાયછે ત્યાં આ ધાન્ય બીલકુલ ઉત્પન્ન થતું નથી.

મકાઈનાં બીજ રોપવા માટે રાખવા થકી સારી જાતનાં મોટાં દાણાદાર કણુસલાં બીજાં વર્ષ માટે જાળવી રાખવામાં આવે છે. તેમને કીડ નહિ લાગે તેથી ધુમાડાવાલી જગ્યામાં ટાંગી રાખે છે, અને રોપણી વેળા તેને સંભાળીને કાઢી રોપે છે.

અમેરિકામાં આ બીજને ૨૪ કલાક વેર સોડાનાં પાણીમાં બીજવી પછી રોપે છે, તેથી ફણગા જલ્દી ફુટે છે, તેમજ એક રતલ બીજ માટે પાંચ તોલા ઉકળતો ડામર લઇ તેનાં દરેક બીજને પટ આપી ખેતરમાં રોપે છે, જેથી પક્ષીઓ તે દાણા વીણી ખાતાં નથી. ગુજરાતમાં ગાડાંનાં પૈડાંનો તેલીયો મેલ ઉકળતાં પાણીમાં નાખી તેમાં બીયાંને પલાળી પછી રોપે છે.

મકાઇને પાસે પાસે રોપ્યા પછી તેના છોડ ઘણા નજદીક વધતા નબળા છોડ કાઢી નાખી મજબુતનેજ ખેતરમાં રાખે છે, આથી સારો પાક ઉતરે છે. એની રોપણી પછી વરસાદ નહિ આવે તો તેને આંઠ દિવસે મોટ વડે પાણી સીંપવું પડે છે. વૈશાખમાં જો એની રોપણી કરી હોય તો તેના છોડ માટે ક્યારા કરી પ્રથમ ત્રણ ત્રણ દિવસે પાણી પાઇ છોડના ફણગા ફુટતાં ૧૫ દિવસે પાણી આપે છે ને પછી આંઠ દિવસે પાણી સીંપવાનું ચાલુ રાખે છે. અમેરિકામાં ઘણી સંભાળથી બબે ફુટને અંતરે એનાં બીયાં રોપે છે, ને જ્યાં જ્યાં તે ઘણાં નજદીક ઉગે છે ત્યાંથી નબળા છોડ કાઢી નાખે છે.

મકાઈના છોડ, કણુસલાં અને દાણા ઘણા મોટા થતા હોવાથી તે ઘણું જલ્દી ઉગે છે. આથી તેનાં પોષણ માટે જમીનમાં મજબુત ખાતર નાખવું પડે છે, અને ઓછું ખાતર નાખતાં જમીન જલ્દીજ રસહિન બને છે. મકાઇને છાણ, લીદ વગેરેનું તાજું ખાતર ચાલે છે. ઉકરડાનું ખાતર પણ એને બીજાં ધાન્યો પ્રમાણે ઉપયોગી થઇ પડે છે. મકાઇમાં ફૉસ ફૉરિક ઍસિડનો ભાગ વિશેસ રહેતો હોવાથી તેને હાડકાંનું ખાતર ઘણું ફાયદાકારક થઇ પડે છે.

મકાઇનાં ઝાડને કીડ લાગુ પડતાં તેનાં છોડપર રાખ નાખવામાં આવે છે, એટલે કીડ મરી જાય છે. મકાઇના તોરામાંના કેટલાકમાં સ્ત્રીકેસર અને કેટલાકમાં પુંકેસર હોય છે. તેમનો સંયોગ થતા આગમજ મેના, પોપટ વગેરે પક્ષી તે ખાઇ જાય છે, આથી તેની સંભાળ રાખવી પડે છે.

મકાઇનાં કણુસલાં બાઝતાં તેને કોહલાં, ડુક્કર, ઉંદર અને પંખેરાં ઘણો ઉપદ્રવ આપે છે, તેથી તેની સંભાળ તે વખતે ઘણી લેવી પડે છે. મકાઇનાં કણુસલાં બાઝ્યા પછી તોફાની પવન છુટતાં તે ઝીણાં બનતાં જાય છે. એના દાણા કાઢવા આગમજ કણુસલાં કાઢી તેમને સુકવ્યા કરતાં તેના આખા છોડ સાથનાં કણુસલાં કાપી, સુકવી પછી દાણા છુટા પાડયાથી તે સારા નિવડે છે.

મકાઈનો પાક અઢીથી સાડા ત્રણ માસમાં ઉત્પન્ન થાયછે. પણ કેટલેક ઠેકાણે એના પાકને પાંચથી છ માસનો વિલંબ લાગે છે. ગરમીમાં રોપેલા મકાઇ જલ્દી પાકે છે. મકાઇ કાઢી લીધા પછી તેની ખાલી જમીનમાં ઘઉં, કાંદા, લસણ વગેરેની ખેતી કરવામાં આવે છે.

**મકાઉ**—ચીનના દક્ષિણ કીનારા ઉપરનું એક પોર્તુગીજ થાણું. એનું ક્ષેત્રફળ માત્ર ૪½ ચોરસ મૈલ હોઇ તેમાં લોક વસ્તી ૬૭,૦૩૦ ની છે. વસ્તીમાં ૫૦૦૦ પોર્તુગીજ અને બાકીના ચીના છે. મુખ્ય ઇમારતો ખ્રિસ્તી દેવળોની છે. મકાઉમાં ઇ. સ. ૧૫૫૭ થી પોર્તુગીઝોએ વસાહત કરી હતી. એનું બંદર છાલકું હોવાથી મોટી સ્ટીમરો લગભગ ૬ મૈલ દૂર લંગર કરે છે. હૉંગકૉંગનાં બંદરનો વેપાર વધતાં મકાઉનો વેપાર પડી ભાગો હતો. ૧૮૪૫ થી અત્રેનું બંદર સર્વ દેશો માટે ખુલ્લું મેલાયું હતું. મકાઉ બંદર મુખ્ય કરી પીરએન કયૂના માટે કોલસાનું મુખ્ય મથક ગણાય છે. અત્રેનો આયાત વેપાર અફીણ, કેરોસીન, પરચુટણ સામન, સુતર અને ખોરાકીનો મુખ્ય છે, તથા નિકાશ વેપાર તેલ, રેસમ, ચાહ અને ચોખાનો ચાલુ છે.

**મકો**—પોપટની જાતનું આ એક સુંદર પક્ષી દક્ષિણ અમેરિકાના ગરમ પ્રદેશમાં જણાયછે. એ મુખ્ય કરી નીચી, લીલી જમીનવાલા બાગમાં તથા તાડ-ખજુરીનાં ઝાડ ઉપર વસેછે. એમની મુખ્ય વસ્તી અમેરિકાના બ્રાઝીલ દેશમાં જણાયછે. એની ચાંચ લાંબી હોયછે. એ સડેલાં ઝાડમાંજ પોતાનો માળો બાંધી વર્ષમાં બેજ ઈંડા મેલેછે. આ ઈંડાં નર-માદા વારા ફરતી સેવેછે. એનો સ્વર તિણો અને કાન બેહેરા બનાવનારો હોયછે. એ માનવી સાથે હળીમળી જાય છે, પણ બરાબર બોલી શકતું નથી.

**મંખકવિ**—કાશમીરના મહારાજાનો પ્રધાન "અંકાર" નો એ ભાઇ હતો. એ શાલિવાહન શકના ૧૧૩૫ માં થઇ ગયો હતો. શ્રી કંઠ ચરિત્ર એટલે ત્રીપુર વધવર્ણન એણે રચ્યું હતું. એના સમયમાં કાશમિરમાં જયસિંહ રાજા રાજ્ય કરતો હતો. એના પિતાનું નામ વિશ્વવર્ત અને દાદાનું નામ મનોરથ હતું. એના ત્રણ ભાઇઓ શ્રુંગાર, ભુંગ અને અલંકાર નામે હતા. એણે રૂપ્યન નામે પંડિત પાસે શિક્ષણ લીધું હતું.

**મખમલી**—એના વેલા થાય છે. એનાં પાંદડાં હાથને મખમલ જેવાં લીસાં લાગે છે. પાંદડાંની ઉપરની બાજુનો રંગ મખમલ જેવો હોય છે, અને નીચલી બાજુનો રંગ સફેદ ફિક્કો લીલો હોય છે. એનાં ફુલો ગોલાબી રંગનાં ને અજાયબ જેવી તરાહનાં હોય છે. બી રોપ્યા પછી બીજે. વરસે ફુલો ઉગે છે. એના માટે ઉત્તમ પ્રકારની જમીન જોઇએ અને તેના વેલા કુંડાંમાં ઉગાડવા સારા.

**મગ**—હિંદમાં દ્વિદલ ધાન્યમાં મગને હિંદુઓ પવિત્ર ગણે છે. કાશીથી રામેશ્વર સુધીના પ્રદેશમાં એનો ભારે પાક થાય છે. એના છોડ તથા સીંગ અડદનાં જેવાં હોય છે. એનાં પાંદડાં થોડાં ગોળ છતાં તેનું ડીચું લાલ હોઇ સીંગનો રંગ લીલાસપર હોય છે. મગ લીલા તથા કાળા રંગના હોય છે. ધાટી મગનો દાણો ઝીણો છતાં તેનો રંગ કાળો હોય છે, પણ ગુજરાતી મગનો દાણો ઠુંમસો હોઇ તેનો રંગ લીલો હોય છે, અને ઉત્તર કોકણમાં મગ કાળા હોય છે. મગના દાણાના છોડનો રંગ લીલો તથા કાળો હોય છે, પણ એની દાળનો રંગ પિળો હોય છે. મગની જાતમાં કચ્છી મગ શ્રેષ્ઠ ગણાય છે.

**મગદલ્લા**—એબિસિનીયાનો એક પહાડી કિલ્લો. લાલ સમુદ્ર ઉપર એન્સલીબે ઉપર એ દક્ષિણે ૩૦૦ મૈલ ઉપર છે. એ સમુદ્ર સપાટીથી ૯,૧૧૦ ફીટ ઉપર છે. ૧૮૬૮ માં જનરલ નેપીયરે થિયોડોર સાથે લઢી આ કિલ્લો જીતી લઇ તેનો નાશ કરયો હતો. આથી લૉર્ડ નેપીયરને લૉર્ડ નેપીયર ઑફ મગદલ્લાનો ખેતાબ આપવામાં આવ્યો હતો.

**મગજ**—(જુઓ ભેજું.)

**મગધ દેશ**—પૂર્વે "સુહ્મ" અને "પ્રસુહ્મ" દેશની પૂર્વે તરફનો દેશ. આ દેશની આસપાસ "વૈભાર, વરાહ, વૃષભ, ઋષિગીરી અને ચૈત્યક એવા પાંચ પર્વતો છે. એની રાજ્યધાની ગિરિવ્રજ છે. અત્રે સુમિત્રનો પિતા શુરસેન રાજ્ય કરતો હતો, અને પાંડવોના સમયમાં જરાસંધ અને તે પછી

સહદેવ એ રાજા હતા. હાલમાં એ બાહાર પ્રાંતનો દક્ષિણ પ્રાંત ગણાય છે. એની રાજધાની ગિરિવ્રજ "રાજગૃહ" ને નામે પણ જાણીતી હતી.

આ પ્રાચીન શેહેરની સીમા પશ્ચિમ તરફના ગ્રંથકારોએ આપી છે, તોય તેમાં થોડો મતભેદ છે. * પ્રોફેસર લૅસને આ દેશ પ્રાચી (પૂર્વ હિંદુસ્તાન) માં ગણ્યો છે. પંડીત વ્યંકટ સ્વામીએ ‡ એને બંગાલ પ્રાંતમાં ગણ્યો છે; પણ જનરલ કર્નીગહૅમ આ પ્રાંત મધ્ય દેશ (મધ્ય હિંદુસ્તાન) માં ગણે છે.

ઉપર જણાવેલા ત્રણ ગ્રંથકારો માહેલા કનિંગહૅમનું મત સત્ય જણાય છે, કારણ પ્રાચી અને મધ્ય દેશ એમની ચોક્કસ સરહદપર મધ્ય દેશ હોવાથી તેને જૂદી જૂદી બાજુએ ખેંચી જણાવવામાં આવે છે; પણ મહાભારતમાં † પાંચ ટેકડીઓ જે વરાહ, વૃષભ, ઋષિગિરિ, વૈહારય અને ચૈત્યક એ નામે પ્રસિધ્ધ છે, તેજ સિમા ઉપર ટેકડીઓની મદદથી કનિંગહૅમે આ દેશની સિમા બાંધેલી હોવાથી તેનાં મત મુજબ મધ્ય દેશ મધ્ય પ્રાંતમાં માનેલો છે, એટલે મધ્ય આ દેશ ગંગા નદી અને બાહાર પ્રાંત વચે જાણવો.

મગધદેશની રાજધાનીઓ પાટલીપુત્ર (પાટણ), ગિરિવ્રજ અને રાજગ્રહ એ ત્રણ જૂદે જૂદે વખતે થઇ હતી.

હુએનથસાંગ હિંદુસ્તાનમાં મુસાફરી કરતી વેળા નેપાળ તરફથી આવતાં વૈસાલી થઈ ગંગા ઉતરી મગધ દેશની રાજધાનીમાં આવ્યો હતો. તે લખે છે કે "રાજ્યધાનીનું પ્રાચીન નામ કુસુમપુર હતું. તે શેહેર નજદીકજ પણ પડત હતું. નવું શેહેર પાટલી પુત્ર એ શિવાય તેમનો ઘેરાવો ૧૨ મૈલ હતો. પાટલી પુત્ર નામ ફેરવાઇને "પૉલિબોથ્રા" થયું એમ ગ્રીક ગ્રંથકારોએ લખેલું છે. "પૉલિબોથ્રાગ" એ ઈંડીયાનું મુખ્ય શેહેર છે. તે "ઇરાનબો અને "ગંગા" ના સંગમ નજદીક છે. તેની લંબાઇ ૮૦ સ્ટાડીયા અને પોહળાઇ ૧૫ સ્ટાડીયા છે. આસપાસ ખાઇ ૩૦ ક્યૂબિક ફીટ ઉંડી છે. શેહેર આસપાસના કોટને ૫૭૦ બુરજો છે, અને ૬૪ દરવાજા છે. આ ઉપરથી "સેલ્યૂકસનિ કેટર" ના સમયમાં એનો ઘેરાવો ૨૫⅕ મૈલ હતો, હાલનાં પાટણ શેહેરનો ઘેરાવો ૨૨½ મૈલ છે. ત્યારે સાતમા સદામાં માત્ર કુસુમપુરનો ઘેરાવો ૧૪ મૈલનો હતો. વાયુપુરાણમાં લખે છે કે કુસુમપુર અથવા પાટલી પુત્ર એ અજાત શત્રૂના પૌત્ર ઉદયાશ્ર્વે સ્થાપ્યું હતું. અજાત શત્રૂ નામે એક રાજો બુદ્ધનો સમકાલિન હતો. મહાવંશો નામે બૌદ્ધ ગ્રંથમાં લખે છે કે, "ઉદય એ અજાત શત્રૂનો પુત્ર હતો. બીજા બૌદ્ધ ઉપરથી જણાય છે કે રાજગૃહથી બુદ્ધની છેલ્લી વિદાયગીરી વૈસાલી તરફ થઇ હતી, ત્યારે અજાત શત્રુના પ્રધાન પાટલી ગામડાંમાં એક કિલ્લો બાંધવામાં રોકાયા હતા. ત્યારે બૌદ્ધે કહ્યું કે એ મોટું શેહેર થશે. આ ઉપરથી એમ જણાય છે કે અજાત શત્રુના સમયમાં પાટલીપુર બાંધવાની શરૂઆત થઇ હતી, તે તેના બેટા યા પૌત્રે પુરૂં કર્યું (ઇ. સ. પુર્વે ૪૫૦ ને સુમારે) હશે.

ગ્રીકોએ લખેલી "ઇરાનાબો" ને ગંડકી તરીકે ઓળખવામાં આવતી હતી. પણ શોણ નદી હાલમાં ગંગાને મળે છે, ત્યાં પેહેલાં નહિ મળતાં તેની નીચે એટલે પાટણની ઉપર નજદીક મળે છે, એમ હવે શક વગર પુરવાર થયું છે. શોણ નદીનું

* Pros. Lasson's map of ancient India explaining his Indian Antiquities.

‡ Vankatram Swami's Geography. Table of Bharatkhand.

* Cunningham's Anct. Geoj. and India Pages 452—455 (ભરતખંડ) 461—467.

† ભારત સભાપર્વ અ. ૩૦, ભારત. પ્રા. ચેતકો. પાનું ૪૧૬.

હિરણ્યવાહ એવું નામ છે. ત્યારે નામ અને સ્થાન એમની ઐકયતા ઉપરથી "પ્રરાનાવો" એ "શોણ" એમ ખુલ્લું જણાય છે.

ચુએને આ પ્રાંતનો ઘેરાવો ૮૩૩ મેલ લખેલો છે. એની ઉત્તરે ગંગા, પશ્ચિમે બનારસ પ્રાંત, દક્ષિણે કિરણ સુવર્ણ અથવા સિંગભૂમ અને પૂર્વે હિરણ્ય પર્વત અથવા મોંગીર આ પ્રાંત હતા. આ ઉપરથી આ પ્રાંત પશ્ચિમે કર્મનાશ નદી સુધી અને દક્ષિણે દામુદા નદીના ઉગમ સુધી હશે. એટલા પ્રદેશનો ઘેરાવો નકશા ઉપર ૭૦૦ મેલ છે. ધર્મ સંબંધથી બૌદ્ધનો પ્રથમ વખત મગધ દેશમાં શુરુઆથી બીજા બીજા પ્રાંત કરતાં એમાં બૌદ્ધ ધર્મનાં પવિત્ર સ્થાનો પુસ્કળ છે.

**મગધ બોધ**—બોપદેવ પંડિત કૃત ગ્રંથ. બાલ ભાષાનાં વ્યાકરણ વિષય ઉપર એની રચના છે. એનાં પ્રકરણો ૧૨ અને સૂત્રો ૧૧૦ છે. માગધી, શૌરસેની, પૈસાચી અ૦ રાક્ષસી આવા ચાર પ્રકારની જે બાલ ભાષા તેના એમાં નિયમ બાંધેલા છે. એની ઉપર "રામનાચારી" પંડિતે ટીકા લખી છે.

**મગધ રાજા**—જરાસંધ રાજાનો પુત્ર સહદેવ ભારતીય યુદ્ધમાં મરણ પામ્યો તે વેળા તેના ત્રણ બેટા સોમાપી, માર્જારી અને મેશ્રસંધી હતા. તેમાંના માર્જારીના વંશજોએ મગધ દેશમાં ૧૦૦૦ વર્ષ રાજ્ય કર્યું અને તેમાં ૨૧ રાજ્ય કર્તા થઇ ગયાઃ—માર્જારી, શ્રુતશ્રવા, અયુતાયુ, નિરમિત્ર, સુનક્ષ, બ્રહત્સેન, કર્મજીત, સૃંતજય, વિપ્ર, શચી, ક્ષેમ, સવ્રત, ધર્મસૂત્ર, શમ, ધ્રુમત્સેન, સમતિ, સબલ, સનીથ, સત્યજીત, વિશ્વજીત અને પુરંજય. છેલ્લા રાજાને "શનક" નામે પ્રધાને મારી નાખ્યો હતો.

**મગરમચ્છ**—આ રાક્ષસી દરિયાઇ પ્રાણી ૫૦ ફીટથી વધારે લાંબાં હોય છે. એની આંખો માથાંની બાજુમાં હોય છે. આ આંખો ઘણી નાહની યાને બળદની આંખ જેવડી હોય છે. આ મત્સ્યને બાહેર કાન હોતા નથી પણ એની ચામડીને નીચે એક નાહનું છીદ્ર હોય છે તે સાંભળેછે. એનાં માથાંના તદન ઉંચા ભાગમાં શ્વાસોશ્વાસની બે ઇંદ્રીયો હોય છે. આ લગભગ ૬ થી ૮ ઇંચ લાંબી હોય છે.

હાડકાંવાલા મગરમચ્છનાં જડબાંમાં દાંત હોતા નથી. તેને બદલે તેનાં ટાળવાંમાં હાડકાંની બે હાર હોય છે. તે દરેક હારમાં ૩૦૦ થી વધારે પાટીયાં હોય છે. તેમાંનું અતિ લાંબુ પાટયું ૧૫ ફીટ લાંબુ હોય છે. આ અજબ જેવાં પાટયાંની તે ઠેકાણે એક પ્રકારની ચાળણી જેવી બનાવટ બનાવેલી હોય છે. તેને બાલની ઝાલર હોય છે. આ માછલીનો મુખ્ય ખોરાક નાહનાં જીવજંતુ હોય છે. મગરમચ્છ ભુખો થતાં તે પાણીમાં મોહ વકાસી દોડેછે. કે પાણી મોંહેથી વહે છે. આથી બધાં પ્રાણી હાડકાંની ચાળણીમાં જઇ ભરાઇ તેને ખોરાક પુરો પાડેછે.

મગરમચ્છ પોતાની પુછડીનાં બળથી શત્રુથી પોતાનો બચાવ કરેછે. આ પુછડી ૫ થી ૬ ફીટ લાંબી અને કદી તો ૨૦ ફીટ પોહળી હોય છે. આ પુછડીના પ્રતાપેજ તે પાણીમાં ઝડપથી તરી શકેછે.

મગરમચ્છની આંખો બેહદ તેજ હોયછે. આથી તેઓ પાણીમાં તરતી અતિ દૂરની માછલીઓને તુર્ત ઓળખેછે. તે અવાજ કાઢી શકતું નથી, પણ શ્વાસોશ્વાસ કરતી વેળા અવાજ કાઢેછે. ભય સમયે તે એક પળમાં પાંચ ચાર વખત શ્વાસો શ્વાસ કરેછે, તે વખતે તેઓ વરાળને કેટલાક ઇંચ ઉડાડેછે.

મગરમચ્છને કદી એક અને કદી બે બચ્ચાં થાયછે. તેઓ ગાયનાં વાછરડાં પ્રમાણે પોતાની માતાનાં શરીર ઉપર સ્તનપાન કરેછે. બચ્ચાં પોતાની નજદીક હોય ત્યારે જો શત્રુ સામો આવતો દેખાયકે માદા, બેહદ બળથી જીવ ઉપર ઉદાર થઈ લડી બચ્ચાંને બંચાવવાની કોશેસ કરેછે.

આ માછલું પાણીની અંદર અરધો કલાક સુધી પડી રહી શકેછે પણ પછી ઉપર આવી, સ્વાસોશ્વાસ લે છે. એઓ ઘણું કરી પાણીના સપાટી ઉપરજ સુઇ રહેછે.

મગરમચ્છની ચામડી નીચે ૧૬ ઇંચ જાડાઇની ચરબીનો થરો હોયછે. ઉત્તર તરફના થંડ પ્રદેશમાં આ રહેતાં પ્રાણીનું એ મુખ્ય અચ્છાદન છે. આ ચરબીમાંથી તેલ કાઢેછે. એક મોટા મગરમચ્છમાંથી ૨૭૫ પીપ તેલ નિકળેછે. એનાં હાડકાં પણ બહુ કિમતી ગણાયછે. અગાઉ એનાં હાડકાંમાંથી છત્રીના સળીયા બનાવવામાં આવતા હતા. ઍસ્કવિમો પ્રજા મગરમચ્છનું માસ ખાવાના ઉપયોગમાં લીયેછે.

પ્રાચીન કાળથી આ માછલાનો શેકાર કરનારી મુખ્ય પ્રજા ઍસકવિમો, અમેરીકન ઈંડીયન અને જેપાનીજે હતા.

દક્ષિણ સમુદ્રમાંથી જેમ જેમ મગરમચ્છ ઘટતા ગયા તેમ તેમ ઉત્તર ભણી એનો શેકાર કરવામાં આવેછે.

સત્તરમી સદીમાં ડચ લોકો મગરમચ્છ પકડવાનો ખાસ ઉદ્યોગ કરતા હતા; તે સમે ૨૬૬ વાહણો અને ૧૪૦૦૦ ખલાસીઓ આ ઉદ્યોગમાં રોકાયલા હતા. લાંબા કાળ સુધી હૉલંડ દેશ મગરમચ્છનું તેલ યૂરપને પુરૂં પાડતું. પણ હાલમાં બ્રિટીશ વેપારીઓએ તે વેપાર હાથ કર્યોછે. હાલમાં મોટા હાડકાવાલા મગરમચ્છ અત્યંત થોડા મળે છે.

મોટા મગરમચ્છમાંથી જે તેલ તથા હાડકાં નિકળેછે તે લગભગ રૂ.૧,૦૦,૦૦૦ ની કિમતનાં હોય છે. હાલમાં મગરમચ્છનાં એક ટન હાડકાંનો ભાવ રૂ. ૨૫૦૦૦ નો ઉપજે છે.

**મગર**—આ ભયંકર જળચર પ્રાણી ગરોળીના વર્ગનું છે. એ આફ્રિકા, એશિઆની સઘળી મોટી નદીઓ તથા અમેરિકામાં નજરે પડે છે. એનાં શરીર ઉપર બખતરની પેઠે સીંગડાં જેવાં સખત ભીંગડાં હોય છે, તેથી આ પ્રાણી ભયંકર જણાય છે એમ નહિ, પણ તે ઘણું વિકાળ ખાસિઅત ધરાવે છે.

જે નદીમાં મગર રહે છે તેમના કાંઠે રેતીમાં અથવા કાદવમાં એ ઈંડાં મેળે છે. બચ્ચાં સેવાતાં વાર તેઓ પાણી ભણી દોડી જાય છે, પણ ટર્ટલ કાચબાનાં બચ્ચાં પેઠે એનાં સેંકડો બચ્ચાંને પક્ષીઓ વગેરે ખાય છે.

મગરનું સફેદ ઈંડું હસનાં ઈંડાં કરતાં કાંઇક મોટું અને વધારે લંબ ચોરસ હોય છે.

મગરનો મુખ્ય ખોરાક માછલાં છે, પણ જમીનપર વસનારાં કોઇ પણ પ્રાણી તેના સપાટામાં આવતાં તે તેમને ખાઇ જાય છે. આ પ્રાણી માસહારી હોવાથી કોહેલું માસ ખાઇ જાય છે. એની લાંબી પુછડીથી એ પાણીમાં ઘણી ઝડપથી ફરહર કરે છે, પણ જમીનપર તેને સેહેજ અગવડ પડે છે.

ઇજીપ્તના ઉપલા ભાગમાં પ્રાચીન કાળથી મગર નજરે પડે છે. તેમજ સેનીગાલ નદીમાં અને આફ્રિકાની બીજી નદીઓમાં એની ભારે વસ્તી નજરે પડે છે. એ ન્યુગીનીમાં પણ પુષ્કળ જણાય છે.

અમેરિકન મગરનાં જડબાંની રચના આફ્રિકન મગરથી સેહેજ જુદી છે. અમેરિકન મગરી નદી કાંઠે રેતીમાં ઘણું કરી ૫૦ થી ૬૦ ઈંડાં મેળે છે, જે સુર્યના તાપથી સેવાય છે. આ ઈંડાંને પક્ષીઓ તથા સેકારીઓ પણ ખાવાના ઉપયોગમાં લીયે છે.

**મગવ**—મગુ એટલે જરથોસ્તીઓનો ધર્મગુરૂ અરબીમાં એ શબ્દ 'મજૂસ' કરી વપરાયલો છે ને ગ્રીકમાં મગુસ, બહુ વચન મેગાઇ કરી વપરાયલો છે. એ ઉપરથીજ મોબેદ શબ્દની ઉત્પતિ થઇ છે.

**મંગળ**—આદિવરાહથી ભૂદેવને થએલો પુત્ર. એ કલ્પ આરંભનો મંગળ મંડલાધિપતિ છે. હાલમાં આ સ્થાનનો "ધીરભદ્ર" નામે શિવગણુ મંગળ છે. એનું બીજું નામ "અંગારક" છે. મંગળનો રંગ લાલ અને પગ લાલ તથા

શરીર સફેદ તથા તેનું વાહન મેંઢોછે. એના હાથમાં સફેદ લીલું કમળ તથા લાકડી છે.

**મંગળ**—આ ગ્રહને ઈંગ્રેજીમાં "માર્સ" અને ગ્રીક ભાષામાં "એરીસ" કહે છે. ગ્રીકો "એરીસ" ને યૂધનો સરદાર ગણતા. હોમરના કાવ્યમાં એરીસ દેવતાની લડાઇનું વર્ણન આપેલું છે. તેમાં ડીમોસ અને "ફોબોસ" તેમને એમનાં મદદનીશ જણાવેલાં છે. મંગળ ગ્રહ બાહેરના ગ્રહોમાંનો ગણાય છે. તેનો રંગ લાલ હોવાથી તેને "લોહિતાંગ" નામ આપેલુંછે. હિંદુ પુરાણમાં તેને પૃથ્વીનો પુત્ર માનેલોછે. આથી "ભૂ" એટલે પૃથ્વી, તે ઉપરથી ભૌમ એવું પણ તેને નામ આપેલું છે; તેમજ "કુ" જેવી પણ સંજ્ઞા પૃથ્વી છે, તે ઉપરથી તેને "કુજ" પણ કહેછે. તેમજ એ ઇંગાર જેવો લાલ ચોળ હોવાથી તેને "અંગારક" એવી સંજ્ઞા છે. એ શિવાય હિંદુ શાસ્ત્રમાં મંગળને આર, ક્રૂર, દક્ષ અને આષાઢાભૂ એવાં નામો છે. તેમાંનું નામ "આર" ગ્રીક ભાષાના મંગળવાચક "ઍરિસ" નામને મળતો શબ્દ છે.

જે ગ્રહોની કક્ષા પૃથ્વીની કક્ષાની અંદર છે, તેમને અંતરગ્રહ કહેછે; અને જેમની કક્ષા પૃથ્વીની કક્ષાની બાહેર છે, તેમને બાહ્ય ગ્રહ (બાહેરનો ગ્રહ) કહે છે; બુધ અને શુક્ર આ ગ્રહો પૃથ્વીની કક્ષાની માહે સૂર્ય આસપાસ ફરેછે, આથી આ બે ગ્રહ સૂર્યમાલા માહેલા છે. બાકીના પાંચે મોટા ગ્રહ મંગળ, ગુરૂ, શનિ, યૂરેનસ અને નેપચ્યૂન છે.

આ બાહ્ય ગ્રહ છે. અંતરગ્રહ સૂર્યની સેહેજ નજદીક હોયછે, આથી આકાશમાં મધ્ય રાત્રે અંતરગ્રહ જોવા જતાં તે નજરે પડતાં નથી; પણ બાહ્યગ્રહ કોઇ કોઇ વેળા મધરાત્રે નજરે પડેછે. શુક્રનું અવલોકન મધ્ય રાત્રે થતું નથી ત્યારે ગુરૂનું દર્શન મધ્ય રાતે થાય છે. શુક્ર આ અંતર ગ્રહ છે અને ગુરૂ એ બાહ્ય ગ્રહ છે, અંતર ગ્રહ સુર્યાસ્ત સમયે પૂર્વે ઉગે છે એમ કદી બન્યું નથી, કારણ તે હમેશા સૂર્યની પાસે આસપાસ હોય છે, પણ બાહ્યગ્રહ કોઈ કોઇ વેળા પૂર્વે બણી દેખાયછે.

આપણે પૃથ્વી ગ્રહ ઉપર રહીએ છિયે, અને સૂર્યમાલા માહેલા બીજા ગ્રહ કરતાં મંગળ અને શુક્ર આ બન્ને ગ્રહ પૃથ્વીની ઘણી નજદીકનાં છે, આથી તેમના વિશે વધારે શોધખોળ નજરે પડવી જોઇએ પણ શુક્રનું તેજ બેહદ હોવાથી દુર્બિનમાંથી તેના તરફ જોવાથી આંખો દિપે છે. આથી તેના વિશે ઝાઝી ખબર મળતી નથી; પણ મંગળનું તેજ શુક્ર જેટલું નહિ હોવાથી તે માટે વધારે ખબર મળે છે. મંગળનાં સૂક્ષ્મવેધ લઇ વિદ્વાનોએ ચંદ્ર જેટલીજ આ ગ્રહ વિશેની શોધ ખોળ કરી છે.

ખુલ્લી આંખે જોતાં મંગળનો ગ્રહ રંગે લાલ છે. મંગળ જેવાજ બીજા પણ લાલ પદાર્થ અંતરિક્ષમાં જણાય છે, તેથી તેમને ઓળખવા માટે ચોકસ લક્ષ રાખવું પડેછે, તે એ કે મંગળ ગ્રહ જ્યારે ફરતો રહે છે ત્યારે બીજા લાલ તારા જડ હાલતમાં એકજ તરફ ઠરેલા જણાય છે.

સૂર્યથી મંગળનું મધ્યમ અંતર ૧૪ કરોડ ૧૩ લાખ મૈલનું છે, તમામ ગ્રહ પ્રમાણે મંગળ ગ્રહ સૂર્ય આસપાસ દીર્ઘ વર્તુલ માર્ગથી ફરે છે, આથી સૂર્ય આસપાસ ફરવા દરમ્યાન એક વખતે સૂર્યની તદન નજદીક એટલે ૧૨ કરોડ ૮૨ લાખ મૈલ અંતર ઉપર હોય છે, અને એક વખત સૂર્યથી ઘણે છેટે એટલે ૧૫ કરોડ ૪૫ લાખ મૈલ અંતર ઉપર હોય છે. પૃથ્વી સૂર્યથી ૯ કરોડ ૨૭ લાખ મૈલ દૂર છે, અને સૂર્યથી મંગલનું અંતર ૧૪ કરોડ ૧૩ લાખ મૈલ છે. ત્યારે મંગલ આપણાથી સાધારણ રીતે પાંચ કરોડ મૈલ દૂર છે એમ સ્પષ્ટ જણાય છે. મંગળ અને પૃથ્વી આ ગ્રહ પોતપોતાની કક્ષામા સૂર્ય આસપાસ ફરે છે તે દરમ્યાન કોઇ કોઈ વેળા મંગળ પુથ્વીથી અત્યંત દૂર સુમારે ૨૪ થી ૨૫ કરોડ મૈલ

અંતર ઉપર હોય છે. અને કોઇ કોઇ વેળા ૩ થી ૪ કરોડ મેલ અંતર ઉપર હોય છે, જે વખતે આ ગ્રહ પૃથ્વીથી ઘણે દૂર હોય છે, તે વખતે એ સૂર્યની બીજી તરફ હોય છે, અને મંગળ તથા પૃથ્વી એમની વચ્ચે સૂર્ય આવે છે, અને જે વખતે આ ગ્રહ આપણી ઘણી નજદીકમાં હોય છે, તે વખતે એ અને સૂર્ય એમની વચ્ચે પૃથ્વી આવે છે. મંગળ અને સૂર્ય એમની વચ્ચે પૃથ્વી છે એવો યોગ આવતાં, મંગળ પડભાંતરમાં (એટલે સૂર્યથી ૬ રાશીના અંતર ઉપર) આવેલો કહે છે. આ વખતે મંગળ આપણી તદન નજદીક હોય છે, આથી આવી વેળા મંગળના વેધ એહેલાઇથી લઇ શકાય છે. ઈ. સ. ૧૮૭૭ માં મંગળ પૃથ્વીની તદન નજદીક આવ્યો હતો. તે વખતે દુર્બિનથી મંગળના વેધ લઇ તેની આસપાસ ફરનારા બે ચંદ્ર શોધી કાઢવામાં આવ્યા હતા, આ શોધ અમેરિકન વેધશાળાના ઉપરી મી૦ હૉલે કરી હતી.

પૃથ્વી કરતાં મંગળ સેહેજ નાહનો છે, મંગળનો વ્યાસ ૪૨૦૦ મેલ છે, એટલે પૃથ્વીના વ્યાસથી (૮૦૦૦ મેલના) અરધો અરધ ઓછો છે. મંગળ ઉપર પૃથ્વી પ્રમાણેજ જમીન અને પાણી એવા બે ભાગ છે, એવી વિદ્વાનોએ શોધ કરી છે. દુર્બિનમાં મંગળ તરફ જોતાં સફેદ અને કાળો ભાગ નજરે પડે છે. તેમાંનો કાળો ભાગ તે પાણીનો છે, અને સફેદ ભાગ જમીનવાળો છે. મંગળલાલ રંગનો જણાય છે તેનું કારણ એમ જણાવવામાં આવે છે કે, ત્યાંની જમીન લાલ રંગની (મહાબલેશ્વરની મટોડી જેવી) છે. મંગળ ઉપર ધ્રુવ તરફ બે સફેદ ટપકાં જણાય છે, એ ઉપરથી કહેવામાં આવે છે કે પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેમ બરફથી આચ્છાદિત છે તેમજ મંગળના ધ્રુવ તરફના પ્રદેશ બરફથી છવાયલા હોય છે. મંગળ ઉપરના ઉત્તર અને દક્ષિણ ધ્રુવ તરફ જેમ જેમ વધે છે તેમ તેમ બરફ પિગળી તે સફેદ ભાગ નાહના બનતા જાય છે; અને જેમ જેમ થંડીની મોસમ આવે છે તેમ તેમ બરફ વિશેષ વધી સફેદ ભાગ ફેલાતા જણાય છે. આ ઉપરથી મંગળ ઉપર પાણી હશે એમ જણાય છે. મંગળ ઉપર જાડું વાતાવરણ છે એવું પણ અનુમાન કાઢેલું છે.

મંગળ પોતાના આંસ ઉપર ૨૪ કલાક ૩૭ મિનિટ અને ૨૨.૬૬ સેકંદ જેટલા વખતમાં ફરે છે. આ ઉપરથી મંગળ ઉપરનો દિવસ અને રાત એ પૃથ્વી ઉપરના દિવસ કરતાં લગભગ એક કલાક મોટો હોય છે. સૂર્ય આસપાસ એક ફેરો ખાતા મંગળને ૬૮૭ દિવસની મુદત લાગે છે, એટલે મંગળ ઉપરનું વર્ષ આપણાં લગભગ બે વર્ષ જેવડું હોય છે. મંગળ ઉપરનું વર્ષ પૃથ્વીનાં વર્ષથી બમણું હોવાથી ત્યાંની ઋતુ પણ તેવીજ બમણી હશે. મંગળ ગ્રહ બધી રીતે પૃથ્વીને મળતોજ છે. અગાઉ મંગળ ગ્રહને ચંદ્ર નથી (ઉપગ્રહ) એવી સમજ હતી, પણ ૧૮૭૭ માં વૉશિંગટન ખાતે પ્રો૦ હૉલે કરેલી શોધથી તેના ચંદ્ર જણાયા હતા. મંગળના બે ચંદ્રમા ઘણા નાહના છે, અને તેમનું મંગળથી અંતર પણ ઓછું છે. પેહેલો ચંદ્ર મંગળથી ફકત ૪૦૦૦ મેલ દૂર છે; અને તેનો ઘેરાવો ૭ મેલનો છે. બીજો ચંદ્ર મંગળથી ૧૨૬૦૦ મેલ દૂર છે, અને તેનો વ્યાસ ૬ મેલ છે. આ ચંદ્રની મંગળની આસપાસ ફરવાની ગતિ પણ ઘણી ઝડપી છે, પેહેલા ચંદ્રને મંગળ આસપાસ ફરવા માત્ર ૭ કલાક ૩૯ મીનીટ ૧૫ સેકંદ જેટલો વખત લાગે છે, અને બીજાને ૩૦ કલાક અને ૧૭ મિનિટ, ૫૪ સેકંદનો વખત લાગે છે. આપણી પૃથ્વીના ચંદ્રનો વ્યાસ ૨૦૦૦ મેલ છે, ત્યારે આપણા ચંદ્રથી આ મંગળનાં ચંદ્ર ઘણા નાહના છે, પણ આપણો ચંદ્ર પૃથ્વીથી બે લાખ મેલ દૂર હોવાથી ત્યાંના લોકોને તે આપણા ચંદ્ર કરતાં મોટો દેખાતો હશે.

હિંદુ જ્યોતિષ શાસ્ત્ર મુજબ આ ગ્રહ ક્ષત્રીય છે. એનો જન્મ ઉજ્જનીમાં થયો હતો. એનો રથ સુન્નાનો છે અને તેને આંઠ ઘોડા જોડવામાં આવે છે. એને દાન આપતાં મનુષ્ય કર્જથી મુક્ત થનો માનવામાં આવે છે. એની પુંજાથી સંતતી પ્રાપ્ત થતી જ્યોતિષ શાસ્ત્રમાં જણાવે છે.

**મગાં** અથવા ટકમક—આ વેલાવાળા છોડ ઉપર વર્ષમાં બે વેળા ફળો આવે છે. એનાં ફળ બાહેરથી લીસાં પણ લાલ રંગની છાલવાલાં હોય છે. તે પર પાંચ છ ઉભા સફેદ પટા હોય છે. એનો આકાર ભુરાં કોહારાંના જેવો લંબોચો હોય છે, અને એનો વેલો ભોંય ઉપર ફેલાયલો રહે છે. આ વેલો ચાર પાંચ માસ ટકે છે. એની મુખ્ય ઉત્પતિ કર્નાટક તથા ગોવામાં થાય છે.

**મગીસન**—આ સન ચીતાગોંગ પ્રાંતમાં ચાલુ છે. એ બંગાલીસનેથી ૪૫ વર્ષ નાહનો છે, પણ બધી રીતે તદન સરખો છે.

**મંગોપાર્ક**—આ જાણીતા મુસાફરનો જન્મ સ્કોટલંડની દક્ષિણે સેલર્ક નામે પ્રગણાંનાં ફાઉલ શીલ્સ ગામમા ઇ. સ. ૧૭૭૧માં ૧૦ મી સપટેંબરે થયો હતો. એના ૧૩ ભાઇઓમાં એ ૭ મો હતો. પ્રથમ એણે વ્યાકરણનો અભ્યાસ કરી પાછળથી ટૉમસ અંડરસન નામે તબીબ પાસે વૈદકનો અભ્યાસ ઇ. સ. ૧૭૮૯માં પુરો કરી એડીનબર્ગ જઇ ઉદભિજ પદાર્થ શાસ્ત્રનો અભ્યાસ કરવાના વિચારે જઇ ત્યાં મી૦ ડીકન્સ નામે ઉદભિજશાસ્ત્રીની મદદથી ઉસ્ટઇન્ડિયામિત નામે વહાણ ઉપર મદદનીશ તબીબ તરીકે રહી સુમાત્રા ટાપુનાં બેકુલેમ શેહેર તરફ સફર કરી પોતાનો અભ્યાસ બેહદ વધારી ૧૭૯૪ માં પાછો ફર્યો, અને લંડનમાં લિનિયન નામે સભા કે જે ઉદભિજ વિદ્યાની બાબત ઉપર વાદ વિવાદ ચલાવતી હતી ત્યાં પોતે સુમાત્રામાં નવી આંઠ જાતની માછલી વગેરે જોયાનું પત્રક વાંચ્યું અને છપાવ્યું હતું. આ વેળા આફ્રિકામાં ટિમકટુ નામે શેહેર શોધવા માટે મંગોપાર્કને સર જોસફ બેંકસે ચુંટી કાઢયો. આથી ૧૭૯૫ માં એન્ડેવર વહાણમાં બેસી સરંજામ સાથે ૨૨ મી મેએ પોર્ટસ્માઉથથી વહાણ હંકાર્યું. આ સફર નાઇજર નદીનું મુળ અને તેની આસપાસનાં શેહેરો શોધવા માટેની હોવાથી એણે પોતાની મુસાફરી ઉત્તર કાંઠેથી લંબાવી નાલ્લીકામાં ૨૧ મી જુને જઇ પુગો અને ત્યાંથી ખુશકી માર્ગે મુસાફરી શરૂ કરી. મુસાફરી આગમજ મંગોપાર્કે મેનડીંગો ભાષા જલદી શીખી લીધી હતી. આ મુસાફરી વેળા તેની સાથે કેટલાક ભણેલા રીદી ગુલામો હતા. પ્રથમ અનુભવ તરીકે તેને લુટારા મલ્યા, પણ તેમને તંબાકુ આપી રાજી કરી આગળ વધી વળી પ્રાંતનાં મદીના નામે પાયતખ્તમાં જઇ ત્યાંના રાજાની મદદથી આગળ વધી કાંટકોંગ નામે શેહેરના રાજા બોન્ડુનો પાસે જઇ ત્યાં થોડોક પોતાનો અસબાબ ભેટ કરી આગળ વધ્યો. ત્યાંથી અનેક વિપત્તિ ખમતો, નીયાકારી, બંબારા, જારા તથા બેનાઆમનાં અલીનાં રાજયમાં ગયો. અલીનાં રાજયમાં તો તેને ગોરો માણુસ જોઇ પ્રજા તથા રાજા રાણી બેહદ અજબ થયાં હતાં. આ અલીએ તહેવાર જુલમ ગુજારવાનું બાકી રાખ્યું નહિ તેમ તેને લુટી લઇ ગોલામ બનાવ્યો હતો. પણ અલીના સપાટામાંથી લાગ જોઇ નહાસતાં ભુખ તરસનો ભોગ થઇ ભારે વેદના ખમતો ૧૭૯૬ માં ૨૧ મી તારીખે બંબારાની રાજયધાની સીગોમાં જઇ પુગો; ત્યાં એક ઓરતની દયાથી થાક ઉતારવા આસાયસ મળી, પણ તેટલાં ત્યાંના માનસંગ રાજાએ નહિ રહેવા દેવાથી નાઇજરને કાંઠે કાંઠે મહા સંકટો વેઠતો મુડીબુ અને મુરજાન થઇ સિલામાં જઇ પુગો. ત્યાંથી બેહદ હાડમારી ખમતો

સિબીડુલમાં જતાં ત્યાં ફાટફાટાર નામે એક ગુલામના વેપારીએ મંગોપાર્કની બરદાસ્ત કરી; પોતાના કાફલા સાથે પિસેનિયામાં લઇ ગયો. તે પછી એક અમેરિકન વહાણ મારફતે ઇ. સ. ૧૭૯૭ માં ૨૨ મી ડીસેમ્બરે પોતાને દેશ પુગો હતો.

આ વેળા આફ્રિકન ઍસોસિએશને તથા લંદનના વિદ્વાનોએ એનો ભારે સત્કાર કર્યો. તે પછી ૧૭૯૮ માં પોતાની મુસાફરીનો ગ્રંથ લખી બીજે વર્ષે તેમને છપાવ્યો હતો. આ મુસાફરીનો ગ્રંથ છપાયા પછી તેજ વર્ષમાં સેલકર્કનાં એક શિક્ષકની બેટી માસ અંડરસન સાથે એનાં લગ્ન થયાં હતાં. તે વેળા નાણાંની મદદ મળતાં એણે બે વર્ષ આશાયસમાં ગુજારી ૧૮૦૧માં પીબલ્સ શેહેરમાં તબીબી ધંધો ચાલુ કર્યો, પણ ધંધો બરાબર નહિ ચાલવાથી ૧૮૦૪માં મુસાફરીની તૈયારી છુપી રીતે ચાલુ કરી અને ૧૮૦૫માં ૪૫ સીપાઇઓ અને રૂ. ૫૦૦૦૦ રોકડ નાણું મેળવી ૧૮૦૬માં ૩૦ મી જાનેવારીએ પોર્ટસમાઉથથી વહાણમાં બેસી ૨૮મી એપ્રેલે પિસાનિયામાં જઈ પુગો. ત્યાંથી પગ રસ્તે ૪૦ માણસો સાથે મુસાફરી શરૂ કરી પણ વરસાદની ખરાબ રૂતુ શરૂ થતાં ભારે વિટંબણા ખમતો આગળ વધયો, આ વેળા એની ટોલી માંહેલા ૪૦માંના માત્ર ૯ બચી રહ્યા હતા. એ રીતે છેલ્લે બાંબારની રાજધાની સેગોમાં ૧૯મી સપતેંબરે પુગો. ત્યાંના રાજા માનસાંગને મંગોપાર્કે આપેલી ભેટોથી તે બેહદ ખુશ થયો. તે રાજાએ પણ આવેળા તેને સારી મદદ કરી પણ તેટલાં તેનો સાળો એન્ડરસન મરણ પામતાં મંગોપાર્ક તદન મિત્ર વિનાનો થયો, છતાં હિમ્મત રાખી એક નાહની હોડી બનાવી સફરની નવી યોજના ઘડી. આ વેળાની ભયંકર સફરે જતાં આગમજ પોતાના હેવાલનાં કાગળીયાં ગેંબેયાથી લંડન મોકલ્યાં હતાં. આ વેળા માત્ર ૪ સાથીઓ સાથે ૧૮૦૬ માં ૧૬ મી નવેમબરે તે સફરે નિકળયો પણ માર્ગમાં માઉરના ગવરનરની દગલબાજીથી ખડકની વચમાં તેનું વહાણ આવતાં તેના સાથીઓ સાથે માર્યો ગયો હતો.

કોઇ તો મંગોપાર્કનું વહાણ ખરાબે અથડી ભાગી ગયલું જણાવે છે, પણ તેના એક બાકી રહેલા ભોમિયાએ ઉપલા દગાબાજીથી માર્યા જવાનું વૃતાંત ૧૮૧૦ માં મંગો પાર્કની શોધ અર્થે ગયલા સત્તાધીકારીને જણાવ્યું હતું.

**મછલી પટ્ટણ**—મદ્રાસ માહેલું આ બંદર શેહેર, મદ્રાસ શેહેરની ઉત્તરે ૨૧૫ મૈલ ઉપર છે. વહાણો કિનારાથી પાંચ મૈલ ઉપર લંગર નાખે છે. ૧૬૧૧ માં ઇંગ્રેજોએ પ્રથમ અંગ્રેજ કોઠી સ્થાપન કરી હતી. ૧૮૬૪ના તોફાની સમુદ્રના ઉભાવાથી ૩૦,૦૦૦ જાનની હાની થઇ હતી.

**મછીંદ્રગઢ**—આ કિલ્લો કરહાડ શેહેરની નૈઋત્યે ૧૦ મૈલ ઉપર ગોળ ઉંચી ટેકડીના શિખર ઉપર ૧૬૭૬માં શિવાજીએ બંધાવ્યો હતો. એ તળેટીથી ૮૦૦ ફીટ ઉપર છે. ઉપરની ચઢાણ વલાણદાર છે. કિલ્લાનો દરવાજો કમાનદાર પણ પડત છે. દક્ષિણ ભણી મછેંદ્રનાથનું મંદીર છે. દરવાજાથી ૬૦ યાર્ડ ઉપર એક તળાવ છે, ને દક્ષિણ ભણી એક જીવતો ઝરો છે. આ કિલ્લામાં વસતા લોકો આજ ઝરાનું પાણી પીયે છે. ૧૮૧૦માં બાપુ ગોખલેએ પ્રતિનિધી સાથે લઢી કિલ્લો લીધો હતો, ને ૧૮૧૮ માં કર્નલ ડીવેટ જીતી લીધો હતો.

**મછેંદ્રનાથ**—અથવા મત્સ્યેંદ્રનાથ. આ મહાનયોગી આદિનાથ સાંપ્રદાયનો પ્રવર્તક કહેવાય છે. એના જન્મ વિશે એવી કથા પ્રસિદ્ધ છે કે શિવ પાર્વતી એક સમે ક્ષીરસમુદ્ર કાંઠે આત્મચર્ચા કરવા બેઠાં હતાં. તે વેળા પાર્વતી હુંકારો આપતાં આપતાં સમાધિસ્ત થયાં કે વિષ્ણુએ મત્સ્ય રૂપે હુંકારો આપવા માંડતાં શિવે પાર્વતીને જાગ્રત કરી હુંકારો કોણ આપ તું હતું તે પુછતાં હુંકારો આપનાર વિષ્ણુ મત્સ્ય રૂપ હતા એ

જાણુતાં શિવે અલક્ષ એવો ઉચ્ચાર કર્યો, કે તેજક્ષણે મત્સ્યમાંથી "આ દેશ" બોલતો એક પુરૂષ બાહેર આવ્યો. તેજ મછેંદ્રનાથ. એનો ચેલો ગોરક્ષનાથ મહાસમર્થ થઇ ગયો છે. મછેંદ્રનાથે યોગ માર્ગ ઉપર એક ગ્રંથ લખ્યો હતો.

**મજદક**—ઇરાનમાં સાસાનીયન વંશના રાજ્ય અમલ દરમ્યાન ૧ લા કોબાદના અમલમાં એક પંથસ્થાપક બહુ બળવાન થઈ ગયો હતો. પાદશાહ અને ઉમરાવ તથા તમામ પ્રજા એક સરખી હાલતનાં રહેવાં જોઇએ એવું તેનું ધર્મમત હતું. તે ઉપરથી તેણે એવો સિધ્ધાંત ફેલાવ્યો હતો કે બીજા કરતાં પોતા પાસે વધારે માલમતા રાખવાની કોઇને પણ સત્તા નથી. આથી સર્વે ચીજોનો ઉપભોગ બધાંએ સરખે હીસ્સે લેવો. તેના ધર્મ નિયમ મુજબ સ્ત્રી જાત તમામ પ્રજાની સરખી ઉપભોગ અર્થે રહેવી જોઇએ; એટલે લગ્નના કાયદાથી જે સમાજીક દુરાચાર વધે છે, તે તેનાં મત મુજબ એક વેળા લગ્ન રસમને નિરમૂળ કરતાં આપોઆપ નિકળી જશે. આ અજબ જેવા મત ઉપરાંત તેનું એવું પણ કહેવું હતું કે, દુધ તથા ઇંડાં શિવાય કોઇ પણ જાતનાં પ્રાણીનું માસ ખાવું નહિ. અને દરેક માનવીએ તદન સાદો પોશાક પેહેરવો. આ મતનો પ્રસાર થયો હતે તો માનવી જાતનાં કલ્યાણ માટે જે વાતોની જરૂર છે તે તમામ વાતોનો નાશ થઇ જગતમાં દુરાચાર વધતે. આ મત મજદકે નિષ્કપટ બુદ્ધિથી જાહેર કર્યો હતો, કારણ આવો ફેરફાર કર્યાથી તેને કશો સ્વાર્થ યા ફાયદો મળનાર નહોતો, ઉલટું તેથી તેને ઉંચ સ્થાનેથી નીચે પડવાનું હતું. મજદકનાં આ ખરાપણાંને લીધે તથા નિષ્કપટપણાંને લીધે તે વખતે તેને બારે જશ મલ્યો. પ્રથમ તેણે ગરીબ પ્રજાવર્ગની પ્રિતી જીતી લીધી ને તેમનાં જોરથી ઉમરાવો તથા છેલ્લે પાદશાહને પણ પોતાના મતમાં દાખલ કીધો.

પાદશાહ કોબાદને એનાં ધર્મમતમાં મળી જતાં જોઇ અમીર ઉમરાવોએ બળવો કરી "જામાસ્પ"ને ગાદીએ બેસાડયો હતો, પણ પાછળથી કોબાદને પોતાની રાજ્યગાદી મળી હતી, (જુઓ કોબાદ). તે પછી રાજ્યાસનપર આવતાં મજદકના અનુયાયીથી કોબાદને ડરી ચાલવું પડયું. કોબાદનો ત્રીજો બેટા "ફ્રયા સુઅર્સ" મજદક પંથમાં દાખલ થયો હતો, તેને રાજ્ય મળવાની કશી આશા નહોતી. આથી મજદકી ટોળાએ એવો નિશ્ચય કર્યો કે કોઇ પણ રીતે તેને રાજ્યગાદી અપાવવી, કે કોબાદ પછી પોતાના અનુયાયીઓની સલામતી રહે. તેટલાં કોબાદ, પાદશાહની બાનુ અને નોશીરવાનની માતાની મજદકે માગણી કરી આથી નોશેરવાનને આ પંથ તરફ ઘણો ક્રોધ ચઢયો. વળી તેજ સમયે કોબાદને પણ ખબર મળી કે મજદકીઓ પોતાને પદભ્રષ્ટ કરી પોતાના ત્રીજા બેટા "ફ્રયાસુઅર્સ"ને ગાદી આપનાર છે, આથી આવા પ્રપંચીઓનો નાશ કરવાનો ઘાટ ઘડી એક સમયે જાહેર મેજબાનીમાં મજદકીઓને તેડી તેમની સામટી કતલ કરી. તે વેળા માત્ર મજદક બચી નહાશી ગયો હતો, પણ નોશેરવાને પોતાનો અમલ થતાં મજદકને મારી નખાવી તેના અનુયાયીઓને પણ કતલ કર્યા હતા.

**મંજન**—દાંતણ કરવા માટે ઝીણી ભુકી જે તરેહવાર વાપરવામાં આવે છે તેને મંજન કહેછે. મંજન જુદા જુદા પ્રકારનાં બનેછે. દાંતની બતરીસીમાં કળતર થતી હોય તો તેપર ઘસવા માટે કપુર, હીરાબોલ, મસ્તકીનું મંજન બનાવેછે. દાંતના ખવાઇ ગયલા પારાને મજબુત બનાવવા કાથો, માયાફળને બારીક વાટી ચોપડેછે. દાંતની દુરગંધી દૂર કરવા માટે કોલસો, મસતકી, કપુર અને બ્લિચીંગ પાઉડરની મિશ્ર ભુકી ઉપયોગમાં લેવું.

કેટલાંક આપતાં બનાવેલાં મંજન મળેછે, તેમાં ઍસિડ જેવી તિક્ષણ મેળવણી હોવાથી તે વડે દાંત પ્રથમ ઝટ સફેદ બનેછે ખરા,

પણ તેના યોગે તે જલદી ખવાઇ જાય છે ને ઢીલતા થઇ પડી જાયછે. આથી ખાતરીબર્યાં મંજન વાપરવાથી દાંતને પુષ્ટી મળેછે.

૧—જુદી જુદી જાતનાં મંજનની બનાવટ નીચે દર્શાવીછેઃ—

હરડાનો પાઉડર ૧૦૦ ભાગ, હીરાકસનો ભુકો ૨૦ ભાગ, ફટકી ૩ ભાગ, માયાફળ ૧ ભાગ, જાયફળ ૫ ભાગ, આ પદાર્થાનો ભુકો બનાવી તેને કપૂરની સુગંધી આપી દાંતણ કરવાના ઉપયોગમાં લેવું.

૨—ચૅાક ૧૦૦ રતલ, સોડા ૫ રતલ, પેપરમીંટ ઑઇલ ૧ આંઉંસ અને બરગૅમેટ ઑઈલ ½ આંઉંસ તથા ૩ જુ—ચોક ૧૦૦ રતલ, કારબોનેટ ઑવ મેગ્નેસીઆ ૩ રતલ, સોડા ૧ રતલ અને કારબોલિક ઍસિડ ૧૦ રતલ. આ મંજન બનાવતી વેળા પ્રથમ ચોક વગેરેનો ભુકો બનાવી તેમાં સુગંધિત તેલ અથવા ઍસિડ વગેરે નાખી ખુબ મેળવવું. અને ફરી કપડછાંડ કરતાંજ ઉપયોગમાં આણવું. માત્ર એમને કાચના બુચવાલી બાટલીમાં રાખવું ઠીક. આ દંત મંજનથી દાતમાં થતી કીડ યા કોહવાટ દૂર થાય છે.

**મજનુન**—આ નામ "કયસ" નામના એક જુવાનીયાને લયલી નામે એક ઓરતના પ્યારમાં દેવાનો થયા પછી મલ્યું હતું. મજનુન ઉમય્યા ખાનદાના ખલીફ હાસમના સમયમાં થઈ ગયો હતો. અને તેથી મજનુન પણ ઈ. સ. ૭૨૧ અથવા હિજરી સન ૧૦૩ ને સુમારે થઈ ગયો હતો, મજનુનની લયલી ઉપર પ્રિતી મદરેસામાં જ્યાં તેઓ એકત્ર ભણતાં હતાં ત્યાં એવી તો બાઝી હતી કે જુવાનીમાં તેઓ વચ્ચે મોહબતનું ખરૂં રૂપ લેતાં લયલી પોતાનાં માતપિતાની નામરજી છતાં મજનુન સાથે પરણવા માગતાં તેઓએ મજનુનને દેશ પાર કરાવ્યો હતો, પણ મજનુન લયલીની મોહબતમાં દેવાનો બની જંગલમાં મરણ પામતાં લયલી પણ તેના બેહદ પ્યારની કાહાણી સાંભળી મરણ પામી હતી.

**મજીઠ**—અથવા મંજિષ્ટ. આ વનસપતિ માલવા, નેપાળ, અફઘાનિસ્તાન તથા ઇરાનમાં ઉત્પન્ન થાય છે. તેમાં રંગીન દ્રવ્ય હોવાથી એનાં મૂળીયાં રંગનાં કામમાં ઉપયોગી છે, આ મૂળીયાંને મોહડમાં લેતાં તે મીઠા ફીક્કા લાગે છે, પણ વધારે ચાવતાં તીખાં લાગે છે. એમાં રહેલો ઔષધિ ગુણ તીખા દ્રવ્યમાં સમાયલો છે. માસિક માંદગીથી કોઇ વધુ પીડાતું હોય તો તેને એનો કાવો પાય છે ( પ્રમાણ—૧ આંઉસ મૂળીયાંમાં ૨॥ શેર ઉકળતું પાણી રેડવું.) વધારે પ્રમાણમાં પીતાં આથી કેફ ચઢે છે. અપસમાર તથા માથાંના દુખારામાં એનો ઉપયોગ કરેછે.

**મટોડીનાં વાસણ બનાવવાની કળા**—હિંદુસ્તાનમાં મટોડીનાં વાસણ પ્રાચીન કાળથી જાણીતાં છે. "ઘટ" એટલે પાણીની તાંબડી અને "કલશ" એટલે પાણી પીવાનો કળશો. આવાં વાસણોનું વર્ણન સંસ્કૃત ગ્રંથોમાં જગેજગ મળે છે. એક વખત વપરાયલું માટલું યા ઘડો ધર્મ સંબંધી કામમાં લેવાતું નથી અથવા વપરાયલું ફોડી નાખેછે. સંક્રાંતને દિવસે, અક્ષય તૃતિયાને દિને, લગ્ન-જનોઈ વગેરે ધર્મ કાર્યમાં મટોડીના ઘડાની જરૂર જોવામાં આવે છે.

રોગાન ચઢાવેલા મટોડીનાં વાસણ એટલે બરની, ખરીયા, રકાબી, પૅાટ, વગેરે પદાર્થો બનાવવાની કળા હાલમાં હિંદુસ્તાનમાં પ્રસાર પામેલી છે, અને તે કળા ચીન દેશથી ઈરાનમાં દાખલ થઈ ત્યાંથી હિંદુસ્તાનમાં દાખલ થયલી તવારીખ ઉપરથી જણાય છે.

રસાયન શાસ્ત્રની નજરે જોતાં મટોડીના ચીકાસને લીધે અને ગરમીથી બંધાઈ જવાનો તેમાં ગુણ હોવાથી મટોડીનાં વાસણ પ્રાચીન કાળથી બનતાં આવ્યાં છે. હાલમાં પાઇપકલે મટોડીમાંથી ઇંગલંડમાં બે પ્રકારનાં બને છે; એકને ચીનાઇ મટોડીનાં વાસણ ( પોર્સલૅન વેઅર ) અને બીજાને મૃન્મય વાસણ ( અર્થન વેઅર ) કહે છે.

મટોડીનાં વાસણ બનાવવા મટોડીને પાંણીમાં ભીજવી મસળતાં તેના અંગે એવો ચીકાસ આવવો જોઇએ કે તેનાં ગમે તે આકારનાં વાસણો ઘડી શકાય, અને તેજ વાસણને ભઠ્ઠીમાં મેળી ભુજતાં તે ફરી ઘન બને, અને મટોડી પિગળે નહિ. તેમજ ભુજતાં સંકોચાઇ નહિ જતાં તેમાં ફાટ પડે નહિ. શુદ્ધ ઍલ્યુમિનના સિલેકટને અંગે આ પેહેલા બન્ને ગુણો હોય છે. પણ આવી મટોડીનાં વાસણો સુકાતાં તે સંકોચાઇ જાય છે. આ મુજબ આકુંચિત નહિ બને તેથી તેમાં "સિલિકા" મિશ્ર કરે છે. સાધારણ જાતનાં વાસણ બનાવવાની મટોડીમાં રેતીનો ભૂકો અને ઉંચા પ્રકારનાં વાસણ બનાવવાની મટોડીમાં ચકમક અથવા કાચનો ભુકો મેળવે છે. ચીનાઇ મટોડીમાં શરૂઆતથીજ ઍલ્યુમિનમ સિલિકેટ રજોરૂપ સિલિકા મળેલી હોય છે. આથી આવી મટોડીનાં વાસણો ઉત્તમ બને છે, અને તેમાં થોડી સિલિકા મેળવવી પડે છે. સિલિકા મિશ્ર કરતાં જે ચિકાસ ઓછો થાય છે તે દૂર કરવા પિગળનારાં દ્રવ્ય ( કેલશિઅમ ) અથવા પોટાશિઅમ સિલીકેટ ) મેળવે છે. તે દ્રવ્યો ભઠ્ઠીમાં પિગળી તેમની રજો તે સિકડી લે છે; આ મુજબ મટોડી તૈયાર કરી વાસણ ઘડીને ભુજતાં તે ઘટ્ટ, સખત બને છે; તોપણ ખરબચડું અને સછિદ્ર હોય છે. તેમાં પાણી મેલતાં તે ગળી પડે છે. વાસણનું ખરબચડુંપણું કાઢી તેનીપર ચળકાટ લાવવા અને તેની સછિદ્રતા કાઢી નાખવા તેપર રોગાન ચઢાવે છે. જે પદાર્થ ઓછી ગરમીથી પિગળી તેનો કાચ જેવો રંગ બની છિદ્રમાં દાખલ થાય છે; અને તમામ વાસણ ઉપર તેનો લેપ ફેલાય છે; એવા પદાર્થનો તેમાં ઉપયોગ કરે છે. તેમનો ભૂકો કરી પાણીમાં પલાળી વાસણ ઉપર ચોપડે છે અને વાસણને ભઠ્ઠીમાં મેળી ભૂજે છે. રોગાન ચઢાવવા માટે હાલમાં બે સુત્રારા થયા છે. ૧—એકમાં ફક્ત નિમક અને પાણીની વરાળ એમના યોગે રોગાન ચઢાવે છે. ૨—બીજામાં શિસાના ઑક્સાઇડથી ઢોળ ચઢાવે છે. ચકમક અથવા ફેલસ્પારનો ભુકો ઓછી ગરમીથી પિગળે છે અને સિલિકા તથા આ દ્રવ્યોથી રસાયન ક્રિયા થઇ ઓછે ખરચે રોગાન ચઢે છે.

મટોડીનાં વાસણો મુખ્ય કરી છ પ્રકારનાં બને છે. એક ચીનાઇ વાસણ અથવા પોર્સલૅન. આવાં વાસણો પેહેલાં ચીન દેશમાં કેઓલિનની મટોડીમાંથી બનાવતા. ચીન દેશમાં "કેઓલી" પર્વત પાસે આ મળે છે, અને તે ઉપરથી એનું નામ "કેઓલિન" પડયું છે. પણ હાલમાં તે યૂરપ તથા અમેરિકામાં વઠીક પુષ્કળ જડે છે; આ વાસણો તદ્દન સફેદ અને પારદર્શક હોય છે. આવાં વાસણો બનાવવા ઉંચા પદાર્થો લેવા પડે છે.

૨—જે વાસણને સ્ટોન વૅઅર કહે છે તે હલકી જાતનાં ચીનાઇ વાસણો છે. દ્રવ્યો તદ્દન સ્વચ્છ લેતાં તેપર ઓછો વધારે રંગ ચઢે છે. એમાં હમેશાં લોઢાંનો ઓકસાઇડ હોય છે; આથી ઉત્તમ ચીનાઇ વાસણ કરતાં એ ઓછી ગરમીથી પિગળે છે, પણ એ પથ્થર પ્રમાણે સેહેજ સખત હોય છે. તેને ઠોકતાં તેનો અવાજ પથ્થર જેવો નિકળે છે, આથી તેને "સ્ટોન વૅઅર" નામ મલ્યું છે. આવાં વાસણોને અત્યંત થંડી અથવા ગર્મીમાં લઇ જતાં તેપર એકદમ તરેલ પડતી નથી. આ ગુણ માત્ર ચીનાઇ વાસણમાં હોયછે. એપર નિમકથી રોગાન ચઢાવેછે.

૩—ઉત્તમ મૃનમય વાસણ ઇંગ્લંડમાં બની હિંદુસ્તાનમાં પુશકળ આવે છે. આ મટોડી અથવા ચીકણી મટોડી અને ચકમકની ભુકી એમાંથી બને છે. એ ઠીક સફેદ હોય છે એ પર સિસાનું રોગાન ચઢાવે છે.

૪—સાધારણ પ્રતિનાં મૃન્મય વાસણ સાધારણ મટોડીમાંથી બનાવે છે. આ જાતનાં વાસણ હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે કુંભાર લોકો બનાવે છે. મૃન્મય વાસણને એકાએક

ગર્મી આપતાં તે હંમેશ ફુટે છે. આથી આવાં વાસણો ચીનાઈ વાસણ પ્રમાણે અગ્નિનો ગરમ તાપ સહન કરી શકતાં નથી. એમને થોડાંજ અગ્નિથી ભૂંજવામાં આવતાં હોવાથી એ જાડાં અને સચ્છિદ્ર બને છે, અને સેહેજ અથડવાથી ફુટે છે.

૫—એથી ઓછા પ્રતિનાં મૃન્મય પદાર્થો ઈટ, નળીયાં, કુંડાં વગેરે બને છે.

૬—કાચ પિગળાવવાનાં વાસણ, લોઢું, પોલાદ વગેરે ધાતુને પિગળાવવાની "મુસો," રસાયનશાળામાંનાં દ્રવ્ય ઉકાળવાનાં અને રસ બનાવવાનાં વાસણ, તથા ભઠ્ઠીની અંદર જડી લેવાની ઈંટો વગેરે પદાર્થ અત્યંત ઉંચા ઉષ્ણમાનથી પણ નહિ પિગળે તેવા બનાવવા માટે નહિ પિગળે એવી મટોડીમાંથી બનાવે છે, અને તેમાં લોઢાંનો ઓક્સાઇડ તદન ઓછો હોય છે. એજ મુજબ મટોડી જે ઠેકાણે કોલસાની ખાણો હોય છે તે ઠેકાણે જડે છે. હિંદુસ્તાનમાં રાણીગંજ, ચાંદા, ખંડવા વગેરે ઠેકાણે કોલસાની ખાણો નજદીક મટોડી મળે છે, અને તેની ભઠ્ઠી માટેની ઇંટો બનાવે છે.

પંજાબ, દિલ્લી, મુલતાન અને પેશાવરમાં બનતાં ચીનાઇ વાસણ હિંદુસ્તાનમાં ઘણાં વખાણાય છે. બરણી, મોટા ખુમચા, લોટા, દેવાલને બાહેરથી જડવાની લાદી વગેરે જણસો, દિલ્લીમાં બને છે. આ કામ ઇરાની કામ પ્રમાણે દેખાય છે. જે મટોડીનાં આવાં વાસણો બનાવવાં હોય તેમાં ખારવાલો પદાર્થ હોવો નહિ જોઇએ. એનો ગારો બનાવે છે તેમાં "ફૅલસ્પાર" નામના પથ્થરનો ભુકો મેળવે છે. આ રોગાનકામને કાશીકામ કહે છે; અને તે બનાવનારાઓને કાશીગર એમ કહે છે. દિલ્લી, આગ્રા અને લાહોર આ ગામમાં આસમાની અને પીરોજા એ બે રંગ ઘણા ઉત્તમ બને છે. ત્યાંના કાશીગરોને લાલ અને પિળો રંગ આપતાં આવડતો નથી. મુલતાનમાં ચકમકની ભુકી બનાવી તેને પાણીમાં પલાળી તેનાથી, મટોડીનું વાસણ લિપી તેનીપર નક્ષી કાઢી પછી રોગાન ચઢાવે છે. પેશાવરમાં બનતાં વાસણો મુલતાનમાં બનતાં વાસણ જેવાં હોતાં નથી. લાહોરમાં "મર્તબાન" નામના મીઠાઇ મેળવાના ખુમચા, હુક્કા અને પ્યાલાં બને છે. લાહોરની આસપાસ માટલાં, ઈંટરડી ભુંજી બાળી વધેલા કચરાના મોટા ટેકરા જ્યાં ત્યાં બનેલા જણાય છે; તે ઉપરથી અગાઉ ત્યાં ચીનાઈ વાસણ પણ બનતાં હોય એવું જણાય છે.

સિંધ પ્રાંતમાં હાલા અને ઠઠ્ઠા ગામમાં ચીનાઇ માટલાં બને છે. આ બેઉ ગામમાં આગલા "મીર" નામના રાજ્યકર્તાની વસ્તી હતી. તેઓમાંના એક રાજ્યકર્તાએ એક ચીનાઇ કારીગરને આશ્રા આપી તેને જાગીરો આપવાથી આ હુન્નર સિંધ દેશમાં ફેલાયો એવું ત્યાંના કારીગર લોકો કહે છે. કેટલાક તો પોતાને આગલા ચીનાઇ કારીગરના વંશજ જણાવે છે. આ તરફ બનતાં વાસણો હાલમાં ઈંગલીશ ફૅશીનપર પણ બનાવે છે અને તેમની ઉંચી કારીગરી છતાં કિમતમાં ઘણાં સસ્તાં હોવાથી લેનારને સવળતા પડે છે.

ગાયકવાડીમાં પટણ ગામમાં ચિત્રવિચિત્ર માટલાં બને છે. "નાગાંવ" માં મી૦ પીરોજશાહ નામે એક પારસીએ ચીનાઇ વાસણો બનાવવાનું કારખાનું ચાલુ કર્યું છે અને ત્યાં પણ સારાં વાસણો બને છે.

વાયવ્ય પ્રાંતમાં "અજમગઢ" માં ઉત્તમ કુજા બને છે. ત્યાંનાં વાસણો કાળા રંગનાં હોઇ તેમની પર સફેદ વરખની નક્ષી હોય છે. લખનવી બાટલા, રકાબી વગેરે જાણીતાં છે. રામપુરમાં માટલાં બહુ, સફેદ અથવા લાલ રંગનાં બને છે. બુલંદ શિહેર જીલ્લામાં "સુર્જા" નામે ગામમાં મટોડીનાં ઉત્તમ વાસણો બને છે. અયોધ્યા પ્રાંતમાં બારબંકી જીલ્લામાં "દેવા" ગામમાં ચીનાઈ વાસણ બને છે.

રજપુતાનામાં હાલમાં મટોડીનાં ચીનાઈ વાસણ માટે જયપૂર પ્રસિધ્ધ છે. આ વાસણો સેહેજ દિલ્હી તરફનાને મળતાં અને કેટલેક અંશે મિસર દેશનાં વાસણ જેવાં હોય છે. મટોડીને ગાળી તૈયાર કરતાં તેમને સાંચામાં દાબી બનાવે છે, અને તેપર ફેલ્સ સ્પાર તથા ઘઉંના આટાનો લેપ કરી ભૂંજે છે. રોગાન ચઢાવવાના પદાર્થો જયપૂર સંસ્થાનમાં બગોર તથા ખેત્રીમાં મળે છે. મટોડીનાં સાદાં વાસણો અને હૂક્કા "બાસી" ગામમાં બને છે. સાંબર સરોવરને કાંઠે "ગુઢા" ગામમાં એક જાતનાં વાસણો બને છે, તેને બટક કહે છે. બિકાનેર સંસ્થાનમાં પણ મટોડીનાં ચીનાઈ વાસણો બને છે.

મધ્ય પ્રાંતમાં બરહાનપૂરમાં મટોડીનાં ચીનાઇ વાસણો પ્રાચીન કાળથી જાહેર છે. આ વાસણો લાલ રંગનાં હોઇ ઉપર પિળી નક્ષી કાઢેછે. ઇંદોર, મુદેશ્વર અને છત્રપુરમાં બનતાં મટોડીનાં ચીનાઇ વાસણો યૂરોપનાં પ્રદક્ષણોમાં મોકલવામાં આવેછે.

મદ્રાસ ઇલાકામાં સાદાં વાસણ લાલ રંગનાં બનેછે. આ ઇલાકામાંના ખંડીયા શેહેરોના કચરાના ઢગલામાં શોધખોળ કરતાં અસલી ફુટેલાં માટલાં જડે છે. તેમનો આકાર અને તે ઉપરનું નક્ષીકામ ગ્રીસ દેશમાંના ટ્રૉયમાં જડતાં પ્રાચીન માટલાં જેવો હોય છે. જે મુજબ માટલું કાળું બનાવવું હોય તેમ ધીરે ધીરે તેને ધુમાડો લગાડતાં તે બળીને કાળાં થતાં આ રીત ગ્રીસમાં ચાલુ હતી અને તેમજ હીંદમાં પણ અગાઉ આ રૂઢી જાએજ હશે.

ઉત્તર આર્કાટમાં કુજા જેવાં ઝરફનારાં સ્વચ્છ મટોડીનાં વાસણો બને છે. શિવગંગા, તિમણુ ગલમ, મદુરા, પિરિયાકુલમ, આ મદુરા જીલ્લા માહેલા ગામ; તેમજ નેલોર જીલ્લામાંના ઉદયગિરી, કડાપ્પા, વિજગાપટણ; ઉત્તર આર્કાટ જીલ્લામાં ગુડીયાટમ, સાલમ, અનંતપુર, ઉપીનગડ, દક્ષીણ કાનડા, કૃષ્ણા, ત્રીચના પલ્લી, મલબાર, ગોદાવરી અને તંજાવર આ સર્વ ગામોમાં મટોડીનાં વાસણ બનાવવાનો હુન્નર ઉંચા પ્રકારનો ખીલેલો છે.

બરમામાં મટોડીનાં સાદાં વાસણો બને છે. ત્યાં ખારૂં પાણી માટલાંમાં ભરી મીઠું બનાવવાની ચાલ છે. શેગ્વિન, રંગુન, મોલમીન અને બીજે ઠેકાણે મટોડીનાં વાસણો બને છે.

**મઠ**—હિંદુસ્તાનના સપાટ પ્રદેશમાં ઘણે ખરે ઠેકાણે એના દાણાના છોડ થાયછે. એનો રોપો ઝીણી ચોળી જેવડો થાયછે, પણ તેનો વિસ્તાર એક હાથના ઘેરાવાની જગ્યામાં થાયછે. એની શિંગ મગની શિંગ જેવી હોયછે.

મુંબઇ ઇલાકામાં ગુજરાત તથા મહારાષ્ટ્રમાં તે પુશકળ પાકેછે. મુંબઇ ઇલાકામાં લગભગ અઢી લાખ એકર જમીન એના પાક માટે રોકેલી છે. મુખ્ય ખેતી સતારા, સોલાપુર, ધારવાડ, અમદાવાદ અને ખેડા જીલ્લામાં થાયછે. એના છોડ જમીન પર ઝુલતા રહી તેનો વિસ્તાર એક હાથથી ઓછો રહે છે. એની શિંગ થાયછે. મઠના દાણા લાલાસદાર રંગના સેહેજ લંબોચા હોયછે. ગરીબ લોકો એનો ખોહોળો ઉપયોગ કરેછે. સીંગ સાથના લીલા છોડ ઘોડાને ખવડાવવાથી તે પુષ્ટ બને છે. દુધ આપતાં જાનવરને મઠ ખવડાવીયાથી તેનું દુધ ઘટે છે. મઠ ગમે તેવી હલકી જમીનમાં ઉગેછે. એની ખેતી બાજરી અથવા મગ સાથે તો કોઇ તરફ સ્વતંત્ર રીતે કરે છે. બાજરી સાથે મઠ વાવીયા હોય તો બાજરી પ્રથમ ઉત્પન્ન થાય છે, આથી પાછળથી મઠને કાઢે છે. ગુજરાતમાં એક એકર જમીનમાંથી ૧૦ થી ૧૨ સૂરતી મણ મઠ ઉત્પન્ન થાય છે.

**મંડન મિશ્ર**—આ મહાપંડીત પંચ ગૌડમાંના કાન્યકુબ્જ જાતનો બ્રાહ્મણ હતો. એ કુમારીલ ભટનો સમકાલિન હતો. કારણ આનંદગિરી-

એ પોતાના શંકર વિજય ગ્રંથમાં શ્રી મચ્છંકરાચાર્યની અને કુમારીલ ભટ્ટની મુલાકાતનું વર્ણન આપ્યું છે. આથી એને થઇ જવાને લગભગ ૧૧૦૦ વર્ષ થયાં હશે. એને શ્રી મચ્છકરાચાર્યે વાદમાં છતી સન્યાસ આપી, એની સ્ત્રી સાથે પણ વાદવિવાદ કરી તેનાં મનનું સમાધાન કર્યું હતું. એણે "નૈષ્કર્મ્ય સિદ્ધિ" નામે એક ગ્રંથ રચ્યો હતો, તેમજ એણે યજુર્વેદના તૈતરિય શાખાના ઉપનિષદ ઉપર તથા કણ્વશાખાના ઉપનિષદ ઉપર વાર્તિકો રચ્યા હતા.

**મંડલા**—મધ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એની ઉતરે રેવા સંસ્થાન, દક્ષીણે બીલાસપુર છે, પશ્ચિમે સેવણી, જબલપુર અને પૂર્વે અમરકંટ છે. એનું ક્ષેત્રફળ ૪૭૧૯ ચૌરસ મૈલછે. લોકવસ્તી ૩૩૯૩૭૫ની છે. પ્રદેશ પાહડી અને નર્મદા, બંજાર, હાલોન, ગંજાર, ગંજારી, જોહિલા આ નદી વહેછે. મેકલ પર્વત સર્વોપરી ગણાયછે. ઘંઉ, તરેહવાર ધાન્ય, કપાસ અને શેરડીનો પાક મુખ્યછે.

**મડાવર**—હિંદનું આ પ્રાચીન શેહેર હાલના પશ્ચિમ રોહીલખંડ માહેલુ મડાવર છે. અત્રે હાલમાં લોકવસ્તી ૮૦૦૦ની છે. જુનાં ખંડીયરનો એક ટેકડો છે, તેમાંથી મોટા આકારનીજુની ઈંટરડીઓ જડેછે. આ ઉપરથી તે પ્રાચીન હશે. અત્રે માલીની નામની નાહની નદી વહે છે. હ્યૂએનચસાંગે એનાં રાજ્યનો ઘેરાવો ૧૦૦૦ મૈલ લખેલોછે. અત્રેનો રાજા શુદ્ર હતો. ગોવીષાણ અને અહિછત્ર આ સંસ્થાનો એમાંજ છે. કારણ એનો જુદો રાજા નહોતો. આ બીજા બધા દેશો ગણતાં તેમનો સામટો ઘેરાવો મળેછે. હાલનો પ્રાંત એમાં પકડતાં ગંગાની પૂર્વ તરફની ઘાગ્રા નદી સુધીનો પ્રદેશ હરિદ્વારથી કનોજ સુધી એમાં સમાય છે. એટલાનો ઘેરાવો ૭૦૦ મૈલનો છે.

**મણીપુર**—બંગાલ ઈલાકામાંનું એક દેશી સંસ્થાન. એની ઉત્તરે નાગાનો પહાડી મુલક, પશ્ચીમે કચ્છારનો મુલક અને પૂર્વે બ્રહ્માનો ઉપલો ભાગ છે. ક્ષેત્રફળ ૩૦૦૦ ચૌરસ મૈલ છે, તેમાં વસ્તી ૨૫૦૦૦૦ છે, વાર્ષિક ઉપજ રૂ. ૫૦૦૦૦૦ની છે, રાજ્યનાં લશકરમાં ૪૦૦ સ્વાર, ૪૫૦૦ પાયદળ અને ૫૦૧ ગોલંદાજ છે. દેશ ઝાડીવાલો ને જંગલથી ભરપુર છે, તેમાં છીરી, મકરૂ અને બરાક મુખ્ય નદી વહેછે. મુખ્ય ખેતી ઘઉં, ચોખાની થાય છે. જંગલમાં સાગ, સીસમ અને નેતરનાં ઝાડ ઉતમ પ્રકારનાં ઉગે છે. મુખ્ય શેહેર મણીપુર છે. અત્રેના રાજ્યકર્તા ત્રીજા અર્જુનના પુત્ર બભ્રુવાહનનાં વંશજ ક્ષત્રી છે. ૧૮૨૪ થી આ રાજ્ય બ્રિટીશ સાથે સંબંધમાં આવ્યું હતું, અને તેજ સાલમાં તેણે બ્રહ્મદેશ પર ચઢાઇ કરી સ્વતંત્રતા મેળવી હતી. ૧૮૯૦ માં અત્રેના રાજાએ બ્રિટીશ અમલદારો સાથે દગો રમી તેમને મારી નાખતાં બ્રિટીશ લશકરે રાજ્યપર ચઢાઇ કરી મણીપુરના સેનાપતિ ટિકેન્દ્ર જાતવીસસિંહને ફાંસીએ ચઢાવી રાજા નરસિંગના ચુડાચંદ નામે પ્રપૌત્રને બાળવયે ગાદીએ બેસાડ્યો હતો. અત્રેના રાજાને બ્રિટીશ છાંવણીમાં ૧૧ તોપનું માન મળે છે.

**મણીભાઈ જશભાઈ દીવાનબાહદુર**—આ જાણીતા વિદ્વાન પ્રધાનનો જન્મ ઇ. સ. ૧૮૪૪ ના મે માસમાં નડીયાદ ગામમાં થયો હતો. બચપણમાં વડોદરા, મહુવા, ખેડા, પેટલાદ અને નડીયાદમાં, અભ્યાસ કરી ઇ. સ. ૧૮૨૬ માં અમદાવાદમાં ઍસીસ્ટંટ માસ્તરની જગા મેળવી પાછળથી કલેકટરની કચેરીમાં નોકરીએ રહયા હતા. ત્યાંથી જાતી હોશીયારીથી અમદાવાદના જડજના હેડ કલાર્કની જગા મેળવી હતી. પણ ૧૮૬૫ માં મુંબઈના એક વેપારીની પેઢીના મેનેજર તરીકે નોકરીએ રહયા હતા. ત્યાંજ કાયદાનો અભ્યાસ શરૂ કરી ૧૮૬૮ માં મુંબઇમાં સબાર્ડીનેટ જડજની પરિક્ષા પસાર કરી હતી. ૧૮૭૦ માં જુનાગઢની દરબારી નોકરીમાં જોડાઇ ૧૮૭૨ માં પાલનપુરમાં

ઍસિસ્ટંટ એજંટની જગા પર નેમાયા હતા. તે વેળા કર્નલ પારે મણીભાઈની બાહોશીની કદરશનાશી કરી વડોદરાના ઍસિસ્ટંટ પ્રેસિડંટનાં હાથ તળે નેટિવ ઍસિસ્ટંટનો ઓદ્ધો આપ્યો હતો. ૧૮૭૫ માં લૉર્ડ નોર્થબ્રુકે એમને રાવબહાદુરના ખેતાબ સાથે સોનાનો ચાંદ એનાયત કર્યો હતો. તે પછી કચ્છના દીવાનની જગ્યાપર નેમાયા હતા. આ દીવાનગીરીના અમલ દરમ્યાન કચ્છમાં ધર્મશાળા, રસ્તા, વિદ્યાશાળા, પોલીસ, રાજ્યની જગાબંદી, રાજ્યનો ખર્ચ, કાયદા કાનુન વગેરેમાં ઘણા સુધારા કરી પ્રજાપ્રિતી સંપાદન કરી હતી, પણ તેટલાં કચ્છના રેસિડંટ સાથે કાંઇ વાંધો પડતાં તે જગા છોડી વડોદરાની દરબારમાં મોટો ઓદ્ધો મેળવ્યો હતો, પણ ૧૮૮૩ માં કચ્છના માહારાજા શ્રી ખેંગારજીએ ફરી તેડી વડા દીવાન નેમયા હતા. ને ૧૮૮૫ માં વૉઇસરાય તરફથી દીવાન બાહાદુરનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. તેમજ કચ્છના રાવે પોણા લાખ રૂપીયાનું ઇનામ આપ્યું હતું, તે પછી વડોદરાના માહારાજાના હજુર એસિસ્ટંટની જગાપર નેમાયા હતા. અને ત્યાંજ ૧૮૯૦ માં વડા દીવાનનો ઓદ્ધો મેળવી તે પાંચ વર્ષ સુધી ભોગવ્યો હતો. તે પછી પેનશનપર રિટાયર થઇ પ્રજાહિત તથા વિદ્યાવૃધિનાં કામ ઉપર લક્ષ આપ્યું હતું. હિંદુઓનાં સ્ત્રી શિક્ષણ સંબંધી એવણે ગ્રંથ રચ્યો હતો, તેમજ ૧૮૯૯ માં હિંદુસ્તાનમાંની ભાષાઓ સંબંધી અભ્યાસ કરી એક ગહન ગ્રંથ રચ્યો હતો. ૧૮૯૭ માં મણીભાઇને મુંબઇની યુનિવ્હરસિટીના ફેલો નેમયા હતા. એમનું મરણ પેટલાદમાં ઈ. સ. ૧૯૦૦ માં ૨૯ મી માર્ચે નિપજ્યું હતું.

**મણીયાર કામ**—હિંદુસ્તાનમાં મણીયારોની કુશળતા પ્રાચીન કાળથી દૂર દરાજ દેશોમાં જાણીતી છે, અને આ કારીગર પ્રજા હીંદનાં જાણીતા શેહેરોમાંજ વસે છે. "હિંદુસ્તાનમાંની ભુસ્તર વિદ્યા" નામે એક ગ્રંથ મી૦ બૉલે લખ્યો છે, તેમાં આ વિદ્વાનશાસ્ત્રી જણાવે છે કે "હિંદુસ્તાનમાં પેહેલુ પાડી તૈયાર કરેલી ચકમક અને બીજા કિમતી પથરા પૃથ્વી ઉપરના જુદા જુદા ભાગમાં કેટલા બનીને ફેલાયા હશે તેનો અંત મળતો નથી. મુસાફર લોકો યૂરપ માહેલાં જુદાં જુદાં બંદરોમાં ઉતરતાં તે તે ગામની યાદગારી માટે ત્યાં ઉત્પન્ન થએલા એમ સમજી વેચનારાઓને ભરોસે તરેહવાર હીરા-માણેક અને ચળકતા પથ્થરો લીયે છે. તે તમામ હિંદુસ્તાનમાંની ખાણોમાંથી નિકળેલાં તથા ત્યાંનાજ તેમની ઉપર પેહેલુ પાડેલાં હોય છે."

લાલ રંગનાં અકીકના એક પ્યાલાંની કિમત રોમન પાદશાહ નીરોએ ૫,૫૫,૧૨૫ રૂપીયા આપી હતી. આ પ્યાલું હાલમાં મુંબઇ શેહેરમાં મળતાં અકીકના નજીવી કિંમતના પ્યાલા કરતાં બીજું નહિ હશે.

આ અકીકનાં પ્યાલાં ખંબાત તરફથી મુંબઇમાં આવે છે. ખંબાતમાં છરીની મુઠ, કાગળ કાપવાની છરી, કાગળપર રાખવાનાં વજન, ક્રૉસ, બ્રોચ, માળાના દાણા, અંગોઠી, ચાહનાં પ્યાલાં રકાબી અને બીજા ઘણા પદાર્થો બને છે. આ અકીક રાજ પીપળા સંસ્થાનમાં રતનપુરની ખાણોમાં મળે છે.

સૂર્યના તાપથી અથવા અગ્નિમાં ભુંજતા તદન ફીક્કા લાલાસદાર રંગના પથ્થર સફેદ બને છે; અને લાલ રંગના પથ્થર અત્યંત લાલ બને છે. પિળા રંગના પથ્થરમાં મકાઇના દાણા જેવો પિળાસદાર રંગ હોય છે, તે ગુલાબી બનેછે. નારંગીયો હોય તો તે લાલ બનેછે, અને સેહેજ પિળો હોય તો તે ઘેરો ફિકકો લાલ બને છે. જે પથ્થરમાં મેલો લાલ રંગ અને પિળો રંગ એમનું મિશ્રણ હોયછે તો તેને ભુંજતાં તેની ઉપર લાલ અને સફેદ રંગના પટ્ટા ઉઠે છે. લાલ રંગનો પથ્થર પાકેલાં રામ ફળનાં ફિક્કા

રંગથી તે લોહી જેવા લાલ રંગનો પણ હોયછે. લાલ હોઇ તેમાં રેસા નહિ હોય તો અથવા કયાંય ફાટ નહિ હોય તો પથ્થર સારો એમ માને છે. પથ્થર જેટલો મોટો અને જાડો હોય તેટલો સારો. પિળો અથવા અનેક રંગનુ મિશ્રણ ધરાવનાર પથ્થરને ઓછી કિમતનો ગણવામાં આવેછે. સાદો અકીક, લીલો છમ રંગ હોયછે એવો અકીક, કપડવંજી અકીક અને પટાદાર અકીક એ ચારે જાતના પથ્થરને રાજપીપળામાં લાલ રંગના પથ્થરથી ઉતરતો ગણેલો છે. હાલમાં અકીકના બે પ્રકાર છે. એક ચશ્મદાર અને બીજો જામો. એનો રંગ મુખ્ય કરી આસમાની સફેદ હોયછે. આ બેઉ પથ્થર કાઠીયાવાડ પ્રાંતની ઇશાન્યે મોરબી સંસ્થાનમાં ટંકારા ગામથી ત્રણ માઇલપર "માહેરપુર" ગામમાં જડેછે. અત્રેની ખાણો- માં આ પથ્થર સેહેજ ખોદતાં મળી આવેછે. એમાંના સોજ્જા પથરા પાંચ રતલથી વધા- રેના હોતા નથી. પણ ફાટવાલા અને હલકી પ્રતિના પચાસથી સાઠ રતલના ચોસલાં હોય છે. સાદા અકીકને સહારાણ ઉપર ઘસતાં તે ઝાંખા સફેદ રંગનો દેખાય છે; તે સખત, હથોડાથી જલ્દી ફુટે તેવો અને આકારે મોટો હોઇ તેપર પૉલીશ સારી કરી શકાય છે. સબજી અકીક ટંકારા શેહેરથી ૩ મૈલપર બુદ્દ કોટરામાં જડે છે. ફકત બે ફીટ ખોદતાંજ આ પથ્થરના થર જડે છે, એ વજનમાં અરધા રતલથી ૪૦ રતલ જેવડા હોય છે. તેને સાફ બનાવતાં તેનીપર ઉત્તમ ઝલેહ ચઢે છે. એને સાફ કરતાં તેનીપર પોલીશ થઈ, તેમાં સબજી અથવા લાલ નક્ષી પોતાની મેળે ઝળકતી જણાય છે, કપડવંજી અકીક કપડવંજથી ૧૫ મૈલપર અમલીયારા અને મંડવામાં જડે છે; અને તે તરફની માજમ નદીમાંથી પણ મળે છે. નદીનું કાંઠે અથવા તેનાં તળીયાંમાં બદામ જેવડાં અરધા રતલથી તે ૧૦ રતલ વેરના કટકા જડે છે, આ પથ્થર ઉપર પણ ઝલેહ ઉત્તમ ચઢે છે ને તે કોઇ કોઇ વેળા સફેદ તથા ચિત્રવિચિત્ર રંગના હોય છે, આ પથ્થરને "બેયુ" અને "રાતાડીયું" કહે છે. સર્વમાં ઉત્તમ અકીક જેને દોરાદાર અકીક કહે છે તે અમદાવાદ જીલ્લામાં રામપૂર ગામમાં મળે છે. ત્યાં જમીનના પૃષ્ટ ભાગ ઉપર આ પથ્થરા જડે છે.

ખંબાતના પથ્થરની બીજી જાતોમાં "બ્લડ સ્ટોન" નામે એક પ્રકારના પથ્થર મળે છે; તેમાં લીલા રંગની જમીન ઉપર લોહી છાંટીયા પ્રમાણે લાલ છાંટ દેખાય છે. "મૈ મારિયમ" નામના પથ્થરમાં અનેક રંગની ભેળ જણાય છે. ત્યાં કોઇ કોઇ વેળા નિલોત્પલ અને પીરોજા પણ જડે છે, રાજકોટથી ૨૦ મૈલ ઉપર 'ભાગ" નામે ટેકરી ઉપરના કિલ્લામાં અને ટંકારા ગામની આસપાસના મોરબી સંસ્થાનમાં બ્લડ સ્ટોન અને બીજી જાતનાં અકીક જડે છે, એમાં લીલા છાંટદાર એટલે લીલા પથ્થર પર લાલ ઝાંખ એવા અને "પરોલીયા" એટલે લીલા, પિળા, લાલ આ ત્રણ રંગે મિશ્રીત એ બે પ્રકાર મુખ્ય છે. લાલ પથ્થર પર ઝલેહ સારી આપી શકાતી નથી. "મૈમારિયમ" પથ્થરનો રંગ તરેહવાર હોય છે; જે કચ્છના રણમાં ડીસા શેહેરની ઉત્તરે ૬૦ મૈલ ઉપર ધોકવાડમાં મળે છે. એની મોટી લાદીઓ જડે છે પણ તેપર ઝલેહ આપી શકાતી નથી. ખંભાતી સ્ફટિક મોબિમાં ટંકારા ગામમાં જડે છે, એ સફેદ હોવાથી તેમનીપર ઝલેહ ઉત્તમ ઉઠે છે. મદ્રાસ, લંકા અને ચીનમાંથી ચકમક લાવી તેમને ખંબાતમાં પેહેલુ પાડી ખંભાતી ચકમકને નામે વેચે છે, લાજવર્દ (નિલોત્પલ) પથ્થર ઇરાન અને બોખારા થઇ મુંબઇ બંદરથી ખંબાત રવાના થાય છે, તેપર વટીક ઉત્તમ ઝલેહ આપવામાં આવે છે. કાળા પથ્થરને નામનો એક પથ્થર બસોરા અને એદનથી આવે છે, અને તે પર ખંભાતમાં પેહેલુ પાડે છે. આ પથ્થર ફુટેલા કાચ જેવો

દેખાય છે, પણ તેની ઉપર પૉલિશ અત્યંત ઉત્તમ થાય છે. હાલમાં ખંભાતમાં પિરોજા નામે વેચાતો પથ્થર ખરો પીરોજા હોતો નથી, તે ચીન તરફથી બનાવટી આવે છે.

પથ્થરને ખાણમાંથી લાવતાં તેનીપર ત્રણ ક્રિયા થાય છે. એક તેને કાપવું, બીજું તેને છિનીથી આકાર આપવો અને ત્રીજું ઝલેહ ચઢાવવી. ખંભાતમાં બનતાં ઘરેણાંનાં પણ ત્રણ પ્રકાર છે. એક ચીનાં લોકોનાં ઘરેણાં, બીજા આરબોના ઘરેણા અને ત્રીજા યૂરપીયનોનાં ઘરેણાં અરબસ્તાનમાં મોકલવા માટે રામપુરનાં અકીક રતનપુરમાં લાલ અને લસણીયો પથ્થર અને લાલછાંટદાર પથ્થર એમનો ઉપયોગ કરે છે. એની અંગોઠી, અંગોઠીના કટકા, ગળામાંની માળા, કંકણ, બાજુબંદ વગેરે બને છે.

યૂરપીયનો માટે તોપ, ત્રિકોણી અને ચોખુણાકાર કટકા, ચાહેનાં પ્યાલાં રકાબી સોટકાં, ફ્લાવર પૉટ, ઘડીયાળ, કલમ, અરીયા, છરીની મુંઠ, બ્રોચ, બ્રસલેટ, ઉનનું ભરતકામ કરવાના સળીયા, બટન, સિક્કા, વગેરે બને છે.

વાયવ્ય પ્રાંતમાં "બાંડા" જીલ્લામાં "કેણ" નદીમાં અકીક જડે છે. તેમાંથી યૂરપીયનો માટે ઉપયોગી ચીજો બનાવે છે. આ મણીયાર લોકો પંજાબમાં 'ભોટ" નામે જાણીતા છે, તેઓ ત્યાં પથ્થરમાંથી ખોટા નંગો બનાવેછે. આ પથ્થર કંદહાર નજદીક મળે છે. લાહોર તેમજ દિલ્લીમાં બાહોશ મણીયારો વસેછે.

જબલપૂરમાં ચકમકનાં નંગ બનેછે અને નદીમાં મળતા પથ્થરના ઘણાજ સુંદર પદાર્થો બનેછે. તેમજ નર્મદામા સુલેમાની નામે પથ્થર જડે છે. ~~આ પથ્થર~~ એક જાતનાં જળચર પ્રાણીના માથાંનાં હાડકામાંથી બને છે. આ પ્રાણીનાં હાડકાં હજારો વર્ષ કાદવમાં સુરાધ રહેતાં તેમનીપર એક પ્રકારનો રસાયન યોગ ઘડી તેનો પથ્થરો બને છે, તોય તેના આકારમાં ઓછો ફરક પડતો નથી.

જયપુર સંસ્થાનમાં રાજમાહાલ શેહેર નજદીક બનાસ નદીમાં યાકૂત નામનો લાલડી જેવો એક પથ્થર જડે છે, આજ પથ્થર ઉદેપુર ને કૃષ્ણગઢના સંસ્થાનમાં કેથે કેથે જડે છે. અભ્રકના એક સંખજીરાની જાતના પથ્થર જડે છે તેમને ભાંજતાં તેમાંથી બાર પેહેલુવાળા યાકુત જડે છે. એમનો રંગ પિળો યા લાલ જાંબુડો હોય છે. જાંબુડા રંગનો યાકુત ઉત્તમમાં ગણાય છે. આ પથ્થર પેગુ અને સિરિયામાં મળતા પથ્થર જેવો હોયછે. પ્લિની જણાવે છે કે હિંદુસ્તાનમાં ઘણા મોટા યાકુત મળે છે અને તેમાં ૧૨ આંઉસ પાણી રાખી શકાય છે. આવો મોટો પથ્થર હાલમાં યજપુરમાં કેથે જણાતો નથી. મોટામાં મોટો સવાપાંચ તોલાનાં વજનનો હોય છે.

**મણીરામ મંદીર**—મથુરામાં વિષ્ણુ મંદિર અને વૃંદાવનમાં શ્રી રંગનું મંદીર મણિરામ પરખજીએ બંધાવેલાં છે. આ મણિરામ પારખજી નામે જબરદાર સખી ગ્રહસ્થ દોલતરાવ સિંધાનો દરબારી હતો. તેણે શ્રી રંગનાં મંદિર પાછળ રૂ. ૬૦,૦૦,૦૦૦ નો ગંજાવર ખર્ચ કર્યો હતો.

**મંત્રશાસ્ત્ર**—મંત્રનું હિંદુઓમાં એટલું તો સામર્થ્ય માનવામાં આવેછે કે તમામ દેવતા તેને આધિન હોયછે એવું તેઓ માને છે. મંત્ર પઠણથી દેવતાને જેમ તેડી શકાયછે તેમ તેને જવાની આજ્ઞા આપી શકાયછે. તેમની પાસથી તદેંવાર વર પ્રાપ્ત કરી શકાય છે.

તંત્રમાર્ગ, આગમ, મંત્રશાસ્ત્ર, કૌળા, વામમાર્ગ ઉપાસનાં આ બધાં નામો એકજ મતનાંછે. આ મંત્રશાસ્ત્રના સ્થાપક તરીકે "નાથજોગી" જાણીતો થયોછે. તેણે આ મંત્ર સંબંધી અને શિવપાર્વતી સંવાદમાં અનેક ગ્રંથો રચ્યાં હતા, તેમાં પૂજા ન્યાસ, મુદ્રા, બીજનું મંત્ર વગેરે લખેલું તેમને

"દશ માહાવિદ્યા" કહે છે. વૈષ્ણવો આ મતનાં દ્વેષિ હોઇ તેઓએ ભાગવત અને પદ્મ-પુરાણમાં તેમનાં મતની નિંદા કરેલી છે.

આ મતનો પ્રસાર બંગાલ, દ્રવિડ, કાશમિર, નેપાળ તરફ પુશકળ થએલો છે, અને માહારાષ્ટ્ર તથા કર્નાટક પ્રાંતમાં તો આમંત્ર શાસ્ત્રી અને ઉપાસક કહેવાડનારા બ્રાહ્મણ છે. તેઓ પોતે "સિધ્ધી અને સામર્થ્ય" છે. એમ કહેવાય છે. તેમની પૂજા દારૂ માસ વિના થતી નથી. તેઓમાં સ્ત્રીને શકિત અને પુરૂષને વીર અથવા ભૈરવ કહેછે. આ વામાચારી બ્રાહ્મણોનાં મતથી તંત્રો વેદ જેવાં છે. તેમની માહાવિદ્યા જે ૧૦ છે તેમના નામ :—શ્યામા, તારા, ત્રિપુરા, બગલામુખી, છિન્ન મસ્તકા, માતંગી, ધુમાવતી, ભૈરવી, મહાવિદ્યા, અને ભુવનેશ્વરી

આ દરેક ઉપાસનાપર અસંખ્ય ગ્રંથોછે. તેમની પૂજા પટલ મંત્ર, સહસ્ત્ર નામ પધ્ધતિ, બીજ, કવચ, ન્યાસ, મુદ્રા હોમ વગેરે પૃથક–પૃથક–કર્મ છે.

એઓએ પોતાના કલ્પિત દેવતામાં "ભૈરવ" અનેક કાલ્પેલાં હોઈ અનેક દેવી પણ કલ્પેલી છે. તેમનાં નામે મોટા બીકટ અનુષ્ટાનો કરે છે, સ્મશાનમાં બેસે છે, પ્રેતપર આસન કરે છે અને હાડકાં તથા દાંતની માળા પેહેરે છે. તેમનાં મતમાં જેઓ નથી તેમને તેઓ પશૂ કહે છે.

તાંત્રિકની કાલ ગણના પંચાંગ, શ્રાદ્ધ, અંત્યેષ્ટિ વગેરે સર્વ પઠક કર્મ છે, તેઓમાં મંત્રો અનેક હોઇ સર્વમાં શ્રેષ્ટ શ્રીચક્ર છે, આ મંત્રો શાલિગ્રામ શિળાપર અથવા ચકમકનાં પથ્થરપર કોતરેલી હોઈ તે કાશી તથા કાશમિરમાં પુશકળ મળે છે, આ મતમાં જેમને દાખલ કરવાં હોય તેમને પટાભિશેક કરે છે. એઓ પોતામાં અદભૂત સામર્થ્ય છે એમ જણાવે છે. મારણ, ઉચ્ચાટણ, શત્રૂનાશ, જારણ, સ્તંભન, ભૂતાકરણ, વશિકરણ, મોહન, નૌકા સ્થંભન, સૈન્ય સ્થંભન, મયૂ સ્થંભન, બુદ્ધિ સ્થંભન, અગ્નિ સ્થંભન, સર્પ નિવારણ વગેરે અદભુત કામો કરવાની પોતામાં શક્તિ છે એવું જાહેર કરતા હોવાથી ભોળા લોકો તેઓમાં ઘણા ભળી જાય છે. વામ માર્ગ પ્રવર્તક "આગમ" ગ્રંથમાં સંખ્યાબંધ ગ્રંથો છે, તેમાં ઈંદ્રજાલ, ઉડ્ડુમરતંત્ર, ઉમા મેહશ્વર તંત્ર, કાલીગનિ ભૈરવ તંત્ર, કાલિકા પુરાણ કામેશ્વર તંત્ર વગેરે છે.

મંત્ર શાસ્ત્રના કર્તા અનેક છે તેમાંના મુખ્ય નામો :—શિવ, દેવી, સ્વરૂપાનંદનાથ, નિત્યનાથ, આદિનાથ, પુર્ણાનંદનાથ, બ્રહ્મા નંદનાથ, પરશુરામ, ભાસ્કરાચાર્ય વગેરે. આ મતમાં રાજા, વેદાન્તી, નાથજોગી, અઘોરી, સન્યાસી, પરમહંસ વગેરે હોય છે.

મંત્ર શાસ્ત્રના દેવતાનાં નામો :—કાલી, શ્રી, તારા, મહિષાસૂર, મર્દીની, નારસિંહ, રૂદ્રાણી, શબવાહન, શ્યામ, શક્તિ, શરભા, રાજ રાજેશ્વરી, ત્રીપુરસુંદરી, કામેશ્વરી, વજ્રેશ્વરી, વનદુર્ગા, યોગીની, ભદ્ર કાલી, કામાક્ષી, તુલજા, વ્યાઘ્રજા, કાત્યાયની, મીનાક્ષી, કૈમારી, માહેશ્વરી, ભૈરવી, ધનુર્ધારી, છિન્ન મસ્તકા, અસિ તાંગ ભૈરવ, કાલ ભૈરવ, કપાલ ભૈરવ, વટુ ભૈરવ, ક્રોધ ભૈરવ, ચંડ ભૈરવ, માર્તંડ ભૈરવ, ઉચ્છીષ્ટ ભૈરવ વગેરે.

માંત્રિકોમાં નીચે મુજબ મુદ્રા ચાલુ છે:— સંહાર મુદ્રા, યોનિ મુદ્રા, કૂર્મ મુદ્રા, સંપુષ્ટ, મત્યસ્ય, ચક્ર, ધ્યાન, ભૃગી, સુરભી, વાણ ત્રિશૂલ, છત્ર, ધનુ, વરદ, અભય, નાગપાશ, સૂર્ય, ગ્રંથી, વરાહ, મહાકાંત, પલ્લવ વગેરે.

**મત્સ્ય દેશ**—ઈંદ્ર પ્રસ્થ નગર વચ્ચે ગણી પૂર્વ પશ્ચિમ દક્ષિણ અને અપર દક્ષિણ, એવા ભેદથી એ દેશ ચાર પ્રકારનો. અત્રે વિરાટનું રાજ્ય છે. હાલનું નામ દીનાજપુર છે.

**મત્સ્ય રંગ**—આ સુંદર પીછાંવાલું પક્ષી એશિઆ, આફ્રિકા અને અમેરિકામાં નજરે પડે છે. એને ઈંગ્લીશમાં કીંગ ફીશર કહે છે. એ પોતાનો માળો પોતેજ ખોદેલા ખાડામાં હાડકાં વગેરેથી બાંધે છે. તેમાં માદા પાંચથી

આંઠ ઇંડાં મેળી તેની સંભાળ લીયે છે. આ ઈંડા માદા સેવેછે ત્યાં સુધી મત્સ્યરંગ નર માછલાં વગેરે ખોરાક લાવી માદાને ખવાડે છે. મત્સ્યરંગ આકાશમાં સ્થિર પણે ઉડતું રહી તિક્ષણ આંખે માછલું નજરે જોતાંસમેત પથ્થર પ્રમાણે તેપર આવી પડી પકડે છે.

**મત્સ્યાવતાર**—બ્રહ્મા દેવતાનો ઘોર નામે પચાસમો કલ્પ ( દિવસ ) પુરો થઇ રાત શરૂ થતાં બ્રહ્મદેવ નિદ્રાવશ થતાં જલપ્રલય થયો, આ વખતે હયગ્રીવ નામે એક અસૂર વેદ ચોરી જવાની કોશેસ કરવા જતાં બ્રહ્માએ તેના નાશ માટે અવતાર લીધો તે મત્સ્યાવતાર, જોકે પૂર્વ કલ્પનાં અને ચાલુ કલ્પની શરૂઆતમાં થયો, તોય એની ગણુના ચાલુ કલ્પમાંજ થાયછે.

**મંથરા**—વિરોચન રાક્ષસની કન્યા. એણે તમામ પૃથ્વીનો નાશ કરવો એવી ઇચ્છા ધરી, તે કામ પાછળ મંડતા ઇંદ્ર દેવતાએ એને મારી નાખી હતી.

(૨) દશરથ રાજાની ત્રીજી સ્ત્રી કૈકયીની દાસી. એ આગલે જન્મે કુંકુબી નામે ગંધર્વિ હતી. શ્રીરામચંદ્રજીને રાજ્યપદ અપાવવાના સમારંભ પ્રસંગે, કૈયીને દાસી મંથરાએ એ વર માગવાની યાદ આપીને રામચંદ્રજીને વનવાસે જવાની ફરજ પાડી હતી. મંથરા ત્રણ તરફથી ખુંદી હોવાથી એને ત્રીવક્રા કુબ્જાને નામે પણ ઓળખવામાં આવી હતી.

**મથુરા**—વાયવ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એની ઉત્તરે ગુરગાંવ અને અલીગઢ જીલ્લો, પૂર્વે અલીગઢ અને ખેડા જીલ્લો, દક્ષિણે આગરા અને પશ્ચિમે ભરતપુર તથા ગુરગાંવ જીલ્લો છે.

જીલ્લાનું ક્ષેત્રફળ ૧૪૫૭ ચોરસ મૈલ હોઈ તેમાં ૮૮૭ ગામોછે. લોક વસ્તી ૭,૧૩,૪૨૧ની છે, ને મુખ્ય ભાષા ઉર્દ-હિંદુસ્તાની બોલા યછે. અત્રેથી યમુના નદી વહેછે. મુખ્ય પાક જુવાર ઘઉ ને સાધારણુ ધાન્યનો થાયછે.

પ્રાચીની ઇતિહાસ મુજબ મધુ નામે અસૂર રાવણુની બેહેન "કુંભીનસી"નો પતિ અત્રે તપ કરતો હોવાથી આ દેશનું નામ મધુવન પડયું. તેણે તપ પુરો કરતાં રૂદ્રને પ્રસન્ન કરી મધુરા નામની પુરી સ્થાપન કરી. મધુના મોત પછી તેનો પુત્ર અતરે લવણાસૂર રાજા થયો, પણ તે દુષ્ટ નિવડવાથી શત્રુઘ્ન નામે તેના ભાઇએ લવણાસૂરને મારી પોતે રાજા થયો. શત્રુઘ્નને એવો વર મલ્યો કે તેના દેશની પ્રજા શૂરવીર થશે, આથી આ દેશનું નામ શૂરસેન પડી મધુપુરી તેનું રાજયધાની બન્યું. પણ કાળે કરી હાલનું નામ મથુરા પ્રચારમાં આવ્યું. પાંડવોના સમયમાં આ નગરી પશ્ચિમ શૂરસેનનુ પાયતખત બન્યું હતું. હાલમાં શૂરસેન નામ કેથે પ્રચારમાં નથી.

સાતમી સદીમાં મથુરા એક વિશાળ રાજ્યનું પાયતખત. હતું. તે રાજ્યનો ઘેરાવો ૮૩૩ મૈલનો હતો; એ જો ખરૂં હશે તો વિરાટ અને અત્રજી માહેલો તમામ પ્રાંત હતો, એટલુંજ નહિ પણ આગરાની દક્ષિણે નરવર અને શિવપુરી સુધી પ્રદેશ તથા પૂર્વ સિંધુ નદી સુધી પ્રદેશ એમાં હતો. એટલાનો ઘેરાવો નકાશા ઉપર ૬૫૦ મૈલ છે. પગ રસ્તે ૭૫૦ મૈલ થશે, એમાં હાલનો મથુરા પ્રાંત અને ભરતપુર, ખિરવલી અને ધોલપુર આ નાહનાં સંસ્થાનો અને ગવાલેરની ઉત્તર તરફનો અરધો ભાગ એટલો પ્રદેશ સમાય છે. પૂર્વ ઝિઝોટા અને દક્ષિણે માલવા એ હુએને વર્ણેલાં રાજ્યો હશે.

હુએને મથુરાનો ઘેરાવો ૩૩ મૈલ જણાવેલોછે. તે હાલના ઘેરાવા સાથે મળેછે. પણ યમુના થોડી થોડી પશ્ચિમે ખસતી હોવાથી અસલ જગયાની સેહેજ ઉત્તરે અને પશ્ચિમે ઘેરો બંધાયાં છે. જુનાં ખંડીયરના ઠીક ટેકરાઓ છે. શેહેરની દક્ષીણે ૩મૈલ ઉપર એક [illegible]ટેરો છે, તેમાં અનેક મૂર્તિ અને કોતરકામ તથા લેખો છે. તે ઉપરથી ત્યાં બે ત્રણ બૌદ્ધ મઠ હતાં એમ જણાયુ છે.

પશ્ચિમ દેશના ગ્રંથકારો પણ એનાં પ્રાચીન અર્વાચીન નામ માટે એક સરખું મત ધરાવેછે.

"મૅગસ્થૅનિસ, એરિયન, પ્લિની અને ટૉલિમ-એઓએ મધુપુર નામ લખેલાં છે, અને ટૉલેમી સ્પષ્ટ રીતે "મૅડુરા" નામ જણાવે છે. સાતમી સદીમાં મથુરાનો ઘેરાવો ૩$\frac{3}{4}$ મૈલનો હતો ને હાલમાં પણ તેટલોજ છે.

**મદન**—મદનપુત્ર. એ "કામ" ને નામે જાણી-તો છે (જુઓ કામ)

**મદનબાણ**—એને મોગરા પ્રમાણેજ ઉછેરવામાં આવેછે. એનાં પાંદડાં સેહેજ પતળાં હોયછે. એની કળી મોગરા પ્રમાણે ગોળ નહિ પણ એક ઈંચ જેવડી લાંબી હોયછે. ફુલનો સુગંધ મધૂર આવેછે.

**મદનમસ્ત.**—(જુઓ મહામેદા).

**મદમાદસા રંગ**—આ રાગણી ગાવાનો વખત બપોરનો ઠેડવેલોછે. એની જાતી ખોડવ છે, ધૈવત વર્જ્ય છે, અને ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર કોમળ, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, નિખાદ તિવ્ર કોમળ બે, એ પ્રમાણે છ સ્વર આવેછે. ગ્રહસ્વર પંચમ અને ન્યાસ સ્વર મધ્યમ છે. વાદી સ્વર પણ મધ્યમછે.

**મંદર**—મેરૂ પર્વતને પૂર્વ દિશા તરફથી રહેનારો આધારવાલો પર્વત. અત્રે કદી કદી શિવ આવી વસેછે.

**મંદરાચળ**—આસામની દક્ષિણે ૨૬ અંક્ષાસને સુમારે જે મોટો પર્વત છે તેને અગાઉ મંદર એ નામ હતું. એની ઉત્તરે કામરૂપ નામનો દેશ હોઇ, અગ્નિ દિશાએ "લૌહિત્ય" દેશ હતો. આ પર્વતને હાલમાં "ગૅરોજ પર્વત" કહેછે. મંથન સમયે દેવતાઓએ આ પર્વતને મંથન દંડ (વલોવવાનો સ્થંભ) બનાવ્યો હતો, એવી દંતકથા પ્રસિદ્ધ છે.

**મદરાસ ઈલાકો**—હિંદુસ્તાનમાંનો દક્ષિણ ભાગમાંનો એક ઇલાકો. એનું કુલ ક્ષેત્રફળ ૧૪૧૧૮૯ ચૌરસ મૈલ છે. તેમાં દેશી રાજ્યનું ક્ષેત્રફળ ૯૬૦૯ ચૌરસ મૈલ છે. આ ઇલાકાની ઉત્તરે બંગાલ ઇલાકો, મધ્ય પ્રાંત અને નિજામ તથા માયસોરનું રાજ્ય છે. પૂર્વે બંગાલનો ઉપસાગર, દક્ષિણે હિંદી માહાસાગર અને સીલોન, પશ્ચિમે હિંદી મહાસાગર તથા આરબી સમુદ્ર. આ ઇલાકામાં કુલે વસ્તી ૩૫૬૩૦૪૪૦ ની છે. દેશી રાજ્યને તાબે ૩૭૦૦૬૨૨ ની વસ્તી છે. વસ્તીમાં ૨$\frac{1}{2}$ લાખ મુસલમાન અને ૮૬૫૫૨૮ ખ્રિસ્તીઓ છે. ધર્મવાર વસ્તી નીચે મુજબ છે:—

હિંદુ—૩,૧૯,૯૮,૨૪૫
બૌદ્ધ, જૈન—૨૮૪૬૧
ખ્રિસ્તી—૮૬૫૫૨૮
ઇસલામી—૨૨૫૦૩૮૬
પરદેશી—૪૮૭૮૨૦

આ ઇલાકામાં બે મુખ્ય પર્વતોની હાર લંબાયલી છે. તેમને પૂર્વ ભણીની અને પશ્ચિમ ભણીની હાર કહે છે. પૂર્વ ઘાટોની રાસ ૧૫૦૦ ફીટ ઉંચાઇની છે અને પશ્ચિમ ભણીનો ભાગ ૫ થી ૮ હજાર ફીટના ઉંચાઇવાલા ઘાટોથી છવાયલો છે. મધ્ય સપાટ ઉંચ પ્રદેશમાં માયસોરનું રાજ્ય અને દખણ છે. જેમની ઉંચાઇ ૧૦૦૦ થી ૩૦૦૦ ફીટની છે. પશ્ચિમ ઘાટમાં "પાલઘાટ ગૅપ ૨૫ મૈલ રેલવે સગવડ થએલી હોવાથી વેપારને ભાગે સવળતા મળીછે. નિલગિરીના પર્વતોમાં ઉતાકામંદનું હવા ખાવાનું મથક પૂર્વ તથા પશ્ચિમ ઘાટના જોડાણ વચ્ચેછે. મુખ્ય નદીઓ ગોદાવરી, કૃષ્ણા, કાવેરી એ સર્વે પશ્ચિમ ઘાટમાંથી નિકળે છે, અને તે દક્ષિણ પૂર્વમાં વહેતી બંગાળના ઉપસાગરને મળે છે. બીજી નદી પન્નાર, પાલાર, વૈગા, વેલાર અને તાંમ્ર-પર્ણી છે. ખનીજ પેદાશમાં ઉંચા પ્રકારનું લોઢું, સોનું (નદીમાં જડે છે) અર્ધ ત્રાંબું, ચાંદી અને ઍન્ટિમની મધુરામાં મળે છે. કોરંડમ કાવેરી નદીની ખીણમાં મળે છે. ગાર્નેટ અને કધ્ય પ્રતિનાં હીરા ઉત્તર સરકારમાં મળે છે. અત્રે પાણીની તંગી પડતી હોવાથી આ ઇલાકામાં ખેતી ઓછી થાય છે; પણ દેશને નેહેરોનાં બાંધકામથી આબાદ બનાવવામાં આવ્યો છે. મુખ્ય નેહેર ગોદાવરી ડેલ્ટા સિસ્તમ, કૃષ્ણા, કાવેરી ડેલ્ટા, શ્રી વૈકુંઠ અને કટ,

સંગમ અને કટ, પેન્નરે અને કદ, કર્નુલ, કુડલ, પર્કેનલ, બરરરેન્ક પ્રોજેક્ટ, વેસ્ટર્ન ફ્રાસ્ટકેનલ મુખ્ય પાણીના બાંધકામો છે.

મુખ્ય પાક ચોખા, જુવાર, નાચણી, ઈટાલીયન મિલેટ, શમાક્ મકાઇ, ઘઉં, બીજાં અનાજ, બંગાલી ચણા, મસૂર, અડદ, મગ, મરચાં, કાંદા, ધાના, હળદ, આંબલી, વગેરે પદાર્થ અને ફળફળાદી પુશકળ પાકે છે.

આ દેશમાં મુખ્ય પાક ચોખા તથા રૂનો છે, તેમજ તંબાકુ શ્રેષ્ટ પ્રકારની આ દેશમાં ઉત્પન્ન થાય છે. ઘાટવાલા ભાગમાં ચાહ, કાફી અને સિંકોનાની ખેતી ચાલુ છે. મુખ્ય ઉદ્યોગ હુન્નર રૂ, ખાંડ સણની ગુણપાટ, કાગળ, આઇસ અને નળીયાનો ચાલુ છે. આ દેશમાં ગુલીનાં કારખાનાં ઇંગ્રેજોની માલેકી તળે ચાલુ છે. ગંજમ જીલ્લામાં ખાંડ તથા ચોખામાંથી દારૂ બનાવવાનાં કારખાનાં ઈંગ્રેજોની માલેકી તળે ચાલુ છે. સુતરની મીલો, તાંબા પિતળના વાસણના કારખાનાં, વિજગાપટણમાં હાથીદાંતનું ઉત્તમ કામ થાય છે.

આ ઇલાકામાં જુદી જુદી ભાષા બોલાય છે. મુખ્ય—ઉરીય, તેલંગી, હિંદુસ્તાની, ગડબ, મેરૂકલ, તામીલ, કાન્ડી, મરાઠી, લંબકી, ઈંગ્રેજી, મલયાલમ, પરનૂલ વગેરે સંખ્યાબંધ ભાષા ચાલુ છે.

બ્રિટીશોએ પેહેલું મથક મછલીપટણમાં ઇસવી સન ૧૬૧૧માં સ્થાપન કયુ હતું, અને ૧૬૧૯માં પશ્ચિમ કાંઠે કલકતા અને કાંગાનોરમાં મથક કર્યું હતું. આ ઇલાકાના દર ૧૦૦૦૦ વતનીઓમાંથી ૨૪૦ ખ્રિસ્તી ધર્મમાં દાખલ થયા છે.

રાજ્ય કારોબાર મદરાસના ગવરનરને તાબે છે. ~~પહુલાતી માટે ઇલાકાને ૨૨~~ જીલ્લામાં વેંહેંચેલો છે.

જંગલ, કૃષ્ણા, અંતપુર, મદરાસ, દક્ષિણ આર્કાટ, મધુરા, નિલગિરી, મલબાર, વિજગામપટણ, નેલોર, બલ્લારી, ચીંગલપટ, તંજાવર, તીનાવેલી, સાલમ, ગોદાવરી, કડપ્પા, કર્નુલ ઉત્તરઆર્કાટ, ત્રીચનાપલ્લી, કોઇમ્બતૂર, દક્ષિણ કેનેરા.

મદરાસ ઇલાકામાં હવા પાણીનું પ્રમાણ અચોકસ છે. નિલગિરીમાં સખત થંડી પડે છે. પશ્ચિમ સમુદ્ર કાંઠાપર બેહદ વરસાદ વરસે છે. પૂર્વ ભણી ક્વચિત વરસાદ વરસે છે. ગરમી બધે બધ સખત પડે છે. પણ મછલી પટણમાં ૧૩૦ ડીગ્રી સુધી સખત પડે છે.

**મદરાસ શેહેર**—કારોમાંડલના કિનારા ઉપરનું આ શેહેર એજ નામના ઇલાકાનું મુખ્ય પાયતખત છે. આ શેહેરમાં ઇ. સ. ૧૮૭૧ માં વસ્તી ૩,૯૭,૫૫૨ ની, ૧૮૯૧ માં ૪,૫૨,૫૧૮ ની અને ૧૯૦૧ માં ૪,૮૦,૦૦૦ હતી. મુખ્ય વસ્તી હિંદુઓની છે, ને ૫૦૦૦૦ મુસલમાન તથા ૧૮૦૦૦ યૂરપીયન તથા યૂરેજીયન છે. અત્રે વરસાદ સરાસરી ૪૯ ઈંચ વરસે છે. મેથી જુન વચ્ચે આ તરફ ભારે તોફાન થાય છે. અત્રે વરસાદની બે મોસમ બેસે છે. એક દક્ષિણ પશ્ચિમના વરસાદવાલી મે થી જુનમાં, અને ઉત્તર પૂર્વના વરસાદની મોસમ અકટોબર, નવેંબર અને ડીસેંબરમાં બેસે છે. અત્રેની આ ઈમારતો ઘણી રોનકદાર છે. અત્રેની યૂનિવરસિટી ૧૮૫૭માં સ્થાપન થઇ હતી. અત્રે વૈદક એન્જીન્યરીંગ કૉલેજ છે, તેમજ સ્કુલ ઑવ આર્ટસ તથા ખેતીવાડીની કૉલેજ સારા પાયાપર ચાલુ છે. અત્રે રૉયલ એશિયાટીકની એક શાખા છે, તેમજ અત્રેના સર્વ સંગ્રાહલયમાં પ્રાચીન કાળનાં સિક્કાઓનો ગંજાવર સંગ્રહ છે. મુખ્ય નિકાશ વેપાર કૉફી, રૂ, ધાન્ય, ચામડાં, ગુલી, બીયાં, સાકર અને સીંગડાંનો ચાલુ છે.

**મદ્રદેશ**—લાહોર નજદીક અને રાવી દરમિયાનનો પ્રદેશ. હિમાલય, ઉપગિરી, ગંગા, સરસ્વતિ, યમુના અને કુરૂક્ષેત્ર આ પાંચ બાહેરની નદીઓની પાસેનો જે પશ્ચિમ

બણીનો ભાગ, તેજ મદ્રદેશ હોવાનું ભારતમાં વર્ણન મળે છે.

આ દેશની રાજધાની શાકલ હોઇ ત્યાં પાંડવોના સમયમાં શલ્યરાજા રાજ્ય કરતો હતો. સહદેવની દક્ષિણ તરફની ચઢાઈમાં મદ્રદેશનું વર્ણન મળતું નથી; તે ઉપરથી સિદ્ધ થાયછે કે મદ્રદેશ દક્ષિણ માહેલો જાણીતો મદ્રાસ નહિ પણ ઉત્તર તરફનો હશે એમાં શક નથી. શિવાય સિંધુ, પંચનદ, રામઠ, બર્બર, પલ્હવ, મદ્ર વગેરે દેશને કુલ્સે જીત્યા હતા, અને તે દેશ ભરતખંડની ઉત્તર તથા પશ્ચિમ ભાગમાં હોવાનું વર્ણન મળે છે. મદ્રદેશને "તાકદેશ" એવી સંજ્ઞા હોવાનું હ્યુએન, સુલેમાન, મસુદી, કર્ઝવિની એમના લેખમાં મળે છે. અને માહેલા લોકોને મદ્રા, વર્તીકા, વાહીકા, અરભા, તાકા એવાં નામો મહાભારત અથવા હેમચંદ્રકોશમાં આપેલાં મળે છે. યમુના સુધી જે નાગરી નામની લિપિ જણાય છે, તેનેજ પેહેલાં "તાકરી લિપી" કહે છે. કાશમીર, કાંગ્રા અને સતલજ એમના પૂર્વ ભાગને અને સિંધુ નદીને પશ્ચિમ દેશમાં ચાલુ વેહવારમાં તાકરી લિપિ ચાલુ છે.

**મંદાર**—એના ઝાડ રૂઇ જેવાં હોય છે. એનાં ફુલ તથા ઝાડમાં રૂઇના જેવોજ દરેક દેખાવ હોય છે. માત્ર ફુલ અને ઝાડનાં રંગમાં ફેર પડે છે. મંદારનું ઝાડ સફેદ અને ભુરૂં હોય છે. પાંદડાંની નેસો અને ઝાડનો દાંડો એ શુદ્ધ સફેદ હોય છે. એનાં ઝાડ જંગલમાં પોતાની મેળે ઉગે છે. એનાં ફુલ સફેદ અને ઓછાં સુવાસિક હોય છે. એનાં ફુલપર ભમરા પુશકલ ભમે છે. મંદારનું ઝાડ રોપીઆ પછી એક વર્ષે તેપર ફુલ આવે છે.

મંદારનાં મૂળીયાં ઔષધિ ઉપચારમાં ઉપયોગી છે. તેના તથા રૂઇનાં લાકડાંનો કોલસો બંદુકની દારૂ બનાવવાના ઉપયોગમાં યોજેલો છે. આ ઝાડની છાલમાંથી ઝીણાં પણ મજબૂત તંતૂ નિકળે છે. તેની દોરી માછલી પકડવાના ગળમાં વાપરે છે. મદ્રાસ તથા પંજાબમાં એની છાલના ગાભાનો ઉપયોગ કાગળ બનાવવામાં કરે છે. એનીપર આવતાં દીંડવામાં ચળકતો કપાસ નિકળે છે. તેનું વણેલું કપડું રેસમી જેવું બને છે. એનાં રૂવાનાં તંતૂ બરાબર લાંબા નિકળતાં નહિ હોવાથી તકીયા બનાવવાનાજ ઉપયોગમાં આવે છે.

મંદારના ચીકને ઉકાળી જાડો બનાવતાં ગટાપરચા જેવો પદાર્થ બને છે. આ ચીક ચામડાં રંગવાના ઉપયોગમાં આવે છે. એના છોડને પાંદડા કોહવાડી ખાતર તરીકે ઉપયોગમાં લે છે.

મંદારનાં ઝાડ ગમે તેવી વેરાન જગ્યામાં આપોઆપ ઉગે છે. એનાં ઝાડ બીયાં અથવા કલમથી પણ ઉગાડી શકાય છે. એની જો ખેતી કરવી હોય તો તેનાં મૂળપર લીદ અને લાલ મટોડીની પુંરણી કરેલી ફાયદાકારક થાય છે.

**મંદાર**—આ પ્રાચીન શેહેર દિલ્હીની ઇશાન્યે થાણેશ્વરથી ૧૪૦ મૈલ ઉપર મંદાવર નામે ગામ છે, આ ગામથી અરધા માઇલ ઉપર એક ઉંચો ટેકડો છે, તે ઠેકાણે પ્રાચીન કાળનું એક નાહનું ગામ છે; અને તે મંદાવર એજ નામનું હતું એમ દેખાય છે. કારણ કે ચીનાઈ ગ્રંથમાં આ ગામનું વર્ણન આપ્યું હોય, તેઓએ આ ગામને "મોટિપોલો" એવું નામ આપ્યું છે. "વિવીઅન ધી સેંટ માર્ટિન" એણે આગલું વર્ણન હાલનાં ઠેકાણા સાથે મેળવી 'મંદાવરા' ને તેણે મોટિપોલો એ નામ આપ્યું હતું, એવું તેણે શબ્દ વ્યુત્પત્તિથી સિદ્ધ કર્યું છે. તે શિવાય એ ટેકડા ઉપર ઇમારતોની નિશાનો ઇંટરડીઓના થર હજી નજરે પડેછે, અને તેની વચોવચમાં એક કિલ્લો છે. કિલ્લાનો સમ ચોરસ ઘેરાવો ૩૦૦ ફીટનો છે, અને તેની ઉંચાઈ ૭ ફીટની છે. ઈ. સ. ૧૧૧૪ માં મંદાવરમાં મ્લેચ્છ વસ્તી હતી, એમ ત્યાંના પ્રાચીન પદાર્થો આધારે મી૦ જોહરીલાલે સિદ્ધ કર્યું છે, જેના કિનારેના શાંત પ્રદેશમાં કણ્વદુહિતા શકુંતલા વધી, તે ધીમી વહેતી

નારી રમ્ય માલિની નદી મંદાવરની ઈશાન્ય ભણી વહેછે. તેના વાંકાતીકા રોહને લીધે દુષ્યંત તરફ (માલિની તટાકાએ) ગએલા શકુંતલાનેજ હસ્તીનાપુરનો માર્ગ આ નદી બતલાવેછે કે શું, એમ જણાય છે.

નવાં વસાયલા ગામને મંદાવર એ જુનું નામ ચાલુછે. ત્યાંની લોક વસ્તી ૭૦૦૦ ની છે.

**મંદી**—આ દેશી રાજ્યની ઉત્તરે તથા પૂર્વે હિમાલય પર્વત ઉપરનાં કેટલાંક નાહનાં સંસ્થાન, દક્ષિણે સુકેત તથા બીજી દકરાનો અને પશ્ચિમે જાલંધર દુઆબનો મુલક છે, રાજ્યનું ક્ષેત્રફળ ૧૨૦૦ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૧,૫૦,૦૦૦ ની ને વાર્ષિક ઉપજ રૂપીયા ૩,૬૫,૦૦૦ ની થાયછે, તેમાંથી બ્રિટીશ સરકારને એક લાખ રૂપીયાની ખંડણી ભરે છે. રાજ્યનાં લશકરમાં ૭૦૦ પેદલ, ૩ તોપ, ૨૫ સ્વાર અને ૨૦ ગોલંદાજ છે. દેશ પાહાડી અને ઢેકાઢરીયાવાલો છે; છતાં અનેક નાળાં ફરીવળેલાં હોવાથી તેમાં બાજરી, ઘઉં, જુવાર, શેરડી, તંબાકુ તથા કપાસની ખેતી કરવામાં આવે છે. આ દેશમાં શિયાળા દરમિયાન બરફ વરસે છે, તેથી ઠંડી ભારે પડેછે. દેશી ભાષા પંજાબી છે, મુખ્ય શેહેર સિમલાની વાયવ્યે ૬૦ મૈલ ઉપર છે. મંદીના રાજ્યકર્તા ચંદ્રવંશી રજપૂત છે ને તે રાજા કહેવાય છે.

**મદીના**—પશ્ચિમ અરબસ્તાનમાંનું પવિત્ર સ્થળ. અત્રેજ હજરત મોહમદ મક્કેથી નહાશી ઇ. સ. ૬૨૨ માં આશ્રય લીધો હતો, અને તે ત્યાંજ પોતાનાં મોત સુધી હતો. મદીના મક્કાની ઉત્તરે ૧૨૦ મૈલ ઉપર છે. લોક વસ્તી ૧૬૦૦૦ ની છે.

આ શેહેરમાં પેગંબર મોહમદનો રોજો અને તેની નજદીક અબુબક્ર તથા ખલીફ ઓમરની કબરો છે, તેમજ બીબી ફાતમાતુલ ઝોહરા અને સૈયદના હસનના રોજા અત્રે છે. શેહેરની પશ્ચિમે જબલ ઓહદ નામે એક પવિત્ર પહાડછે જેની તળેટીમાં હમઝાનો રોજો છે; અને તેની ઉત્તરે અબુહુરેરા નામે જાણીતા ઇતિહાસિક લેખકનો રોજો છે.

**મદુરા જીલ્લો**—આ જીલ્લો મદ્રાસ ઇલાકામાં છે. એની ઉત્તરે કોઈમ્બતુર, તંજાવર, પૂર્વે મનારનો અખાત ને પલ્કની સામુદ્રધુની, દક્ષિણે તિનાવેલી અને પશ્ચિમે ત્રાવણકોર છે. એનું ક્ષેત્રફળ ૮૮૦૮ ચોરસ મૈલ છે. તેમાં ૫૬૦૫ ગામો છે. લોક વસ્તી ૨૬,૦૮,૪૦૪ ની છે. પ્રદેશ સાધારણપણે અગ્નિય દિશાએ ઉતરતા ઢોળાવ ઉપર છે, એમાં ઉંચામાં ઉંચો પર્વત વરાહ નામે છે. નદી-બાગે, સુરૂલી, વરાહ અને વરશલે વગેરે છે. મુખ્ય પાક ચોખા, જુવારી, બાજરી, નાચણી, વરાગુ, કડધાન્ય, તંબાકુ, ગુલી, કપાસનો ચાલુ છે. મુખ્ય ઉદ્યોગ પાઘડી તથા વાસણ બનાવવાનો છે.

રેલ્વે લાઇન ૭૮ મૈલ દોડે છે. મુખ્ય શેહેરો મદુરા, ડીંદીગુલ, પાળની, કીળકરઇ, રામનદ, અરૂપકોટે, પેરીયાકુલમ અને દેવીકોટા છે.

મુખ્ય શેહેર મદુરામાં વસ્તી ૮૭૪૨૮ની છે. ૨૩૫૦ વર્ષ થયાં આ શેહેર ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

**મંદોદરી**—રાવણની સ્ત્રી, મયરાક્ષસની પુત્રી. એ પાંચ સતીઓમાંની એક.

**મધ**—(જુઓ મધમાખી.)

**મધમાખી**—પૃથ્વી ઉપર સુધારાનો ઉદય થવા પેહેલાં અતિ પ્રાચીન કાળથી મધની લેહેજત તે વખતના માણસોને હશે એવું વર્ણન મળે છે. વેદમાં "મધુ" શબ્દ અનેક ઠેકાણે મળે છે. ત્રીસુપર્ણગમાંતો તેની રેલછેલ થાય છે. ખ્રિસ્તી ધર્મ ગ્રંથમાં મધ વિશે બાબજા વર્ણન મળે છે. હિબ્રુ ભાષામાં મધમાખીને "ડેબોરા" એ નામ છે. વરજીલેતો પોતાની રસિક વાણીથી વર્ણન કર્યું છે. ઍરિસ્ટોટલે તો મધમાખીના પોળામાં જુદી જુદી ત્રણ જાતની માખ થાય છે એવું વર્ણન કર્યું છે. મધમાખની વધ બેહદ જબરી હોવાથી તે વખતે કોઈને ખબર નહિ હોવાથી તેમની

એકદમ થતી ઉત્પતી માટે તરેહેવાર કલ્પનાઓ જાણીતી હતી. કોઇ કહેતા કે બળદ મરણ પામતાં તેનું માસ કોહી જતાં તેમાંથી મધમાખો નિકળે છે, કોઇ જણાવતું કે સિંહનું પ્રેત કોહવા માંડતાં તેનાં પેટમાંથી મધમાખો નિકળે છે, કેટલાકોની સમજ એવી હતી કે મધમાખ તો જુદાં જુદાં સુગંધી ફુલોમાંથી ઉત્પન્ન થાય છે.

ઇજીપ્તમાં તો મધમાખ તરફ પુજ્યભાવથી ત્યાંની પ્રજા જોતી. તે લોકો ગરીબ, એક-માર્ગી અને ઉદ્યોગી એવા માણસને મધમાખની ઉપમાં આપતા. તે વખતની ઘણીખરી ઇમારતોપર મધમાખનાં ચિત્રો દોરવામાં આવતાં.

મધમાખના પોળામાં જે માખ હોય છે તે ઘણુંકરી બે જાતની હોય છે. એક રાણીમાખ અને બાકીની મજુર માખ. મે માસથી જુલઇ મહિના સુધી જો એકાદ પોળો તપાસી જોઇએ, તો તેમાં ત્રીજી જાતની માખ પણ જણાય છે, તેને "ડ્રોન" કહે છે. તે માખો પુરૂષ જાતની હોય છે. પોળામાં મુખ્ય ભાગ તેઓ બજાવે છે. એમનો આકાર નાહનો હોઇ રંગે લોબાનીયા હોય છે, અને તેપર લાલ આંખ હોય છે. તેમના પાછલા પગ ઉપરથી આ માખો તરત ઓળખાય છે. તેઓ આ પાછલા પગ ઉપર બરાબર સગવડ રાખે છે. તે પર લાંબા બાલ હોય છે. આ બાલનો ઉપયોગ ઝાડવાની ચમરી પ્રમાણે કરે છે; આથી તેને ચમરી કહે છે. તેમજ પાછલા પગપર મધ રાખવા માટે ત્રીકોણાકાર ખાડો હોય છે તેને "ટોપલી" કહે છે.

મજુર માખીનું મોહ ઘણું મજબુત હોય છે. તેને એક સુંઢ હોય છે. તે સુંઢને તે ગમે તેવી લાંબીટુંકી કરી શકે છે, વળાવી શકે છે. ફુલમાંનું મધ એકઠું કરવાનાં કામમાં મધમાખને પોતાની સુંઢનો ઘણો ઉપયોગ થાય છે. એકાદ ફુલની પાકળી જો બરાબર ખુલેલી નહિ હોય તો તે સુંઢ વડે ઉખેડે છે. મધમાખ એકાદ ફુલ ઉપર બેસતાં તે માત્ર મધજ એકઠું કરે છે, એમ નથી, પણ ફુલ ઉપરનો "પરાગ" પણ એકત્ર કરે છે. આ પરાગ મધ પિતી વળા તેનાં અંગને સેહેજમાં ચોંટી જાય છે, અને આ રીતે તે ઘણું ચોંટતાં તે પોતાની ચમરીથી એકઠું કરી તેની ઝીણી ગોળીઓ બનાવી તે ગોળીઓને બન્ને પગમાં પકડી પોતાના પોળામાં લઇ જાય છે.

નર જાતી પાછલી મજુર માખી (ડ્રોન) કરતાં મોટી હોય છે; તેમનાં શરીર ઉપર મજુર માખ જેવાં રૂવાં હોતાં નથી, અને તેમના પગની રચના પણ મધ તથા પરાગ એકઠું કરવા જેવી હોતી નથી. રાણી માખ નર કરતાં નાહની પણ મજુર માખથી મોટી હોય છે. તેની પાંખો નાહની છે, અને તેથી તેની પીઠનો તમામ ભાગ પાંખોથી ઢંકાતો નથી. આ રાણી સાહેબનું કામ માત્ર ઇંડાં મેળી સંપતી ઉત્પન્ન કરવાનું હોય છે. તે જ્યાં રહે છે ત્યાં તેની નોકરીમાં સંખ્યા-બંદ મજુર માખી આખો વખત હાજર રહે છે. તેઓ પોતાના બ્રશ (ચમરી) વડે રાણી માખીનું શરીર ઉપરા ઉપર સાફ કરે છે, તેને ચાટે છે, તેને ભુખ લાગતાં ઉત્તમ પ્રકારનું મધ લાવી હાજર કરે છે, અને હમેશાં તેની તબીયત સંભાળવા તત્પર રહે છે.

પોળો ગમે તેવો મોટો હોય, તેમાં મધમાખોની ગમે તેટલી વસ્તી હોય છતાં રાણી મધમાખ તો એકજ રહે છે. એક પોળામાં બે રાણી થતાં તેઓ લડી પડી બેમાંથી એકનો જીવ લીધા વીના રહેતાં નથી. મજુર માખ માત્ર ગમે તેટલી હોય છે. સાધારણ પોળામાં ૨૦૦૦૦ ઉપર મજુર માખ રહે છે. તેઓ બધી રાણી માખના હુકમમાં હોય છે. નર માખીની સંખ્યા મજુર માખીથી દસમો હિસ્સો હોય છે. પોળામાં નરની વસ્તી માત્ર અઢી ત્રણ માસ રહે છે. પોળામાં બામદાદના ૪ વાગાથી તે રાત્રે સાત વાગા સુધીના પંદર કલાક દરમિયાન

મજુર માખો ઉદ્યોગમાં મગન રહે છે. તેઓ પોતાના પોળા માહેલી ગોઠવણ એક સુધરેલાં શેહેરની પધ્ધતિપર રાખેછે. તેમાં રાણી માખની ખીદમતગાર જૂદી હોયછે, રસ્તા સાફ કરનારી જુદી, પરાગ તથા મધ લાવનારી જુદી, બોજો ઉંચકી ગોઠવનારી જુદી, પોતાના પોળામાં પરાઇ માખ યા પ્રાણી દાખલ નહિ થાય તે માટે તકેદારી રાખનારી જુદી. આ માખો એટલી તો ઘોગી હોયછે કે મોટા પોળાનાં દરમાંથી દર મિનિટે ૨૦૦ માખ જાવ આવ કરેછે. આ પ્રમાણ ઉપરથી જોતાં એક દિવસમાં ૯૦૦૦૦ માખ પોળામાંથી બાહેર જાય છે.

પોળામાં બનાવેલાં ઘેરો ષટ્કોણાકાર હોય છે. મોટાં ઘેરમાં ભવિષના રાણીમાખ નિકળવાની હોય તેનાં ઈંડાં હોય છે, અને નાહનાં ઘેરમાં મજુર માખનાં ઈંડા હોય છે. કેટલાંક ઘેરમાં ઈંડાં હોતાં નથી, ત્યાં મધ ભરી રાખી તેનું મોહ બંધ કરેલું હોયછે. તંગીના સમયમાં માત્ર આ સંગ્રહનો તેઓ ઉપયોગ કરેછે. જો કોઇ પ્રાણી તે મધ ખાવા માટે માહે દાખલ થાયછે કે તરત તેપર સર્વે માખો તુટી પડી પોતાના ડંખથી તેને મારી નાખી બાહેર ફેંકી દીયે છે; પણ પોતાથી તે નહિ ઉંચકાય એવું ભારી પ્રાણી હોય તો તેનાં શબની આસપાસ મીણનું પડ કરે છે, જેથી તે કોહી જઇ દુરગંધી નહિ ફેલાવે તેવું તેને બનાવે છે. ઘણી વેળા ગોકળગાય માહે મધ ખાવા દાખલ થાયછે. ત્યારે તે પોતાનાં કોટલાંમાં ભરાતાં તેની આસપાસ મીણનું એવું તો મજબુત પડ કરેછે કે તેને તેમાંજ દટાઇ રહેવું પડે છે.

માખના પોળામાં જે મધ બને છે તે કેવી રીતે બને છે તેનું એવું અનુમાન કાઢવામાં આવ્યું છે કે આપણા શરીરમાંથી જે પ્રમાણે પસીનો છુટે છે તે પ્રમાણે માખનાં શરીરમાંથી પસીનો નિકળેછે તે મીણ.

રાણી માખ ઉંમરે પુગતાં પોતાના પ્રિયકર સાથે હવામાં સ્વચ્છંદ વિહાર કરવા પોળામાંથી બાહેર નિકળેછે, અને લગભગ અરધા કલાકમાં તે ગર્ભવંતી થઇ પાછી માહે દાખલ થાય છે. તે પાછી ફરતાં તેની દાસીઓ ભારે પ્રેમથી તેની આસપાસ એકઠી થઇ તેની થાક દૂર કરવા તેને ચાટે છે, તે પર મોહબત બતલાવે છે તથા તેને થોડુંક ઉતમ ભોજન પીરસે છે. ગર્ભ રહ્યા પછી લગભગ ૪૮ કલાકમાં રાણીજીનાં ગર્ભની પૂર્ણ વધ થઇ તેઓ એક પછી એક એમ ઈંડા મેળવા માંડે છે. પોતાના દરેક ઘેરમાં તેઓ એકેક ઈંડું મેળે છે, અને ત્યાં તે ઈંડું ચોકસ ચીકણા પદાર્થથી ચોંટે છે. ઈંડાંનો આકાર લંબોચો હોઇ સફેદ હોય છે, અને તેપર આસમાની રંગની ઝાંખ મારે છે. ઉતાવળમાં એક ઘેરમાં ઈંડા બે મેળાતાં મજુર માખ તેને સંભાળથી ઉંચકી લઇ બીજા ઘેરમાં જઇ ગોઠવે છે. રાણી માખી જે પ્રથમ ઈંડા મેળે છે તે મજુર માખીનાંજ હોય છે. તે એક દિવસમાં ૨૦૦ થી ૩૦૦ ઈંડાં મેળે છે. મજુર માખીનાં ઈંડાં મેળવાનાં પુરાં થતાં તે નર જાતીનાં મેળે છે. આ ઈંડાં લગભગ ૧૫૦૦ થી ૨૦૦૦ હોય છે. તે ઈંડાં પુરાં થયા પછી સ્ત્રી જાતીનાં ઈંડાં મેળવાની સેવટે શરૂઆત કરે છે. આ ઈંડાં મેળવા માટે જૂદાંજ મોટા આકારનાં ઘર બનાવેલાં હોય છે. એક સાધારણ પોળામાં રાણીમાખીનાં ઈંડાં માટે મોટાં ઘેર ૨૦ હોય છે. આ દરેક ઘેર બીજા ૧૦૦ ઘેરની બરાબર જેવડું મોટું હોય છે. બીજા મજુર માખનાં ઈંડાં પ્રમાણે આ ઈંડા રોજ ૨૦૦ યા ૩૦૦ નહિ મેળતાં બે અથવા દિવસ આંતરે એકેક મેળે છે. ઈંડાં મેળયા પછી તેની સંભાળ લેવાનું કામ મજુર માખીઓનું હોય છે. ઈંડા મેળતી વેળા તે આકારમાં [illegible] હોય છે. આ ઈંડાં ફુટીયા પછી તેમાંથી ધારેલી માખ નીકળે છે; તેનું કારણ તેમના ઈંડાંપર લેવામાં આવતી પ્રથમ સંભાળ ઉપર આધાર રહે છે, ઈંડાં ફુટી તેમાંથી જે કીડા બાહેર નીકળેછે તેમાંની ભવીષમાં

રાણીમાખ થનાર કીડાને એક પ્રકારનું અને બીજા કીડાને જુદા પ્રકારનું એવાં તર્હેવાર પ્રકારનાં અન્ન ખાવા આપવામાં આવે છે.

આથી એક ઈંડાંમાંથી નીકળનાર રાણી માખ બને છે; અને બીજામાંથી નીકળનાર મજુર માખ બને છે. આજ પ્રકાર નર જાતી માખનો પણ હોય છે.

ઈંડાં મેલ્યા પછી સુમારે ત્રણ દિવસે તે જે ક્રમે મેલ્યાં હોય તે ક્રમે ફુટવા માંડે છે; અને માહેથી ઝીણા ઝીણા કીડા નીકળે છે. આજ માખોની કીડારૂપી હાલત હોય છે; આ હાલતમાં તેમને પગ હોતા નથી. તેમને વખતો વખત ખાવાનું આપવાનું કામ મજુર માખોનું હોય છે; તે તેઓ બજાવી કચરો પુંજો સાફ કરે છે. કીડાની હાલતના પાંચ દિવસ પુરા થતાં તેઓ ખાવાનું તજી દેછે. અને પોતાની આસપાસ કોશ બનાવવા માંડે છે. એમ થતાં મજુર માખો તેમનાં ઘેરનાં મોહ મીણ વડે પુરી નાખે છે. એટલે મધ માખના કોશ અવસ્તાની શરૂઆત થાય છે.

કોશ અવસ્તામાં મધમાખ ૭ દિવસ રહે છે. આ સાત દિવસની આખેરીમાં તેઓ પોતાનાં ઘેર ભાંજી માહેથી બાહેર નીકળેછે. પ્રથમ મજુર માખી નીકળી પોતાના ઉદ્યોગપર મંડી જાય છે.

મજુર માખો ઈંડાં મેળતા હોય તે દરમ્યાન જો રાણી માખ મરણ પામેછ તો પોળામાં ભારે ગડબડ ઉઠે છે. પણ મજુર માખી આથી વધારે ઉપ્યોગી બની કીડાની હાલતમાં ત્રણ દિવસ અંદરની એકાદ માખને રાણી તરીકે ચુંટી કાઢે છે; અને તેના ખાવા પીવાની ગોઠવણમાં ફેરફાર કરી તેને રાણીમાખ બનાવવાની તદબીર યોજે છે. જો રાણી માખી બનવા લાયક તેમાં એકાદ કીડો યા માખ મળતી નથી તો પછી તેઓ નિરાશ બની નિરૂપયોગી બનેછે. તેઓ તે પછી લુટફાટનો ધંધો માંડી કુછંદી જીંદગી ગુજારી પોળાનો નાશ કરે છે.

કોશા સ્થિતિમાંથી માખો એક વખત પુર્ણ સ્થિતિમાં આવવાં માડતા પોળામાં બસોથી ચારસો માખ દરરોજ વધે છે. અને તેમ થતાં જો ત્યાં જગા રહેતી નથી તો જુની રાણી માખ પોતાના અનુયાયીઓનું મોટું ટોળું લઇ બીજે ઠેકાણે ઉડી જાયછે. તે નિકળી જતાં થોડા વખતમાં તેણે મેળેલા ઈંડામાંથી નવી રાણી માખ તૈયાર થાયછે. આ રાણી માખ પછી બીજી રાણી માખને પૂર્ણ હાલતમાં આવવા બે ત્રણ દિવસનો વીલંબ હોય છે, કારણ રાણી માખનાં ઈંડાં મેળતાં તે બે ત્રણ દિવસને આંતરે મેળેલાં હોય છે, આ બે દિવસની મુદતમાં નવી બનેલી રાણી પ્રથમ પોળામાં રહેલી બીજી કોશ હાલતની રાણીનાં ઘેર શોધી કાઢી તેમનો નાશ કરવા માંડે છે. રાણી માખીને અંગે ઇશ્વરે એવી કોઇ વિલક્ષણ બુદ્ધિ આપી છે કે, તે પ્રેરણાને લીધે એક પોળામાં બે રાણીનું રાજ્ય તેમનાથી સહન થતું નથી. આવી બુદ્ધિથીજ નવી રાણી પૂર્ણ હાલતે આવતાં તે પ્રથમ કોશા સ્થિમાં રહેલી બીજી રાણીને મારી નાખવા દોડે છે. પણ મજુર માખીઓ તેને આ પાપી કર્મ કરતાં ધરેછે. તે બીજી માખનાં ઘેર પાસે જતાં તેને પકડી એક તરફ ખેંચે છે, તેને કરડે છે અને તેનાં રાણી પદની પરવાહ નહિ કરતાં તેને તેનાં પાપી કર્મથી વારવા બલજોરીથી હડસેલો મેળે છે. આવી વખતે રાણી માખ પોતાની હરીફ માખને મારવાની ઘણી યૂક્તિ યોજે છે, પણ મજુર માખીનાં સામટાં બળ પાસે નિરૂપાય બની આખરે એક નાહનું મજુર માખનું ટોળું લઇ તે પોળો છોડી નાહાશી જાય છે, તેના જવા પછી બીજી રાણી પેદા થાય છે, તે પણ પ્રેરણા મુજબ બીજી રાણીને શોધી કાઢી મારવા ધાયછે છે, પણ નિસ્ફળ થતાં પોળો છોડી પોતાની સાથે મજુર માખોને લઇ જાય છે. આ મુજબ ઉપરા ઉપર એકાદ મોટા પોળામાંથી ઘણી માખો ઉડી જાય છે. આ મુજબ ઉપરા

સાપરી તેઓ નહાસી જતાં મજુર માખોની પોળામાંથી વસ્તી ઘણી ઘટી જાયછે. તે વેળા ત્યાંની રહેલી રાણી માખ બીજી રાણી માખોને તેમનાં બચપણમાંજ મારી નાખી પોતે તમામ સ્વામિત્વ મેળવે છે.

કોઈ વેળા એકાદ રાણી બીજી તરફ નિકળી જવા પેહેલાંજ નવી રાણી માખ પૂર્ણ હાલતે પુગેછે. તો તેઓ વચ્ચે ભયંકર યુદ્ધ થાયછે. આ લડાઈ તે બકરાં પ્રમાણે ટકર લઈ લડેછે. તે વેળા મજુર માખો ખુશાલ તે જોયા કરેછે અને જે જીત મેળવેછે તેનું સ્વામિત્વ કબુલ કરેછે.

બધી માખો ઉડી જતાં રાણી માખને ગર્ભ હોય છે. તેવેળા નર માખપર આફત વર્સેછે. તેઓ પર મજુર માખો હુમલો કરી પોતાનાં ડંખથી બેજાન કરેછે, અને રાણી માખની તેહેનાતમાં પ્રથમ પ્રમાણે રહે છે.

રાણી માખ પોતાનું જુનું ઘેર તજી પોતાની મજુર માખો સાથે બીજે ઠેકાણે પોળો બાંધવા જતાં પ્રથમ એકાદ ઝાડપર બેસે છે. આ વેળા તેમની બેસવાની તર્હા ન્યારી હોય છે. પ્રથમ એક માખ ઝાડને આગલા પગથી પકડી લટકે છે, કે તરત બીજી માખ તેના પાછલા પગને લટકે છે; આવી રીતે લાંબી ને લાંબી સાંકળ ગુંથાઈ તેમના ઝુમખા બને છે. તેવે વખતે પારધીઓ ઝાડને હલાવે છે કે તેઓ તુર્ત હેઠળ પડે છે અને ખાસ્સી સપડાઇ જાય છે. આ વેળા તેમને ડંખ મારવાનું ભાન હોતું નથી; પણ લાંબો વખત આ રીતે તેઓએ વિસામો લીધો હોય તો માત્ર સંભાળવું પડે છે.

યૂરપમાંના ઘણા દેશોમાં ખાંડ ઉપયોગમાં આવવા પેહેલાં મધમાખોને પાળી તેઓ પાસે મધ તૈયાર કરવાનાં કારખાનાં કાઢયાં હતાં. ફ્રાન્સમાં તો હ[illegible] છે. તે તરફ આવા કારખાનાને "ઍવીકલચર" કહે છે.

મધમાખોની ઘ્રાણેંદ્રિય તિક્ષણ હોવાથી તેઓ પરાઇ અને પોતાની મિત્રણને તુરત ઓળખે છે.

હિંદુસ્તાનમાં કાશમીર તથા ગરવાલ પ્રાંત માહેલા ખેડુતો મધમાખ પાળી તેમની પાસથી પોતાને જોઇતું મધ ઉત્પન્ન કરે છે. કાશમિરમાં દરેક ખેડુતનાં ઘેરમાં દસથી બાર મધમાખના પોળાં હોય છે. તેઓ આ પોળા રાખવા જૂદા જૂદા લાકડાનાં ઘેરો બાંધે છે. અને તેવું ઘર બાંધતાં દેવાલમાંથી ગોળાકાર અને લંબોચી ચીમની જેવી જગ્યા રાખે છે, અને તેના બન્ને મોહડા દેવાલનાં પૃષ્ટ ભાગ પર લાવી મેળે છે, અને આથી તેઓ ગમે તે વખતે તેમને ઉઘાડી બંધ કરે છે. આવા મકાનોમાં મધમાખોને છોડતાં ત્યાં તેઓ પોળા બનાવે છે.

આ પ્રકારનાં પોળા દશ વર્ષ સુધી રહે છે. આવા પોળામાંથી મધ સેહેલાઇથી કાઢી શકાય છે. મધ કાઢતી વેળા ઘાસનો ધૂમાડો નીચેથી કરતાં માખો ઘભરાઇ ઉપરથી નાહાસી જાયછે; માહે રહેલી અર્ધમુઇ બનતાં તેમને ડંખ મારવાની શકિત હોતી નથી. આથી આવી રીતે ખેડુતો મધ વગરહરકતે કાઢી લીયેછે. મધ કાઢી લીધા પછી ત્યાંથી ધૂમાડો દૂર રહેછે, કે માખો ફરી ત્યાં એકઠી થઈ મધ બનાવવા મંડી જાયછે.

**મધ—મધના પ્રકાર-બનાવટ ને ગુણ.—** હિંદુસ્તાનમાંનાં કેટલાક ભાગમાં અનેક પદાર્થોની ઉત્પત્તિ થાય છે, તે સર્વમાં વિપૂલ મળનાર પદાર્થ કહીએ તો તે મધ છે, પણ હાલમાં મધમાખને પાળી મધ મેળવવાની રીત સારી રીતે આગળ વધેલી છે.

સુશ્રૂતે પોતાનાં ગ્રંથમાં આંઠ પ્રકારનાં મધનું વર્ણન કરેલું છેઃ—

૧—માક્ષિક=આ મધ માક્ષિકા નામની તાવીરણુ મધમાખનું બનાવેલું હોય છે.

૨—ભ્રામર=ભ્રમરનું બનાવેલું.

૩—ક્ષૌદ્ર="શુદ્ર" નામની પીકા રંગની માખીએ બનાવેલું.

૪—પૈત્તિક="પુત્તિકા' નામની કાળા રંગની નાહની માખે જમા કરેલું મધ. આ માખ ડાંસ જેવી હોય છે.

૫—છાંત્ર=પિંગટ અને પિળી માખોએ બનાવેલું મધ, આ માખના પોળા છરોકા હોય છે, આ માખને "કુંભારીણુ" કહેછે.

૬—અર્ઘ=ભમર જેવી પીળા રંગની મધ-માખે જમા કરેલું જંગલી મધ.

૭—ઔદાલિક=સફેદ કીડીના દરમાંથી મળનાર કડવો અને તિખો મધ જેવો પદાર્થ.

૮—દાલ=ફુલમાંની માખોએ બનાવેલું મધ.

આ સ્વાદીષ્ટ પદાર્થ ખાંડ અને સ્તાર્ચ નામનાં તત્વોનું બનેલું છે. પણ બીજાખોરાકમાં આવતાં એ તત્વો લોહીમાં દાખલ થયા પેહલાં તેમને પચાવવાં પડે છે, જ્યારે મધ માહેલાં તત્વોમાં પચાવવાને લગતો ફેરફાર મધમાખીઓએ પોતે આગમજથી કરી રાખેલો હોય છે. એટલે કે મધ માહેલા સ્તાર્ચ અને ખાંડ પાચન ક્રિયાના ફેરફાર સાથે તૈયાર હાલતમાં આવે છે. જેથી તે જલ્દી લોહી સાથે મળી જાય છે. પાચન કરવામાં ભારી પડતુ નથી, અને ખાંડ તથા સ્તાર્ચથી માનવીને જે ફાયદા થાય છે—એટલે કે શરીરમાં ગરમી અને ઉલટ આપે છે, તે પણ એ આપે છે. ખોરાક ઉપરાંત દવા તરીકે પણ મધ બહુ કિમતી છે. ફેફસાં અને ગળાંને લગતાં દરદોમાં તેનો ઉપયોગ ઘણોજ ફાયદા-કારક છે, અને કૉડલિવરઑઈલ નામના તેલની જગાએ ઘણી વેળા તેનો ઉપયોગ ફતેહમંદીથી કરવામાં આવે છે. કદાચ કોઇ વાર એવું બને છે કે કોઇ શખસને મધ ગમતું નથી અને રૂચતું નથી, પણ ધીરજ રાખી તેનો ઉપયોગ કરવામાં આવે તો પરિણામમાં ફાયદો થયા વિના રહે નહિ. જો છોકરાંઓના કુદરતી શોખ[illegible] વામાં નહિ આવ્યા હોય તો તેઓ માખણ કરતાં મધ વધારે પસંદ કરે છે. વળી મધ ખાવાથી ઝાડાની કબજીયાતથી પીડાતા દરદી-ઓને ફાયદો થાય છે, કારણકે મધથી "માંદો" નરમ પડે છે. વળી ચામડીની અગન પણ તેથી ઓછી થાય છે. તે ઉપરાંત ફુક્ષા અને ગુરદાનાં દરદોમાં પણ તે એક કિમતી ઉપાય તરીકે કામે લાગે છે. વળી વાઇન દારૂ તથા હોશ ઉશ્કેરનારાં બીજાં "સ્ટુમ્યુલૅંટ્સ"ની માફક તે શરીરને શકિત આપેછે, પણ તેથી જેવી માઠી અસર થાયછે તેવી મધનાં બાબમાં નથી.

ચામડીની બાહેર ચોપડવામાં મધના બે પ્રકારના ગુણ જણાયા છે, એટલે કે જો તેને અસલ હાલતમાં કાંઇ પણ ભેળ વીના ચામડી ઉપર ચોપડવામાં આવે છે તો તેથી તે ઉપર જરા કીડ અથવા ચચરાટ જેવી અસર થાય છે, પણ જો પાણી અથવા બીજી પ્રવાહીઓ સાથે ભેળીને ચોપડવામાં આવે છે તો તેથી ઠંડક મળે છે. ઘણે ઠેકાણે સરદી અને આંકડા આવવાના રોગ ઉપર પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે. વળી જુદી જુદી જાતના ફળોને લાંબો વખત સુધી રાખવા માટે ખાંડના શીરા કરતાં મધ વધારે ઉત્તમ છે.

મધમાખના પોળાને દાબી મધ કાઢવાની રીત ઘણીખરી પ્રચારમાં છે, પણ આથી પોળા-માંના મધુકોશ ભાગી જઇ નીરૂપયોગી બને છે. હાલમાં યુરપ અને અમેરિકામાં જ્યાં મધમાખ પાળવાનાં કારખાનાં છે ત્યાં યંત્ર વડે એવી તો સફાઇથી પોળામાંથી મધ કાઢ-વામાં આવે છે કે તેવા મધ કાઢયા છતાં મધુકોષ જેવા ને તેવાજ રહે છે. આથી મધ કાઢયા પછી પેલા પોળાને ફરી બનાવટી પોળામાં મેળતાં માખો ફરી તેમાં મધ સંચય કરે છે.

હિંદુસ્તાનમાંના ઘણાખરા ભાગમાં મધનો ઉપયોગ છુટથી કરે છે. કેટલીક જાતનાં ફુલોનો અને કોઇક જાતની મધમાખે બનાવેલું મધ ઓછાં વધારે પ્રમાણથી ઝેરી હોય છે. કાળાશ્રીલા રંગનું મધનો ખરાબ હોય છે. હિમાલય નજદીકનાં પંજાબમાં મધની દારૂ બનાવે છે. મધ અને પાણી સમભાગ મેળવી એક માટલાંમાં નાખી તેનું મોંહ બંધ

કરી જો તેને એક વર્ષ સુધી રાખ્યું હોય તો તેનો જબ્બર દારૂ બને છે.

હિંદુ વૈદક શાસ્ત્રમાં મધપદાર્થ ઔષધિમાં મુખ્ય ભાગ લે છે. તાજું મધ શામક અને સારક છે, અને એક વર્ષનું જુનું મધ સંકોચનશીલ અને સારક છે. યૂરપીયન તબીબો કફનાશક ગોળી ગળાંના વિકારમાં આપવાની પાતળી દવા, મીઠાઇ, આકસિમલ નામની દવા વગેરે ઔષધિમાં રૂચી આણવા માટે મધનો ઉપયોગ કરે છે.

ફળ મીઠાઇ વગેરે પદાર્થ કોહી નહિ જાય તે સારૂ હિંદુસ્તાનમાં તેમને મધમાં બોળી સાચવી રાખે છે. મી૦ હુકરના જણાવવા મુજબ "ખાસીસ" લોકોમાં એક એવી ચાલ છે કે તેઓમાં શબ બાળવાની ચાલ પ્રચારમાં હોવાથી, વરસાદમાં પ્રેત બાળવા માટે બળતણ નહિ મળતું હોવાથી વરસાદની મોસમ પુરી થાય ત્યાં સુધી શબને મધમાં બોળી રાખે છે, અને વરસાદ પુરો થતાં મધમાંથી કાઢી ધોઇ પછી બાળે છે. પ્રાચીન ઇજીપશિયન લોકો પણ પ્રેતને મધમાં બોળી રાખી જાળવતા હતા.

જંગલી મધમાખો હિંદુસ્તાનનાં તમામ દેશમાં મળે છે. સમુદ્ર સપાટીથી તે છેક ઉંચા ભાગોમાં તે મળે છે. ભૂતાનના બે હજાર ઉંચાઇના ભાગમાં પણ તે મળે છે. પણ ઉષ્ણ દેશનાં મેદાનમાં એમની ભારે વસ્તી કેહવાય છે.

મદ્રાસમાં Apis Mellisics* યાને પાળેલા યૂરપીયન માખો જણાતી નથી. ત્યાં ચાર જાતની જંગલી મધમાખો જણાય છે. તેઓ પોતાનો પોળો ઝાડની ડાંખળી ઉપર બાંધે છે અથવા ખડકની ફાટમાં છે યા ઇમારતોનાં ખુણાંનાં બાંધે છે. આ ચાર જાતની માખો માહેલી બે જાતની જ્યાં ફુલ હોય ત્યાં રમે છે. કડાપા જીલ્લામાં આ મધમાખોનું મધ ચારથી અઢી રૂપીયે મણને ભાવે વેચાય છે, અને મીણ ૧૫ રૂપીયે મણને ભાવે વેચાય છે, તે તરફ જંગલખાતાં તરફથી મધ એકઠું કરવાનું લીલાંઉંથી વેચાણ કરવામાં આવે છે. મદુરા જીલ્લામાં પહાડી ભાગમાં પુશકળ મધ મળે છે, તે તરફ દરેક માપ બાર આનાથી એક રૂપીયે વેચાય છે. કોઇંબતૂર તરફ પણ મધ પુશકળ મળે છે. અને ત્યાં દર સાલ ૧૧૯૨ માપ જેટલો એકઠો કરવામાં આવે છે.

મધ્ય પ્રાંતમાં મધની ચાર જાત જાણીતી છે. તેમાં હલકી શ્રેષ્ટ જાત આવે છે. તે તરફ એક જાતની માખનાં પોળામાંથી એક શેર ને નવટાંક મધ નિકળે છે અને બીજી જાતની માખનાં પોળામાંથી ૧૦ શેર મધ અને અરધો શેર મીણ નિકળે છે. તે તરફ ધાનૂક' અને 'નહાલ, જાતનાં લોકો મધ તથા મીણ કાઢી તેનો ધંધો કરે છે. જબલપુર, ભંડારા અને હોશિઆરપુરમાં પુશકળ મધ મળે છે.

બંગાળમાં માખો ઉછેરવામાં આવતી નથી પણ ગમે તેટલી જંગલમાંથી લાવવામાં આવે છે. મુખ્ય કરી છોટાનાગપુર અને સુંદર બનમાંથી મધ પુશ્કળ આવે છે. તે તરફ 'બાગદી' જાતનાં લોકો મધ એકઠું કરે છે. એ કરવાનો હિંગામ જાનેવારીથી માર્ચનો છે. બીજો હિંગામ એપ્રેલથી જુન સુધીનો છે. ફેબ્રુઆરીમાં એકત્ર કરેલું મધ શ્રેષ્ટ જાતનું હોય છે. છોટાનાગપુરમ દર સાલ લગભગ ૧૫૦ મણ મધ મળે છે, ને તે તરફ ચાર રૂપીયે મણને ભાવે વેચાય છે. નલુહા, ખોરમ પુરા ઘાટ, ખારી અને હારવામાં દર સાલ ૫૦૦૦ મણ મધની લે વેચ થાય છે. આ ઠેકાણે મધ દર મણે રૂ. ૮ રૂ. ૧૦ ને ભાવે વેચાય છે.

બરમાનાં જંગલોમાં મધ ઉત્પન્ન થાય છે. અમહર્સ્ટ જીલ્લામા મધ અને મીણનો મક્તો આપવામાં આવે છે; તે તરફ મીણમાંથી મીણબતી બનાવવામાં આવે છે.

* મધ તથા સુરકો મેળવી એક પ્રકારનું શરબત બનાવે છે, તેને "આકસિમલ" કહે છે. આ શરબત ગળાનાં દર્દમાં, અથવા તાપમાં તરસ લાગતાં તેપર પાય છે આપવાનું પ્રમાણ ૦॥ દ્રામથી ૧ દ્રામ સુધી છે.

મુંબઇ ઈલાકામાં મુખ્ય કરી કારવાર જીલ્લામાં મધ એકઠો કરવામાં આવે છે, તેમજ ત્યાં મધમાખ ઉછેરવાની રીત ચાલુ છે. તે તરફ ચાર જાતની મધમાખો જાણીતી છે. તેમના નામ—નોગાર જેનુ, તુદાબી જેનુ, કોનુ અથવા કોટ્ટી હુળા અને મુસારી જેનું યા મીસરી એમાં પેહેલી માખ સ્વભાવે ગુસ્સેબાજ અને કદમાં મોટી છે, તે ઘણી ખરી બીકટ જગ્યાપરજ પોળા બાંધે છે. આ માખનું મધ કાઢવું ઘણું બીકટ હોવાથી તે મધ રાત્રેજ કાઢવામાં આવે છે. તે તરફ એપ્રેલ-મેમાં તથા અકટોબર નવેંબરમાં કાઢે છે. આ દરેક પોળામાંથી ૮ થી ૧૫ બાટલી મધ નિકળે છે. તે ફિક્કા લાલ રંગનો હોય છે, અને મીણ અરધાથી દોઢ શેર નિકળે છે.

કારવારમાં ઉત્પન્ન થતું મીણ ગોવા તરફ રવાના થાય છે. તે ત્યાં રોમન કેથોલિક દેવળ માટે મીણબત્તી બનાવવાના ઉપયોગમાં આવે છે. કારવારમાં મધ મેળવવા માટે મધ માખોને હાલહવાલ રીતે પાળે છે.

પંજાબમાં મુરી પર્વત, રાવળ પીંડી, હજારા, સિમલાના પર્વત અને કુલમાં મધ માખો પાળવાનો ખાસ બંદોબસ્ત ચાલુ છે. હજારા અને રાવળપીંડી પ્રાંતમાં તો મધમાખોના પોળા બનાવટી કરે છે. આ દરેક પોળામાંથી ૪ શેર મધ અને અરધાથી પોણો શેર મીણ નિકળે છે.

સિમલાના પર્વતમાં મધ માખો પુસ્કળ છે. ઝાઇપ અને રૂનાંગ ઘાટમાંનાં ગામડાંમાં તથા વાંગટુ નદીની પાસેનાં ગામમાં માખ પાળવાનો ખાસ ધંધો ચાલુ છે. આ ઠેકાણે માખો પાળવા માટે બબે ત્રણ ત્રણ મજલાનાં ઘેરો બાંધે છે. આ ઘેરની દેવાલમાં બબે ફીટના અંતરપર ૧ × ૧ × ૯ ઘેરાવાના છિદ્ર હોય છે, અને તેમને બાહેરની બાજુએથી લાકડાનાં તખતાથી જડેલાં હોય છે. તેમાં માહે જવા માટે એક છિદ્ર હોય છે. આ દરેક ઘેર ઉપર દેખરેખ રાખનાર ખાસ રખેવાળ નેમવામાં આવે છે. તે માખોને મોકળાસથી રહેવાનું કામ બજાવવા ઉપરાંત બાહેરનાં બીજા પ્રાણીથી તેમને હરકત નહિ થાય તેની સંભાળ રાખે છે. આ ઘેરોની અંદર પ્રથમ મધ, સફેદ ગુલાબની પાકળી, લોબાનનાં ઝાડનાં મૂળીયાંનો ભૂકો એકત્ર કરી ચોપડે છે. એમના સુગંધથી રાણી માખ તુર્ત ત્યાં આવી દાખલ થાય છે, અને તેની સાથે મજુર માખોના ટોળાં દાખલ થાય છે. જો આવી લાલચથી કોઇ રાણી આવતી નથી તો એક છિદ્રવાળું વાસણ લઇ તેપર ઉપર જણાવેલું મિશ્રણ ચોપડી આસપાસ બે ત્રણ મૈલપર તેવાં વાસણ મેળે છે, અને પછી તેમાં માખો ભરાતાં તે વાસણ પેલાં ઘેરોમાં લાવી મેળે છે. આ વેળાનો એપ્રેલ તથા જુલાઇ સુધીનો મધ રસહિન ને પાતળો હોય છે, પણ જુલાઇ પછીનું મધ ઉત્તમ નિકળે છે. મધ કાઢવું હોય ત્યારે ધુમાડાથી માખોને ધભરાવી ઘેરો ખાલી કરાવે છે, અને પછી માહે તુરતજ દાખલ થાય નહિ તેથી આવાજ કરે છે એટલે માખો દૂરની દૂર રહી મધ કાઢનારાઓને ઇજા કરતી નથી. મધ કાઢવા માટે મધનો પોળો બાંબુપાર રાખી હાથે દાબતાં તેમાંનું મધ નીતારી લે છે, અને પોળ ને ગરમ કરી માંહેથી મીણ કાઢે છે. આ એકજ બનાવટી ઘેરમાંથી ૩૦ થી ૫૦ પાકા મણ મધ નિકળે છે, અને દરેક પોળામાંથી પાંચ શેરથી દોઢ મણ મધ મળે છે, અને મીણ ½ ઠી પાંચ શેર નિકળે છે. દર સાલ ઉત્પન્ન થતાં મધ તથા મીણનો ¼ ભાગ પરદેશ જાય છે ને ¾ ભાગ ત્યાંજ ખપમાં આવે છે.

**મધમાધ**—(જુઓ મધુમાધવી.)

[illegible] બ્રિટીશ રાજ્યમાંનો એક પ્રાંત. એની ઉત્તરે બુંદેલ ખંડ, દક્ષિણે મદ્રાસ ઇલાકો, પુર્વે બંગાલ, પશ્ચિમે માળવા અને દક્ષિણે હિંદુસ્તાન. ક્ષેત્રફળ

૧,૧૫,૯૮૭ ચોરસ મૈલ છે. દક્ષિણોત્તર લંબાઇ ૫૦૦ મૈલ ને પૂર્વ પશ્ચિમ પોહળાઇ ૬૦૯ મૈલ છે.

લોકવસ્તીમાં નીચે પ્રમાણે પ્રજા વર્ગની સંખ્યા છે :—

| | |
|---|---|
| બ્રિટીશ મુલકમાં ( સામટા ) | ૧,૦૮,૮૪,૨૯૫ |
| દેશી સંસ્થાનમાં ( „ ) | ૨૧,૬૦,૫૧૧ |
| | ૧,૩૦,૪૪.૮૦૬ |

**ધર્મવાર** બ્રિટીશ મુલકમાં.

| | | |
|---|---|---|
| „ | હિંદુ | ૮૮,૩૧,૧૯૯ |
| „ | મુસલમાન | ૨,૯૭,૬૦૪ |
| „ | પારસી | ૭૬૦ |
| „ | ખ્રિસ્તી | ૧૨,૯૭૯ |
| „ | જઇન | ૪૮,૬૪૦ |
| „ | મૂળ વતની | ૧૫,૯૨,૧૪૯ |
| „ | પરદેશી | ૯૩૮ |

મુખ્ય પર્વત વિંધ્યાદ્રી અને સાતપુડાની હારો લંબાયલી છે. નદીઓ નર્મદા, તાપી, બૈતુલ, ચીંદવાડા, શિવણી અને બાલેઘાટી છે. તે શિવાય વરધા, વાઇનગંગા અને ગોદાવરી મુખ્ય છે. આ પ્રાંતમાં ભંડારા તથા ચંદા નામે ગંજાવર સરોવરો છે. તેમાં નવગાંવ સરોવરનો ઘેરાવો ૧૭ મૈલ હોઇ પાણી ૯૦ ફીટ ઉંડું છે.

આ દેશમાં કોલસાની અનેક ખાણો છે, તેમાં વરોરાની ખાણમાંથી ૧૮૮૨ માંજ ૮૮,૪૧૭ ટન કોલસો નીકળ્યો હતો, અને ૧૮૯૨ માં ૧,૧૨,૮૦૩¾ ટન કોલસો નિકળ્યો હતો. આજ ખાણ નજદીક ફાયર કલેનું કારખાનું છે. અત્રે બનતી ઈંતરડી, નળીયાં વગેરે આઉદ રોહિલ ખંડ રેલ્વે, નિજામ રેલ્વે, સધર્ન મરાઠા રેલ્વે, ગ્રેટ ઇંડીયન—પેનીનસુલા રેલ્વે અને બંગાલ નાગપુર રેલ્વેમાં પુશકળ ખરીદાય છે. બીજી કોલસાની ખાણ ઉમરીયા છે જેમાંથી દરસાલ ૧,૨૮,૭૦૬ ટન કોલસો નીકળે છે.

તેમજ લોઢું પણ આ પ્રાંતમાંથી પુશકળ નિકળેછે; તેમાંના ચંદા જીલ્લામાં પુશકળ મળે છે ૧૮૮૧--૮૨માં આ જીલ્લામાંથી લોઢું ૨૬૦૦૦૦ ટન નીકળીયું હતું. અત્રે નીકળતું લોઢું તથા પોલાદ તમામ હીંદુસ્તાનમાં ખપે છે. ખેતી ખાતે આ જીલ્લામાં ૧૯૦૬૪૧૦૧ એકર જમીન રોકાયલી હોઇ તેટલા વીસ્તારપર ૩૭૭૮૦૪૦ ખેડુતો ગુજરાન કરે છે.

મુખ્ય પાક ચોખા ઘંઉ, ચણા, જુવારી ને બીજાં ધાન્ય, અળશી, તલ અને કપાસનો થાય છે.

વેપાર તરફ જોતાં મધ્ય પ્રાંતમાં વણતકામ, ધાતુસંશોધન, અને ખાણમાંથી લોઢું કાઢવાનું કામ ઉત્તમ પ્રકારે ચાલે છે. બરહાનપુર, નાગપુર અને ભંડારામાંથી જરીકીનારી તથા રેસમી કિનારી કપડું આવે છે. મુખ્ય ભાષા જુદા જુદા ભાગમાં હિંદી, મરાઠી, તેલંગી મુખ્ય બોલાય છે. મુખ્ય રેલ્વે સડકો જી. આઇ. પી. રેલ્વે, આર. એમ. આર આય. એમ. રેલ્વે છે.

રાજયવ્યવસ્થા માટે પ્રાંતને ૧૮ જીલ્લામાં વેંહેંચી નાખ્યો છે. સાગર, દામો, જબલપુર, મંડલા, શિપની, નરસિંગપુર, હોસંગાબાદ, નેમાડ, બેતુલ, છિંદવાડા, વર્ધા, નાગપુર, ચંદા-ભંડારા, બાલેઘાટ, રાયપુર, બીલાસપુર, સંબળપુર છે. મુખ્ય અધિકાર ચિફ કમિશનરને હાથ છે.

**મધ્વમુનિશ્વર**—આ કવિ જાતે બ્રાહ્મણ, મ્હોટો વિરકત અને ભગવત ભક્ત હતો. અદ્વૈતાનંદ નામે જે નામીચો સન્યાસી કાશીમાં હતો તેનો એ શિષ્ય હતો. પ્રસિદ્ધ કવિ અમૃત રાયે એની મશકરી કર્યા છતાં તે પર એણે કૃપા દૃષ્ટિ રાખી પોતાના ગુરૂ પાસે એને શિક્ષણ અપાવ્યું હતું.

એ નાશકથી પોતાના કુટુંબ સાથે ઔરંગાબાદ જઇ રહ્યો હતો, ત્યાં એણે અનેક ચમત્કારો કરી પોતાના શિષ્યોમાં વધારો કર્યો

હતો. એનાથી બુઢાપામાં પંઢરપૂર નહિ જઈ શકાવાથી ખુદ વાઠોબારૂપ ભાઈએ એને સાક્ષાંત દર્શન આપવાથી, એણે તેમની એ મૂર્તિ મળતાં તેની સ્થાપના કરી હતી. એનાં પદો વગેરે કવિતા અનેક છે. એનો એવીબંધ ગ્રંથ ધનેશ્વર ચરિત્ર છે.

**મધ્વાચાર્ય**—એ એક મહાન પંડિત પંથ-સ્થાપક થઇ ગયો. એ જ્ઞાતે કર્નાટકસ્થ આશ્વલાયન બ્રાહ્મણ હતો. સન્યાસ લેતાં એનું આંનદ તિર્થ એ નામ પડયું હતું. એણે સ્થાપન કરેલા મતનું નામ પૂર્ણ પ્રજ્ઞદર્શન" પડયું હતું. એનો જન્મ ઇ. સ. ૧૧૯૧ ને સુમારે થયો હતો.

સંપ્રદાય પ્રદિપ ગ્રંથ ઉપરથી જણાય છે કે "ગુજરાતમાં કુમારપાળના અમલમાં હેમ ચંદ્ર પડિતે જૈન ધર્મના પસાર કરવા માંડયા વૈદીક ધર્મને બદલે બધે જૈન ધર્મ ફેલાવા લાગ્યો- આથી મધ્વા ચાર્યના ગુરૂએ પોતાનાં શિષ્યોને દેશે દેશે જૈન ધર્મ મતનું ખંડન કરી વૈદીક ધર્મ સ્થાપીત કરવા મોકલ્યા, તેમાં મધ્વા ચાર્યે ઉડાપી (ઉડીપી પ્રશ્ન)ગામમાં જઇ પોતાનો નવો જુદોજ મત પસાર કરી નવો પંથ સ્થાપ્યો.

એનાં મતનાં સિધાંત શા શા છે, તેનુ વિવરણ સાયણમધ્વા ચાર્યે સર્વદર્શન સંગ્રહમાં કર્યું છે, તેનું સારાંશ એ છે કે એના મતમાં રામાનુજ મત પ્રમાણે જોકે અણું છે, દાસ છે, વેદ છે, પાંચ રાત્રની માન્યતા છે, અને પ્રપંચ સત્ય ઇત્યાદી છે. બાકી બીજી રીતે રામાનુજથી એનું મત ભિન્ન છે, એના મત મુજબ વિષ્ણુ, નારદ, ગરૂડ, મંધ વરાહ અને ભાગવત એ ૬ પુરાણો માત્ર સાત્વિક અને વાંચવા લાયક છે.

**મધુપુરા**—(જુઓ મથુરા.)

**મધુવન**—યમુના કાંઠેનું જંગલ. અત્રેજ મધુ રાક્ષસે તપ કરીયાથી તેનું નામ મધુ પડયું. એજ પાછળથી શૂરસેન નામે પ્રસદ્ધ થયું. કૃષ્ણના સમયમા મધુવન આબાદ શેહેર હતું.

**મધુમાધવી**—ભૈરવી રાગની પાંચ રાગણીઓ માહેલી એક. એને મધુ માધવ અથવા મધ-માધે પણ કહે છે. એનો ગાવાનો વખત બામ-દાદનો છે. એની જાતિ સપણ છે; એટલે એમાં ખરજ શુધ્ધ, રિખવતિવ્ર, ગંધાર કોમળ મધ્યમ પુરી, પંચમ શુધ્ધ, ધૈવત તિવ્ર, અને નિખાદ તિવ્ર કોમળ છે. એ પ્રમાણે ૭ સ્વર છે, ગ્રહ સ્વર મધ્યમ છે અને મલ્હાર, શુદ્ધ કલ્યાણ, માલશ્રીથી મિશ્ર છે, કોઇ કોઇ ઠેકાણે દુર્ગા, મહારવા, રૈરાવી, જયંતી અને ધન્યાશ્રીથી મિશ્ર છે.

સંગીત શાસ્ત્રમાં બણાવવા મુજબ આ રાગણી સોનેરી શરીરવાલી કોમળ અને કોમળ કાંતિવાન અગની, પિળા પોશા-કથી સજાયલી, કપાળ પર કેસરનું તીલક, આંખે કાજળ આંજી મધુર કોવલનાં જેવે સ્વરે બોલે છે. તે પોતાના પ્રાણપતિના મુખનું ચુંબન કરે છે, અને પ્રેમથી ગળામાં હાથ નાખી સ્મિતવદનથી સમુદ્રના કિનારા ઉપર પોતાના સ્વામી સાથે વિલાસ કરે છે.

**મધુમાલતી**—એનાં ઝાડ સેહેજ જાસવંદી જેવાં હોઇ તે વેલા પ્રમાણે વધે છે, એ ગમે તેવી જમીનમાં ઉગે છે માત્ર પાણીની વધારે જરૂર હોય છે. પોશ અને માત્રમાં એનીપર ફુલોનો બાહાર ખીલી રહે છે. ફુલો સફેદ હોઇ પિળાં હોય છે. આ ફુલને મીઠો વાસ આવે છે. એને ત્રણ ધાર હોય છે. એનાં ઝાડ બીયાંથી ઉગે છે, ને જડ પછી કાયમીની રહે છે.

**મનજીઠ**—(જુઓ મજીઠ).

**મનદુધર**—આ હિંદુસ્તાનમાંનું પુરાણું પડત શેહેર નરબદા નદીના ઉતરે ૧૫ મૈલ ઉપર અને ઈંદોરની દક્ષિણ પશ્ચિમે ૩૮ મૈલ ઉપર છે. એ અગાઉ માલવાનાં ઇસલામી રાજ્યનું પાયતખ્ત હતું. આ શહેરમાં ખંડીયર લગ-ભગ ૮ મૈલ લંબાયલાં છે.

**મનમાઉથ શાયર**—ઇંગલંડના પશ્ચિમ ભાગમાંનું પ્રગણું. એની વધતાંમાં વધતી

લંબાઇ ૩૨ ને પોહળાઇ ૨૮ મૈલની છે એનું ક્ષેત્રફળ ૫૭૮ ચોરસ મૈલ યાને ૩,૭૦,૩૫૦ એકર છે. તેમાંનો અર્ધો ઉપર ભાગ ઘાસ ચારા માટે અને લગભગ જંગલ ખાતે છે. લોક વસ્તી ૧૮૦૧ માં ૪૫૫૮૨ની, ૧૮૪૧ માં ૧૩૪૩૬૨ની ને ૧૮૯૧ માં ૨૫૨૪૧૬ની હતી. આ દેશનો મુખ્ય ભાગ પહાડી, તેમાં ઉત્તર પશ્ચિમ વિશેષ પહાડી છે. અત્રેથી પાર્લામેંટમાં ત્રણ સભાસદ બીરાજે છે.

**મન્સટર**—વેસ્ટ ફેલીયાનું પાયતખત શેહેર બર્મનની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૧૦૬ મૈલ ઉપર છે. મનસ્ટરની કેસેલિક યુનિવરસિટી ૧૮૧૮માં બંધ કરી તેને જગે કેથોલિક કુદરતી શાસ્ત્રી પાઠશાળા સ્થાપી હતી, જેમાં ૪૭૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. અત્રેની લાયબ્રેરીમાં ૧૨૩૭૦૦ ગ્રંથો છે, લોક વસ્તી ૧૮૭૫માં ૩૫૭૦૫ની, ૧૮૮૫માં ૪૪૦૬૦ની, ૧૮૯૦માં ૪૯૩૪૦ ની હતી.

**મનશેશ**—એ યાહુદીઓનો તેરમો પાદશાહ અને હીજકનો પુત્ર. એ ૧૨ વર્ષની ઉમરે ઈ. સ. પૂર્વે ૬૪૨ માં ગાદીનશીન થયો હતો. તેને રાજ્યપદ મળતાંજ બધેબધ ધર્માંધપણે પ્રજાને છગાવા માંડી. તેણે મૂર્તિપૂજાની ફરી સ્થાપના કરી અને યાહુદી ધર્મનો પ્રસાર બંધ કર્યો આ કારણને લીધે એને એસિરિયાના રાજાએ કેદ કરી બાબિલોન લઇ ગયો, એમ હિબ્રુ ગ્રંથમાં વર્ણન મળે છે. એણે ૫૫ વર્ષ અમલ ભોગવ્યો હતો. એના પછી એનો પુત્ર આમોન રાજા થયો.

**મનહુામરી**—(જુઓ દદા.)

**મનહેમ**—ઇસ્રાઇલ પ્રજાનો એક પાદશાહ એણે યાહુદીઓના રાજા શલ્લમને મારી નાખી રાજ્યાસન પ્રાપ્ત કીધું. એ એવો તો ક્રૂર હતો કે "તિફસહ" નામે શેહેર માહેલી જેટલી ગર્ભવંતી સ્ત્રીઓ મળી તેમને એકત્ર કરી તેમના ગર્ભ ચીરી નાખી અનાથ અબળાઓને વિના કારણે હાલહાલ કરી મારી નાખી હતી.

**મનારનો અખાત**—અસિલોન અને મદ્રાસના કિનારા વચ્ચે છે. એની વધતાંમાં વધતી પોહળાઇ ૨૦૦ મૈલની છે, અને એની ઉત્તરમાં આદમ્સ બ્રીજ (રામનો સેતુ) તદન સાંકડો થએલો છે. આ અખાત મોતી માટે વખણાય છે.

**મનીજેહ**—પાદશાહ અફ્રાસીઆબની બેટી અને બેજનની ઓરત તરીકે ઇરાની ઇતીહાસમાં પ્રસિદ્ધતા પામી ગઇ છે. જ્યારે બેજન ઉપર મનીજેહની મોહબત જડી ત્યારે અફ્રાસીઆબે આ ઇરાની બેજન જવાન તરફ અણગમો બતલાવી તેને કેદ કર્યો હતો પણ મનીજેહે તેના માટે સખત રંજ ખેંચી તેનાં ગુજરાન માટે પોતે ભીખ માંગી બેજનને કેદખાનામાં ભૂખમરાથી મરતાં બચાવી. જ્યારે રૂસ્તમ પેહેલવાન તેના છુટકરા માટે આવ્યો ત્યારે તેને બેજનનું કેદખાનું બતલાવી તેનો છુટકારો કરાવ્યો હતો. મનીજેહ પોતાના ખાવિંદ તરફની બેહદ ફીદાગીરી માટે ઇતીહાસમાં નામના પામી છે.

**મનીલા**—ફીલીપાઇનના ટાપુમાંનું મુખ્ય શેહેર. હોંગકોંગની દક્ષિણ પૂર્વે ૬૫૦ મૈલ ઉપર છે, અને ત્યાં ૧૮૮૨ થી ટેલીગ્રાફથી સંબંધ જોડાયલો છે. અત્રે ૧૫૭૧ નાં સાલનું ખ્રિસ્તી દેવળ છે. તથા યુનીવરસિટી, જેસૂઇટ વેધશાળા, લશ્કરી છાવણી, અને દેવળો છે. લોક વસ્તી ૩,૦૦,૦૦૦ની છે, તેમાં ૨૫,૦૦૦ ચીના, ૫,૦૦૦ સ્પેનિયર્ડો પણ છે. મુખ્ય ઉદ્યોગ સિગાર બનવવાનો ચાલુ છે. આ ઉદ્યોગમાં ૨૧૦૦૦ સ્ત્રી તથા ૧૫૦૦૦ પુરૂષો રોજીંદા કામે લાગેલાં હોય છે. બંદર ઝાઝું સલામતી ભર્યું નથી. મોટાં વાહાણો દક્ષિણ પશ્ચિમે મૈલ ઉપર ઉભા રેહે છે. ૧૮૮૭માં [illegible] મૈલ રેલ્વે લાઇન નખાઇ છે. અત્રેથી ખાંડ, સણ, સીગાર, તંબાકુ અને કાફીનો નિકાશ થાય છે. ને આયાત વેપાર રૂ૦ કાપડ, ચોખા, દારૂ, રેસમ અને આટાનો ચાલુ છે.

**મનુ**—એક બ્રહ્મ કલ્પમાં ૧૪ મનુ થાય છે. મનું નામ સાધારણ છે. પણ દરેકનાં જૂદાં જૂદાં નામ હોયછે. દરેક મનુના કાલને મનવંતર કહે છે. એક મનવંતર ૭૧ પર્યંર (ચોકડી) અને ઉપર કાંઇ કાળ એટલા હોય છે. હાલના શ્વેત વારાહકલ્પ ચાલૂ થતાં, સ્વાયમભૂ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત અને ચાક્ષુષ; એટલા મનુ અને તેમનાં મનવંતરો થઇ ગયાંછે. હાલમાં વૈવસ્વત નામના મનુનાં ૨૮ પર્યય અને ૨૮માંના પર્યયમાંનો કૃત, ત્રેતા, દ્વાપર અને કલીનાં ૪૯૭૭ વર્ષ પુરા થયાંછે, શેષ કલીયુગ અને ૪૩ પર્યય સાથે ઉપલો કાળ ગુજરતાં આ મનવંતર પૂર્ણ બની પછી સાવર્ણી, દક્ષ સાવર્ણી, સાવર્ણી, ધર્મ સાવર્ણી, રૂદ્ર સાવર્ણી, દેવ સાવર્ણી અને ઇંદ્ર સાવર્ણી, એ મનુ થશે. અને ચૌદમાં મનુની કાળ સત્તા પૂર્ણ થતાં આ કલ્પ પુરો થઇ બ્રહ્મદેવની રાત પ્રવૃત થશે, એટલે નિત્ય પ્રલય થશે, તે રાત પુરી થતાંજ વૈરાજ નામનો સત્તાવીસમો કલ્પ શરૂ થશે.

દરેક મનુ ચક્રવતી હોઇ સાર્વભૌમ હોયછે. સાર્વ ભૌમ એટલે ૭ માહાસાગર સાથે સાત ખંડો તેના તાબામાં હોયછે.

**મનુંસ્મૃતિ**—સ્મૃતિકર્તા તરીકે મનુ સર્વોપરી અને પેહેલો ગણાયછે. મનુસ્મૃતિના મહત્વ વિશે પ્રયોગ પારિ જાતકમાં લખેછે કે "મનુએ જે અગાઉ અત્યુત્તમ ધર્મ શાસ્ત્ર કહેલું છે તેનું ઉલ્લંઘન કરનારાં જે વચનો તે આપણને હિતકારક નથી, વેદાર્થમાંથી આ રચેલું હોવાથી ધર્મ સ્મૃતિમાં મનુસ્મૃતિ મુખ્ય પ્રધાન છે. મનુસ્મૃતિ વીરૂધ જે સ્મૃતિ તે નાશ પામેછે.

પ્રાચીન મનુસ્મૃતિમાં ૧,૦૦,૦૦૦ શ્લોક હતા, પણ તેમાંથી માત્ર ૪૦૦૦ શ્લોક બાકી રહેલા હતા, પણ હાલમાં માત્ર [illegible] બાકી રહેલા મળે છે. આ ઉપરાંત તેના વદ્ધ મનું અને બ્રહ્મન્મનુ એવા બે ભેદ છે.

મનુસંહિતામાં મુખ્ય વિષય આચાર વ્યહાર, પ્રાયશ્ચિત અને કર્મફળ છે.

તેમાં આચારમાં—વેદ અને સ્મૃતિ એ એએ જણાવેલાં વર્તનના નિયમો છે, તેમાં જાતિના નિયમ મુખ્ય છે.

વ્યહારમાં—રાજ્ય વ્યવસ્થા, સૈન્ય વ્યવસ્થા, પર રાજ્ય સાથે સંબંધ કેવો રાખવો, દિવાણી અને ફોજદારી કજ્યા કેમ ચલાવવા વગેરે વ્યવ્હારિક વિષયો છે.

પ્રાયશ્ચિતમાં તમામ પ્રકારનાં પાપોનું પ્રાયશ્ચિતો વર્ણેલાં છે. કર્મ ફલમાં આ જન્મે કરેલા શુભા શુભ કર્મનાં ફલ અનેક જન્મે કેવાં ભોગવવાં પડે છે તેનું વર્ણન આપેલું છે.

**મનોહરસ્વામી**—એક પંથક સ્થાપક. એ જાતનો વડનગરો નાગર હતો. એનો જન્મ સંવત ૧૮૪૪ ના વર્ષમાં જુનાગઢમાં થયો હતો. એણે પોતાની સ્ત્રીની આડી ચાલ જોતાં તેણીથી જૂદો થઇ પોતાના બાપ તરફથી મળેલી મોટી દોલત ઉડાવી દોસ્તોની સોહબતમાં ગુમાવી હતી. એણે મહુઆમાં કોઈ બંગાલ તરફના સન્યાસી પાસે વેદાંત મારગનો બોધ લીધો હતો. એણે સન્યાસ લીધા પછી ઘણી મેલી હાલતમાં ફરતો હતો. સંવંત ૧૮૯૪ પછી એ ભાવનગર જઇ વસી ત્યાં સંસ્કૃત, હિંદુસ્તાની અને ગુજરાતી ગ્રંથ રચ્યા હતા, તેમાં મુખ્ય ગ્રંથ ભગવદ ગીતાની ગુજરાતીમાં ટીકા, રામગીતા ઉપર ટીકા, પાંનસે શ્લોકનો એક વલ્લભમત ખંડન સંસ્કૃત ગ્રંથ, પુરાન કથા વગેરે હતા.

મનોહર સ્વામીની કવિતામાં મુર્તીપુજાદીક કર્મ ઉપાસનાનું, વૈષ્ણવ સ્વામી નારાયણનાં મતોનું ખંડન અને અદ્વૈત મતનું બ્રહ્મનિરૂપણ છે. આ કવિ તથા પંથ સ્થાપકનું મરણ સંવત ૧૯૦૧ માં નિપજ્યું હતું.

**મનોહરિ**—રાગદીપકનાં આંઠ પુત્ર વધુ રાગણી માહેલી એક. એ દીપકની ભાર્યારૂપ હોવાથી એને મનોહરી ગૌરી પણ કહે છે. આ ગૌરી તીરવન, બહાર તથા મહારવાથી મિશ્ર છે, પણ કેયે ઝાઝી જણાતી નથી.

**મમઇ**—આ એક પ્રકારનો ખનીજ પદાર્થ છે. મમઇ ઘણી ગુણકારી માનવામાં આવે છે.

એને માર, પછાડ ઉપર પીવા આપે છે. તેનાથી તુટેલું હાડકું સાંધી શકાય છે એવું માને છે. મમઇ વિષે તર્હેવાર વેહેમો છે. એક વેહેમ એવો છે કે ઉકળતાં તેલની કઢા ઉપર જીવતાં માનવીને ટાંગી તેનું સત્ત્વ કાઢે છે તે મમઇ છે. પણ આ સમજ માત્ર ભુલભર્યો વર્ષો થયાં ચાલુ છે. પણ ખરૂં જોતાં એ એક પ્રકારનો ખનીજ પદાર્થ છે.

**મમીરા**—આ વન ઔષધી મુળીયાં છે. એ ઉત્તર કામરૂપના પહાડી પ્રદેશની જમીનમાં મલે છે. એ મુખ્ય કરી જળમય જગ્યામાં ઉગે છે. એનો ઉપયોગ બરમા, ચીન, કામરૂપ અને તીબેટ અથવા દેવલોકમાં ચારે દેશમાં ઘણો થાય છે. કલકત્તાની બાથગેટ "કૅમીસ્ટ" ની કુંપનીએ એનો અર્ક પ્રથમ કાઢયો હતો. મમીરા એક રૂપીયે અરધા સેરને ભાવે વેચાય છે. એની બે જાત છે. એક મોટી ને બીજી નાહની. તેમાંની નાહની જાત તિબેટ અને ચીન પ્રાંતમાં ઉગે છે. તેની કિંમત વધારે ઉપજે છે. મોટી જાત હીમાલયમાં ઉગે છે.

મમીરાનાં મૂળીયાં રંગે પીળાં અને તેમાં છાંટ હોય છે. ચીનાઇ મમીરો શુદ્ધ પીળો હોય છે. ખોરાસાની મમીરો લીલાસ પડતા તપકીરીયા રંગનો હોય છે.

**મય-મયાસુર**—દેવતાઓનો શીલ્પી જેમ વિશ્વકર્મા તેમ અસુરોનો શીલ્પ "મય" હશે એમ જણાય છે. એ ચાલુ મનવંતર માહેલા વિપ્રચિત્ત દાનવનો પુત્ર હતો. એની બે કન્યા કહૂ અને ઉપદાનવી હતી. તેમાં કહૂ વિશે કશું ઝાઝું જણાયું નથી. પણ ઉપદાનવી હીરણ્યાક્ષ સાથે પરણાવી હતી. મયાસૂરને હેમા અપ્સરાથી દંદુભી અને માયાવી એવા બે પુત્ર અને મંદોદરી નામે એક કન્યા થઇ [illegible] સાથે પરણાવી હતી.

ખાંડવ વન અર્જુને અગ્નિને ભક્ષ કરવા આપતાં તેમાં એ ઘેરાઇ ગયો. આથી એનું તેઓએ રક્ષણ કર્યું હતું. એણે તે ઉપકારના બદલામાં તેને એક સભા બનાવી આપી હતી. આ દરબાર તમામ હીરામોતી ને સોનાની સમચોરસ અઢી મૈલની બનાવેલી હતી. તેમાં દેવતા, ગંધર્વ વગેરેની મૂર્તિઓ અને દેવતાઓ બેઠેલા છે. એવો દેખાવ દેખાય એવી બાંધી હતી. આ દરબાર ૧૪ મહીને બાંધી તૈયાર કરી હતી. અને આ કિંમતી દરબારનાં રક્ષણ માટે તેણે ૮,૦૦૦ રાક્ષસોંને ચોકી કરવા બેસાડયા હતા. તેમજ મયાસુરે દેવદત્ત નામે શંખ અર્જુનને અને ભીમસેનને "વૃષ પવર્યા" ના વખતની એક ગદા ભેટ આપી હતી. એ અંતકાળે બીંદુ સરોવર તરફ જઇ રહેલો હતો.

**મયમાના**—આ પહાડી સંસ્થાન ઈ. સ. ૧૮૭૪ થી અફઘાનિસ્તાનને તાબેનું કહેવાય છે. એ રશિઅન તુર્કસ્તાનના ઉત્તર સરહદ ઉપર છે. એનું ક્ષેત્રફળ ૪,૭૫૦ ચોરસ મૈલ હોઇ તેમાં વસ્તી ૧,૦૦,૦૦૦ ની છે. મુખ્ય પ્રજા ઉઝબેગ અને તાજીકોની છે. મુખ્ય શેહેર મયમાનામાં વસ્તી ૨,૫૦૦ ની છે.

**મયમુનસિંગ**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે આસામ, દક્ષિણે ડાક્કા અને પશ્ચિમે બોગા તથા પાબના છે. ક્ષેત્રફળ ૬,૩૩૨ ચોરસ મૈલ છે. તેમાં ૭,૫૫૯ ગામો છે. લોક વસ્તી ૩૪,૭૨,૧૮૬ ની છે. ભાષા બંગાલી બોલાય છે. મુખ્ય ખેતી ચોખા, ઘઉં, ઓટ, મકાઇ, કઠોળ, અળસી, રાઇ, તલ, તંબાકુ, શેરડી, પાન, જ્યૂટ વગેરેની કરવામાં આવે છે. મુખ્ય નીકાશ વેપાર ચોખા જ્યૂટ, ગુલી, ચટાઇ, ચામડાં, તાંબા પીતળનાં વાસણ, ઘી વગેરેનો ચાલુ છે. અને આયાત વેપાર કપાસ, સોપારી, મરચાં, નારીયળ, ખાંડ, વેલાતી કાપડ વગેરેનો ચાલે છે.

**મયમુનેહ**—આ બાનુ હારીસનની બેટી અને મહમદ પેગંબરની એક બાનુ હતી. એની સાથે ૬૦ મહમદે ૮ મા હીજરી સને (ઈ. સ. ૬૨૯) માં લગ્ન કર્યાં હતાં. આ

બાનુ પોતાની ચંચળ બુદ્ધિ માટે પ્રસિદ્ધતા પામી ગઇ છે.

**મયાળ**—મયાળના વેલા ઉગે છે. એની બે જાત છે તેમાંના એકને "નેવાળ" અને બીજાને "ગંગવાળ" કહે છે. એના વેલાને હમેશાં પાણી મળે તો તે વધાયુ બને છે અને ૫૦થી ૬૦ હાથ લાંબા વધે છે. એના અનેક વેલા અંગુઠા જેવડા જાડા અને તેનાં પાંદડાં ગોળાકાર હોય છે. એના વેળાનો કડકો કાપી બીજી જગે રોપતાં તે તરત ઉગવા માંડે છે, ગંગાવલીનાં પાંદડાં ઝીણાં હોય છે. એ બે પ્રકારની છે. એક રાતી અને બીજી સફેદ. એનું શાક ગુણકારી કહેવાય છે. મયા ફળનાં ફળ મરી જેવડાં થાય છે. તેનો રંગ જાંબુડા હોઇ તેમાંનો રસ કીરમજી હોય છે. ગરીબ લોકો એમાંથી લાલ રંગની શાહી બનાવે છે.

**મયુઝિકાની—આલર**—હિંદુસ્તાનનું આ એક પ્રાચીન શેહેર સેકંદરના સમયમાં સંપતિવાન હતું. જ્યારે સેકંદર સોગદીયાથી અત્રે આવ્યો હતો ત્યારે અત્રેનો વેપાર ચઢતી કળાએ પુગો હતો. વર્ણન ઉપરથી સિંધ પ્રાંત જેની રાજ્યધાની આલર હતી તેજ એ પ્રાંત હશે. આલરનું પ્રાચીન નામ જણાયું નથી, તે "રોરા" હશે એવો તર્ક છે. એનો ઉચ્ચાર હાલમાં "આરર" કરેછે. અને આરબ ગ્રંથ કારો "આલરોર" કહે છે.

**મયૂર**—આ કવિ અવંતી દેશનો રહેવાશી હતો. એની બેહેન બાણ ભટ સાથે પરણી હતી. એમ નિબંધમાલા ઉપરથી જણાય છે. એના માટે એક ચમત્કારિક વાત પ્રસિદ્ધ છે કે એક સમે એણે રાત્રે જોડેલી કવિતા બામદાદમાં પોતાના બનેવીને બતલાવવા માટે ઉતાવળથી ઘરથી નિકળી બાણ ભટ્ટનાં [illegible] થયો. તે વેળા બાણ ભટ પોતાની રૂસાયલી સ્ત્રીને પગપાણી કરી મનાવતો હતો. આ વેળા બાણ ભટે ત્રણ ચરણની કવિતા જોડી તેનું ચોથું ચરણ ઝટ મયુરે મશકરી મુકત જોડી બોલી બતાવતાં બેહેને મયૂરને રોગીષ્ટ થવાનો શ્રાપ આપ્યો, પણ એણે ક્ષમા માગતા તેણીએ સૂર્ય શક્તિ દ્વારે સૂર્યની ભક્તિ કરવા જણાવતાં એનો રોગ સારો થયો હતો. આ કવિતા નીચે પ્રમાણે હતી :—

**બાણભટ**—

ગત પ્રાય રાત્રી; કૃશ તનુ શશી શીર્યત ઇવ,
પ્રદીપો પોંય નીદ્રાવશ મુપ ગનો ઘુર્ણિત ઇવ.
પ્રણામાંતો માન સત્યજસી ન તથાપી ક્રૂધ મહો

**મયુર**—કુચ પ્રત્યા સત્યા રૂદયમ પીતે ચંડી કનઠી-

ઉપલા શ્લોકનો સારાંશ એ છે કે "હે સુક્ષ-માંગી, રાત્ર પુરી થવા આવી, ચંદ્ર અસ્તા-ચલે ગયો, બતીનો ઉજાસ મંદ બની તેની જ્યોત ઉંઘથી ગુંગ બનેલા માનવી પ્રમાણે ઢીલવા માંડી છે. વળી તો શું મેં નમસ્કાર કીધા છતાં પણ હજી તારો ગુસ્સો ગયો નથી. આ ત્રીજા ચરણ પછી તરતજ મયુરે કહ્યું કે "આ ઉપરથી સખત સ્તન આ સહવાસથી તારૂં કોમળ રૂદય અત્યંત કઠોર બનેલું દેખાય છે." આ મયુરનો ચોથો ચરણ તદન અમર્યાદા-શિળ હતો.

**મયુરધ્વજ**—યુધિષ્ટીરના અશ્વમેધ સંબંધી ઘોડો, બભ્રુવાહને છોડયો હતો તે મણીપુરથી નિકળી, મયુરધ્વજનાં રત્ન નામે નગરમાં દાખલ થયો. આ વેળા તેણે આઠમા અશ્વમેધ માટે નર્મદા કાંઠે આરંભ કર્યો હતો. એનો પુત્ર તામ્રધ્વજે પ્રધાન સાથે પોતાના પિતાનાં અશ્વરક્ષણ માટે દેશે દેશજીત મેળવતો માર્ગમાં પાંડવોનો અશ્વ પકડી તેમની સાથે લઢી કૃષ્ણ અર્જુનને હરાવીયા અને તેમનો અશ્વ પોતાની સાથે મયુરધ્વજને લાવી આપ્યો હતો. બીજી તરફ કૃષ્ણે બ્રાહ્મણ વેષ લઇ અર્જુનને શિષ્ય બનાવી નગરમાં જઇ મયુર-ધ્વજ પાસે દક્ષણામાં તેનું શરીર કરવત વડે કાપવાનું માગ્યુ; તે મુજબ મયુરધ્વજે પોતાનું શરીર કાપવા દીધું, મયુરધ્વજની બ્રાહ્મણો તરફ આવી ફીદાગીરી જોઇ કૃષ્ણે તેને દર્શન આપી તેનો યજ્ઞસમારંભ પુર્ણ કરાવી

શુ અર્જુન સાથે પોતાનાં રાજ્યમાં ગયો. મયુરધ્વજનાં બીજા નામો શિખીધ્વજ, બર્હિકેતુ વગેરે છે.

**મયુરીના**—ભૂમધ્ય સમુદ્ર તરફ જણાતી આ માછલી અગાઉ યૂરપીયન લોકોમાં એક કિમતી હદીયો ગણાતી હતી. રોમનો તો ખાસ આય માછલીને તળાવોમાં ઉછેરવાનો ધંધો કરતા હતા. તેઓ તેને ઘરેણા પેહેરાવતા અને તેને કેળવી પોતાના ધણીનાં અવાજ ગમી દોડી જવાનું જ્ઞાન આપતા હતા.

**મરકી**—(જુઓ કૉલેરા).

**મરઘો**—એનું મૂળ ઉત્પત્તિસ્થાન ઇરાન દેશમાં જણાવવામાં આવે છે. અસલના વખતમાં પાદશાહો મરઘાને પાળી તેમને લડાવતા હતા, તેમજ ઈરાનમાં મરઘાને ખાસ પાળવામાં આવતો, કેમકે તે બામદાદ થવાની ખબર પોતાના પોકારથી આપે છે. ઇરાનથી એ દૂર દેશે દેશ લઇ જવામાં આવેલો જણાવવામાં આવે છે. 'બટમ' મરઘો જાવાથી ઇંગલંડમાં લઇ જવામાં આવેલો જણાવે છે. આ બટમ મરઘાના પગપર પુશકળ બાલ હોવાથી તે ઝડપથી દોડી શકતો નથી. રૂપેરી હામબર્ગ મરઘાનાં પીછાં ઘણાં સુંદર હોય છે. ડાર્કિંગ મરઘાને પાંચ આંગળાં હોય છે.

કોચીન ચીનના મરઘા કદાવર કદના હોઇ તેમની મરઘીનાં ઈંડાં પણ મોટાં હોય છે. તેમજ બસરા તરફના રાની મરઘા પણ કદાવર હોય છે. સોનેરી તુર્ક મરઘો ચીનમાં જણાય છે. એનાં પીછાં ઘણાંજ ખુબસુરત હોય છે, તેમજ રૂપેરી તુર્ક મરઘો પણ ચીન તરફ જણાય છે. ત્યાંથી આ પક્ષીને પ્રથમ ઈંગ્લંડમાં આણવામાં આવ્યો હતો.

તુર્ક મરઘાને પ્રથમ ફ્રેસીસ નદી કાંઠેથી ઈંગ્લંડમાં આણવામાં આવેલો કહે છે. પણ હાલમાં ત્યાં તે બિલકુલ વતની ગણાય છે. આ મરઘાને જીવડા, કીડીનાં ઈંડાં વગેરેનો ખોરાક ગમે છે.

ફીલ મરઘાની એક જાત ઉત્તર અમેરીકાથી ઈંગ્લંડ તરફ આણવામાં આવી હતી. હાલમાં તેમની આ દેશમાં ભારે ઉત્પત્તી ચાલુ છે. આ મરઘો ઈંડાં ભાંગી નાખતો હોવાથી મરઘીઓ તેનાથી ઈંડાં સંતાડતી ફરે છે. એને ઈંગ્લંડ તરફ તુર્કી મરઘો કહે છે. આ મરઘો લાલ ચીજથી ચોંકી લઢવા માંડે છે.

ઘણાખરા દેશોમાં મરઘાને પવીત્ર પક્ષી ગણી તેને કોઇ કાપી ખાતું નથી. એનો બામદાદમાં પોકાર આવકારદાયક ગણવામાં આવે છે.

**મરચાં**—મરચાં મૂળનાં હીંદુસ્તાનની ઉત્પતી ગણાતી નથી. એનું મૂળ સ્થાન અમેરીકાનું બ્રાઝીલ કહેવાય છે, અને ત્યાંથીજ આ પદાર્થ પ્રથમ હીંદુસ્તાનમાં દાખલ થયલો કહેવાય છે. હીંદુસ્તાનમાં મદ્રાસ, નીઝામનું રાજ્ય, ઉત્તર હીંદુસ્તાન, મુંબઇ ઇલાકો, તેલંગણ, કર્નાટક વગેરે ઠેકાણે એનો પાક ચાલુ થાય છે. હીંદુસ્તાનમાં મરચાંની ૭ જાત જાણીતી છે.

એની ખેતી ગમે તેવી જગ્યામાં થાય છે. વરસાદની આગમજ એના રોપા બનાવી તેને ખાતર વાળી જગ્યામાં હાથ હાથને અંતરે બબ્બે ઝાડ રોપે છે, અને વરસાદ નહિ હોય તે વખતે અઠવાડીયાંમાં એક વખત પાણી પાય છે, અને ઝાડને મૂળમાંથી દર માસે ખોદી તેમાં ખાતર નાખે છે, ને પાણી સીંપે છે.

મરચાંના છોડ કમરપુર ઉંચા વધે છે. હીંદુસ્તાનથી મરચાં પરદેશ દર વર્ષે ૬ થી ૮ લાખ રૂપીયાનાં રવાનાં થાય છે.

મરચાંની જાતી—વેલી મરચાં, લવંગી, ભોંપલી, મોગલી, બટકી, મુગડી, કાફરી વગેરે નામો માહારાષ્ટ્ર તથા કોકણમાં જાણીતાં છે. ગુજરાતમાં રેંગણવાં તથા ભોંગળીયાં મરચાં જાણીતાં છે. વેલી મરચાં ઝીણાં ને લંબોચાં, લવંગીયાં નાહનાં ને બેહદ તીખાં. ભોંપલી મોગલી, રેંગણી અને ગોગળીયાં મરચાં ઘણાં જાડાં હોય છે. તેને સુકવીયાથી તે જાડાં પોહળાં પટ્ટા જેવાં ચપટાં બને છે. રેંગણીયા મરચાં વેંગણાં જેવાં હોય છે અને બીજા ઉપર જણાવેલાં મરચાં ઘોડીના ઘાટનાં

હોય છે. બટકી મરચાં મોઘરાની કળી જેવાં હોય છે. ઉદ્‌ભિજ શાસ્ત્રીઓ મરચાંની ૪ જાત જણાવે છે, અને તેની બીજી ઉપજાતી હોય છે.

કાચાં અને સુકાં મરચાં રાંધવાના ઉપયોગમાં આવે છે. ભોપળી રીંગણીયાં, મોગલી, ભોંજળીયાં મરચાં ઓછાં તીખાસદાર હોવાથી તે અચારમાં ઉપયોગી હોયછે. મરચાનાં પાંદડાં અને તેના છોડનો ઉપયોગ ખાતર તરીકે બોહોળો થાય છે.

મરચાં ગમે તેવી જમીનમાં ઉગી શકેછે. સારો પાક કરવો હોય તો નદી કાંઠેની જમીન મરચાંની ખેતી માટે ઉત્તમ. મરચાંને લાલ રંગ પ્રાપ્ત થાયછે તે તેમાં રહેલાં લોઢાંને લીધે છે. આથી જે જમીનમાં લોઢાંનો વિશેષ અંશ તે જમીનમાંનાં મરચાં લાલ બને છે.

મરચાંના રોપા રોપ્યા પછી ત્રણ ચાર મહીને મરચાં આવે છે. અને તે ઝાડપર લાગટ ત્રણ ચાર માસ સુધી ફરી ફરી ઉગેછે. પેહેલી વખતનો પાક ઉતાર્યા પછી બીજી વખતે ઓછાં બાહાર આવે છે. એને કાચાં તોડી તડકાંમાં સુકવે છે. દર એક વીઘામાંથી મરચાંનો પાક સૂરતી ૨૫ મણ ઉતરે છે.

**મરટલ**—આ બગીચામાંના છોડનાં પાંદડાંની સુગંધી સારી આવે છે. એનાં ફુલ સફેદ હોય છે. એ ગમે તેવી મટોડીમાં ઉગી નિકળે છે.

**મરડો**— માનવી જાતપર આ દર્દનો હુમલો મુખ્યકરી થંડી તથા ચોમાસાંની ઋતુમાં થાય છે. આ રોગથી પેટમાં અમળાઇને અથવા દુઃખીને દિવસમાં ઘણી વેળા જાહડો આવે છે અને તેમાં લોહી અથવા આમ પડે છે, તથા કેટલીક વેળા તેમાં તાપ ચઢે છે. મરડા થવાના મુખ્ય સબબ થંડી તથા સરદી છે. કેટલીક વાર જાહડો કબજ રહેવાથી પણ મરડો થાય છે. અને તેવે સમયે મરડામાં ઝાડાની અંદર મરળની ગાંઠો પડે છે. તાવ, અથવા બીજા દર્દને લીધે નબળાઇ થતાં એનો હૂમલો થાય છે. કાચું અનાજ ખાવામાં આવતાં, મરચાં અથવા ગરમ ખોરાક ખાધાથી પણ મરડો થાય છે. તેમજ કોઇ વેળા ભૂખ્યા રહેવાથી, ખોરાક નહિ મળવાથી અથવા જુલાબ લેવાથી આ રોગ ઉત્પન્ન થાય છે.

જુના અથવા સખત મરડાની શરૂઆતમાં કવચીત અત્તેસારની પેઠે કચરાવાલો જાહડો આવે છે. વખતે માહવેરા કરતાં પેટ બંધ થાય અને જાહડો ઘણો સખત આવે છે. જાહડામાં લોહી તથા સીમેંટ પડે છે, જાહાડાનું વજન થોડું થાય છે, પણ તે આવતી વખતે અમળાઇ, મરડાઇ, દુખી અથવા અંદર કપાતું હોય તેમ લાગી આવે છે, અને તેવી વેળા કાંસવું પડે છે. કોઇ વેળા જાહડો સેહેજ થયા છતાં ઘડી ઘડી હાજત થઇ આવે છે.

મરડો બે પ્રકારનો છે. એક તિક્ષણ અને બીજો દીર્ઘ મરડો છે. નવા મરડામાં ઉપર લખેલાં ચિન્હો સાથે પેશાબ લાલ છુટે છે, શરીરમાં તાપ ચઢે છે, ભૂખ મરે છે, જીભપર સફેદ છારી વળે છે, પગમાં કળતર થાય છે, ઝાડો ઘડીઘડી થાયછે. ત્રણ ચાર અંઠવાડીયાંથી વધારે દિવસ મરડો રહે એટલે તે જુનો થતો આવે છે. જુનો મરડો વર્ષવેર રહે છે. આવો મરડો કેટલીક વેળા સારો થાય છે યા પ્રાણ લીયે છે. અથવા મરડામાં ઘણી વેળા પરૂ યા લોહી પડે છે. આથી શરીર ઘસાઇ જાય છે. આવા રોગને "સંગ્રહણી" કહે છે. મરડો એ મોટાં આંતરડાનાં શ્લેશ્મા વરણનું દરદ છે. આ પડનો કેટલોક ભાગ સુજીને લાલ બને છે, અને પછી તે જગાએ તેટલું પડ ખવાઇ જઇ ખરી પડે છે. અથવા ક્ષત એક યા એકથી વધારે પડે છે. તેમાંથી પરૂ, જળસ, લોહી વગેરે પડે છે. કોઈ વેળા તો આવરણનો મોટો ભાગ છુટો પડી જઇ ઝાડા વાટે પડે છે. એકાદ વખત આ ક્ષત ઉંડું જઇ આંતરડાંનાં પડની આસપાસ જઇ છિદ્ર પડે તો મૃત્યુ નિપજે છે. આ દરદોનો ઇલાજ શરૂઆતથીજ કરતાં તે મટેછે.

**મરયાદવેલ**—એ સમુદ્ર કિનારે ઉગતો છોડ છે. એનાં પાંદડાં આસુંદરાનાં પાંદડાં જેવાં હોય છે. એની સફેદ તથા લાલ એવી બે જાત છે. ઉધરસ ઉપર મર્યાદવેલનો કાહવો બનાવી પાય છે.

**મર્વ**—તુર્કસ્તાનનાં 'ઑસિસ' માંનું શેહેર બોખારા તથા ઇરાનનાં ઉત્તર પૂર્વ ખુણાંમાં છે. આ શેહેર પોતાના જીલ્લા સાથે ૬૦ મૈલ લાંબો ને ૪૦ મૈલ પોહળો છે. અત્રે મુર્ગાબ નદીદ્વારે પાણી મળે છે. વસ્તી ૨૫૦૦૦૦ થી તે ૫૦૦૦૦૦ નીં છે. અત્રે પ્રાચીન કાળનાં અનેક ખંડીયારો છે ત્યાં એક રશિયન કિલ્લો છે, જેમાં ૩૦૦૦ સીપાહો રહે છે. તેમજ નદીને સામે કાંઠે રશિયનોએ નવું શેહેર વસાવેલું છે.

અલેકઝાન્ડર ધી ગ્રેટે ઑસિસમાં એક શેહેર બાંધ્યું હતું જે પારથિયન્સ તથા આરબોએ જીતી લઇ ખુરાસાનનાં મર્વને પાયતખ્ત બનાવ્યું હતું. પાંચમી સદીમાં અત્રે "નેસટોરિયન" આંર્ચ બીશપનું મથક હતું. સલજુકી ઘરાણુના પાદશાહી અમલમાં મર્વ ઉંચી ટોંચે પોહચીયું હતું; પણ ૧૨૨૧ માં મોગલોએ તેનો નાશ કર્યો હતો. ઇ. સ. ૧૮૫૬ માં તુર્કમાનોએ પોતાને ઑાક્સિસના માલેક બનાવ્યા હતા, પણ ૧૮૮૩માં તેઓ રશિયાને તાબે થયા હતા.

**મરવા**—કુંડામાં ઉગનારો એ નાહની જાતનો છોડ. એનાં પાંદડાંનો મધુર વાસ આવે છે. યુરપીયનો એનાં પાંદડાંની ચટણી બનાવે છે. નવાં છોડ કલમથી ઉગે છે. હિંદુસ્તાનમાં એનાં ઝાડપર બી આવતાં નથી. એનીપર થતા તૂરા સુકાતાં માહેથી બીયાં નીકળે છે. કોઇ પણ ફુલનો ગુછો બનાવી તેમાં મરવો નાખવાથી સારો વાસ આવે છે. આ છોડ અસલ પોર્તુગલ અને પેલેસ્તાઇનમાં ઉગતો હતો. દેશી વૈદો એનાં પાંદડાં માથાંના દુખારાપર યોજે છે, ગરમી ઉપર મરવાનો રસ કાઢી પાવામાં આવે છે.

**મરાંટ**—આ છોડની જાત અનેક છે, એનાં પાંદડાંનો રંગ લાલ અને જાંબુડો હોય છે, એને પાણી પુશકળ પાવું પડે છે, એ ગમે તેવી સારી જમીનમાં ઉછરી નીકળે છે, એ છાયામાં સારાં ઉગે છે, એનાં મૂળીયાંમાં અનેક ઝાડ ફુટી નીકળતાં હોવાથી ઘણાં ઝાડ સામટાં ઉગે છે.

**મરલિન**—આ પક્ષી યૂરપમાં જણાય છે, એ જંગલમાં માળા બાંધે છે. એનાં ઇંડા સફેદ તથા ભૂરી છાંટવાલાં હોય છે, એ સકરાની જાતમાંનું સઉથી નાહનું પક્ષી છે. એ મોટા સકરા જેવડું હીમ્મતવાન હોય છે, યૂરપમાં સકરાની મદદથી નાહના પક્ષીઓને મારવાની રમત થતી તે વખતે એની પાસે તીતરનો અને લાવરીનો શેકાર કરાવવામાં આવતો. એ બન્નેને એકજ ઘાથી મારી શકતું હતું.

**મરી**—મલબાર, ત્રાવણકોર, કોચીન, સુમાત્રા, જાવા, સીયામ, વેસ્ટ ઇંડીજ અને કૅનેડા તરફ એના વેલા પુશકળ ઉગે છે, એના પાકનો ત્રીજો હીસ્સો યૂરપ તરફ નીકાશ કરવામાં આવે છે, હીંદુસ્તાનમાં જેમ મરચાં વપરાયછે તેમ યૂરપમાં મરીનો બોહોળો ઉપયોગ કરવામાં આવે છે, યૂરપથી પ્રથમ જે યૂરપીયનો વેપાર અર્થે આયા તેઓ મરીનાજ વેપાર માટે આવતા હતા.

મરીના વેલીનાં પાંદડાં નાગરવેલનાં પાંદડાં જેવાં થાયછે, મરીયાનાં વેલાને ફળોનાં તૂરાં આવે છે. આ ફળોને મરીયાં કેહછે. મરીયાલાં સફેદ અને કાળાં મરી એવી બે જાત છે, સારાં પાકાં થયાં પછી જે મરી કાઢેછે તે સફેદ મરી બને છે. મરીનાં વેલા ઉપર જે શીંગો આવે છે તેને "ગજપીપર" કહે છે, મરીયાનાં મૂળ તે "ચવક" નામે ઓળખાય છે.

મરીમાં એક સત્વરૂપ તેલ આશરે ૧½ ટકો હોય છે, અને તેની તીખાસ એનાજ વડે હોય છે, તેમાં વળી ૫ થી ૧૩ ટકા પાઇપરીન તેમજ ½ ટકો ઉડી જાય એવો એલ્કલોઇડ, પીપરીડીન છે. સફેદ મરી

પાકેલાં કાળાં મરીની ઉપરનું છોડું કાઢી નાખવાથી બને છે, એમક રવાથી તેમાંની તીખાસ ઓછી થાય છે.

મરી દીપન અને વાયુનાશક છે. એને સોનામખી સાથે કલ્ક કરી મધમાં મૂળ વ્યાધી ઉપર યૂરપીયન તબીબો આપે છે. પ્રાચીન આર્ય વૈદકમાં મરીની ભારે યોગ્યતા જણાવેલી છે. ભાવમિશ્ર અને ચક્રદત્તે એની ભારે યોગ્યતા જણાવી છે. મરીમાં બે દ્રવ્ય હોયછે. એક રસાયનિક તત્વ Base અને બીજું તીખાસદાર તેલ છે, તેને "પીપરિન" કહે છે.

મરીનો મુખ્ય પાક અકસર કરીને સીયામના ચન્તાબુન નામના જીલ્લામાં મોટા વિસ્તાર ઉપર થાય છે, કે જે જીલ્લો બેંગકૉક શેહેરથી ૧૮૦ મૈલ ઉપર સીયામના આખાતાના પૂર્વ કીનારા ઉપર છે. આ પાક મુખ્ય કરી માર્ચ માસ સુધીમાં ઉતરી રહે છે, અને તે પછીના એકાદ માસમાં તે બેંકોક જઇ પડે છે, જયાંથી ઈંગ્રેજ માલેકી તળે ચાલતી પેઢીઓ હસ્તક યુરપનાં બજારોમાં સ્ટીમર મારફતે રવાના થાય છે.

ચન્તાબુનમાં મરીને તેના છોડવાઓ ઉપરથી તોડીને એકઠા કીધા પછી તે સાથનો કચરો, છાલટાં વગેરે ઉફણી કાઢવા માટે એક સાંચાંમાં નાખવામાં આવે છે, કે જે સાંચામાં ત્રણ ગાળા બનાવેલાં હોય છે. જે મરી સર્વેથી ભારી હોય છે જે પેહેલાજ ગાળામાં જઇ પડે છે, જે વજનમાં વધારે હલકાં, એટલે કે ઉતરતી જાતનાં હોય છે, તે બીજા ગાળામાં પડે છે; અને ત્રીજા ગાળામાં હલકી જાતનાં કચરા જેવાં મરી જઇ પડે છે. પેહેલા ગાળામાંનાં મરીને પાછળથી ચોળીને ધોવાથી તેઓ ઉપરનાં કાળાં છાલતાં નીકળી જાય છે, [illegible] સફેદ બને છે, બીજા ગાળામાં જે મરી પડે છે તે કાળા મરી તરીકે વપરાય છે, જેમાં ત્રીજા ગાળામાંથી પણ સારા સારા દાણા વીણીને ઉમેરવામાં આવે છે, એ રીતે તૈઆર કરતાં કુલે પેદાશનો બેત્રત્યાંશ ભાગ સફેદ અને બાકીનો એક ત્રત્યાંશ કાળાં મરી નીકળે છે, સફેદ મરી સઘળાં યુરપ તરફ અને મુખ્ય કરીને લંડન ખાતે જાય છે, તથા કાળાં મરીનો તમામ જથો ચીન તરફ જાય છે. ખુદ સીયામમાં મરીનો ખપ થતો નહિ હોવાથી તમામ પાક પરદેશ રવાના થાય છે, તે તરફ દર પીકલ દીઠ ભાવ ૨૨ તીકલ યાને દર ટને રૂ. ૪૫૦ ઉપજે છે, જ્યારે કાલાં મરી માટે દર ટને રૂ. ૩૦૦ પડે છે. પણ જ્યારે ભાવ ચઢી જાય છે ત્યારે ઉપલાંનો ત્રણથી ચાર ઘણોબી બને છે. ઈ. સ. ૧૮૮૮ માં દર ટને રૂ. ૧૩૦૦નો ભાવ થયો હતો.

**મરીયાઇ**—મહારાષ્ટ્ર દેશનાં દરેક ગામમાં મરીઆઇનું મંદીર હોય છે અને તેની પુજા રોજીંદી કરવામાં આવતી નથી; પણ જ્યારે કોઈ ગામમાં કૉલેરા વગેરે મરકીનો રોગ ફેલાય છે, તે વેળા તે તરફના લોકો આ દેવીનો આશ્રય શોધવા જાય છે. આ દેવીનો પુંજારી "માંગ" જાતનો હોય છે, અને તેની પુંજા ખંડોબા, ભૈરવ, દેવી વગેરે પ્રમાણે કરવામાં આવે છે, એટલે તેને નૈવેદ તરીકે મરઘાં બતકાં વગેરે જીવતાં પ્રાણીનો ભોગ ચઢાવવામાં આવે છે, તેમજ તેને પકાવેલા ભોજનનો પણ નૈવેધ ચઢાવે છે. આ પદાર્થો મરીઆઇને મંગળવાર અને શુક્રવારેજ અર્પણ કરવામાં આવે છે. ઉપલા નૈવેદ ઉપરાંત આ મરીઆઇને નારીયળ, ચોખા, અબીર, સીંદુર, પંચવાધ, લીલા રંગની બાંગડીઓ, ચોળી, સાડી, કાંસકી, કંકુ વગેરે ચીજો પણ અર્પણ કરે છે. આ દેવીએ પોતાનાં ગામમાં ત્રાસ આપવા માંડતાં તેને ઉપલી ચીજોની ભેટ ચઢાવી તેને બીજે ગામ પોંહચાડવાની ગોઠવણ કરવામાં આવે છે. પછી એક ગાડાં ઉપર સવાશેર પકાવેલા ચાવલથી લે સવા ખાંડી પકાવેલા ચાવલ પાથરે છે. પછી તે પર કુંકુ, ગુલાબ વગેરે સોહાસણને શોભાવનારી ચીજો પાંથરે

છે તેમજ તેની નજદીક પાંચ ધીના દીવા મેળે છે, અને તેની નજદીક એક સાવકાળા રંગની માંગજાતી સ્ત્રીને કાળા બકરા સાથે ઉભી રાખે છે. આ સ્ત્રીનું મોહ બળદ તરફ રાખી તેને લીલા રંગની સાડી પેહેરાવે છે, અને તેને સોહાસણનો સણગાર પેહેરાવી તેને એપાંચ માણસો પકડી રાખે છે, એટલે તે ધુણવા માંડે છે, અને એ રીતે તે માતાના રથને ગામબાહાર લઇ જઇ મેળે છે. આ સરઘસ ભારે વાજાં ગાજાં સાથે કાઢે છે. આ રથ ચાલતી વેળા દહીંભાતના સાથે આણેલા દસ બાર ટોપલા હોય છે તેમાંનું અન્ન રસ્તાપર નાખતા જાય છે. ગામ બાહાર જતાં ગાડાં માંહેલી સ્ત્રી સાથેના બકરાને હાલહાલ કરી મારી નાખેછે અને એમ સમજે છે કે માતાએ બકરાનો ભોગ લઇ શાંતી પાંમી છે.

**મરીયા**—ગોંડવણ પ્રાંતમાં અગાઉ એવી રૂઢી ચાલુ હતી કે એક છોકરીનો ભોગ આપી હોમ કરવો, તેને 'મરીયા' કહેતા. ત્યાંના લોકોની એવી સમજ હતી કે મરીયા કરતાં ગામનાં ખેતરો સારાં પાકશે; આથી તે ગામમાંનો પંચ કોઇ એકાદ ખેડુતની છોકરી અરજ કરી મેળવતો. ખેડુત પંચ તરફથી થએલી માગણી ઘણીજ ખુશીથી કબુલી બહાલ રાખતો, કેમકે એક પોતાની બેટીના ભોગથી તમામ ગામનાં લોકોને સુખ મળવાનું તે માનતો. આ દેશી રસમ ઈંગ્રેજ સરકારે બંધ કરાવી હતી. યજુર્વેદમાં નરમેધ યજ્ઞ વિષે જે લખ્યું છે તેનેજ મળતો આ એક હોમ છે.

**મરૂત**—સૂર્ય વંશીય દિષ્ટકુલોમન્ન અવિક્ષિત રાજાનો પુત્ર. એ માહાપરાક્રમી અને યજ્ઞકર્તા હતો. એને આવિક્ષિત પણ કહેછે. એના યજ્ઞમાં બ્રસ્પતી નહિ આવવાથી તેના ભાઇ સંવર્ત ઋષિએ યજ્ઞ કર્યો. ~~આ યજ્ઞ યમુના નદ~~ કાંઠે પ્લક્ષ વતરણ તિર્થમાં કર્યો. એના યજ્ઞમાં વિશ્વદેવ સભાસદ, મરૂદ્રણ અન્ન પીરસનારા એવા હતા. એણે બ્રાહ્મણોને એટલી બધી દક્ષિણા આપી કે તેઓથી તે ઉંચકાઇ વટીક નહોતી. એણે ઇંદ્રિનો ગર્વ ઉતાર્યો હતો.

**મરેઠી**—મરેઠીના છોડ લગભગ એક હાથ ઉંચા વધેછે. એનીપર પિળા રંગનાં ફુલો આવે છે. અકલગરાને બદલે કોઇ આ ફુલનો ઉપયોગ કરેછે, અને તેમાં અકલગરાનાં ફુલના જેવીજ બધી ખાસીયત હોયછે. ઉધરસ ઉપર એનાં દીંડવાં પાનમાં મેળવી ખવાડે છે.

**મલકૂટ**—મધુરા—હિંદનું આ પ્રાચીન શેહેર તથા દેશ. આ દેશના દક્ષિણ ભાગમાં સમુદ્ર કિનારા તરફ મલય પર્વત હતો. તેમાં ચંદનની ઉત્પતિ પુશકળ થતી હતી. તે ઉપરથી આ દેશ તદન દક્ષિણ ભણી હતો. એના કેટલાક ભાગને હાલમાં વટીક " મલયલમ " અને 'મલય વાર' (મલબાર) કહે છે. આ ઉપરથી મલકૂટ એ મલયકૂટનું સંક્ષેપ હશે. એનો ઘેરાવો ૮૩૩ લનો હતો. એની ઉત્તરે દ્રવિડ દેશ હતો. કાવેરીના દક્ષિણ તરફના તમામ ભાગોનો ઘેરાવો એટલોજ છે. આ ઉપરથી મલયકૂટનાં રાજ્યમાં હાલનું તંજાવર અને મધુરા એ પૂર્વ ભણીના પ્રાંત અને કોઇંબતુર કોચીન, ત્રાવણકોર એ પશ્ચિમ તરફના પ્રાંત સમાતા હતા.

મલયકૂટની રાજ્યધાની કાંચીથી ૫૦૦ મૈલ ઉપર હ્યુએને જણાવેલી છે, એટલે આ સંસ્થાન દક્ષીણ ભણી કુમારી કેપની પેલી તરફ આવે છે. ત્યારે અંતરમાં કાંઇ પણ ભુલ હશે. ટૉલૅમીના સમયમાં મધુરા એ રાજ્યધાની હતી, તેજ સાતમી સદીમાં હશે.

અબુરીહાન લખે છે કે માલ્ય તથા કુટલ એવા જુદા જુદા પ્રાંત હતા. બીજો પેહેલાની દક્ષીણે હતો ત્યારે મલયકૂટ એ નામ બે દેશ મળી બન્યું હશે. તેમાં મલ્ય એ કદાચ પાંડય અને કુટલ એ ત્રાવણકોર હશે, એમાં પેહેલાની રાજ્યધાની મધુરા અને બીજાની કોચીન હતી.

હ્યુએને ચોલનું વર્ણન તદન આપ્યું નથી; પણ ટોલૅમિએ આપેલું છે. પાંડય દેશનું

નામ ભારતમાં આપેલું છે. પણ મથુરા નગરીનું નામ આપ્યું નથી. કાલીદાસનાં વર્ણનમાં તે દેશ દક્ષીણ તરફ હતો, તેમાં મલય પર્વત હતો. અને રાજધાની ઉરગપુરી હતી, એમ વર્ણન છે (રઘુ. ૬, ૫૯—૬૪). ભાગવતમાં મથુરા નગરીનું વર્ણન છે (કાંચી, કાવેરી એમની દક્ષીણે.) પાંડય દેશમાંની તામ્રપર્ણી નદી પુરાણમાં પ્રસીદ્ધ છે. ભારતમાંથી તેનું વર્ણન મળે છે. કાલીદાસે તેનાં મુખ નજદીક મોતી પાકે છે એવું વર્ણન આપ્યું છે, તેમજ વરાહમીહીરે પણ તેવુંજ વર્ણન કર્યું છે.

**મલંગ ગઢ**—એને બાબામલંગ પણ કહે છે. આ કિલ્લો કલ્યાણીની દક્ષીણે દસ મૈલ ઉપર કલીયાન અને પનવેલ તાલુકાની હદ ઉપર છે. આ કિલ્લો ઘણો મજબુત હોઇ તેની ચઢાણ ઘણી બીકટ છે. ત્યાં ૭૦૦ વર્ષ પેહેલાં નળ નામે રાજા રહેતો હતો, અને તેણેજ ઉપર ચઢવા સેહેલ રસ્તો બનાવવા થકી ઉપરથી નીચે સુધી લોઢાંની સીઢીઓ બંધાવી હતી. નળ રાજાની કારકીર્દીમાં હાજી અબદુલ રહીમાન નામનો એક આરબ મુસલમાનસાધુ પોતાના ચેલાઓ સાથે અત્રે આવ્યો, તે પ્રથમ કિલ્લાના પેહેલા મજલા ઉપર આવી રહ્યો તેની પવિત્રાઇની કસોટી કસવા નળ રાજાએ પોતાની ખુબસુરત બેટીને તેની પાસે મોકલી પણ તે સાધુ તેની મોહીનીથી નહી ફસતાં તે છોકરીને ઉલટી પોતાની બેટી તરીકે પાસે રાખી, ત્યારે નળ રાજાએ તેના સદ્‌ગુણની તારીફ કરી પોતાની બેટી સાથે તેને પરણાવ્યો. આ બનાવને લગભગ ૭૨૦ વર્ષ થઇ ગયાં, પણ હજી તે પરહેજગાર ફકીરની કીર્તી કાયમ છે.

હાજી અબુલ રહીમાન આગમજ બે મુસલમાન ધર્મિ શખસોએ આ ડુંગર ઉપર ચઢવાની કોશેશ કરી હતી, પણ તેમાંનો એક તળેટીમાંજ મરણ પામ્યો જેની કબર કુંભારલી નામની જગ્યામાં ગાયમુખ નજદીક છે. બીજાનું નામ બખત્યાર હતું, અને તે ઉપર ચઢતો હતો તેટલાં રસ્તામાંજ મરણ પામ્યો, જેની પણ ત્યાં કબર છે.

ઇ. સ. ૧૭૮૦માં કેટલાક ઈંગ્રેજો આવી કલીયાનીમાં બે વર્ષ સુધી રહ્યા હતા, પણ તેઓ તે પછી ત્યાંથી ચાલી ગયા હતા. તેઓ ઉપલા સાધુના પુંણ્ય પ્રતાપે વગર ગડબડે ચાલી ગયા એમ પેશવાની સમજમાં આવતાં તેણે એક મોતીથી મઢેલી ચાદર ભારે સમારંભ સાથે અત્રેની કબર ઉપર બીછાવવા મોકલી. આ ચાદર કાશીનાથ પંથ નામે કલિયાનીના એક બ્રાહમણે ભારે સમારંભ વચ્ચે ઓઢાડી. ત્યારથી આ કબરનું મુજાવરપણું કાશીનાથ પંથ હસ્તક હતું. ૧૮૧૭ માં કલિયાનીના મુસલમાનોને આ ગોઠવણ પસંદ નહિ પડવાથી તેઓ કાશીનાથ પંથના વારેસો સાથે લઢવા ઉઠયા. ત્યારે "હૈદાદ" નામે કબરના મુજાવર તરફથી તેઓએ કલિયાનીમાં ફરીયાદ નોંધાવી, તે વખતે ચીઠીઓ નાખી જેનાં નામની ચીઠી ઉઠાવવામાં આવે તેણે કબરની વ્યવસ્તા જોવી એમ ઠર્યું. તે વખતે ત્રણે વેળા કાશીનાથના વારેસનું નામ ચીઠીમાંથી નિકળતાં તેમનાજ વંશના પુરૂષને હાથ તેનો કારોબાર રહયો છે. દર સાલ આ ઠેકાણે બે માસમાં ઓરસ ભરાય છે. અને બીજી જાત્રા ફેબ્રુવારીમાં ભરાય છે, આ કબરને હજારો હિંદુ, મુસલમાનો પુજ્યભાવથી માન આપે છે.

ઇ. સ. ૧૭૮૦માં ૪ થી આગસ્ટે કર્નલ ઍબીંગટન નામના સરદારે મલંગ ગઢ પર ચઢાઇ કરી અને નીચલો કિલ્લો તાબે કરતાં ત્યાંનો કિલ્લેદાર ઉપલા બીજા કિલ્લામાં જઇ ભરાઇ મજબુતાઇથી બચાવ કરવા લાગો. તેટલાં મરાઠાઓની ૩૦૦૦ની ફોજે એબીંગટનને કલિયાની તરફ ઘેરી લીધો, તે વખતે કિલ્લા માહેલાં લશકરે તેના સૈન્ય પર ઉપરા ઉપર હુમલા કરી તેને જેર જેર કીધો હતો, પણ તેટલા કર્નલ હાર્ટલીએ મુંબઇથી સૈન્ય સાથે આવી તેનો છુટકો કીધો. ઇ. સ. ૧૮૧૭ માં કોકણ પ્રાંત ઈંગ્રેજોને તાબે આવ્યો, પણ મલંગ ગઢ તાબે થયો નહિ. આથી ૧૮૧૮

 મલબાર.

માં કર્નલ કેનેડી નામના સરદારે કિલ્લા પર સીઢીઓ લગાડી ચઢી જઇ જીત મેળવી હતી.

જે શિખર ઉપર આ કિલ્લો બાંધેલોછે તેનો આકાર ત્રણ મજલી હવેલી જેવો છે. લગભગ ૧૮૦૦ ફીટ ચઢાણ ચઢી જતા પેહેલાં મજલા ઉપર ચઢનાર આવી પુગે છે. ત્યાં ગીચ્છ ઝાડી છે તેમજ ત્યાં નાહનાં મકાનો અને ત્યાંજ બાવા મલંગની કબર છે.

અત્રેથી ઉપલું શિખર ૫૦૦ ફીટ ઉંચું છે. પછી બીજા મજલાની ચઢાંણ શરૂ થાય છે. તેપર જવા ખડક ખોદી સીઢીઓ બનાવેલી છે, હરેક પગથીની પોહળાઇ ૩ ફીટની છે; અને તે ૩૦૦ સીઢી ચઢતાં બીજા મજલાપર જવાય છે. એનેજ નીચેનો કિલ્લો કહે છે. આ ઠેકાણે તદન વેરાન જગ્યા છે. હાલમાં ત્યાંનો કોટ તદન પડી ભાગો છે. આ બીજા મજલાની પશ્ચિમે ત્રીજા મજલાપર અથવા શિખર ઉપર જવાને ખડક ફોડી માર્ગ બનાવ્યો છે. આ સીઢીનો માર્ગ વાંકોતીકો હોઇ ઘણો ભીકટ છે. અને તેની ઉંચાઇ ૧૦૦ ફીટની છે. તેની દરેક સીઢી એથી ત્રંણ ફીટ ઉંચી છે, અને કેટલેક ઠેકાણે તેની પોહળાઇ માત્ર ૨૦ ઈંચ છે. કેટલેક ઠેકાણે હાથ પગ મુકવા આસરો મળે તેથી ખાંચા પાડેલા છે. આ ઠેકાણે ભારે સખતી ખેંચે તોજ ઉપલા કિલ્લાપર જવાય છે. ઉપલા કિલ્લાની લંબાઇ ૫૦ યાર્ડ અને પોહળાઇ ૨૦ યાર્ડ છે. ઉપર જુની ટાંકી, પેહેલી ઇમારત તથા ચબુતરા છે. આ ટાંકામાં બારે માસ પાણી રહે છે, અને તેમાંથીજ ત્રાંબાની નળી વાટે નિચલા કિલ્લામાં પાણી પુરૂં પાડવાની ગોઠવણ કરેલી છે. અત્રેથી આસપાસની કુદ્રતી મનોહરતા ઘણીજ રમણિય દિસે છે.

**મલબાર**—હિંદુસ્તાનની પશ્ચિમ ભણી સમુદ્ર કાંઠેનો દેશ અને મદ્રાસ ઈલાકોમાંનો એક પ્રાંત. યાને મુંબઇ બંદરથી તે કન્યા કુમારીના છેડા સુધી જે સમુદ્ર કાંઠો ફેલાયલો છે, તેમાં કન્યા કુમારીના છેડાથી ઉત્તર ભણી કોચી નામે એક બંદર છે. એને મલબારી લોકો "કોચ્ચી" કહે છે અને ઈંગ્રેજો કોચીન કહે છે. કોચીન અને મુંબઇ કાંઠા વચ્ચે મેંગલોર બંદર છે. માંગલોરથી કન્યા કુમારીના છેડા સુધીનો જે કાંઠો તે મલબારનો પશ્ચિમ કિનારો કહેવાય છે. આજ કિનારાની પૂર્વ સમાંતરમાં સૈહ્યાદ્રિ પર્વતની હાર છે. તેજ મલબારની પૂર્વ સિમા અને ઉત્તરે માંગલોર તથા દક્ષિણે કન્યા કુમારી છે. આ ૨૦૦ મૈલ લંબાઇની ને ૬૦ મૈલ પોહળાઇવાલો દેશ મલબાર નામે પ્રસિદ્ધ છે. આ પ્રાંતની ઉત્તરે કાનડા, માયસોર, નીલગીરી પૂર્વે, કુરી, કોઇમ્બતુર; દક્ષિણે કોચીન અને પશ્ચિમે આરબી સમુદ્ર છે. એનું ક્ષેત્રફળ ૫૫૯૬ ચૌ૦ મ૦ છે. તેમાં ૪૨૮ શેહેર છે. લોક વસ્તી ૨૬૫૨૫૬૫ ની છે. વસ્તીમાં ૩/૪ હિંદુ અને ૧/૪ મોહમેદન છે.

આ દેશમાં બોલાતી ભાષા મલયાળી છે. તેમજ કેટલાકો આ પ્રાંતને સ્ત્રી મલયાળ પણ કહે છે. તેનું કારણ એ છે કે જેમ આપણી તરફ પુરૂષને સર્વ હકક અને મ્હોટાઇ મળે છે તેમ તે તરફ સ્ત્રીને તમામ હક્ક મળે છે. અંહી સ્ત્રીને ભર્થારને ઘેરે જઇ રહેવું પડે છે, પણ ત્યાં સ્ત્રીને ઘેર તેના ધણીને સાસુ વહુના કબજામાં જઇ વસવું પડે છે. ત્યાં છોકરાના બાપનાં નામને બદલે માયનું નામ ચાલે છે. અને વારસા હિસ્સામાં સ્ત્રીના ભાઇને હક્ક મળે છે.

આ દેશ અત્યંત ફળદ્રુપ ગણાય છે અને તેથી અત્રે કદી દુકાળ પડતો નથી. આ દેશમાં જ્યાં ત્યાં નાહની નાહની ખાડીઓ તમામ દેશમાં ફરી વળેલી હોવાથી ત્યાં ગાડી ઘોડાના યા બળદ ગાડીનો વપરાસ બીલકુલ નથી. તેમજ બધે ખારાં પાણીની ખાડીઓ તથા તમામ દેશ રેતાળ હોવાથી ઘાસચારો બીલકુલ ઉત્પન્ન થતો નથી. આથી મલબારમાં ભેંસ, ગાય, ઘોડા જેવાં પ્રાણીની ઉત્પતિ ઘાસચારાની તંગીને લીધે બીલકુલ થતી નથી. તેમજ ત્યાંના લોકો ભેંસ જેવાં

પ્રાણીને ઓળખતા વટીક નથી. પૂર્વ તરફના ભાગમાં ૩૦ થી ૪૦ મૈલ ઘેરાવાના અનેક સરોવર તથા તળાવો છે. તેમજ અલવાઈ ગામ પાસથી વહેતી પૂર્ણા નદીનાં પાણી ઘણુંજ મીઠાં ગણાય છે. અત્રેના લોકો બીજા દેશના લોક પ્રમાણે પા અરધા કલાકમાં સ્નાન કરી રહેતા નથી પણ દિવસ અર્ધો દિવસ નદીમાં અને નદીમાંજ પડી રહેછે. તેમજ ખારાં પાણીની નદીઓ તો તમામ દેશમાં ફરી વળેલી છે. તમામ જમીન પાણીની સપાટી ઉપર હોવાથી હાથ દોઢ હાથ ખોદતાં પાણી નીકળે છે. આ દેશમાં રેતી બધે બધ હોવાથી ત્યાંનાં લોકો મટોડી કે ધુળ બીલકુલ જાણતા નથી, તેમજ તેમને કપડાં ધોવાની અગત હોતી નથી; આથી મેલાં કપડાંને બરાબર સુકવી પછાડતાં રેતી ગળી પડે છે. ત્યાં બારે માસ વરસાદ વરસે છે, પણ વરસાદ પડયો કે સુકી જમીન તુરત ચુસી લીએ છે; જેથી તમામ જમીન પાછી જેવી ને તેવી થાય છે. આથી આ દેશમાં કાદવ કીચલ કોઈને ખબર નથી.

મલબારની પૂર્વ તરફ પહાડી પ્રદેશમાં ગંજાવર જંગલો હોયછે અને રેતાળ જમીનમાં નારીયળીનો ગંજાવર પાક ઉતરેછે. આથી પાહાડી અને રેતાળ પ્રદેશમાં ઉત્પન્ન થતા પદાર્થો આ દેશમાં બેશુમાર મળેછે. મલબારી સુખડ તેની ઉત્તમતા માટે હિંદમાં પ્રસિધ્ધ છે.

**મલ્હાર અથવા મલાર**—મેઘ રાગની એક રાગણી. એના પુત્ર સારંગ અને નંદનારાયણ છે. આ રાગણી ગાવાનો સમય વર્ષા ઋતુનો છે. કોઇ એને વર્ષાઋતુ શિવાય મધરાત્રે યા સહવારમાં ગાવામાં હરકત નથી, તેમ એની જાતી સંપૂર્ણ છે. એટલે ખરજ શુદ્ધ, રિખબ તિવ્ર, ગંધાર તિવ્ર, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર, નિખાદ તિવ્ર, કોમળ એ, એમ સુજબ સાત સ્વર છે. ગ્રહસ્વર ખરજ તેમાં નિખાદ વર્જ્ય છે. સારંગ, સોરઠ, અને છે. બિલાવલથી મિશ્ર છે; અથવા નટ, સારંગ, અને મેઘથી મિશ્ર છે. આ રાગણીમાં ષડજ ન્યાસ સ્વર છે, તથા તેની અગીઆર જાતી છે. તેનાં નામ ૧—શુદ્ધ મલ્હાર, ૨—ગોડ મલ્હાર, ૩—ધુલીયા મલ્હાર, ૪—મલરહુજા મલ્હાર, ૫—રામદાસી મલ્હાર, ૬—સૂરદાસી મલ્હાર અથવા સૂર મલ્હાર, ૭—સાવંત મલ્હાર, ૮—મેઘાવલી મલ્હાર, ૯—વસંત મલ્હાર, ૧૦—હિંડોલ મલ્હાર, ૧૧—સોરઠ મલ્હાર.

આ રાગણી સ્વરૂપે ગોરી પણ મેલાં વસ્ત્ર સજેલી, સખીઓ વિના, ચંપેલીનો સણગાર સજી ખુણે બેસી વાજીંત્ર વજાડી ગમગીનીમાં વખત ગુજારતી જણાવવામાં આવે છે.

**મલ્હાર ગઢ**—જુઓ સોનેરી ગઢ.

**મલ્હારરાવ-ગાયકવાડ**-વડોદરાના મહારાજા ખંડેરાવના મોત પછી મલ્હારાવ પોતાના ભાઇની ગાદીપર ઇ. સ. ૧૮૭૦ માં ૨૯ મી નવેંબરે ૪૨ વર્ષની ઉંમરે તખતનશીન થયો હતો. મલ્હારાવ ગાયકવાડ પીલાજીના પાંચમી પેઢીનો વંશજ હતો અને દામાજી ગાયકવાડથી છઠો પુરૂષ હતો. ખંડેરાવના અમલમાં મલ્હારાવપર ભાઇને કદાચ હેરાન કરે એવા શકથી 'પાદરા' ગામમા ખંડેરાવે કેદ રાખ્યો હતો, પણ ખંડેરાવના મોત પછી બ્રિટીશ સરકારે એને બંદમુક્ત કરી ગાદીએ બેસાડયો હતો, પણ પાછળથી કર્નલ ફેરી નામે રેસીડંટને ઝેર આપવાના બોહાતાનને લીધે બ્રિટીશ સરકારે મલ્હારાવને પદભ્રષ્ટ કર્યો હતો (જુઓ ગાયકવાડની તવારીખ).

**મલ્હારાવ-હોલકર**—પુના જીલ્લામા નીરા નદીને કાંઠે 'હોળ' નામે ગામમાં એક ગરીબ ભરવાડને ત્યાં આ શૂરવીર પુરૂષનો જન્મ શકે ૧૬૧૫ માં થયો હતો. બચપણમાં ખંદેશમાં જઈ સેનાપતિ દાભાડેની નોકરીમાં રહી પાછળથી કંડાજીકદમને ત પછી વડા બાજીરાવ પેશવાની દરબારમાં મોટા હોદ્દાપર ચડી આપ બળે રાજ્ય મેળવી ઈંદોરને પોતાનું પાયતખત બનાવ્યું હતું. એનાં રાજ્યની

મેહેસૂલ પંચોતેર લાખની દર સાલ ઉપજતી હતી. મલ્હારાવનું મરણ શકે ૧૬૮૭ માં ૭૨ વર્ષની વયે નિપજ્યું હતું. એની વહુ (બેટાની બાઇડી) અહલ્યાબાઈ હોલકરી ઇતિહાસમાં નામના પામી ગઇ છે.

**મલાઇ**—દુધને થંડુ કરી સ્થિર રાખતાં તેપર મલાઈ તરી આવે છે. તેનો જથ્થો અને બંધારણ હમેશાં સરખાં પ્રમાણમાં હોતાં નથી. દુધમાં પાણી નાખતાં તેમાંથી મલાઇ વધારે જલ્દીથી ચઢે છે. પણ તેનો જથો ઓછો નિકળે છે. દુધનાં મધ્યમસર નમુનામાં મુખ્ય કરી મલાઇ ૧૨ ટકા અથવા ૧૦ થી ૧૫ ટકાની વચ્ચે હોય છે. યંત્ર વડે દુધને ઘણી ઝડપથી વલોવી મલાઈ ઝડપ સાથે સંપૂર્ણ કાઢી શકાય છે. મલાઇનું બંધારણ નિચે મુજબ છે.

| | સો ભાગમાં. |
|---|---|
| પાણી ... ... | ૪૭·૧ |
| કેસિન ... ... | ૫·૦ |
| દુધમાંની ચરબી ... | ૪૫·૦ |
| દુધમાંની ખાંડ ... | ૨-૫ |
| ધાતુમય પદાર્થ ... | ૦-૪ |

**મલાકા**—આ મલાયા પેનિનસુલાના દક્ષિણ પશ્ચિમ ભાગના કિનારા ઉપરનું ઠાણું, સિંગાપૂરથી ૧૦૦ મૈલ ઉપર છે. લંબાઇમાં ૪૨ મૈલ ને પોહળાઇમાં ૮ થી ૨૫ મૈલ છે. ક્ષેત્રફળ ૬૫૯ ચૌરસ મૈલ છે. ૧૮૯૧માં વસ્તી સંખ્યા ૯૨૧૭૦ ની હતી. મુખ્ય પાક ચોખા, ફળાફળાદી અને મરીનો છે. અત્રે કલ્લઇની ખાણો છે. અત્રે વરસાદ ૬૮ થી ૯૧ ઇંચ વર્સે છે.

મુખ્ય શેહેર મલાકા નદી કાંઠે છે. લોક વસ્તી ૨૦,૦૦૦ ની છે. પોર્તુગીજોએ મલાકા ૧૫૧૧ માં જીતી લીધું હતું અને ૧૬૪૧ માં અત્રે ડચ સત્તા હતી, પણ ૧૭૯૫ માં એ બ્રિટીશોની સત્તા તળે આવ્યું હતું, તે ૧૮૧૮ સુધી અમલ ચાલુ હતો. પછી ડચોને એજ વર્ષમાં મળ્યુ પણ ૧૮૨૪ માં ડચોએ બ્રિટીશોને પાછુ આપ્યું તે હજી કાયમ છે.

**મલાયા પેનિનસુલા**—એ સિયામના ઉપસાગર નજદીક છે, ને તેમાં ખુદ સિયામ અને બરમાનું ટેનિસરીયમ પણ સમાય છે. એનું ક્ષેત્રફળ ૭૫,૦૦૦ ચૌરસ મૈલ છે. તે ૪૦,૦૦૦ સિયામીજોને હસ્તક છે. આ દેશમાં કલ્લઇ તથા સોનું ચાંદી પણ મળે છે, અને લોઢું તથા કોલસો પુશકળ જણાય છે. અત્રે વર્ષમાં ૧૯૦ દિવસ વર્સાદ વર્સે છે. લોક વસ્તી ૧૨,૦૦,૦૦૦ ની છે, તેમાંની ૮૦૦૦૦૦ બ્રિટીશ સંસ્થાનમાં છે, અને બાકીની સ્વતંત્ર હદમાં છે. ઉત્તર તરફ સિયામીજ, ભણેલા મલાયી લોકો, દક્ષિણ કિનારા પર અને મધ્ય ભાગમાં જંગલી મલાયી પ્રજા, મિશ્ર જાતીની નિગ્રીટો ટોળીના વંશજ છે. મુખ્ય પાક ચોખા, શેરડી, રૂ, તંબાકુ, સણ, પપેટા અને કોકો વગેરેનો છે.

**મલીકંબર-વજીર**—અહમદનગરની નિજામશાહીના અમલમાં આ બાહોશ રાજ્યધુરંધર પુરૂષ પ્રસિદ્ધતા પામ્યો હતો. એનો જન્મ ઇ. સ. ૧૫૪૬ માં થયો હતો. એ જાતનો હબસી હતો. અહમદનગર મોગલોને તાબે જતાં દૌલતાબાદથી ૬ મૈલ ઉપર ખડકી મુકામે અનેક ગંજાવર હવેલીઓ બંધાવી તેને એણે નિજામશાહીનુ પાયતખ્ત બનાવ્યું હતું. આજ શેહેરને પાછળથી ઔરંગજેબે ઔરંગાબાદ નામ આપ્યું હતું. અકબર પાદશાહ જો જીવતો રહેતે તો નિજામશાહીની આખેરી આવતે પણ તેનાં મોતથી મલીકંબરને નિજામશાહીનો મુલક પોતાને તાબે રાખવાની સારી તક મળી હતી. એણે જેહાંગીરના રાજ્યરોહણ પ્રસંગે અહમદનગર જીતી લઇ પોતાનું ધ્યાન રાજ્યકારોબાર પર આપી દેશ સુધારવાપર વખત ગુજાર્યો હતો. એણે ઉત્તર ભણીની ટોડરમલ્લવાલી રીત દક્ષિણ તરફ ચાલુ કરી મરાઠા સરદારોની મદદથી [illegible] ઉતર્યો હતો. ઇજારાથી જમીનની મેહેસૂલ વસુલાત કરવાનુ ધોરણ બંધ કરી વસુલાતનું કામ બ્રાહ્મણ કારકુનો મારફતે ચાલુ કરી ખેતીવાડીપર યોગ્ય કર બેસાડયા હતા. તે પછી એણે લશકરી સુધારાપર ધ્યાન

આપી જહાંગીર પાદશાહની મોકલેલી જૂદી જૂદી ચઢાઇઓને મારી હટાવી હતી. પણ ૧૬૧૭ માં ખુદ શાહાજાદા શાહાજાહાંને વિજાપુરના રાજા તથા બીજા સરદારોને વશ કરી મલીકંબર સાથે લઢવા માંડતાં મલીકંબર તેને શરણે ગયો હતો, પણ શાહાજહાન કાશ્મીર તરફ જતાં ફરી મોગલો પાસથી ખોયલો દેશ જીતી લીધો હતો. પણ શાહાજહાને ફરી ચઢાઇ કરી ત્યારે મલીકંબરે સુલ્હે કરવામાં ડાહપણ વિચાર્યું હતું. એનું મરણ ઇ. સ. ૧૬૨૬ માં નિપજ્યું હતું. દક્ષિણ તરફ મલીકંબરની ઉદારતા, ઇનસાફી ધોરણ, શૌર્ય અને સદ્વર્તનની અનેક કથાઓ પ્રસિદ્ધ છે. એના અમલમાં ઠેરવેલી જમાબંદીની પદ્ધત હજી દક્ષિણ તરફની પ્રજાને ઘણી સગવડભરી જણાય છે.

**મલીકે મેદાન**—(જુઓ તોપ.)

**મલેક-ઇબ્નઅન્સ-ઇમામ**—આ વિદ્વાનનો જન્મ મદીનામાં ઇ. સ. ૭૧૪ માં થયો હતો, અને ખલીફ હારૂનના સમયમાં ઇ. સ. ૭૯૫ માં એ મરણ પામ્યો હતો. એને હજરત મહમ્મદના મિત્રો સાથે ઘાડો સંબંધ હોવાથી એણે પોતાનું જ્ઞાન ઘણું બોહોળું વધારી ધારમીક ગ્રંથો રચ્યા હતા.

**મલેકદાસી પંથ**—અથવા મલુકદાસી પંથની સ્થાપના શેહેનશાહ અકબરના અમલમાં થઇ હતી. એ રામાનંદી પંથની એક શાખા છે. તેમની પરંપરા નીચે મુજબ છેઃ—પ્રથમ મલુકદાસ, પછી રામસ્નેહી, પછી કૃષ્ણસ્નેહી, ઠાકોરદાસ, ગોપાલદાસ, કુંજબિહારી અને રામાસંહ, શિવપ્રસાદ, તથા ગંગાપ્રસાદ વગેરે.

મલુકદાસનાં મઠ પ્રયાગ, વૃંદાવન, કાશી, અયોધ્યા, લખનઉમાં છે અને જગન્નાથમાં સર્વોપરી મુખ્ય મઠ છે. મલુકદાસનું મરણ જગન્નાથમાં નિપજ્યું હતું.

**મલેચ્છ**—અસ્પષ્ટ બોલનાર અને જ્ઞાનહિન જે પ્રજા તે મલેચ્છ યવન અને મલેચ્છ એમની જોકે બે જાતી છે તોય તેમાં સેહેજ ભેદ જણાય છે. એઓ પિશાચ, રાક્ષસ, અથવા પ્રેતના અંશથી જન્મેલા હોઇ સ્વચ્છંદી છે. કૌરવ પાંડવોના યુદ્ધમાં એઓએ ભાગ લીધો હતો એમ મહાભારતની કથા ઉપરથી જણાય છે.

હિંદુ શાસ્ત્રમાં મલેચ્છ જાતીની ઉત્પતિ માટે એવી કથા પ્રસિદ્ધ છે કે વસિષ્ઠ ઋષિ પાસે કામ પૂર્ણ કરનારી એક ગાય હતી. તે ગાય વિશ્વામિત્રે પોતાની એક અબજ ગાયો આપી તેના બદલામાં માગી, પણ ઋષિએ નહિ આપવાથી વિશ્વામિત્ર તેને બળજબરીથી લઇ ગયો. તે વખતે ગાયે પોતાનું અંગ કંપિત કરતા, તેના શરીર ઉપરનાં તમામ રોમાંચ ઉભા થયા, અને તેની ગુચ્છમાંથી "પન્હલ" નામે મલેછ, અને આંચળમાંથી દ્રવિડ અને શક નામે મલેચ્છ, યોનિમાંથી યવન, પુછડીમાંથી શબર, મૂત્રમાંથી બીજી જાતનાં શબર, પાછલા ભાગથી પૌંદ્ર, કિરાત, યવન, સિંહલ, બરબર, ખસ, ચિબુક, પુલિંદ, ચીની, કેરલ આ જાતનાં લોકો, ફીણમાંથી અનેક મલેચ્છ ઉત્પન્ન થઇ તેઓએ વિશ્વામિત્રનાં લશકરને હાંકી કાઢ્યું હતું.

**મલેટ**—આ માછલીનાં તમામ શરીર ઉપર ભીંગડાં હોય છે. અને નીચલાં જડબાં તળેથી બે લાંબી દાઢી લટકે છે, તેપરથી તેઓ ઝટ ઓળખાઇ આવે છે. યુરપીયન સમુદ્રમાં તેની લાલ અને સરમલેટ એવી જાત જણાય છે.

**મવલ**—(જુઓ મોયલ.)

**મવાબ**—એ "લોટ" ની વડી બેટીનો પુત્ર અને મવાબી પ્રજાનો મુળ પુરૂષ હતો. મૃત સમુદ્રની પૂર્વ ભણી જે ફળદ્રુપ દેશ ગીલાંદ સુધી ફેલાયલો છે, ત્યાં મવાબી પ્રજાની પ્રથમ વસાહત થઇ, તે વખતે ત્યાંના મૂળના રહેનારા "એમી" અથવા "અમાલેક" તેમને એણે હાંકી મેલ્યા હતા. ઇસ્રાયલોને ખનાન દેશ વેંહેંચી આપતાં બન્યામીન વંશના મુલકની પૂર્વ દિશાએ યાર્દેન નદી

હાંઇ તેની બીજી તરફ મત્રાઅનો દેશ હતો, એ બન્ને પ્રજામાં ઝગડા બરપા થતાં શૈલના અમલ વેર ચાલુ હતા. પછી શૈલ રાજાએ ઇ. સ. પૂર્વે ૧૦૫૯ ને સુમારે જીત્યા હતા.

**મશામી ટાટ**—(જુઓ મમીરૂા) એક પ્રકારની વનસ્પતિ, જેનાં તર્હેવાર અચાર બનાવવામાં આવે છે. એમાંથી 'કેટસપ' નામના સાસ બનાવવામાં તથા કેટલીક જાત તાજી ખાવામાં ઉપયોગી છે, પણ ઝેરી ખાસીયત ધરાવનાર મશરૂમની એક જાત પણ જાણીતી છે.

**મશહદ**—ઉત્તર પૂર્વ ઇરાનનું મુખ્ય શેહેર, તથા ખોરાસાનનું પાયતખત છે. એ તેહેરાનની ઉત્તર પૂર્વે ૪૬૦ મૈલ ઉપર ને હિરાતની ઉત્તર પશ્ચિમે ૨૦૦ મૈલ ઉપર છે. અત્રે ઇમામ રાજાની રોનકદાર દરગાહ છે. આ શેહેર શિયા પંથીઓનું મુખ્ય ધર્મ સ્થળ છે. ને ત્યાં દર સાલ ૧,૦૦,૦૦૦ જાત્રાળુઓ આવે છે. અત્રે ગલીચા, તલવાર, હીરામાણેકનાં ઘરેણાં, રૂ તથા રેસમનાં કપડાંનાં કારખાના છે. અત્રે ત્રાન્સ કાસ્પિયન રેલવે લાઈન દોડે છે. લોક વસ્તી ૫૦,૦૦૦ ની છે.

**મસઉદ સુલતાન**—આ મહમુદ ગીજનવીના બેટાએ ઇ૦ સ૦ ૧૦૩૦ થી ૧૦૪૦ સુધી રાજ્યઅમલ ભોગવ્યો હતો. મહમુદનાં મોત બાદ મસઉદે પોતાના ભાઇ મહમદને ગાદીએ બેઠેલો સાંભળી પોતે ઇસ્પહાન જીતી લીધું કે મહમદે ભાઇ ઉપર ચઢાઇ કરી તેમાં મસઉદે મહમદને અપંગ બનાવી પોતે તમામ સલતનતનો પાદશાહ થયો. તેણે ઇ૦ સ૦ ૧૦૩૩ માં કાશમિરના પર્વતમાંનો સરસ્વતિ ગઢ જીતી લીધો હતો. તે પછી બે વર્ષમાં તેણે ગીજનીમાં સુંદર મેહેલ બંધાવી ત્યાં રત્નજડીત સિંહાસન મુકાવ્યું હતું. ઇ૦ સ૦ ૧૦૩૯ માં હિંદુસ્તાન પર ચઢાઇ કરી શિવાલીક પર્વતમાંનો 'હંસી' નામે બળવંત કિલ્લો જીતી, સોનપતમાં થઇ લાહોરમાં જઇ પોતાના બેટા મૌદુદને હાકમ નેમી સ્વદેશ ગયો હતો. એજ વર્ષમાં ઉત્તર ભણી ચઢાઇ કરતાં મર્વ પાસેના તોગ્રલ-બેગ નામના સરદારે તેનો પરાજય કર્યો હતો. આથી એનું લશકર સામું થતાં તે હિંદુસ્તાન તરફ આવ્યો. પણ ત્યાં પદભ્રષ્ટ કરેલા મહમદને પ્રજાએ ગાદીએ બેસાડી મહમદના બેટા અહમદને રાજ્ય કારોબાર સોંપ્યો. આ અહમદે ઇ૦ સ૦ ૧૦૪૦ માં મસઉદને મારી નખાવ્યો હતો.

**મસકત**—અરબસ્તાનના દક્ષિણ પૂર્વ સંસ્થાનમાંનું મુખ્ય શેહેર. આ દેશ સાથે અરબસ્તાન, ઇરાન, હિંદુસ્તાન, પૂર્વ આફ્રિકા અને લાલ સમુદ્ર સાથે વેપાર વેહવાર ચાલુ છે. અત્રે દર સાલ ૧૧૦૦૦૦૦ પૌંડનો વેપાર ચાલુ છે. મુખ્ય નિકાશ મોતી, માછલી, મીઠું, ખજુર, ઔષધિ વનસ્પતિ, ઘોડા વગેરેનો છે, ને આયાત વેપાર કાપી, ચોખા, ખાંડ, પરચુટણ સામન, તેલ વગેરેનો છે. લોકવસ્તી ૨૦૦૦૦ ની છે. ઇ. સ. ૧૫૦૮ માં પોર્તુગીઝોએ મસકત લીધું હતું, પણ ૧૬૫૮ થી અત્રેનો સ્વદેશી સુલતાન રાજ્ય કરે છે.

**મકજેકુલ-અકસાએબતોલ**—મોહમદી ધર્મ કથા મુજબ મેઅરાજની રાત્રે મહમદે મક્કેથી આ મસજીદમાં આવી ત્યાંથી આકાશગમન કર્યું હતું. આ મસજીદ સુલયમાને બંધાવેલી કહેવાય છે.

**મસલીન**—અત્યંત ઝીણા સુતરમાંથી બનાવવામાં આવતું એક પ્રકારનું કાપડ. અગાઉ ઢાકામાં જે ઝીણી મલમલ બનતી હતી તેને 'મસલીન', કહેતા હતા, પણ ઈંગલંડમાં યંત્ર વડે તેની નકલ બનાવી તેને મસલીન નામ આપ્યું છે. (જુઓ કાપડ.)

**મસ્સલ**—આ પ્રાણી બે કટકાની સીપમાં રહેનારૂં માંસ રૂપી છે. એને પગ હોય છે, તે વડે [illegible] છે. એ સિંગડા જેવા સખત તાંતણાવાલું દોરડું બનાવી તે વડે ખડકોને વળગી રહે છે. મસ્સલની બે જાત થાય છે, તે યૂરપ અને અમેરિકાને કાંઠે જોવામાં આવે છે.

**મસા**—ઘણા આદમીને આ દર્દ થાય છે. માથાપર તથા શરીરનાં ગુહ્ય ભાગમાં પણ તે થાય છે. મસા એક, બે અથવા વધુ સંખ્યામાં થાય છે. એને કૅસ્ટિક લગાડી બાળવામાં આવે છે. મોટા મસાને કાપી બાળે છે. એના તર્હેવાર ઇલાજો જૂદા જૂદા વિચાર પ્રમાણે તબીબો કરે છે.

**મસાલા**—કેટલીક વનસ્પતિનો સ્વાદ એટલો બધો તેજ અને સ્પષ્ટ હોય છે કે તેમને ખાસ ખોરાક તરીકે વાપરી શકાય નહિ. પણ બીજા ખોરાકમાં મિશ્ર કરી લેહેજત આપવામાં તે ઉપયોગી હોય છે. આ પદાર્થ બીજા સંગીન ખોરાકને સ્વાદિષ્ટ બનાવી ગુણકારી બનાવે છે.

મસાલાનાં નામ તળે અનેક પદાર્થો આવે છે, પણ આ સર્વેનો ખરો ઉપ્યોગ જોતાં તેથી મોહડાંને રૂચી લાવી પાચન કરવાના શરીર માંહેલા જેટલા અવયવ તેમને ઉત્તેજન આપવા અને અન્નપર રસક્રિયા યોગ્ય રીતે થાય તેજ માટે કરવામાં આવે છે. ઉત્તેજન લાવવાનાં કામમાં કેટલાક પદાર્થો બીજા' કરતાં વધારે હોય પુષ્ટીકારક પણ છે. તેલ અને ખાંડ પણ એજ વર્ગમાંના છે. આ પદાર્થ છુટક ખાધાથી કશી બાધ આવતી નથી, પણ જો તેમને ચોક્કસ પદાર્થ સાથે મિશ્ર કરતાં તેની રૂચી વધે છે.

મસાલાના મુખ્ય વર્ગ ખારૂં, ખાટું, તેલીયું, મોળું, તીખું અને સુગંધમય એ છે. આ મસાલા યોગે મોહડાંને તથા જઠરસ માંહેલા પીંડાને ઉત્તેજન આવી રસોત્પતિ વધે છે. મસાલાની જરૂર થંડા પ્રદેશમાં રહેનારાઓને ઝાઝી હોતી નથી. પણ હિંદુસ્તાનના ગરમ ભાગોમાં તેની ઘણી જરૂર હોય છે. કારણ ગરમીને સબબે આ દેશમાં રહેતા લોકો કમજોર રહે છે; તેજ પ્રમાણે તેમની અન્ન પાચન કરનારી ઈંદ્રિયો પણ નબળી હોય છે. આથી હંમેશાં જૂદા" જૂદા મસાલાથી તેમને ઉત્તેજન લાવ્યા સિવાય રસોત્પાત બરાબર થઇ શકતી નથી. મસાલા મુખ્ય કરી બને તેમ જુના સારા. તેમની સુગંધી કાયમ રહેવી જોઇએ અને કીડ વગેરેથી બગડેલા નહિ હોય તે સારાં.

**મસુર**—દુન્યાના તમામ દેશોમાં આ ધાન્ય પાકે છે. એશિયામાં આ ધાન્ય પ્રાચીન કાળથી જાણીતું છે. એ દ્વિદળ ધાન્ય છે. એનો છોડ ચણાના છોડ જેવડો થાય છે. એનો વિસ્તાર વધારે હોઇ તેનાં પાંદડાં ઝીણાં અને તેપર સીંગો આવે છે. માંહેલા દાણાનો રંગ સીંદૂર જેવો હોય છે. મસુરની મુખ્ય ઉત્પતિ મુંબઇ ઇલાકામાં નાસક, સતારા, બેલગામ, કોકણ પ્રાંત વગેરે ઠેકાણે થાય છે. ફ્રાન્સ અને જર્મનીમાં મસુરની ત્રણ જાત જાણીતી છે. બીજા દેશોમાં એની અનેક જાતો છે.

ઇજીપ્ત અને સિરીયામાં ભૂજી ખાય છે. એના છોડ ઢોરોને ખવાડવાથી તે પુષ્ટ બને છે. યૂરપમાં ઢોરોને મસાલો ખવાડવા માટે બે રતલ મસુરના આટાને ૧ રતલ મકાઇનો આટો તથા અઢી તોલા નિમકમાં ભેગી ખવાડે છે. આથી થંડીની મોસમમાં ભીનાસવાલી જમીનમાં મસુર વાવે છે. ચીકણી જમીનમાં એ સારી થતી નથી. દર બીઘે ૧૦ થી ૧૫ સુરતીપણુ એનું ઉત્પન્ન થાય છે. દેશી તબીબો મસુરની સલીનો ધૂપ તર્હેઆર તાપ ઉપર આપે છે.

મસુરના છોડવામાં એક કડવા પદાર્થ સિવાય બીજો નકામો રેસાવાલો પદાર્થ હોય છે. છોડા કાઢી નાખ્યા પછી તેનો જે આટો થાય છે, તે બહુ સત્વવાળો હોય છે. ઘણું કરીને તેમાં વટાણા અથવા બીન કરતા એલબ્યુમીનોઇડસ વધારે હોય છે.

છોડા કાઢી નાખેલા મસુરનું બંધારણ નીચે દર્શાવ્યા મુજબ છે.

| | ૧૦૦ ભાગમાં. | એક રતલમાં. આંઉસ. | ગ્રેન. |
|---|---|---|---|
| પાણી | ૧૨.૫ | ૨ | ૦ |
| એલબ્યુમીનોઇડસ વગેરે | ૨૫.૦ | ૪ | ૦ |

| | | |
|---|---|---|
| સ્ટાર્ચ વગેરે....૫૬.૧ | ૮ | ૪૨૭ |
| ચરબી..........૨.૦ | ૦ | ૧૪૦ |
| સેલ્યુલોઝ.......૧.૯ | ૦ | ૧૩૦ |
| ધાતુમય પદાર્થ...૨.૫ | ૦ | ૧૭૫ |

અત્રે પૌષ્ટિક—પ્રમાણુ ૧: ૨.૪; અને પૌષ્ટિક યોગ્યતા ૮૬ છે.

**મહમદ અદિલશાહ**—વિજાપુરના અદિલશાહી વંશનો આ પાદશાહ ઈ. સ. ૧૬૨૬ થી ૧૬૫૬ સુધી રાજ્ય અમલ ભોગવી ગયો. એ ઇબ્રાહિમશાહનો બીજો બેટો હતો. એણે રાજ્ય મેળવવા વડા ભાઇને પ્રપંચથી આંધળો બનાવી બીજા ભાઇ અને બેશીઓના હાથનાં કાંડાં તો કોઇનાં આંગળાં કપાવી તેમને નાલાયક બનાવી પોતે રાજ્યરૂઢ થયો. એના રાજ્ય અમલની શરૂઆતમા બંકાપુરના કદમરાવ માંડલીકે બલ્લો કરવાથી તેને કેદ કરી મારી નાખવામાં આવ્યો હતો એના અમલમાં શાહાજેહાને વિજાપુર પર ચઢાઇ કરતાં એના સરદાર મુરારીરાવે આસોફ્ખાનનો પરાજ્ય કરી વિજાપુરની નોક વધારી હતી, પણ ૧૫૩૫ માં થએલી લઢાઇમાં શાહાજહાનના ખાનદૌરાન સરદારે વિજાપુર પર સરસાઇ કરી મહમદશાહ સાથે કોલકરાર કર્યા હતા. મહમદશાહને શાહાજીની મોટી મદદ મળી હતી. તેટલાં શાહાજીના મહા પરાક્રમા બેટા શિવાજીએ વિજાપુર તાબેના અનેક કિલ્લા જીતવાથી શાહાજીને પાદશાહી ખતરાજીમાં પડી કેદ થવું પડયું, આથી શિવાજીએ યુકિતથી સુલ્હે કરી પોતાના પિતાનો છુટકો કીધો હતો. મહમદશાહ ૧૬૫૭ માં મરણુ પામ્યો હતો. એના અમલમાં વિજાપુર શેહેર ચઢતી કળાએ પુગું હતું. એના તાબામાં ૮૦૦૦૦ સવાર, ૨૫૦૦૦૦ પેદળ લશકર, ને ૫૦૦ હાથીની ફોજ હતી. એના રાજ્યની મેહેસુલ દર સાલ રૂ. ૨૦૦૦૦૦૦૦ (વીસ કરોડ) ની વસુલ થતી હતી.

**મહમદ ગજનવી-સુલતાન**—આ મહાન શૂરવીર સુલતાનનો જનમ ઇ. સ. ૯૮૧ માં થયો હતો. એ પોતાના પિતા સબકતગીન પછી ઇ. સ. ૯૯૭માં ગાદીનશીન થયો હતો.

મહમદ એક અછો તાલીમબાજ હોવાથી શરીરે ઘણો બળવાન હતો. પ્રથમ તેણે એક બે વર્ષમાં પશ્ચિમ ભણી લઢાઇ લઢી ખુરાસાન વગેરે પ્રાંતો જીતી લીધા અને બોખારાના સામાની વંશનો નાશ કર્યો. એને રાજ્ય લોભ ભારે હોવાથી તેની નજર હિંદ તરફ દોડી. મહમદ ગજનીની નજર હિંદુસ્તાન ઉપર દોરાવાના મુખ્ય કારણો નીચે દર્શાવ્યા મુજબ હતાં :—

(૧) આગલા મુસલમાનોએ ભારે પરાક્રમ કરી ધર્મ વૃદ્ધિ કીધી અને નામના મેળવી, તે પ્રમાણે હિંદુસ્તાનપર ચઢાઇ કરી ત્યાં ધર્મ ફેલાવો કરવાની મજબુત ઇચ્છા મહમદને ઉત્પન્ન થઇ.

આ કામમાં તેને અપજશ મળવાનો ભય ન હોતો. સબબકે હિંદુસ્તાનમાં અનેક નાહના મોટા છુટા છુટા રાજ્ય કર્તા હતા, અને તેમને અપસમાં કલહ હતો એ તે જાણતો હતો

(૨) હિંદુસ્તાનમાં દ્રવ્યનો ભંડાર છે એવી તેને ખબર હતી, અને તેણે પોતાના પિતા સાથે હિંદની ચઢાઇમાં ભાગ લીધેલો હોવાથી તેણે પોતાનો લુટ મેળવવાનો નિશ્ચય મક્કમ કર્યો.

(૩) મહમદ પાસે મોટી ફોજ હતી, તેને બેસાડી રાખી ફોકટનો પગાર આપવા કરતાં લઢાઇમાં રોકી તેમને લુટ મેળવવા થકી ખુશ રાખવાની પણ તેની નેમ હતી; અને તે લશકરમાં અત્યંત પ્રિય હતો.

આવા નિશ્ચયથી ઇ. સ. ૧૦૦૧ માં હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી અને તે પછી હિંદ ઉપર નાહની મોટી ૧૭ ચઢાઇઓ કરી તેમાંથી માત્ર નીચલી બાર જાણીતી છે.

**પેહલી ચઢાઇ**—ઇ. સ. ૧૦૦૧ માં નવેંબરમાં ૧૦૦૦૦ નાં લશકર સાથે પેશાવરનાં મેદાનમાં ઉતરી પડતાં જયપાળ પોતાના ગંજાવર લશકર સાથે સામે થયો. તારીખ ૨૭ મી નવેંબરની

લઢાઇમાં જયપાળ તથા તેના ૧૫ સરદારો મહમદને હાથે કેદ થતાં મહમુદને ભારે ઝવેરાત ને દોલત મળી. જયપાળે ભારે દંડ ભરી ખંડણી આપવાનું કબુલી છુટકો મેળવ્યો. તે પછી મહમુદ 'બાતિંદા' નામે શેહેર કે જે નજદીકમાં હતું તે લુટી પાછો ગીજની ગયો. જયપાળ નામોશીને લીધે અગ્નિ પ્રવેશ કરી મરણ પામ્યો.

બીજી ચઢાઇ—૧૦૦૪ માં કરી. અનંગપાળે ઠેડવેલી ખંડણી આપવા માંડી પણ તેના એક જોડીદાર રાજ્યકર્તા 'ભાટયા' ના રાજા 'વિજય રાજે' સામું માથું ઉંચકતાં મહમુદે સિંધુ નદી ઉતરી મુલતાનની બાજુથી તેનાં રાજ્યપર હુમલો કરી જય મેળવ્યો. આ ચઢાઇમાં મેહમુદને ભારે લુટ સાથે ભાટયાનું રાજ્ય મળ્યું.

ત્રીજી ચઢાઈ—૧૦૦૫ માં પોતે નેમેલા મુલતાનના સુબેદાર અબદુલ ફતેહ લોદીને અનંગપાળ સાથે મળી ગયલો જાણી પેશાવર થઇ પંજાબમાં સ્વારી કરી. તેમાં અનંગપાળ હાર પામી કાશમિર તરફ નહાશી ગયો; અને અબદુલ ફતેહ શરણે ગયો.

ચોથીચઢાઇ—ઇ. સ. ૧૦૦૫–૬ માંકરી. મહેમુદ પાછો વળતાંજ અનંગપાળે ધર્મ યુદ્ધનો ઝુંડો ઉઠાવી જુદા જુદા દેશના રજપુત રાજાઓને પોતાને વશ કરી ભારે લઢાઈ ઉઠાવી. આ લઢાઇમાં અનંગ પાળને 'ગકર' અને બીજા જંગલી લઢાયક પ્રજાએ પણ મદદ કરી હતી. આ લઢાઇમાં હિંદુઓ જીતપર હતા, તેટલાં અનંગપાળનો હાથી જખમી થતાં નહાસવા લાગો. તે જોઈ લશકરની હિમ્મત ખચતાં મહમદની જીત થઇ. એણે આ વેળા નગર કોટનું મંદીર લુટ્યું અને ત્યાં મળેલી તમામ સંપતિ લઇ ગીજના ગયો. આ વેળા મહમદને ૭૦૦૦૦૦ સોનાનાં દીનાર (રૂ. ૪–૮ની એક), ૭૦૦ મણ સુનાનાં ઘરેણાં,* ૨૦૦ મણ સુનાની લગડી, ૨૦૦૦ મણ ચાંદી, ૨૦ મણ મોતી હીરા વગેરે કિમતી પથ્થર મળ્યા હતાં.

ઈ. સ. ૧૦૧૦ માં મહમદે હિન્દુસ્તાની પૂર્વે ઘોર નામે પ્રાંતપર ચઢાઈ કરી તે દેશ તાબે કર્યો હતો, કે જે સુરવંશી સરદારેજ પાછળથી ગીજની વંશનો નાશ કર્યો હતો.

પાંચમી ચઢાઇ—ઈ. સ. ૧૦૧૦માં પંજાબમાં દાખલ થઇ મુલતાન જીતી ફત્તેહલોદીને કેદ કીધો હતો.

છઠી ચઢાઈ—૧૦૧૧ માં કરી સ્થાનેશ્વરનું શ્રીમંત દેવાલય લુટ્યું હતું અને ત્યાંની મૂર્તિ ને ભાંગી ગીજની મોકલી હતી.

સાતમી, આઠમી—ચઢાઇ ઈ. સ. ૧૦૧૩–૧૪ માં કાશમીર ઉપર કરી પણ તે ઝાઝી જસવંત નિવડી નહિ. પછી બે ત્રણ વર્ષમાં તેણે મધ્ય એશિઆમાં દાખલ થઈ સમરકંદ, બુખારા વગેરે પ્રાંત જીત્યા અને કાસ્પિયન સમુદ્ર સુધી પોતાનાં રાજ્યની સિમા વધારી હતી.

નવમી ચઢાઈ—ઇ. સ. ૧૦૧૭ માં કરી તે ભારે તૈયારીની હતી. તે વેળા મહમુદનાં લશ્કરમાં ૧૨૦૦૦૦ લશ્કર હતું. તે વેળા મહમદ હિમાલય તરફથી ધીમે ધીમે વધતો કનોજ ઉપર ચઢાઈ કરી, પણ ત્યાંના રાજા કુંવરરાય શરણે જતાં તેને નહિ છેડતાં તે મથુરા તરફ વધ્યો, ત્યાં જઇ કૃષ્ણનાં ગંજાવર મંદીરો લુટી અસંખ્ય કિમતી ધાતુની લગડીઓ લઇ ગીજની ગયો.

દસમી ચઢાઈ—ઇ. સ. ૧૦૨૧–૨૩ માં હિંદ પર કરવાનું એ કારણ મળ્યું કે કનોજના રાજાને મદદ કરવાની હતી. તે વેળાના રજપુતોએ કનોજપતિને મહમદને મળેલો જોઇ તેની સામે થયાં અને બુંદેલખંડ માહેલા કલિંજરના રાજાએ કનોજ ઉપર ચઢાઇ કરી કુંવરરાયને મારી નાખ્યો. આ વેળા મહમદે કલીંજર પર ચઢાઈ કરી પણ તેમાં ફાવ્યો નહિ. આથી અનંગપાળના પુત્ર જયપાળને રજપૂતોના પ્રપંચમાં શામેલ જોઇ તેનો પ્રાંત

*હિંદુસ્તાનનો મણ ૮૦ શેરનો, ઇરાની મણ ૧૧ શેરનો, અને અરબી મણ બે શેરનો ચાલુ હતો. અરબી મણ ગણીએ તો ઉપલી સંપતિ એ શુમાર હતી.

જીતી લાહોર પ્રાંતને પોતાના પ્રાંતમાં જોડી નાંખ્યો. અને તેની સંભાળ થકી સિંધુ નદીની પૂર્વ ભણી લશકરી છાવણી રાખી. આજ હિંદમાં ઇસલામી રાજ્યને પાયો કહેવાય.

અગીઆરમી ચઢાઈ માં મહમદે કલીંજરનાં નંદરાજ અને ગોવાલેરના રાજાને જીત્યાં ને તેમને ખંડીયા બનાવ્યા.

બારમી ચઢાઇ—૧૦૨૪ માં મહમદે સોમનાથ પર કરી. આ ચઢાઇ માટે મહમુદને ૧૦૦૦ મૈલની મુસાફરી કરવી પડી હતી. આ વેળા મહમદનાં લશકરમાં ૩૦૦૦૦ સવાર, ૩૦૦૦૦ ઉંટ પાણી તથા ધાન્યથી લાધેલાં હતાં. અકટોબરમાં મુલતાન થઇ અજમેરમાં દાખલ થઇ ત્યાંના રાજાને નહસાડી ગુજરાતના રાજા અનહિલ પાટણમાં હતા તે પણ મહમદના ભયથી નાહશી જતાં સોરઠી સોમનાથપર ચઢાઇ કરી ત્યાંની મૂર્તિને ભાંજી બેશુમાર લુટ મેળવી પાછો વળ્યો. પાછો ફરતાં અનહિલ વાડનો રાજા ભિમદેવ ગુંદાબ કિલ્લામાં ભરાઇ બેઠો હતો, તે કિલ્લો જીતી બીજું દ્રવ્ય લુટી માર્ગમાં રજપુત રાજાઓને અટકાવ કરતા જોઇ સિંધનાં રણમાંથી કુચ શરૂ કરી. આ વેળા કેટલાક દેશભકત જાસુસોએ મહમદનાં લશકરને ખોટે રસ્તે દોરવી રણમાં પાણી વીના ભારે ત્રાસ પડે તેવા ભાગમાં લઇ ગયા, પણ મહમદ પોતાનાં સૈન્યને ઘણાં સંકટોમાંથી તેરવી સિંધુ ઉતરી મુલતાન જઇ પુગો ત્યાંથી પોતાને દેશ જઈ ઇરાન ઉપર એક બે ચઢાઇ કરી પણ તે પછી ૧૦૩૦માં ૬૩વરસની વયે મરણ પામ્યો.

**અહમદ-ગવાન**—બ્રાહ્મણી રાજ્યને પૂર્ણ શિખરે ચઢાવનાર આ રાજધુરંધર કુશળ મંત્રિનો જન્મ ઈરાનમાં થયો હતો. એના વડવાઓ ઈરાનના પાદશાહનાં વજીર મંડળમાં ઓધ્ધા પર હતા, પણ શાહ તેહમાસ્પના સમયમાં જીવના ભયથી મહમદ ગવાન ઇરાન છોડી જલ માર્ગે ૪૩ વરસની વયે દાભોળ બંદરે આવી ત્યાંથી બેદર ગયો. તેટલાં બીજા અલાઉદીને તેની વિદ્વતાની પિછાન કરી પોતાની દરબારમાં રાખ્યો, એ અત્યંત દયાળુ, વિદ્વાનોની કદર બુજનાર, અને સખી દાતાર હતો. દક્ષિણ હિંદુસ્તાનમાં તેની ઉદારતાનાં અનેક કામો નજરે પડે છે. બેદરમાં તેણે એક ગંજાવર પાઠશાળા સ્થાપી હતી. તે પોતે કવિ અને બાહોશ ગણિતશાસ્ત્રી હતો. તે દર શુક્રવારે વેશ બદલી છુપી સખાવતો કરતો હતો. અને મદદ આપતી વેળા "આ છુપી મદદ પાદશાહે તમારે માટે મોકલી છે" એમ જણાવતો, પણ પોતાના ગીરોથી આપે છે એમ કદી કહેતો નહિ. મહમદ ગવાન ઇરાનથી પોતાની સાથે રૂ. ૪૦૦૦૦ લાવ્યો હતો, તે રકમ તેણે વેપારમાં રોકી તેમાંથી થતા નફામાંથી દરરોજ બે રૂપીયા પોતાના ખાધા ખર્ચ માટે અને બે રૂપીયા રોજીંદા પોશાક માટે રાખી બાકીના રૂપીયા દાન ધર્મમાં ખરચતો. તેનાં પુસ્તકાલયમાં ૩૦૦૦ ગ્રંથો હતા, જે તેણે પાઠશાળાને ભેટ આપ્યા હતા. તેમજ તેની રેહેણી પણ તદન ફકીર જેવી હતી. જ્યારે પાદશાહ મહમદે તેના દુશ્મનોના પ્રપંચનો ભોગ થઈ મહમદ ગવાનને મારી નખાવ્યો ને પાછળથી તેની રેહેણી કરણીની ખબર મળી ત્યારે તે ભારે પશ્ચાતાપ પામીયો હતો. એનો જન્મ ઇ. સ. ૧૪૦૩ માં ઇરાનમાં થયો હતો. ૧૪૪૬ માં હિંદુસ્તાનમાં આવી વજીરાત પામ્યો હતો અને ૧૪૮૧ માં માર્યો ગયો હતો. એનાં મોત બાદ એના હસ્તકના બેખજાના તપાસતાં તેમાંથી ખાસ પાદશાહી ખર્ચનાં ખજાનામાં ૧૫૦૦૦ રૂપીયા ને બીજા ગરીબ નાચારોના ખજાનામાં ૩૦૦ રૂપીયા સીલક રહેલા મળી આવ્યા હતા.

**મહમદ ઘોરી**—(જુઓ શહાબુદીન ઘોરી)

**મહમદ તઘલખ**—ગ્યાસુદીનનો વડો શાહજાદો. અલફખાન, એ મહમદ નામ ધારણ કરી ઇ. સ. ૧૩૨૬ માં ગાદીનશીન થયો. આ પાદશાહ ભણેલો વિદ્વાન હોવાથી રાજ્ય રૂઢ થતાં તેણે વિદ્વાનો તથા મિત્રોને

ભારે બક્ષેસો કરી. એ અરબી તથા ફારસી ભાષામાં નિપૂણ હતો. તેમજ ન્યાયશાસ્ત્ર અને યુનાની તત્વશાસ્ત્રમાં તો બાહોશ હતો. વળી તેને વૈદકશાસ્ત્રની સારી સમજ હતી. મહમદશાહનું આચરણ ધર્મનીષ્ટ હતું. તે દારૂને અડકતો નહિ, નિયમીતપણું અને શૌર્ય એ ગુણ પણ તેનામાં હતા. તેની યાદદાસ્ત શક્તિ અસાધારણ હતી.

ઉપલા ગુણ ઉપરાંત તેનામાં દુર્ગુણ પણ તેવાજ વાસ કરતા હતા. તે બેહદ સ્વેચ્છાચારી અને ઉતાવળીયો હતો. વૃથા મનોરથનાં સિધ્ધાર્થે તેણે બેવકુફીભર્યા ઉપાયો યોજયા હતા, તેથી તેની રૈયતને સંકટ વેઠવા પડયાં. તે વળી ખુનીને ક્રૂર પણ હતો. તેની કારકીર્દિનો ઇતિહાસ માત્ર તેની ભુલોનું વર્ણન કરે છે.

એણે દક્ષિણ તરફનો મુલક જીતી લેતાં અને તેની પૈસા સંબંધી મુશકેલી વધતાં ચઢાઇઓ કરી પંજાબમાં હુમલા કીધા. એણે પ્રથમ ભારે કરો બેસાડતાં ખેડુતોએ જમીન નહિ ખેડવાથી દુષ્કાળ પડયો હતો, અને તેમાં લાખો માણસો ભુખમરાથી મરણ પામ્યાં હતાં. એણે તેથી દિલ્લી પાયતખત ખાલી કરી દેવગીરીમાં રાજયધાની સ્થાપવાની યોજના ઘડી. આ દેવગઢ દિલ્લીથી ૭૦૦ મૈલ દૂર હોવાથી તે તરફ દિલ્લીનાં રહેવાસીઓને મોકલતાં માર્ગમાં ભુખમારા તથા થાકથી પુશકળ મરણ પામ્યા હતા અને દેવગઢમાં બંદોબસ્ત નહિ હોવાથી ત્યાં પણ ભુખમરો પડતાં ફરી બધી પ્રજાને દિલ્લી તેડાવી. આથી પુરા હાલહવાલ થઇ પ્રજાનો મોટો ભાગ મરણ પામ્યો. તે પછી મહમદે સુન્ના નાણાંને જગે ત્રાંબાનુ ચલણ ચાલુ કર્યું, યાને એક ત્રાંબાના સીક્કાની કિંમત એક સોના મોહોર જેવડી ઠેડવી. આથી પરદેશ સાથનો વેપાર તદનજ ભાગી પડયો અને પ્રજા બહુ સંકટમાં આવી. તેનું નિવારણ કરવા માટે ખજાનામાંથી ત્રાંબા નાણાંને બદલે સોના નાણું આપવા માડતાં પ્રજાના કેટલાક ભાગની ઠગાઇથી ખજાનો તમામ ખાલી થયો હતો.

ઇ. સ. ૧૩૩૭ માં પોતાના પૌત્ર ખુશરૂ મલેકને ચીન દેશ જીતવા નેપાળ તરફથી મોકલ્યો. આ લઢાઇમાં તેને જશ નહિ મલવાથી પાછું ફરતાં એક લાખ માણસની ફોજમાંથી માત્ર ૧૦ જણા બરફ, થંડી, પાણી વગેરે કુદ્રતી તોફાનમાંથી બંચી પાછા આવા હતા.

એના એક પૌત્ર કેરસાસ્પે બળવો કરતાં તેને કેદ કરી જીવતાંજીવત તેના શરીર ઉપરની ખોળ ઉતરાવી હતી. ઇ. સ. ૧૩૩૮ માં પોતાનાં શેકારગાહમાં જે કોઇ શેકાર કરતાં પકડાતો તેને ભારે શિક્ષા કરવા માંડી, એટલુંજ નહિ પણ આસપાસ લશકરી ઘેરો નાખી માહે જે ખેડુત, મજુરો છુટાછવાયા કમનસીબે ઘેરાઇ જતા તેનો આ પાદશાહ પશૂ પ્રમાણે શેકાર કરતો.

એના અમલનો આખેરીમાં તો એવો જુલમ વરસ્યો કે લોકોની જાનમાલની સેહેજ પણ આશા રહી નહિ અને તેથી ખેડુતો ઘેર, ખેતર બાળી નાહાસી ગયા. આથી હિંદુ રાજાઓએ તેની સામે માથું ઉચક્યું હતું. કરનાટકના રાજા બલ્લાળ દેવ, વારંગુળનો રાજા કૃષ્ણનાગ અને બીજાઓએ મુસલમાનો પાસથી પોતાનો દેશ જીતતાં દૌલતાબાદ શિવાય તમામ ઇસલામી રાજ્ય જીતી લીધું હતું. એજ સાલમાં સિંધની ચઢાઇ દરમ્યાન તાપની બેમારીથી મરણ પામ્યો. (ઇ. સ. ૧૩૫૧ માં.) મહમદના અમલમાં દક્ષિણ પ્રાંતનુ વાર્ષિક મેહેસુલ રૂપીયા ૧,૧૬,૯૦,૦૦૦ નું હતું. દૌલતાબાદમાં એણે જે કિલ્લો બંધાવ્યો તે એના અમલનું યાદગાર બાંધકામ ગણાય છે. કિલ્લાનો કોટ ત્રણ દેવાલથી બનેલો છે ને ૮૦૦ ફીટ ઉંચો છે. તેની આસપાસ તેટલીજ ખાઇ છે.

**મહમદ બેગડો**—ગુજરાતનો આ પરાક્રમી પાદશાહ ઇ. સ. ૧૪૪૪ માં જનમ્યો હતો.

એ ૧૪૫૮ માં ગુજરાતની ગાદીએ બેઠો. એણે ઇ. સ. ૧૪૬૧ માં માળવાપર ફોજ મોકલી ત્યાંના રાજા પાસથી બ્રાહ્મણી રાજ્યનું રક્ષણ કર્યું. ઇ. સ. ૧૪૬૮ માં સૌરાષ્ટ્ર પર ચઢાઇ કરી હતી, અને અનેક પ્રાંતો જીતી ગિરનારનો કિલ્લો જીતી લઇ અહમદાવાદ પાછો ફર્યો હતો. બીજી ચઢાઇમાં ગીરનારના રાવને વટલાવી મુસલમાન બનાવ્યો હતો. ત્યારથી મહમદશાહ જુનાગઢમાં લાંબો વખત રહેવા લાગો હતો. જુનાગઢથી એણે કચ્છ, સિંધ, બલુચિસ્તાન ઉપર ચઢાઇઓ કરી જીત મેળવી હતી. તે વખતના રાણપુરના જમેદાર રણજી ગોહેલની બાઇડી અને મહમુદશાહની બાઇડી એઓ સગી બેહેનો થતી હતી. આથી રણજીની બાઇડીને વટલાવવા રાણપુર ઉપર ચઢાઇ કરી. આ લઢાઇમાં રાણજી શૌર્યતાથી લઢતાં મરણ પામ્યો, ત્યારે તેની સ્ત્રી તેની ચીત્તા સાથે બળી મુઇ; જેથી મહમુદશાહની આશા ભ્રષ્ટ બની હતી. મહમુદશાહે ચાંચેક્ષોકના રાજા ભીમદેવને ૧૪૮૨ માં હાલ હાલ કરી અમદાવાદમાં માર્યો હતો.

ઇ. સ. ૧૪૮૩ માં ચાંપાનેરના રાજા રાવળપટાઇ જયસિંહપર ચઢાઇ કરી તે શેહેર જીતી લીધું હતું. તે શેહેરને મહમદશાહે તદ્દન પાયમાલ બનાવી મેલ્યું હતું.

ઇ. સ. ૧૫૦૭ માં ગુજરાતના કિનારા પર પોર્તુગીઝોએ ચઢાઇ કરી તેમાં મહમુદશાહને બે વખત લઢાઇમાં ઉતરવું પડ્યું, તે છતાં પોર્તુગીઝોએ દમણ, દીવ જીતી લઇ ત્યાં થાણા સ્થપ્યાં હતાં. મે ૧૫૧૩ માં પાટણપર ચઢાઇ કરી પાછો વળતાં મરણ પામ્યો હતો.

દંતકથા પ્રમાણે જણાય છે કે એની ૩૫૦૦ થી ૪૦૦૦ સ્ત્રીઓ હતી અને તે જેમી સાથે રાત્રે સુતો તે સવારે મરી જતી હતી. મહમદશાહ સવારે ઉઠતાં તેના મેહેલના સામા મેદાનમાં તેને સલામ કરવા ૫૦૦૦ હાથી ઉભા કરવામાં આવતા, ખાતી વેળા તેની પાસે ૫૦ થી ૬૦ વાજીંત્રો વજાડવામાં આવતાં. તેનું નામ બેગડો પડવાનું કારણ એમ જણાવવામાં આવે છે કે ઇ. સ. ૧૪૭૨ માં જુનાગઢ અને ૧૪૮૪ માં ચાપાનેરનો કિલ્લો જીતવાથી બેગઢ જીતનાર ઉપરથી ઉપનામ પડ્યું હતું.

તેની મુછ એટલી તો લાંબી હતી કે તેને તે માથાપર અંબોડો વાળી બાંધતો. તેને તેના પિતાએ બચપણથી ઝેર ખાવાની ટેવ પાડેલી હોવાથી તે ચાલુ કેફ માટે ઝેર ખાતો; તે એટલો તો ઝેરી હતો કે તેને પાન ચાવી મારેલી પીચકારીથી માનસ મરી જતું, ને માખ જો તેના હાથ ઉપર બેસતી તો તે તરતજ ઝેરી અસરથી મરણ પામતી.

**મહમદશાહ**—આ મોગલ શેહેનશાહ ઇ. સ. ૧૭૧૯ થી ૧૮૪૨ વેર અમલ ભોગવી ગયો. એ ગાદીએ આવ્યો તે વેળા સૈયદોનું ચલણ ભારે હતું; એણે ગાદીએ આવતાં શાહુ રાજાને કેદથી મુક્ત કર્યો હતો. વળી નિઝામ ઉલમુલ્કે મહમદશાહનો અમલ નરમ જોઇ પોતે સ્વતંત્ર રાજા બન્યો હતો. ઇ. સ. ૧૭૩૮—૩૯ માં નાદીરશાહે દિલ્લીપર ચઢાઇ કરી ત્યારે કતલ ચલાવી લુંટ મેળવી સ્વદેશ ગયો હતો. તેની સામે મહમદશાહ કોઇ પણ રીતે લઢી શકયો નહોતો. પાદશાહને નબળો જોઇ દક્ષીણમાં નીઝામઉલમુલક બળવંત થઇ પડયો હતો. મહારાષ્ટ્ર, ગુજરાત, માળવા અને પંજાબ પ્રાંત શીખોએ જીતી લીધો. તેમજ રાજ્યની આખેરીમાં બંગાલ અને અયોધ્યા પ્રાંત પણ મોગલ સત્તા તળેથી નીકળી સ્વતંત્રતાએ પુગા હતા. તેમજ આઠ રોહીલ સરદારોએ પણ નાહનાં નાહનાં શેહેરો તાબે કર્યાં હતાં. એની કારકીર્દીની આખેરીમાં ૧૭૪૮ ના સુમારે અહમદશાહ અબદાલી નામે અફગાનની સરદારે હિંદપર ચઢાઇ કરી, તેની સામે લઢવા વડા શાહજાદા અહમદને સરહીંદ તરફ મોકલ્યો, તેમાં પાદશાહને જય મળ્યો, પણ એજ વર્ષની એપ્રેલમાં મહમદશાહ મરણ પામ્યો હતો.

**મહમદશાહ બ્રાહ્મણી**—એણે ઇ. સ. ૧૩૫૮ થી ૧૩૭૫ સુધી રાજ્ય અમલ ભોગવ્યો હતો. એના અમલમાં ચોખુણાકાર ચલણી સીક્કા પાડવામાં આવ્યા હતા, પણ પ્રજા અસલી ગોળ સીક્કા તરફ ચાહ ધરાવતી હોવાથી તેઓ આ નવા સીક્કાને ગાળી નાખવા માંડતાં પાદશાહી સખત કાયદાથી અમલમાં મેળી ચોખુણાદાર સીક્કા ચાલુ કીધા હતા. એણે તૈલંગણના રાજપર ચઢાઇ કરી તેને મારી નાંખી રાજ્ય સત્તા વધારી હતી. બીજે મરતબે આજ રાજ્યપર હોમલો કરી ૩૩૦૦૦૦૦ રૂપીઆ તથા ગોવલકાંડાનો કિલ્લો મેળવ્યો હતો, તેમજ તખતે ફીરોજ નામે એક તખત રૂ. ૪૦૦૦૦૦૦ ની કિમતનું વારંગુણના રાજા તરફથી મેળવ્યું હતું. આ તખત (આસમાની તખત) ૯ ફીટ લાંબુ ને ૩ ફીટ પોહળું હતું. તેપછી એને વિજયાનગરના રાજા સાથે લઢી તેનાં ૭૦૦૦૦ હિંદુ સીપાહોને મારી નાખી જય મેળવ્યો હતો. આ વેળા હિંદુઓએ પ્રથમ લઢાઇમાં તોપનો ઉપયોગ કરેલો જણાયછે. ૧૩૬૬ માં વિજયાનગરના પાદશાહે એની સાથે સુલ્હે કરી હતી. ૧૭ વર્ષ રાજ્ય અમલ ભોગવી ઈ. સ. ૧૩૭૫ માં આ પાદશાહ મરણ પામ્યો હતો.

**મહમદશાહ બ્રાહ્મણી**—(૨) પાદશાહ મહમદશાહ ઈ. સ. ૧૩૭૮ થી ૧૩૯૮ સુધી રામ રાજ્ય ભોગવી ગયો હતો. આ પાદશાહ દયાળુ ઇન્સાફી, વિદ્વાન અને રાજ્ય ધુરંધર હોવાથી એનો અમલ શાંતતા ભર્યો ગુજર્યો હતો. એણે ગરીબ પ્રજાને સસ્તું અનાજ મળે તે થકી દસ હજાર બળદનો કાફલો રાખી ગરીબોને અન્ન અને મોહતાજોને દાન આપતો હતો. એને દક્ષિણ તરફ ઍરિસટોટલ તરીકે ઓળખવામા આવે છે.

**મહમદશાહ બ્રાહ્મણી બીજો**-આ પાદશાહ દક્ષીણમાં ઇ. સ. ૧૪૬૩ થા ૧૪૮૨ સુધી રાજ્ય અમલ ભોગવ્યો હતો. એનો જન્મ ઇ. સ. ૧૪૫૪ માં થયો હતો, એના રાજ્યમાં મહમદ ગવાન હસ્તક દીવાનગીરી હોવાથી એનો રાજ્ય અમલ ન્યાયીપણે ચાલ્યો હતો. ઇ. સ. ૧૪૬૭માં માલ્વીના સુલતાન સાથની લઢાઇમા મહમદશાહની જીત થઇ હતી. તે લઢાઇમાં કોંકણના દાભોલ ચૈલ, જુનર ચાકણ, કોલ્હાપુર, વસઇ, વગેરે પ્રાંતો મલ્યા હતા. તે પછી ૧૪૬૯ માં વિશાળગઢના રાજા શંકરરાયના ૩૦૦ વાહાણના કાફલા સાથે પાદશાહનાં વજીર મહમદ ગવાને બે વર્ષ સુધી લાગટ લઢાઇ લઢી ઇ. સ. ૧૪૭૩ માં બેળનો કિલ્લો જીતી પાછળથી ગોવા પ્રાંત પણ તાબે આણ્યો હતો.

એના અમલમાં અનેક સરદારો હિંદની તવારીખમાં પ્રસિદ્ધતા પામી ગયા છે. તેમાં તેલંગણ પ્રાંતપર નિઝામ ઉલમુલ્ક ઉર્ફે મલીક હસન બાહિરી હાકેમ નેમાયો હતો. વરહાડની હાકેમીપર ઇમાદ ઉલ મુલ્ક ઉર્ફે દર્યાખાન હતો. દૌલતાબાદની હાકેમીપર યુસુફ અદીલખાન ગવાન હતો. ઇ. સ. ૧૪૭૨ માં પાદશાહે બેલગામપર જીત મેળવી તેને તાબે કર્યું હતું. ૧૪૭૭ માં ઓઢયા પ્રાંતપર ચઢાઇ કરી ત્યાંના ભીમરાજાને જીતી પોતાનો રાજ્ય વિસ્તાર વધાર્યો હતો. તે પછી કાંચીના મેદીરપર ચઢાઇ કરી મહમદશાહે અપાર સંપતિ મેળવી હતી. મહમદશાહની દરેક જીત અને રાજ્યબંદોબસ્ત કરવામાં મહમદ ગવાનની પૂર્ણ શામેલગીરી હોવાથી અને તેને દરેક કામમાં જસ મળવાથી તે રાજ્યદરબારમાં સર્વોપરી માનીતો થયો હતો. આથી તેના દુશ્મનોએ પ્રપંચ રચી પાદશાહને એક દિને દારૂની નિશામાં જોઇ તેને ભોળવી તેના હોકમથી મહમદ ગવાનને ૧૪૮૧ માં મારી નખાવ્યો હતો. પણ પોતાના અવિચારી હોકમથી લાયક નરનો આ મુજબ નાશ થવાના પશ્ચાતાપથી મહમદશાહ જલ્દીજ ઝુરીને મરણ પામ્યો હતો.

**મહમદ સાની-સુલતાન**—કૉન્સટન્ટીનોપલનો આ સુલતાન અબદુલ હમીદનો બેટો

હતો. એનો જન્મ ઇ. સ. ૧૭૮૫ માં ૨૦ મી જુલૈએ થયો હતો. એ ઇ. સ. ૧૮૦૮ માં ૨૮ મી જુલૈએ પોતાના કાકા સુલેમાન ત્રીજા તથા મુસ્તફા ચોથા પછી ગાદીએ બેઠો હતો. એ ૧૮૩૯ માં મરણ પામતાં અબદુલમજીદ ગાદીએ બેઠો હતો. એનો અમલ અનેક ઇતિહાસિક બનાવોથી ભરપૂર છે. ૧૮૨૧ માં ગ્રીકોએ સ્વતંત્રતા જાહેર કરી એની સત્તા તુચ્છકારી હતી. અને ૧૮૨૮ માં રૂસો તુર્ક લઢાઇ થઇ હતી, જેમાં મહમદ-સાનીનું તમામ લશ્કર શિકસ્ત પામ્યું હતું. તે વેળા રશિયનો કૉન્સટન્ટીનોપલ કબજે કરવાપર હતા, પણ યૂરપીયન રાજ્યોની મધ્યસ્તિથી રાજ્ય પડી ભાગતું બચ્યું હતું.

**મહમદ સુલતાન**—એ તુર્કસ્તાનના પેહેલા મહમદ તરીકે જાણીતો થયો છે. એ ઇ. સ. ૧૭૩૦ માં ગાદીનશીન થયો હતો. એણે ૧૭૫૪ સુધી અમલ ભોગવ્યો હતો. એના અમલમાં નાદીરશાહે જ્યૉર્જીયા તથા આરમેનિયામાં અમલ બેસાડયો હતો.

**મહમુદ**—એ અફ્ઘાન ગીલઝાઇ ટોળાનો એક સરદાર હતો. એનો પિતા મીરવાઇસ ૧૭૧૫ માં મરણ પામતાં એ સરદાર થયો. એણે ૧૭૨૨ માં ઇસ્પહાન જીતી લઇ ત્યાંના શાહા હુસેનસફવીને તાબે કર્યો હતો. આ વેળા ૧૧ મી અકટોબરે એણે ખાસ પાદશાહને હાથે પોતે રાજ્યમુગટ પેહેર્યો હતો, અને બધા શાહજાદાઓને કેદખાને પુર્યા હતા. બે વર્ષ રાજ્ય ભોગવ્યા પછી ૧૭૨૫ માં એક દિવસે એણે ૩૯ શાહજાદાઓને કતલ કરતાં તેજ રાત્રે એ માર્યો ગયો હતે.

**મહર્ષી**—મનુસ્મૃતિમાં દક્ષને સ્થળે પ્રચેતા કહેલો છે. મારિચાદિક પુત્રોને સ્વાયંભૂ મનવંતરમાં બ્રહ્મદેવીએ ઉત્પન્ન કર્યા, તેમના મનવંતરમાં એમને મહાદેવે શ્રાપ આપ્યો હતો તેથી એ મરણ પામ્યો. આથી બ્રહ્મદેવે એને ફરી ચાલુ• મનવંતરમાં ઉત્પન્ન કર્યો હતો.

**મહાઅષ્ટમી**—હિંદુઓના નોરતાંના તેહેવારોમાં આ હોમનો દિવસ કહેવાય છે. પ્રતિપદાથી આ દિવસ સુધી રાજ્ય વગેરેના શસ્ત્રો, વાદ્ય તથા છત્ર, ચમર, ગજ, અશ્વ ઇત્યાદી રાજ્ય ચિન્હનું પૂજન કરે છે, તેમજ હાલમાં સોનાર, કંસાર, સુતાર, ખેડુત વગેરે કામદારો પણ પોતાનાં હથીયારોની એ દિને પુજા કરે છે. એ દિવસે ઘોડાની પુજા કરે છે તેને "ખાડે" પુજન કહે છે.

**મહાઆફ્રિદ**—પાદશાહ ફરેદુનની બાનુ, અને મિનોચેહેરની એ માતા હતી.

**મહાઇર**—આ પ્રજા મધ્ય હિંદુસ્તાનમાં મોધી, મહાઇર નામે જાણીતી છે. એઓ આગલા વખતમાં લુટફાટનો ધંધો કરતા હતા, પણ હાલમાં ખેડુતનો ધંધો કરે છે.

**મહા ગ્રીવગ્રામ**—અથવા મહોર્તી. શિકારપુરની દક્ષિણે મહેસ્તી નામે ગામ છે. આ ગામ પ્રાચીન કાળમાં સારી સ્થિતિમાં હશે એમ માનવાને કેટલાક સબબો છે, એ કચ્છ ગંધર્વથી કંદહાર જવાના માર્ગમાં તદન નાકા ઉપર હોવાથી, અગાઉ એ વેપારનું મોટું શેહેર હોવું જોઇએ એવું કેટલાક ગ્રંથકારોનું અનુમાન છે.

**મહાકરંજ**—આ વિશાળ વૃક્ષ હોય તે મલબાર, કોકણ અને મધ્ય હિંદુસ્તાનમાંના (જવ્હારનાં જંગલમાં) અરણ્યમાં વધે છે. એની છાલ જાડી, તંતુમય, લાલ રંગની હોય છે; તે રૂચીમાં કડવી અને તુરી હોય છે. ઇ. સ. ૧૭૯૧ માં ડૉ૦ રૉકસબર્ગે એ યૂરપીયન તબીબોની જાણમાં આણી સિંકોનાને બદલે તેનો ઉપયોગ કરવાની શિફારસ કરી હતી, પણ તેનો અનુભવ લેતાં તે ઝાઝી અકસીર નિવડી નહિ, એની છાલની પરીક્ષા ઇ. ૧૮૫૧ માં ડૉ૦ ઓબ્હરબેકે કરી હતી. તે ઉપરથી અને ડૉ૦ બ્રાઉટને કરવાથી તેની છાલમાં જે કડવાસપણું છે તે એ 'રાળસદૃશ (unnamed) દ્રવ્યમાં છે એમ ડૉ૦ લેકોનું અનુમાન છે, પણ જ્યારે તે ફક્ત પાણી અને દારૂના અ૦માં પિગળતું નથી

ત્યારે તે "અલકલૉયડ" જાતનું નથી. તેમાં જે તૂરો વાસ છે, તે ટૅનિક ઍસિડને લીધે છે; એમ ડૉ૦ હેનબેરીનું મત છે. ડૉ૦ ડીમકનાં મત મુજબ અતિસાર ઉપર એ અકસીર છે. એની છાલનો ઉપયોગ જૂદાં જૂદાં દર્દોપર થાય છે.

**મહાકાલ**—મહાપ્રલય વેળાનું ઇશ્વરનું જે ભયંકર રૂપ તે મહાકાલ. એ રંગે કાળો અને હાથમાં સહુના નાશનું ઓળીયું તથા તલવાર છે. એ બ્રહ્મા વિષ્ણુ તથા શિવ એ સગુણુ દેવોનો પણ નાશ કરે છે.

**મહાકાલી તોપ**—(જુઓ તોપ.)

**મહાકાળી**—એ મહાકાળની સ્ત્રી. પાર્વતીનું એક ભયંકર રૂપ. મહાકાળીના ગળામાં મનુષ્યનાં માથાની માળા હોય છે.

**મહાંદ**—દક્ષિણુ કોંકણુ પ્રાંત તરફ એના વેલા વધે છે. એનો કંદ ગરીબ ગુરબાંઓ ખાવાના ઉપયોગમાં લીયે છે. એનાં પાંદડાં કપાસનાં પાંદડાં જેવાં હોય છે. સાપનાં ઝેર ઉપર એનો કાંદો ખવાડે છે.

**મહાદજી સિંદે**—આ મહા પરાક્રમી મરાઠા યોદ્ધાનો જન્મ ઇ. સ. ૧૭૩૨ માં રાણોજી સિંદેને ત્યાં થયો હતો. ઇ. સ. ૧૭૬૧ માં પાનીપત નજદીક અહમદશાહ અબદાલી સાથે જે મોટી લડાઈ થઇ તેમાં મરાઠા હાર પામ્યા પછી નાહસી ગયા તેમાં મહાદજી પણુ હતો.

ઇ. સ. ૧૭૬૧ માં એ સિંદે સરકારની ગાદીએ બેઠો અને સૈન્યના સરદારનું પદ પામ્યો હતો. ઇ. સ. ૧૭૬૯ માં વડા માધવરાવ પેશવાએ વિસાજી કૃષ્ણુબીનીવાલાને નર્મદાને બીજે કાંઠે ચઢાઇ કરવા મોકલ્યો, તે વેળા મહાદજી આ લશ્કરમાં હતો. આ વેળા મહાદજીએ ભારે સૈન્યબળથી બધે પેશવાનું સ્વામિત્વ સ્થાપતાં સ્થાપતાં દિલ્લી પર ચઢાઇ કરી. અને ત્યાં પોતાનું શ્રેષ્ઠત્વ સ્થાપી પાદશાહને વશ કરી અનેક જાગીરદારોને તાબે કર્યા. આ વેળા મહાદજીને અનેક લડાઇઓ લઢવી પડી, પણુ છેલ્લે ઇ. સ. ૧૭૮૮ માં એ કિલ્લાનો વડો કારભારી બન્યો, તે વખતે તેણે પાદશાહ પાસેથી પુષ્કળ કામો કરાવી લીધાં, તેમાં ગો વધ કોઇ પણુ મુસલમાને કરવી નહિ એવું પણુ લખત હતું.

જ્યારે ઈંગ્રેજો રાઘોબા દાદાનો પક્ષ ધરી માધવરાવ અને પેશવા સાથે લઢવા લાગા ત્યારે ઇ. સ. ૧૭૭૫ માં વડગામમાં મહાદજીએ બ્રિટીશ સૈન્યને સખ્ત રીતે હરાવી નહસાડયું હતું, અને જોઇતા કોલકરાર કરાવી લીધા હતા. ઇ. સ. ૧૭૮૨ માં "સાલપે" મુકામે બ્રિટીશો સાથે મરાઠાને જે કોલકરાર થયા તે વેળા મહાદજીને ફૂલ અખત્યાર મળેલો હતો.

ઇ. સ. ૧૭૮૫ માં નવી પદ્વિનો પોશાક પેશવાને આપવાને બાહને પુનામાં ભારે સમારંભ કરી મહાદજીએ ભારે નામના સાથે પેશવાની પ્રિતી સંપાદન કરી હતી. તેજ સાલમાં વાનવડીની પોતાની છાવણીમાં ૧૨ મી ફેબ્રુવારીએ મહાદજીનું મરણુ નિપજ્યું હતું.

**મહાદી ઈમામ**—આખું નામ અબુલ કાસમ મહમદ. એ બારમો ઇમામ થઇ ગયો. ૧ લો અલી અને છેલ્લો મહાદી ઇમામ તરીકે મુખ્ય નામના પામી ગયા છે. એનો પિતા હસ અસકરી ૧૧ મો ઇમામ હતો. એનો જન્મ બગદાદ માંહેલા સરમાનરાયમાં ઇ. સ. ૮૬૯ માં ૨૫ મી જુલૈએ શુક્રવારને દિવસે થયો હતો. એ ચાર વર્ષનો હતો ત્યારે એનો પિતા મરણુ પામ્યો, તેથી એને બારમા ઇમામનું પદ મળ્યું. પણુ ઇ. સ. ૮૭૯ માં એક દિને એ પોતાના પિતાના ઘેરમાંનાં ટાંકાંમાં દાખલ થયો તે ત્યાંથી કદી પાછો મળ્યો નહિ. આ દેખાવ તેણીની માતાએ નજરો નજર દીઠો હતો. ત્યારથી ઇસલામીઓમાં એવો ખ્યાલ છે કે એ હજી જીવતો હોઇ કયામત સમે દુન્યાપર એની પાદશાહી થશે.

**મહાદેવ**—(જુઓ શિવ.)

**મહાનદી**—આ નદીનો ઉગમ ગોંડવણુમાં

અમરકંટના ઉંચા પર્વતવાલા ભાગમાં ઉ૦ અ૦ ૨૧—૩૦ અને પૂ૦ રે૦ ૮૧ ના સુમારમાં થએલો છે. આ નદી ઉગમથી નિકળતાં પ્રથમ ઉત્તરે વહેતી પશ્ચિમે અને પૂર્વે વકવલાણુ લેતી બંગાલના આખાતમાં ઉ૦ અ૦ ૨૦ ના સુમારે પૂ૦ રે૦ ૮૫ અને ૮૭ ની વચ્ચે અનેક મુખે સમુદ્રને મળે છે. એની લંબાઇ ૫૦૦૦ મૈલથી વધુ છે. એને કાંઠે ઢમઢેરી, સંભળપુર અને કટક આ શેહેરો છે. આ નદીનાં મૂળથી આણી તરફ ૭૦ મૈલપર કટક શેહેર છે, ત્યાં વરસાદમાં નદીના રોહની પોહળાઇ એ મૈલ રહે છે. પણ બીજી મોસમમાં પાણી તદન છાલકાં થાય છે. કટકથી ૧૬૦ મૈલપર સંભળપૂર છે જ્યાં વર્સાદમાં પોહળાઈ૧ મૈલ રહેછે. વર્સાદમાં મુખથી ૩૦૦ મૈલ સુધી વાહાણો ચાલે છે.

**મહાબલેશ્વર**—મુંબઈ ઈલાકા માહેલું મુખ્ય હવા ખાવાનું મથક વેસ્ટર્ન ઘાટના પૂર્વ ઢોળાવ ઉપર પૂનાથી ૭૪ મૈલપર ૪૭૧૭ ફીટ ઉપર છે. વસ્તી ૩૫૦૦ ની છે. અત્રે મુંબઇના ગવરનર અને શ્રીમંતો ગરમીની મોસમ ગુજારે છે.

**મહા મીરાન**—(જુઓ મમીરો).

**મહા મેદા**—હિમાલય તરફના પ્રદેશમાં આ ઝાડ પ્રસિધ્ધ છે. મુંબઇ તરફ નેત્રવૈદો "મૈદાલકડી" અને 'મદનમસ્ત' આ નામે બે પ્રકારની છાલ વેચવા લાવે છે. તેનો ઉપયોગ વીર્ય વૃધ્ધિ માટે ઘણા લોકો કરેછે. તેમાંની 'મદન મસ્ત' એ જંગલી સુરણની જાત છે. ડૉ૦ ડીમકના જણાવવા મુજબ મૈદા લકડી એલીસ ઝાડની છાલ છે.

**મહાવીર સ્વામી**—જૈન ધર્મના છેલ્લા ચોવીસમાં તીર્થંકર. આ સ્વામીનો જન્મ ત્રીકુંડ નગરમાં ચૈત્ર શુદ ૧૩ ને દિવસે થયો હતો. એનો પિતા સિધ્ધાર્થ રાજા હતો. મહાવીરનાં લગ્ન સમવીર નગરના રાજાની કન્યા યશોદા સાથે થયાં હતાં. મહાવીરે પોતાની ૩૦ વર્ષની ઉંમરે સંસાર ત્યાગ કરી પોતાના પંથને ફેલાવવા અનેક શિષ્યો કર્યા હતા, તેમાં ગોશાલ નામે એક વાચાલ શિષ્યે મહાવીર તરફથી ઘણો વાદવિવાદ ચલાવી પોતાનો પંથ ફેલાવ્યો હતો. મહાવીર સ્વામીનું ૭૨ વર્ષની ઉંમરે અપાપુરીમાં મરણ નિપજ્યું હતું. એના ૧૧ શિષ્યોએ વેદ મતનું ખંડન કરી જૈન ધર્મ બોહોળા વિસ્તારમાં ફેલાવ્યો હતો. મહાવીરે પોતાનાં આયુષ્યનાં ૩૦ વર્ષ સંસાર સુખ ભોગવી, ૧૨ વર્ષ તપશ્ચર્યામાં ગુજારી ૩૦ વર્ષ ધર્મોપદેશમાં ગાળ્યાં હતાં.

**મહાશિવરાત્રી**—હિંદુઓના માહ માસમાં આવતો તેહેવાર. હિંદુ ધર્મશાસ્ત્ર મુજબ દર માસની વદ ૧૪ એ દિવસે શિવનું પર્વ છતાં મહા વદ ૧૪ એ શંકરને અત્યંત પ્રિય દિસે છે. આ દિવસે અપવાસ કરી રાત્રે શિવાલયમાં શિવપુજન કરે છે. કોઇ એકજ પુજન કરે છે, અને કોઇ ચાર પ્રહરની ૪ પુજા કરે છે. શિવલીંગ પાણીથી ધોઇ રૂદ્રની એકાદશીથી અથવા ચંદન, કપૂર, કેસરથી સુગંધી એવ ઉદકથી અભિષેક કરે છે. ફળફુલ અર્પણ કર્યા પછી ૧૦૦૦ અથવા ૧૦૮ બિલ્વપત્ર શિવના સહસ્ત્ર નામથી અથવા મૂળ મંત્રથી (ૐ નમ-શિવાય) સમપર્ણ કરે છે. પછી આચમન, ફુલો એ અર્પણ કરે છે. પછી આરતી, નમસ્કાર, ૧૨ નામથી ૧૨ પુષ્પાંજલી કરી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરી મંત્રના ૧૦ જપ કરી પ્રાર્થના કરી પુજા નિવેદન કરે છે. કોઇ મૃતિકાનો નવો શિવલીંગ સ્થાપી તેની પુજા કરે છે.

વ્રત રાજમાં આ મહાશિવરાત્રીની એવી કથા વર્ણી છે કે, એક શેકારી ઉપલે દિવસે અરણ્યમાં શેકાર કરવા ગયો, પણ આખો દિવસ ભટકતાં કાંઇ ભક્ષ મળયું નહિ અને તેથી કડકા પડયા. રાત પડતાં વાઘ જેવા પશુના ડરથી તે એક ઝાડ ઉપર ચઢીને નજીકના સરોવરમાં જળ પિવા આવતાં હરણો જોવા લાગ્યો. તે ઝાડનાં ડાંખળાં, પાંદડાં નજરે આડે આવ્યાથી નજરે કાંઇ પડતું નહિ અને તેથી તેણે પાંદડાં તોડી તોડીને નીચે નાખ્યાં. આ

ઝાડ બીલ્વનું હતું અને તેણે તોડી ફેંકેલા પાંદડાં કર્મોધર્મે નીચે ગુપ્ત રહેલા શિવલીંગ ઉપર પડયાં. એક પોહોર રાત જતાં એક ગર્ભવાળી હરણી આવી. અને જેવું કામઠું લીધું તેવુંજ તેણીએ પાછું આવવાનું વચન આપ્યું. આથી તેને જવા દીધી. એ પ્રમાણે ૪ પ્રહરમાં ૪ હરણીઓ આવી અને તે દરેકને નહિ મારતાં જવા દીધી. સહવાર પડતાં તે શેકારી ઉપર પુષ્પ વષ્ટી થઇ, અને તે ચારે હરણીઓ અપસરાઓ બની ગઈ. તે પછી તેઓ પાંચે જણા વીમાનમાં બેસી કૈલાસે ગયાં. આકાશમાં હાલમાં જે મૃગશિર્ષ નક્ષત્ર કિંવાં તારા જોઇએ છિયે તે કથાની પેલી ચારે હરણી અપસરા અને તે શેકારી છે.

**મહાળુંગ** (જુઓ બીજોરૂં)

**મહી**—એનો ઉગમ માલવામાં વિંધાદ્રીની હારમાં ઉત્તર ભણીની ઉતરાણમાં થાય છે. અમજેર ગામની પશ્ચિમે ઉ૦ અં૦ ૨૨—૨૩ અને પૂર્વ રે૦ ૭૫—૮ના સુમારમાં એનો ઉગમ થાય છે. એ ત્યાંથી વહેતી મેવાડ પ્રાંતની સરહદપર ઉત્તરે વહેતી નૈઋત્યે વળી ખંભાતના આખાતમાં મળે છે. એની લંબાઇ ૩૦૦૮ મૈલની છે. મુખથી ૧૫ મૈલ સુધીજ વહાણો ચાલે છે.

**મહિપતી**—આ માહારાષ્ટ્ર ભાષાના કવિનો જન્મ ઇ. સ. ૧૭૧૫ માં અહમદનગર જીલ્લા માહેલા રાહુરી તાલુકામાંના તાહરાબાદમાં થયો હતો. એ ઋગવેદી દેશસ્થ બ્રાહ્મણ હતો. એણે ભકત વિજય, સંત વિજય, ભકત લિલા મૃત, કથાસારામૃત, પાંડુ રંગ સ્તોત્ર, શનિ મહાત્મ્ય, કૃષ્ણ લીલામૃત, તુકારામ ચરિત્ર વગેરે નાહના મોટા ગ્રંથો રચ્યાં હતા. મરણ ઇ. સ. ૧૭૯૦ માં નિપજ્યું હતું.

**મહીમંડણગઢ**—સતારા જીલ્લામાં જાવળી તાલુકામાં બામણોલી નામનાં ગામડાંની પશ્ચિમ ભણી ૧૧ મૈલ ઉપર સીહે ગામડાંની પાસેનો કિલ્લો. આ કિલ્લો તળેટીથી ૬૦૦ ફીટ ઉપર છે. એનું ક્ષેત્રફળ ૧૧ એકરછે. એની આસપાસ ઉંચી ઉંચી અનેક ટેકડીઓછે. આથી આસપાસના દેશનાં રક્ષણ અર્થે આ કિલ્લો અગાઉ ઝાઝો વપરાયલો જણાતો નથી. માહે એક તળાવ છે; પણ કિલ્લા આસપાસનો તમામ કોટ પડી ગયલોછે.

**મહીમાનગઢ**—આ કિલ્લો સતારા જીલ્લા માહેલા માન તાલુકામાં દહીવડી નામનાં ગામડાંની પશ્ચિમે ૫⅞ મૈલ ઉપર સીંદીબુદ્રુક નામનાં ગામડાંમાં છે. સપાટીથી કિલ્લાની ઉંચાઈ ૨૫૦ ફીટનીછે. તેનો આકાર ત્રીકોણાકાર હોઇ પૂર્વ ભણી ટોંચ ઠીક આગળ વધેલી છે. આગલો ચઢાણનો માર્ગ પાંચ ફીટ પોહળો હોઇ ઠીક સ્વચ્છ છે. ઉપર ચઢવાની દરેક સીઢી ૩ થી ૪ ફીટ પોહળીછે. ઉપલું ચઢાણ ઘણું બીકટ છે, અને દરવાજા પાસે પુગતાં પાંચ મિનિટ લાગે છે. બાહેર એક જીવતાં પાણીનું ટાંકુંછે. કિલ્લોનો દરવાજો કમાનદાર હોઈ ૭ ફીટ ઉંચો ને પાંચ ફીટ પોહળો છે. દરવાજામાંથી માહે દાખલ થતાં ખડક ભાંજી તૈયાર કરેલી એવી ૨૨ સીઢી આવે છે. તે ચઢી ઉપર જતાં કિલ્લાનું શિખર આવે છે. પૂર્વ તરફ એક ટેકડો છે, જ્યાં અગાઉ સદર કરેલી હતી. હાલમાં તે ઠેકાણે ઇમારત જણાતી નથી. તેનીજ સેહેજ આગળ એક ૩૦ ફીટ પરીધનો તળાવ છે; અને તેની નજદીક હોજ છે. તેની છેક દક્ષિણે એક ભોંયરૂં છે ત્યાં અગાઉ કેદીઓને કેદ રાખતા. ત્યાંથી ૫૦ યાર્ડ આગળ વધતાં એક ચબુત્રો આવે છે. તેપર એક તોપ હતી. કિલ્લાનો કોટ મજબૂત છે. તેને જુમલે ત્રણ બુરજ છે. પૂર્વ તરફના બુરજ ઉપર જગન્નાથ મહાદેવનું લીંગ છે. જેની હમેશાં પુજા કરે છે. વર્ષમાં એક વખત ત્યાં યાત્રા ભરાય છે. કિલ્લાની વાયવ્ય તરફના બુરજ ઉપર એક પીરનું સ્થાનક છે.

શિવાજીએ પોતાના પૂર્વ ભણીના પ્રાંતોનાં રક્ષણ થકી જે કિલ્લાની હાર બાંધી હતી તેમાંનો એ એક. કેટલાક જાણકારોનાં મત મુજબ આ કિલ્લો ઇસલામી અમલમાં બંધાયલો જણાવે છે. અગાઉ કિલ્લાની

રખેવાળી માટે ૭૫ સીપાઈઓ હતા, અને તેમને ઇનામ આપેલી જમીનનું ઉત્પન્ન હાલમાં પણ તેમનાં વંશજોને તાબે છે. તે ઉપરાંત આ કિલ્લાના હવાલદાર અને સબનીસ એમની ઇનામી જગ્યા તેમનાં વંશજ તથા પટેલ અને કુલકર્ણીના હાથમાં હજી વેર રહી છે. ઈ. સ. ૧૮૧૮ માં આ કિલ્લો બ્રિટીશોએ જીતી લીધો હતો.

**મહીષપુર**—મહીષપૂર એ નામ ટીપુ સુલતાનના તાબામાં જે દેશ હતો તેને અગાઉનું અપાયલું હતું. એમ પ્રોફેસર લૅસન જણાવે છે. મહિષાસુરનું "મહિષપુર=મૈસુર=માયસોર એવાં રૂપાંતર થએલાં છે. દેવીએ આજ પ્રાંતમાં મહીષાસૂરને મારી નાખ્યો હતો આથી એનું ઉપલું નામ પડયું (જુઓ માયસોર.)

**મહીષાસુર**—રંભ નામે દાનવને ભેંસથી થએલો પુત્ર. એણે હેમગિરિપર પવન ઉપર જીવી તપ કરી બ્રહ્માને પ્રસન્ન કરી પુરૂષને હાથે કદી મોત નહિ નીપજે એવો વર માગ્યો. એણે તે પછી અજીત થઇ પોતાનાં લશકરમાં દૈત્યોને મોટા દરજ્જા આપ્યા, તેમાં ચિક્ષુ રાક્ષસને સેનાપતિ, તામ્રને ખજાનચી અને મક્ષીસોમાં, બિડાલ, બાલ્કલ, ત્રિનેત્ર, કાલ, અંધક, વિરૂપાક્ષ, મહીરાક્ષ, ઉચાક્ષ વગેરેને બીજા અધીકાર આપી ઈંદ્ર સામે લડી તેનું રાજ્ય જીત્યું હતું.

**મહુડા**—મહુડાનાં ઝાડ મધ્ય પ્રાંતમાંનાં જંગલોમાં પોતાની મેળે ઉગે છે. કાંગ્રા, કુમાન, આઉદ, છોટાનાગપુર, ગુજરાત વગેરે પ્રાંતમાં પણ તે પુશકળ મળે છે. કોકણમાં તે ઘણે ઠેકાણે જોવામાં આવે છે. કાઠીવાવાડ તથા મહારાષ્ટ્ર દેશમાં પણ જોવામાં આવે છે. કલકત્તા તથા મદ્રાસ તરફ તે કદાચજ જોવામાં આવે છે.

મહુડાનાં પાંદડાં પોહળાં ને લંબોચાં હોય છે. એનાં પુષ્પ કોશની પાકળીજ હોય છે. ફુલની પાકળી જાડી ને ઉભી હોય છે. પુંકેસરનાં તંતુ ૨૦ થી ૩૦ સુધી હોય છે. આ ઝાડ ૪૦ થી ૬૦ ફીટ ઉંચું વધે છે. સખત અને સુકી જમીનપર એનાં ઝાડ સારાં ઉગે છે, પણ કોકણ અને ગુજરાતમાં આ ઝાડની મશાગત બરાબર કરવામાં આવે છે. ફેબ્રુવારીથી એપ્રેલની આખેરી સુધીમાં તેનાં પાંદડાં ગળી પડે છે. માર્ચ અને એપ્રેલમાં ડાંખળીના છેડાપર ફુલના ઝુમખા આવે છે. અને એજ વખતે કુમળાં પાંદડાં ફુટવા માડે છે. આ વખતે ઝાડ ઘણુંજ સુંદર જણાય છે. કાચાં ફળોનો રંગ લીલો હોઈ પાકપર ચઢતાં આ ફળ નારંગીયા રંગનાં બને છે. આ ફળ એક બે ઈંચ લાંબાં હોય છે. પાકેલાં ફળમાં ગર સારો હોય છે; એમાં એકથી ચાર બીયાં હોય છે. આ ફળો ફુલ પડી ગીયા પછી ત્રણ મહીને પાકે છે, આ ઝાડનાં ફુલ, ફળ, બીયાં, લાકડું વગેરે તમામ ઉપયોગી છે.

એના ઝાડપર કાપા પાડતાં માહેથી સફેદ દુધ જેવો ગુંદર નિકળે છે. ફળો આવવાના સુમારમાં આ ગુંદર છોટા નાગપુર તરફ છાલપર કાપા પાડી જમાવ કરે છે. કાળો રંગ બનાવવામાં આ ઝાડની છાલનો ઉપયોગ થાય છે. પાંદડાંમાંથી પણ કદી કદી રંગ બનાવે છે અને ચાંમડાં રંગવામાં પણ તે રંગ ઉપયોગી છે.

ફળ માહેલા ગરમાંથી તેલ કાઢવામાં આવે છે. આ તેલ લીલું, પિળું હોય છે. મધ્ય પ્રાંતમાંનાં ગોંડ જાતનાં લોક આ તેલ ખાવાના ઉપયોગમાં લે છે. આ તેલ ઘીમાં ભેળ કરવાના ઉપયોગમાં પણ આવે છે. ગુજરાતમાં આ તેલને ડોલયું કેહે છે. સંસ્કૃત ભાષામાં એને મધુકસાર કહે છે.

સારંગધર અને ચક્રદત્ત પોતાના ગ્રંથમાં આ તેલનો ઔષધી ગુણ દર્શાવેલો છે. આ તેલને સુકવી તેની ચકતી બનાવી ગોંડ લોકો એને વેચે છે. ઠંડી હવામાં આ ચકતી કેટલાક માસ સુધી રહે છે, પણ ગરમીમાં

પિગળે છે. કેમિસ્ટોની દુકાનમાં આ કટકા 'ઇલીપીબટર' ને નામે ઓળખાય છે.

ફળ માહેલો મગજ કાઢી સેહેજ ખોખરૂં કરતાં તેલ નિકળે છે. મધ્ય પ્રાંતમાં મગજ કાઢી પકાવી તેમાંથી તેલ ગાળીને કાઢે છે. મધ્ય પ્રાંતમાં અને બંગાલના પશ્ચિમ ભાગમાં આ તેલ ગરીબ લોકો ઘીને જગે ઉપયોગમાં લીયે છે, તેમજ આ તેલ બાળવાનાં તથા સાબુ બનાવવાનાં કામમાં ઉપયોગી છે.

મી૦ હેરીએ રચેલા "હિંદુસ્તાન માહેલી ઉપયોગી વનસ્પતિ" ગ્રંથમાં મહુડાનાં તેલ વિષે જે લંબાણ વર્ણન આપ્યું છે તેમાંની મુખ્ય બીના અત્રે દર્શાવીશું. "મીણબત્તી અને સાબુ બનાવવા માટે આ તેલ ક્યાં સુધી ઉપયોગી થઇ પડશે અને તે બજારમાં શા ભાવે ખપશે તે ખુલાસે વાર જાણવા માટે આ તેલનો નમુનો અને વિગત લખી ઇ. સ. ૧૮૪૮ માં ઈસ્ટ ઇંડીયા અને ચાયના ઍસોસિએશન નામની મંડળી ઉપર મોકલ્યા પછી, "પ્રાઇસ પેટંટ કૅંડલ કંપની"ના ડીરેકટરે નીચે મુજબ જવાબ મોકલ્યો હતો—

"તમે મોકલેલાં તેલનો નમુનો તપાસી જોતાં તે મીણબત્તી બનાવવાના ઉપયોગમાં આવે એવો જણાયો છે, અને પીટર્સબર્ગની ચર્બી કરતાં આ તેલ દર ટને (૨૮ મણ પાકા) ૮૦ રૂપીયે ઓછે પરવડે તેમ છે આ તેલ કેપરેલ પ્રમાણેજ ઉપયોગી છે, એવી અમારી ખાતરી થઈ છે. અમારી તરફ ૩૫૦ રૂપીયે ટનને ભાવે ગમે તેટલું આ તેલ ખપી શકશે. તમારા દેશમાં કોઇ મીણબત્તાનું કારખાનું કાઢી આ તેલ ઉપયોગમાં લેશો તો તેથી ઘણો ફાયદો થશે."

ગુજરાતમાં આ તેલમાંથી સાબુ બનાવે છે. આ સાબુનાં કારખાનાના મુસલમાનોની માલેકી તળે ચાલુ છે. સોડા અને ચુનાનું પાણી એકત્ર મેળવી કેટલાક કલાક સુધી રહેવા દે છે, પછી પાણી કાઢી તેમાં "ડોળીઉ" મેળવી તમામ મિશ્રણ એક મોટાં મટોડીનાં માટલામાં નામી પકાવે છે. પછી લોઢી જેવા મટોડીનાં વાસણમાં નામી ઠંડું પાડે છે. આ જાડાં મિશ્રણને એકત્ર કરી લાકડાંના દાંડાથી છુંદે છે, ને પછી તેના ગોળ દડા બનાવે છે. આ સાબુમાં 'ડોળીઉ' જેમ ઓછું વધારે હોય તે માન પ્રમાણે દરેક કટકો એક યા બે આને વેચે છે. બીમાંથી તેલ નિકળે છે, આથી આ તેલ પરદેશ ખાતે પુશકળ મોકલવું ઠીક પડશે, એમ મધ્ય પ્રાંતમાંની ગેઝીટીયરીમાં વર્ણન કરેલું છે. બીયાંનું તેલ બાળવાના ઉપયોગમાં આવે છે. અમદાવાદમાં આ તેલમાંથી સાબુ બનાવે છે. દક્ષિણ તરફ પણ એનો સાબુ બને છે. જે વર્ષે મોહડાનાં ફુલનો પાક તદન પડી ભાગે છે તે વર્ષે આ તેલનો ભાવ વધે છે.

મહુડાનાં ફુલનો કાહવો ખાંસીપર આપે છે. એનાં બીયાંનું તેલ દુખતા માથા પર મસળે છે. ત્વચારોગપર આ તેલ ઘણું ગુણકારી છે. તેલ કાઢી જે ખોળ રહે છે તે ઉલટી લાવવા માટે ખવાડવામાં આવે છે. મહુડાંનાં ફુલથી દારૂનો વાસ ધુમ્રાયલો આવે છે. તે રૂચીમાં સેહેજ તીખી અને જેમ જેમ દારૂ જુનો થાય તેમ તે વિશેષ તીખાસ પકડે છે. મહુડાંના દારૂથી શરીરમાં ગરમી વધે છે, શક્તિ વધી ભૂખ શમન થાયછે એમ સુશ્રૂતે પોતાના ગ્રંથમાં લખેલું છે. મહુડાંનો વધારે દારૂ પીતાં પિત્તીપ્રકોપ વધે છે. આ દારૂને નબળો કરી બિમારને પાવા માટે તેમાં પાણી ભેળે છે. રમ દારૂથી પાચન શક્તિને જેટલો અપાય છે તેટલો આ દારૂથી થતો નથી. આ દારૂની કેફ ચઢે છે. એનો જુનો દારૂ બ્રેન્ડીની બરાબરનો બને છે.

મહુડાંનાં પાંદડાંનો અર્ક અનેક દર્દપર આપે છે. સોજો ઉતારવા માટે એનાં પાંદડાં તે જગ્યાપર બાંધે છે. કાચાં ફળોનો તથા કુમળી છાલનો દુધ જેવો રસ ઔષધી ગુણ ધરાવે છે. શક્તિ વર્ધક તરીકે છાલનો કાહવો પાય છે. સંધીવા ઉપર આ છાલ ઉપયોગી છે.

ખજ ઉપર આ છાલનો રસ ચોપડે છે. તેલ કાઢેલા ખોળને માછલીવાલા સમુદ્રમાં નાખતાં માછલીઓ તેને ખાઇ મરી જતાં ઉપર તરી આવે છે. ઉંદર, ઘુસ વગેરે પ્રાણીનો ઉપદ્રવ વધતાં આ ખોળને બાળી તેનો ધુમાડો કરતાં તેઓ નાહાશી જાય છે. કોઇક વિકારથી અશક્તિ થતાં ચેતન શક્તિ નાશ પામતાં એનાં ફુલને દુધમાં ઉકાળીને દુધ પાય છે. ૨૦ તોલા દુધમાં અઢી તોલા ફુલ ઉકાળવાનું પ્રમાણ છે. મહુડાંનાં ફુલ પુષ્કળ ખાતાં તેથી પસીનો છુટતાં તેનો તેવોજ વાસ આવે છે.

મહુડાનાં ફુલ ખાવામાં ઉપયોગી છે. આ ફુલને જેવી ને તેવીજ હાલતમાં પણ પકાવી ખાય છે. એનાં ફુલમાંથી ખાંડ બને છે. કેટલાક લોકો તો આટામાં આ ફુલ મેળવી પકાવે છે. માર્ચથી સપ્ટેંબરની આખેરી સુધી ગરીબ કોકણી લોકો અને જંગલવાસીઓ મહુડાંનાં ફુલ ઉપરજ ગુજરાન કરે છે. આ ફુલોને પાણીમાં ભીજવી ઘણા દિવસ સુધી રહેવા દેતાં તે કોહી જઇ ખમીર ચઢે છે. તેની હલકા પ્રકારનો દારૂ બને છે. આ દારૂ જંગલી લોકો હમેશાં પીયે છે. મહુડાંનાં ઝાડપર કળી આવવાની શરૂઆત થતાં ઝાડ નીચેની જગ્યા ઘાસ કાઢી નાખી ઉપરથી ફુલ ફળ પડતાં ચુંટી લે છે. એક મોટાં ઝાડ પરથી દર સાલ ૧૦ મણ ફુલ અને ૫ મણ ફળ નિકળે છે. બાતી ફળ અત્યંત મીઠાં હોઇતેનો ગંધ ઉંદર જેવો આવે છે. સુકાં ફુલની રૂચી અંજીર જેવી આવે છે. આ ફુલપર જંગલી લોકો પોતાનો નિર્વાહ કરે છે. આથી મરાઠા અમલ દરમ્યાન ભીલ, કોળી, રામોશી વગેરે જંગલી લોકો જયારે લુટાણુ કરવા માંડતાં કે સરકાર તેમના નિર્વાહનું આ અમુલ્ય સાધન મહુડાના ઝાડોનો નાશ કરાવતા કે તરત તેઓ સરકારને શરણે જતા, આ ઉપરથી સ્પષ્ટ જણાયછે કે કેટલીક પ્રજાના ગુજરાનનું સાધન એનાં ફુલો હોય છે. આ ફુલ તાજાં હોય ત્યારે ખાવામાં લીયે છે, અથવા તડકામાં સુકવી ખાય છે. એની છાલ ઝાડનાં બીયાં અને ફુલો અને કોઇ પણ જાતનાં પાંદડાં સાથે તેમને મેળવી પકાવી ખાય છે; અથવા ફુલને મમરામાં ભેળી ખાય છે. કોલ્હાં, જંગલી ડુકર અને હરણ આ ફુલ અતિ હોંસે ખાય છે. સુકકાં ફુલોને દારૂ બનાવવા માટે ભઠ્ઠી ચલાવનારા અથવા વાણીયાઓને જંગલી લોકો વેચે છે. સુકકાં ફુલોને ચાર દિવસ વેર પાણીમાં ભીજવે છે એટલે તેમાં ખમીર ચઢે છે કે તેને ભઠ્ઠીમાં નામે છે. એક વખત ભઠ્ઠી લગાડી બનાવેલો દારૂ ઓછા કસની ઉતરે છે. આ દારૂ ૬૦ થી ૯૦ પ્રમાણુનો હોય છે. જયાં દારૂનાં કડકપણા ઉપર કર લેવામાં નથી આવતો ત્યાં ૨૫ અંશ પ્રમાણુની બનાવે છે.

મહુડાનાં ઝાડની કિંમત ઘણી ખરી તેના ઘંટરોકા ફુલ ઉપર આધાર રાખેછે. આ ફુલને તાજાં અથવા સુકવીને ગરીબો ખાયછે, યા તો તેનો દારૂ બનાવી પીયેછે.

મહુડાનાં ઝાડનું લાકડું મજબુત હોઈ ટકાઉ હોયછે. પણ આ ઝાડનાં ફુલનો ચાલુ ઉપયોગ થતો હોવાથી એને કોઇ કાપતું નથી. ખાનદેશમાં મહુડાનો ભારે પાક થાયછે. મુંબઇ નજદીકના કરંજા ટાપુમાં એનાં ફુલમાંથી કાઢવામાં આવતા દારૂની જગાતથી સરકારને દર સાલ ઓછામાં ઓછી રૂ. ૭૦૦૦૦૦ ની ઉપજ થાય છે.

ગુજરાતમાં આ ફુલમાંથી ગોળ બનાવેછે; જે ગોળ ગુડાખુ બનાવવાના ઉપયોગમાં આવેછે. આ ગોળને ગુજરાતમાં 'કાકવ' કહેછે. મધ્ય પ્રાંતમાં મહુડાનાં ફુલનો ભારે ખપ થાયછે. તે તરફ લગભગ ૧૪૦૦૦૦૦ ની વસ્તી મહુડાના ફુલ ઉપરજ પોતાનું ગુજરાન ચલાવેછે. મી૦ નીકોલસ પોતાના અનુભવથી જણાવેછે કે એક મણ મહુડાનાં ફુલ ઉપર એક મનુષ્ય કરકસરે નિર્વાહ કરેતો તેનું દોઢ મણ અનાજ બચેછે. જેને વર્ષ દિવસે ૧૦૦ પાયલી અનાજ જોઇએ તે જો એનાં ફુલ ઉપર નિર્વાહ કરે તો તેને ૭૦ પાયલી અનાજ પુરતું થાયછે. હાલમાં મુંબઇ તરફ

મહુડાનાં ફુલ દારૂ બનાવવા માટે અને ખાવાના ઉપયોગ માટે પુશકળ આવે છે. તે ઉપરાંત વાહાણુ રંગવાના રંગ બનાવવા અને વાહાણુની ફ્રાટ પુરવા માટેનું રોગાન બનાવવામાં આ ફુલ પુશકળ ખપે છે.

આઉદ પ્રાંતમાં મુખ્ય કરી પ્રતાપગઢના પશ્ચિમ ભાગમાં એના ઝાડ પુશકળ જણાયછે. એપ્રેલ માસમાં ફુલ કરમાઈ રાત્રે ગળી પડેછે. આ ભાગમાં લગભગ ૪૩૪૫૭૭ મહુડાનાં ઝાડ છે. એક ઝાડમાંથી ૨૦ શેર પાકાં ફુલ નિકળેછે, તે ઉપરથી આટલા વિસ્તારમાં થતા ઝાડનાં ફુલનું ઉત્પન્ન લગભગ ૧૪૪૮૫૬ રૂપીયા થાયછે. તે તરફ એક રૂપીયાના ૬૦ શેરને ભાવે વેચાય છે. બંગાલ ઇલાકામાંના પ્રગણાઓમાં મહુડાનાં ૧૧૩૮૮૫ ઝાડ હતાં, તેમાંનાં ૧૮૪૯૨ તો સરકારી હતાં.

મહુડાના ફુલથી હિંદુસ્તાનની સરકારને દર વર્ષે રૂ. ૫૦૦૦૦૦ ઉત્પન્ન થતું કહેવાય છે.

મુંબઇ સરકારે બાંધેલા કાયદાથી આ માલ પરદેશ મોકલી શકાતો નથી. બ્રાંડી દારૂમાં મહુડાનો દારૂ ભેળવા માંડતાં ફ્રેન્ચ સરકારે પોતાના દેશમાં મહુડાનાં ફુલ આવતાં બંધ કર્યાં છે.

મહુડાના અંતર ગાભા માહેલું લાકડું લાલ અને મજબુત હોય છે. એક ઘન ફીટ લાકડાનું વજન ૩૦॥ થી ૩૪ શેર થાય છે. એનાં લાકડાંનાં તર્હેવાર પદાર્થ બને છે. એનાં પાંદડાંમાંથી દ્રોણ તથા પત્રાવળી બને છે

મહુડાના ઝાડનો એક ભેદ છે, જેને 'ઇચેંપી કહે છે. આ ઝાડ દક્ષિણ હિંદુસ્તાન તથા સીલોનમાં છે. કારવાર, માયસોર, મલબાર, અનામલી વગેરે ઠેકાણે તો પુશકળ છે. એના પુંકેસરમાં ૧૬ તંતુ હોય છે. ફુળ પર લાંબાં રૂવાં હોય છે. આથી ફળ ઉપરથી તેનો ભેદ પરખાય છે.

એનાં ઝાડમાંથી નિકળતાં ગુંદર ને ઇલીપા કહે છે. મદ્રાસ તરફ આ ગુંદરનો ઉપયોગ સંધીવાપર કરે છે. બીયાંનું તેલ પિલું ને જાડું હોય છે. તેનો સાબુ તેમજ મીણબતી બને છે.

**મહેંદ્ર-પર્વત**—ઓરીસા પ્રાંતમા મહાનદીની એક કડે જે ઉતર દક્ષિણ પર્વતની હાર વધેછે તેને પ્રાચીન કાળમાં મહેંદ્ર પર્વત કહેતા હતા. હાલમાં આ પર્વતનું નામ નિર્મૂળ થઇ તેને પૂર્વ તરફનો ઘાટ એ નામે ઓળખેછે. એના જુદા જુદા ભાગ તુંમલગઢ, પમસલગઢ, ચતુરગઢ, એવે નામે આર્વાચીન નકાશામાં બતાવેલોછે. મહેંદ્ર પર્વતનું ઉત્તર અક્ષાંસ લગભગ ૧૯—૨૦ હોઇ તેનું પૂર્વ રેખાંશ સુમારે ૮૫ છે.

પુરાણમાં આ પર્વતનું અનેક જગે વર્ણન મળે છે. જમદગ્નિ ઋષી આજ પર્વતર હતો. આ પર્વતમાંથી ઋષિકુલ્યા, ત્રિભાગ, ઇક્ષુ, ત્રિદીવા, અચલા, તામ્રપર્ણી, મુલી, શરવા, વિમલા, એવી નદીઓ નિકળે છે.

(૨) કાલંજર પર્વતના શિખરનું નામ. અત્રે જમદગ્નિ રામ વસે છે. આજ પર્વત ઉપર યુધિષ્ઠીરે તેની મુલાકાત લાધી હતી.

**મહેશ્વર**—જાણીતા જ્યોતિષી ભાસ્કરાચાર્યનો એ પિતા. એનો જન્મ શકે ૧૦૦૦ ને સુમારે થનો હતો. એણે શેખર નામે કરણ ગ્રંથ, લઘુજાતક ટીકા નામે ગ્રંથો રચ્યા હતા. આ ગ્રંથો શકે ૧૦૩૦-૪૦ માં રચાયાં હતા.

**મહેશ્વરપુર**—ઝઓટીના રાજ્યની ઉતરે ૧૫૦ મૈલ ઉપર આ શેહેર છે. એને હાલમાં દક્ષિણ તરફથી ગણત્રીમાં લેવામાં આવે છે. એ દક્ષિણે ૧૫૦ મૈલ ઉપર નર્મદાપર 'મંડલા' શેહેર છે તેને અગાઉ માહિષ્મતીપુર એમ કહેતા હતા. નર્મદાનો જે ઉપલો ભાગ તે નજદીકના પરદેશની એ પેહેલાં રાજધાની હતી. પાછળથી એની જગે ત્રિપુરી એ રાજધાની થઇ. તેને હાલમાં તેવર કહે છે. જે જબલપુરથી ૬ મૈલ ઉપર છે. 'મંડલ' નામ જુનું છે. મહાવંશો ગ્રંથમાં મહેશમંડળ એવું તેનું વર્ણન છે. હ્યુએન લખે છે કે આ ગ્રંથમાંનું ઉસન્ન ઉજ્જની પ્રમાણે થાય છે. આ ઉપરથી સ્વચ્છ

જણાય છે કે મહેશ્વર ઝઝોટીની ઉતરે નહિ હશે. સબબ ગવાલેરની આસપાસની અને ગંગા જમના વચ્ચેના દુઆબમાંની જમીન ઉજ્જનની આસપાસની કાળી જમીન કરતાં તદન જૂદીજ છે. આ ઉપરથી ઉપલી નર્મદા ઉપરની મહિષ્મતી (મંડલા) એજ હુંએનતું મહેશ્વરપુર હશે. આ રાજ્યનો ઘેરાવો ૫૦૦ મૈલ હતો. આ ઉપરથી એ પશ્ચિમ તરફનું 'દલોહ' અને 'સેવણી' થી પૂર્વે નર્મદાના પૂર્વ ભણી હશે.

કાર્તવિર્યની રાજધાની માહિષ્મતી એ નર્મદાની કાંઠે અથવા પાસેજ હશે, એમ વિષ્ણુ પુરાણ અને રામાયણ ઉપરથી જણાઇ આવે છે. કાલિદાસે તો તે નર્મદા ઉપર હતી એમ સ્પષ્ટ જણાવેલું છે. તેને અનૂપ દેશની રાજધાની જણાવેલી છે. સહદેવને દક્ષિણ દિગવિજયમાં મઇહિષ્મતી મળી હતી. ત્યાં નીલ રાજા રાજ્ય કરતો હતો. એ અને કાર્તવિર્ય એની મહિષ્મતિ એમ 'ઍગનિસા' નાં વર્ણન ઉપરથી વગર શકે પુરવાર થાય છે. ઉપર જણાવેલું મહિષ્મતિ એજ મંડલ હતું એ ઉપલી દલીલ આધારે પુરવાર થાય છે.

**મહોબા**—આ પ્રાચીન શેહેર ખાજુરાહોની ઉત્તરે ૩૪ મૈલ ઉપર અને બીટવા તથા યમુનાના સંગમ ઉપરના હમિરપૂરની દક્ષિણે ૫૪ મૈલ ઉપર છે. એનું મૂળ નામ મહોત્સવ નગર હતું. ચંદેલ રજપુતના ઘરાણાનો મૂળ પુરૂષ ચંદ્રવર્મા ભારે ઓત્સવ કરતો હતો. આ ઉપરથી આ નામ પડયું. શેહેરની પશ્ચિમે કિરાત સાગર નામે સરોવર દોઢ મૈલ ઘેરાવાનું છે. તે ર્કાતિવર્માએ (ઇ. સ. ૧૦૬૫—૧૦૮૫માં)બંધાવ્યો હતો. દક્ષિણે મદનસાગર છે. એનો ઘેરાવો ત્રણ મૈલ છે; આ મદન વર્માએ (ઇ. સ. ૧૧૩૦—૧૧૬૫ માં) બંધાવ્યો હતો. પૂર્વે કલ્યાણ સાગર નામે નાહનું સરોવર છે. અને તેની પેલી તરફ વિજય સાગર નામે ૪ મૈલ ઘેરાવાનું અને અત્યંત ઉંડુ સરોવર છે. તે વિજય પાળે (ઈ. સ. ૧૦૪૫—૧૦૬૫ માં) બંધાવ્યું હતું. બુંદેલ ખંડમાં પુશકળ સરોવરો છે. તેમાં મદન સાગર અત્યંત સુંદર છે. પશ્ચિમે ગોવાર નામે ટેકડી છે. મહોબા શેહેરની સ્થાપના વગેરેનું વર્ણન ચંદ બારોટે કર્યું છે. બનારસનો ગાહીરવાર રાજા ઇંદ્રજીતનો બ્રાહ્મણ પુરોહિત હેમરાજ એની બેટી હેમાવતીથી ચંદેલ રજપુત થયા. હેમાવતી અત્યંત સુંદર હતી; તે એક દિવસે સરોવરમાં સ્નાન કરવા ગઇ, ત્યાં ચંદ્ર તે પર મોહિત થતાં તેણીને પોતાનું દર્શન આપ્યું. આથી તેને ગર્ભ રહ્યા. ચંદ્રે કહ્યું કે તારો બેટો પૃથ્વીપતિ થશે. તેનાથી ૧૦૦૦ કુળો ઉત્પન્ન થશે. કર્ણાવતી (હાલનું કયાન અથવા કેણ) એના કાંઠે તું પ્રસૂત થશે. પુત્ર થશે તે ખાજુરીયને લઇ જઇ આપ, તે મહોબામાં રાજ્ય કરશે. કાલિંજર પર્વત ઉપર તે કિલ્લો બાંધશે. તે ૧૬ વર્ષનો થતાં તું કાશી છોડી કાલિંજર પર્વતપર રહેવા જજે. તે મુજબ તેણીને વૈશાખ શુદ્ધ ૧૧ સે પુત્ર થયો. તેનું નામ ચંદ્રવર્મા રાખ્યું. ચંદ્રે તેને રાજનીતિ વગેરેનો ઉપદેશ કર્યો. તે પછી તેણે કલિંજરનો કોટ બાંધ્યો, પછી 'ખજુર પુરાના રાજા પાસે જઇ ત્યાં તેણે' મહોત્સવ (મહોબા) એને રાજ્યધાની બનાવ્યું, (જુઓ ચંદેલવંશ). આ બીનાના શક જુદા જુદા જણાવેલા છે. પણ કોતરકામો અને શિલાલેખો ઉપરથી ચંદેલ વંશ અને મહોબાની સ્થાપના ઇ. સ. ૮૦૦ માં થઇ હતી. કાલંજર* પર્વતનું વર્ણન ભારતમાં છે. તે ઉપર જણાવેલો પર્વત આ હશે.

**મક્ષી પારસનાથ**—આ જૈન તિર્થસ્થળ ઉજ્જનની પુર્વે ૨૫ મૈલ ઉપર છે. આ તિર્થસ્થળની સ્થાપના શ્રી વીરપ્રભૂના ૨૫૦ વર્ષ પછી અને વિક્રમ સંવતથી ૧૮૦ પેહેલાં શ્રી સંપ્રતી મહારાજ ઉજ્જન નગરમાં થયા

* કાલંજર=વનપર્વ અધ્યાય '૮૭' શ્લોક ૨૧ માં પિતૃવર્તી વગેરે ઋષિપુત્રો વાઘ થતાં તેઓ બીજે જન્મે કાલંજર પર્વત ઉપર ૭ હરણ થયાં વગેરે કથા છે. તે માહેલું કાલંજર પણ એજ એમ આગલા સંબંધ ઉપરથી જણાય છે.

જેઓએ આ તીરથનો જીર્ણોદ્ધાર કીધો હતો. તે પછી વિક્રમ સંવત ૬૬૧ માં સ્વેતાંબર સંઘ તરફથી થયો હતો. જેનો શિળા લેખ ત્યાંના સભા મંડપમાં છે. તે પછીનો જીર્ણોદ્ધાર ગુજરાત પાટણવાલા સંગ્રામસોનીકે જે માલગ*માં જેહાંગીર પાદશાહનો દીવાન હતો તેણે કર્યો હતો. તે પછી વિક્રમ સંવત ૧૯૧૩ માં શ્રી સ્વેતાંબર સંઘ તરફથી સિરદાર મલજીના હસ્તક શિખર બંધાયું ને કળસ ચઢાવવામાં આવ્યો હતો. આ તિર્થમાં દેહેરાં, ધર્મશાળા વગેરે ફરતા કિલ્લા સહિત ઘણુ શુશોભિત આસરે ૪,૦૦,૦૦૦ રૂપીયાની કિંમતના છે. આ તિર્થમાં વાર્ષિક મેળો પોશ વદ ૧૦ નો ભરાય છે.

**માઇનપુર**—વાયવ્ય પ્રાંત માંહેલો એક જીલ્લો. એની ઉત્તરે એટા, પૂર્વે ફરૂકાબાદ, દક્ષિણે યમુના, પશ્ચિમે આગ્રા તથા મથુરા છે. ક્ષેત્રફળ ૧,૬૯૩ ચોરસ મૈલ હોઇ તેમાં ૧,૪૩૫ ગામડાં છે. લોક સંખ્યા ૭,૬૨,૧૬૩ ની છે. મુખ્ય ભાષા હિંદુસ્તાની બોલાય છે. આ દેશ સપાટ છે. તેમાં સીસમ અને બાવળનાં કિંમતી ઝાડ ઉત્પન્ન થાય છે. તેમાં ઇશ, કાળી નદી અને યમુના વહે છે.

**માઇલ**—ઇંગ્લીશ માઇલ ૧,૭૬૧ વારનો ગણુવામાં આવે છે. પણ જૂદા જૂદા દેશોનાં માઇલ ટુંકા લાંબા હોય છે.

| | |
|---|---|
| અમેરીકામાં | ૧,૭૬૦ |
| અરબસ્તાનમાં | ૨,૧૪૮ |
| આયરલંડમાં | ૨,૨૪૬ |
| આસ્ત્રીયામાં | ૮,૨૯૦ |
| ઇંગ્લંડમાં | ૧,૭૬૦ |
| ઇરાનમાં | ૬,૦૮૬ |
| ઇટલીમાં | ૧,૬૨૮ |
| જર્મનીમાં | ૧૦,૧૨૬ |
| તરકનીમાં | ૧,૮૦૮ |
| દેનમાર્કમાં | ૮,૨૪૪ |
| પોર્ટુગલમાં | ૬,૭૬૦ |
| રશિયામાં | ૧,૧૬૫ |
| સ્કૉટલેંડમાં | ૧,૯૮૪ |
| સ્પેનમાં | ૭,૪૧૬ |
| સ્વિતઝર લેંડમાં | ૯,૧૫૩ |
| સ્વિડનમાં | ૧૧,૭૦૦ |
| હંગેરીમાં | ૯,૧૧૩ |
| હૉલંડમાં | ૬,૩૯૫ |
| હિંદુસ્તાનમાં | ૩,૫૨૦ |

**માઉંટ ગોમરી**—પંજાબમાંનો જીલ્લો. એની ઉત્તરે ઝંગ, દક્ષિણે સતલજ નદી, પૂર્વે લાહોર, સતલજ, પશ્ચિમે ઝંગ, મુલતાન. ક્ષેત્રફળ ૫,૭૫૪ ચોરસ મૈલ છે; તેમાં ૨,૬૨૬ શેહેરો છે. લોક વસ્તી ૪,૯૯,૫૨૧ ની છે. મુખ્ય નદી સતલજ, રાવી અને દેગ વહે છે. મુખ્ય ઉત્પતી ઘઉં, ચણા, જુવાર, જવ, વટેણા, મસૂર, ઔષધી વનસ્પતી, તહેવાર ધાન્ય, કપાસ, શેરડી વગેરે છે. આયાત વેપાર ખાંડ નિમક, વણત કાપડ, તેલ, ગુલી અને ફળફળાદીનો ચાલુ છે. નિકાશ વેપાર ઘઉં, ચોખા, ચણા, કપાસ, ઉન, ચામડાં વગેરેનો ચાલુ છે. દેશમાં રેલ્વે લાઇન ૮૨ મૈલ ફરી વળેલી છે. મુખ્ય શેહેરો કમલીયા, પાકપટ્ટણ, માઉંટ ગોમેરી અને દીપાલપુર છે.

**માઉંટ ગોમરી**—પંજાબમાંનું શેહેર મુલતાન જીલ્લામાં મુલતાનથી લાહોરના માર્ગમાં છે. ૧૮૬૫ માં પંજાબના ગવરનરનાં નામ ઉપરથી એનું ઉપલું નામ પડ્યું છે. વસ્તી ૩૫૦૦ ની છે.

**માઉંટ ગોમૅરી**—આલાબામાંનું પાયતખ્ત. અલાબામાં નદી કાંઠે મોબીલથી ૪૦૦ મૈલ ઉપર છે. અત્રે આટાની મીલો, રૂની મીલો, તથા તેલની મીલો છે. અત્રે રેલ્વેની જૂદી જૂદી શાખાઓનું જંકશન હોવાથી વેપાર ઓહોળો ચાલે છે. ઇ. સ. ૧૮૮૦ માં વસ્તી ૧૬,૭૧૩ ની ને ૧૮૯૦ માં ૨૧,૮૮૩ ની હતી.

**માકડ**—હિંદુસ્તાનમાં આ પ્રાણી કયારથી હસ્તી ધરાવે છે તેની નોંધ મળતી નથી, પણ ઇંગ્લંડમાં તો તેને સોળમી સદી આગમજ

કોઇ જાણતું નહોતું. થંડા દેશોમાં માકડ ઝાઝા જણાતા નથી, અને યૂરપમાંના ઉત્તર તરફના પ્રદેશમાં તો તેમની હસ્તી વટીક નથી. દક્ષિણ ઇટલી વગેરેમાં માકડ જણાય છે, પણ હિંદુસ્તાન પ્રમાણે ત્યાં તે ઉભાઇ જતા નથી. યૂરપમાં માકડ અમેરીકા તરફથી દાખલ થયો હશે એવું અનુમાન છે. ઇ. સ. ૧૬૩૪ માં ટૉમસ મૉફેટે લખેલા પ્રાણી શાસ્ત્રનાં ગ્રંથમાં માકડ વિષેનું વર્ણન છે. તેની આગમજના કોઇપણ ગ્રંથમાં આ પ્રાણી વિષેની ખબર આપવામાં આવી નથી. ઇ. સ. ૧૭૩૦ માં તો જૅાન સૅાથૅાલે માકડ ઉપર ખાસ એક ગ્રંથ લખ્યો હતો. તે ગ્રંથનું નામ A Book of Buggs આપ્યું હતું. આ ગ્રંથમાં માકડની પેહેલી જાણ માટે ઉપજેલા ધભરાટની તર્હેવાર બનેલી બીનાની તેમાં કથાઓ આપી છે.

માકડની લંબાઇ ઘણી તો ½ ઇંચ હોય છે. તેનો રંગ લાલ ગદળો હોય છે. આકાર ચપટો અને લંબોચો હોઇ શરીર ઉપર રૂવાં હોય છે. એને બે મુછો હોય છે, તેની સુંઢ (ચાંચીયા મોહ) તેને ગમે ત્યારે કાઢતાં આવડે છે. આ સુંઢમાં બાલથી પણ ઝીણા ૪ હથીયાર હોય છે. આથીજ તે મનુષ્યનાં શરીરમાં છીદ્ર પાડી તેમાંનુ લોહી પીયે છે. એનાં પેટ ઉપર આડી લીટીઓ હોય છે; આથી તેનાં બે ભાગ બનેલા હોય છે.

માકડ કરડતાં લાલ ઢીમું થઇ આવે છે, તેની વચમાં એક ઝીણો કાળો ડાઘો પડેલો નજરે પડે છે. આ ઢીમું માકડના ઝેરથી ઉપ્તન્ન થતું નથી, કેમકે માકડને અંગે સેહેજ પણ ઝેર નથી, પણ જ્યાં તે પોતાની સુંઢ ટીચેછે ત્યાં વેદના થઇ ચીડ લાગે છે.

માકડની આંખો તેના માથાનાં પ્રમાણ મુજબ ઠીક મોટી અને પેહેલુદાર હોય છે. તેનાં પાંખની વધ કદી વધતી નથી, તેને પાંખ જેવાં અવયવ હોય છે ખરા, પણ ઉડવાના કામમાં તે અવયવ નકામાં છે. અર્ધ પક્ષ વર્ગમાંના દરેક પ્રાણીના પાખની એજ હાલત હોય છે.

માકડમાં નર અને માદામાં સાધારણ ફરક હોય છે, નર કરતાં માદા સેહેજ મોટી હોય છે. માકડનું માથું સામટા શરીરનાં માનથી જોતાં અત્યંત નાહનું હોય છે. તે જે છાતીના ભાગને જોડેલુંછે તે ભાગ બાકીના બે ભાગ કરતાં મોટો હોય છે. છાતીના ત્રણે ભાગને નીચલી બાજુએ પગ જોડેલા હોય છે. પગની પાછળથી જે બે જોડ જે ઠેકાણે છાતીને જોડાયલી હોય છે, તેમની વચ્ચે ઠીક છુટી જગા હોય છે. અને તે જગે એક ઉંચો ટેકરો હોઇ તેમાં મેલો પદાર્થ ભરાયલો રહે છે. માકડને હાથ લગાડતાં અથવા તેને દાબીને મારતાં જે ગંધ છુટે છે તે આ પદાર્થ યોગે હોય છે. આ ગંધ વડે તે પોતાના શત્રુથી પોતાનું રક્ષણ કરે છે. કોઇ દુશમનની પાછળ લાગતાં તે આ ગંધ છોડે છે, એટલે શેકારી પ્રાણી નહાશી જાય છે.

માકડ પ્રમાણેજ અર્ધ પક્ષ વર્ગમાંના બીજા કેટલાક પ્રાણીઓને તેમનાં બંચાવ માટે ઇશ્વરે આ દુરગંધીવાલો પદાર્થ બક્ષેશ કર્યો છે. આ પદાર્થ પાણી જેવો પાતળો હોય છે. ફકત વનસ્પતિ ઉપર નિર્વાહ કરનાર પ્રાણી નજદીક પણ તે પદાર્થ હોય છે. આથી માકડ માનવીનું લોહી પીયે છે, તેથી આ પદાર્થ બનતો હશે એમ કહેવું ખોટું છે. કેટલાક કીડાઓની દુરગંધી તો માકડ કરતાં એ વધારે હોય છે, અને તેના યોગે ઘણી વેળા તેમનો બંચાવ થાય છે.

માકડનાં ઇંડાં સફેદ અને લંબોચાં હોય છે. માદી દર વેડે ૫૦ ઇંડાં મેળે છે. તે ગાદી તકીયાના ખુણાંમાં યા મચ્છરદાનીનાં ખુણાંમાં ચોંટાડી મેળે છે. આ ઇંડાંના એક છેડા ઉપર ઢાંકણ જેવું કાંઇ હોય છે તે ખોલીને પ્રાણી બાહેર નિકળે છે, અને ઇંડાંનું કોટલું જ્યાં ને ત્યાં ચ્હોંટી રહે છે. ઇંડાંની બાહેર જે પ્રાણી નિકળે છે તેનો આકાર અળઇ પ્રમાણે નહિ હોઇ ઘણુખરા પૂર્ણ અવસ્તામાં માકડ

પ્રમાણેજ હોય છે. એકેના આકારમાં ઘણો-ખરો ફરક નથી. ઈંડાંમાંથી બાહેર પડતાંજ તેની પૂર્ણ અવસ્તાએ પોંહચે છે. આ કીડા જેવી હાલતમાં કોઇ વેળા સાંપ પ્રમાણે કાંચલી મેળે છે. બચપણમાં તેનો રંગ પારદર્શક હોવાથી જેવો તે માનવીનું લોહી પીએ છે કે તેનાં પેટમાં સંચય થએલાં લોહીને પ્રતાપે તે લાલ ચણોઠી જેવો દેખાય છે. પણ તે વધવા માંડતાં તેનો ખુદ રંગ લાખ જેવો બને છે.

માકડ છેલ્લી વખતે કાંચળીએ આવતાં તેની કોશા અવસ્તા શરૂ થાય છે. બીજા કીડા પ્રમાણે કોશાઅવસ્થામાં તે પોતનો ભક્ષ છોડતો નથી, પણ ચાલુ રાખે છે. માત્ર પ્રજોત્પાદન ક્રિયા બંધ રાખે છે. પૂર્ણ અવસ્તામાં આવ્યા વીના પ્રજોત્પાદનની શરૂઆત થતી નથી. ઈંડાં મેલ્યા પછી તેને પૂર્ણ હાલતે પોંહચવા લગભગ અગીયાર અઠવાડીયાંની મુદત લાગે છે. ૧૧ અઠવાડીયાની મુદત કાયમની નથી, માત્ર અચોકસ છે. તે મુદત હવા માહેલી ગરમીપર અને તે પ્રાણીને જે માન પ્રમાણે ઓછો વધારેખોરાક મળે તે પર આધાર રાખે છે. કીડાવાલી હાલતમાં હોય ત્યારે તેને જો વખત સર ખોરાક મલ્યો જાય તો તેની વધ ઝડપથી થાય છે. પૂર્ણ અવસ્તામાં આવતાં દિવસો સુધી તેને ભક્ષ નહિ મળે તોય ચાલે છે. અપવાસ કરવાનું સામર્થ્ય માકડને અંગે અજાયબ જેવું છે, ડી. ગીઅર નામના એક શખસે માકડને ૧ વર્ષ સુધી વગર ખોરાકે રાખ્યો, છતાં તે મુવો નહિ.

ગમે તેવું ઘેર ખાલી છતાં તેમાં માકડની હસ્તી માલમ પડે છે. ત્યારે તે માનવી રકત વિના કેમ જીવતો હશે. એ જાણવું અવશ્યનું છે. કોઈ જણાવે છે કે તે એક-મેકને મારી નીર્વાહ કરે છે. પણ એ માત્ર ખોટું અનુમાન છે, કેમકે જ્યાં માકડ ઉભાયલાં હોય ત્યાં ઓછા થએલા જણાવા જોઇએ પણ તેમ થતું નથી. તેમજ તેમાંના બધા નબળા મરી જઇ જબરા હોય તે જીવતા રહેવા જોઇએ, પણ તેમ બનતું નથી. આથી અપવાસ વેળા તેઓ એકમેકને મારી ખાતા હશે એ અનુમાન તકલીદ છે. પણ આવી વેળા આ પ્રાણી ઘેરનાં લાકડાં, ભોંય વગેરેમાં હવામાંથી ઓપઇ ગયલા જે પ્રવાહી પદાર્થ તે ખાઇ નિર્વાહ કરતા હશે આ અનુમાન સંભવિત છે. માકડ જે શ્વાસોચ્છાસ કરે છે તે તેના પેટ નીચે ઝીણા છીદ્ર હોય છે તે વાટે સ્વાસ લીયે છે.

માકડની ઉત્પતિ બેદરકારી અને ગલીચીને લીધે થાય છે, એવું ઘણા વિદ્વાનોનું મત છે. માકડની વસ્તી ઘણી ઝડપથી વધે છે. ગરમીના દિવસમાં તેની માદા દર માસે ચાર વખતે ઈંડાં મેળે છે. આથી ગરમીની ટુંક મોસમમાં એક માદી ૪૦૦ થી ૬૦૦ યા વધુ ઈંડાં મેળે છે.

**માકડનો નાશ કરવાના જુદા જુદા ઉપાય છે.**—ગરમ પાણીથી તે મરે છે. ત્રીસ ભાગ પેટ્રોલીયમ અને એક હજાર ભાગ પાણીનાં મિશ્રણથી પણ તે મરે છે. બેંઝાઇનની પીચકારીથી પણ તેમનો નાશ કરી શકાય છે. તેમજ "મિથીલેટેડ સ્પિરિટ' અને કૅારબૉલિક ઍસિડમાં પાણી નાખી તે મિશ્રણ તૈયાર કરી જ્યાં માકડ થતા હોય ત્યાં ચોપડવા, ને જ્યાં હોય ત્યાં છાંટવું એટલે મરશે. આ પ્રવાહીનો ઉપયોગ બધે કરી શકાતો નથી તેથી તેવે ઠેકાણે તંબાકુ અથવા ગંધકનો ધૂમાડો ઠીક થઇ પડે છે. જે ઓરડામાં માકડ થતા હોય ત્યાં ગંધકનો ધુમાડો કરવાથી તે મરી જાય છે, પણ ઈંડા ચીમરાતાં નહિ હોવાથી એકુ બે અઠવાડીયાંમાં ફરી ફરી ધુમાડો કરવાથી નવી ઉત્પન્ન થએલી પેદાશ પણ જરૂર મરણ પામે છે. 'પાઉડર ઇન્સે-કિટસાઇડ' નામે ચૂર્ણને નળીમાં નાખી ત્યાં માંકડો હોય ત્યાં ફુંકવી.

માકડ ઘણાખરા લોઢાના પલંગમાં ઓછા થાય છે, અને થયા છતાં તેમાંના મારવા

સેહેલ પડે છે. પણ લાકડાંનાં પલંગની ફાટમાં ઘણા ભરાઇ રહે છે, તેમજ તેપર ગરમ પાણી રેડતાં વૅારનિશ બગડે છે. અગાઉ ઇંગલંડમાં જ્યારે આપણા દેશ પ્રમાણે લાકડાંના પલંગ વપરાતા હતા ત્યારે તે તરફ માકડ મારવાનો ખાસ ધંધો ચાલુ હતો. ઉપર જણાવેલો જૅાનસાઉથવેલ નામે શખસ તો માકડ મારવાની ખાસ ફી લેતો. તે દરેક મોટા પલંગના માકડ મારવા માટે અરધી ગીનીનો ભાવ લેતો હતો, તેની પાસે માકડ મારવાની દવા હતી, જે વડે તે પોતાના નોકરો મારફતે જગેજગના પલંગ સાફ કરાવતો. આ પાઉડર તેને જમેકા માહેલા એક સીદ્દી તરફથી મલ્યો હતો એમ તે જણાવતો હતો, અને તેણે આ દવાનો ભેદ પોતાનાં મોત સુધી જાળવ્યો હતો. તેના સમયમાં તો મોટા મોટા લોકો જે નવાં ઘેરમાં રહેવા જતા ત્યાં પ્રથમ જૅાનને મોકલી માકડ છે કે નહિ તે હોયતો તેનો નાશ કરવાનું કામ સોંપતા. તે મકાન તપાસી સરટીફીકેટ આપતાં તેઓ ત્યાં રહેવા જતા હતા. આ કામ માટે તે ભારે ફી લેતો હતો.

**માકડ ઉડનારો**—( Reduvius Personatus. ) આ માકડના જાતનો કીડો ફ્રાન્સ દેશમાં પુશકળ જણાયછે. ચીમનીમાં તથા મીઠાઇવાલાની દુકાનમાં તેમની ભારે વસ્તી હોયછે. તેની લંબાઇ લગભગ $\frac{3}{4}$ ઇંચિ હોયછે. તે આકારે ચપટો અને રંગ લાખના જેવો હોઇ તેને બે પાંખ હોયછે. આ પાંખોવડે તે સાંજની વખતે ઉડવા માંડેછે. એ રાત્રે ઉડનાર પ્રાણી હોવાથી તેની આંખો ઘણી તેજ હોયછે. એને પકડવાની કોશેસ કરતાં તે મધમાખ પ્રમાણે ડંખેછે, જેથી બેહદ વેદના થાય છે.

આ કીડો પોતાનો ભક્ષ મેળવવા કરોળીયાનાં જાળાં નજદીક જઈ બેસેછે. કોઇ કોઇ વેળા તે જાળાંમાં પોતેજ ગુંતાઇ તરફડેછે પણ તેવે વખતે કરોળીઓ તેના ડંખથી જાણીતો હોવાથી તેને પકડતો નથી, પણ તેનીજ હાલતમાં તેને ભૂખે ટવળાવી મરી જતાં તેને પકડી ખાઇ જાય છે.

આ પ્રાણીને પુખ્તવય અગાઉ પાંખ હોતી નથી. આથી એવી હાલતમાં ભક્ષ મેળવવા માટે તે કચરો પુંજો જે ખુણામાં પડેલો હોય ત્યાંના કચરામાં આળોટે છે, એટલે તેની આસપાસ ધૂળ એવી તો ચોંટી જાયછે કે તે તેવી હાલતમાં ફરેછે. તે વખતે બીજા જીવડા તેને ઓળખી નહિ શકવાથી તેના શેકાર થઈ પડેછે.

**માકડ પાણી માહેલો**—આ માકડ ખબોચીયા માહેલા ઠરેલ પાણીમાં હોયછે. એ પાણીમાં ઉલટી હાલતમાં તરે છે. તેના પાછલા બન્ને પગથી લાંબા હોવાથી તરતી વખતે વહલાંને જગે તેનો ઉપયોગ કરેછે. આ કીડો માંસ હારીછે. તે બીજા કીડાને મારી ભક્ષ કરેછે. આ કીડો એવો તો હિમતવાન હોયછે કે પોતા કરતાં ચાર ઘણા જોરાવર કીડાને પણ પકડી ખાઇ જાયછે.

**માકડી**—એ લીંબુડીના જાતનું વગડાઉ ઝાડ છે. એનાં પાંદડાં લીંબુડી જેવાંજ હોઇ તે પર કાંટા હોયછે. તે પર લીંબુડી જેવડાં ઝીણું ફળ આવેછે. તે સોપારી જેવડાં હોયછે. એ તર્હેવાર દુઃખ દર્દોપર અકસીર હોવાથી દેશી વૈદો તેનો બોહોળો ઉપયોગ કરે છે.

**માકરેલ**—આ અતિ ઉપયોગી માછલી અમેરિકા તથા ઇંગલંડમાં ટોળાબંધ જણાય છે. આ માછલી સમુદ્રમાંથી બીજા સમુદ્રમાં મુસાફરી કરે છે. ઇંગલંડના પશ્ચિમ કીનારાપર લોકો રાત્રે મસાલ સળગાવીને માકરેલને જાળમાં પકડે છે. માછીઓ કેટલાક મૈલ સુધી ઉભા રહી જે દિશામાં માકરેલના ટોળે ટોળાં જતાં હોય ત્યાં તે દિશામાં જાળને ત્રણ ચાર મૈલ વેર પાંથરે છે. જાળનાં છિદ્ર મધ્યમ કદનાં માછલાંનું માથું આવે એવડાં મોટાં હોય છે; પણ એ છિદ્રમાં તેની પાંખ અટકે છે. અને તે નિકળવાનું કરે છે ત્યારે તેની

ઝાલર તેમાં ભરાઇ જવાથી તેમાં તે સપડાય છે.

માકરેલ ગલ, દોરીથી પણ પકડાય છે. એ દરેક ચળકતા પદાર્થને બાઝી પડી કરડે છે, આથી ઘણી વેળા એનો શેકાર કરવો સેહેલ પડે છે. એ વહાણને દોડતું જોઇ ટોળાંબંધ તેની પાછળજ અતિ વેગથી ભમતું દોડે છે. આથી વહાણવટીઓ આ માછલાંથી મોટો આનંદ મેળવે છે.

**માકો**—ભીની જમીનમાં માકાના રોપા વ્હેંત દોઢ વ્હેંત જમીનપર ફેલાયલા રહે છે. એનાં પાંદડાં પીપરમીંટનાં પાંદડાં જેવાં હોય છે. આ છોડ ઓષધી ઉપચારમાં ઉપયોગી છે.

**માખ**—માખોની જૂદી જૂદી જાતો હોય છે. સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોતાં તેમની શરીર રચનામાં રહેલો ફરક નજરે પડે છે. આ ફરક સાધારણ નજરે જણાતો નહિ હોવાથી જૂદી જૂદી બધી જાતની માખને એકજ નામે આપણે ઓળખીયે છિયે.

ખરી માખ કહીએ તો તેનો રંગ સાધારણ રીતે સફેદ હોય છે. સૂક્ષ્મદર્શક યંત્રમાંથી જોતાં તેનાં શરીર ઉપર જગે જગ બાલ હોય છે. તેની પીઠ ઉપલી બાજુએ કાળી પણ પેટ તરફ જગે જગ સફેદ રંગના બાલના ઝુમખા હોય છે. આથી તેનો રંગ કાબરચિત્રો જણાય છે. તેનાં મોહડાપર પણ સફેદ બાલ હોય છે. આંખો પેહેલુદાર ને લાલ રંગની હોવાથી તેનું મોંહ ઘણું શોભે છે. માખની પેટ નીચેનો ભાગ તદન મેલા રંગનો હોય છે. તેને ડંખ મારવાના કાંટા નહિ હોવાથી તે કરડી શકતી નથી. માખ કરડે છે એવું આપણે કહીગે છિયે તે ખરૂં નથી. પણ પસીનો વગેરે આપણા શરીરમાં જે મેલ બાહેર નિકળે છે તેને માખો જીભ વડે ચાટે છે, અને તેને ચાટી લીધા પછી ફીડ લાગે છે. એને આપણે માખ કરડી એમ કહીયે છિયે.

માખની બીજી જાત કહીએ તો ઉજલા આકારની માખ કરતાં એ સેહેજ નાહની ને પતળી હોય છે. ઈંગ્રેજીમાં તેને નાહની મધ માખી Musca Domestica minor એમ કહે છે. આ માખની પાંખ તથા આકારમાં ફરક રહેતો હોવાથી તે સૂક્ષ્મદર્શક યંત્ર વડે તુરત ઓળખાઇ આવે છે, આ નાહની માખની બન્ને પાંખની નીચે ચામડી હોય છે, તે તદન પારદર્શક હોય છે, આથી બારીના કાચ ઉપર તે ચાલતી હોય ત્યારે તેની પાંખ નીચેનો ભાગ ખુલ્લી આંખે પારદર્શક નજરે પડે છે.

ત્રીજી જાતની માખ છે તેને ઈંગ્રેજીમાં 'સ્ટોમૉકસિકસ કૅલસ્ટ્રન્સ' (Stomoxys Calcitrans.) એટલે તિક્ષણ મોહ વડે કરડનારી માખ કહે છે. આ માખ પોતાના મોહ વડે શરીર પર છિદ્ર પાડી લોહી ચુસી લેછે.

આસમાની માખ બીજી માંખોથી મોટી અને ચળકાટદાર રંગ ધરાવનારી છે. આ માખ ઉડતી વેળા તેની પાંખનો વિશેષ આવાજ આવે છે. એની પાંખો બીજી માખો પ્રમાણેજ લાલ હોય છે, પણ મોહ ઉપર ઝાઝાં સફેદ બાલ હોતાં નથી, આ માખને કાચું માંસ ઘણું ભાવતું હોવાથી તે હમેશાં પોતાનાં ઇંડા માંસ ઉપર પણ મેલે છે. આ માખ ઘેરમાં વસતી નથી પણ ખાડી યા તલાવ કાંઠે વસે છે. આ માખ જોકે ત્રાસદાયક છે પણ માનવીને ઘણી ફાયદાકારક છે, કેમકે જે જે ઘેરમાં તે આવે છે ત્યાંની દુરગંધી અથવા મેલ તે ખાઈ જાય છે.

આ આસમાની માખને પકડી તપાસવી હોય તો તેને કલોરાફૉર્મ સુંઘાડતાં તે બે-શૂદ્ધિમાં પડે છે, એટલે તેવે વખતે તેણીનું અવલોકન બરાબર કરી શકાય છે.

માખને બે પાંખ હોય છે. માખ ચુપ બેઠેલી હોય ત્યારે તેની બન્ને પાંખ એક ઉપર એક હોય છે, અને ઉડવા માંડતાં તે આડા થાય છે.

ઉડવા માંડતી વેળા માખનાં શરીર તથા પાંખો વચ્ચે ૯૦ અંશનો કાટકોન રહે છે. પાંખો અરધી પારદર્શક અને મેલા રંગની હોય છે, અને તેપર છ મ્હોટી ને નાહની નેસો હોય છે, તે નેસોવાલી માખ એક જાતની હોય છે, પણ બધાંની રચના એક સરખી હોય છે, એ જૂદી જૂદી જાતની માખો જોતાં તેમની પાંખ માહેલી નેસોની રચના સરખી હોતી નથી, અને તે ઉપરથી તેઓ જુદી જુદી જાતની છે એમ ત્યારેજ સમજ પડે છે. તે નેસોમાં મથાની બાજુ-માંની નેસ બધામાં મોટી હોય છે. આ છ નેસો પોકળ રહેતી હોવાથી તેના યોગે તેમને શ્વાસોચ્છવાસ લેતાં આવડે છે. સૂક્ષ્મ-દર્શક યંત્રની મદદથી માખોની પાંખ ઉપરના બાલ નજરે પડે છે. નેસો ઉપરના બાલ તો બીજા બાલથી ઘણા લાંબા હોય છે, અને તે બાલ એટલે માખોની શ્વાસોચ્છવાસ ઈંદ્રી હશે એવો અજમાસ છે.

ઉડતી વખતે માખ પોતાની પાંખ ઘણું જોરથી હીલવે છે અને તે હીલવા સમેત અવાજ કરે છે. આ પાંખ દર સેકંડમાં ૩૦૦ થી ૩૫૦ વખત હીલચાલ કરે છે. બલુ માખ ઉડતી વેળા જે અવાજ કાઢે છે તે પાંખમાંથી કાઢે છે એમ નથી, પણ જો તેની પાંખ, પગ, માથું, પેટ વગેરે તમામ અવયવ કાપી નાખ્યા છતાં તેની ફકત છાતીમાંથી અવાજ નીકળે છે. આ ઉપરથી અવાજ નિકળવાનું સાધન આ પ્રાણીની છાતીમાં હોય છે એવું અનુમાન કાઢી શકાય છે. પ્રાણી શાસ્ત્રીઓના જણાવવા મુજબ માખની છાતીમાં એક પાતળો પરદો હોય છે, અને તે એક સરખો હીલતો રહે છે તેથી અવાજ નિકળે છે.

માખનાં તમામ શરીરમાં તેની છાતી વધારે મજબુત હોય છે. એની છાતીના ત્રણ ભાગમાંનો વચલો ભાગ વધારે મ્હોટો હોય છે. અને તેનેજ પાંખો ફુટે છે.

પાંખ પ્રમાણેજ માંખના પગની રચના વટીક અજબ જેવી છે. પગનો જે ત્રીજો ભાગ હોય છે તેને ઈંગ્રેજીમાં Tarsi કહે છે. તેના પાંચ ભાગ હોય છે. તે પાંચ ભાગ માંહેલા છેલ્લા ભાગને બે આંકડા હોઇ તે દરેક આંકડાના નીચલા અંગને થરયામૌંસ-વાલા બે અવયવો હોય છે. આ અવયવ વડે માખને ચાલતાં આવડે છે. ઈંગ્રેજીમાં આ અવયવને પલવિહલી (Pulvilli) કહે છે. આ પલવિહલીનો આકાર ગોળ હોઈ તેના છેડાપર બાલ હોય છે. માખ ગમે તેવા નરમ યા લીસા ઉભા પદાર્થ ઉપર પણ સડ-સડાત ચાલી શકે છે; તેમજ બારીના લીસા કાચ ઉપર પણ તે ચાલી શકે છે. આવી રીતે માખને લીસા ભાગપર ચાલવાની શક્તિ પલવિહલથી મળે છે. આ દરેક પલવિહલ ઉપરનાં બાલની સંખ્યા ૧૨૦૦ ની ઉપર હોય છે, અને તે બાલ પોકળ હોય છે. આ પોકળ ભાગમાંથી એક પ્રકારનો પ્રવાહી પદાર્થ બાહેર નિકળે છે અને તેથી બાલના છેડા હંમેશાં ભીના રહે છે. આ પદાર્થ જાડો ને કાળા રંગનો હોય છે.

માખનું માથું અને છાતી એમને જોડનારો ભાગ અત્યંત બારીક હોય છે. આથી તેને પોતાનું માથું ગમે ત્યાં વાળતાં આવડે છે. માથાં માંહેલો મુખ્ય અવયવ કહીએ તો તે આંખો છે. આ આંખો માથાંના માન પ્રમા-ણમાં વિશેષ મોટી હોય છે, તેમાં વળી માદી કરતાં નરની વધારે મોટી હોય છે. આથી નરની બે આંખો માંહેલો અંતર ઘણો થોડો હોય છે. કેટલીક જાતની માખની આંખો એકમેકને વગર અંતરે ચોંટેલી હોય છે. આથી બે આંખ મલી એક આંખ બનેલી જણાય છે. આવી આંખોને "હોલોપ્ટિક" (Holoptic) કહે છે. તેની આંખોનો રંગ લાલ હોય છે, અને તેપર પેહેલુ હોય છે. પેહેલુનો આકાર ઘણોખરો છ ખુણાકાર હોય છે.

આંખની ઉપરનો ભાગ ઉંચો હોઈ તેની ઉપર નાહની નાહની ત્રણ આંખો હોય છે.

તેને ઈંગ્રેજીમાં ઑસેલી ( Ocelli ) કહે છે. આ ત્રિકોણાકાર રીતે જોડાયલી આંખો વચે બે મોટા બાલ હોય છે. અને તે બાલની જડમાં અને ત્રીકોણનાં કિનારાપર ઝીણા ઝીણા સેંકડો બાલ હોય છે.

આ આંખોના ઉચા ભાગની નીચે ને નીચલી આંખ ઉપર જગ્યા હોય છે. આ જગ્યા માદી અને નર તેમના પ્રમાણ પ્રમાણે નાહની મોટી હોઇ તેપર ઓછા અધીક બાલ હોય છે. આ જગ્યાની નીચલી બાજુએ ઇંડાકૃતિ ખાડો હોય છે. ખાડાના ઉપલા ભાગપર ત્રણ આંખના થનાર ત્રીકોણની નેસોની બાજુએ બે મુછો હોય છે. મુછને ત્રણ સાંધા હોઇ છેલ્લો સાંધો સર્વેમાં મોટો હોય છે. આ સાંધા ઉપર પણ જગેજગ બાલ હોય છે, અને બાલ વચેની છુટી જગ્યાપર ઝીણાં ઝીણાં ટપકાં હોય છે. આ ટપકાંની સંખ્યા ૧૭૦૦ થી ૧૮૦૦ ની હોય છે. આ મુખ તે માખનાં નાકની ઇંદ્રોની ગરજ સારે છે. આ ઘ્રાણેંદ્રિયથી માખ તુરત પોતાનો ભક્ષ શોધી કાઢે છે. મુછના પેહેલા સાંધાની નજદીક બે મોટા બાલ હોય છે, અને તે બાલને કેટલાક આડા ફાંટા હોય છે. તેનો આકાર નારીયળીની ઝાવલી જેવો હોય છે. આ માખનું મોહ એક પ્રકારની સુંઢ છે. સુંઢ જોવી હોય તો માખને બે આંગળાંમાં પકડી તેનું પેટ દાબવું, એટલે તે બાહેર નિકળેછે. ઉપર જે ઇંડાકૃતિ ખાડો જણાવ્યો તે ખાડાની પાછલી તરફ, એટલે માથાંની બીજી બાજુએ ખાડો હોય છે. તેના તરફના ખાડામાં માખની સુંઢ ચોપડીનાં પાનાં પ્રમાણે ઘડી વાળી દબાયલી રહે છે, અને જરૂર પડતાંજ તે બાહેર કાઢે છે. સુંઢના બે ભાગ હોય છે, અને તેમને જોડનાર વચમાં એક મીજાગરાં જેવો ભાગ હોય છે. આ સાંધા યોગે બન્ને ભાગ એક પાસે એક લાવી જોડી શકાય છે. આ બે ભાગમાંનો છેલ્લો ભાગ હોય છે, તેના છેડાને પાતળી થાલી જેવો માંસનો ચપરો લોચો હોય છે. આ ભાગ પર ત્રીસ ત્રીસ મળી સાઠ ફાટ હોય છે, જે હમેશાં રસથી ભરપુર હોય છે. આ પ્રવાહી રસ તે માખની થુક છે. વચ્ચે જે ઉભી ફાટ તે જગે હોય છે તે સુંઢ વડે માખ રસ પીચકારી પ્રમાણે ચુસી લીયે છે.

**માખણ**—આ અત્યંત ઉપયોગી પુષ્ટીકારક પદાર્થ છે. માખણમાં પાણી સેંકડે ૫ થી ૧૦ ભાગ હોય છે. માખણમાં દહીનો ભાગ રહે છે. તે ઓછો તેમ માખણ સારૂં ગણાયછે. જેમ દહીનો ભાગ વધારે તેમ માખણ જલ્દી બગડે છે. માખણમાંથી ૮૬ થી ૯૨ ભાગ ઘી નિકળે છે (જુઓ દુધ).

**માંગ**—પોરસ સાથે જ્યાં સિકંદરને લઢાઇ થઇ તે જગે સેકંદરે નીકી નામે શેહેર વસાવ્યું તે હાલનું માંગ છે. આ માંગ શેહેર જલાલપુરની પૂર્વે અને દિલાવરની દક્ષિણે ૭ મૈલ ઉપર છે. માંગ શેહેરને રાજા માંગ અથવા મગે સ્થાપ્યું હતું એવી દંતકથા છે. તે શકોનો રાજા હતો. તેના ભાઈ રામે રામપુરં અથવા રામનગર (હાલનું રાસૂલ) વસાવ્યું હતું. તે દિલાવરની સામે છે, તેની બેહેનનો બેટો 'કામકર' એ 'ગિઝેક'નો રાજા (જલાલપુરનો) હતો, માંગમાં હાલમાં જાટ પ્રજાની વસ્તી છે.

તક્ષશિલાના કોતરેલા લેખોમાં માગ રાજાનું નામ છે. માગમાં 'મોઆ', નામનાં નાણાં પુશકળ મળે છે અને તે પર 'નિક' એવા અક્ષરો છે. આ ઉપરથી માગ રાજાની નિકમાં ટંકશાળ હશે. માગે તે ફરી બંધાવ્યું હતું. પણ તેને સેંકદર જેટલું જુનુ માની શકાય. કારણ ત્યાં ઈંડો સીથીયન રાજાનાં નાણાં જડે છે. અત્રે જડતાં નાણાંને માગશાહી કહે છે.

**માંગલોર**—મદ્રાસમાં દક્ષિણ કૅનેરા જીલ્લાનું લશકરી છાવણીવાલું શેહેર. ૧૬ મી સદીમાં પોર્તુગીજોએ ત્રણ મરતબે આ શેહેરને નુકસાન પોંહચાડ્યું હતું. ઈ. સ. ૧૭૬૩ માં હૈદરઅલીએ આ શેહેરને જીતી લીધું

હતું. પણ ૧૭૮૪ માં ૯ માસના ઘેરા પછી બ્રિટીશોએ ટીપુ સુલતાનને આપી દીધું હતું. ૧૭૯૯ માં ટીપુની હાર પછી એ બ્રિટીશોને તાબે આવ્યું છે. ૧૮૩૭ ના કુર્ગ બળવા સમયે એનો કેટલોક ભાગ બળી ગયો હતો. લોક વસ્તી ૪૦,૫૨૨ ની છે.

**માંગોલીઆ ગ્રાંડી ફ્લોરા**—આ અતિ સુંદર પંદર ફીટ ઉંચું ઝાડ છે. એનાં પાંદડાં ચળકાટદાર હોય છે. એની પર એપ્રેલ માસમાં ફુલો આવે છે, તે સફેદ રંગનાં હોઇ તેની સારી ગંધ આવે છે. એનાં બીયાં ચળકાટદાર લાલ રંગનાં હોય છે. નવાં ઝાડ બીયામાંથી યા કલમથી ઉગાડે છે.

**માઘ કવિ**—ભોજરાજાના સમયમાં આ બ્રાહ્મણ શ્રિમંત કવિ ભારે પ્રસિદ્ધતા પામ્યો હતો. માઘ નામનાં કાવ્યં એનાંજ રચેલાં છે. એ શ્રીમાલપુરમાં રહેતો હતો. એ એવો તો શ્રીમંત હતો કે તે બધી રીતે ભોજની બરાબરી કરી વિદ્વાનોને આશ્રય આપતો. એક સમે ભોજ રાજા એનાં આમંત્રણથી તેનાં ઘરે મેજબાની માટે જઇ રહ્યો, ત્યારે એણે રાજાના ૧૨૦૦ અનુયાયીઓ માટે માત્ર પોતાની એક અશ્વશાલા આપી હતી, અને રાજાના ઉતારા માટે પોતાનો સુંદર મેહેલ આપ્યો હતો. આવું એની મ્હોટાઇ માટે દર્શાવવામાં આવે છે.

માત્ર કવિની શ્રીમંતાઇ ભારે ઉડાઉ ખર્ચને લીધે લય પામતાં સેવટે તે રોટલી કટકા માટે મોહતાજ બન્યો હતો. આથી રાજાની દરબારમાં તેની સ્ત્રીઓના આગ્રહથી ગયો. આ વેળા એની રચેલી કવિતા ખુદ તેની સ્ત્રીએ રાજાને નજર કરતાં ભોજે તેનો યોગ્ય આદરસત્કાર કર્યો હતો.

**માચોલ**—દોઢ ફીટના છોડની ડાંખળી પર જાડી છાલ જેવો ગર વળગેલો હોય છે. માચોલા સમુદ્ર કીનારા ઉપર ખારાસની રેતાળ જમીન ઉપર ઉગે છે; આથી તેમાં કુદરતી ખારાસ રહે છે.



**માછલી**—માછલી જાત, જે પ્રાણીને પીઠનો કણો હોતો નથી તે પ્રાણી જાતીના છેલ્લા વર્ગમાં આવે છે. એનું લોહી થંડુ હોય છે. તે પોતાના કલ્લા (ચુંઇ) દવારે શ્વાસોશ્વાસ કરે છે અને પાંખ યોગે પાણીમાં તરે છે. એમની ઉત્પતિ ઈંડાંમાંથી થાય છે; માછલીની મુખ્ય જાતો લંબ વર્તૂલાકાર હોઇ બાજુથી ચપટી હોય છે. માછલીને ગરદન હોતી નથી. તેમજ તેમને રહેતી પુછડી શરીર સાથે એટલી તો મળી ગયલી હોય છે કે તે શરીરનો એકજ ભાગ ગણાય છે. એના પેટ પાસે કલ્લા હોય છે, તે તરવામાં મદદ કરે છે. એની પીઠ ઉપરના પરને પૃષ્ટ પર અને પુછડી તરફના પરને પુચ્છપર કહે છે. આ પર ચામડાનાં હોઇ તેને છત્રીની સળી પ્રમાણે મજબુત તંતુ યોગે સખત બનાવેલાં હોય છે. માછલા ફેફસાં યોગે શ્વાસોશ્વાસ લેતી નથી, પણ તેમનાં માથાંનાં બન્ને બાજુપર પાતલી ચામડીનું એક અવયવ હોય છે તેને કલ્લા કહે છે. આ કલ્લાપર અસ્થિમય ઢાંકણુ હોય છે. આજ કલ્લા યોગે તે શ્વાસોશ્વાસ લેછે. પાણીમાં માછલીનાં મોંહમાંથી હવા માહે જઇ કલ્લામાંથી બાહેર નિકળે છે. પાણીમાં કેટલીક હવા મળેલી હોય છે અને તે મોજાયોગે માહે જાય છે. પાણીમાં જો હવા નહિ રહેતે તો માછલીઓ મરણ પામતે.

માછલીનું રકતાશય અથવા દિલ એકવડું હોય છે. તેમાં શરીરના તમામ ભાગમાંથી લોહી દાખલ થઇ એકઠું થાય છે, અને ત્યાંથી શુદ્ધ થવા તે કલ્લા તરફ જાય છે. પછી કલ્લામાંથી પીઠના કણા સાથે જોડાયલી નળી વાટે તે શરીરના તમામ ભાગમાં વેંહેંચાય છે. આ લોહી થંડું હોય છે.

**ચલનવલન.**—માછલી લંબાકૃતિ હોવાથી અને તેમની ચામડી નરમ હોવાથી તેમને પાણીમાં અતિ ઝડપથી ચલનવલન કરવામાં ભારે સવળતા મળે છે: પાછલી બાજુએ એક વલ્હાં વડે હોડીને જેમ ગતી આપી શકાય

છે, તેવીજ રીતે માછલી મુખ્ય કરી પોતાની પુચ્છડી એક વખત એક બાજુ અને બીજી વેળા બીજી તરફ હીલવી પોતાનાં શરીરને ગતી આપે છે. માછલીના કલ્લા તેને પાણીમાં પોતાનું સમતોલપણું જાળવવાના ઉપયોગમાં આવે છે. કોઇક જાતની માછલીને એટલે દાખલા તરીકે ઉડનારી માછલીને પેટ પાસે એક મોટી પાંખ હોય છે, તેના યોગે તે ઉડી શકે છે, તેમ તરી પણ શકે છે. આવી જાતની માછલી પોતાના પરયોગે જમીનપર પ્રવાસ કરી શકે છે.

ઘણી ખરી માછલીનાં પેટમાં એક થેલી રહે છે, જે તેમને તરતી વેળા મદદ કરેછે. આ થેલીને તે ગમે ત્યારે દાબી યા ફુલાવી શકેછે. જ્યારે માછલીને પાણી તળે જવું હોય ત્યારે તે તેને દાબેછે, ને ઉપર આવવું હોય તો તેને હવાથી ફુલાવેછે. પાણીની તળીએ તરનારી માછલીનાં પેટમાં આ થેલી હોતી નથી.

ચામડી—માછલીનાં શરીર ઉપરની ચામડી પશુનાં શરીર ઉપરની ચામડી કરતાં વધારે સખત અને તાણીને જડેલી હોયછે, આથી તેમાં ગતિ ઓછી હોયછે. કેટલીક માછલીનાં શરીર ઉપરનો બાહરનો થર નરમ અને લીસો હોયછે. કેટલાકનાં શરીર ઉપર ભીંગડાં હોયછે. તે જૂદા જૂદા પ્રકારનાં હોયછે. તેના ચાર પ્રકાર છે. કેટલાક ભીંગડા ગોળાકાર, કેટલાંક કાંસકીદાર, કેટલાંક રકાબીરોકા અને કેટલાક ચામડીનાં હોયછે. આ ભીંગડાં યોગે માછલી ચલકાટદાર રંગની દેખાયછે. આ રંગ તે ભીંગડાંને અંગે હોતાં નથી, પણ ઝુમરના લોલક પ્રમાણે તેઓ પ્રકાશનું પરાવર્તન કરે છે, તેથી આ રંગો નજરે પડે છે. 'તંતૂ' નામની માછલીની ચામડી એટલી તો ખરબચડી હોય છે કે, તે સુકાતાં, પદાર્થ ઘણી સાફ કરવાનાં કામના ઉપયોગમાં આવે છે. માછલીની ચામડી ઘણીખરી લીસી હોય છે પણ ભીંગડાવાળી માછલીની ચામડી વધારે લીસી હોય છે.

ઇંદ્રીયો—માછલીની આંખોપર ખરી પાંપણ હોતી નથી, અને ખરૂં જોતાં તેમને તેમની જરૂર હોતી નથી, કારણ તેમની આંખો હંમેશા પાણીથી ધોવાયા કરે છે; છતાં તેપર પાતલી ચામડીનું પડ હોય છે, તે પડ પારદર્શક હોવાથી તેમાંથી ઉજાસ આવજાવ કરે છે. સઘળી માછલીની બન્ને આંખો તેમના માથાની એકજ બાજુએ હોય છે, માછલીના કાનમાં બાહેરથી છિદ્ર હોય છે. તેમની આંખોની માહેલી બાજુએ એક ખાડો હોય છે, તેજ તેમનો કાન કહેવાય છે. હવા કરતાં પાણીમાંથી તેમને અવાજ બરાબર સમજાય છે, આથી ઘાંટરડીના અવાજથી પાણી ઉપર માછલીને તેડી શકાય છે, તેમની સ્પર્શેંદ્રીય મુખ્ય કરી હોઠ અને મ્હો આસપાસની મુછમાં છે. આ વડે તેઓ સામો પદાર્થ દાબીને જોય છે, માછલીની જીભની રચના ઉપરથી તેમની રસેનદ્રિય અપૂર્ણ હોવી જોઇએ એવું જણાય છે.

ખોરાક—માછલી બેહદ ખાધરી કહેવાય છે. મુખ્ય કરી શાકભાજીપર નિર્વાહ કરનારી થોડીજ જાતની માછલીઓ છે, તેઓ ઘણુંકરી પોતાની નાહની માછલીને ખાયછે યા નાહના કીડાપર નિર્વાહ કરે છે. કેટલીક જાતની માછલીને દાંત બીલકુલ હોતા નથી, તો કેટલીકને દાંતોની હાર હોય છે. તેઓ આકારમાં પરસ્પરથી તદન ભિન્ન હોય છે. કેટલાક દાંત નાહના હોઇ મજબૂત જડેલા હોય છે, અને કેટલાક મજબૂત આંકડા જેવા અથવા તિક્ષણ છરીનાં પાનાં પ્રમાણે હોય છે.

ઉત્પતિ—માછલીની ઉત્પતિ ઈંડાંમાંથી થાય છે. આ ઈંડાં માદાનાં પેટમાં (ગર્ભ) હોય છે. આ ઈંડાંનો સંચય કદી કદી બેહદ હોય છે. માદીએ ઈંડા મેળતાં તેપર નર પાણથરી નાખેછે. જેથી ઇંડાનું પોષણ થાયછે. માદી હજારો ઈંડા મેળેછે પણ માછલીઓ તેમાંના ઘણાખરા ખાઇ જાયછે. કેટલીક

માછલી ઈંડા ફુટી બચ્ચાં બાહેર નિકળે ત્યાં સુધી ઈંડાંને પેટમાંજ જાળવેછે, માછલીએ ઈંડા મેળી તેમને સંભાળભરી જગ્યે મેળી આવ્યા પછી તેનું શું થયું તેની તેમને દાળજી હોતી નથી, પણ કેટલીક માછલીઓ બચ્ચાંની પણ સંભાળ લેવા માટે જાણીતી છે. "ગોર" નામે માછલી પોતાનાં ઈંડાં મેળવા માળો બનાવી તેમાં સંભાળથી ઈંડાં મેળેછે. કેટલીક માછલીમાં માદા ઈંડા મેળવા માંડેછે, ત્યારે નર તેમની સંભાળ લેવા આસપાસ ભમે છે. કેટલાક દેશમાં પાણીનાં નાળાં, ખાબોચીયાં ગરમીમાં સુકાઇ જતાં જમીનમાં ફાટો પડે છે, ને જમીન તદન સુકી બને છે, પણ ત્યાં વરસાદ પડતાંજ થોડા દિવસમાં માછલીનું પુનરજીવન થએલું જણાય છે. આથી એમ માનવામાં આવેછે કે કેટલીક માછલીઓ પોતાને કાદવમાં દાટી દઇ વર્સાદથી તેમના શરીરમાં જીવન ઉત્પન્ન થતાં સુધી તે અચેતન હાલતમાં રેહેછે.

વર્ગીકરણ—માછલીનાં હાડપીંજર ઉપરથી તેમના વર્ગ કલ્પેલા છે. ઘણી માછલીને હાડકાં હોય છે, અને તે હાડકાં ચતુષ્પાદ પ્રાણીના હાડકાંથી તદન જુદા હોય છે. જેમનું હાડપીંજર સખત હાડકાંનું હોય છે તેઓ એક જાતનાં, અને જેમનું હાડપીંજર નરમ હાડકાંનું તેઓ બીજા વર્ગનાં. આ બે વર્ગમાં તેમની રચના મુજબ અસંખ્ય પેટાવર્ગ કરેલા છે

આજ સુધીમાં ૧૩૦૦૦ જાતની માછલીનું વર્ણન શાસ્ત્રીઓએ કર્યું છે, પણ આ ૧૩૦૦૦ જાતથી પણ વધારે જાતી હોવાનું જણાવવામાં આવે છે.

તહેવાર જાતીની માછલીઓમાંની થોડીકનું અત્રે વર્ણન આપીશું:—

વિજળી ઉત્પન્ન કરનારી માછલી સાંપ જેવી હોઇ તેને માછલી જીવા કલ્લા હોયછે. આથી તે માછલી તથા સાંપ એ બન્નેને મળતી જણાયછે. એ લંબાઈમાં ૧૦ ફીટ અને વજનમાં ૬૦ રતલ હોયછે, અને કોઇ કોઇ તો ૧૧૨ રતલ પણ હોય છે. આ માછલી દક્ષિણ અમેરિકામાં અસંખ્ય મળેછે. આ માછલીમાં વિજળિક બૅટરી ખુદરતી ગોઠવેલી હોવાથી તે પોતાની પુછડીના એક ફટકાથી ગમે તેવાં પ્રાણીને નીર્જીવ બનાવેછે. આ માછલીનાં પેટ નીચે બે અવયત્ર હોયછે, તેમાંથી વિજળી ઉત્પન્ન થાયછે. આ અવયવમાં ૧/૧૦ ઇંચ લંબાઇની ઝીણી ઝીણી ગાંઠોની જાળ હોયછે, અને તેજ સ્નાયુ પુછડી વેર પોંહચી વિજળીક પ્રવાહ ચાલુ રાખેછે. આ માછલીને જો કોઇ તળાવમાં નાખી હોય તો તેના વિજળિક પ્રવાહથી ત્યાંની તમામ માછલીને મારી નાખેછે. દક્ષિણ અમેરિકાના ઇંડીયનો આ માછલીને ખાતા હોવાથી તેને પકડવા માટે તેઓ પ્રથમ જંગલી ઘોડાનાં ટોળાંને હાંકી લાવી જ્યાં આ માછલીઓ હોયછે તે તલાવમાં હાંકી મેળેછે, અને આસપાસ બધા ઇંડીયનો ભાલા લઇ ઉભા રહેછે. જેવા માહે પડયા કે આ માછલીઓ પોતાની વીજળી ઘોડાઓપર ખાલી કરે છે, જેથી તેમાંના કેટલાક મરણ પામે છે, કેટલાક નાહાસવા જતાં ભાલા પકડી ઉભા રહેલા ઇંડીયનોથી ડરી પાછા પાણીમાં પડે છે. અને એ રીતે માછલીઓ ઘોડાપર પોતાની વિજળિક શક્તિ ખાલી કરી રહેતાં થાકી જઈ વિજળિહીન બને છે, કે ઇંડીયનો તેમને પકડે છે.

કેલીફોર્નિયા ખાતે "સાન્તા કેતેલી"ના ચેનલમાં અને મેકસીકોના ઉપસાગરમાં પગે ચાલતી માછલી જણાય છે. આ માછલી સાધારણ બોઈ જેવી હોય છે; પણ બોઈને જ્યાં પેટ આગળ પાંખ આવે છે, ત્યાં પગની ગરજ સારનારા બે કાંટા એને ઉગી નિકળેલા હોય છે. પોતાના શેકાર ઉપર હુમલો કરતી વેળા તે પોતાના પગ ઉપર ઉભી થાય છે, અને ઉછાળો મારીને શેકારને પકડી લે છે. તે માછલી દરીયાનાં પાણીમાં ઉગતા પાલાથી પોતાનો માળો બાંધે છે.

સારદીન માછલી યૂરપ તથા સીલોનમાં જણાય છે. સીલોનમાં એવી લોક સમજ છે કે સારદીનને દીસેંબર તથા જાનેવારીમાં ખાધાથી ઝેર ચઢે છે; આથી ત્યાં આ બે માસ માછલી પકડવાની સખત મનાઇ હોય છે. ત્રીંકોમાલી તથા કોલંબોમાં 'નકરાજ' નામની માછલીનું ચામડું તલવાર પદાર્થો બનાવવાના ઉપયોગમાં લઇ તેનું તેલ પણ બનાવે છે.

તેમ લાલ, સિંદુરના રંગની, લીલા, પિળા વગેરે રંગની માછલી સિંહલદ્વિપમાં પુષ્કળ મળે છે. કેટલીક જાતની માછલી જમીન ઉપર મુસાફરી કરે છે; અને જ્યાં વિશેષ પાણી હોય છે ત્યાં પેટે ચાલી જઇ રહે છે. ભાગીરથીને કાંઠેના કેટલાક પ્રદેશમાંની માછલી અઠવાડીયાં સુધી પાણી બાહેર કાઢયા છતાં મરતી નથી. આથી તે તરફના કોળી લોકો તેમને પકડી મટોડીમાં દાટી રાખી રોજ ખપજોગી કાઢી વેચે છે. સિંહલદ્વીપમાં "કુનિયા" નામે ગરમ ઝરામાં માછલીઓ નજરે પડે છે. ત્રીંકોમાલીમાં કુદકા મારતી માછલીઓની અનેક જાતો છે. દક્ષિણ અમેરિકામાંના કેટલાક જવાળામુખીમાં જીવતી માછલીઓ નજરે પડે છે.

જોગીને મળતા આકારની માછલી વીશે એક એવી ઇતિહાસીક માહીતી મળે છે કે, ઇંગ્લીશ વેપારીઓ દર સાલ સીલના શેકાર માટે ૪૦૦ વહાણો અને ૧૫૦૦ ખલાસીને ઉત્તર સમુદ્ર તરફ મોકલતા. એવો એક કાફલો ઇ. સ. ૧૬૫૪ માં "રાંડેલ" નામના કેપટનની સરદારી તળે મોકલ્યો હતો. તે વહાણો નૉર્વેના કીનારાપર જતાં તુફાનમાં સપડાતાં તેઓ થોડા દિવસ તે તરફ થોભ્યા હતા, અને તુફાન સમાતાં નાખેલી જાળમાં એક વિચિત્ર પાંચ ફીટ લાંબી માછલી મળી; તેનો ચેહેરો તદન મનુષ્ય પ્રમાણે હોઇ કુમળાયલો હતો. તેનું તાળક સફેદ ચળકાટદાર હતું. આથી તેનું ટક્કલ પડયું હોય તેમ દેખાતું હતું. તેના બંને કાનપર બે પાંખ જેવા અવયવ હતા તે કાન ઉપરનાં ઝુલફાં પ્રમાણે દેખાતા. તેમજ ગળાં નીચે ઝાલર જેવી ચામડી હતી; અને ખાંધ પાસે બે નાહની પાંખ હતી, તે માનવીના હાથના ગુંદાનો આકાર સ્પષ્ટ બતાવતા હતા; તે ઉપરાંત તેનાં ગળાંની ઝાલરથી કમર વેરનો આકાર આબેહુબ દગલો પેહેરેલા માનવી જેવો ચળકાટદાર હોઇ તેપર છીટ જેવી ચોખુણાકાર નક્ષી હતી, અને કમરથી તે ગુડન વેર ઝભાનો ગીરદો ઝુલતો હોય તેવો આબેહુબ આકાર હતો. તેમજ બન્ને ખભાંપરથી તે પેટ પર જઇ વળેલી એક ચામડી હતી. તે ધર્મગુરૂઓના પટા જેવી દેખાતી હતી. તેની પુછડી એકાદ નક્ષીદાર સ્થંભની બેઠક જેવી હતી. કૅપટને આ માછલીને મઠાધીપતીના જેવી જોઇ તેનું નામ "મંકસીલજોગી મત્સ્ય" એવું આપ્યું હતું. આ જોગી મત્સ્યને નૉર્વેની રાણી મારગ્રેટ ઉપર ભેટ મોકલતાં ત્યાં તે ત્રણ દિવસ જીવતી રહી હતી, મરણ પામતાં રાણીએ તેની ખાસ તસવીર ઉતારી હતી. તેણે ત્રણ દિવસ સુધી લાગટ દુઃખથી બરાડા પાડયા કીધા હતા.

માછલીનો ખાતર તરીકે ઉપયોગ પુશકળ કરવામાં આવે છે. નૉર્વે તરફ કૉડ માછલીનું તેલ કાઢી લેતાં તેનાં માથાંને સુકવી તેનો ભુકો કરી ઇંગલંડ તરફ રવાના કરે છે. આ ખાતરને "ડાનૉર્વેજીઅન ગુઍનો" કહે છે.

માછલીનું ખાતર ઉત્તમ બનાવવાની રીત સેહેલી એ છે કે મટોડીમાં કુટાને મિશ્રકરી તેનું ખાતર બનાવવું.

ગોગલ ગાય જેવાં માથાંવાલું માછલું ૧૦ થી ૮ અવયવ ધરાવે છે. આ અવયવતો ગમે ત્યારે લાંબા ટુંકા કરી શકે છે. પ્લિની જણાવે છે કે સ્પેન દેશના કાંઠાપર એવાં માછલાં અમે દીઠાં હતાં; તેનું ધડ ૭૦૦ પાઉંડ વજનનું ને માથું ૭૦૦ પાઉંડ વજનનું હતું" અને તેની લંબાઇ ૧૦ યાર્ડ હશે એવી અમારી ખાતરી છે.

આવાજ માછલામાં કાકન નામે એક જાત છે. આ જાતનાં માછલાં વાહાણને ખેંચી

જાય છે; તેના સડ ડોળ કાઢી ભાંજી નાંખે છે. અને મનુષ્યને પકડી ખેંચી જઇ વાહાણુ ડુબાડે છે. તેના હાથની લંબાઇ ખાસ્સી ૩૦ ફીટની હોય છે.

કૅપટન નીલ નામે એક પ્રવાસીનું વાહાણુ આ જાતનાં "કટલફીશ"નાં હાથના પંજામાં સપડાતાં તેઓએ તેના હાથપર જરબ કરવા માંડતાં તે નાહશી ગયું હતું.

જલ્દી તરનારા માછલામાં નીચલા જાણીતાં છે:—સાલમન નામની માછલી દર કલાકે ૨૦ થી ૨૫ મૈલનો માર્ગ કાપે છે. નકરાજ દર કલાકે ૧૭ થી ૨૦ મૈલ દોડે છે. મગરમચ્છ પાંચ થી ૧૫ મૈલ દોડે છે.

**માજનદરાન**—ઉત્તર ઇરાનનો પ્રાંત. એનું ક્ષેત્રફળ ૧૦૪૦૦ ચૌરસ મૈલ છે, લોક વસ્તી ૩,૦૦,૦૦૦ ની છે. મુખ્ય શેહેર સારી છે. મુખ્ય વેપારી મથક બાલફરૂશ છે કે જે રશિઆ સાથે સિધો વેપાર ધરાવે છે.

**માજુફલ**—એશિઆ માઇનર, સિરિયા અને ઇરાનમાં ઉગતા એક જાતના ઝાડની ડાંખળીમાં પેવશ થતા કેટલીક જાતના કીડાઓ દાખલ થવાથી તે ઝાડનો રસ બાહેર નિકળીને બંધાઇ જાય છે, તેજ માજુફલ છે. એને કેટલાકો હરડા તરીકે પણ ઓળખાવે છે પણ એ હરડાથી તદન જુદા છે. એનો સ્વાદ બેહદ કડવો હોય છે. એ ઔષધિ તથા શાહી બનાવવાના ઉપયોગમાં આવે છે.

**માજુબાની ટેકરી**—નેટલમાંની છેક ઉત્તરમાંની આ એક ટેકડી પાસે ઇ. સ. ૧૮૮૧ માં ૨૭ મી ફેબ્રવારીએ બ્રિટીશના ૬૪૮ ઘોડેસ્વારોને બોઅરોનાં મોટાં સૈન્યે હરાવ્યું હતું, આ વેળા સર જ્યૉર્જ કોલી સરદાર હતો.

**માંટીસ ચિંગેટ**—ડૉ૰ લીકસે આ માછલીની તપાસ કરવા તેને પકડી દરિયાનાં પાણીથી ભરેલાં વાસણમાં તેને મેળી અખતરો કરતાં જણાયું કે તે વાસણમાં રમી સાધારણ હિમ્મત ધરાવતું હતું, તે ભય સામે ઘણી ત્વરાથી કુદકા મારતું, અને પછી બીવડાવતું હોય તેવો ચેહેરો કરતું. એની આગળ પડતી આંખ, તેનો ચળકાટ અને ધ્યાન દઈને ટગમગ જોયા કરતું. એની લાંબી મુછની લાગવાની શક્તિ એ સર્વથી તેની તિવ્ર સમજ અને અંગ જ્ઞાન જણાઇ આવતાં. એની આગળ ધરેલી ચીજને તે આગલા હાથે વિજળીક ઝડપે ઘા મારતું. એ પોતાના આગલા હાથને માથા વડે શેકાર ઝાલે છે. અને પાછલા પગવેડે જીવડાને મારે છે.

**માટિ્ર્**—આ ઝાડ અમેરિકામાં ન્યૂ સ્પેનમાં ઉગે છે. આ વૃક્ષમાંથી ખાવા પીવાના, ઘેરસણગારનાં, પેહેરવા પાંથરવાના તહેવાર પોશાક બનાવી શકાય છે.

**માઠ**—એ સફેદ અને લાલ એવી જાતની ઉદભિજ છે. એના બી ઝીણા કાળાસપર હોયછે. મુખય કરી આ છોડ ગમેત્યાં ઉગે છે. લાલ માઠની એક જાત વર્ષાયુ હોય છે. તેપર ૮ થી ૧૦ મહિને ફુલો આવે છે, અને વર્ષ પુરૂં થતાં બી પાકે છે. એનો વિસ્તાર મોટો થાય છે. બીજી જાતી છ માસીપર છ મહિને ને ત્રણ મારીપર ત્રણ મહિને બીયાં આવે છે. લાંબો કાળ જીવનાર માઠને વર્સાદ પછી છાંટવો પડે છે. ત્યારે સાધારણ માઠને મહીને સવા મહીને છાટવો પડે છે. એની પેદાસ ગમે તે મોસમમાં બી રોપીયાથી થાય છે, એનીપર ચાલુ પાણી સીપતાં રોપા થતાં કાયમીની જગ્યાપર લઇ જઈ દાટતાં તે સારા ઉગે છે.

**માઠમ**—આ ઝાડપર જમરૂખ જેવાં નાહનાં ફળ આવે છે. માઠમનો સ્વાદ ગળચટો હોય છે. આ ઝાડની મુખ્ય ઉત્પતિ ગોવા તરફજ થાય છે.

**માંડ**—આ સંપૂર્ણ જાતની રાગણી ગાવાનો વખત રાત્રિનો છે. એમાં ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર, નિખાદ તિવ્ર તથા કોમળ એ પ્રમાણે સ્વર આવે છે. વાદી સ્વર ધૈવત

અથવા મધ્યમ છે; ગ્રહસ્વર ખરજ અને ન્યાસ સ્વર પણ ખરજ છે. આ રાગ મારવાડ તરફ ઘણો જાણીતો છે.

**માણીકયાલ**—આ જાણીતો સ્તૂપ એલફીન્સ-ટનના પ્રવાસથી પ્રથમ જાણમાં આવ્યો હતો. એનું નામ રાજા માન અથવા 'માણેક' ઉપર પડ્યું હતું એવી દંત કથા છે. હુએનથ-સાંગે એનું નામ લખ્યું નથી, પણ એનું વર્ણન આપેલું છે. સંગયુન લખે છે કે 'ગાંધારની રાજધાનીથી અગ્નિય દિશાએ ૮ દિવસના માર્ગ ઉપર છે. બૌદ્ધે આજ સ્થળે પોતાનું માથું વાઘને કાપી આપ્યું હતું. હુએનથસાંગ આ સ્તૂપ તક્ષિલાની અગ્નિય દિશાએ ૩૪ મૈલ ઉપર છે એમ લખેલું છે. આ બેઉ અંતર માણીકયાલ સાથે મળતાં આવે છે. જનરલ કોર્ટનને એમાં એક લેખ મળ્યો હતો. તેમાં 'કાનિષ્ક' રાજાના ૨૦ માં અમલી વર્ષમાં બાંધેલાનું લખેલું છે. આ ઉપરથી આ જાણીતું સ્થળ બે હજાર વર્ષ ઉપરનું છે. અંતરે આગ લાગવાથી આ તમામ સ્થળ બળી ગયું હતું, એવી કથા છે કે જે બાકી રહેલાં નિશાનો ઉપરથી ખરી માલમ પડે છે.

**માણિકપ્રભુ**—શાલીવાહનના અઢારમાં સૈકામાં આ પંડીત થઈ ગયો, એ જાતે માહારાષ્ટ્ર દેશસ્થ આશ્વલાયન બ્રાહ્મણ હતો. એ ગાયનકળામાં કુશળ હતો. એ મરાઠી, કાનડી, હિંદુસ્તાની અને ફારસી ભાષામાં પ્રવિણ હોવાથી તે તે ભાષામાં સંખ્યાબંદ ભજન, પદ રચ્યાં હતા. એ તવંગર, અને વૈભવશાલી હોવા છતાં ભિક્ષા માગી તેપર નિર્વાહ કરતો. એનું મુખ્ય મથક બેદરની દક્ષિણે ૩૦ મૈલ ઉપર હુમનાબાદ પાસેની ટેકરીપર હતું. આ સાધુ પુરૂષ પોતાની ૪૩ વર્ષની ઉમરે શકે ૧૭૮૦ માં મરણ પામ્યો હતો. એનો પૌત્ર હાલમાં તેની ગાદીનો વડો છે.

**માણિકગઢ**—કોલાબા જીલ્લામાં માણિક નામે ડુંગર ઉપર તળેટીથી ૧૮૭૮ ફીટ ઉપર આ ગઢ છે. આ કિલ્લો પનવેલની અગ્નિય દિશાએ ૧૫ મૈલ ઉપર હોઈ તેની તળેટીમાં માણેકગઢ ગામડું છે. કિલ્લાની પૂર્વ પશ્ચિમ ભણીનો કરાડો ભાંગેલો હોવાથી ઉપર જવાનો બીલકુલ માર્ગ નથી. માત્ર દક્ષિણ તરફથી ઉપર જઈ શકાય છે. આ કિલ્લાનું બાંધકામ બેદરકારીથી બાંધેલું હોય, તેને આંગ્રેએ બંધાવેલો છે. ૧૮૧૩ માં શાહૂ મહારાજા કાનોજી આંગ્રેને આ કિલ્લો ફરી ભેટ આપ્યો હતો. આ કિલ્લા વિશેની ઈતિહાસિક માહિતી મળતી નથી.

**માણેક**—આ કિમતી પથ્થર ખાણમાંથી ઉત્પન્ન થાય છે, બરમામાં તથા સીલોન અને સિયામમાં એની ખાણો છે. દુનિયાંના ઘણાખરા ભાગોમાં માણેકો વેંહચાયલાં છે; પણ ખરા રાતા રંગના ઘણાજ અસાધારણ છે. કબુતરનાં લોહીના જેવા રંગના માણેકો તો બાહેર ગામમાંથીજ મળે છે. સિયામીજ માણેક ઘણા કાળા રંગનાં આવે છે, અને સિલોનનાં ઘણાં ખુલ્લાં રંગના હોવાથી તે સારાં ગણાતા નથી, પૂર્વ તરફનાં લોકો આગલા વખતમાં સઘળી જાતના કિમતી પથ્થરોને માણેકનાંજ નામથી ઓળખતા હતા. શનીને તેઓ બલુ માણેક કહેતા, તેમજ પોખરાજને પિળું માણેક કહેતા.

માણેક ખાણમાંથી કદરૂપા આકારમાં મળે છે. પણ તેને ઘસી સાફ કરી તેજી આપતાં તે ચળકાટદાર બને છે. કાચા માણેકને ખરડી માણેક કહે છે. તેની પરિક્ષા કરવી હોય તો તેના કકડા સૂર્ય પ્રકાશ તરફ પકડી જોતાં તેઓ રંગની ઝાંખ મારે છે, તેમાં ફાટ યા જાળી હોય તો તે ઓછી કિમતનું ગણાય છે, આ ખરડા માણેક તોલાને હીસાબે વેચાય છે, તે ચાર આને તોલાથી તે ૧૦૦ રૂપીયે તોલાને ભાવે વેચાય છે. જો તેમાં સારૂં નંગ હોય તો તે વજનપર વેચતા નથી, પણ તેની કિમત તેના આકાર તથા રંગ ઉપર હોય છે. આવા કિમતી

એક રતનની કિમત રૂ. ૧૦,૦૦૦ વેરની ઉપજે છે.

માણેકનો આકાર તર્હેવાર હોય છે. ગોલ, ત્રિકોણાકાર, ચોખુણાકાર, અષ્ટકોની, પાન ઘાટી વગેરે હોય છે. તેમાં ગોળ કમલ ઘાટનો શ્રેષ્ટ ગણાય છે. આકાર ઉપર પણ માણેકની કિમત અંકાય છે.

માણેકની જાત જુદા જુદા પ્રકારની હોય છે. કાળા રંગને સ્યામ કહે છે. કેટલાંક ગુલાબી રંગનાં હોય છે, કેટલાંક તો હીરા જેવા સખત હોય છે. કેટલાક સફેદ જાતના હોય છે. પણ માણેકનો રંગ ઘણોંખરો લાલ હોય છે. તેમજ તેમાં બીજા રંગોના મિશ્રણના જૂદા જૂદા રંગ નજરે પડે છે. કેટલાક લાલ, સફેદ; કેટલાક દુધીયા, ગોલાબી લાલ ચળકાટદાર, ગુલાબી હોય છે. કેટલાક તો દાડમીયા, સફેદ, કાળા રંગના માણેક ઓછી કિમતનાં હોય છે.

માણેકમાં અયબ હોય તે પારખવાની ચોકસાઇ રાખવી પડે છે. માણેકની ઉપલી બાજુપર દુધની ઝાંખ દેખાય છે, એટલે સફેદ રંગ ફેલાયલો જણાય છે. એ અયબ કહેવાય છે. તેજ પ્રમાણે માહેલી બાજુએ છાંટ, રેષા, રંગની ઝાંખ, એક પ્રકારનું ફૂલ, ખાડા વગેરે હોય તો તેની અયબ મનાય છે. કેટલીક અયબ માઇક્રોસકોપ વડેજ નજરે પડે છે. માણેકમાં કોઇ ઠેકાણે સફેદ છાંટ નજરે પડવાનીજ. દુધીયા છાંટ વિનાનાં માણેકની કિમત એકદમ વધે છે. બરમામાં ઉપલી બાજુએ ફલ જેવી તર્હા હોય તો તેની કિમત ઉલટી વધે છે.

પરિક્ષા કરવી હોય તો ખોટાં નંગમાં ઝીણી રજકણ તથા પરપોટા જણાશે તેવા ખરાં નંગમાં હોતા નથી. તેમજ નંગ ઉપર આંગળાં રાખી જોતાં જે નંગ સેહેજ કાળો આસમાની જણાય તે ખોટો સમજવો. ખરા માણેકની કિનારી તેજદાર લાલ જણાય છે. અનુભવથી ખરૂં નંગ ખોટું ને ખરૂં નંગ કઠણ સમજ પડે છે.

હિંદુ શાસ્ત્રમાં જણાવ્યા મુજબ માણેકનો દેવતા સૂર્ય છે. આથી સૂર્યગ્રહણની પીડાથી બચવા ઉત્તમ માણેક પેહેરવાનું જ્યોતિષ શાસ્ત્રમાં ફરમાવેલું છે. તમામ રતનમાં માણેકને મુખ્ય પદ આપવામાં આવે છે. નવ ગ્રહની અંગોઠીમાં વચોવચમાં માણેકજ જડે છે.

માણેકની કિંમત તેનાં તેજપર, આકારપર અને રંગ પર આધાર રાખે છે. ઉત્તમ જાસવંદીનાં ફુલના રંગનું માણેક બીન અયબગોલ, તેજ જેવું લાલ હોય તો તેની દર રતીએ કિમત રૂ. ૧૦૦૦ થી રૂ. ૫૦૦૦ ની અંકાય છે. સાધારણ માણેક દર રૂપીએ રતીથી તે પાનસો રૂપીયે રતીને ભાવે વેચાય છે. હલકાં માણેક ચાર આના રતીથી તે પચીસ રૂપીયે રતીને ભાવે વેચાય છે.

પૂર્વ તરફના લોકો એવું માને છે કે માણેક જમીનમાં પાકે છે. પ્રથમ તે રંગ વગરનાં હોય છે, અને જ્યારે જરા જરા પાક ઉપર આવવા માંડે છે ત્યારે પિલા, લીલા, બલુ અને લાલ બને છે. છેલ્લો રંગ પુરો પાકો અને ખરી ખુબસૂરતીનો ગણાય છે.

આ તો ચોકસ રીતે માનવામાં આવે છે કે કેટલાક ઝેરી નાગો, જેમની આંખ વૃદ્ધ વયને લીધે નબળી પડી જાય છે, તેમને માણેક અજવાળું આપતું હતું, કે તે અંધકારમાં માણેકના ચળકાટથી જોઈ શકે, તેમજ માણેકને જે કોઈ તાવીજમાં પેહેડતું તો તે વિપતી અને તમામ પ્રકારનાં ઝેરો સામે થવાને શકિતવાન થતો. તેમજ તે પેહેરનારપર બુરા વિચાર, દિલગીરી અને સ્વપનાની અસર થતી નહોતી, તેમજ કેટલાંક માણેક આવી પડનારી આફતની ચેતવણી આપવા કાળો રંગ પકડતાં.

"લુઈસ વિરોલમ" જણાવે છે કે પેગુનો રાજા એવાં તો મોટાં કદનાં માણેક પેહેરતો કે જેઓ તેને અંધારાંમાં જોતા, તેઓ ગોયા ચળકતા સૂર્ય આગળ ઉભા હોય તેવું લાગતું. યૂરપમાં જણાયલાં સૌથી

અગતનાં બે માણેકો ઈ. સ. ૧૮૭૫ માં ઈંગ્લંડ લાવવામાં આવ્યાં હતાં. તેમને લંડનમાં પાછાં કાપવામાં આવતાં તેનો રંગ બેહદ ખીલ્યો હતો. તેમાંનું એક માણેક ૧,૦૦,૦૦ પાંઉડે અને બીજું ૨૦,૦૦૦ પાંઉડે વેચાયું હતું.

**માતલી**—ઈસવી સનની ૧૪મી સદીમાં પરાક્રમ બાહુના સમયમાં પોલસ્તીપુર નામે જે રાજધાનીનું જાણીતું શેહેર લંકામાં હતું તેની નૈઋત્યે જે પર્વતની હાર છે તેને માતલી પર્વત કહે છે. એનું ઉત્તર અક્ષાંસ સુમારે ૭ અંશ હોઈ પૂર્વે રેખાંશ ૮૧ અંશ છે, આ પર્વતના શિખરને હંસગિરિ કહે છે, નજદીકજ રિતિગલ્લ નામે પર્વત છે; તેને પીશાચ પર્વત કહે છે. આ નામ સિંહલ પ્રજાએ આપ્યું છે. આ નામ આપવાનો સબબ એવો જણાવવામાં આવે છે કે, જ્યારે જ્યારે કોઈ આ પર્વત ઉપર ચઢતા, ત્યારે અરધો પર્વત ચઢી ગયા પછી તેમની નજરે ભયાનક ઝાડી અને વિશાળ ઇમારતો, ઇનસાનને હાથે નહિ બંધાઇ શકાય એવી ભાગી તુટી ગએલી ભવ્ય ધર્મશાળા, માનવી પ્રાણી બાંધવા અશક્ત એવાં પ્રચંડ મંદિરો વગેરે ભયાનક અને વિલક્ષણ દેખાવો નજરે પડતા, કે જોનાર ભયભીત થઇ નીચે ઉતરી પડતો. આ ભૂતના પર્વત ઉપર હાથી જેવડા ગંજાવર પથ્થરોથી ઇમારતો ઉભી રહેલી છે. આવા ગંજાવર પથ્થર કયાં પ્રાણીએ આ પર્વત ઉપર લાવી ગોઠવ્યા હશે તેનો વિચાર જોનારને વિસ્મય પમાડે છે. તેમજ ત્યાં ભૂત પીશાચની વસ્તીનું સ્થાન છે એવી કથા ચાલુ હોવાથી કોઇ ત્યાં શોધખોળ કરવા જવા હિમ્મત કરતું નથી.

પણ આજ સુધી બે યુરપીયન મુસાફર ડબલ્યૂ ટેન્ટિહડસ અને સન્ડેઅરે ટોચ સુધી જઇ શોધખોળ કરી હતી. આ પર્વતની તળેટીમાં અનેક મઠો છે, તેમાં લંકા વિહાર નામનો મઠ અત્યંત ભવ્ય છે. આજ પર્વતમાંથી કદંબા નદી વહે છે.

રિતિગલ્લ પર્વત પાસે માતલી પર્વત છે એમ ઉપર જણાવ્યું છે. આ માતલીનું નામ એવી રીતે પડ્યું કે રાવણના મહા યુદ્ધ પ્રસંગે રામે ઇંદ્રનો રથ મંગાવ્યો તે એજ પર્વત પાસે ઉતર્યો હતો. આ ઉપરથી એ પર્વતને માતલી પર્વત એવું નામ મળ્યું છે.

**માથાનું દરદ**—(જુઓ આધાસીસ)

**માદ્રી**—મદ્ર દેશના રાજાની કન્યાનાં આ સામાન્ય નામ છે. એનો ભાઇ શલ્ય અને પંડુની સ્ત્રી, એ કુંતીથી વધારે ખુબસૂરત હોવાથી એની સાથે પંડુએ શ્રાપીત હોવા છતાં સંગ કર્યાથી તે મરણ પામ્યો હતો. આથી માદ્રીએ નકુલ અને સહદેવ નામે પોતાના બે પુત્રો કુંતીને સોંપી પોતે ભર્તારને સાથે સતી થઇ બળી મુઇ હતી.

**માંદાર**—આ ઝાડ રૂઇનાં ઝાડ જેવું ને તગરી જેટલું વધે છે. એ ગમે તેવી જમીનમાં ઉગી નિકળે છે. એને પાણીની ઝાઝી જરૂર હોતી નથી. એનાં પાંદડાં તથા ફુલ સફેદ હોઇ, ફુલ રૂઇના આકારનાં મોટાં હોય છે. એ ઘણું કરી બારે માસ ફુલે છે.

**માધવ—વિદ્યારણ્ય**—આ પ્રસિદ્ધ વિદ્વાનને ઇસવી સનની ચૌદમી સદીમાં તુંગભદ્રા કાંઠેના વિજયા નગરમાં થઇ ગયો હતો. એના પિતાનું નામ ચંડિભટ્ટ અને માતાનું નામ માયાપિકા હતું. એ પ્રથમ ઘણી ગરીબ હાલતમાં વસતો હતો પણ મોટી ઉંમરે એ પોતાની વિધ્વત્તાને લીધે વિજયાનગરના રાજા શ્રીબુકકે એને પોતાનો મુખ્ય પ્રધાન તથા ગુરૂ નેમ્યો હતો. પ્રધાનપદ પામતાં એણે તહેવાર ગ્રંથો રચવાપર લક્ષ દોડાવી પોતાના નાહનાભાઇ સાયણની ભેગી મદદથી માધવ વેદાર્થ પ્રકાશ રચ્યું હતું. માધવ કવિનો માધવનિદાન નામે વૈદક ગ્રંથ ઘણો જાણીતો છે. તેમાં દરેક રોગ થવાનાં કારણ, રોગનાં નામ અને લક્ષણ વગેરે દર્શાવ્યાં છે. સર્વ દર્શન નામે માધવનાં રચેલા ગ્રંથમાં ન્યાય, વેદાંત, મીમાંસા, સાંખ્ય, યોગ અને વૈશેષિક

એ ષડ્ દર્શનોની સંક્ષેપમાં હકીકત છે. કાલ માધવ નામે પંચાંગમાં હિંદુઓના પંચાંગના ગણિતનું વર્ણન છે, ઉપલા ગ્રંથો શિવાય માધવે રચેલા મુખ્ય ગ્રંથો આચાર્ય માધવ, ધાતુ વૃત્તિ, પંચદશી, બ્રહ્મગીતા, વિધારણ્ કાલજ્ઞાન ગ્રંથો મુખ્ય છે. આ મહાન કવિ પોતાની ૯૦ વર્ષની જઇફ ઉંમરે પંપાક્ષેત્રમાં મરણ પામ્યો હતો. એણે પોતાની ૬૦ વર્ષની ઉંમર પછી રચેલાં દરેક ગ્રંથોની જૂદી જૂદી પ્રતો લખાવી જૂદી જૂદી પાઠશાળામાં ભેટ કરી થોડીક પ્રતોને જમીનમાં દટાવી હતી કે, જે ઓગણીસમી સદીમાં ખોદકામ કરતાં મળી આવી હતી. આ પ્રતોને શોધી કાઢવાનો પ્રયત્ન કર્નલ મેકેન્ઝીએ કર્યો હતો અને ૧૮૧૧માં તેણે તેમાં ફતેહ મેળવી હતી. આ અસલી પ્રતો બ્રિટીશ મ્યુઝીયમમાં હાલમાં પણ જોવામાં આવે છે.

**માનગઢ**—આ કિલ્લો કોલાબા જીલ્લાના માણ તાલુકામાં બોરવાડીની અગ્નિય દિશાએ ૧½ મૈલ ઉપર છે; અને માનગામની અગ્નિએ ૮ મૈલ ઉપર છે. એનું બીજું નામ 'વિઝઇ' નો કિલ્લો છે. કિલ્લાના પહાડની તળેટીમાં મોગલાઇમાં સ્થાપન કરેલું મસજીદવાડી ગામ છે, કિલ્લાની ઉત્તર તરફથી ઉપર ચઢવાનો માર્ગ છે. મસજીદ વાડીની બાહેરની બાજુના મેદાનમાં શ્રી ભવાનીશંકરનું મંદીર છે. મોગલોએ આ મંદીર ભાંગી નાખ્યું હતું. તે વખતે ત્યાંની મૂર્તિ થોડા છેટાપર આવેલા ગોંગોલી ગામમાં પ્રગટ થઈ હતી એવી કથા છે. માનગઢ કિલ્લાની ચઢાણ લગભગ ૧॥ મૈલ છે. સુમારે ૧ મૈલ ચઢી જતાં વિજાઇ દેવીનું મંદીર મળે છે, તે એક ઝુપડું જ છે. દેવી અષ્ટભૂજા હોઇ પુર્વાભિમૂખ છે. આ કિલ્લાની લંબાઇ ૧૪૫ ફીટ અને પોહળાઇ ૧૩ ફીટની છે. ઉપર જુમલે ૧૪ પાંણીનાં ટાંકાં છે. તેમાંની ટાંકી હાલમાં સુકી છે. માહે ૨૦ ફીટ લાંબી ને ૧૫ ફીટ પોહળી કોતરેલી ફાટ છે તેમાં બે નાહના હોજ છે. કિલ્લાને મથાળે એક પીરનું સ્થાનક છે.

આ કબરની દક્ષિણે સપાટ મેદાનછે. અત્રેથી ૧૦ મૈલ ઉપર રાયગઢ કિલ્લો નજરે પડેછે. આથી હબસીઓ યા બીજા દુશ્મનો મરાઠાના રાયગઢપર હુમલો લઇ જતા આ કિલ્લા ઉપરથી જણાતા. આથી તે જોવા માટે એક ચોકીનું મથક બનાવેલું છે, અને જેવી ખબર આ ચોકીદારને પડતી કે તે રાયગઢના કિલ્લેદારને તોપના આવાજથી ખબર અપતો કે મરાઠા લશકર સજ્જ થઇ જતું. અત્રેથી ખબર અપનાર સરનૌબતી "ઢુલે" નામના ઘરાણાને હાથ હતી.

આ કિલ્લો શિવાજીએ બંધાવ્યો હતો એવી દંત કથા છે. પણ ત્યાં જે પીરનું સ્થાનક છે. તેને અગાઉ મુસલમાનોએ બંધાવ્યું હશે એવું જણાય છે. ૧૮૧૮ માં કર્નલ સૉર્પટે આ કિલ્લો જીતી લીધો હતો.

**માનચુરિયા**—માનચુ પ્રજાનું એક રાજ્ય. એ ચીનની ઉત્તર પૂર્વ ભાગમાં માંગોલીયા અને કોરીયાની વચમાં છે. એની ઉત્તર સરહદ ઉપર આમૂર નદી વહેછે. એનું ક્ષેત્રફળ ૨,૮૦,૦૦૦ ચોરસ મૈલ છે, ને લોક વસ્તી ૧૦,૦૦,૦૦૦ ઉપર છે. દેશનો મુખ્ય ભાગ પાહાડી છે. મુખ્ય પર્વતો શાહઅલીન અને ચીંગન છે. (૮૦૦૦ ફીટ ઉંચાઇના) પાહડોમાં વચ્ચે વચ્ચે ફળદ્રુપ ખીણો છે. આ દેશમાં મુખ્ય નદી સુંગેરી અને લીઓહો છે. મધ્ય ભાગમાં સુનગારી નદી વહેતી હોવાથી ૮૫૦ મૈલનો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે, ત્યાં નદી વહેતી આમૂરને મળેછે, સુંગેરીમાં કીરીજ સુધી વહાણો ખેડાયછે. આ નદીઓમાં સાલમન માછલી પુશકળ મળેછે. મુખ્ય નિપજ મકાઈ, બાજરી, ચોખા, ખસખસ, અને કઠોળની છે. પહાડી ભાગમાં પાઇનનાં વૃક્ષો અસંખ્ય ઉગેછે. મુખ્ય ખનીજ ઉપતિ સોનું, ચાદી, કોલસો અને લોઢાની છે. અત્રેની ઠંડી ઘણી સખતમાં સખત ગણાયછે. અત્રેની પ્રજા ઉરલ આલતાઇક ટોળાની વંશજ હોઇ તેમની ભાષા ચીનાઇ છે. ૧૭ મી સદીમાં એક માંનચુરીયન સરદારે ચીનની પાદશાહી મેળવી

હતી. માનચુરીયામાં એક ફ્રેંચ કેથેલિક મીશન ૧૮૬૧ માં સ્થાપન થયું હતું.

મુખ્ય પાયતખત શેહેર 'સુંગેરી' નદી કાંઠે "ફીરીન" નામે છે. ત્યાં ઇમારતી લાકડાંનો ઓહોળો વેપાર ચાલે છે. બીજા શેહેરો "સીટ સિન્હર અને મુકદન મોસ્કો સાથે ત્રાન્સ સાઈબિરીયન રેલ્વે સાથે જોડાયલાં છે. એનાં પોર્ટ આર્થર અને તાલીયનવાન આ બે બંદરો મુખ્ય છે.

ઇ. સ. ૧૯૦૧ આગમજ માનચુરિયામાં કેટલુંક તુફાન ઉઠયું હતુ, તે પછી તે વર્ષમાં ચીન અને રશિયા વચ્ચે એવો કરાર થયો હતો કે માનચુરિયામાં સુલ્હે શાંતી ફેલાય ત્યાં સુધી રશિઆએ ત્યાં રહી જલ્દીથી ખાલી કરી જવું. પણ તે પછી રશિયાએ થોડા માસમાં માનચુરિયા પાસેથી રેલ્વે તથા ખાણો સંબંધી ઘણા હક્ક મેળવ્યા હતા, અને ઇ. સ. ૧૯૦૨ માં નીચલી નવી માગણીઓ કરી હતી:—૧ માનચુરિયાનાં જે બંદરોને પરદેશ સાથે વ્યવહાર અને સંબંધ નથી તે બંદરોને હવેથી નવો સંબંધ કરવા દેવો નહિ. ૨—રશિયા શિવાયના પરદેશીઓને માનચુરિયાનાં સરકારની નોકરીમાં દાખલ કરવા નહિ. ૩—માનચુરિયાનો રાજ્ય કારોબાર હાલમાં ચાલે છે તેવો ને તેવોજ રહેવા દેવો. ૪—માનચુરીયાનો કોઇ પણ મુલક બીજી સત્તાને આપવો નહિ.

ગ્રેટબ્રિટન, જાપાન અને યુનાઇટેડસ્ટેટે આ શરતો સામે વાંધો ઉઠાવી આગલા ઠરાવની શરતો મુજબ રશિયા પાસે માનચુરિયા ખાલી કરાવવા ચીનને લખી જણાવ્યું. ઇ. સ. ૧૯૦૩ ના સપટેંબરમાં રશિઆએ અકટોબરની ૮ મી તારીખે 'મુકદૅન' પ્રાંત છોડી જવાનો પોતાનો ઇરાદો જણાવ્યો; અને તેજ વખતે નીચે પ્રમાણે માગણી કરી:—૧—સુંગેરી નદી ઉપર અમને બંદર કરવાનાં થાણા સ્થાપવા દેવાં અને તારદવાંરે વેહવાર ચલાવવા દેવો. વળી આ થાણાંમાં રક્ષણને માટે રશિયન લશકર રાખવા દેવું. ૨—માનચુરિયા માટે અમને લશકરી થાણા રાખવા દેવા. ૩—માનચુરીયા કદી પરદેશીના હાથમાં કે ખંડીયા તરીકે જઇ શકે નહિ. ૪—માનચુરિયામાં રેલ્વે મારફતે જતા રશિયાના માલ ઉપર હાલ જે જકાત લેવાય છે તેથી વધારે લેવી નહિ."

જેપાને આ કરારો સામે વાંધો ઉઠાવી વડી રશિયન સરકારને લખી જણાવ્યું. પરંતુ તેનો જવાબ આપતાં પેહેલાં રશિઆએ માનચુરિયામાં વધુ લશકર મોકલ્યા કીધું, આ ઉપરથી જેપાને પોતાનું લશકર ઇ. સ. ૧૯૦૪ માં કોરીયામાં ઉતારી તેને જીતી લઇ, પોર્ટ આર્થરને ઘેરો ઘાલી એક વર્ષની બાહાદૂર લડત પછી સરદાર ટોગોના કાફલાએ તથા જનરલ નોગીનાં લશકરે જનરલ સ્ટૉએલને તાબે કરી જીતી લીધું હતું. તથા ૧૯૦૫ ના જાનેવારીથી માર્ચ સુધીમાં લીહંગયંગ, શાહો તથા મુકદન તરફ જેપાનીસોએ ભારે ફત્તેહો મેળવી રશિયન લશકરના વડા સરદાર કુરોપેતકીનને હારબીન તરફ હટાવી દીધું હતું. આ વેળા જેપાનીજોએ માનચુરીયાનો કબજો લેવા દરેક ઇંચ જમીનનો કટકો બાહાદૂર લડત લઢી જીત્યો હતો.

**માન્ડલે—** ઉપલા બરમાનું પાયતખત શેહેર ઇરાવતી નદીના ડાબા કાંઠાપર બે મૈલ ઉપર છે. ઇ. સ. ૧૮૬૦માં એ બરમાના સ્વતંત્ર રાજ્યનું પાયતખત બન્યું હતું, અને ૧૮૮૫ માં થીબો રાજાને પદભ્રષ્ટ કરી બ્રિટીશ સત્તા તળે રાજ્ય જોડી નાખ્યું હતું. અત્રે રેસમના વણતકામનો મુખ્ય ઉદ્યોગ ચાલુ છે. તેમજ લાકડુ, હાથીદાંતનું કોતરકામ અને છરી કાતરનો હુન્નર સારો ફેલાયલો છે. ઇ. સ. ૧૮૮૬ માં આગથી શેહેરનો કેટલોક ભાગ નાશ પામ્યો હતો અને ઇરાવતીની રેલથી પણ ભારે નુકસાની થઇ હતી. ૧૮૯૨ માં આગથી શેહેરનો ભાગ બળી ગયો હતો. લોક વસ્તી ૧૮૮,૮૨૦ની છે.

**માનધાતા**—સત્ય યુગમાં થઇ ગયલો એક ચક્રવર્તી રાજા. એ સ્ત્રીને પેટે નહિ પણ એના પિતા યુવનાશ્વના પેટે અવતર્યો હતો એવી ચમત્કારિક દંતકથા પ્રસિધ્ધ છે. તે એ કે, ભાર્ગવ ઋષિએ યુવનાશ્વની સ્ત્રીને ત્યાં પુત્ર થાય તે થકી મંત્રેલું પાણી બનાવ્યું હતું તે ભૂલમાં અજાણતાં રાતની વેળા યુવનાશ્વે પિતાંજ તેના ઉદરમાં પુત્ર ઉત્પન્ન થયો તેથી ઋષિએ તેની કૂખ ચીરી તેમાંથી બાળક કાઢી કુખને પાછી સાંધી નાખી. આ બાળકને ઇંદ્રિ દેવતાએ પોતના અમ્રતમય અંગુઠાથી દુધ પાઇ ઉછેરવાથી તેનું નામ "માનાધાતા" પડયું. આ રાજાએ તમામ ભરત ખંડ ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપિત કર્યું હતું. એની સ્ત્રી બીંદુમતિ હતી. તેમજ આ રાજા એક પત્નીવ્રત હતો. એના પુરૂકુત્સ, ધર્મસેન નામના અંબરીષે અને મુચકુંદ એવા ત્રણ મહા પરાક્રમી પુત્રો હતા.

**માનભુમ**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે હજારી બાગ, અને સંતાલ પ્રગણું, પૂર્વે બરદવાન અને બાંકુર, દક્ષિણે સિંહભૂમ અને મીદનાપૂર; પશ્ચિમે લોહારદગા અને હજારી બાગ છે. ક્ષેત્ર ફળ ૪૧૪૭ ચોરસ મૈલ છે. લોક વસ્તી ૧,૧૯૩ ૩૨૮ ની છે. ગામો ૮૩૧૭ છે, ભાષા બંગાલી બોલાય છે. મુખ્ય નદી કસાય, દામોદર, બડાબાર, સુવર્ણ રેખા, દ્વાર-કેશ્વર અને સીલાય છે. મુખ્ય પાક ઘઉં, મકાઇ, તવેર, વટેણા, તળ, રાઇ, અળશી, જ્યુટ, અંબાડા, શેરડી, ગુલી અને તંબાકુનો થાય છે. મુખ્ય વેપારી શેહેર ઝાલીદા, પુરૂલીયા, માનબાઝાર, ઇચ્છાગઢ, રઘુનાથપૂર, ચાસ, ગોવીંદપુર, બડાભૂમછે. નિકાશ વેપાર ધાન્ય, ઘી, લાખ, ગુલી, તસ્સર રેસમના કીડા, ઇમારતી લાકડાં, કોલસા, ચોખા વગેરેનો થાયછે ને આયાત વેપાર નીમક, કપડું, પિત્તળનાં વાસણ, અશૂધ્ધ લોઢું એમનો ચાલે છે. ગોપીનાથપુર, સિંહબાજાર, અને રઘુનાથપુરમાં સુતરાઉ તથા રેસમી કપડું વણાય છે. ઝારીયામાં કોલસો મળે છે.

**માનમંદિર**—કાશી ક્ષેત્રમાં ઇ. સ. ૧૬૯૩ માં સવાઇ જયસિંહ માહારાજે બંધાવેલી વેધ શાળા. (જુઓ સવાઇ જયસિંહ તથા વેધશાળા.)

**માનવી**—રસાયન નજરે વિદ્વાનોએ એવું ઠરાવ્યું છે કે માનવી શરીરમાં એકંદર ૧૩ તત્વ છે. તેમાં ૪ વાયુરૂપ અને ૮ ઘન રૂપ છે. ૨૫૪ પાઉંડ વજનનો માનવી કલ્પ-નામાં લઇએ તો તેમાં ૯૭ રતલ ઓકસિ-જન હોય છે. આ ગ્યાસ સામાન્ય ગર્મીમાં ૯૮૦ ઘન ફીટ જગ્યા રોકે છે. પણ તે દબાણથી અત્યંત સંકોચાઇ જવાથી શરીરમાં થોડી જગ્યામાં રહેલો છે, હાઇડ્રોજન લગભગ ૧૫ પાઉંડ હોય છે. તે ખુલ્લી જગ્યામાં હોય તો ૨૮૦૦ ઘન ફીટ જગ્યા રોકે, પણ તે વટીક તદ્દન દબાણથી શરીરમાં સંકોચાઇ ભર્યો છે. નાઇટ્રોજન સુમારે ૪ રતલ, કલોરિન ૨૬ આંઉસ, ફ્લોરિન ૩$\frac{1}{4}$ આંઉસ આ રીતે વાયુરૂપ તત્વો છે. ઘન પદાર્થમાં કારબન વિશેષ છે, તે ૪૮ રતલ હોય છે. ફૉસફેરસ ૨૬ આંઉસ, સલફર ૩૧ આંઉસ, કેલશિઅમ ધાતુ ૩ રતલ, પોટાશિઅમ ૨॥ આંઉસ, સોડિયમ ૨ આંઉસ અને લોઢું ૧ આંઉસ. આ મુખ્ય ૧૩ તત્વના સંગથી બીજા અનેક પદાર્થ શરીરમાં બનેલા છે; તેમનું વજન પકડયું નથી.

સ્ત્રી પુરૂષ સંભોગથી સ્ત્રીના ગર્ભાશયમાં સ્ત્રી પુરૂષના વિર્ય યોગે ગર્ભ રહે છે. (જુઓ ગર્ભસ્તાન). ગર્ભ રહ્યા પછી હમેલ ઉછેરવાની મુદત ૨૭૮ થી ૨૮૦ દિવસની હોયછે તો કોઇ કદાચ તેથી વધુ મુદત પણ બાળક ઉદરમાં રહેછે. ભારી બચ્ચું હોય, યા પેટમાં અનેક બચ્ચાં હોય, અથવા તો નાહની ઉંમરમાં ગર્ભ રહ્યો હોય તો હમેલની મુદત લંબાવવાનો સંભવ રહે છે. ગર્ભસ્તાન-માં બન્નેનાં વિર્ય એક થતાં ત્યાં જીવદાર બચ્ચું ધીમે ધીમે આકાર પકડી જલદી

વધવા માંડે છે. ૧૦ મે દિવસે તે અધ પારદર્શક "Semi-tranrparent" અને ભૂરા રંગના જાલાં જેવું જણાય છે, ૧૨ મે દિવસે તે ચણા જેવડું મોટું બની તે મૌસ લોચામાં એક પારદર્શક ડાંખળી જણાય છે, તેજ બચ્ચાંનાં બંધારણનું પેહેલું ચીન્હ કહેવાય છે. ૧૪ મે દિવસે તે વળેલાં શરીર જેવો આકાર પકડી ૨૧ મે દિવસે કીડી પ્રમાણે અવયવો જણાય છે, અને તેનું વજન ત્રણથી ૪ ગ્રેનનું જણાય છે. ૩૦ મે દિવસે શરીર દડા જેવું જણાય છે. આટલી મુદત દરમ્યાન હાથ પગનો આકાર પકડવામાં આવતો નથી, પણ માંથું શરીરથી મોટું માલમ પડેછે. તેને તાણી તપાસતાં તે માત્ર એક ઈંચથી મોટું જણાતું નથી. ૩૫ મે દિવસે રૂધય શરીરના બીજા ભાગથી મોટું થવા માડેછે, અને આંખો માત્ર બે કાળા ધાબાં પ્રમાણે દેખાવ દેછે અને રૂધય મોટા માનવી જેવો આકાર પકડે છે. ૫૦ મે દિવસે નીચલાં જડબાનાં નરમ હાડકાં બંધાવા માડેછે. તેમજ તેજ વેળા નાજુક પાંસળી બંધાતી જણાઇ રૂધય સંપૂર્ણ બની મગજ મોટું થઇ આંખ તથા કાન સંપૂર્ણ બનવા માડેછે. તે પછીજ હાથ પગ ફુટવા માંડી, ફેફસાં તથા હવાની નળી ઝીણી ઝીણી બનવા માંડે છે, પણ કલેજું મોટું બનેછે; તેમજ બુકકા બનવા માડેછે. ૬૦ મે દિવસે આગલા હાથ બનતા જણાયછે. તેમાં બાજુ જણાતી નથી પણ હાથ પોંહચા કરતાં મોટા બનેલા જણાયછે, પણ આંગળાં જણાતાં નથી. આ મુદતમાં આંખો જણાઇ નાક પોપચા જેવું માલમ પડેછે. નસકોરાં ગોળાકાર અને અકેકથી જુદાં જણાયછે, તથા મોહ ખુલતું જણાયછે. આજ વેળા પ્રથમ પેહેલી ચામડી અને બાહેરની ચામડીનો તફાવત માલમ પડેછે. આ વેળા જીવદાર બચ્ચાનું શરીર દોઢથી બે ઈંચ લાંબુ થયલું જણાયછે. ૯૦ મે દિવસે આંખનાં પોપચાં ખુલ્લા જણાઇ આવેછે પણ આંખ બંધ હોય છે, અને હાથો અદબ વાળેલા હોય છે. આ વેળા કપાળ, નાક તથા છુપી ઇંદ્રી જણાવા માંડે છે. શરીરમાં લોહી ફરતું થવા માંડી હૈડાંનો ધબકારો સંભળાય છે. તેમજ આ મુદતમાં આંગળાનું બંધારણ ખીલતું જઈ તેના સ્નાયું બંધાય છે. ૧૨૦ મે દિવસે બાળક એકદમ છથી આંઠ ઈંચ મોટું બની ૨૦ તોલા સુધી વજનમાં થાય છે. આ વેળાની તેની ચામડી ગુલાબી રંગ પકડી સંપુર્ણતાએ પુગતું જણાય છે. ૧૪૦ મે દિવસે આ બાળકનું શરીર ૮ થી ૯ ઇંચ લાંબુ વધી ૨૭ તોલા સુધી વજનમાં થાય છે. ૧૮૦ મે દિવસે બચ્ચું ૧૨$\frac{1}{2}$ ઇચ વધી તે વજનમાં ૪૦ તોલા સુધી વધે છે. આ વેળા માથાંપર બાલ જણાવા માંડી, પોપચાં તથા ભવાં ઉપર રૂવાં ફુટતાં જણાય છે. ૨૧૦ મે દિવસે દરેક ભાગ સંપૂર્ણ ખીલેલો જણાવા માંડે છે. આ વેળા હાડકાં પૂર્ણ લંબાઇ બચ્ચાંની લંબાઇ ૧૨ થી ૧૪ ઇંચની થઈ અઢીથી ત્રણ રતલ વજનમાં ભરાય છે, આ મુદતમાં જન્મ પામતું બચ્ચું જીવદાર રહી શકે છે. ૨૪૦ મે દિવસે આ વેળા બાળક લંબાઇમાં વધવા માંડી વજનમાં ૪ રતલ સુધી ભરાય છે. આ વેળા તેની ચામડી લાલાસપર અને જડબાં ખીલેલાં બને છે. ૨૬૦—૨૭૦ મે દિવસે બાળક સંપુર્ણતાએ પુગેલું કહેવાય છે. આ વેળા તેનાં શરીરમાં લાલ લોહી ફરેછે, પસીનો છુટેછે, નખો વધવા માંડે છે તથા દરેક અવયવ પૂર્ણતાએ પોંહચી બાળક તંદરોસ્ત બનેલું જણાય છે. ગર્ભસ્તાનમાં બાળક માતાના ખોરાક તથા લોહીથી જીવે છે. બચ્ચું આકાર લેવા માંડતાં તેની આસપાસ એક પ્રકારની જાળી (Placenta) બંધાવા માડે છે. તેનો આકાર વાદળાં જેવો હોઇ તે નવમે મહિને ૮ થી ૯ ઈંચ જેવડું લાંબુ અને વચમાંથી બે ત્રણ ઈંચ જાડું રહે છે, ને નાકેથી પાતળું રહે છે. માતાનાં લોહીથી બચ્ચાંનું પોષણ થવા એક ધોરી-

નસ જેવી ખોરાક પોંહચાડવાની નળી બચ્ચાંની દુટી સાથે જોડાયલી રહે છે.

જન્મ પામ્યા પછી માનવીની તમામ ઉમરની મુદતને ૭ વર્ગમાં વેંહેચવામાં આવે-છે. ૧ લી બચગી, ૨ જું બચપણુ, ૩ જુ છોકરવાદીપણું, અથવા છોકરીપણું, ૪થું યુવાવસ્થા, ૫ મું સામાન્ય અવસ્થા, ૬ ઠું ઉતર-તી અવસ્થા, ૭મું વૃધા અવસ્થા, આ ૭ મુદતમાં દરેક વિભાગમાં માનવી ખીલતું જાય છે; અથવા તેઓ ચોકસ પ્રમાણમાં ફેરફાર પામે છે, પેહેલી મુદત જન્મથી તે બીજી અથવા ત્રીજા વર્ગ સુધી ચાલે છે. અને તેટલામાં પેહેલી વખતનાં દાંત આવી રહે છે. બીજી મુદત બીજી વખત દાંત આવી રહેવા સુધી (જુઓ દાંત) એટલે ૭ થી ૮ વર્ષ ની ઉંમર સુધી ચાલે છે. ત્રીજી મુદત યુવાન અવસ્થા આવતાં સુધી ચાલે છે. જૂદી જૂદી આબોહવાવાળા દેશોમાં તે ઉમરમાં થોડી ઘણી વધઘટ રહે છે. ચોથી મુદત યુવાન અવસ્થા શરૂઆતથી તે જ્યાં સુધી શરીરનું કાંઠું પોતાની પુરેપુરી લંબાઈ પોહળાઈ મે-ળવી લેછે ત્યાં સુધી ચાલે છે. સ્ત્રીમાં પાંચ મી મુદત ૨૦ થી તે ૪૫ વર્ષ સુધી ચાલે છે, અને તે દરમ્યાન તેણીને ગર્ભ રહેવાનો સંભવ રહે છે. મરદોમાં તે પાંચમી મુદત ૨૪થી તે ૫૦ વર્ષની ઉંમર સુધી ચાલે છે. ત્યાર બાદ ૬૪ માં વર્ષ સુધી છઠી અવસ્થા રાજ્ય કરેછે અને તે પછી માનવી વૃદ્ધા-અવસ્થાએ પોંહચે છે.

માનવીનું શરીર જુદા જુદા અવયવોથી બનેલું છે (જુઓ જૂદા જૂદા અવયવોનાં નામ તળે) પણ તે દરેક અવયવને મજબુતાઇ આપનાર હાડકાં મુખ્ય ભાગ બજાવે છે. માનવી શરીરમાં જુદાં જુદાં ૨૪૦ હાડકાં હોય છે એમ જણાવવામાં આવે છે. કોઇમાં ઓછાં તો કોઇમાં વધારે પણ હોય છે, તે દરેકના વધ અને કદ ઉપર આધાર રાખે છે. શરીરના હાડપીંજરના જુદા જુદા ભાગમાં હાડકાં નીચે મુજબ હોય છે. ધડનાં હાડકાંઃ—

કણાના મણુકામાં ૨૪
પાંસળીમાં ૨૪
નીચલા પેટનાં—૪
કમરનું—૧

જીભના તળીયા માંનુ—૫૪ જુમલે.

માથાનાં હાડકાંઃ—

કપાળની તુમડીનાં... ૮
કાનનાં................ ૮
મોહડાંનાં...............૧૪
દાંતનાં..................૧૨/૨૨ જુમલે.
બાહુનાં............... ૬૪
પગનાં............... ૬૦

માનવીના જૂદા જૂદા અવયવ વિશેનું વર્ણન આ ગ્રંથ માળામાં ક્રમવાર આપેલું હોવાથી તે અત્રે દર્શાવવામાં આવ્યું નથી. પણ માનવી સંબંધી મુખ્ય બાબતોજ અત્રે દર્શાવી છે.

માનવી શરીરમાંના તમામ અવયવની શક્તિ ઉમ્મરનાં પ્રમાણ મુજબ ઓછી વધતી થતી જાય છે. તેજ મુજબ બદન માહેલાં સ્નાયુની પણ શક્તિમાં ઉમ્મરનાં પ્રમાણમાં વધારે ઓછાપણું થતું જાય છે. વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે કે ૧૭ વર્ષની ઉમરના છોકરાના શરીરમાં ૨૮૦ રતલ ઉપાડવાની તાકાત હોય-છે, તેજ છોકરો ૨૦ વર્ષની વયે ૩૨૦ રતલ ઉપાડે છે. ૩૦ થી ૩૧ વર્ષની ઉમર સુધી ૩૬૫ રતલ ઉપાડે છે. પણ તે વય પછી તેની શક્તિ ઘટવા માંડે છે. તે પ્રમાણ મુજબ જોતાં તેજ શખસ ૪૦ વર્ષની ઉંમરે ૩૫૦ રતલ ને ૫૦ વર્ષની વયે ૨૩૦ રતલ વજન ઉપાડવાની શક્તિ ધરાવે છે. અને તે ઉંમર પછી તેની શક્તિ લાગટ ઘટતી જાય છે.

માનવીની વસ્તી દુનીયામાં છેલ્લી ગણત્રી મુજબ, [illegible] ની હતી. તે [illegible] પ્રકાર વેંહ [illegible]

| | |
|---|---|
| [illegible]ખંડમાં | ... ૮૨,૫૯,૫૪,૦૦૦ |
| યૂરોપ ખંડમાં | ... ૩૫,૭૩,૭૮,૦૦૦ |
| આફ્રિકા ખંડમાં | ... ૧૬,૩૯,૩૩,૦૦૦ |
| અમેરિકા ખંડમાં | ... ૧૨,૧૭,૧૩,૦૦૦ |

| | | |
|---|---|---|
| ઓશેનિયાઅને ધ્રૂવ તરફના ટાપુમાં | ... | ૭૫,૦૦,૪૦૦ |
| ઓસ્ટ્રેલિયામાં | ... | ૩૨,૩૦,૦૦૦ |

લોક વસ્તીનું પ્રમાણુ દરેક ખંડમાં કેટલું છે તે નીચલી ગણત્રી ઉપરથી જણાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| એશિઆમાં | દર | ૧૦૦૦ | માણુસે | ૫૫૮ |
| યૂરપમાં | ,, | ,, | ,, | ૨૪૨ |
| આફ્રિકામાં | ,, | ,, | ,, | ૧૧૧ |
| અમેરિકામાં | ,, | ,, | ,, | ૮૨ |
| ઓશેનિયામાં | ,, | ,, | ,, | ૫ |
| ધ્રૂવ અને ઑસ્ટ્રેલીયામાં | | ,, | ,, | ૨ |

દુનિયાની વસ્તીનો અર્ધા ભાગથી વધારે ભાગ એશિયામાં, યૂરપમાં લગભગ પા ભાગ, આફ્રિકામાં ૧/૯ ભાગ, અમેરિકામાં ૧/૧૨ ભાગ, વસે છે.

| | | | | |
|---|---|---|---|---|
| યૂરપમાં દર ચોરસ મૈલે વસ્તીનું પ્રમાણુ— | | | | ૮૫ |
| એશિયામાં | ,, | ,, | ,, | ૪૮ |
| આફ્રિકામાં | ,, | ,, | ,, | ૧૫ |
| અમેરિકામાં | ,, | ,, | ,, | ૮ |
| ઓશેનિયામાં અને ઉત્તર ધ્રૂવ તરફ | | | | ૩ |
| ઑસ્ટ્રેલીયામાં | ,, | ,, | ,, | ૧ |

તેમજ દુનિયામાં જૂદા જૂદા દેશોની રાજ્યની હકુમત તળે કેટલા માણુસની વસ્તી પ્રમાણુ ૧૦૦૦ માં વસે છે તે નીચલા કોઠા ઉપરથી જણાશે.

| દર ૧૦૦૦ યૂરપીયને... | | | | પ્રજા |
|---|---|---|---|---|
| રશિયાનીને | તાબે | ... | ... | ૩૬૨ |
| જર્મનીને | ,, | ... | ... | ૧૩૯ |
| ઑસ્ટ્રેલીયાને | ,, | ... | ... | ૧૧૬ |
| ફ્રેન્ચ | ,, | ... | ... | ૧૦૭ |
| ઈંગ્રેજ | ,, | ... | ... | ૧૦૬ |
| ઈટાલીયન | ,, | ... | ... | ૮૪ |
| સ્પેનિશ | ,, | ... | ... | ૪૮ |
| બેલજીયમ | ,, | ... | ... | ૧૭ |

**માનસબલ સરોવર**—એ ઉ૦ અં૦ ૩૪-૧૩ અને પુ૦ રે૦ ૭૪-૩૫ ઉપર છે. એની લંબાઇ ૧૧ માઇલ અને પોહળાઇ ૩૨ માઇલ છે. એનાં પાણી અત્યંત ઉંડાં છે. એના ઉત્તર કાંઠા પર નૂરજહાન બેગમે બંધાવેલો મેહલ છે.

**માનસીંગ રાજા**—રાજા ભગવાનદાસ કચ્છાવાનો પુત્ર યા ભત્રીજો રાજા માનસીંગ હતો. એ અકબર શાહના અમલમાં ભારે મોટાઇએ ચઢયો હતો. ઇ. સ. ૧૫૮૭ માં એને કાબુલના હાકેમ તરીકે નેમવામાં આવ્યો હતો. અકબરના અમલના ૩૫ માં વર્ષે એ જાહખંડ ( હાલના છોટા નાગપુર ) ને રસ્તે થઇ ઓરિસી ઉપર ચઢાઇ લઇ ગયો હતો. જેનાં પરિણામમાં 'પુરી'નું મથક અકબરનાં રાજ્યમાં ઉમેરાયું હતું. બાદ બે વર્ષ રહીને ખ્વાજાહ સુલેમાન અને ખ્વાજાહ ઉસમાનના વડપણુ હેઠળ અફધાનો જ્યારે પુરી ઉપર ધસી આવ્યા ત્યારે માનસીંહ પાછો પુરી સામે ચઢાઇ લઇ ગયો હતો અને તે વેળા યાને હિજરી સન ૧૦૦૦ માં આખો ઓરીસા પ્રાંત માનસીંગે મોગલ શેહેનશાહાત સાથે જોડી નાખ્યો હતો. અકબરના અમલના ૩૯ માં વર્ષે દરમીયાન સુંદરબનના ( માતી ) પૂર્વ તરફના ભાગ તરફની પોતાની જીત ચાલુજ રાખી અને ૪૦ માં વર્ષ દરમ્યાન અકબર નગર અથવા રાજ મહાલ નામનું એક શેહેર હિંદના આગલા રાજા શેરશાહે પસંદ કરેલી જગા તરફ વસાવ્યું. તે ઉપરાંત શીરપુર મુરચા (મયમુન સીંગ)ના કિલ્લા તરફ સલીમ નગર નામનું એક બીજું શેહેર શાહાજાદા સલીમના માનમાં તેણે વસાવ્યું હતું. એજ વેળા બ્રહ્મપુત્ર નદીના જમણા કાંઠા તરફનો બંગાલ ઇલાકાનો સઘળો પૂર્વ ભાગ તેણે મુગલ શાહનશાહત સાથે જોડી નાખ્યો હતો. અકબરના અમલના ૪૧ માં વર્ષમાં કુચબીહારના રાજા લક્ષ્મી નારાયણુ, જે મોગલ શાહનો ખંડીયો રાજા હતો તેની બેન સાથે માનસીંગે લગ્ન કર્યાં, પણુ કમનસીબે તેજ સાલમાં ઘોરાઘટ નજદીક તે ઘાસ્તી ભરી માંદગીએ પડયો અને તેટલાં અફઘાનોએ તેની-પર હુમલો કીધો. પણુ આવા બારીક વખતે

માનસીંગના બેટા હિમ્મતસિંગે બહાદુરીથી અફઘાનોને સુંદર બન તરફ હાંકી મેળયા. અફઘાનો એ તે ઉપરથી પોતાનું વેર લેવા કુચ બીહારના રાજા લક્ષ્મી નારાયણને હેરાન કરવા લાગ્યા, જેથી તેને મદદ કરવા માટે માનસીંગે હઝાઝખાનની સરદારી હેઠળ એક લશકરી ટુકડી કુચબીહાર તરફ મોકલી આપી હતી. અકબરના અમલના ૪૪ માં વર્ષમાં દખણની લઢાઇ બહુ જોરમાં ચાલતી હોવાથી માનસીંગે ત્યાં જવાની પોતાની ખ્વાહેશ બતલાવી અને અકબરે તે કબૂલ રાખી, ત્યાં જવાની પરવાનગી આપી. કરોડોપતી અફઘાન ઇસા મરણ પામેલો હોવાથી અફઘાનો પોતાના તે વડાના મરણને લીધે કાંઇ ગડબડ કરશે નહિ એવું ધારી માનસીંગે પોતાના બેટા જગતસીંહને પોતાની જગાએ નેમી પોતે શાહજાદા સલીમ સાથે પણ જોડાઇ જવા અજમેર ગયો હતો. પણ જગતસિંહનું થોડા વખતમાં મરણ નિપજતાં માનસિંહ નામનો તેનો નહાનો ભાઇ કે ભત્રીજો હાકમીપર બીરાજયો. આ તક સારી જોઇને અફઘાનો પોતાના બીજા સરદાર ઉસમાનની આગેવાની હેઠળ ધસી આવ્યા, અને ઓરીસામાં આવેલા ભદ્રકના મથક નજદીક શાહનશાહી લશકરને હરાવ્યું, અને બંગાળનો મોટો ભાગ કબજે કર્યો. આ વાત સાંભળતાં માનસીંગ પાછો ફરી શેરપૂર ચતાઇ નદી ઉપર અફઘાનોને સખત રીતે હરાવી મોગલ સતાને ભારે મજબુતાઇ આપી. તે પછી જયારે માનસીંગ અકબર હજુર ગયો ત્યારે તેને ૭૦૦૦ લશકરના વડા સરદાર તથા બીજા બધા મોહમેદન સરદારોનો વડો બનાવી ભારે માનથી નવાજયો હતો. અકબરના મરણવેળા એણે સલીમને બદલે શાહજાદા ખુશરોને તખ્તોતાજ અપાવવાની ભારે ખટપટ કરી પણ સેવટે સલીમ શેહેનશાહ થતાં, માનસીંગને તેની વિરૂધતા માટે તેના બેહદ બળને લીધે કશી સજા કરી શકયો નહી, પણ સામો માનસીંગને બંગાલનો હાકેમ બનાવ્યો હિ૰ સન ૧૦૧૫માં રહતાસ (બીહાર)માં બળવો ઉઠતાં તે માનસીંગે દાબીદઇ; જેહાંગીરશાહને આગ્રે જઇ મળી પોતાને વતન જવાની રજા લઇ, જહાંગીરના અમલના ૯ માં એ દખણ ખાતે મરણ પામ્યો. એની ૧૫૦૦ રાણીઓ હતી, જેમાંની ૬૦ રાણીઓ તો એના મોત વેળા તેની સાથે સતી થઇ બળી મુઇ હતી. એના મરણ વેળા એના સંખ્યાબંદ પુત્રોમાં માત્ર ભાવસિંહ એક હયાત હતો. આગ્રા ખાતેનો તાજમેહેલ જે જમીન ઉપર બાંધવામાં આવ્યોછે તે જમીન માનસીંગની હતી.

**માનસોત્તર**—આ પર્વત પુષ્કર દ્વિપના જે રમણક અને ધાતકી એવા બે ભાગ તેમની વચ્ચે છે. મેરૂ પર્વતથી એનું અંતર એક સરખું એક કરોડ, સત્તાવન લાખ, પચાસ હજાર યોજન છે. અને તેની આસપાસ સૂર્યનો એક ચક્ર હમેશાં ફરે છે. એની ચારે તરફ ચાર નગરી છે. પૂર્વ ભણી દેવમાંની, દક્ષિણમાં સંયમિની, પશ્ચિમે નીમ્લોમીની અને ઉતરે વીભાવરી છે.

**માની**—આ જાણીતા ધર્મપ્રવર્તકનો જન્મ એકબેટાના ઇ. સ. ૨૧૫ માં થયો હતો. એણે કેટિસપોનમાં કેળવણી લીધી હતી. અને ૩૦ વર્ષની વયે એણે પોતાનો ધર્મ ફેલાવ્યો હતો. એ ઉદાર મનનો હતો, અને કોઇ પણ વાત માટે ફોકટ વૃથાભિમાન રાખતો નહોતો. તેમજ તે દૃઢનિશ્ચયી હતો. આવા ગુણોને પ્રતાપે તેણે એક નવો ધર્મ સ્થાપન કર્યો, આથી તે વખતે ઇરાનના જરતોસ્તીઓમાં ભારે ખળભળાટ થઇ રહ્યો હતો. તેમજ તમામ ખ્રિસ્તી મંડળોમાં પણ ગડબડ મચી રહી હતી, તે વખતે તેનાં મતો ભયંકર અને પ્રચારમાં નહિ આવી શકે એમ જણાતાં હતાં. પણ દુનિયા માહેલા તમામ પંથ અને ધર્મ એમની પરસ્પર યોગ્યતા કેટલી છે, એમનું સામટું જ્ઞાન હાલમાં ઝાઝું ફેલાયલું હોવાથી માનીએ સ્થાપન કરેલા ધર્મ સંસ્થાની મોટાઇ જોઇ અજાયબી ઉપજે છે.

માનીએ ખ્રિસ્તી, હિંદુ તથા જરથોસ્તી ધર્મ તત્વોનો સંપૂર્ણ અભ્યાસ કરેલો હોવાથી તેનું જ્ઞાન ઓહોળું હતુ. થોડા સમય સુધી તેણે ખ્રિસ્તી ધર્મમાં દાખલ થઇ બાપ્તિઝમ લઇ પાદ્રીનું પદ પામ્યો હતો પણ તેનું મન એવુંતો ચંચળ હતું કે તે એકજ ધર્મમાં બંધાઇ રહ્યો નહોતો. દુનિયા માહેલા દરેક જાણીતા ધર્મમાં રહેલી થોડી ઘણી ત્રુટીઓ યા ભુલ જોઇ તેણે દરેકમાંથી સુંદર ચુંટણી કરી એક નવો ધર્મ સ્થાપન કર્યો. તેમજ ખ્રાઇસ્તે કરેલા ભવિષ મુજબ ભવિષમાં જન્મનાર પેગંબર પોતેજ છે એમ જાહેર કરી એક ધર્મ ગ્રંથ "એરતાંગ" નામે પ્રગટ કર્યો. આ "એરતાંગ" બાઇબલ માહેલા નવા કરાર કરતાં વધારે શ્રેષ્ટ છે એમ તે જણાવવા લાગ્યો. તેમાં તેણે પોતે કેટલાક ચિત્રો વટીક દોર્યા હતા, આથી ખ્રિસ્તી તેમજ ઇરાનીઓનો તે દુશમન થઇ પડવાથી પાદશાહ શાહાપુરે પ્રજા લાગવગથી તેને દેશ બાહાર કાઢ્યો. માની તે પછી ચીન દેશમાં જઇ રહયો, પણ ત્યાં તેના ધર્મનો ફેલાવો સેહેજ પણ નહિ થવાથી તેણે ત્યાંથી ચિત્રકળાનો હુન્નર શીખી પોતાને સ્વદેશ આવતાં ઇરાનમાં કશીદા ગલીચા અને બીજા રંગકામના હુન્નરનો પ્રસાર કર્યો હતો. પણ એણે પોતાની ધર્મ ફેલાવવાની મતલબ ચાલુ રાખતાં વારાહનસીસના સમયમાં એ ઇ. સ. ૨૭૬માં માર્યો ગયો.

**મામફળ**—વેસ્ટ ઇંડીઝમાં આ ઝાડ પુશકળ ઉગે છે. મુંબઇ, ગોંડળ પુના વગેરે ઠેકાણે મામફળનાં વૃક્ષ ઘણાં જોવામાં આવેછે. એનું ઝાડ ૧૦ફીટ ઉંચુ વધેછે, ને તેના ફળ સીતાફળ જેવડાં હોય છે. એનાં ફળ પાકપર ચઢતાં તેનો રંગ કાળો લીલો બને છે અને છાલ ઉપર કાટ આવે છે, આ ફળ ખાટાંમીઠાં હોય છે. ઝાડપર જયારે ફળ આવે છે ત્યારે તે ઘણુંજ શોભાયમાન દિસે છે. બહાર વર્ષમાં એક વખત આવે છે. નવાં ઝાડ બીયાંમાંથી ઉગાડવામાં આવે છે. બીયાંને બબે ફીટ આંતરે રોપી બે વર્ષ પછી તેને કાયમની જગ્યામાં લઇ જઇ દાટે છે. એનાથી સખત તાપ સહન થતો નથી.

**મામસલી**—એક પ્રકારનો ઉંચો મદીરાનો વાઇન દારૂ. ખડકવાળી જમીન ઉપર જ્યાં સૂર્યનું પુરતું તડકુ પડતું હોય તેવા દરાખના વેલા ઉપર ઉગેલી અને વેલા ઉપરજ તદન પાકી જવા દઇને તેમાંથી જે દારૂ બનાવેછે તેને આ નામથી ઓળખે છે.

**મામુલકસ**—ઇજીપ્તમાં આ કોમને અરેબિકમાં મામુલક કહેછે. તે એવાઓને કે જે ગોરાઓને લઢાઇમાં ગુલામ તરીકે બંદીવાન કીધા હોય તેઓ પાછલથી મામુલક તરીકે ઓળખાયછે. એશિઆ માઇનર માહેલા કૉકેસસમાં ૧૩ મી સદીમાં અલાદીનના એક કુટુંબી અસસાલ અયુબે ઇજીપ્તમાં પોતાની સત્તાની સ્થાપના કરી હતી, તે વેળા મામુલ્કોએ સુલતાનની તરફ બેહદ વફાદારી બતલાવી ક્રૂઝેડની લઢાઇમાં ભારે નામના મેળવી હતી, અને ઇ. સ. ૧૨૫૦ માં અસસાલ અયુબે ઇજીપ્તમાં સુલતાનના સમયમાં પોતાની સત્તા બેહદ વધારી હતી, અને ઇ. સ. ૧૫૧૭ વેરતો મામુલ્ક સુલતાનોએ તો ઇજીપ્ત અને સિરીયામાં પાદશાહી ભોગવી હતી. આ સુલતાન મામુલ્ક ૪૮ થઇ ગયા. તેમાંના કેટલાકોએ તો માત્ર મહીનાઓ સુધીજ સત્તા ભોગવી હતી; પણ પાછળથી તેમનાં અમીરો વચ્ચેના મીનાકેસાને લીધે આ મામુલ્ક સુલતાનો બે ભાગમાં વેંહેંચાયા હતા. એક 'બાહરી' અથવા તુર્ક મામુલ્ક (ઇ. સ. ૧૨૫૦ થી ૧૩૯૦) અને બીજા 'બુર્જી' અથવા સરકેશિયન(ઈ. સ. ૧૩૯૦ થી ૧૫૧૭). પોતાના સમયમાં મામુલ્ક સુલતાનો ઘણા બળવાન રાજ્યકર્તા થઇ પડયા હતાં. તે વેળા ઘણા મામુલ્ક અમીરો બળીયા બની જે તે પોતાનું સૈન્ય રાખી કેરો તરફની ખાડીમાં અવારનવાર અપસમાં લઢી મરતા હતા. ઇજીપ્તમાં કેરો પાદશાહો પછી મામુલકસ જેવા બળીયા ને રાજ્ય ધૂરંધર રાજ્યકર્તા

કોઇ થયા નથી, તેમના કાયદા કાઉનસીલ અને પોલીસ ગોઠવણ, તેમની લઢાયક ગોઠવણ કાફલાની ગોઠવણ, ટપાલખાતાંની ગોઠવણ વગેરે બાહોશ બુદ્ધિ બળે તેઓએ પોતાના સમયમાં રાજ્યનાં ઘણા સુધારા કર્યા હતા. તેમજ તેઓ જેવા ખડતળ. સીપાહ હતા તેવાજ વિદ્યાજ્ઞાનની અને વિદ્યા હુન્નરની ઘણી ચાહ ધરાવતા હતા. તેમના વખતના કેરો શેહેરમાંની ઇમારતો, ઇબાદતગાહ, પાઠશાળા હુન્નર મંદીની ગવાહી આપે છે. કેરો તથા યૂરપના સંગ્રહાલયમાં તેમના વખતનાં કોતરકામના નમુના, લાકડકામ હાથી-દાંતકામ, ઇનેમલ્ડ કાચ, નળીયાં, પથ્થર તથા પલાસ્તરકામ, રેસમી ભરતકામના હેરત કરનારા નમુના નજરને છક્ક કરે છે. ઇ. સ. ૧૫૧૭ માં તુર્કોએ પાદશાહાત સ્થાપન કર્યા પછી મામુલ્કો પાછળ પડયા છે, અને તુર્કોએ તેમનાં કામમાં ઝાઝો વધારો કરી બતલાવી શકયા નથી. મામુલ્કોએ પોતાની બહાદુરીનો છેલ્લો દાખલો ઈ. સ. ૧૭૯૮માં નેપોલીયન સાથે પીરેમીડ પાસે કેરોમાં કરેલી લઢાઇમાં બળતવારીથી લઢી બતલાવ્યો હતો.

**માયકેલ ફેરાડે**—આ જાણીતા વિદ્વાનનો જન્મ ઇ૦ સ૦ ૧૭૯૧ માં ન્યુઈંગટનમાં થયો હતો. એનો બાપ લોહારનો ધંધો કરતો હતો. પણ એ ૧૩ વર્ષની ઉમરે પુસ્તકો બાંધનારને ત્યાં નોકરીએ રહેતાં બંધાવા આવતા ગ્રંથોનાં વાચનથી એનું ધ્યાન શાસ્ત્રીય અભ્યાસપર દોડયું હતું. તેટલાં સર હંફ્રિડેવીડનાં ભાષણોથી એની હુલટ વધી, અને સર હંફ્રિડેવીડની મદદથી રૉયલ ઇન્સ્ટીટયૂશનમાં નાહની નોકરી મેળવી ત્યાં અભ્યાસ વધારી ૬૫ વર્ષના અભ્યાસ પછી (૨૮ મે વર્ષે) આગસ્ટી ડીલા રાઇ૦હ નામે જાણીતા રસાયન શાસ્ત્રીએ જ્યોતિષ સંબંધી કરેલી શોધપર, એણે પોતાના શાસ્ત્રીય વિચાર પ્રગટ કરી નામના મેળવી હતી. એણેજ વિજળિક બત્તીની શોધમાં મોટો ભાગ લીધો હતો. એણે દ્રવ્ય લોભ તુચ્છકારી તમામ જીંદગી શાસ્ત્રીય પ્રયોગોમાં ગાળી હતી. છતાં એની દસથી બાર હજારની વાર્ષીક કમાઇ પૃથઃકરણમાં થતી હતી. એણે ચોપડી ચોપાન્યાં દ્વારે પોતાની વિદ્વત્તાભરી શોધો જાહેરમાં અસંખ્ય પ્રકારે મેળી હતી. મરણ ૧૮૬૭ માં નિપજ્યું હતું.



**માયમૂળ**—માયમૂળના છોડ અજમાના છોડ જેવડાં થાયછે. એનાં પાંદડાં પાન અજમાનાં પાંદડાં જેવાં હોયછે. એના મૂળીયાંનું અથાણું તથા તે ઓષધિમાં યોજેછે. માયમૂળની પેદાયશ ગુજરાત તરફ વિશેષ થાયછે.

**માયસોર**—હિંદુસ્તાનમાંનું એક આગેવાન રાજ્ય. એની ઉત્તરે ધારવાડ તથા બલારી જીલ્લો, પૂર્વે કડાપા, દક્ષિણે કોઈંબતુર અને પશ્ચિમે કાનડા જીલ્લો તથા કુર્ગ છે. રાજ્યનો વિસ્તાર ૨૭,૦૭૭ ચોરસ મૈલ છે, તેમાં વસ્તી ૫૫,૩૮,૪૮૨ ની છે. વર્ષાક પેદાશ રૂ. ૧,૨૦,૦૯,૯૦૦ ની છે, રાજ્યકર્તા યદુવંશના રજપુત છે. એઓ મહારાજાના એલકાબથી ઓળખાય છે. આ રાજ્યનો ઉત્તર, મધ્યમ અને ઇશાન્ય તરફનો ભાગ સપાટ હોઇ ફળદ્રુપ છે. રાજ્ય વ્યવસ્તા માટે રાજ્યને ચાર પ્રાંતમાં વેંહેંચી નાખવામાં આવ્યો છે. ચિત્રદુર્ગ, માયસોર, બેંગલોર, અને બીદનૂર, એમાં બે મુખ્ય પર્વતો છે, સ્વર્ગગા પર્વત બેંગલોરની વાયવ્યે ૪,૬૦૦ ફીટ ઉંચો ને બાબાબુદન ૬૦૦૦ ફીટ ઉંચો છે. જગે જગ ડુંગરો ઉપર કિલ્લા બાંધેલા હોઇ તે દુર્ગને નામે જાણીતા છે. નંદી દુર્ગની ઉંચાઇ ૪,૮૫૬ ફીટની અને સુવર્ણ દુર્ગની ૪,૦૦૦ ફીટ ઉંચાઇની છે. મુખ્ય નદી કાવેરી, તુંગ અને ભદ્રા છે.

મુખ્ય ખેતી ઘંઉ, બાજરી, નાગલી, મકાઇ, તલ, દિવેલા, શેરડી, કસુંબો, તંબાકુ, ખુંદ, સાબુચોખા, કપાસ વગેરેની ચાલુ છે. જંગલમાં સાગ, ચંદન, સીસમ વગેરેનાં કિમતી વૃક્ષો છે. આ દેશમાં કાનડી ભાષા બોલાય છે.

આ રાજ્યમાંથી ૩૬ થી ૪૦ લાખ રૂપીયાની સોપારી પરદેશ નિકાશ કરવામાં આવે છે. અત્રે યુરપીયનોની માલેકી તળે ૬૦૦ અને સ્વદેશીઓની કૉફીના ૨૫ બગીચા છે, કૉફી દર એકરે ૬ હંડરવેટ પાકે છે. આ દેશમાં બનતી ખાંડ અને ગોળ દર સાલ રૂ. ૨૭,૦૦,૦૦૦ ના નિકાશ થાય છે. બાબા બુદન પર્વત ઉપર સીંકોનનાં ૪૦,૦૦૦ ઝાડ ઉગાડવામાં આવેલાં છે. આ દેશમાં ઉદ્યોગ હુન્નરમાં લોખંડની ખાણો, પોલાદ બનાવવાનાં કારખાના, ચામડાં રંગવાનાં કારખાના છે.

મુખ્ય નિકાશ વેપાર કૉફી, સોપારી, નાગલી, ચોખા, ચણા, કપાસ, કાપડ, ખાદી, ગુળી, ખાંડ, તંબાકુ, રેશમ, વેલદોડા, મરી, બીડીનાં પાતરા, અને સુન્નાનો ચાલુ છે.

માયસોરમાં ચંદનના વૃક્ષનાં જગલો હોવાથી તેની દર સાલ ૩,૬૦,૦૦૦ રૂપીયાની પેદાયશ થાયછે. આ દેશમાં ૪૦૦ મૈલ રેલવે લાઈન ફરી વળેલી છે.

હાલમાં આ દેશમાંની કોલસાની ખાણમાંથી સોનું રાત દિવસ ચાલુ કાઢવામાં આવે છે અને તેનું યંત્રકામ કાવેરીના પાણીના ધોધનાં બળથી ચાલે છે.

મુખ્ય શેહેર માયસોરમાં મહારાજાના મેહેલો છે, આ શેહેરમાં ટીપુ સુલતાનની રાજ્ય ગાદી હતી. તે સમયનાં બાંધેલા કિલ્લા ઘણા મજબુત છે. બેંગલોર પૂર્વ તરફ છે, તેમાં એક ચીફ કમીશનર અને કેટલુંક લશ્કર બ્રિટીશ સરકાર તરફનું રહે છે. તે ઉપરાંત બાંદનૂર, ચીત્રદુર્ગ, હાંસકોટ, નંદીદુર્ગ, હરીહર, કોલાર વગેરે મોટાં શેહેરો છે.

રાજ્યનાં લશકરની પદ્ધતી ઈંગલંડમાં જૂના વખતમાં ચાલતા ફ્યૂડલ ધારાને મલતી છે. લશકરમાં ૧૧૬૦ સ્વાર, ૧૯૦૮ પૅદલ અને ૬ તોપ છે. મહારાજાને બ્રિટીશ છાવણીમાં ૨૧ તોપોનું માન મળે છે.

માયસોરના રાજ્યકર્ત્તા મહારાજા કહેવાય છે. તેઓ જાતે યદુવંશીય રજપુત છે, તેમના વંશજો પ્રાચીન કાળથી રાજ્યપદ ભોગવે છે. આ રાજ્યનો સ્થાપક ચામરાજ ઇ. સ. ૧૫૦૭ માં પ્રસિદ્ધતા પામ્યો હતો (જુઓ ચામરાજ). અને એનાજ સમયમાં માયસોર નામ પ્રચારમાં આવ્યું હતું. તેના પછી તેના ભાઇના વંશમાં આ રાજ્ય આવ્યું. તે વેળા હીરા ચામરાજને વિયાનગરના રાજાથી સ્વતંત્ર બની ૧૫૭૯ માં પોતાના રાજ્યમાં વધારો કર્યો. તેનો પૌત્ર બોટાદવડીઆર ગાદીએ બેઠો. તે પછી રાજા વડીઆર રાજ્યકર્ત્તા થયો તેણે શ્રીરંગાપટણ જીતી માયસોરને પાયતખત બનાવ્યું. તેમજ એણે જંગમ ધર્મનો ત્યાગ કરી વૈષ્ણવ ધર્મ સ્વિકાર્યો; એ ૧૬૧૭ માં મરણ પામતાં તેનો પુત્ર ચામરાજ ગાદીનશીન થઇ ૨૦ વર્ષ અમલ ભોગવ્યો; તે ૧૬૩૭ માં મરણ પામતાં ઇમાદીરાજ ગાદીએ બેઠો. તે પછી કાન્તિરેવ નર્સરા રાજા થયો. એ મહા બળવાન હતો. આથી પ્રધાનમાં પ્રપંચનો ભોગ થઇ પડયો હતો. ૧૭૫૯ માં કાન્તિવેર રાજા પછી કુંદરેવરાજ રાજા થયો. તેણે પણ પોતાની સત્તાને રાજ્ય વિસ્તારમાં વધારો કરી ૧૬૭૨ માં ગુજરી ગયો. તે પછી ચીકદેવ નામે પરાક્રમી રાજા થયો (જુઓ ચીકદેવ) એણે ૩૨ વર્ષ અમલ ભોગવ્યો. તે પછી કાન્તિરેવ રાજ મુગોબેહેરો ગાદીએ બેઠો. તે ૧૭૧૩ માં મરણ પામતાં કુંદકીનરાજ રાજ ગાદીએ બેઠો. એને જાનવરો પાળવાનો ભારે શોખ હતો. તે ૧૭૦૧ માં મરણ પામતાં તેનો એક ખેશી ચામરાજ ગાદીએ બેઠો, પણ તેના પદભ્રષ્ઠ થએલા વજીર દેવરાજે કેદ કરી પોતે રાજ્ય કારોબાર કરવા લાગ્યો; ને ચીક કૃષ્ણરાજ નામે એક કુંટુંબીને રાજા બનાવ્યો. એના અમલમાં તમામ રાજકારોબાર દેવરાજ અને તેના ભાઇ ને હાથ હતો, તેમ તેમને ત્રાસ પણ ભારે હતો. તેમાં દેવરાજના નાહના ભાઇ નંજારાજાનાં લશકરમાં હૈદરઅલી સ્વપરાક્રમે વધતો વધતો મોટા સરદારની પદ્વિએ પોંહચી ભારે લાગવગ ધરાવનારો બન્યો હતો. તેણે

રફતે રફતે સર્વ સત્તા પોતાને હાથ લઇ નન્જા રાજને દૂર કરી પોતે તમામ માયસોરનો અધિપતિ થઇ બેઠો, અને ૧૭૬૦ માં તેને તેથી મોટી લઢાંઇમાં ઉતરવું પડ્યું; છતાં તેમાં તે ફતેહ પામ્યો. ૧૭૬૦ માં ચીક્રીશ્નન મરણ પામતાં તેના કુંવરને પોતાના તાબા તળે ગાદીએ બેસાડયો પણ ૧૭૬૭ માં છુપી રીતે મારી નખાવી તેના ભાઇ ચામરાજને ગાદીએ બેસાડયો. આ ચામરાજ ૧૭૭૫ માં મરણ પામતાં રાજકુટુંબમાંના એક બાળકને ચામરાજની ગાદીએ બેસાડયો, જે હાલના રાજ્યવંશનો વડવો કહેવાય છે. ૧૭૮૨ માં હૈદરઅલી મરી ગયો, તે પછી ચામરાજ ૧૭૯૫ માં મરી ગયો ત્યાં સુધી બંદીખાનામાંજ રીબતો પડયો હતો. તે વેળા તેના બાળક બેરાને ટીપુ સુલતાને મેહેલમાંથી હાંકી મેળી, રાણીઓની તમામ સંપતિ લુટી લઇ પોતે સ્વતંત્ર રાજા કહેવાયો. પણ ૧૭૯૯ નાં 'મે' માસમાં બ્રિટીશોએ ૪૫ લાખની ઉપજનો દેશ કૃષ્ણરાજ વડીઆરને સોંપ્યો. આ રાજાને ૧૮૧૧ માં યોગ્ય વયે પોંહચતાં ગાદીએ બેસાડયો તે વેળા ખજાનામાં પંચોતેર લાખ રૂપ્યાનો વધારો થયો હતો, પણ એણે દુલ્લે હાથે ખર્ચ કરવા માંડી રૈયતપર આકરા કરના બોજા નાખતાં ૧૮૩૦ ના સુમારે રાજ્યમાં બંડ ઉઠયું. તે બ્રિટીશ મદદથી દાબી દેવામાં આવ્યું. તે પછી તમામ કારોબાર બ્રિટીશોએ પોતાને સ્વાધીન લઇ લીધો. આ પ્રમાણે રાજ્ય કારોબાર ૧૮૬૧ સુધી ચાલ્યો. તેનાં પ્રતાપે રાજ્યમાં જે ૭૬૯ કરો હતા તે રફતે રફતે કાઢી નાખવામાં આવ્યા. તેમાં કેટલાક કર તો લગન ઉપર, વ્યભિચાર ઉપર, સંતાનોની ઉત્પતિ પર, તેના નામ કરણ પર, પેહેલા પાક પર વગેરે. આ રાજા ૧૮૬૮માં મરણ પામતાં ચામરાજેંદ્ર વડીઆર ૭ વર્ષની વયે ગાદીએ બેઠા. પણ ૧૮૮૧ માં તેને રાજ્યનો તમામ કારોબાર સોંપવામાં આવ્યો હતો.

**માયા**—માયાફળનું ઝાડ મોટું થાય છે. એનાં ફળ સાધારણપણે સોપારી જેવડાં થાય છે; અને તે કરતાં ઝીણું પણ થાય છે. એ ઔષધમાં ઉપયોગી ચીજ છે.

**માયાપુરી**—(જુઓ હરદ્વાર).

**માર્ક**—યૂરપમાં ચાલતો એક ચલણી સિક્કો. જર્મનીમાં ૧૧મી સદીથી તે ૧૮૫૭ સુધી માર્ક નામનું વજન જે કોલોગન માર્ક, અરધો કોલોગન પાઉંડ, અથવા ૨૩૩·૮૧૨ ગ્રામ્સ ચાલુ વજન હતા. ૧૮૭૫ થી જર્મનીમાં એ સિક્કા તરીકે ૧ સુન્નાનાં પાંઉડનો ૧૩૯૫ મો ભાગ (૫૦૦ ગ્રામ્સ) ને ભાવે ચાલુ હતો. તેની બરાબર ઈંગલીશ ૧૧$\frac{3}{4}$ પેન્સ, અને યુનાઈટેડનાં ૨૪ સેન્ટસનો એક માર્ક ઠેરવ્યો હતો, પણ ત્યાં હાલમાં ૫, ૧૦ અને ૨૦ માર્કનો સુન્નાનો સિક્કો ચાલુ છે. અગાઉ હંગેરીમાં ૧ શિલીંગ ૨ પેન્સનો માર્ક ચાલુ હતો તેને લ્યુબેક માર્ક કહે છે. રાજા એડવર્ડ પેહેલો માર્કનો સુનેરી સિક્કો ૬ શિલીંગ ૮ પેન્સના ભાવનો ચાલુ કર્યો હતો. સ્કૉટલંડમાં ચાંદી ને સુનેરી માર્ક ચાલુ છે.

**મારકંડેય**—એ નામનો એક મુની. એ હાલનાં ચાલુ મનવંતર માહેલો અંગિરા કુલોત્પન્ન હોવો જોઈએ. એણે પુરાણ રચ્યું છે. એણે એક પ્રસંગે છ મનવંતર સુધી તપ કરી ભગવાનને પ્રસન્ન કરી તેમની અલૌકિક શક્તિનો પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો હતો. એને મહાદેવ પાર્વતીએ એવો વર આપ્યો હતો કે તું એક કલ્પ લગી જીવશે અને તારાં નામનું પુરાણ થશે.

**માર્ક-સેંટ**—એ સેંટપીટરનો મિત્ર અને મદદગાર હતો. એણે ખ્રિસ્તી ધર્મ પુસ્તક બાઇબલનો એક ભાગ લખ્યો હતો, કે જે ભાગમાં એનું નામ મળે છે. એણે સીકંદરીયા તરફ ધર્મ ફેલાવવા માટે નિશાળ ઉઘાડી હતી. આથી ત્યાંના મૂર્તિ પૂજક લોકોએ એના પગમાં દોરડું બાંધી એ જ્યાં સુધી મુવો ત્યાં સુધી તમામ શેહેરમાં એને ઘસડી મારી નાખ્યો હતો, અને પછી એના મુરદાને બાળી નાખ્યું હતું.

**માર્કઍંતની**—એક રોમન યોધ્ધો "માયમર." એનો જન્મ ઇ. સ. પૂર્વે ૮૫ ના સુમારે થયો, ને ઇ. સ. પૂર્વે ૩૦ માં મીસરમાં આપઘાત કરી મરણ પામ્યો હતો. ઇ. સ. પૂર્વે ૪૪ માં સીઝર માર્યા ગયા પછી, ઓક્ટેવિયસ (પાછળથી આગસ્ત પાદશાહ) લેપિડસ અને એણે મળી રાજ્યનો કારોબાર પોતાને હાથ રાખ્યો હતો (આથી એમને ત્રાયમવર કહેતા). એણે સીઝરને મારનારા જે બ્રૂટસ અને કયાસિયસને મારી હટાવ્યા હતા, તે પછી એ મીસર તરફ ગયો અને કલિયોપેત્રાના મોહ પાશમાં ભોલવાઇ પોતાની બાઇડી ઑકટેવિયસ સાથે છુટા છેડા કરી મઝામાં પડી ઐયાશી જીંદગી ગુજારી હતી, આથી ઑકટેવિયસ સાથે "અક્ષીયસ" મુકામે લઢાઇ થઇ, તેમાં એની હાર થતાં એ આપઘાત કરી મરણ પામ્યો હતો.

**માર્કસકેટો**—આ જાણીતો રોમન યોદ્ધો ઈ. સ. પૂર્વે ૨૩૪ માં જનમ્યો હતો. એનું મરણ ઇ. સ. પૂર્વે ૧૪૯ માં નિપજ્યું હતું. એણે ૧૭ વર્ષની ઉંમરથી લશકરમાં જોડાઇ ભારે પ્રસિધ્ધતા મેળવી હતી. એ કાર્થેજનો હરહડતો વેરી હતો, અને તેથી એણે કાર્થેજને ઉંધુ વાળવાનો નિશ્ચય કર્યો. પણ તે તમામ કાર્થેજનો નાશ કરવા સુધી જીવતો રહ્યો નહોતો.

**માર્કસટલીયસ સીસરો**—આ નામાંકિત વિદ્વાન અને તત્વવેત્તા તથા વકતાનો જન્મ ઈ. સ. પૂર્વે ૧૦૬ માં થયો હતો, એનું મરણ ઇ. સ. પૂર્વે ૪૩ માં નિપજ્યું હતું. એને કાયદાનું પૂર્ણ જ્ઞાન હોઇ લશકરી વિદ્યામાં નિપુણ હતો. એણે ૨૬ વર્ષની ઉમરે વકીલાતનો ધંધો શરૂ કરી રોમમાં નામના મેળવી હતી.

કેટીલાઈન નામે એક આગેવાન, એનો હરીફ હોવા છતાં એને કૉનસૂલની જગ્યા મળી હતી. કેટીલાઇડે રાજ્ય વિરૂધ જે પ્રપંચ રચ્યો હતો તે સીસરોએ ખુલ્લાં કરતાં તેની ભારે નામના થઇ હતી, એણે 'કલોડીયસ', 'વ્હેરિયસ,' વગેરે લોકોપર ભાષણની અસર કરી ઘણા શત્રુ ઉત્પન્ન કર્યા, આથી તેને સ્વદેશ છોડી જવું પડયું હતું; પણ સેનેટજે તેને તરત પાછો તેડાવ્યો હતો.

સીઝર અને પૉમ્પીના કલહ દરમ્યાન એ પૉમ્પીના પક્ષમાં હતો; પણ તેનો પક્ષ હારતાં એણે સીઝરની મરજી સંપાદન કરી હતી. સીઝરનાં ખુન પછી એણે દુશમનોને માફ કરવાની સલ્હા આપી, એનટોની તથા ઑકટેવિયસનાં પક્ષની મજબુતાઇ થતાં સીસરો 'સ્થુલમ'માં હતો તેટલાં તેને દેશ નિકાલ થવાનો હોકમ મળતાં તે સમુદ્ર કીનારેથી જતો હતો તેટલાં તેના દુશમનોને હાથે માર્ગમાં માર્યો ગયો હતો. એનું માથું તથા હાથ કાપી કાઢી તેમને ફ્રોર્મમાંના જે સ્થંભ નજદીક સીસરોએ અનેક વખતે ભાષણો કરી લોકોનાં મન ભમાવ્યાં હતાં, અને રોમનોની સ્વતંત્રાનું અને કેટલાકોના જીવનું રક્ષણ કર્યું હતું, તે સ્થંભ ઉપર એનટોનીયોએ લાવી ગોઠવ્યા હતા.

**મારગ્રેટ ઑવ અંજુ**—છઠા હેન્રિની રાણી. એ સિસીલીના રાજા જૉન ઑવ અંજુની બેટી હતી. એનો જન્મ લૉરેનમાં ઇ. સ. ૧૪૨૯ માં ૨૪ મી માર્ચે થયો હતો. ૧૪૪૫ માં ઇંગલંડના ૬ ઠા હેન્રિ સાથે એનાં લગન થયાં હતા. આ રાણી બાહોશ અને કુશળ હોવાથી તેણે હેન્રિપર સંપુર્ણ કાબુ મેળવ્યો હતો ! અને એના હક્ક થકીજ ફ્રાન્સ સામે ઈંગલંડને ઇ. સ. ૧૪૪૯ માં લઢવું પડતાં નૉરમંડી ખોવું પડયું હતું. તે વેળા આ રાણી પ્રજામાં ઘણી અકારી થઇ પડી હતી. તેજ વેળા વૉર ઑવ રોઝીઝ પણ થતાં તેમાં એણે ભાગ લીધો હતો. તે પછી લાગટ ૨૦ વર્ષની ચાલુ લઢાઇ બાદ હયૂકસબરી મુકામે મારગ્રેટને સખ્ત રીતે હરાવતાં તે ડોવર તરફ નાહાશી ગઈ હતી. જ્યાં ૧૧ માં લુઇના અમલ સુધી ૪ વર્ષ રહી. જ્યાંથી ૫૦૦૦૦ ક્રાઉન આપી છુટકો મેળવ્યો. તે પછી એણે ફ્રાન્સમાંજ જીંદગી ગુજારી મરણ પામી.

આ બનાવ ઇ. સ. ૧૪૮૨ માં તા૦ ૨૫ મી આગસ્ટે બન્યો.

**માર્ચ**—કેમબ્રિજ શાયરમાંનું એક શેહેર. પીટર-બોરોની પૂર્વે ૧૪ મૈલ ઉપર છે. લોક વસ્તી ૬૫૮૮ નીછે.

(૨) મોરેવિયા માહેલી એક મુખ્ય નદી. પ્રૂશિયન સિલેશિયાની સરહદ ઉપર એ વહે છે; અને ડેન્યૂબની દક્ષિણે ૨૧૪ મૈલ ઉપર વહે છે, ને તે પ્રેસબર્ગથી ૬ મૈલ ઉપર વધે છે.

**મારજાર નેત્ર**—આ સુંદર રતન મુખ્ય કરી ઍલ્યુમિનમનું બનેલું છે. એનું ચાલુ વેચાણ હિંદુસ્તાન અને યૂરપમાં ઘણું થાય છે. એ દેખાવમાં લસણીયાને મળતું પણ લસણીયાથી તદન જુદુંજ છે. એ બૈ જાતનાં ખોટાં ને ખરાં એમ વેચાય છે. એમની ઉત્પતિ સિંહલધ્વિપમાં થાય છે. સીલોનમાં ખોટાં મારજારનેત્ર પણ મળે છે. એના તર્હેવાર રંગમાં એક સફેદ અથવા સોનેરી ઉભા રેષા હોય છે, અને તેને અંધારામાં જોતાં તેજસ્વી જણાય છે. ઉજરડાંમાં જોવાથી અનેક તર્હેનાં રંગો જુદી જુદી દિશાઓમાં જતા જોવામાં આવે છે. જેમ રેષા વધારે તેજસ્વી તેમ વધારે કિમતી હોય છે. નહાનામાં નાહનું રતન કે જેને વિંટીમાં બેસાડી શકાય તેટલું હોયછે તેની કિંમત રૂ. ૧૦૦થી રૂ. ૧,૦૦૦ વેર ઉપજે છે. પણ તેથી વધુ મોટાં મારજાર નેત્રના રૂ. ૫૦૦૦ થી રૂ. ૧૦,૦૦૦ ઉપજે છે.

ખરૂં મારજાર નેત્ર ઍલ્યુમિના અને ગ્લુસિના એ બે તત્વનું બને છે. એમાં પિળા, લીલા જરા કાળા, અને ઉંદા રંગની છાયા જોવામાં આવે છે. પાસા પાડવાનું કામ આની ઉપર ઉત્તમ રીતે તથા ગોમેદ પ્રમાણે અજવાળામાં ફેરવી જોતાં રંગની લેહેરો નજરે પડે છે. એનું ગુરૂત્વ ૩.૮ છે. હીરો અને ઈંદ્રનીલ એ બન્નેથી જરા નરમ હોઈ, અગ્નિમાં બાળવાથી રસ થતો નથી. તેમજ કોઇ પણ તીવ્ર અને જલદ ઍસિડનું એના ઉપર કાર્ય થતું નથી. બીલાડીની આંખમાંની કીકી જેવી રીતે ચળકે છે, તેવીજ રીતે આની અંદર અનેક તર્હેના રંગો ચમકે છે; જે ઉપરથી એનું નામ મારજાર નેત્ર પડયું છે.

મોટાં મારજાર નેત્રની ઘટના, તેજ અને નરમાસ તદન જુદાં હોઇ તે ઘણાં હલકાં હોય છે. આ ખોટું રત્ન સિલીકાનું બનેલું છે. એનો રસ સખત ગરમીથી થાય છે. પિળો, કેડો, લીલો અને ઉંદો રંગ મુખ્ય કરીને આ રંગનાં રત્નો બને છે.

**મારજોરમ**—એ મરવા જેવું એક ઝાડ છે. એનાં બીયાં વરસાદ આગમચ રોપવામાં આવે છે. આ ઝાડ લાંબો વખત ટકે છે. એનાં મૂળીયાં કાપી રોપતાં ઝાડ ઉગે છે.

**માર્ટન**—આ પ્રાણી તમામ યૂરપ અને એશિઆમાંના પશ્ચિમ ભાગમાં જણાય છે. એ હિંદમાં હિમાલય તથા નિલગિરી પર્વત તરફ જણાય છે.

આ નાશકારક પ્રાણી નાહનાં જાનવરોપર નિર્વાહ કરે છે. જંગલ તથા ઝાડીમાં તે સંતાઇ રહેછે, અને ખેતરમાં જઈ ખાડામાંથી મરઘાં બતકાંને મારી ખાય છે. એ પોતાનાં બચ્ચાંને ઝાડના બખોલમાં ઉછેરે છે. માર્ટન દેખાવમાં આંનદી, અને ચંચળ છે. એને નાહનપણાંમાં પાળતાં હળીમળી જાય છે. પણ મોટપણે એ નાફરમાન નિવડે છે. એનાં બાહેર-નાં રૂવાં લાંબાં, ભૂરાં અને તે શરીરના જુદા જુદા ભાગમાં જુદા જુદા રંગનાં હોય છે, પણ માંહેલાં રૂવાં અત્યંત સુંવાળાં, ટુકાં અને આછાં, પિળચટાં ખાકી રંગના હોય છે.

હિંદુસ્તાનમાં કાશ્મીરના પૂર્વથી છેક આસામ અને હિમાલયના પ્રદેશમાં અને બરમા માહેલા પાહાડી ભાગમાં, તથા મલાયા દ્વિપકલ્પ અને સુમાત્રાના ટાપુમાં માર્ટન પુશકળ જણાય છે. અફઘાનિસ્તાનમાં નાના કદના માર્ટનની એક જાત નિલગીરી પર્વતપર અને ત્રાવણકોરની ટેકરીઓપર વસે છે. તેમજ નિલગીરીથી ઉત્તર ઘાટોમાં એ જોવામાં

આવે છે. માર્ટનનો ગર્ભવાસ ૯ અઠવાડીયાંનો હોય તે દર વેતરે ૪ થી ૫ બચ્ચાં જણે છે. નેપાળમાં આ પ્રાણીને મુલસામ્પ્રા, મલાયા દ્વિપકલ્પમાં અંગપ્રાઓ અને ગઢવાલ પ્રાંતમાં ચીત્રલ કહેછે.

માર્ટનની પુછડી લાંબી તથા ગંધવાલી હોય છે. તેનાં માથાં તથા શરીરની કુલ લંબાઇના પોણા ભાગ જેટલી તેની પુછડી લાંબી છે. આ પ્રાણી દેખાવમાં નોળીયા જેવું છે. એની પીઠનો રંગ સેહેજ ભૂરો તથા માથું અને બીજા ભાગનો કાળો હોય છે. આ પ્રાણીનાં માથાં તથા શરીરની કુલે લંબાઇ ૧ા થી ૨ ફીટની અને પુછડીની ૧ા થી ૨ ફીટની હોય છે. એ વજનમાં ૩ થી ૪ રતલ હોય છે.

માર્ટનને બચગીથી પાળતાં તે હળીમળી જાય છે, પણ મોટી ઉમ્મરે બેખડ અને નાહ કેળવાય તેવાં થાય છે. એનાં બાહેરનાં રૂવાં કરતાં માહેલાં રૂવાં નરમ હોય છે.

**માર્ટીન**—આ પક્ષી બ્રિટનમાં નદી કાંઠે જણાય છે. એ પોતાનો માળો નદી તથા રેતાળ કાંઠા-પર ખાડો ખોદી તેમાં બાંધે છે.

**માર્ટીનનો જવાળામુખી ટાપુ**—આ ટાપુ વેસ્ટ ઈંડીજમાં ફ્રેન્ચોને તાબે છે. એ એક ફ્રેન્ચ સંસ્થાન હતું; પણ ત્યાં ૧૯૦૨ ના મે માસમાં જવાળામુખી ફાટતાં આ ટાપુ તેની વસ્તી સાથે નાબુદ થયો છે. એનો વિસ્તાર મોટો હતો. લંબાઇ ૪૩ મૈલ ને પોહળાઇ ૯ મૈલ હતી. તેનું ક્ષેત્રફળ ૩૮૦ ચૌરસ મૈલ હતું. આ સંસ્થાન એની પાસેના બીજા ટાપુઓ પ્રમાણે એકજ જવાળામુખી મથકની પેઠે બનેલો નહોતો, પણ તે ત્રણ જુદા જુદા ટેકરીઓવાળા ત્રણ સમૂહનો બનેલો હતો. એની એક જવાળામુખી પર્વતની હાર ઉત્તરમાં અને બીજી દક્ષિણમાં હતી, તેમજ બેઉની વચ્ચે પણ તેવીજ બળતી હાર હતી. સહૂથી ઉંચો પર્વત મૌંટ પેલે ૪૪૩૦ ફીટ ઉંચો હતો. તે સૅંટ પીયરીની વાયવ્યૅ ખુણે છે. અત્રેની વસ્તીનો મુખ્ય ભાગ હબશીઓનો છે. સૅંટ પીયર તે ટાપુનું મુખ્ય શેહેર હતું.

**મારતાબાન**—બરમા માહેલું આ શેહેર સાલવીનના જમણા કાંઠા ઉપર છે; અને મોલમીનની નજદીક છે. ઇ. સ. ૧૮૨૪-૫૨ માં બ્રિટીશોએ જીતી લીધું હતું. વસ્તી ૨૦૦૦ ની છે.

**મારબલ**—મુખ્ય કરી આ હૂન્નર ઉદ્યોગમાં વપરાતો પથ્થર ફ્રાન્સ, ઇટલી અને ફ્લાંડર્સમાં મળે છે. એ કાળા, સફેદ, લાલ, પિળા રંગનો પણ હોય છે. એનાં પુતળાં, મીનારા, લાદી, સ્થંભ ઘણા ઉત્તમ બને છે.

**મારમોટ**—આલ્પસ પર્વત તરફ વસતું એક જાતનું પ્રાણી. એ માથાંથી પુછડી સુધી ૧૬ ઇંચ લાંબુ હોય છે. એનાં શરીરનાં કદ મુજબ માથું મોટું દિસે છે. એના કાન ગોળ, ટુંકા અને ઘણુંખરા રૂવાંમાં ઢંકાયલા હોય છે. તેનાં રૂવાંનો રંગ ઉપલા ભાગો ઉપર કાળો હોય છે, અને નીચેથી હરણના જેવો હોય છે. આ જાતની મુખ્ય વસ્તી પેરિનીઝના પર્વતો, સેવોય, પોલાંડ અને ચીનાઇ તારતરીમાં વસે છે. એના કોતર લંબાઇમાં ૬ ફીટ હોય છે. આથી તેમાં તે ટોળાબંધ હોય છે. એના કોતરમાં Yના આકારમાં ત્રણ ઓરડાની ગોઠવણુ હોય છે; અને તેમાં બે દરવાજા હોય છે. એ થંડીની તમામ ઋતુ દરમ્યાન દરમાં ભરાઇ ઉંઘ કાઢે છે. સુકી રૂતુમાં એ પોતાના આગલા પગે ખોરાક મેળવી મોઢાં આગળ ધરે છે, બેઠાં બેઠાં ખાય છે અને પાછલા પગે ચાલે છે. એનો ખવાસ રમતિયાળ છે. એ ગુસ્સે થાયછે અથવા તોફાન થવાની વકી હોયછે ત્યારે કાન ફાડે તેવો એક જાતનો તીણો અવાજ કાઢે છે. એ વનસ્પતિ-પર જીવે છે. બચપણથી પાળતાં તે હળીમળી જાય છે. એની માદા એકી વેળા ત્રણ ચાર બચ્ચાંનો જન્મ આપે છે.

કવેબેકનું મારમોટ હડસન્સના આખાતમાં તથા કેનેડામાં જોવામાં આવતાં મારમોટ, આલ્પસના મારમોટ કરતાં કદે મોટાં હોય છે. એના માલ રાખના રંગના ને નાક કાળું

હોય છે. રૂવાં નીચેથી કાબરચિત્રાં રંગનાં અને વચ્ચેથી કાળાં તથા છેડેથી સફેદ હોય છે. એનું પેટ અને પગ હરણના રંગનું હોયછે.

એક જાતના ઉડતા મારમોટ દક્ષિણ એશિયા અને હિંદી મહાસાગરના ટાપુમાં મળે છે. તેમની તમામ જાત રંગબેરંગી હોય છે. તેની ઝડપ અત્યંત ધ્યાન ખેંચવા જોગ હોય છે. એમનો રંગ ઉપરથી ઘેરો કીરમજી અને નીચેથી ચળકતો લાલ હોય છે. પુછડી ઘેરા તપકીરીયા રંગની હોય છે. આ પ્રાણી જાવા તથા બોરનિયોમાં પુશકળ જણાય છે. તેમજ એ સીલોન, હિંદુસ્તાન કે કાશમિર તરફ નજરે પડે છે. એની ચામડીમાંથી રૂવાંવાળાં કપડાં બનાવવામાં આવે છે.

**મારમોરા સમુદ્ર**—એશિયાટિક ટરકીને યૂરપથી જૂદો પાડનાર સમુદ્ર. એજીન સાથે ડાર્ડેનલ્સની મારફતે સંબંધ રાખે છે. તથા બોસફોરસ સાથે કાળા સમુદ્ર દ્વારે પણ સંબંધ ધરાવે છે. એ ૧૭૫ મૈલ લાંબો ને ૫૦ મૈલ પોહળો છે. એનું ક્ષેત્રફળ ૪૪૯૯ ચૌરસ મૈલ છે. એની વધુમાં વધુ ઉંડાઈ ૪૨૫૦ ફીટની છે. એમાંનો મોટો ટાપુ મારમોરા ૫૦ ચૌરસ મૈલ છે. આ ટાપુમાં માર્બલ તથા અલાબાસ્ટર પુશકળ જડે છે.

**મારલ**—જે પથ્થરમાંથી ચુનો બને છે અને મટોડીનાં મિશ્રણથી બનેલો પિળા રંગનો એક પદાર્થ, જે હવામાં ખુલ્લો રાખવામાં આવતાં ભૂકો બને છે. ઇંગલંડ તરફ આ 'મારલ' જથાબંધ મળે છે. ત્યાં એનો ઉપયોગ ખાતર તરીકે કરે છે.

**મારવાડ**—(જુઓ જોધપૂર)

**મારસિનો**—મારસિયોનીટસ પંથનો સ્થાપક. આ પંથે ઇ. સ. ૧૫૦ થી ૨૫૦ સુધીમાં ભારે પ્રસિદ્ધતા મેળવી હતી. એણે ઈ. સ. ૧૬૫ માં પોતાનું મોત નિપજ્યું ત્યાં સુધી ખ્રિસ્તી ધર્મની ઉન્નતિ માટે કોશેસ કરી હતી.

**મારસિલો બીનડીટો**—આ વાજીંત્રશાસ્ત્રી તથા ગાયન રચનારનો જન્મ વેનિસમાં ૧૬૮૬ ના આગસ્ટમાં થયો હતો. એ સ્વતંત્રતાનો ન્યાયાધીશ અને ૪૦ કાઉનસીલરો માંનો એક હતો. પાછળથી એ પોલા તથા બ્રિસિયાનો મોટો અધિકારી થયો હતો, જ્યાં એ ૧૭૩૯ માં ૨૪ મી જુલૈએ મરણ પામ્યો હતો. એનાં જોડેલાં સંખ્યાબંધ ગાયનોની નોટ હાલમાં પણ હોંસે હોંસે ઉપયોગમાં લેવાય છે.

**મારમોસેટ**—દક્ષિણ અમેરિકા તરફ આ જાતના વાંદરા જણાય છે. એ ખીસકોલીથી સેહેજ મોટું અને સાંકડી ગરદનવાળું પ્રાણી છે. એના પાછલા હાથના અંગુઠા શિવાય તેનાં તમામ આંગળાંને પંજા જેવાં ટુંકાં અણીયાલાં નખ હોય છે. આવા પંજાને લીધે એ ઝાડ ઉપર ખીસકોલી પ્રમાણે દોડાદોડી કરી શકે છે. એ દોરેલાં ચિત્રોને ઓળખવાની શક્તિ ધરાવતું હોવાથી ભમરાનાં ચિત્રને જોઇ જેમ ડરેછે તેમ તીર ચીતારેલું જોઇ તેને પકડવા દોડે છે. એનો ખોરાક જીવડાં, ફળ, ઇંડાં અને નાનાં પક્ષીઓનો છે. એ અક્કલવંત પ્રાણી હોવાથી તે પોતાનાં બચ્ચાંની સંભાળ સારી રીતે લીયે છે. એ પોપટ તથા બિલાડી સાથે ઘણો હળીમળી જાય છે, તેમ સાંપથી ઘણો ડરે છે.

**મારસેલસ એમ. કલેડિયસ**—આ જાણીતો રોમન સરદાર એક અકુલીન કુટુંબનો હતો. ઇ. સ. પૂર્વે ૨૨૨ માં એણે ઇન્સુબ્રિયન ગૉલોને હરાવી તેમના રાજાને પોતાને હાથે કતલ કર્યો હતો. તે પછી મારસેલ્સે પ્યૂનીક લડાઈમાં ભાગ લઇ હાનિબાલ જેવા યોદ્ધાને અટકાવ્યો હતો અને કેમપેનિયા નજદીક નોલામાં ઈ. સ. પૂર્વે ૨૧૬ માં જીત મેળવી હતી. ઇ. સ. પૂર્વે ૨૧૨માં રોમન શેહનશાહતમાં સીસિલિ જીતી જોડયું હતું. ઇ. સ. પૂર્વે ૨૦૮ માં હાનિબાલ સાથની લડાઈમાં એ માર્યો ગયો હતો.

**મારસેલ્સ**—ફ્રાન્સનું આ ત્રીજું મુખ્ય શેહેર પારિસની દક્ષિણે દક્ષિણ પશ્ચિમમાં ૫૩૬ મૈલ ઉપર છે. ફ્રાન્સમાં આ વેપારનું મુખ્ય બંદર છે, એટલુંજ નહિ પણ તમામ મેડિટરેનિયનમાં એ મુખ્ય છે. ઘઉં, તેલી બીયાં, કોલસો, વાઇન, સ્પિરીટ, બીર, ખાંડ, મકાઇ, ઓટ, બાર્લિ, કૉફી, તેલ, કાગળ, આટો અને ચરબી એ મુખ્ય આયાત વેપાર છે, અને નિકાશ વેપાર નળીયાં, ઘઉં, આટો, ખાંડ, તેલ, વાઇન, સ્પીરિટ, સાબુ અને મીણબત્તીનો છે.

શેહેરમાં સરકારી જાહેર ઇમારતો અતિ રોનકદાર છે. તેમજ ચિત્રશાળા, ખુદરતી તવારીખનું સંગ્રહસ્તાન, જાહેર લાયબ્રેરી કે જેમાં ૯૫૦૦૦ દફતરો અને ૧૫૩૦ હસ્ત લેખો છે. લોક વસ્તી ૧૮૬૧ માં ૨,૬૦,૯૧૦, ૧૮૮૬ માં ૩૭,૬,૧૪૩ ની અને ૧૮૯૧ માં ૩,૨૧,૪૯૯ ની હતી. આ શેહેરની સ્થાપના ઇ. સ. પૂર્વે ૬૦૦ માં થઈ હતી. અને ઇ. સ. ૩૦૦ માં એ ગ્રીક સુધારાનું મુખ્ય શેહેર બન્યું હતું. એને ગ્રીકો "માસાલીઆ" અને રોમનો "માસીલીયા" કહે છે. સીઝરની સામે થઇ પૉમ્પીએ આ શેહેર પણ ઇ. સ. ૪૯ માં જીતી લીધું હતું. અનેક ફેરફારો પછી એ ૯ મી સદીમાં સેરેસનોને હાથ ગયું હતું. ૧૩ મી સદીમાં ઍનજુના ચાર્લસને હાથ, ૧૪૨૩ માં આર્ગોનના ૫ મા આલફોન્ઝોને હાથ, ૧૫૭૫ માં ફ્રાન્સના ત્રિજા હેન્રિને તાબે થયું હતું. ૧૬૬૦ માં ૧૪ મા લુઇએ પોતાની સત્તા તળે આણ્યું હતું. ઇ. સ. ૧૭૨૦–૨૧ માં ચાલેલી ભયંકર મરકીથી શેહેરનો અરધો ભાગ યાને ૧,૦૦૦૦૦ માણસો મરણ પામ્યા હતા.

**મારસેલા**—સિસીલીના છેક પશ્ચિમ ભાગમાંનું બંદર શેહેર. આ શેહેર ખ્રિસ્તી દેવળો માટે તથા વાઇન અને શેરીવાઇન માટે પ્રસિદ્ધ છે. હાલનું નામ ૯ મી સદીમાં સારિઅનોએ અત્રે પોતાનો અમલ બેસાડતાં પ્રચારમાં આવ્યું હતું; પણ ૧૧ મી સદીમાં નાર્મેનોએ તેને જીતી લીધું હતું. લોક વસ્તી ૧૯,૭૫૦ ની છે.

**મારાધા**—પશ્ચિમ ઇરાનમાંનું આ શેહેર તાઇબ્રિજની દક્ષિણે ૫૫ મૈલ ઉપર છે. લોક વસ્તી ૧૩૨૬૦ ની છે.

**મારિયા**—આ પ્રજા મધ્ય હિંદુસ્તાનમાં વસે છે. આ પ્રજા તીરકામઠાં વાપરવામાં બેહદ કુશળ જણાઇ છે; પણ તેઓ સ્વભાવે ઘણા બીહિકણ હોય છે. આથી તેઓ પોતા જેવાજ એક સરદારની રાહબરી તળે જંગલમાં એકાંત જગે વસે છે.

**મારીચદ્વિપ**—(પ્રાચીન નામ મારીચદ્વિપ ને હાલનું મોરીસ કહેવાય છે.) હિંદુસ્તાનની દક્ષિણે લંકાની નીચે હિંદી મહાસાગરમાં મોરીશિઅસ નામે ટાપુ છે, તે અસલ મારિચ રાક્ષસનું સ્થળ હતું. આ અનુમાન એ ઉપરથી ખરૂં જણાય છે કે વિશ્વામિત્રના યજ્ઞમાં એણે હરકત કરવા માંડતાં, એ રામના બાણથી સમુદ્રમાં જઇ પડયો હતો; અને પછી રાવણના કહેવાથી આ ટાપુ છોડી સોનેરી હરણ બની રામને છેતરવા જતાં મારયો ગયો હતો.

**મારૂ**—માલકોસ રાગના આંઠ પુત્ર વધૂમાની એક રાગણી. આ રાગણીની જાતી સંપુર્ણ છે. એમાં ખરજ શુદ્ધ, રિખવ કોમળ, ગંધાર તિવ્ર, મધ્યમ તિવ્ર, પંચમ શુધ્ધ, ધૈવત કોમળ, નિખાદ તિવ્ર છે. ગ્રહસ્વર ગંધાર છે; અને ધૈવત ન્યાસ સ્વર છે. આ રાગ પૂરબાને મળતો છે. કોઇ ખોડવ જાતી પણ કહે છે. તેમાં પંચમ વર્જ્ય છે. ફકત રિખવ કોમળ અને બીજા તિવ્ર સ્વર છે. તેમાં ગ્રહ સ્વર ધૈવત છે.

**મારેથોન**—અટિકાના પૂર્વ કિનારા ઉપરનું આ એક યાદગાર લઢાઇનું મેદાન છે, ને તે એથેન્સની ઉત્તર પૂર્વે ૨૨ મૈલ ઉપર છે. આ છ મૈલ લાંબા ૩ થી ૧૧ા મૈલ પોહળા પહાડી માર્ગ દરિયા વચ્ચે છે. ઇ. સ. પૂર્વે ૪૯૦ માં ગ્રીકોના સરદાર મૉલિટીયાડસે ઇરાંનના

પાદશાહ દરાયસને અત્રે સખત હાર ખવાડી હતી.

**માલકાંકણી**—એના વેલા થાયછે. એના વેલાપર ચોમાસામાં ઝીણાં ફુલોની મોટી મોટી લુમો આવેછે. પ્રથમ આ ફુલોનો લીલો રંગ હોયછે, પણ તે પાકતાં તેનો લાલ રંગ બને છે. એના પાંદડાંનો રસ "બેરીબેરી" જેવો થાય છે. એના બીયાંમાંથી તેલ નિકળે છે. તે પિળા રંગનું જાડું હોય છે. તેને લાંબો વખત રાખતાં તેમાંથી ચરબી જેવો સાકો બને છે. આ તેલનું વિશિષ્ટ ગુરૂત્વ ૮૦ અંશ ઉપર ૭૦,૯૫૧ છે. ખજ ઉપર આ તેલ અકસીર હોય છે.

**માલકોસ**—આ રાગ થંડીની રૂતુની આખેરીમાં યાને મહા તથા ફાગણ માસમાં ગવાયછે. એનો વખત રાતના છેલ્લા પોહોરનો છે. આ રાગની ઉત્પતિ કોઇ વિષ્ણુ, કોઇ પાર્વતી, કોઇ મહાદેવ અથવા હિંદના કનૈયા કહાનનાં મુખમાંથી નિકળેલી જણાવે છે.

આ રાગમાં પાંચ સુરો ( પાંચ સ્વરમાં ખરજ શુદ્ધ, ગંધાર કોમળ, મધ્યમ કોમળ, ધૈવત કોમળ, નિખાદ કોમળ, એ પ્રમાણે છે. ) હોવાથી રાગ અપૂર્ણ છે. રિખવ અને પંચમના સુરો આ રાગમાં લાગતા નથી; પણ કોઇ ગાનારા ૬ સુરથી ગાય છે. તેમાં રિખવ લગાડે છે, અને પંચમ કાઢી નાખે છે, અને કોઇ સંપુર્ણુ પણ ગણે છે. તેમાં ૭ સ્વરો આવે છે. પણ ખોડવ તથા સંપુર્ણુ મતથી બરાબર માલકોસ રાગનું સ્વરૂપ થતું નથી. ઓડવથી બરાબર ચોખું સ્વરૂપ થાય છે. આ રાગની પણ પાંચ રાગણીઓ છે; તથા ૮ પુત્ર અને ૮ ભાર્યા છે. તેમનાં નામ—ટોડી, ગૌરી, ગુનકલી, ખંબાવતી, કુકભ, મારૂ, મેવાડ, બ્રહંસ, પ્રબલ, ચંદ્ર, નંદ, ભૅવર, ખોખર,ધન્યાશ્રી, માલશ્રી, જેતશ્રી, સુઘ્રરાઈ, દુર્ગા, ગંધારી, ભીમપાલાસી, કામોદી.

મુસલમાની મત મુજબ આ રાગની ઉત્પતિ જબરાઇલ ફીરેસ્તાથી થઇ છે, કારણુ કે તે રાગ માલકોસમાં ખુદાની બંદગી કરતો હતો. આ રાગ ગાવાથી અગ્નિ પ્રગટ થાય છે; અથવા પાણીનો કોસ પોતાની મેળે ચાલવા માંડે છે, એવો એનો પ્રભાવ છે.

સંગીત અલંકારિક વર્ણન મુજબ એ સ્વરૂપે કદાવર, લાલ રંગવાલો, મોટા દરજ્જાનું માણસ, આસમાની રંગનો પોશાક પહેરેલો, હાથમાં સોટો લઇ પોતાનાં જોબન ઉપર ખુશી થાય છે. તેનું ગળું મોતી અથવા માનવી ખોપરીની માળાથી સણગારેલું છે. કેટલીક કંચનીઓની સોહબતમાં રંગ રસનો લાહવો લેતાં, તથા જુવો રમતો જણાય છે.

બીજા મત મુજબ એના ડાબા હાથમાં શત્રુનું માથું છે, અને જમણા હાથમાં ખુલ્લી તલવાર છે. તેની સામે ભાટ અથવા ચારણ તેના ગુણનું કથન કરે છે. કોઇ મતમાં માલકોસ રાગનું સ્વરૂપ શ્રી કૃષ્ણ સરખું જણાવે છે. તેમાં તે પોતે બાંસરી બજાવી રહયો છે, અને સાથે પાંચ ઓરતો છે; જેમની સાથે વિલાસ કરે છે. વખત મધરાત્રીનો છે.

**માલટા**—બ્રિટીશ મેડીટરેનીયનનો ટાપુ. ૧૭½ મૈલ લાંબો ને ૮¼ મૈલ પોહળો છે. એનું ક્ષેત્રફળ ૯૫ ચારસ મૈલ છે. બ્રિટીશ મેડીટરેનીયન કાફલાનું આ એક મુખ્ય મથક છે. એનો ઉત્તર પૂર્વ તરફનો ભાગ પૂર્વ કિનારો જુદા જુદા ભાગમાં વેંહેંચાઇ ત્યાં સારાં બંદરો છે. દક્ષિણ કિનારો ૪૦૦ ફીટ ઉંચાઇવાલો અત્યંત સુંદર છે. અત્રે ઘઉં અને પપેટાનો મોટો વેપાર ચાલે છે. અત્રેનો નિકાશ વેપાર ઈંગ્લંડ સાથે મકાઇ, બાજરી, રૂ, સંત્રા, ફળફળાદી અને મધનો ચાલે છે. અત્રે વરસાદ માત્ર ૨૫ ઈંચ વર્સે છે. ગરમીમાં ૭૫ થી ૯૦ ઉષ્ણતા અને થંડી ૫૦ થી ૭૦ અંશ રહે છે. ૧૮૮૧ માં માલ્ટા (૧,૩૨,૧૨૯) અને ગોઝો (૧૭,૬૫૩) માં ૧,૪૯,૭૮૨ ની વસ્તી હતી. તેમાં ગેરીસન લશકરમાં ૮૫૦૦, પાંદશાહી કાફલામાં અને બ્રિટીશોની વસ્તીમાં ૧૭૦૦ ની વસ્તી છે.

અત્રેની ભાષા અરેબિકની અપભ્રંશ હોઇ તેમાં ઇટાલિયન ભાષાનો ભેળ જણાય છે. દ્વાન માલટીરીયન પ્રજા ઇટાલિયન ભાષા સારી જાણે છે. બાકી થોડાઓજ ઇંગલીશ ભાષા જાણે છે. અત્રેની પ્રજા ચંચળ, ઉદ્યોગી ખડતળ, અને ભોળી છે. તેમનો પંથ રોમન કેથોલિક છે. તેમાં એ બીશપ અને ૧૨૦૦ પાદ્રી છે. અત્રે યૂનિવ્હરસિટી તથા નિશાળો છે; તેમાં ૧૦,૫૦૦ વિદ્યાર્થી ભણે છે. અત્રેનું રાજ્ય બંધારણમાં સરકારના ૬ સભાસદ ને પ્રજા તરફથી ચુંટાયલા ૧૪ સભાસદો બીરાજે છે. માલટાની વાર્ષિક મેહેસૂલ ૨૨૦૦૦૦ પાંઉડથી તે ૨૫૦૦૦૦ પાંઉડની ઉપજે છે. જાહેર કર્જ ૧૮૯૪ માં ૭૫૦૦૦ પાંઉડનું હતું. દેશમાં ૯ મૈલ રેલ્વે લાઈન છે.

**માલતી**—માલતીના વેલાનાં પાંદડાં લંબોચાં હોય છે. એનીપર બેથી અઢી વર્ષે ફુલોનો બાહાર આવે છે. એનાં ફુલ ઝીણાં ને વાંકદાર હોય છે. તે રંગે સફેદ ને સુગંધી હોય છે.

માલતીના વેલા લાલ જાતની જમીનમાં સારા ઉગે છે. એના વેલા મજબુત થાય ત્યાં સુધી તેને બબે વર્ષે પાણી સીપવું પડે છે, ને પછી ચચાર દિવસે પાણી સીપવું જોઇએ. એની કલમથી ઝાડ ઉગી શકે છે.

**માલથા**—સમુદ્રમીણને નામે પણ આ પદાર્થ ઓળખાય છે. એ એક જાતનો જાડો, સેહેજ શુભ્ર, જલ્દી સળગી ઉઠે તેવો ભાજીપાલાને લગતો પદાર્થ ચરબીના જેવો દેખાય છે. તેમાં નખ ભોંકી શકાય છે. ગરમ કરવાથી તે ફુલી જાય છે. એનાં તેલની રોશની તેજસ્વી પડે છે. સાઇબિરીયા દેશમાં બાઇકલ સરોવરની સપાટી ઉપર અને ઈરાનમાં પણ પહાડોની નાચે મળી આવે છે. પાણીની સપાટી ઉપર અને ઈરાનમાં પણ પહાડોની તળેટીમાં આ પદાર્થ મળે છે.

**માલદા**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો. એનું ક્ષેત્રફળ ૧૮૯૯ ચૌરસ મૈલ છે. તેમાં ૩૨૪૮ ગામો ને ૮,૧૪,૯૧૯ની વસ્તી છે. મુખ્ય નદી મહાનંદ, ગંગા, કાલિંદી, તાંગણુ અને પુર્ણાભવા છે. મુખ્ય વેપાર ગુલી અને નીમકનો ચાલુ છે. નબાબગંજમાં પીત્તળનાં વાસણ, ઉત્તમ બને છે. નીકાશ વેપાર ચોખા, રેસમ, ગુલી, પિત્તળનાં વાસણ અને કેરીનો ચાલુ છે. આયાત વેપાર સુતરાઉ કાપડ, નીમક, ખાંડ, મસાલો, સોપારી અને નારીઅળી ા છે. ચોખા વાયવ્ય તરફના પ્રાતમાં જાયછે; અને ત્યાંથી ખાંડ આવે છે. ઘંઉ કલકતે મોકલવામાં આવે છે.

**માલદીવના ટાપુ**—ઈંડીયન ઓશનમાંના આ ટાપુની હાર સિલોનની દક્ષિણ પશ્ચિમે છે. એની લંબાઇ ૫૫૦ મૈલની ને પહોળાઈ ૪૫ મૈલની છે. આ અસંખ્ય ટાપુઓના જુમખામાં વસ્તી માત્ર ૨૦,૦૦૦ની છે. દરેકમાં ૨૦૦ની વસ્તીની રાસ છે.

માલા ટાપુમાં સુલતાનનું મથક છે, જે ૧ મૈલ લાંબો છે. તેમાં લોકવસ્તી માત્ર ૨,૦૦૦ ની છે. અત્રેના વતનીઓનો ધર્મ મોહમેદનોનો છે. અત્રે ઇબ્ન બટુટા ઇ. સ. ૧૩૪૩—૪૪માં રહેતો હતો. ૧૫૧૮ પછી અત્રે પોરતુગીજોની કોઠીઓ હતી. ૧૬૪૫ થી આ ટાપુ સિલોનને તાબે છે.

**માલદેવરાવ**-રાઠોર ઘરાણાનો આ રજપુત મારવાડનો રાજા હતો. ઇ. સ. ૧૫૩૨ માં એણે રાજપુતાનામાં ભારે સત્તા સ્થાપન કરી હતી, પણ શેહેનશાહ અકબરે ઘણી મેહેનતે માલદેવને પોતાની દરબારમાં શરણે આણ્યો હતો. એનાં મોત પછી ઉદેસીંગ ગાદીનશીન થયો હતો.

**માલપેજીયા-કોસિફેરા**—એ એક નાહનું ફુલઝાડ છે. એપર ગુલાબી રંગનાં ફુલો વરસાદમાં આવે છે. એને થંડીમાં પુશકળ ફુલો બાઝે છે. એ ગમે તેવી જમીનમાં ઉગી શકે છે. એનાં મૂળીયાં લાંબો કાળ જીવે છે.

**માલમો**—સ્વડનમાં ત્રણ મુખ્ય શેહેરોમાંનું એક, એ કોપનહેગનથી ૧૭ મૈલ ઉપર છે. આ

એક ઉદ્યોગી બંદર શેહેર હોઇ અત્રે સીગાર, ખાંડ, બીર અને ઉન તથા વહાણ બાંધવાનાં ઉદ્યોગનાં કારખાનાં છે. નિકાશ વેપાર આટો, ધાન્ય, માખણ, ઈંડા, સીમેંટ, ચૅાક મેચીસ, ઇમારતી લાકડાંનો ચાલુ છે. આયાત વેપાર કોલસો, મશીનરી, રૂ, ધાન્ય, નળીયાં, કાફી વગેરેનો છે. પ્રાચીન કાળનો કિલ્લો કે જ્યાં અર્લ ઑવ બોથવેલને કેદ કર્યો હતો, તે હાલમાં બંદીખાના તરીકે ઉપયોગી છે. અત્રેનો ટાઉન હૅાલ ઇ. સ. ૧૫૪૬ માં બાંધ્યો હતો. ઇ. સ. ૧૮૭૪ માં વસ્તી ૩૦,૭૬ ની ને ૧૮૯૨ માં ૪૯,૮૯૧ ની હતી.

**માલવકાલ**—(જુઓ વિક્રમ કાલ.)

**માલવા**—પ્રાચીન કાળના આ દેશ વીશે માહીતી જોવા જતાં જણાય છે કે માલવાની રાજધાની ભરૂચની વાયવ્યે (૨૦૦૦ લી) ૩૩૩ મૈલ ઉપર મહીની અગ્નિય દીશાએ હતી, એમ હુએનથસાંગ લખે છે. એમાં દીશા અને અંતર એ બહુ ભૂલભર્યાં છે, કારણ માલવા પ્રાંત ભરૂચની ઇશાન્યે છે, અને ભરૂચમાંથી મહી નદીનો ઉગમ માત્ર ૧૫૦ મૈલ ઉપર થાય છે. ત્યારે ભરૂચની ઇશાન્યે ૧૦૦૦ લી (૧૬૬ મૈલ) હશે એમ ગણવું જોઇએ. એજ ઠેકાણે ધારાનગર છે. આ શેહેર માલવા પ્રાંતની પ્રાચીન રાજધાની માહેલું એક છે. રાજ્યનો ઘેરાવો ૧૦૦૦ મૈલનો જણાવેલો છે. માલવાની પશ્ચીમે એડા અને આનદપુર આ માંડલીક રાજ્યો હતાં. તેનો ઘેરાવો અનુક્રમે ૫૦૦ અને ૩૩૩ મૈલ હતો. શિવાય ૧૦૦૦ મૈલ ઘેરાવાવાલું 'વડાથી' નામે સ્વતંત્ર રાજ્ય પશ્ચીમે હતું. અને પશ્ચીમ ભણી કચ્છ તથા પૂર્વે ઉજ્જની તેમજ ઉત્તરે ગુજરાત અને વીરાટ એ રાજ્યો અને દક્ષિણે વલ્લભી તથા મહારાષ્ટ્ર; એમના વચલા પ્રદેશમાં ઉપલાં ચાર રાજ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. એટલા પ્રદેશનો ઘેરાવો માત્ર ૧૩૫૦ મૈલ છે. આ ઉપરથી જણાય છે કે હુએને જણાવેલો માલવાનો ઘેરાવો એ ખંડીયાં રાજ્યો સાથે હશે. ઉપર જણાવેલા પ્રદેશની ઉત્તર તરફનું અરધું વડારીનું રાજ્ય અને દક્ષીણ તરફનું અરધું માલવાનું રાજ્ય એમ હોય એ સંભવીત છે. એટલે માલવાની મર્યાદા ઉત્તરે વડારી, પશ્ચિમે વલ્લભી, દક્ષિણે મહારાષ્ટ્ર અને પૂર્વે ઉજ્જની એવા હશે. એટલે ચંબલા નદી નજદીકનાં મંદીસોરથી બનારસનાં મુખ સુધી ઉત્તર હદ; અને દમાનથી માલેગામ સુધી દક્ષિણ હદ. એટલા પ્રદેશનો ઘેરાવો ૧૦૦૦ મૈલનો છે.

અબુરિહાનનાં લખાણ ઉપરથી ધારનું રાજ્ય દક્ષિણ ભણી તાપી સુધી હતું.

બૌદ્ધ ધર્મ સંબંધી પ્રસિદ્ધતા પામેલો એવો પ્રાંત મગધ અને માલવા એ બે હતા, એમ હુએન લખેછે. તેની આગમજ ૬૦ વર્ષ ઉપર માલવાનો રાજા શિલાદિત્ય એ હતો. તેણે ૫૦ વર્ષ રાજ્ય કર્યું હતું. મહાભારતમાં ઇંદ્રપ્રસ્થની દક્ષિણે માલવા દેશ જણાવેલો નથી તેવો એક દેશ પશ્ચિમે જણાવેલો છે. વરાહમીહીરે ઉત્તરે માલવા દેશ જણાવેલો છે.

**માલશ્રી**—શ્રી રાગની પાંચ રાગણી માહેલી એક. આ રાગણી ગાવાનો વખત દિવસના ત્રીજા પોહોરનો છે. એની જાતી ખોડવ છે. તેમાં રિખવ તથા મધ્યમ બે વર્જ્ય છે; અને ખરજ શુધ્ધ, ગંધાર તિવ્ર, પંચમ શુધ્ધ, ધૈવત તીવ્ર, નિખાદ તિવ્ર, એ પ્રમાણે પાંચ સ્વર છે. ગ્રહસ્વર ખરજ તથા ન્યાસ સ્વર પંચમ છે, વાદી સ્વર પણ પંચમ છે. ગંધાર સંવાદી છે, કોઈ ખોડવ પણ કહેછે, તેમાં રિખવ મંદ સ્વર છે; પણ કોઈ સંપૂર્ણ પણ કહછે. તેમાં મધ્યમ તિવ્ર આવેછે. આ રાગણીમાં કોઇ ધૈવત કોમળ પણ લેછે. એમાં ઘણો મતફેર છે.

આ રાગણી શંકરાભરણ, કીદાર, મધમાધ અને સરસ્વતિથી મિશ્રછે. તેની ચાર જાતી છે. શુદ્ધ માલશ્રી, જૈત માલશ્રી, પ્રતાપ માલશ્રી, ધૌલ માલશ્રી.

અલંકારિક વર્ણન મુજબ સુંદર રૂપની, લાલ પોશાકમાં સજાયલી, સખીના હાથમાં હાથ ભેરવી આમ્ર વૃક્ષની ઘટા તળે

સ્વામિવિયોગમાં આનંદી બેઠેલી છે. બીજા વર્ણન મુજબ પિળા પોશાકમાં સજેલી કમળ ફુલ હાથમાં ધરી આંબાનાં ઝાડ તળે ચૌરંગ- પર બેઠેલી સખીઓ સાથે હાસ્યવિનોદ અને નૃત્ય ગાન કરેછે.

**માલાર સરોવર**—આ અત્યંત સુંદર અને ગંજાવર સ્વિડીશ સરોવર ૮૦ મૈલ લાંબો પૂર્વ પશ્ચિમ ફેલાયલોછે. એનું ક્ષેત્રફળ ૬૫૦ ચૌરસ મેલ છે, તેમાં ૧૨૦૦ જંગલથી ભર- પુર ટાપુ છે.

**માલરકોટ**—રજપુતાના ઇલાકામાંનું એક દેશી સંસ્થાન. એ મુસલમાન અફઘાન નવાબને તાબે છે. એનું ક્ષેત્રફળ ૧૬૫ ચૌરસ મૈલ છે. તેમાં ૭૧૦૦૦ ની વસ્તી છે. વાર્ષિક ઉપજ ૨૦૦૦૦૦ ની છે. લશકરમાં ૭૬ સ્વાર, ૨૦૦ પેદળ અને ૮ લઢાઇની તોપ તથા ૧ ગોલંદાજ છે. દેશ પહાડી હોવા છતાં ફળદ્રુપ છે. તેમાં ઘઉં, ચોખા, બાજરી, જુવાર, કપાસ, તંબાકુ, લસણ, અફીણ, શેરડી તથા કથોળનો પાક થાય છે. દેશની ભાષા પંજાબી હોઇ વસ્તી શીખ, રજપુત અને મુસલમાનોની મુખ્ય છે. મુખ્ય શેહેર માલરકોટ લુધીયાના રેલ્વે સ્ટેશનથી ૩૦ મૈલ ઉપર છે.

હાલનાં રાજવંશનો મૂળપુરૂષ જમાલખાને ૧૭૩૨ માં બ્રિટીશ સંબંધમાં આવી પોતાની સત્તા સ્થાપન કરી હતી. તે ૧૮૦૫ પછી બ્રિટીશ સત્તા તળેનું એક રાજ્ય ગણાય છે. હાલના નવાબ એનાયત અલીખાનને તેમની બ્રિટીશ છાવણીમાં ૧૧ તોપનું માન મળે છે.

**માલીગોરી**—આ રાગણી સંપૂર્ણ જાતની છે. એનો ગાવાનો વખત દિવસના મધ્ય પોહોરનો છે. એમાં ખરજ શુદ્ધ, રિખવ કોમળ, ગંધાર તિવ્ર, મધ્યમ તિવ્ર, પચંમ શુદ્ધ, ધૈવત કોમળ, નિખાદ તિવ્ર એ પ્રમાણે સાત સ્વર છે. ગ્રહ સ્વર રિખવ છે; ન્યાસ સ્વર ખરજ છે. પચ્મમ સંવાદી સ્વર છે.

**માલીની તટાક**—(જુઓ મંદાર.)

**માલેક**—મોહમેદન એત્તેકાદ મુજબ દોજખના ચોકીદાર ફરેસ્તાઓમાંનો મુખ્ય; એ રેઝવાન ફરેસ્તા સાથે કામ બજાવે છે.

**માંસ***-પ્રો૦ એ. એચ. ચર્ચ જણાવેછે કે એકજ પ્રાણીના જુદા જુદા સાંધાઓનાં બંધારણમાં ઘણી ભિન્નતા હોયછે. એની સાથે દરેક પ્રાણી- ની વિલક્ષણતા, તેની જાત, ઉમ્મર, તેને ખાવાના પદાર્થો અને તેની રીતભાતને લીધે સંખ્યાબંધ તફાવતો હોયછે, એ વાત ઉમેરીયે તો એકજ જાતના માંસના જુદા જુદા પૃથ્થકરણોમાં મોટો ફેર માલમ પડેછે, તેનું કારણ આપણને સેહેલાઇથી સમજાશે. ચરબીના જથ્થામાં પડતા તફાવતો વધારેમાં વધારે દેખાઇ આવે એવા હોયછે. અને ખચીત તે માંસમાંના બીજા પદાર્થોનાં પ્રમાણ ઉપર ઘણી અસર કરેછે. માસના એક કડકામાં જ્યારે માત્ર ૫ ટકા ચરબી હોયછે ત્યારે તેમાં પાણીનો ભાગ ૭૦ ટકા અથવા કદાચ ૭૫ ટકા માલમ પડશે. પણ જો ચરબી ૫૦ ટકા હોય (ચરબદાર માંસ અથવા ડુક્કરના માસના કડકામાં એથીએ વધારે હોય છે) ત્યારે પાણી ૩૨ ટકા કરતાં વધારે નહિ હોય; કારણ કે એવો નિયમ છે કે જેમ ચરબી વધારે, તેમ પાણી ઓછું. માટે નાઇટ્રોજનવાળો અથવા માંસ પેદા કરનારો પદાર્થ જોઇતો હોય તો તે પાતળામાં પાતળું માંસ પૂરો પાડશે, અને તેની સાથે ચરબદાર માસમાં માલમ પડે છે. તેના કરતાં ઘણા મોટા પ્રમાણમાં ધાતુમય પદાર્થ આવવાનો. જેવી રીતે ઠંડા દેશોમાં અને ઠીકઠીક સખત કામ કરતાં, ઉષ્ણતા આપનારા અને જુસ્સો પેદા કરનારા પદાર્થોની ખાસ જરૂર હોય છે, તેવી રીતે તેમની જ્યારે જરૂર હોય છે ત્યારે વધારે ચરબીવાળું ઘેટાનું માંસ અને ડુકકરનું આંથેલું માંસ એકી વખતે વધારે અનુકુળ અને વધારે સોંઘુ પડેછે.

કસાઇને ત્યાં વેચાતું માંસ સારી જાતનું છે કે નહિ એની સાધારણ રીતે પરીક્ષા

* ડૉ૦ બાલાભાઇ નાણાવટી કૃત "ખોરાક" ગ્રંથ આધારે,

કેટલાંક ચિન્હ નીચે આપીયે છિયે:—રંગ ઉમદા, ચળકતો, એક સરખો હોવો જોઇએ, અને તે જોકે મધ્યમ રીતે નરમ અને સ્થિતિ સ્થાપક હોવું જોઇએ, તોપણ ઢીલું કરતાં, સખત લાગવું જોઇએ, જેમાંથી પાણી નિકળે એમ હોય, એવું ભેજવાળું અને ચીકણું માસ ઘણું કરીને બિગાડ કરે એવું હોય છે. ઘણા થોડા વખતમાં જે જનાવરોને બહુ ખવડાવી, ઉછેરી, પરાણે મોટાં કર્યાં હોય, તેવાં નાનાં જનાવરનાં માસનો સવાદ સારો લાગતો નથી; તેમજ તે જલ્દીથી પચતું નથી. જનાવરને જલ્દીથી ઉછેરી પુષ્ટ કરવાથી જો કે ખેડુતને ફાયદો થાય છે, તોપણ તેનું માંસ ઉતરતી જાતનું અને નિર્માલ્ય હોય છે. માંસ અથવા સ્નાયુનો ખરેખરો રેશામય પદાર્થ બરાબર રીતે પ્રૌઢ થતો નથી, અને સંયોજક અને બીજી 'જીલાટિનસ' પેશીઓતિ અધીક પ્રમાણમાં હોય છે.

મરણ પછી જે જડત્વ સ્નાયુમાં આવે છે, તે આવતા પહેલાં જો માસને બરાબર રાંધ્યું હોય, તો તે નરમ બને છે, પણ તે જડત્વ આવ્યા પછી જો એ કોમળતાનો ઉપયોગી ગુણ જોઇતો હોય, તો માંસને કેટલાક દહાડા રાખી મૂકવું જોઇએ. તો પણ સડવાની ક્રિયા જે ગરમ હવામાં જલ્દીથી શરૂ થાય છે, તેનાથી માંસ બિગાડ કરે, એવું થવા દેવા કરતાં, તે કોઇક ચિમ્મડ બને એ વધારે સારૂં.

મીઝલી* અને બ્રેકસી[1] માસ વિષે જાણવા જોગ છે કે જ્યારે પુષ્ટ હોય ત્યારે મીઝલી માંસ જોવાથી સેહલથી ઓળખી શકાય છે. ટ્રિકાયનાં અને સીસ્ટી સરકસની જાતના પરદે-હોપ જીવ જંતુઓ વડે માંસ એવું રોગીષ્ટ થાય છે. એમ માનવામાં આવે છે, કે કેટલાક ભાગે ટેપ વૃર્મ્સની[1] જાતના આ જંતુઓ, માંસને ઉકાળતાં અથવા ભૂંજતાં ગરમીથી ઘણું કરી નાશ પામે છે. ડુક્કરનું મૌસ, મીઠું દઇને સુકવેલું ડુક્કરની જાંગનું મૌસ, અથવા મશાલો ભરી આતરડામાં રાખી મુકેલું મૌસ, જે બરાબર રાંધેલું ન હોય, તેમજ સેલડના: છોડ જેવી કોઇ પણ વનસ્પતિ, જેને પાણીથી સારી રીતે ધોએલી ન હોય, તે સર્વ ખાવામાં આવે નહિ, એની સંભાળ રાખવી જોઇએ. જે માંસ, મીઝલી થયું હોય, તે વળી ખાસ કોહી જાય તેવું હોય છે; અને તે કારણથી તેને ખાવામાં વાંધો લેવા જેવું છે. જે રોગીષ્ટ જાનવરો મરવાની અણી ઉપર આવી રહેલાં હોય છે અને સ્વભાવિક રીતે મરી જવાથી માણસના ખોરાક તરીકે તેમનાં માંસનો કાંઇ પણ ઉપયોગ ન થાય એટલા માટે જેમનો વધ કરેલો હોય છે, એવાં જાનવરોનું માંસ, એટલે બ્રેકસીનાં માંસ પણ ઉપર પ્રમાણે અડચણ લેવા જોગ છે. વિશેષમાં બ્રકસી માંસમાં જુદાં જુદાં દરદોનાં ઝેર, તેમજ માંદા જાન-વરને આપેલાં ઔષધો હોય છે.

રાંધવાની જુદી જુદી ક્રિયાઓથી મૌસનાં બંધારણમાં અને તેની પાંચન થવાની શક્તિમાં, જુદી જુદી અસર થાય છે. તવી ઉપર શેકવા કરતાં ખુલ્લી આગ આગળ ભુંજવું એ પસંદ કરવા લાયક છે. જો મૌસને ઉકાળવામાં આવે, તો તેને ઉકળતા પાણીમાં ડુબાડી થોડી મિનિટ રહેવા દેવું જોઇએ. અને પછી આસરે ૧૭૦° ફેરન સુધી પાણીની ગરમી રહે, એટલે પુરતુ થંડુ પાણી ઉમેરવું જોઇએ. રંધાઈ રહે તેટલા બધા વખતમાં ગરમી એથી વધારે થવા દેવી ન જોઇએ. માંસને એ વખત રાંધવાથી સ્વાદ ઘણો કમી થાય છે, તેમજ તે ઓછો પચે છે. ડુક્કરનાં આંથેલાં મૌસ અને તેની જાંગને મીઠું દઇ સૂકવેલાં માંસ શિવાય બીજું મીઠું દીધેલું માંસ, તાજા માંસ કરતાં, ઓછું પૈષ્ટિક અને ગુણકારી હોય છે. જે પ્રવાહીમાં ઘેટાંનુ મૌસ રાંધવામાં આવ્યું હોય, તે પ્રવાહીમાં ઉપયોગી ધાતુમય અને

*મીઝલી=રોગીષ્ટ માસ. ૧—બ્રેકસી=પાટી જેવા કરમ.

સેંદ્રીય પદાર્થ હોય છે; તે નકામાં જવા દેવા ન જોઇએ. જે પ્રવાહિમાં મીઠું દીધેલું ગોમાસ ઉકાળયું હોય, તે પ્રવાહી, તેમાં અતિશય મીઠું હોવાને લીધે ખાવાને વાસ્તે સહેજજ કામનો છે.

મૌસને ભૂંજવાની ક્રિયાથી સાધારણ અસર એવી થાય છે, કે તે વધારે સ્વાદિષ્ટ અને વધારે ઘટ બને છે, પણ તેજ વખતે તેમાંની ચરબીનું પ્રમાણ કમી થાય છે. પણ રાંધવાથી ઘણું કરીને મૌસ થોડું પચે છે. એ નીચે આપેલી ચીજો પચવાને કેટલાક કલાક લાગે છે, તેના આંકડા તેમની સામે આપેલા છે. તે ઉપરથી સ્પષ્ટ દેખાય છે.

| | કલાક |
|---|---|
| ગોમાસ કાચું.............. | ૨ |
| ગોમાસ અર્ધ ઉકાળેલું...... | ૨½ |
| ગોમાસ પુરૂ ઉકાળેલું......... | ૨¾ થી ૩ |
| ગોમાસ અર્ધ ભૂંજેલું......... | ૨¾ થી ૩ |
| ગોમાસ પુરૂ ભૂંજેલું......... | ૩¾ થી ૪ |
| બેટાનું માંસ કાચું............ | ૨ |
| બેટાનું માંસ ઉકાસેલું......... | ૩ |
| બેટાનું માંસ ભૂંજેલું......... | ૩¼ |
| વાછરડાનું માંસ કાચું,......... | ૨½ |
| ડુક્કરનું માંસ કાચું............ | ૩ |
| ડુક્કરનું માંસ ભુંજેલું......... | ૫¼ |
| મરઘાં ઉકાળેલાં............ | ૪ |
| ટર્કી ઉકાળેલાં............... | ૨½ |
| મૃગમાંસ અંગારા ઉપર શેકેલું | ૧½ |

**માસાચુસેટસ**— અમેરિકન યુનીયનમાંનુ એક સંસ્થાન. એની પૂર્વે માસાચુસેટનો આખાત છે. આથી એ ઉપલે નામે પ્રસિદ્ધ છે. એની વધતામાં વધતી લંબાઇ ૧૮૨ મૈલ અને પોહળાઇ ૪૭½ મૈલની છે અને ક્ષેત્રફળ ૮૦૪૦ ચોરસ મૈલ છે. એનો પશ્ચિમ ભાગ પહાડી છે. આ સંસ્થાનમાંના જંગલમાં ૨૧૦૦ ચો૦મૈ૦ જમીન રોકાયલી છે. આ દેશમાં વહેતી નદીઓ વહાણો ખેડવા લાયકની છે. મુખ્ય ઉદ્યોગ હૂન્નરનાં ખાતાં નળીયાં, બુદ્ધ, શૂકાચૂડ, લોઢું વગેરેનો ચાલુ છે. અત્રે ૪૦૦ મૈલ રેહવે ફરી વળેલી છે. રાજ્ય વ્યવસ્તા માટે એ ૧૪ જીલ્લામાં વેહેંચાયલું હોવાથી તેમાંથી ૧૨ સભાસદ કૉનગ્રેસમાં બીરાજેછે. ત્યાં બે ઉદ્યોગ હૂન્નરની પાઠશાળા તથા ૧૨ કૉલેજ અને યૂનિવરસિટી છે. ઈ. સ. ૧૮૦૦ માં લોક વસ્તી ૪૨૨૪૫ ની, ૧૮૫૦ માં ૯૯૪૫૧૪ ની, ૧૮૮૦ માં ૧૭૮૩૦૮ ની ને ૧૮૯૧ માં ૨૨૩૮૯૪ ની હતી.

**માસાજેતી**—(ગ્રીક લોકોની) સિથીયન અથવા (ઇરાની લોકોની) તુરાનીઓમાંની એક પ્રજા. તેઓ તંબૂમાં વસતા, સૂર્યની પૂજા કરતા, અને ઘોડાનો ભોગ આપતા, તેમજ બુઢા માતપિતાને પણ મારી તેમનું મૌસ ઢોરનાં મૌસ સાથે મિશ્ર કરી પકાવી ખાતા.

**માસોવા**—લાલ સમુદ્રનાં કિનારા ઉપરનું એક શેહેર. એ ઇ. સ. ૧૫૫૭ તુર્ક પ્રજાએ જીતી લીધું હતું, પણ ૧૮૬૬ માં ઇજીપ્તને પાછું સ્વાધિન કરવામાં આવ્યું હતું, પણ ૧૮૮૫ માં ઇટલીએ સર કર્યું હતું. આ ટાપુ ઘેરાવામાં માત્ર ૧½ મૈલ છે: લોક વસ્તી ૧૬૩૫૦ ની છે, તેમાં ૧૫૦૦૦ દેશી ને ૫૦૦ ઈટાલીયનો છે. અત્રે માછીમાર તથા મોતી કાઢવાનો વેપાર ચાલેછે.

**માહમબેગમ**—શેખ અહમદ જામની પૌત્રી અને શેહેનશાહ બાબરની બાનુ. એના પેટે હુમાયુનનો જન્મ થયો હતો. આ બાનુ ૧૫૬૧ સુધી હયાત હતી. એનું મરણ ૭૦ વર્ષની વયે નિપજ્યું હતું.

**માહાઆફ્રિદ**—સાસાનીયન તબકકાના છેલ્લા પાદશાહ યજદેજર્દના બેટા ફીરોજની એ શાહજાદી હતી. યજદેજર્દના નાશ પછી માહ અફ્રિદ મોહમેદનોને હાથ કેદ થતાં બીજા વાલીદ સાથે એના નેકા કર્યા હતા. આ વાલીદ ઇ. સ. ૭૪૪ માં સિરિયાનો વડો હતો. માહઆફ્રિદનો બેટો યજીદ ત્રીજો ઉમૈયાના વંશનો ૧૨ મો ખલીફ થયો હતો.

**માહાભારત**–આર્ય પ્રજાનો પ્રાચીન તવારીખ સંબંધી આ વ્યાસકૃત ગ્રંથમાં ૧,૦૦,૦૦૦ શ્લોકમાં બનાવવામાં આવ્યો હતો. આ ગ્રંથ

રામાયણ પછી લખાયલો છે. ક્રમે ક્રમે આર્ય પ્રજા પૂર્વ ભણી અને દક્ષિણ ભણી ફેલાઇ હતી, અને તેથી ગંગા યમુનાની પશ્ચિમમાં મોટાં મોટાંરાજ્યોની સ્થાપન થઇ હતી. કુરૂ નામનો એક વંશ હસ્તિનાપૂરમાં રાજ્ય કરવા લાગું. આ હસ્તિનાપૂર હાલની દિલ્લી નજદીક હતું. બીજું પાંચાલ નામે રાજકુટુંબ કુરૂના રાજ્યની દક્ષિણમાં ગંગા કાંઠે રાજ્ય કરતું હતું. તેજ મુજબ યાદવમત્સ્ય, શૂરસેન વગેરે બીજા રાજવંશ પશ્ચિમમાં અમલ ભોગવતા હતા (જુઓ ભારત વર્ષ.) રાજ્યોની સ્થાપના સાથે શાંતતા ફેલાતાં વિદ્વાન પંડિતો પણ જાહેરમાં આવવા લાગ્યાં. જૂદા જૂદા દેશોમાંથી વિદ્વાનોને તેડાવી નીતિ, ધર્મ, તત્વ જ્ઞાન વગેરે વિષયો ઉપર રાજાઓએ વાદવિવાદ ચલાવ્યા હતા. વિદ્યાને ઉત્તેજન મળતાં મોટા પંડિતો જાહેરમાં આવ્યા. વિદ્યાભ્યાસ માટે જગેજગનાં વિદ્યાર્થિઓ ગુરૂ ઘેરે જઇ રહી શિક્ષણ લેવાની ચાલ ચાલુ થઇ હતી. વિદ્યાભ્યાસ થતાં તેઓ સંસારમાં પડતા.

ઇ. સ. પૂર્વે ૧૩૦૦ ને સુમારે કુરૂ અને પાંચાલ એઓ વચ્ચે ભારે યુદ્ધ થયું. આ યૂદ્ધનો ઇતિહાસ માહાભારત નામે ગ્રંથમાં આપેલો છે. આ લઢાઇ થયા પછી ઘણાં વર્ષે તેનો ઇતિહાસ લખવામાં આવ્યો હતો. તેમાં આપેલી ભાષા વેદથી તદન જૂદી હોઇ પ્રચલિત સંસ્કૃત વ્યાકરણને ધોરણે છે. પણ વેદની ભાષા અત્યંત જુની હોઈ તે સામાન્ય વ્યાકરણ આધારે રચાયલી નથી. આર્ય પ્રજાનો આગલો સુધારો તેમનું વૈભવ, તેમની નિતી રિતી, અને આચારવિચાર વગેરે હરએક વાતોનું સંપૂર્ણ વિવેચન આ ગ્રંથમાં કરેલું છે.

માહાભારત માહેલી વાતો ઉપરથી તે સમયની હાલતનું સારૂં જ્ઞાન મળે છે. રાજપુત્રોનું શિક્ષણ, તેમની લઢાયક રૂઢી, ધર્મ યુદ્ધના નિયમ, કુમારીકાનો યોગ્ય કાળે વિવાહ, તેઓમાં પોતે પોતાનો ધણી પસંદ કરવાની રીત, વગેરે અનેક બોધપ્રદ વાતો વ્યકત થાય છે. તેમજ ધર્મ, તત્વજ્ઞાન વગેરે ગહન વિષયોનું વિવેચન શાંતિપર્વ વગેરે માહાભારતના ભાગમાં એટલાં તો ઉત્તમ રીતે વર્ણેલાં છે કે તે વાંચતાં તે વખતનાં જ્ઞાન અને ચાલ માટે પુજ્ય ભાવ ઉત્પન્ન થાય છે. માહાભારતના સમયમાં પ્રજાનો સુધારો અને ચઢતી તમામ તરફથી થઇ હતી; તેમજ તેમનું વ્યવ્હાર જ્ઞાન અને યુદ્ધ કલા આ વાતો પણ પરીપુર્ણતાએ પુગી હતી.

માહાભારત કાલમાં આર્ય પ્રજાની વસ્તી ઘણી વધતી ચાલી હતી. તે તરફ કોસલ, વિદેહ, અને કાશીઆ રાજ્યોની સ્થાપના થઇ હતી. અયોધ્યા, મિથિલા અને કાશી તેમનાં અનુક્રમે પાયતખત થયાં હતાં. આજ ઠેકાણે આર્યોનો ધર્મ અને આચાર વિચાર વધુ ફેલાયા હતા. માહાભારતના સમયનો ભારે ફેરફાર કહીએ, તો તે જાતિ ભેદની સ્થાપનાના હતા. યજ્ઞમાં પુરોહીત વગેરેનું કામ કરનારા તે બ્રહ્માણ તથા યુદ્ધ કામ કરનારા ક્ષત્રિય નામે જુદો વર્ગ થયો. ઉધમ અને કળા કૌશલ્યાના ધંધા કરનારા તે વૈશ્ય નામે કાયમ થયા, અને અસલી કૃષ્ણ વર્ણી લોકો આ ત્રણે વર્ગની પ્રજાની નોકરી કરવા લાગા, તેમને શુદ્ર નામ મલ્યું.

ભરત રાજા દુષ્યંત રાજાનો પુત્ર હતો. એનાં વંશમાં કૌરવ અને પાંડવોનો જન્મ થયો હતો. આ કૌરવ પાંડવો વચ્ચે ભારે યુદ્ધ થઇ, કૌરવોનો નાશ થયો, અને પાંડવો વિજયી કહેવાયા. કૌરવોમાં મુખ્ય દુર્યોધન દુષ્ટ સ્વભાવનો હતો, અને પાંચે પાંડવ ભાઇઓ સદગુણી હતા. આથીજ ઇશ્વરે તેમને મદદ કરી, તેમના હાથે કૌરવોનો નાશ કરાવ્યો. આ મુખ્ય કથા માહાભારતમાં વર્ણેલી છે.

આશ્રી વેદ વ્યાસકૃત ગ્રંથમાં ૧૮ પ્રકરણો છે, અને તે દરેક પ્રકરણને પર્વ કહે છે. આ ૧૮ પર્વનાં નામો નીચે પ્રમાણે છે.—

| | | |
|---|---|---|
| આદી પર્વ. | ભિષ્મ પર્વ. | શાંતિ પર્વ. |
| સભા પર્વ. | દ્રોણ પર્વ. | અનુશાસન પર્વ. |
| વન પર્વ. | કર્ણ પર્વ. | અશ્વમેધ પર્વ. |
| વિરાટ પર્વ. | શલ્ય પર્વ. | આશ્રમવાસિક પર્વ. |
| ઉદ્યોગ પર્વ. | સ્ત્રી પર્વ. | કૌસલ પર્વ. |
| મહાપ્રસ્થાનિક પર્વ. | સ્વર્ગારોહણ પર્વ. | |

પેહેલા પર્વમાં કૌરવ પાંડવોનું વર્ણન અને અનુક્રમણિકા છે. બીજામાં યુધીષ્ટીર પોતાના ભાઈઓને જીત મેળવવા માટે મોકલે છે. તે વડી સત્તા ભોગવે છે, અને કૌરવો જુગાર રમવા માટેની મેજબાની કરે છે તેનું વર્ણન છે. ત્રીજામાં પાંડવોની રાજ્ય તજી દઈ જંગલમાં થએલી વિદાગીરી વગેરેનું વર્ણન છે. ચોથામાં પાંડવો જંગલમાંથી પાછા ફરી વિરાટ નગરમાં પાછા ફરે છે. અને પોતાની ઓળખ છુપાવવા ફતેહમંદ નિવડે છે; તેનું વર્ણન આપવામાં આવ્યું છે. પાંચમા પર્વમાં પોતાની ઓળખ જાહેર કરે છે. કૃષ્ણ બન્ને પક્ષ વચ્ચે સમજુતી કરાવવાની કોશેસ કરે છે; પણ તે નિશફળ જાય છે, અને કુરૂક્ષેત્રમાં સૈન્ય એકત્ર કરવામાં આવે છે તેનું વર્ણન કરેલું છે. છઠા પર્વમાં લઢાઈની શરૂઆત, ભિષ્મનું જખમી થવું, ધૃતરાષ્ટના છોકરાંઓની કતલ, અને ૧૦ દિવસની લઢાઈનું વર્ણન આપેલું છે. સાતમાં પર્વમાં દુર્યોધન પોતાના લડવઇયાઓની યુધ્ધ સભા, વડા સેનાપતિ તરીકે દ્રોણની નેમણુંક, તેનું મરણ અને તે પછીનાં પાંચ દિવસના બીજા બનાવોની વિગત આપવામાં આવી છે. આઠમાં પર્વમાં બે દિવસની લઢાઈનું વર્ણન, સેનાપતિ તરીકે કર્ણની દુર્યોધને કરેલી નેમણુક, તેનાં સાહાસ કામો, તેની સામે યુધિષ્ટીરની નહાસભાગ અને અર્જુનને હાથે બીજે દિવસે કરણનું નિપજેલું મરણ વગેરે ચિત્તવેધક કથાઓ વર્ણેલી છે. નવમાં પર્વમાં શલ્યને તેનાં શુરાતમપણાં માટે મળેલી સેનાધિપતિની પદ્દિ, તેનું મરણ, દુર્યોધનનું હોજમાં છુપાવું અને તેનું તથા તેના બીજા યોધ્ધાઓનું મરણ વગેરે વર્ણવામાં આવેલું છે. દસમાં પર્વમાં લઢાઇની સમાપ્તિ, કૃતવર્મા, અશ્વથામા અને કૃપાચાર્યે દુર્યોધનને રાતની વેળા હુમલો કરવાની આપેલી સલાહ વગેરે બાબદ સમાવવામાં આવી છે. અગીયારમાં પર્વમાં બન્ને પક્ષની સ્ત્રીઓનો વિલાપ તથા દુર્યોધનની મા ગાંધારીએ કૃષ્ણને દીધેલા શ્રાપ વગેરેનું વર્ણન આપવામાં આવેલું છે. બારમા પર્વમાં લઢાઈમાં મેળવેલી ફત્તેહ પછીની યુધિષ્ટીરની સ્થિતિ પોતાનું રાજપાટ છોડી દેવાની તેની ઇચ્છા, વ્યાસ અને કૃષ્ણે તેનાં મનની કરેલી સમાધાની અને રાજ્યકર્તા તરીકેની ફરજ વિષે ભિષ્મે આપેલી શિખામણોની વિગત આપવામાં આવી છે. તેરમા પર્વમાં પણ ભિષ્મની શિખામણોજ આપેલી છે. ચૌદમાં પર્વમાં અશ્વમેધનું વર્ણન છે. પંદરમાં પર્વમાં ધૃતરાષ્ટ, ગાંધારી અને યુધિષ્ટીરની માતા કુંતી વઇરાગ્ય લે છે તેની વિગત છે. સોળમાં પર્વમાં યાદવોનો નાશ વર્ણવામાં આવ્યો છે. સતરમાં પર્વમાં યુધિષ્ટીર અને તેના ભાઇઓનો વનવાસ અને બરફનાં તુફાનમાં તેમનાં નિપજેલાં મરણનું વર્ણન છે. અઢારમાં પર્વમાં યુધિષ્ટીર પોતાનાં શરીર સાથે ઉપલી દુનિયામાં જાય છે તે વગેરેનું વર્ણન છે. સમાપ્તિનો ભાગ હરીવંશને નામે ઓળખાય છે. તેમાં યાદવોનો ઇતિહાસ આપવામાં આવ્યો છે.

દુર્યોધનનાં લશ્કરમાંથી બચેલા ચાર જણાઓએ યુધિષ્ટીરનો આશ્રો લીધો હતો. આ ચાર જણાઓનાં નામ કૃપાચાર્ય, અશ્વથામા, કૃતવર્મા, યદુ અને સનજય હતા. કૃપાચાર્ય એક બ્રાહ્મણ હતો, જે પાંડવ તથા કઉરવનાં કુટુંબનો આચાર્ય હતો અને પોતાની વિદ્વાતા માટે જાણીતો થયો હતો. અશ્વથમા પણ તેવોજ વિદ્વાન ને કુશળ વીર પુરૂષ થઇ ગયો છે. કૃતવર્મા, યદુ એઓ

શુરવીર યોદ્ધા હતા. જ્યારે સનજય પોતાનાં ડાહપણ માટે નામના ધરાવવા ઉપરાંત ધૃતરાષ્ટ્રના રથ હાંકનાર તરીકે જાણીતો હતો. પાંડવ સૈન્યમાંથી પણ માત્ર આંઠ નામાંકિત નરો બચવા પામ્યા હતા. જેઓમાં પાંચે પાંડવ ભાઈઓ, સત્યાંકી, યદુ અને દુર્યોધનનો સાવકો ભાઇ યૂયુત્સુ અને કૃષ્ણ. આ યૂદ્ધ પછી યુધિષ્ટીરે ૩૬ વર્ષ રાજ્ય સત્તા ભોગવી હતી. જે પછી તેનાં ભલા નસીબે અને તેના સદગુણોથી તેણે જોઇ લીધું કે આ પૃથ્વીનો સઘળો સંસાર અને વૈભવ મિથ્યા છે; અને તેથી નબળાઓ ઉપર જુલમ ગુજારી આ દુન્યા તજી વઇરાગ્ય લીધો. તેણે પોતાના ભાઇઓની સાથે આ દુનિયા તજી હતી.

**માહીગીર**—માછલાં ખાનારૂં એક પક્ષી. આ પક્ષીના પગનાં વચલાં આંગળાંના પંજાને કરવત જેવા દાંતા હોય છે; તેથી માછલાંનાં લપસી જાય એવાં શરીરને તે પકડી શકેછે. એ બેહદ ભૂખ ધરાવતું હોવાથી દિવસમાં ચારથી પાંચ રતલ માછલાં હજમ કરી જાય છે. એને પાળતાં તે હળીમળી જાય છે. અમેરિકન ઇંડીયનો માછલાં પકડવાના ભાલાને પાણીમાં નાખ્યા પછી તેમને તરતા રાખવાને માહીગીરની કોથળીનો ફુક્કો બનાવે છે. તેની મજબૂત ચામડીમાં પોશાક સીવાડે છે. એનું મૌસ ગંધાતું ને બેસ્વાદ હોવા છતાં તેઓ ખાય છે.

**માહુલી**—એના વેલાનાં પાંદડાં જોડ હોયછે. એની મુખ્ય પેદાશ એલીચીપૂર તથા કનકેશ્વરનાં પહાડી જંગલમાં થાય છે. એની પત્રાવળીઓ બને છે.

**મિંકસ**—આ પ્રાણી અમેરિકામાં જણાય છે. એ પોલકેટને મળતું છે. એના રૂવાં યૂરપીયન પોલકેટનાં રૂવાંથી ઘણા કિમતી હોય છે. એને સ્પેનમાંથી ઈંગલંડમાં પ્રથમ આણવામાં આવ્યું હતું.

**મીકાંગ**—સિરિયા માહેલી એક મોટી નદી. એ ચીનાઇ સમુદ્ર ભણી દક્ષિણે માર્ગ કાપે છે, અને કોચીન ચીનમાં અનેક મુખે દાખલ થાય છે. *એની કુલે લંબાઈ ૨૮૦૦* મૈલની છે.

**મીચીગન**—*અમેરિકન યુનીઅનમાંનું ઉત્તર* ભણીનું રાજ્ય. એનું ક્ષેત્રફળ ૫૮૯૧૫ ચૌરસ મૈલ. લોક વસ્તી ૧૮૦૦ માં—૫૫૧ ની, ૧૮૪૦ માં ૨,૧૨૨૬૮ ની ને ૧૮૯૦ માં ૨૦૫૩૮૮૯ ની હતી. આ રાજ્યની વધતાંમાં વધતી લંબાઇ ૫૦૦ મૈલની છે. અત્રે જીપસમ તથા ચાંદીની મોટી ખાણો છે. દક્ષિણ પૂર્વમાં કાચકામ લાયકની રેતી પુશકળ મળે છે.

અત્રે તોપ બનાવવાનો ઉધોગ મોટા પાયાપર ચાલે છે. અત્રેની લોક વસ્તીનો અર્ધો ઉપર ભાગ ખેતીવાડીના ઉદ્યોગમાં રોકાયલો છે. મુખ્ય પાક ઘઉં; મકાઇ, બાર્લી અને ઓટનો થાય છે.

ઇ. સ. ૧૬૩૪ માં જેન નિકોલસે આ શેહેરની પ્રથમ મુલાકાત લીધી હતી. ઇ. સ. ૧૭૦૧ માં ડીટ્રોઇટે ફ્રેન્ચ કૉલોની તરીકે સ્થાપ્યું હતું. ૧૭૬૦ માં એ બ્રિટીશોને હાથ ગયું હતું; ને ૧૭૯૬ માં યુનાઇટેડ સ્ટેટને હાથ ગયું હતું. ઇ. સ. ૧૮૩૭ થી એ એક સ્વતંત્ર રાજ્ય તરીકે ગણાય છે.

**મીઝાન**—મોહમેદન એત્તેકાદ મુજબ તોલ કરવાનો કાંટો કે જેમાં માનવીનાં પાપ પુણ્યનું તોલ કયામતને દિવસે થઇ, લાયકને લાયક સજા અને સુખ આપવામાં આવશે.

**મીઠી પીશાબ**—આ રોગનું મુખ્ય ચિન્હ પીશાબનાં અતિશય જવાનું છે. તે રોગ બે જાતનાં છે. સાધારણ રીતે પીશાબમાં ખાંડનો મોટો ભાગ માલમ પડે છે. આ રોગ મૈરઅવયવસ્તાની સાથે રોગના દરદીને હદ બાહેરની તરસ અને પુશકળ ભૂખ પણ લાગેલી વારંવાર જોવામાં આવે છે. આ રોગથી પીડાતા દર્દીનું શરીર ગળાઈ જાય છે અને સાધારણ રીતે પીઠ અને પાંસળીમા

દુ:ખારો થાય છે. આ રોગની સારવારન સંબંધમાં ખાવાની પરહેજી સહુથી ઉપયોગી છે. કારણકે બનતાં સુધી સાકરવાલા ખાવાના દરેક પદાર્થોથી તેને પરહેજ રહેવું પડે છે; તેમજ દરેક જાતની ફળફળાદી અને વનસ્પતિ કે જેમાં ખાસ કરી મોટે ભાગે ખાંડ હોય, જેવાં કે પપેટાં, વગેરે ખાવાનું છોડી દેવું પડે છે. રોટલી પણ ઘણા થોડા પ્રમાણમાં ખાવી જોઇએ, અને વાસી થુલાંવાલી રોટલી સાધારણ સફેદ રોટી કરતાં વધારે પસંદ કરવા લાયક છે. ખાવાની પરહેજી ઉપરાંત, ખુલ્લી હવામાં પુશકળ કસરત કરવી જોઈએ. કઉઅત વધારનારી દવાઓ, અને જ્ઞાન તંતૂઓને મજબુત કરનાર દવાઓનું સેવન કરવું પડે છે. એવું કહેવાય છે કે તદનજ દુધ ઉપર લાંબો વખત રહેવાથી કેટલાએક દાખલામાં તે રોગ નાબુદ થયો છે. ચામડીની સ્થિતિ ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે, અને ગરમ અને થંડાં પાણીમાં આખું શરીર ધોવાની ભલામણ કરવામાં આવે છે. એવું માનવામાં આવે છે કે ટરકીશ બાથથી આ રોગને ઘણો ફાયદો થાય છે; અને ચામડીની લગોલગ સુધીનું ફલાનેલનું કપડું પેહેરવું જોઇએ.

**મીઠું**—મીઠું અથવા નીમક એ બે પદાર્થ મળી બનેલુંછે. તેમાંના એક પદાર્થનું નામ કલોરિનછે. આ પદાર્થ ઑકસિજન, હાઇડ્રોજન વગેરે પ્રમાણે એક ગ્યાસ છે. તે અમથી ગ્યાસ નથી, તેના યોગે માનવીને ગુંગળાવી શકાયછે; અને તેથી તે જીવલેણછે. બીજા પદાર્થ જે છે તે સોડિયમ એ ધાતુછે. એનામાં સાધારણ ધાતુના કેટલાક ગુણ છે, તેનો એક ગુણ એ છે કે તેને ગરમ પાણીમાં નાખતાં તે સળગી ઉઠેછે. દસ શેર મીઠાંમાં ૬ શેર કલોરિન અને ૪ શેર સોડિયમ હોયછે. સોડિયમ ધાતુ સાથે ઑકસિજનનો સંયોગ થઇ તેમાંથી બનતા પદાર્થને રસાયન્ શાસ્ત્રમાં સોડા કહેછે.

તમામ વનસ્પતિમાં મીઠાનો અંશ હોયછે. સલગમ, મૂળા, કોબીનાં પાંદડાં અને શતાવરીનાં મૂળીયાંમાં મીઠું હોયછે. અનાજનાં ખેતરમાં મીઠું છાંટતાં અનાજ વજનમાં વધેછે. ખાતરમાં પણ મીઠું ઘણું ઉપયોગી છે. ખેતરમાં મીઠાને નાખતાં તે જીવજંતુનો નાશ કરેછે; અને અનાજના કણસલાં મોટાં થાયછે.

મીઠું પાણીમાં નાખતાં તે ઝડપથી પિગળવા માંડેછે. તેને અગ્નિમાં નાખતાં તે તડતડ એવો અવાજ કરેછે, અને ત્યાં તેની પિળી જયોત ઉત્પન્ન થાયછે. આ અવાજ નિકળવાનું કારણ એટલુંજ છે કે મીઠાની રજકણમાંનાં પાણીની વરાળ બને છે. તે વેળા બાકીના સુકા પરમાણુ ગરમીથી છુટેછે, અને પિળી જયોત ઉત્પન્ન થાયછે. તે સોડિયમ બળવા માંડતાં ઉત્પન્ન થાયછે.

નીમક પાણી માહેલા મેલને હેઠળ ઠરી જવાની ફર્જ પાડેછે. આથીજ સમુદ્રનું પાણી સ્વચ્છ રહેછે, અને નદીના પાણીમાં ખારાસ નહિ હોવાથી તે ગદળાં રહેછે. સમુદ્રના પાણીના સો અંશમાં ત્રણ અંશ નીમક હોયછે. આ મીઠું પાણી માહેલા મેલને તળીએ ઠરવાની ફરજ પાડેછે.

પાણીના બંધાવા માટે તેની એકમેકની રજકણો ચોંટવી જોઇએ, પણ જો પાણીમાં નીમક નાખ્યું હોય તો તેની એકમેકને ચોંટવાની શકિત નષ્ટ બને છે. આથી તેવાં પાણીને બંધાવા થકી ઓછી ગરમી આપવી પડેછે. બરફમાં નીમક નાખતાં તે ઝટ પિગળવા માંડેછે. અને બરફનું મીઠાંથી થયલું પાણી એકદમ ઘણુંજ થંડું બનાવેછે, આથી આઇસક્રીમ બનાવતાં તેના મોલ્ડ આસપાસ બરફ સાથે મીઠું પણ છાંટવામાં આવેછે. થંડા દેશોમાં રસ્તા બરફથી બંધાઇ જતાં ત્યાં મીઠાંનો છંટકાવ કરેછે, કે બરફ પિગળી જાયછે; પણ તે જગા ઉપર ચાલુ થંડી કરતાં વિશેષ થંડક પડેછે.

મીઠું એ અત્યંત શક્તિવર્ધક છે; એવી આશા પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે. માનવી તેમ ઘણાખરાં જાનવરને મીઠું ઘણું

ભાવે છે. જે પ્રાણીઓનો તદન અથવા કેટલેક ભાગે વનસ્પતિનો આહાર હોય છે તેઓ બધા માટે મીઠાંનો ઉપયોગ ઘણો જરૂરનો છે. સામાન્ય રીતે માંસહારી પ્રાણીને મીઠાંની જરૂર હોતી નથી. દાખલા તરીકે કુતરો, અને બીલાડી જેવાં માંસહારી પ્રાણી મીઠાં માટે અણગમો બતલાવે છે. જયારે બીજા હાથપર મેંઢાં વગેરે પશુને તે ઘણું ભાવે છે. આનું કારણ એ છે કે ખોરાક શરીરમાં પાચન કરવાનાં કામમાં મીઠું એક ઉપયોગી ભાગ બજાવે છે. મોટે ભાગે ભૂખ ઉશ્કેરનારો પેટમાં રહેતો જઠરાગની અથવા જઠરસ લોહીમાં રહેતાં નીમકમાંથી ઉત્પન્ન થયલો હોય છે.

ખરૂં જોતાં મીઠું માનવી તથા જાનવરોનાં સુખ માટે એટલું તો જરૂરનું છે કે તે વિના તેઓ માંદાં પડે એમ છે, અને કદાચ મરણ પામે. ખાસ કરીને જેઓ ફકત વનસ્પતીનાજ ખોરાક ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે તેઓના સંબંધમાં તેમ છે. જેઓ ફકત માસ ખાઇને જીવે છે, તેઓનાં પોતાનાં શરીર માટે જોઈતું મીઠાંનું તત્વ પુરતી રીતે માસમાંથી મળી આવે છે. આના સંબંધમાં આ વાત ખાસ જાણવાજોગ છે કે ચોકસ જાનવરોનાં શરીરમાંથી મરણતોલ થવા સુધી લોહી કાઢી નાખ્યા પછી તેઓની નેસમાં મીઠાંનું પાણી દાખલ કરવાથી તેઓ ઓછામાં ઓછો વખત પણ જીવી શકે છે.

શકિત નબળી કરવી હોય તો નીમક ઓછું ખવાડવું, એ જુની સમજ છે. પ્રાચીન કાળમાં હોલંડ દેશમાં બંદીવાનોને નીમક વગરનું ખાણું આપતા હતા. આફ્રિકા ખંડમાં સમુદ્ર કાંઠેના દેશોમાં છોકરાંઓ મીઠાંના ગાંગડા હોંસે ખાય છે. તબીયત તંદુરોસ્ત રાખવા નીમકની જરૂર છે. તેમજ તે મુખ્ય જનાવરોની પ્રકૃતિને માટે પણ જરૂરનું છે. આફ્રિકામાં ખારાં પાણીના ઝરા નજીક પારધી નેમ તાકી બેઠા કે તેને જરૂર શેકાર મળવાનોજ. ફ્રાન્સ દેશમાંના એક રસાયનશાસ્ત્રીએ બે વર્ષ સુધી પોતાના બળદોમાંના થોડાકને ચાલુ ખોરાક સાથે મીઠું ખાવા આપ્યું ને બાકીનાને આપ્યું નહિ. ત્યારે તેને બે વર્ષ પછી માલમ પડયું કે મીઠું ખવાડેલાં જાનવરમાં શકિત વધારે આવેલી જણાઇ. તેમજ તેમની ચામડી નરમ ને ચળકાટદાર બની, અને જેમને નીમક આપ્યું નહોતું તેઓ અશકત અને ખરબચડી ચામડીવાલા રહયા હતા. વળી આ પણ અનુભવપ્રસિદ્ધ બીના છે કે સમુદ્રનાં પાણીથી ભીની જમીનમાં ઉગેલા ચારા પર નિર્વાહ કરનાર ઢોરો નીરોગી અને તેજી નીવડે છે.

વળી એમ કહેવાય છે કે જે પ્રાણીને નિમક ઘણું જોઇએ તે સમુદ્રમાં વસે છે. પણ જો આ સમુદ્રને નીમકહિન મીઠાસદાર બનાવ્યો હોય તો તેમાંનાં પ્રાણીને વનસ્પતિ જરૂર નાશ પામવાનાં. તેમ તેને જગે મીઠાં પાણીની વનસ્પતિ અને પ્રાણી ઉત્પન્ન થશે.

મનુષ્યનાં શરીરના દરેક ભાગમાં નીમક હોય છે. નીમક હાડકાંમાં, સ્નાયુમાં તેમજ લોહીમાં જણાયલું છે.

મીઠું જૂદે જૂદે પ્રકારે ઉત્પન્ન થાય છે. મીઠાંના આગર, ખારાં પાણીના ઝરા અને નીમકની ખાણો એ મીઠાંની ઉત્પનતિનાં ઠેકાણાં છે. મીઠાગર એટલે સમુદ્ર કાંઠેની જમીનમાં સમુદ્રની ભરતીનું પાણી લઇ તે પાણીને સૂર્યના તાપથી સુકવી ફલતીએ ઉપર બાઝેલી પોપડીને બાજુ કરી નીમક બનાવે છે. ખારાં પાણીનાં ઝરાને એક ઠેકાણે વળાવી તેઓને સૂર્યના તાપથી અથવા અગ્નિની આંચથી નિરમળ બનાવી તેમાંનું નીમક નીચે કાઢી લેછે.

ઉષ્ણતા યોગે પાણી ઉડાડી મેળતાં નીમક હેઠે જલદી ઠરે છે. તે ઘણું ઝીણું અને સ્ફટિકાકાર હોય છે. તેજ પાણીને ધીમે ધીમે સુકવવા દીધાથી તેનું જે મીઠું બનેછે તે કાણું, જાડું ને ઘણું ખારં હોય છે.

કારિયન સમુદ્રને કાંઠે રશિયન લોકો વસેછે તેઓ સમુદ્ર કાંઠે નાહના નાહના ખાડા ખણી

તેમાં સમુદ્રનાં પાણીનો સંચય કરે છે. ત્યાં સખત થંડી પડતાં પાણી જામી જતાં હેઠે નીમકનું પડ ઠરેછે. તેઓ જામેલું પાણી કાઢી લઇ તળીએથી મીઠાંને કાઢેછે. એટલે પાણીમાંથી મીઠું કાઢવા માટે ગરમીનો ઉપયોગ જેમ થાયછે તેમ થંડીથી પણ તે બનેછે.

હિંદુસ્તાન તથા જૂદા જૂદા દેશોમાં મીઠાંના અગરો હોયછે. ઈંગલંડમાં થોડા ખારાં પાણીના ઝરા હોયછે. અને મીઠાંની ખાણો તો ઘણાં શેહેરોમાં હોયછે. તે સર્વેમાં પોલાંડની ક્રાકો શેહેર નજદીકની મોટી ખાણ દુનિયામાં સર્વોપરી ગણાયછે. તેમાંથી મીઠું કાઢવાનું કામ ઇ. સ. ૧૨૫૧ થી આજ સુધી એક સરખું ચાલુ છે. તે ૪૦૦ ફીટ ઉંડી હોઇ પૃથ્વીનાં પેટાંમાં માઈલો સુધી ફેલાયલી છે. તેમાં ચચાર પાંચ પાંચ મજલા બનાવવામાં આવેલા છે.

હિંદુસ્તાનમાં સમુદ્રનું પાણી આગરમાં લઇ બનાવેલાં મીઠાંને "કોકણી મીઠું," ગુજરાતમાં સમુદ્ર કાંઠે બનતાં મીઠાંને "વડાગર" કહેછે. મદ્રાસમાં તેવાં મીઠાંને "કીરકાચ" અને "બુનવાર" કહે છે. બંગાલમાં તેને "પંગ" કહે છે.

રજપુતાનામાં સાંભર નામે સરોવરમાં ઘણું ઉતમ મીઠું પાકે છે. આ તળાવમાંથી નીમક કાઢવાનો મકતો ઇ. સ. ૧૮૭૦ થી બ્રિટીશ સરકારે જયપુર, જોધપુરના મહારાજાઓ પાસથી પોતાને હસ્તક લીધો હતો.

પંજાબમાંની મીઠાંની કુદરતી ખાણોમાંથી દર સાલ ૨૦૦૦૦૦ મણ મીઠું ખણી કાઢવામાં આવેછે, તેથી બ્રિટીશ સરકારને દર સાલ ૩૦૦૦૦૦૦ થી તે ૩૫૦૦૦૦૦ રૂપીયાનો નફો મળે છે. સિંધી નદી નજદીકમાં કોહત પ્રગણામાં મીઠાંની ખાણો છે. તેમાં લાલ તથા લીલું મીઠું પાકે છે. કાંગ્રા પ્રગણાની સરહદમાં મંદી સંસ્થાનમાં મીઠાંની ખાણો છે.

તેમજ પંજાબમાંના 'લોહરી, સિંધુ, કોહતં, નીમકસબાજમાં ખાણોનું મીઠું મળ્યા ઉપરાંત હિમાલયમાં મળતું 'મેડી' મીઠું જાણીતું છે. દિલ્લીની ખાણમાંથી મળતું મીઠું સુલતાનપુરી કેહેવાય છે. રજપુતાના માંહેલું મીઠું "દીંડુ" અને "ફલોડી" ને નામે જાણીતું છે. મધ્ય હિંદુસ્તાનમાં કોસીયા મીઠું જાણીતું છે. સંભાર સરોવરમાંનાં "મીઠાંને" સંભાર કેહે છે. ખારી મટોડીમાંથી બનતાં નીમકને "ખારી નીમક" કેહેછે. ઈંગલંડ, જર્મની અને ફ્રાન્સમાં મળતાં નીમકને 'નિફ્રફુલી' કેહે છે. સીલોનમાં બનતાં મીઠાંને "સફરી નીમક" કેહેછે. લાલ સમુદ્રમાં બનતું નીમક "અયોધ્યાપુરી નીમક" ને નામે પ્રસિદ્ધ છે. પર્શિયન ગલ્ફ તરફનું મીઠું "મરકતી નીમક" ને નામે જાણીતું છે; અને તીબેટમાં લેચા નીમક જાણીતું છે.

મીઠાંની ખાણ આસ્ત્રીયા દેશમાં ગૅલેશિયા પ્રાંતમાં ક્રાકો શેહેર નજદીક "વિહલિઝેક" નામે એક ખાણોવાલું શેહેર છે. શોધકોનું એવું મત છે કે ઇસવી સનની નવમી સદીથી આ ખાણમાંથી મીઠું ખોદી કાઢવામાં આવે છે, પણ ઇ. સ. ૧૨૫૦ થી ત્યાંથી કાઢવામાં આવતાં મીઠાંની પુર્ણ માહિતી મળે છે. આ ખાણમાં રહેતાં કુંટુંબોએ પોતાનું ત્યાં શેહેરજ વસાવ્યું છે. આ શેહેર જમીનની સપાટી પર છે, પણ નીચે ખાણમાં ઉતરવા માટે સંખ્યા-બંદ ફરસબંદીના વાંકાતીકા રસ્તાઓ છે. તે માટે તર્હેવાર મેહેરાબ અને સ્થંભોથી ટેકાવ આપી ખાણોને જૂદાં જૂદાં શેહેર તરીકે દીપાવે છે. આ ખાણની લંબાઇ ૧૦,૦૦૦ ફીટ અને પોહળાઇ ૩૬૦૦ ફીટની છે. આ ખાણમાં એકેક નીચે એક એમ ત્રણ મજલા છે. તેમજ ત્યાં તે શિવાય બીજા પણ અનેક મજલા છે. બીજા મજલા ઉપર ૬૫૦ ફીટ લાંબો ને ૪૦ ફીટ ઉંડો તળાવ છે; આ તળાવમાં આસપાસથી નીકળતું પાણી આવી મળે છે. અત્રે ત્રીજા મજલાપર જનારને પ્રથમ સરોવરમાંથી બીજે કાંઠે જઇ ત્રીજા મજલા પર જવું પડે છે. ત્યાં તે જઇ પોહચતાં આ સરોવરમે પોતાનાં માથાં ઉપર આવેલો જુવે છે, માહે તર્હેવાર કારી-

ગરેએ પોતાની હુન્નરમંદી બતલાવવા અલૌકિક કોતરકામ કરેલાં છે. અને કેટલાંક ખ્રિસ્તી દેવળ અને પુતળાં મીઠાંનાંજ બનાવેલાં છે. માહે એક દીવાનખાનું છે. જે ૫૦ ફીટ ઉંચું છે ને ૧૦૦૦ માણુસો જમવા બેસી શકે તેવું તે ગંજાવર છે. આ ખાણમાં ઉતરવા ૧૧ રસ્તા છે, ને તે તમામ રસ્તા ૨૭૦ મૈલ લાંબા છે. આ ખાણમાંથી દર સાલ ૬૦૦૦ મજુરો કામ કરી ૬૦,૦૦૦ ટન મીઠું કાઢે છે. માહે મીઠાં પાણીનો એક ઝરો હોવાથી અંદર વસ્તા વતનીઓને પાણીની તંગી પડતી નથી.

સ્પેનમાં મીઠાંનો એક પર્વત છે તે ૫૦૦ ફીટ ઉંચો ને ૩૦૦ મૈલ ઘેરાવામાં છે. અમેરિકામાં કલોરેડો નામની નદીની આસપાસ નીમકના પર્વત છે. ત્યાંનું મીઠું તદન પારદર્શક છે.

પંજાબ, રજપુતાના અને ઇંગલંડમાં નીમકની અનેક ખાણો છે. "ડીસાઇડ"ની ખાણ ૧૧ ચૌરસ માઇલ જગા રોકે છે.

પંજાબમાંનાં ખેવરા નામે ગામ નજદીકમાં નીમક (સીંધવ) ના મોટા મોટા પહાડો છે. ત્યાંની મુખ્ય ખાણ "મેયોસૉલ્ટ માઇન્સ" નામે છે કે જેની શોધ રણજીતસીંગ મહારાજના સમયમાં થઇ હતી. આ ખાણમાંથી દરરોજ ૩૦,૦૦૦ મણ (૨૮ રતલનો) મીઠું ખોદી કાઢવામાં આવે છે. આ ખાણથી સરકારને દર સાલ રૂ. ૧,૦૦,૦૦,૦૦૦ની ઉપજ થાય છે. તેમાં રોજીંદા ૨૦૦૦ કામદારો કામ કરે છે. આ ખાણોમાં ટનલો ખોદી માહે ટ્રામ લાઇન નાખી મીઠું લાવજાવ કરે છે. તેમાંના કેટલાક ઓરડા ૨૦૦ ફીટ ઉંચા ને ૫૦ ફીટ પહોળા હોય છે. તેમાં એક દીવાલથી બીજી દીવાલ સુધી જવા માટે ૨૫ ફીટ લાંબો પુલ મીઠાંનો બનાવેલો છે અને ત્યાંની મીઠાંની દેવાલ બપોરીયાની રોશનીથી જોતાં પાંચ ફીટ જાડાં મીઠાંનું પડ પારદર્શક જણાય છે. માહે ખારાં પાણીનો તળાવ ૧૦ ફીટની ઉંડાઇનો છે.

હિંદુસ્તાનમાં અગાઉ જૂદા જૂદા પ્રાંતમાં મીઠાંનાં કરનો દર જૂદો જૂદો હતો, પણ ઇ. સ. ૧૮૮૨માં બધા પ્રાંતોમાં બહુધા સરખો દર ઠરાવ્યો. અગાઉ બ્રિટીશ મૂલકની બાહારના પ્રાંતોમાં અને દેશી સંસ્થાનોમાં પુશકળ મીઠું પાકતું હતું, તેથી મીઠાંપર કર લેવાની ઘણી અડચણ પડતી હતી. સરકારનો કર આપ્યા વગર સરકારી હદમાં મીઠું આવે નહિ અને જે પ્રાંતમાં ઓછો કર હોય તે પ્રાંતમાંથી વધારે કર લેવામાં આવતો હોય તેવા પ્રાંતમાં મીઠું જાય નહિ તેટલા માટે ઘણો જાપતો રાખવો પડતો. દેશી રાજ્યો માહેલાં મીઠાંનાં કારખાના સરકારને હસ્તક આવ્યા શિવાય અને જૂદા જૂદા પ્રાંતોમાં એકસરખો કર થયા શિવાય આ બાબતમાં સુધારો થઇ શકે તેમ ન હતું. હાલમાં તમામ દેશી સંસ્થાનો જોડે કરાર કરી મીઠાંનાં કારખાના બ્રિટીશ સરકારે એક હાથ કાર્યે છે. આ નવી પદ્ધતિનો આરંભ લૉર્ડ મેયોના અમલમાં થયો; અને ૧૮૮૨ માં લૉર્ડ રીપનના અમલમાં તમામ દેશી રાજાઓ જોડે કરાર કરી મીઠાંના અગર ઇંગ્રેજ સરકારે પોતાના તાબામાં લઇ આખા હિંદમાં કરનો દર એકસરખો ઠરાવી એ પધ્ધતિ પરિપૂર્ણ કરી હતી.

મુંબઈ ઈલાકામાં કચ્છનાં રણમાંનાં સરકારી કારખાનામાં અને કોકણમાં ખાનગી અગરોમાં સરકારની દેખરેખ નીચે મીઠું પકવવામાં આવે છે. પૂર્વ તરફના કીનારા પર ઓરિસા પ્રાંતમાં અને મદ્રાસ ઇલાકામાં સમુદ્રનાં પાણીમાંથીજ મીઠું બનાવવામાં આવે છે, અને સરકારમાં લેવામાં આવે છે. સરકાર તે મીઠું વેચાતું લે છે, અને પક્કી ઠરાવેલી કિમતે તે વેચવામાં આવે છે. મુંબઈમાં ખાનગી કારખાનાનું મીઠું વેચતી વખતે તેપર કર વસૂલ કરવામાં આવે છે. પંજાબમાં ડુંગરી મીઠાંનાં કારખાનાં સરકારનાં છે અને ત્યાંનું મીઠું વેચતી વખતે કર સુદ્ધાં કિમતે લેવામાં આવે છે. રજપુતાનાનાં કારખાનાં પણ સરકારની દેખરેખ નીચે છે. બધા પ્રાંતોમાં કરનો દર એક-

સરખો થવાથી અને આગગાડી, આગબોટ, વગેરે વધવાથી બધે ઠેકાણે મીઠું પહેલાં કરતાં સસ્તું થયું છે, અને સરકારની ઉપજ પણ વધી છે.

સરકારને દર સાલ મીઠાંના કરથી ઉપજ રૂ. ૮,૯૦,૦૦,૦૦૦ ની ઉપજે છે. ને ખરચ અરધા લાખ રૂપીયાનો થાય છે.

ઇ. સ. ૧૮૮૨ માં બ્રહ્મદેશ અને "કાહોકા" શિવાય હિંદના બાકીના તમામ ભાગમાં ૮૨ પૌંડના મણના બે રૂપિયા ઠર્યા હતા, તે વધારી ૧૮૮૮ માં અઢી રૂપિઆ કર્યા હતા. પણ ૧૯૦૩ માં ઘટાડી બે રૂપિયાને ૧૯૦૫ માં ઘટાડી કર દોઢ રૂપિયાનો કર્યો હતો. બ્રહ્મદેશમાં ઇ. સ. ૧૮૮૮ લગી એક રૂપિયાથી કાંઇક ઓછો કર હતો, તેનો તે વર્ષમાં એક રૂપીઓ કર્યો હતો. કોહાટ પ્રાંતમાં ૧૦૨ પૌંડનો કર આઠ આના છે.

માણુસ દીઠ મીઠું કેટલું ખપેછે તે કહાડવું બહુ મુશકેલ છે. ઉત્તર હિંદના લોકોને સાધારણુ રીતે મીઠું થોડું જોઇએ, તેના પ્રમાણુમાં મુંબઇ અને મદ્રાસ ઇલાકામાં વધારે મીઠું ખાવામાં આવેછે, સાધારણુ રીતે માણુસ દીઠ કેટલું મીઠું ખપેછે તે અચોક્કસ છે, પણ મુંબઇ ઇલાકામાં માણુસ દીઠ ૧૨ રતલ ને મદ્રાસમાં ૧૬ રતલ તથા બંગાલમાં ૧૨ રતલ ખપે છે.

**મીડ**—એક પ્રકારનો દારૂ. મધ અને પાણીને થોડોક મસાલો તથા દારૂનો કુંદેલો થરો નાખીને ઉકાળવાથી આ દારૂ બનેછે. ગ્રેટ-બ્રિટનમાં તે પુરાતમ જમાનાથી વપરાતો આવ્યો છે.

**મીડલ્સબર્ગ**—યૅાર્કશાયરના નૅાર્થ રિડીંગ-શાયરનું જાણીતું લોઢાં કામના તથા વહાણો બાંધવાના મુખ્ય ઉદ્યાગ હુન્નરનાં કારખાના-વાલું શેહેર. એ લંડનની ઉત્તર અને પશ્ચિમે ૨૪૬ મૈલ ઉપર છે. અત્રે લોઢું તથા પોલાદ બનાવવાનાં કારખાના, રસાયન પદાર્થ, લોઢાં તથા લાકડાંનાં વાહાણો બનાવવાનાં કારખાના, લાકડાંની મીલો, તેમજ બીજા અનેક પરચુટણુ ઉદ્યોગ હુન્નરનાં કારખાના છે. અત્રેનાં વહાણો બાંધવાનાં કારખાનામાં ૩૦૦૦ માણુસો કામ કરેછે. મુખ્ય નિકાશ વેપાર કોલસાનો છે. ઇ. સ. ૧૮૮૯ માં અત્રેનો ટાઉનહૅાલ ૧૨૦૦૦૦ પાઉંડને ખર્ચે બંધાયો, તે પ્રિન્સ અને પ્રિન્સેસ ઑફ વેલ્સે ખુલ્લો મેલ્યો હતો. તે ઉપરાંત સરકારી તથા પ્રજાકીય અનેક જાહેર ઇમારતો આ શેહેરમાં છે. લોક વસ્તી ૧૮૩૧ માં ૧૫૪ ની, ૧૮૪૧ માં ૫૪૬૩ ની, ૧૮૬૧ માં ૧૮૮૯૨ ની, ૧૮૭૧ માં ૩૯૮૨૪ ની, ૧૮૮૧ માં ૫૫૨૮૮ ની ૧૮૯૧ માં ૭૫૫૩૨ ની હતી.

**મીડલસેક્ષ**—દક્ષિણુ ઈંગલંડમાંનું એક નાહનું પ્રગણું. એનું ક્ષેત્રફળ ૨૩૩ ચોરસ મૈલ છે. વસ્તી ૧૮૯૧ માં ૫૬૦૦૧૨ ની હતી. આ દેશનો ઘણોખરો ભાગ જંગલથી છવાયલો છે, આ જંગલવાલા ભાગમાં માત્ર ઘાસચારો ઉગાડવામાં આવે છે.

**મીડીયા**—પ્રાચીન કાળમાં ઇરાનનો આ ઉત્તર પશ્ચિમ ભાગ ગણાતો હતો. એની પૂર્વે પાર્થિયા અને કાસપિયન સમુદ્ર ફરી વળેલો છે. હાલમાં આ ભાગમાં આજરબીજાન, ઘીલાન અને ઇરાક-અજમી તથા પૂર્વ કુર્દીસ્તાન છે.

**મીંઢળ**—એના છોડપર બે આંગળ લંબાઇના અને મોટા કાંટા હોય છે. એનાં પાંદડાં વડનાં પાંદડા જેવાં હોયછે. એને સોપારી જેવડાં ફળો હોયછે; તે પાકતાં પિળો રંગ પકડેછે. એનાં ફળને મીંઢળ કહેછે. આ છોડ પહાડી પ્રદેશમાં પુશકળ ઉગેછે. કોળી લોકો એનાં ફળની ભૂકી નદીમાં નાખેછે, આથી તેને ખાવા નદીમાંની માછલી ઉપર તરી આવેછે. પિત, કફવાત, અર્ધશિશ, ગુમડાં વગેરે દર્દોપર મીંઢળ ઘણું અકસીર ઔષધિ ગણેછે. કફવાત ઉપર મીઢળનો પાઉડર બનાવી દુધમાં મેળવી ખાયછે.

**મીણુ**—વેપાર ઉદ્યોગમાં આવનાર મીણુની બે જાતી છે, એક સફેદ અને બીજી પિળી.

મધ કાઢી લીધેલા પોળાને ઉકાળતાં પાણીમાં પકાવી મીણ કાઢે છે. એ પિળા રંગનું હોયછે. ઉકળતી વેળા મીણ પાણીપર એકઠું થાય છે, અને મેલ નીચે બેસેછે. આજ પ્રમાણે તેજ મીણને ઉપરા ઉપર નાખી પકાવીયાથી શુધ્ધ બનેછે. પોળાને પકાવતી વેળા તેમાં "નાઇત્રીક ઍસિડ" નામતાં તે જલદી શુધ્ધ થાય છે. પિળામીણના કટકા યા સળી બનાવી તડકાંમાં મેળતાં તે સફેદ થાય છે. ફરી સળીયાના કટકા ભાંજી તેમને પકાવી પછી ઉપર મુજબ સુકવે છે. આ ક્રિયાથી મીણ તદન્ન સફેદ બને છે. ગંધકના તેજાબ અને બાય ક્રોમેટ ઑવ પોટેશના સંયોગથી પિળું મીણ સફેદ બને છે.

સફેદ મીણનો કોઇ કોઇ વેળા દવાદારૂમાં ઉપયોગ કરે છે. એ આપવાનું પ્રમાણ ૧૦ થી ૨૦ ગ્રેન જેટલુ છે. પણ મુખ્ય કરી મીણનો ઉપયોગ મલમ બનાવવા તરફ કરે છે. જે યૂરપીયન ઔષધીમાં ડુક્કરની ચરબી નાખવાની જરૂર હોય છે તેમાં મીણનો ઉપયોગ કરેછે. ડૉકતરો ચાર ભાગ મધ અને એક ભાગ પિળું મીણ આ પ્રમાણથી મિશ્રણ બનાવે છે. હિંદુસ્તાનમાં નીચે દર્શાવેલી ગણત્રીથી જણાશે કે દેશ પરદેશથી કેટલું મીણ આવજાવ થાયછે.

હિંદુસ્તાનથી પરદેશ રવાના કરવામાં આવેલું મીણ.

૧૮૭૫—૭૬ માં રૂ. ૬,૨૧,૮૯૦
૧૮૮૦—૮૧ માં રૂ. ૫,૪૫,૧૧૦
૧૮૮૫—૮૬ માં રૂ. ૪૦,૭૭,૨૩૦
૧૮૮૮—૮૯ માં રૂ. ૪,૨૦,૯૫૯

પરદેશથી આવતું સ્વચ્છ મીણ. (એમાં મીણ-બત્તી પકડી નથી.)

ઇ. સ. ૧૮૭૫—૭૬ માં રૂ. ૨૦,૦૧૦
૧૮૮૦—૮૧ માં રૂ. ૧,૪૫,૪૬૭
૧૮૮૬—૮૬ માં રૂ. ૩૪,૨૨૪
૧૮૮૮—૮૯ માં રૂ. ૯૯,૨૭૨

હિંદુસ્તાનમાં મીણ મુખ્ય કરી મધમાખીના પોળામાંથીજ મેળવે છે (જુઓ મધમાખી તથા મધ.)

ચીન તથા જેપાનમાં મીણ મેળવવા માટે ચોક્કસ પ્રકારનાં જીવજંતુને ઉછેરવાનો ઉદ્યોગ ચાલુ છે. ચીનના પશ્ચિમ ભાગમાં આવેલી ચીંગચાંગની ખીણમાં ઉગતાં ચોક્કસ ઝાડપર આ જંતુ ઉત્પન્ન થાય છે. માર્ચ માસમાં આ ઝાડની ડાખળીઓ તથા થડ ઉપર ભૂરા રંગની ગોળ આકારની ચીજો વળગેલી માલમ પડે છે; જેમને કાપતાં તેમાંથી અસંખ્ય જીવજંતૂ નિકળે છે. આ જંતૂઓને ત્યાંજ ઉછેરી શકાતાં નથી, કેમકે તેઓને બાહેર કાઢતાં ત્યાંજ તેઓ મરણ પામે છે. આથી તેમને ઉપલે ઠેકાણેથી "કાચવાન" ના પ્રાંતમાં કે જે ચીંગચેંગની ખીણથી ૨૦૦ થી ૪૦૦ મૈલ દૂર છે ત્યાંની આબોહવામાં લઈ જઇ ઉછેરે છે.

કીયતીંગના ભાગમાં પણ આ જંતૂઓ ઉત્પન્ન થાય છે. ત્યાંથી તેમને પુખ્ત ઉંમરે યાને મે માસમાં એ જંતુ માદા પુખ્ત બની શરીરે ગોળાકાર બેઠકના પડા જેવો આકાર પકડે છે, અને પછી થોડાજ વખતમાં તે ઈંડાં મેળવાની શરૂઆત કરેછે, કે જે આગમજ માદાઓને તેમજ નરોને ઝાડ ઉપરથી ઉંચકી લઈ તેઓને ઉછેરવા માટેનાં સેંકડો માઇલ દૂર આવેલાં ખાસ ખેતરોમાં લઇ જાયછે. ત્યાં ઉપલાં જીવજંતુઓ જે પાંદડાં ખાયછે તે પાંદડાંવાળાં ઝાડો, જે પાંચ કે છ ફીટ જેટલાં ઉંચાં ઉગેછે, તે ઉગાડવામાં આવેલાં હોયછે. ઉપલા જીવજંતુઓને તેમની જન્મ-ભૂમિમાંથી ઉછેરવાની જગ્યાએ લઇ જવા માટે પ્રથમ એક ચોક્કસ ઝાડનાં પાંદડાંમાં બાંધી લેવામાં આવેછે, જે પછી એવી રીતે બાંધવામાં આવેલાં બંડલોને દોધી જેવા આકારનાં વાસણોમાં મુકવામાં આવેછે. આ વાસણોને બે મોટા વાંસના બનાવેલા ટોપલા-ઓમાં મુકવામાં આવે છે. અને ચીના મજુરો એક લાંબો વાંસ લઈ તેને દરેક છેડે અકેક ટોપલો લટકાવી તે વાંસ ખભાં ઉપર નાખી

ત્યાંથી જીવજંતુઓને તેઓ ઉછેરવા માટેની જગ્યાએ લઈ જાયછે. તેમને તેમની જગ્યાપર લઇ જઇ તેમના ખોરાક લાયકનાં ઝાડપર કોથળામાં લટકાવી મેળતાં, ત્યાં માદા ઇંડાં મુકવા માંડેછે; તથા નરો સફેદ કોસ્ટા બનાવેછે. જેથી તમામ ઝાડ ભરાઇ જઈ નરો તરફથી બનાવવામાં આવતા કોસ્ટામાંથી મીણ નીકળેછે.

**ખનીજ મીણ** મુખ્ય કરી "ઓઝોસેરાઇન" ને નામે ઓળખાયછે. તે અમેરીકામાં આવેલા "યુટાહ" તથા કિલિફોર્નિયાનાં મુલકોમાંથી, વેલ્સ તરફથી, તથા યુરપ માહેલા ગૅલેશિયા તથા રોમાનિયા પ્રાંતમાંથી મળેછે. એ ઘેરા લાલ રંગનું મળી આવેછે; તથા તેનાં લગભગ પારદર્શક પડો બાઝેલાં જોવામાં આવેછે; પણ સ્વચ્છ બનાવતાં તે મધમાખનાં મીણ જેવું બનેછે.

આસ્ટ્રિયા મધે આવેલા પૂર્વ ગેલેશિયા મધેની ખાણો જે અમેરિકન નાણાંવટીઓની બનેલી એક કંપનિએ પટે લીધી છે, ત્યાં ચાલતું કામ મોટા પાયાપર જોવામાં આવેછે. આ ખાણો બોરીસ્લો શેહેર તથા તેની આસપાસ આવેલી છે; જ્યાં ખનીજ તેલ પણ મળી આવેછે. મીણનાં ૩૫૦ થી ૬૦૦ ફીટની ઉંડાઇએ માટીની માફક પડો બાઝેલાં જોવામાં આવેછે. બોરીસ્લોનાં મીણનું ખેતર વિસ્તારમાં માત્ર ૫૦ એકર જેટલું છે, પણ તેટલા વિસ્તારમાં ૧૦૦૦ ખાડાઓ ખોદવામાં આવ્યાછે, ને તેમાં ૬૦૦૦ માણસો કામ કરેછે. આ ખાણવાલા માલેકો તેમાંથી ખોદી કાઢી દોલત પેદા કરે છે, કેમકે ખાણની નજદીક મીણ દર રતલે ચાર પેન્સને ભાવે વેચાયછે. ત્યાંની ખાણમાંથી મીણનાં ૧૬ ઇંચ જાડાં પડ મળેછે, જેમાંથી મીણ પાવડા વડે ખોદી બાલદીમાં ભરી કુવામાંથી પાણી કાઢવા પ્રમાણે ખેંચી કાઢે છે.

**મીણબત્તી**—પ્રાચીન કાળથી મીણબત્તીનો ઉપયોગ દુનિયાના જૂદા જૂદા ભાગોમાં થતો આવ્યો છે. અને અર્વાચીન કાળથી વધતી-ઓછી સંપુર્ણ હાલતમાં જુદી જુદી ચીજોમાંથી બનાવવામાં આવતી હતી. તે વખતે હાલમાં જેટલી સસ્તી મળેછે તેમ મળતી નહિ હોવાથી શ્રિમંતોજ તેનો ઉપયોગ કરતા હતા.

મીણબત્તી તર્હેવાર પદાર્થોમાંથી બનાવવામાં આવેછે. મુખ્ય કરી અનેક જાતની ચરબીવાળા પદાર્થોમાંથી અને રસાયનિક મેળવણીથી બની શકેછે, જેઓમાંની મુખ્ય, જનાવરી અને વનસ્પતિક ચરબી, મીણ, પૅરેફીન સ્પર્મેસીટાઇ તથા મીણના જેવી "ઓકોરાઇટ નામના પદાર્થો છે.

મીણબત્તી બનાવતી વેળા તેનાં કાકડા અને તેલ યા ચરબી ઉપર પુરતું લક્ષ આપવું પડેછે. મીણબતી માટે સાધારણ રીતે 'ટૅલો' જે ગાય અને બકરાં મેંઢાંની માત્ર ચરબી હોયછે તેને પાણીમાં નાખી ધીમી સ્ટીમે તાવવામાં આવેછે. તાવી રહેતાં તે થંડું પડી જતાં બે વર્ગમાં વેંહચાય છે, જેમાંનો એક અસલ ચરબી કરતાં સખત અને બીજો વધારે નરમ હોયછે. એ ચરબી, જેને રસાયણિઓ એક જાતના સૅાલટના નામથી ઓળખેછે, તે મુખ્ય કરી ગલિસરાઇન અને બોકસ ચરબદાર (ફૅટી) ઍસીડોની બનેલી હોયછે. એવી શોધ કરવામાં આવી છે કે ચરબીને પિગળાવી ને સોડા, લાઇમ યા કોઈ બીજા ખારની મદદથી તેમાના ગ્લિસરીનને જેમ વધુ પ્રમાણમાં "ફૅટી ઍસિડમાં" ફેરવી નાખવામાં આવેછે, તેમ મીણબતી વધારે સખત બનેછે, અને બળતી વેળા પ્રકાશ વધારે આપેછે. હાલ વેલાતનાં કારખાનાઓમાં એ રીતે ચરબીમાંની ગ્લિસરાઇનને ઍસિડથી છુટી પાડવા માટે વપડાતી રીતોમાં ચરબીને સલફયુરિક ઍસિડના સંબંધમાં લાવી, પછી તેને પાણી સાથ ઉકાળી, ગાળી (ડીસ્ટીલ) કહાડવાને લગતી રીત સાધારણ રીતે વપરાયછે. એ રીતથી મીણબતી બનાવવાનો પદાર્થ ચરબીમાંથી મોટાં પ્રમાણમાં નિકળે છે. જોકે

તેની બનેલી મીણબતીઓ લગાર ઝાંખા રંગની બનેછે અને નરમ હોયછે.

મીણબતી બનાવવા માટે પેહેલાં કાચી ચરબીને તાવીને તેમાં દર હંડ્રવેટ ચરબી પાછળ ૩ થી ૬ રતલ 'સલફ્યુરિક ઍસીડ' ઉમેરવામાં આવે છે. ચરબીની સાથે ઍસિડ મળી ગયા પછી તે મેળવણીને થોડાક કલાક ઠરવા દેવામાં આવે છે; જે પછી તેને "સલફ્યુરિક ઍસિડ"ની મેળવણી સાથનાં પાણીવાળાં વાસણોમાં ખાલી કરી બે એક કલાક ઉકાળવામાં આવે છે. ત્યાર બાદ તેને પાછી ૨૪ કલાક સુધી એમની એમ ઠરવા દેવામાં આવે છે; અને એ પ્રમાણે ચોક્કસ ક્રિયાઓથી આ મેળવણીને "ડિસ્ટીલ" કરીને તે મધેથી "ફૅટી ઍસિડસ" બનાવવામાં આવેછે; જેમ કરતાં ૧૦૦ રતલ ચરબીમાંથી લગભગ ૮૦ રતલ જેટલી "ફૅટી એસિડ" બનેછે, જે મધેનો લગભગ પોણો ભાગ મીણબતી બનાવવાને લાયકનો હોય છે; જ્યારે બાકીનો પા ભાગને હાઇડ્રોલિક પ્રેસોમાં દાબીને ફરી "ડીસ્ટીલ" કરવામાં આવે છે. આ "ફૅટી ઍસિડ"માંથી કાળા રંગનો એક સખ્ત પદાર્થ નિકળેછે, જે સારી મીણબતી બનાવવાનાં કામમાં આવતો નથી, પણ હલકા પ્રકારની મીણબતી બનાવવા તથા લોખંડ વગેરે ઉપર લગાડવા માટેનું "બ્લેક જેપેન" વાર્નિસ બનાવવાનાં કામમાં ઉપયોગી થઇ પડે છે. પણ ઉપર જણાવેલી રીત ઉપરાંત "ટૅલો" માંથી ગલિસરીન અને "ફૅટી ઍસિડ" ને છુટી પાડવા માટેની એક અતિ સાદી અને સરતી રીત પણ છે, જે માટે મોટા સાંચાકામની જરૂર પડતી નથી, અને જે યૂરપનાં કેટલાંક કારખાનાઓમાં ઉપયોગમાં આવે છે. "સલફ્યૂરિક ઍસિડ" અને પાણીની મેળવણીને સીસાંનાં પડવાળી ટાંકીઓમાં "ટૅલો" ની સાથે આમેજ કરી, તે ઉપર ચોક્કસ ક્રિયા મુજબ સ્ટીમ યાને વરાળનો પ્રવાહ ચાલુ કરી, મીણબતી માટે જોઇતી "સ્ટીરિક ઍસિડ" જૂદી પાડવાને લગતી એ રીત છે.

ચરબી ઉપરાંત મીણબત્તી બનાવવા માટે ગ્રેટ બ્રિટનનાં કારખાનાઓમાં "પામ ઑઇલ"નોબી મોટો ઉપયોગ કરે છે; અને એ ઉદ્યોગ પાછળ દર સાલ ૨૭૦૦૦ ટન જેટલું તેલ વપરાય છે. આ માટે પણ ઉપલીજ રીત તથા "ટૅલો" માંથી "સ્ટીરીક ઍસિડ" બનાવવા માટે વપરાતું સાંચાકામ ઉપયોગમાં આવે છે.

મધમાખીનું મીણ પણ મીણબતી માટે "ચરબી" તથા "પામ ઓઇલ" ના જેટલી અગત્ય ધરાવે છે, જેનો મોટો જથો દર વર્ષે હિંદુસ્તાન, સીલોન વગેરે ઠેકાણેથી યૂરપનાં કારખાનાઓ આયાત કરે છે. એ મીણ રંગે ભુરું યા પીળું હોવાથી ઉપયોગમાં લીધા પેહેલાં તેને પાણીમાં નાખીને યા વરાળથી પિગળાવવામાં આવે છે, અને પછી સૂર્યના પ્રકાશમાં રાખીને યા ફટકી અથવા "ક્રીમ ઑફ તારતર" ની મદદથી તદન શૂભ્ર બનાવવામાં આવે છે. મધમાખીનાં મીણ ઉપરાંત જાતજાતની વનસ્પતિક પેદાયશોમાંથી નિકળતું મીણ પણ મીણબતી બનાવવાના ઉદ્યોગમાં પોતાનો હીસ્સો આપે છે. મીણમાંથી બનતી મીણબતી ચરબીની મીણબતી કરતાં વધારે સારી, સફાઇદાર અને સખત હોય છે, તથા ખુલ્લી પ્રકાશિત રોશની આપે છે. "પૅરેફીન"ને પણ મીણબત્તીના ઉદ્યોગ માટે કામે લગાડવામાં આવેછે. તેને સાફ કરી કેટલીક લંબાણ ક્રિયાથી તેમાંથી મીણ કાઢવામાં આવે છે, જેની મીણબતીઓ બને છે. પણ પૅરેફીનની ગ્યાસ જાતે ભડકો લઈ ઉઠનારી ખાશીયતની હોવાથી, તથા તેમાંથી ગંધકનો ધૂમાડો નિકળતો હોવાથી, તેને ભઠ્ઠી ઉપર મેળતી વેળા બહુ સંભાળ લેવી પડે છે. ઉપલી ચીજો ઉપરાંત મીણબત્તી બનાવવા માટે "સ્પર્મેસિટી" નામની વ્હેલ માછલીની ચરબી પણ એક કિમતી પદાર્થ પુરો પાડે છે, અને તેની મીણબતીઓ સારી 'તેમજ તેજસ્વિ પ્રકાશ' આપનારી બને છે.

બે પ્રકારની રીતથી મીણબતી બનાવવામાં

આવેછે. એક "ડીપીંગ" અને બીજી મોલ્ડીંગની રીતથી. પેહેલી રીત મુજબ મીણબતી બનાવવા માટે વળ દીધેલા કાકડાને એક યંત્રની મદદથી મીણબતી બનાવવા માટે ઉપર જણાવેલી રીત મુજબ તૈયાર કરી રાખેલી ગરમ મેળવણીમાં બોળી કાઢવામાં આવેછે. એ પ્રમાણે બોળી કાઢી કાકડા ઉપર બાઝેલાં મીણનાં પડને થોડો વખત સુકાવા દેવામાં આવેછે, તથા સુકાયા પછી તેને પાછો બોળી કાઢવામાં આવેછે, અને એ રીતે, જ્યાં સુધી જોઇએ એટલી જાડાઇની મીણબતી બનેછે; ત્યાં વેર તેને ફરી ફરીને બોળવામાં આવેછે. એ રીત મુજબ બનેલી મીણબતીઓ સાધારણ વપડાસ કરતાં ખાંણો તથા કારખાનામાં વધારે વપરાયછે, પણ મીણબતી બનાવવા માટે આજે "મોલ્ડીંગ પ્રોસેસ" વધારે સાધારણ છે. એ રીતે "મોલ્ડ" કરી કાઢેલી બતીઓ "ડીપ્સ" કરતાં (યાને "ડીપીંગ પ્રોસેસ"થી બનાવેલી બતીઓ) વધારે ઉત્તમ અને ઉંચા ખુમાસવાલી બનેછે. સાંચાઓની અંદર એ માટે યંત્રની મોલ્ડો બનાવેલી હોયછે, જેમની બરાબર વચોવચમાં કાકડા ગોઠવવામાં આવેછે, અને પછી તે મોલ્ડમાં મીણબતી માટેની ગરમ મેળવણી નાખવામાં આવેછે, જે થંડી પડી ઠરી જતાં મશીનના નીચલા ભાગમાંથી સેરવી લેવામાં આવેછે અને ગરમ તથા થંડાં પાણીથી તેમને પૉલિશ કરવામાં આવે છે.

મીણબતીમાં વપરાતા તેલ યાને રોશની ઉત્પન્ન કરનારા પદાર્થ જેટલોજ તેનો કાકડો અગત્યતા ધરાવેછે. આ કાકડો સુતરમાંથી ખાસ બનાવટથી બનાવવામાં આવેછે; કેમકે એક સરખી રીતે ધીરજથી અને રાખ કે ગુલ ખેરવ્યા વગર બળી શકે અને તેલને આસાનીથી ખેંચ્યો જાય એવો સંપુર્ણ મકમ બ્રાખાનો તેને બનાવવા પાછળ તો ધ્યાન આપવામાં આવેછે. તેમજ જે ચીજની મીણબતી બનાવવી હોય તેને અનુસરતો તે બનાવવા પાછળ તેના બનાવનારાઓને લક્ષ આપવું પડે છે. આ કાકડા રૂ અથવા સણના તારમાંથી પણ બનાવવામાં આવે છે.

મીણબત્તી બનાવવા માટેના વપરાતા તારના મોટા મશીનમાંથી દર કલાકે ૨૦૦ થી ૪૦૦ મીણબતી બનાવી શકાય છે. સ્ટીમરો વગેરેનાં ફાનસોમાં વધારે પ્રકાશ આપવા માટે બનાવવામાં આવતી મીણબતીના કાકડા દબલ હોય છે. તર્હેવાર આકારની મીણબત્તી બનાવવા માટે તેને તર્હે પ્રકારના મોલ્ડ ઉપયોગમાં લેવાય છે. અને તેમજ રંગબેરંગી પણ મીણબતી બનાવી શકાય છે.

**મીત્રપાળવંશ**—(જુઓ દિલ્લીની તવારીખ.)

**મીથિલ વિદેહ**—વિદેહ દેશ એકંદર બે જડે છે. તેમાંનો નેપાળ અને સિક્કીમની દક્ષિણ તરફના ભાગને મીથિલ વિદેહ એ નામ હતું, એમ પ્રો૦ લૅસનનું મત છે. આ દેશથી ઓળખવા માટે મીથિલ વિદેહ એ નામ આપ્યું હશે. અથવા નિમિ રાજા અને તેના પુત્ર 'મીથિ' એમના વિષે જે પૌરાણિક દંતકથા છે, તે ઉપરથી મીથિલ-વિદેહ આ નામ પડયું હશે, એવું અનુમાન નીકળે છે. તે કથા નીચે મુજબ છેઃ—

સૂર્ય વંશમાં કોઇ નીમી નામે રાજા હતો, તેણે યજ્ઞ કરવા માટે વસિષ્ટ ઋષિને તેડું મોકલ્યું. વસિષ્ટને ઈંદ્રના યજ્ઞ માટે જવું હતું, આથી તેણે પોતે પાછો આવે નહિ ત્યાં સુધી યજ્ઞ નહિ કરવાને ફરમાવ્યું પણ વસીષ્ટે ઈંદ્ર તરફ જતાંજ નીમી રાજાએ ગૌતમ ઋષીને તેડાવી ઉપાધ્યાય બનાવી યજ્ઞ કર્યો. પણ જ્યારે વસીષ્ટે આ વાત જાણી ત્યારે તેણે શ્રાપ આપ્યો. આથી બેઉ જણા દેહરહીત બની બ્રહ્મ દેવતા પાસે ગયા. બ્રહ્મ દેવતાએ તેમને ફરી દેહ પ્રાપ્ત કરી આપ્યાં. વસીષ્ટે દેહ ધારણ કીધું પણ નીમી રાજાએ વિચાર્યું કે ફરી દેહ ધારણ કરી દુઃખસુખ જોવા કરતાં વીદેહજ રહેવામાં સુખ છે; એમ જાણી વીદેહ રહયો; એ ઉપરથી તે દેશનું નામ વીદેહ પડયું.

નીમી વીદેહી થતાં તેની ગાદીપર કોઇને બેસાડવાની જરૂર પડવાથી ઋષીઓએ બળી ગયેલા નીમી રાજાનાં શરીરને ફરી જીવતું કરી તેમાંથી એક નવજુવાન પુત્ર બનાવ્યો. તેનુંજ મીથી (મથન કરી બનાવેલો) એવું નામ રાખ્યું. આથી આ દેશનું મીથીલ વીદેહ નામ પડ્યું છે.

**મીદનાપુર**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે બાંકુર, બરદ્ધવાન; પુર્વે હુગલી, હાઉરા, દક્ષિણે બંગાલનો ઉપસાગર, પશ્ચિમે મોરભંજ અને સિંહભૂમ. ક્ષેત્રફળ ૫૧૮૬ ચોરસ મલ છે. લોકવસ્તી ૨૬,૩૧,૫૧૬ ની છે. ગામો ૧૪૯૩૪ છે. મુખ્ય ભાષા બંગાલી બોલાય છે. મુખ્ય નદીઓ હુગલી, રૂપનારાયણી, હાળદી અને સુલપુર સીલાઈ વગેરે છે. મુખ્ય ખેતી ઘંઉં, જવ, વટેણા, અળશી, રાઇ, તલ, સણ, અંબાડા, શેરડી, ગુલી, કપાસ અને મલબેરીની થાયછે. મીદનાપુરની ગુલી જગપ્રસિદ્ધ છે.

મુખ્ય શેહેર મીદનાપુર કલકત્તાની પશ્ચિમે ૬૮ મૈલ ઉપર છે. લોકવસ્તી ૩૨,૨૬૪ ની છે.

**મીનરવા**-રોમન નામ મીનરવા અથવા એથીની (ગ્રીક) એ જોવ અને મેટિસની પુત્રી હતી. એથીનીના જન્મ પેહેલાં ઝીયસ (જોવ) તેની માતાને ગળી ગયલો, અને છેવટે એથીની તેના પિતાના માથામાંથી યુદ્ધ બળ સાથે બખતરબંધ નિકળી પડી હતી.

**મીનલદેવી**— સિધરાજ જયસિંહ રાજાની માતા અને ચંદ્રપુરના રાજા જયકેશીની પુત્રી. કરણ રાજાપર એક ચિતારાએ મીનલદેવીના રૂપની ચિત્રધારે એવી તો અસર કરી કે કરણે તેનું માગું મોકલી લગ્ન કર્યાં. પણ લગ્ન પ્રસંગે તેણીનું રૂપ ચિત્ર પ્રમાણે નહિ જણાવાથી પોતે ચિતારાથી ઠગાયલો સમજી ભારે ક્રોધાયમાન થયો, પણ લગ્નમાં ભંગ નહિ કરતાં પરણી, મીનલદેવી સાથે કશો વ્યવહાર રાખ્યો નહિ. રફતે રફતે મીનલદેવીએ પોતાની વાકચાતુરી અને કવિતાથી કરણનું મન હરણ કરી તેની પ્રિતિ સંપાદન કરતાં તેને ત્યાં, સિધ્ધરાજ જયસિંહ જેવો પરાક્રમી પુત્ર થયો. પુત્ર થયા પછી કરણ દસ વર્ષ રહી મરણ પામતાં મીનલદેવીએ તમામ રાજ્યકારોબાર ત્રણ મંત્રિ સાન્તુ, મુંજાલ અને ઉદાની સલ્લાહથી ચલાવ્યો હતો. સિધ્ધરાજ પંદર વર્ષનો થતાં તેને પોતાની સાથે લઇ દેશેદેશ મુસાફરી કરી ઘણાંક ધર્મનાં કામો બજાવ્યાં હતાં.

**મોનિનેટ**—આ ફુલ ઝાડના તુરા ઘણા સુગંધિત હોયછે. એના છોડ માટે જમીન ઉંડી અને ખાતરવાલી જોઇએ, એને ઝાઝી પાણીની જરૂર હોતી નથી. એનાં બીયાં શ્રાવણથી આશ્વિન સુધીમાં રોપે છે. એનાં બીયાં જ્યાં ફુલ ઝાડ જોઇએ ત્યાં રોપે છે. એને સુકા દિવસમાં અવારનવાર પાણી પાવું પડે છે.

**મીન્નો**—આ માછલી લગભગ ૩ ઇંચના કદની હોય છે. આ માછલું કીડાપર નિર્વાહ કરે છે. અગાઉ આઇઝેક વાલ્ટનના સમયમાં આ નાહનાં માછલાંનાં ઈંડાં અને કાઉસ્લિપ જોડે ભેળી એક પ્રકારની રોટલી બનાવતા હતા. આ માછલી ઘણુંકરી કાંકરાવાળી નાહની નદીઓમાં અને જે નાળામાં ટ્રાઉટ માછલાં હોયછે ત્યાં જોવામાં આવે છે.

**મીમાંસા**—પૂર્વ અને ઉત્તર એવા ભેદથી બે પ્રકારના દર્શન. તેઓમાંના પેહેલામાં કર્મમાર્ગ અને બીજામાં જ્ઞાનમાર્ગ છે. પેહેલાનો કર્તા જૈમિની છે, અને બીજાનો કર્તા વ્યાસ છે.

**મીયુનીચ**—બવેરિયાનું પાયતખ્ત શેહેર. આ શેહેર સમુદ્ર સપાટીથી ૧૭૦૦ ફીટ ઉપર વેરાન ભાગમાં, વિયેનાની પશ્ચિમે ૨૭૨ મૈલ ઉપર છે. અત્રેની લોકવસ્તી ૧૮૦૦ માં ૪૮,૮૮૫ ની ને ૧૮૮૦ માં ૨૩૦૦૨૩ ની હતી ને હાલમાં ૩૫૦-૫૯૪ ની છે. તેમાં ૮૪ ટકા કૅથોલિક વસે છે. જર્મનીમાં આ એક સુંદર શેહેર ગણાય છે. આ શેહેર માહેલી ચિત્રકામ તથા રંગકામની હુન્નરશાળા વખણાય છે. ઇ. સ. ૧૮૨૫—૪૮ માં ૧ લા લુઇએ આ શેહેર

સણુગારવા પાછળ ૧૦૦૦૦૦૦ પાંઉડનો ખર્ચ કર્યો હતો, આવા મોટા ગંજાવર ખર્ચથી સુંદર ઇમારતો, પોહળા માર્ગો અને વિશાળ બગીચાઓ રોનકદાર આકારે પ્રજા ઉપયોગ માટે ખુલ્લાં મેલ્યાથી શેહેર અત્યંત શોભાયમાન દિસે છે.

**મીરખોન્દ**—ફારસી ઇતિહાસકર્તા. ઇ. સ. ૧૪૩૩ માં જન્મી ઇ. સન ૧૪૯૮ માં મરણ પામ્યો હતો. એનું ખરૂં નામ મહમદ બીન ખાવંદશાહ બીન મેહમુદ હતું. એનો જન્મ બોખારામાંજ થયો હતો. ને મરણ પણ ત્યાંજ નિપજ્યું હતું. એણે “રોઝાત ઉસફા” નામે પેગંબર, ઇમામ, ખલીફ અને શાહ એમનાં ચરિત્રના ગ્રંથો રચ્યા હતા.

**મીરજોળી**—આ વનસ્પતિના વેલા ઝાડની છાલમાં ઉત્પન્ન થાય છે, અને તેના મૂળ વૃક્ષમાંજ રહે છે. એની ગંધ ચમત્કારિક હોય છે. એનાં પાંદડાનાં દીંડાં એક તસુ લાંબા હોય છે. એનો રસ સુંઘતાં છીંક આવે છે. ઔષધિ ઉપચારમાં મીરજોળી ઘણી યોજેલી છે.

**મીરઝાપુર**—વાયવ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એની ઉતરે જોનપુર અને બનારસ; પુર્વે લોહારદગા અને શહાબાદ; દક્ષિણે સરગુજા અને પશ્ચિમે અલાહબાદ તથા રેવા સંસ્થાન; ક્ષેત્રફળ ૫૨૨૩ ચોરસ મૈલ છે. લોકવસ્તી ૧૧૬૧૫૦૮ ની છે. તેમાં ગામો ૫૩૨૨ છે; ભાષા હીંદી બોલાય છે. મુખ્ય નદી કર્મનાશા, ચંદ્રપ્રભા, કુન્હાર, શોણ, છે. મુખ્ય પાક ચોખા, બાજરી, નીમક, ઘઉં, જવ, અળશી, અને કઠોળનો છે. મુખ્ય શેહેર મીરઝાપુર, અહરોરા ને ચુનાર છે. મીરઝાપુર શેહેર બનારસની દક્ષિણ પશ્ચિમે રેલ માર્ગે ૪૫ મૈલ ઉપર છે. અત્રે શાલ, ગલીચા અને પીતળના તારનો ઉદ્યોગ હુન્નર ચાલુ છે. લોકવસ્તી ૮૪૧૩૦ ની છે.

**મીરત**—વાયવ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એનું ક્ષેત્રફળ ૨૩૬૨ ચોરસ મૈલ હોઇ તેમાં વસ્તી ૧૩૯૧૪૫૮ ની છે. શેહેરો ૧૭૧૬ છે, ને તેમાં ભાષા ઉર્દૂ બોલાય છે. મુખ્ય નદી ગંગા, હીંદાના વહેતી હોવાથી જમીન ફળદ્રુપ છે. મુખ્ય પાક ઘઉં, જવ, ચણા, અડદ, કપાસ, શેરડી, ચોખા, તલ વગેરેનો છે. નીકાશ વેપાર ધાન્ય, કપાસ, ને ગુલીનો ચાલે છે. આયાત વેપાર ઇંગ્રેજી વાસણો, મેનચેસ્ટરનું કાપડ, તંબાકુ, દવા અને મસાલાનો ચાલુ છે. મુખ્ય શેહેરો ગાઝીપુર, અને બાગપત છે. તેથી ઉતરતાં શેહેરો સરધાના, હાપુર, બરોત, ગરમુખ તેસર, બેકરા, શાહદેરા, હીંકરી, ચપરોલી, વાવલી, પીલકુલ, ફીરયલ, નિરપરા, સફરપુર, લવાર અને ફલંદા છે. મુખ્ય શેહેર મીરત દિલ્લીની ઉતર પુર્વે ૪૦ મૈલ ઉપર છે. ૧૮૫૭ માં અત્રે બળવાખોરોનું ભારે બળ હતું. વસ્તી ૧,૧૯,૩૯૦ ની હતી.

**મીરન હુસેન**—અહમદ નગરની નીજામ શાહીના અમલમાં આ પાદશાહ ઇ. સ. ૧૫૮૯ થી ૧૫૯૧ વેર રાજ્ય અમલ ભોગવી ગયો. એનો રાજ્ય અમલ રાજ્ય પ્રપંચીઓની ખટપટથી અસુખી નીવડયો. એના અમલમાં દક્ષીણી પ્રજા સરજોર બની અને તેણે પરદેશીઓની કતલ કરી હતી. એણે મીર્જાખાન દીલાજાને મારી નખાવ્યો હતો. આથી બંડખોરોએ એને પદભ્રષ્ટ કર્યો હતો.

**મીરસચામ**—સફેદ અથવા સેહેજ પીળા રંગની એક જાતની મટોડી જે તરતની ખોદી કાઢેલી હોય છે ત્યારે નરમ રહે છે, પણ હવામાં ખુલ્લી મેલતાં સખત બને છે. એમાંથી તુરકી લોકો તંબાકુ પીવાની પાઇપ બનાવે છે. મુખ્ય કરી એનો ઉપયોગ ચીકણી મટોડી જેવોજ થાય છે.

**મીરાંબાઈ**—આ જાણીતી કવીયણનો જન્મ સંવંત ૧૪૮૦ માં થયો હતો. એનો પિતા મીડતાના મેરતવાળા જયમ રાઠોડ હતો. સંવંત ૧૪૯૫ માં એનાં લગ્ન કુંભારાણા સાથે થયાં. મીરાંબાઇ તમામ વખત ઇશ્વરભક્તીમાં ગાળતી હતી. તેણીએ રાજપાટનું સુખ, ભોગવીલાસ, દગાફટકા

તથા પ્રપંચથી કંટાળી સઘળું તજી દઇ ભકતીમાર્ગ સ્વીકાર્યો હતો.

મીરાંબાઇને હમેશાં એકાંતવાસમાં રહેતાં જોઇ તથા સાધુ સમાગમમાં હમેશાં રહેતી જોઇ તેમનો ઘણી ઘણીવેળા અદેખો પડી બુરા શક લઇ જતો. પણ મીરાંબાઇ કશાંની દરકાર કર્યા વિના રાણાથી વેગળી વસી ઇશ્વરભજનમાં વખત ગાળતી. આથી કુંભારાણાએ તેનું સત્વ પારખવા ઝેરનો પ્યાલો મોકલ્યો, તે તેણીએ પીને ભજન કરવા માંડયું. એ ઝેરની અસર તેણીપર કશી થઇ નહિ પણ તે પછી જાત્રા કરવાને નિમીત્તે પોતાનો દેશ તજી વૃંદાવન તથા યમુનાજી તરફથી ફરતાં ફરતાં દ્વારકા ગયા. આ વેળા કુંભારાણાને મીરાંબાઇની પવિત્રાઇની ખાતરી થવાથી દ્વારકા તરફ તેડું મોકલ્યું પણ ત્યાં દ્વારકા ભેટવા જતાં સંવત ૧૫૨૦ માં મૂર્તિનાથને સાથે અદ્રશ્ય થયાં હતાં.

સૌંદર્ય અને શૃંગાર માટે મીરાંબાઇએ તેના સમયમાં બહુ નામના મેળવી હતી. મીરાંના કાવ્યો ભાટ ચારણો કરતાં વૈષ્ણવ ભકતોને વધારે જાણીતાં છે; અને તે કૃષ્ણને ઉદ્દેશીને છે.

**મીલટાયડીજ**—એ જાણીતો અથેનિયન યોધ્ધો "હેલેસ્પૉંટ" પાસેના "ખર્સાનેસ" નો સત્તાધિકારી હતો. એ અથેનીયન સાયમનનો બેટો હતો. એનો ભાઇ "સ્તેસાગોરાસ" ખાર્સાનેસમાં ઇ. સ. પૂર્વે ૫૧૫ માં મરણ પામતાં તેની જગ્યાપર તે નેમાયો હતો. ત્યાં એ ૨૨ વર્ષ સુધી હતો. પછી ઇ. સ. પૂર્વે ૪૯૩ માં એ અથેન્સ પાછો ફર્યો. મૅરેથોનની લઢાઇ દરમ્યાન (ઇ. સ. પુર્વે ૪૯૦ માં) ગ્રીક ફોજમાંના દસ સરદારમાંનો એ એક હતો. પણ એણેજ ભારે હિમ્મતથી ઇરાનીઓનાં ગંજાવર લશકરને હરાવ્યાથી એની ભારે નામના થઇ. તે પછી પોતાની ખાનગી મતલબ મેળવવા માટે એણે બાહાનું કાઢી અથેનિયન લોકો પાસથી કાફલો મેળવી તે "પેરાસ" ટાપુની પ્રજાપર ચઢાઇ લઇ ગયો, પણ તે કામમાં તેને જય નહિ મળવાથી, અથેનિયન લોકોએ તેનીપર જુઠી રીતે ફસાવવાનો આરોપ મેળી ભારે રકમનો દંડ કરી, મોત સુધીનાં કેદખાનાની સજા ઇ. સ. પૂર્વે ૪૮૯ માં કરી.

**મીલાન**—ઇટલીનાં મુખ્ય ત્રણ શેહેરોમાંનું એક એ વેનિસની પશ્ચિમે ૧૫૫ મૈલ ઉપર છે. આ શેહેર ગોળાકારમાં વસાયલું છે. અને તેની ત્રણ બાજુએ કોટ હોઈ તે ૮ મૈલ ઘેરાવામાં છે, ને તેને ૧૪ દરવાજા છે. અત્રેનું મુખ્ય દેવળ ૧૩૮૬ માં ફરી સુધારી બાંધ્યું હતું. જેને ૧૮૦૫-૧૩ માં નેપોલીયન પેહેલાના હોકમથી ફરી સુધારી વધારી બાંધ્યુંછે. એ શિવાય બીજા દેવળો ઇસ્વી સનની શરૂઆત પછીથી એક બે સદીના બંધાયલા છે. અત્રેની નેશનલ લાયબ્રેરી ૧૭૭૦ માં સ્થાપન કરવામાં આવી, તેમાં ૧૬૨૦૦૦ છાપેલા દફતરો અને ૩૬૫૦ હસ્તલેખોછે. તેમજ ૧૬૦૯ માં સ્થાપેલી એમ્બ્રોસીન પુસ્તકાલયમાં ૧૬૪૦૦૦ ગ્રંથો તથા ૧૧૦ હસ્તલેખો છે. તે ઉપરાંત સરકારી તથા પ્રજાકીય જાહેર ઇમારતો, પ્રાચીન અર્વાચીન કાળની ઘણીક રોનકદાર બાંધેલી છે. ઇ. સ. ૧૮૦૭—૩૮ માં બાંધેલો સુલ્હેનો મેહેરાબ તમામ સંગેમરમરનો છે. ઇટલીમાં નેપલ્સની મોટી નાટકશાળાની બરોબરીનો ઑપેરા હાઉસ, અત્રેનો "ડીલાસ્કાલા" ઇ. સ. ૧૭૭૮ માં બાંધેલો છે. ૧૪૪૮ માં સ્થાપેલી જાહેર ઇસ્પીતાલમાં ૨૫૦૦ દર્દીઓને એકી વેળા રાખવાની ગોઠવણ છે. અત્રે મુખ્ય ઉદ્યોગહુન્નર, મખમલ, સોનું, ચાંદી, અને લોઢાંના તાર, રેલ્વે ગાડીઓ, તંબાકુ, પોર્સિલીન ઇલેકટ્રોલાઇટ, એપૅરેટસ વગેરેના કારખાના છે. લોક વસ્તી ૧૮૭૬ માં ૨૮૩૨૨૫ ની, ૧૮૮૧ માં ૨૯૫૫૪૩ ની ને હાલમાં ૪૩૦૫૦૦ ની છે. ઇ. સ. પુર્વે ૨૨૨ માં અત્રે રોમન રાજ્ય સત્તા હતી. ઇ. સ. ૪૫૨ માં "હન્સો" એ "અટીલા" ની સરદારી તળે જીત્યું હતું;

અને ૫૩૯ માં ગોથોએ જીત્યું હતું. અત્રે ૫૯૬ પછી જર્મનોની અને ફ્રેન્ચોની સત્તા સ્થાપિત થઇ હતી. ૧૫૫૫ થી ૧૭૧૩ સુધી મીલાન સ્પેનીશોને તાબે હતું. તે પછી આસ્ટ્રિયાને તાબે ગયું. બોનાપાર્ટના સમયમાં એને ઇટલીનું સ્વતંત્ર શેહેર બનાવવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૧૫ થી ૧૮૫૯ સુધી એ ઇટલીને તાબે હતું પણ તે પછી એ આસ્ટ્રો-ઇટલીનું શેહેર છે.

**મીરલિગડોનીયા**—આ ઝાડ સીધું વધે છે. એપર વરસાદમાં અને થંડીમાં ઘણાં ફુલો આવે છે. એનાં મુળમાંથી ઝાડ ઉગી નિકળે છે. એનું ઝાડ ગમે તે જમીનમાં ઉગી શકે છે. એને કોઇ-કોઇ તો બુચનું ઝાડ કહે છે, પણ એ તે કાંઇ ખરૂં બુચનું ઝાડ નથી. એને શરૂઆતમાં ઉછેરવા માટે પાણી પુશકળ-પાવું પડે છે; પણ મોટાં થતાં ગરજ રહેતી નથી. એનું લાકડું સખત છે, પણ તે ઇમારતને ઉપયોગનું છે. હિંદમાં એપર ઝાઝાં બીયાં ઉગતાં નથી. દક્ષીણ અમેરીકામાં માત્ર પુષ્કળ બીયાં ઉગે છે. આ બીયાં પાતળાં પાંદડાં જેવાં હોય છે; તેથી ઝાડ ઉત્પન્ન થાય છે.

**મીસર**—આ શબ્દ અરબી ભાષાનો હોઇ તેનો અર્થ લાલ મટોડી થાયછે. તેને "હામ" નો દેશ પણ કહેછે. કેમકે ત્યાંજ હામના વંશજો વસ્યા હતા.

**મીસિસિપી**—ઉત્તર અમેરિકામાંની મોટી નદી, એનું કુલે ક્ષેત્રફળ ૧૨૫૭૫૪૫ ચોરસ મૈલ છે. એ શિવાય મીસોવરી, ઓહીઓ, લીલ નદી અને અરકાનસસ વગેરે ૪૦ નદીઓ એની શાખા ગણાયછે. મીસિસીપીની કુલે લંબાઇ ૨૯૬૦ મૈલની છે. જેમાંની ૨૧૬૧ મૈલ વહાણવટી લાયકની છે. એની શાખાઓ સાથે એના રેહમાં મોટા વહાણો જાવઆવ લાયકનો પાટ ૧૬૦૯૦ મૈલનો છે.

**મીસોવરી**—અમેરીકન યૂનીયનમાંનુ મધ્ય રાજ. એની ઉત્તરથી દક્ષિણ લંબાઇ ૨૮૦ મૈલની છે, અને દક્ષિણ તરફ એની પોહળાઇ ૨૦૮ મૈલથી ૩૧૨ મૈલની છે. એનું કુલે ક્ષેત્રફળ ૬૮૭૩૫ ચોરસ મૈલ છે. મીસોવરી નદી આ રાજ્યને બે ભાગમાં જૂદા પાડેછે. આ દેશમાં મીસોવરી તથા મીસિસિપી નદીના રેહ જૂદા જૂદા ભાગમાં વહેતા હોવાથી અત્રેની જમીન રસાળ અને સપાટ છે. અત્રે ચાલુ થંડક ૫૪ અંશ હોયછે, અને વર્સાદની રાસ ૪૧ ઇંચની હોયછે. આ દેશ તમામ ખેતીવાડીથી ભરપૂર છે, તેમાં ઇંડીયન ધાન્ય ઘઉં, પપેટા, બારલી, સણ, કપાસ, કાળાઘઉં તંબાકુ વગેરે પુશકળ પાકેછે. આ દેશમાં ખનીજ દ્રવ્ય લગભગ ૨૦૦૦૦ ચોરસ મૈલ ઉપર ફેલાયલું છે. તેમાં લોહું, સીસું, જસત, ત્રાંબુ, કોબાલ્ટ, નીકલ, ફાયરકલે, માર્બલ, ગ્રેનાઇટ અને ચુનખડી બેહદ મળે છે. રેલ્વે લાઇન લગભગ ૭૦૦૦ મૈલ ફેલાયલી છે. લોક વસ્તીમાં ૧૮૨૦માં ૨૦૮૪૫ની, ૧૮૪૦માં ૧૪૦૪૫૫ ની, ૧૮૬૦માં ૧૧,૮૨,૦૧૨ની ૧૮૮૦માં ૨૧૬૮૩૮૦ની અને ૧૮૯૦માં ૨૬૭૯૧૮૪ની હતી. ઇ૦ સ૦ ૧૫૪૧ માં પ્રથમ આ દેશ "ડી-સોટા"એ શોધી કાઢયો હતો. ૧૮૨૧ થી યુનીયનમાં ગણાયો ને ૧૮૩૬થી એ સ્વતંત્ર રાજય ગણાય છે.

**મુકતાનંદ**— આ ગુજરાતી ભાષાનો જાણીતો કવિ કાઠીયાવાડમાં ગઢડામાં શકે ૧૭૨૯માં હતો. ઉદ્ધવગીતા, ધર્મા ખ્યાન, સતીગીતા રૂકમીણી વીવાહ, કુષ્ણ પ્રસાદ અને ધર્મમત વગેરે ગ્રંથો એણે રચ્યા હતાં.

**મુકતાબાઈ**—આ જાણીતી કવીયણ જ્ઞાનદેવની બેહેન અને વીઠ્ઠલપંથની બેટી હતી. એ ઇ. સ. ૧૨૭૯ થી ૧૨૯૮ વચ્ચે થઇ ગઇ હતી; એના બીજા ભાઇઓ નીવૃતીનાથ અને સોપાનદેવ હતા.

**મુકુંદરાજ**—એ જાતે દેશસ્થ બ્રાહ્મણ હતો. એ ઈ. સ. ૧૨૧૧ ને સુમારે વાઈનગંગાને

કાંઠેના ગોજાઈઅંબા* ગામમાં રહેતો હતો. મરાઠી ભાષામાં પેહેલ્લવેહેલી કવિતા રચનાર તરીકે એજ પેહેલો કવિ થઇ ગયો છે. વીવેક સીંધુ અને ધર્મામામૃત એવા એના બે વેદાંત પર ગ્રંથો રચયલા અગાઉ જાણીતા હતા, પણ હાલમાં તે મળતા નથી. એનો એક શીષ્ય, જયંતપાળ રાજા હતો. મુકુંદરાજની ભાષા શુદ્ધ સરળ અને પ્રૌઢ છે.

**મુગવેલ**—મુગવેલના વેલા ઝાડને આસરે ઉગે છે. એના વેલા ચારથી પાંચ ઇંચ જાડા હોય છે. આ વેલા દક્ષિણ કોકણમાં ગોવા પ્રાંતમાં ઉગે છે. એના વેલાની હાથમાં પકડવાની લાકડી ઉત્તમ બને છે. એની સીંગોમાંથી બેઆની જેવડાં બીયાં નિકળે છે. આ બીયાંમાંથી તેલ નિકળે છે. આ તેલ ખજ, ખોરો વગેરે દર્દપર અકસીર ગણાયછે.

**મુચકુંદ**—ઇશ્વાકુ કુળોત્પન્ન માંધાતા નામે રાજાનો બિંદુ માતથી થયલો પુત્ર. એ પોતાના પિતા જેવોજ પરાક્રમી હોવાથી દૈત્યો સાથનાં યુદ્ધમાં દેવતાઓએ એને પોતાના પક્ષમાં લીધો હતો. એણે પરાક્રમો બતલાવી જીત મેળવવા થકી એ માંગે તે આપવા ઇંદ્રાદી દેવતાએ કહેતાં એણે પોતાના કુટુંબપરીવારને મળવા માગ્યું; પણ તેઓ સર્વે મરણ પામેલા હોવાથી એણે ઘોર નિંદ્રા માગી, પછી અઠાવિસમો પર્યાય શરૂ થતાં દ્વાપરને અંતે કૃષ્ણાવતાર થયો. તે વેળા કાલયવન કૃષ્ણ પાછળ લાગો હતો, ત્યારે કૃષ્ણે જાણીજોઇ મુચકુંદના ગુફામાં ભરાઇ જતાં કાલયવને મુચકુંદને જાગૃત કરતાં તેના કોપથી તે ત્યાંજ ભસમ થયો હતો. તે પછી કૃષ્ણે તેને દર્શન આપ્યું ને કહ્યું કે તેં કેટલાંક પાપ કર્યાં છે, (પૃથ્વીના લોભથી ને પરસ્ત્રી ગમનથી) માટે તું ઉત્તર દિશા તરફ જઇ મારૂં ધ્યાન ધર એટલે તારી મુક્તિ થશે. મુચકુંદ કૃષ્ણને નમન કરી બદ્રિકેદવારમાં જઇ રહયો હતો.

**મુચકુંદ**—આ એક જાતના વૃક્ષ ઘણાં ઉંચાંને વિશાળ ઉગેછે. એનાં ઝાડ, બીયાં તથા એની ડાંખળી રોપીયાથી ઉગેછે. એને આંઠદસ દિવસે પાણી સીપવામાં આવેછે. એનાં ઝાડપર વેંતભર લંબાઇના પિળાં ફુલો આવેછે. એનો સુવાસ સાધારણ હોયછે. આ ફુલને ચાર પાંખળી હોયછે. આ વૃક્ષ ઉપર ચોર આંબલીના જેવાં, પણ તે કરતાં નાહના ફળો આવેછે. એનું લાકડું ઇમારતનાં કામમાં ઉપયોગી હોયછે.

**મુઝફરગઢ**—પંજાબ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે દેરાઇસમાઇલખાન, ઝંગ; પૂર્વે ચીનાબ નદી; દક્ષિણે ચીનાબ અને પશ્ચિમે સિંધુછે. ક્ષેત્રફળ ૩૪૨૨ ચોરસ મૈલછે તેમાં જુમલે ગામો ૭૬૨ છે. લોક વસ્તી ૩૮૧૦૯૫ની છે. દેશ ત્રીકોણકાર હોઇ સિંધુ ને ચીનાબ વચ્ચે ઘેરાયલો છે. મુખ્ય પાક ઘંઉં, વટાણા, ચણા, જુવાર, મસૂર, કઠોળ, ઔષાધી વનસ્પતી, ચોખા, કપાસ, ગુલી અને શેરડીનો ચાલુ છે. દેશમાં રેલ્વે ૬૪ મૈલ ફરી વળેલીછે. મુખ્ય શેહેરો મુઝફરગઢ, ખાનગઢ, ખેરપુર અને આલપૂર છે.

**મુઝફરનગર**—વાયવ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એની ઉત્તરે સહરાણપુર, પુર્વે ગંગા, દક્ષિણે મીરી, અને પશ્ચિમે યમુનાછે. તેમાં લોકવસ્તી ૭૭૨૮૭૪ની છે, ગામો ૧૦૫૮ છે. મુખ્ય નદી ગંગા, યમુના, હિંદાન અને કાળી, વહેતી હોવાથી જગા ફળદ્રુપ છે. મુખ્ય શેહેરો મુઝફરનગર, જલાલાબાદ, પંજાબ અને દિલ્લી. રેલ્વે ૨૬ મૈલ આ જીલ્લામાં દોડે છે.

**મુઝફરપુર**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે નેપાળ, પુર્વે દરભંગા, દક્ષિણે ગંગા, અને પશ્ચિમે ચંપારણ, ગંડકનદી ને સારણપુર જીલ્લો છે. ક્ષેત્રફળ ૩૦૦૪ ચૌરસ મૈલ છે. તેમાં ૪૧૦૪ ગામો છે. વસ્તી

* આ ગોનાઇ અંબાગામ નિજામશાહીમાં છે. હાલમાં તેને મોમીનાબાદ કહે છે. એ જાદવ વંશમાંના જયંતપાળનું પાયતખત હતું, એની નજીક 'બીડ' અને 'ધારૂર' ગામો છે.

૨૭૧૧૪૪૫ ની છે. ભાષા હિંદી બોલાય છે. મુખ્ય નદી બાંધમતી, બાડીગંડકી, લંખનદાઇ અને બીયા છે. મુખ્ય પાક અફીણ, ગુલી અને તંબાકુનો થાયછે. મુખ્ય ગામો મુઝપર-પુર, હાજીપુર, લાલગંજ, મોહનાર, સરસુંધા, સીતામાહરી, ધાટારો, જાજબાગલી, બનાહિ-લવારા, કાંતા, સેહવારા, જરંગ, માનિકચક, વસંતપુર, ધનાવળી વગેરે છે.

**મુઝફ્ફરશાહ**—ગુજરાતમાં આ પાદશાહે ઇ. સ. ૧૩૯૬ થી ૧૪૧૧ સુધી રાજ્ય અમલ ભોગવ્યો હતો. ૧૧૯૩ માં ઈડરના રાજા રણમલ સાથે લઢી જય પ્રાપ્ત કરી માળવા અને ખાનદેશના રાજ્યકર્તાને પણ જીત્યા હતા. એણે હિંદુધર્મ તથા તેમના મંદીરોનો પુરો નાશ કર્યો હતો. સોમનાથના મંદીરને ભાંજી તેના પથ્થર વડે મસજીદ બંધાવી હતી. ઇ. સ. ૧૩૯૬ થી 'મુઝફ્ફરશાહ' ને નામે રાજ્યરૂઢ થયો હતો. આ સમયે દિલ્લીમાં તૈમુરલંગે ભારે ત્રાસ વર્તાવતાં મુઝફ્ફરશાહે સ્વતંત્ર પણે પોતાના નામના સિક્કા પાડી મસજીદમાં પોતાના નામનો ખુતબો પઢાવ્યો હતો. એનો બેટો તાતારખાન પણ પરાક્રમી હતો, પણ તે ટુંક ઉમરે મરણ પામતાં તેના પુત્ર અહમદખાને બપાવાને કેદ કરી પોતે રાજ્ય-રૂઢ થયો હતો. પણ આ પૌત્રે પોતાના દયાળુ બપાવાને ઝેરપાઇ ઇ. સ. ૧૪૧૧ માં મારી નાખ્યો હતો.

**મુમરા**—વાયવ્ય પ્રાંતમાંનું એક શેહેર. આગ્રાથી ૩૦ મૈલ ઉપર જમનાના જમણાકાંઠા ઉપરછે. અત્રે સંખ્યાબંદ મંદીર તથા મસજીદો છે. અત્રે વાંદરા તથા નદીમાંના કાચબાને ભાવિક હિંદુઓ પુજ્યભાવથી પુંજેછે, અને તેમને ખોરાક પુરો પાડેછે, અગાઉ એ બૌદ્ધ ધર્મનું મધ્યસ્થળ હતું. ૧૦૧૭ માં મહમદ ગજનીએ એનો નાશ કર્યો હતો; અને ૧૭૫૬ માં અફઘાનોએ લુટયું હતું. ૧૮૦૩ માં આ શેહેર બ્રિટીશ સરકારને હાથ આવ્યું. લોકસ્તી ૧૮૮૧ માં ૫૭૭૨૪ ની, હાલમાં ૬૧૫૦૦ ની છે.

**મુત્ર**—(જુઓ પીશાબ) મૂત્ર પીંડની રચના સૂક્ષ્મ નળીની બનેલી છે. આ નળીઓ કેટલાક ભાગમાં ગુંચળાવાળી અને કાંઇક ભાગમાં સરળ હોય છે. મૂત્ર લોહીમાંથી બને છે. શરીરના ઘસારાથી કેટલીક ખરાબ વસ્તુઓ લોહીમાં દાખલ થાય છે; તેને સાફ કરવાને મુત્ર કામ આવે છે. મુત્રમાં બે મુખ્ય વસ્તુઓ છે જેને "યુરીયા" અને "યુરિક ઍસીડ" કહે છે. તેમાં મીઠું, ગંધકનો તેજાબ, ચુનો, ફાસ્ફોરિક ઍસીડ, મૅગનીશીઆ, પોટાસ અને સોડાનો થોડો ભાગ તથા ઘણો ભાગ પાણીનો હોય છે; જે ઉપલી તમામ ચીજોને પીગળાવી નાખે છે. મુત્ર સ્વચ્છ પણ પીળચટા રંગનો ફીચીંત તીવ્ર વાસવાળો પ્રવાહી છે. બાહેર પડતી વેળા તે સ્વચ્છ હોય છે, તથાપી થોડો વખત બાહેર રહ્યા બાદ તે ડોહોળો જણાય છે, અને વાસ મારે છે. તેનો રંગ વખતે વધારેકરી પિળો રાતો હોય છે.

**મુત્રાવરોધ**—જ્યારે મુત્ર ઉતરી નહિ શકે ત્યારે તેને મુત્રાવરોધ કહે છે. પેશાબ પેદા થઇ મુત્રાશયમાં એકઠી થઇ રહ્યા છતાં બાહેર નીકળી શક્તિ નથી. અને કોઇ વેળા મુત્રપીંડનાં દર્દને લીધે મુત્ર ઉત્પન્ન થતું નથી. આવા મુત્રને નષ્ટ મુત્ર કહે છે. જ્યારે મુત્રાશય લાગણી રહીત બને છે, ત્યારે તે બાહેર પડી શકતો નથી; શરીરનો નીચેનો ભાગ જડ બને છે. ત્યારે મુત્રાશયની શકતી પણ નબળી બને છે. આથી દર્દીને ઘણી વેદના થાય છે. તે માટે આવી વેળા બે ત્રણ વેળા મુત્ર સળીથી પેશાબ કાઢી લઇ ગરમ પાણીથી મુત્રાશય સળી વાટે પીચકારીથી ધોવું પડે છે, અને લાગણી રહીત થએલા ભાગને સચેત કરવામાં આવે છે.

કેટલીક બાબતમાં મુત્રનું બંધીયાર પણું ઘણું કરી મુત્ર ગાંઠથી થાય છે. કેટલીક વેળા પથરી આડી પડવાથી અને કોઇ વેળા પ્રોસ્ટેટની બુદ્ધિને લીધે મુત્રાવરોધ

થાય છે. આથી આ દરેક કારણ માટે યોગ્ય ઈલાજ કરવો પડે છે.

**મુદગર**—એનાં ઝાડ કોકણ પ્રાંતમાં પુશકળ ઉગે છે. એના પાંદડા પાતળા ને ઘણા નજીક નજીક ઉગતા હોવાથી છાંયડો શીતળ હોય છે. એનાં ફળ મુદગરનું અચાર બને છે. પાકેલા મુદગારનો રંગ પિળો હોય કોઈ કોઈ તેને તેવાંને તેવાં ખાય છે. ફળ ઉપર ચાર તરફ ધાર હોય છે, એની યોજના ઔષધીમાં કરી છે.

**મુદ્રા**—ઇશ્વર પ્રસાદી તરીકે લાલચોળ કરેલી સીલનો છાપ હાથની બાજુપર ધાંમકો લે છે તેને મુદ્રા કહે છે. આવી મુદ્રા જે જાત્રાળુ લેતા નથી તેમને અપવિત્ર કહે છે. આ મુદ્રા મધ્ય સંપ્રદાયમાંના સ્વામી આપે છે, અને તેવી મુદ્રા સ્ત્રી, પુરૂષો, તથા બચ્ચાં પણ હોંસે હોંસે બાજુપર વેદના ખમી લઈ સામી દક્ષણા આપે છે. અયોધ્યામાં, મથુરામાં, જનકપુરમાં, ધરણી ધરમાં, તુપશીસ્યામમાં અને ડાકોર વગેરે ઠેકાણે મુદ્રા છાપવાનું કામ ચાલે છે. કોઈ ઠેકાણે શંખ ચક્ર, કેથે ધનુષ્યબાણ અને કેથે સુદર્શન વગેરે અનેક પ્રકારની મુદ્રાનો છાપ મારવામાં આવે છે.

**મનકીપર**—એનાં ફુલ સફેદ હોય છે. આ વેલા મુનકીપર ફુલો રાત્રે ઉગે છે. એના વેલા બીયામાંથી ઉગે છે, અને તેને વર્સાદની શરૂઆતમાં વાવવામાં આવે છે. એટલે ફુલો વર્સાદમાં અને થંડીમાં ઉગે છે, એના બીયાં સફેદ હોય છે, અને પાંદડાં મોટા હોય છે.

**મનકર** અને **નકીર**—નામે બે ફરેસ્તા માટે મુસલમાન એત્તેકાદમાં જણાવવામાં આવે છે કે તેઓ મનુષ્ય મરણ પામતાં તેની કબરમાં પેહેલી રાત્રે આવી પરીક્ષા લે છે. અને તેને ખુદા તથા પેગમબર ઉપરના ઇમાન અને ઇસ્લામ ધર્મ વિષે સવાલ પુછે છે. તે મનપતિજ સવાલનો જવાબ આપ છે કે તેને પ્રકાશ મળે છે; નહિ તો તેને અંધકાર અને દુઃખમાં રહેવું પડે છે.

**મુંબઈ ઈલાકો**—હીંદુસ્તાનમાંનો આ એક આગેવાન ઇલાકો છે. એની ઉતરે પંજાબ ઇલાકો, રજપુતાના માહેલા સંસ્થાનો તથા બલુચીસ્તાન; પુર્વે મધ્ય હિંદુસ્તાન માહેલા સંસ્થાનો, મધ્ય પાંત; પશ્ચિમે વરહાડ અને નિઝામનું રાજ્ય, દક્ષિણે મદ્રાસ ઇલાકો અને માયસોરનું રાજ્ય; તથા પશ્ચિમે આરબી સમુદ્ર છે. એનું કુલે ક્ષેત્રફળ ૧,૨૨,૬૬૭ ચો. મૈ. છે. તેમાં ૨૭૩૭૭ ગામો ને લોક વસ્તી ૧,૮૮૫૭૦૪૪ ની છે. દર ચૌરસ મૈલે વસ્તી ૧૫૦૦૭૮ ની છે. ધર્મ વાર વસ્તી—

| | |
|---|---|
| હીંદુ લોક વસ્તી... | ૧,૪૬,૫૭,૧૭૯ |
| જૈન ને બૌધ્ધ ... | ૨,૪૧,૦૬૧ |
| પારસી ... | ૭૩,૯૪૫ |
| મુસલમાન ... | ૩૫,૦૧,૯૧૦ |
| જયૂ... | ૮,૬૩૫ |
| ઍનિમિસ્ટીક ... | ૨,૧૩,૬૧૮ |
| ખ્રિસ્તી ... | ૧,૫૮,૭૬૫ |
| બીજા ... | ૯૨૭ |

જુમલે—૧,૮૮,૫૭,૦૪૪ની છે.

મુંબઇ ઇલાકાનો લંબો આકાર છે. એના ભૂગર્ભશાસ્ત્રીઓએ બે વીભાગ કર્યા છે. પેહેલો નર્મદાની ઊત્તર ભણીનો અને બીજો નર્મદાની દક્ષિણ ભણીનો. ઊત્તર ભણીનો પ્રદેશ ફળદ્રુપ છે. તો ત્યાંની જમીનમાં રેતીની સારી ભેળછે. આથી તે તરફ નેહેર યા કુવા વાટે પાણી મેળવવામાં આવેછે. દક્ષિણ ભણીના પ્રદેશમાંનો તાપી તથા નર્મદા આ બન્ને નદી વચ્ચેનો પ્રદેશ ફળદ્રુપ છે. ત્યાંની જમીન કાળી કપાસ ઊગાડવા લાયકનીછે.

આ ઇલાકામાં મુંખ્ય પર્વતો હાવા, ખીરતારી જુનાગઢનાં પર્વતો; અરાવલી પર્વતની હાર, પાવાગડનો ડુંગર, સાતપુડા હાર, સૈહ્યાદ્રી પર્વતોની હાર, અજંટાના પર્વત અને મહીકાના ડુંગરો છે. મુખ્ય નદીઓ સીન્ધુ, સાબરમતી, મહી, નર્મદા, તાપી, સરાવતી, ગોદાવરી, કૃષ્ણા, પ્રવરા

પીમા, વેણી, કોયના, પંચગંગા, ઘટપ્રભા, મલપ્રભા, નીરા, મુળામુઠા, ઈંદ્રાયણી, દવોડાનદી વગેરે. મુખ્ય અખાત ખંભાતનો અને કચ્છનોછે

આ ઇલાકામાં ખનીજ ખાણો ઘણીજ થોડી છે, પથ્થર માત્ર તર્હેવાર જાતનાં મળેછે. માત્ર 'ટેગુર'માં લોખંડની ખાણુછે. ધારવાડમાં સ્લેટના પથ્થર જડે છે. કરાંચીના ડુંગરમાં ચુનખડી મળેછે. બલુચીસ્તાનના ડુંગરમાં જીપસમ જડે છે; તથા તાંબુ, સિસું, ગંધક અને ઍંટીમની આ પર્વતમાંથી મળેછે.

જંગલમાંની મુખ્ય ઉત્પતી, સીસમ બાવળ, સાદડ, ઇબની, સાગ, આંબા, ફણસ, બોર, બેલ, ખૈર ઉંડી, મોહ, નારીયળી, તાડ, ખજુરી, માડ, વગેરે ઇમારતી લાકડાંનાં જંગલો કિમતી છે. મુખ્ય પાક ઘઉં, બાજરી, જવ, ચણા, તુવેર, મગ, તેમજ રાઈ, એરંડીયાના ઝાડ, કરડઇ વગેરે પાકેછે. કપાસ, અંબાડા, જ્યૂટનો પાક સહુથી મોટો થાયછે. ખેડા જીલ્લામાં ઉત્તમ જાતનો તંબાકુ પાકેછે. મુખ્ય નેહેરો કૃષ્ણા, હાતમતી, ખારી નદી, ખારા ઘોડા, પાલખેર, બેલગાંવ વગેરે છે.

મુબઇ ઇલાકો વેપાર ઉદ્યોગનું મુખ્ય મથક ગણાય છે. તેનાં ત્રણ જાણીતાં બંદર મુંબઇ, કરાંચી અને એદન જાણીતાં છે.

આ ઇલાકામાં મુખ્ય બોલાતી ભાષા ગુજરાતી મરાઠી, કાનડી, સિંધી, વગેરે છે.

મુંબઇ ઇલાકામાં ૩૧ રેલ્વે લાઇનો ફરી વળેલી છે. તેમાં ગ્રેટ ઈંડીયન પેનીનસુલા ૧૨૮૭ મૈલ છે. નહાનામાં નહાની રેલ્વે લાઇન ઊમરાવતી તરફ ૫½ મૈલ લાંબી છે.

આ ઇલાકામાં જુદે જુદે સ્થળે હવામાનનું પ્રમાણ જૂદું જૂદું જોવામાં આવેછે.

ઊપલા સિંધમાં ૧૩૦° ડીગ્રી ગરમી પડે છે, સિંધ હૈદ્રાબાદમાં સખત ગર્મી માત્ર ૯૮ અંશ પડે છે. કોકણ તરફના કેટલાક દેશમાં વર્સાદ કદી કદી ૩૦૦ ઇંચ વેર પડે છે, ને કચ્છ કાઠીયાવાડ તરફના કેટલાક ભાગમાં માત્ર ૯ ઇંચ વર્સે છે.

આ ઇલાકામાં એક લાખથી વધારે વસ્તીવાલાં પાંચ શેહેરો છે, તથા બધી મળી ૧૬૫ મ્યુનિસીપાલીટી છે અને આ શેહેર સુધરાઇ ખાતામાં ભાગ લેતા ૨૧૦૦ સભાસદો છે. ઇ. સ. ૧૯૦૧–૨ માં કરવેરાની ઉપજ રૂ. ૪૦,૦૦,૦૦૦.ની હતી અને મેહેસુલની ઉપજ રૂ. ૪,૪૧,૦૦,૦૦૦ ની, જંગલ ખાતાની ઉપજ રૂ. ૨૪,૦૦,૦૦૦ ની હતી. તમામ 'રેવીન્યૂ' ઉપજ રૂ. ૧૨,૮૨,૦૦,૦૦૦ ની હતી.

પરદેશથી આ ઇલાકામાં ૧૯૦૧–૦૨ માં ૩,૨૦,૦૦૦૦૦ પૌંડનો માલ આયાત થયો હતો. અને નિકાશ માલની કિંમત ૩,૬૦,- લાખ પાઉંડની હતી. આજ સાલમાં આ ઇલાકામાં ૩૮૬૮ વાહાણોં નવાં બાંધવામાં આવ્યાં હતાં. આ ઈલાકામાં જુદી જુદી જાતનાં ૩૮૩ કારખાનાં છે.

મુંબઇ ઇલાકામાં મુંબઇ અને કરાંચી એ બે બંદરો પશ્ચિમમથી હીંદમાં દાખલ થવાના બે દરવાજા છે. અને જ્યાં સુધી વાયવ્યકોણ તરફથી સરહદનો ભય રાજ્યને મટયો નથી ત્યાં સુધી તે બંદરો ઘણાં અગત્યનાં છે. આ ઇલાકાનું પાછલા સમયનું સુંદર કોતરકામ બીજા કોઇ પણ ઇલાકા કરતાં ચઢિયાતું છે. કાર્સિવ અને બાસીક નજદીકની બૌદ્ધ, ગુફા, અદજુંટા અને ઇલોરાની ગુફા, બીજાપુરમાં આદિલશાહી રાજ્યનાં ખંડીયરો, અમદાવાદની મસજીદો, રોજા, વાવ, ભદ્રનાં કિલ્લાની બારીઓ વગેરે, ખંભાત, ધોળકા, ડભોઇ તરફનાં ખંડીયરો અને સિંધના નળીયાં એ સર્વ ખાસ વખાણવા લાયક કારીગરીના નમુના છે.

**મુબારક ખીલજી**—અલાઉદીન ખીલજીનો ચોથો બેટો. એ મલીક કાફુરના માર્યા ગયા પછી પોતે રાજ્યાસનપર ઇ. સ. ૧૩૧૬ માં બેઠો અને શાહજાદા તથા બેગીઓને મારી નાખી ખીજરખાનની બાનુ દેવળદેવીને પોતાની પટરાણી બનાવી. મુબારીક દુર્વ્યસની અને કુછંદી હતો. તે ખુદ દરબાર અને જાહેર મીજબાનીઓમાં નાચનારીઓ

સાથે નાચવામાં ભાગ લેતો અને ગુલામોને મોટા ઓદ્ધા બક્ષતો. એનો એક માનીતો ગુજરાતી રજપૂત ગુલામ મુસલમાન થઇ હરનામ ધારણ કરી વડા વજીરની પદ્વિ ધારણ કીધી હતી. આ હસને પાછળથી મલેકખુસરૂની પદ્વિ ધારણ કરી અને ગુજરાતમાંથી પોતાની જાતનાં ૨૦,૦૦૦ જાતીલાઓને તેડાવી તેમને રાજ્યમાં મોટા-મોટા ઓદ્ધા આપ્યા હતા.

મુબારીકે ગાદીએ આવતાં અલાઉદીને કેદ કરેલા ૧૭,૦૦૦ કેદીઓને છોડી મેળી સખતીના કર બંધ કર્યા અને વ્યાપાર તથા જીંદગીને રક્ષણ આપ્યું. ઇ૦ સ૦ ૧૩૧૮માં એણે "અઇનુલમુલ્કને" ગુજરાતપર ચઢાઇ કરવા મોકલી પોતે દક્ષીણુપર ફોજ લઇ ગયો અને તે તરફ યાદવ વંશનો નાશ કરી ઇસલામી અમલ સ્થાપ્યો. મલીક ખશરૂએ મલબાર વગેરે પ્રાંત જીતતાં ૧૩૧૯માં મુબારીકે તમામ કારોબાર તેને સોંપ્યો. પણ આજ ખુશરૂએ મુબારીકને ઇ૦ સ૦ ૧૩૨૦માં મારી નાખી પોતે દિલ્લીનાં તખ્તપર બેઠો હતો. પાછળથી ખુશરૂએ જાહેરમાં ઇસલામી ધર્મનો ત્યાગ કરી મસજીદો ભંજાવી કોરાનને અપમાન આપી હિંદુ રાજ્ય સ્થાપવાની કોશીસ કરવા જતાં પંજાબના હાકેમ ગાઝીડીબેગે તેને હાર માર્યો હતો.

**મુમતાજ મહાલ બેગમ**—જગ પ્રસિદ્ધ નૂરજેહાન બેગમના ભાઇ વજીર આસોફખાનની બેટી અરજમંન્દ બાનુ, શાહ જેહાનની મુમતાજ મહાલ બેગમના નામે મશહુર થઈ ગઇ છે. આ બાનુ નામ તેના માનાર્થે બંધાવેલા તાજ મેહેલથી યાદગાર થઇ ગયું છે. મુમતાજ મહાલનો જન્મ ઇ૦ સ૦ ૧૫૯૨માં થયો હતો ને શાહાજહાન સાથે લગન ૧૬૧૨માં થયાં હતા. આ લગનથી તેણીને ૧૪ ફરજંદોની વૃધી થઇ હતી. પણ તેણીની છેલ્લી બાળક શાહાજાદી "દહેરઆરા" ના જન્મવા પછી થોડાક કલાકમાં ૭મી જુલાઇ ૧૬૩૧માં દખણુમાંના બુરહાન ગામમાં મરણુ પામી હતી. પેહેલાં તેણીના શબને ઝઇનાબાદમાંના બગીચામાં દફ્ન કરવામાં આવ્યું હતું, પણ પાછળથી તાજ મહાલમાં લઇ જઈ દાટવામાં આવ્યું હતું.

**મુરધાબ**—આ નદી હીરાતનાં ઉત્તર પૂર્વ પર્વતમાંથી વહેતી, ઉત્તર પશ્ચિમ તરફ વલન લઇ તુર્કસ્તાનનાં વેરાનમાંથી વધતી મર્વથી આગળ વધે છે.

**મુર્છના**—સ્વરને મુર્છા પમાડવી એટલે બેહોશ કરવો તેને મુર્છના કહેછે. જેમકે ખરજથી રિખત્ર સુધી અથવા રિખવથી ગંધાર સુધી જવું છે, તેમાં એકથી બીજો સ્વર લેવામાં જે અવાજ જાય છે તેને મુર્છના સમજવી. તે મુર્છના ત્રણ સપ્તકની મળી ૨૧ થાય છે, તેનાં નામ નીચે દર્શાવ્યાં છે.

મદ્ર સપ્તકની મુર્છના.
માર્ગી.
પૌરવી.
મંદાકીની.
ઉત્તરમદ્રાં.
તુજની.
ઉત્તરાયતા.
શુદ્ધષડ્જા.
મન્સ રીકૃતા.
અશ્વક્રાંતા.
આભિરૂદ્રગના.
સૌવિરી.
હરિણાશ્વા.
કલોપનતા.
શુધમધ્યા.

તાર સપ્તકની મુર્છના.
વિશાલા.
સોમવી.
વિચિત્રા.
રોહિણી.
સુખા.
અલાપીની.

---

**મુર્તી પૂજા**—દુનિયાના જૂદા જૂદા દેશોમાં પ્રાચીન કાળથી મુરર્તીપુજાનો રેવાજ જાએજ થએલો જોવામાં આવે છે. ક્રમવાર જોતાં પ્રાચીન મીસર યાને ઇજીપ્તમાં પશુ પુજા ચાલુ હતી, અને તે કારણથી ત્યાંના લોકો પોતાના દેવતાની મુર્તીના મોહ જાનવરો જેવાં રાખતા. તેમાંના કેટલાકમાં પક્ષી જેવાં, કોઇના કુતરા જેવાં, અને કેટલાકના બકરાં જેવાં, એ રીતે જૂદા જૂદા જાનવરના મ્હોડાંના આકારના બનાવતા. ઈજીપશિયનોમાં સૂર્ય દેવતાનું નામ 'રા' હતું. આ રા ની મુર્તીનો આકાર માનવી જેવો હોઇ તેના ગળાંથી

માથાં સુધી ચાંચદાર મ્હો, માંથે ગોળો અને તેમાં સાંપ ફેણવાલો ગોઠવેલો રહેતો. આ 'રા' દેવતાનાં એક હજાર નામો જાણીતાં હતા. એસિરીયસ એ 'રા' દેવતાનો એક પ્રકાર હતો. 'રા' એટલે સૂર્ય દેવતા, અસ્ત પામતાં તે વખતથી તે પ્રાતઃકાળ થવા સુધી એસિરીઅસ એજ સૂર્ય કહેવાતો, અને તે ઉપરથી તેને પાતાળનો દેવતા અને મરણ પામેલાનો ન્યાયાધીસ એમ કહેતા. આ દેવતાની પૂજા અગાઉ ભારે ધૂમધામથી થતી. ઇજીપશીયનોનાં પ્રાચીન રેવાજ મુજબ એસિરીયસ પોતાની બેહેન સાથે પરણ્યો હતો. એસિરીયસ અને આયસીસ આ દેવતાઓ હમેશાં ખેતીવાડીનાં કામમાં રોકાયલા રહેતા હતા; તે ઉપરથી તેમના ચીન્હો ગાય અને બળદના છે. તે પછી એસિરીયસના ભાઇ "ફ્રેયરોને, નીચ પણે પોતાના ભાઇને મારી નાખવાથી તેની બેહેન આયાસસે ભારે શોક કરી અશ્રૂ ઢાળ્યાં તેથી એબિસીનિયાંમાંના પહાડોપર વર્સાદ વરસી નાઇલમાં રેલ આવી અને તે પછી દર સાલ નદીમાં રેલ આવે છે, એમ ત્યાંનાં લોકો માનતા.

ઇજીપશિયનોનો બીજો દેવતા ચંદ્ર હતો, જેને તેઓ 'વાથ' કહેતા. તેનું તમામ શરીર માનવી જેવું અને માથું માત્ર 'આયબીસ' પક્ષી જેવું હતું. ચંદ્રને આ લોક વિધાનો દેવતા કહેતા. એસિરિયસનો વિશ્વાસુ મિત્ર 'એનુબીસ' હતો, જેનું શરીર માનવી જેવું ને માથું કુતરા જેવું હતું. આ સિરિયસનું યાને લુબ્ધ તારાનું ચીન્હ કહેવાતું. જે મુજબ કુતરો પોતાના ભસવાથી ધણીને સાવચેત કરે છે, તે પ્રમાણે આ તારો આકાશમાં ચમકવા માંડતાં નાઇલના પૂર આવવાની આગાહી થતી, તે ઉપરાંત કેટલાક દેવતાનાં મોહડાં બીલાડી જેવાં, કોઇનાં વરૂ જેવાં, કેટલાકનાં દેડકા તથા સાંપના જેવાં હતા.

સોસવાટ જેવાં, અને કેટલાંકનાં ઇજીપશિયનોમાં કેટલાંક દેવતાનાં માથાં માનવી જેવાં હતા. 'ફતા' દેવતાની મુર્તી સરખી હોઇ તે આસ્તિતત્વનું ચીન્હ હોવાથી તેના હાથમાં એક લાકડી આપેલી હતી. હિંદુઓનાં વિશ્વ કર્મ જેવોજ એ ઇજીપશિયન દેવતાઓનો સિલ્પશાસ્ત્રી કહેવાતો. તેઓ પોતાના કેટલાક દેવતાને ખરાબ સ્વભાવના માનતા. છતાં તેને સંતુષ્ટ કરવા પૂજતા, અથવા તે દેવતાઓની નાહની નાહની મુર્તીઓ બનાવી તેમને ગળામાં પેહેરતા. આથી જંત્રમંત્રની અસર થતી નહિ.

જે પ્રમાણે હિંદુઓમાં બ્રહ્મા, વિષ્ણું, મહેશ એમની એક મૂર્તી, તે પ્રમાણે મીસરી લોકોમાં અનેક ત્રિમૂર્તિઓ છે; પણ તે તમામ પરસ્પરથી તદન ભિન્ન હતી. કારણ દરેક શેહેર માહેલા લોકો પોતાનાં તેવા ત્રણ પૂજ્ય દેવતાની એક ત્રિમૂર્તી બનાવતા. એ મુજબ જૂદા શેહેરો માહેલા લોકો પુજા કરતા હતા. એક શેહેર માહેલાં જ્યારે સોસવાટની પૂજા કરતા ત્યારે બીજા શેહેરનાં તેનું અપમાન કરતા. અને તેથી ઘણી વેળા અપસમાં ધર્મ યુદ્ધ ઉપન્ન થતા હતા.

**ઍસિરીયન તથા બાબિલોનિયન મુર્તીપૂજા**

આ બન્ને પ્રાચીન દેશો તાઇગ્રીસ અને યૂફ્રેતીસ નદીના કાંઠા ઉપરના છે. આ દેશો પ્રાચીન કાળમાં અત્યંત બળવાન ગણાતા હતા. અને તેઓ, સુધારા વધારામાં આગળ વધ્યા હતા. તેમની લખવાની લિપિ અજાયબ જેવી હતી. તેમનાં અક્ષરો ખીલા રોકી હતા. અને તેઓ ઈંટરડી ઉપર કોતરતા.

આ બન્ને દેશના ધર્માધિકારીઓ જયોતિષી પણ કેહેવાતા હતા. અને જ્યોતિષોનો મૂળ દેવતા કહીએ તો ગ્રહ. અને તે દિવસ કરતાં રાત્રેજ સ્પષ્ટ દેખાતા હોવાથી તેમને ગર્મીની મોસમ કરતાં થંડીની રાત્રે ઘણી ખુશકારક લાગતી. તેઓ સૂર્ય દેવતા કરતાં ચંદ્ર દેવતાને ભારે માન આપતા પણ મુખ્ય કરી ત્યાંના તમામ લોકો ગ્રહ તથા તારાની પુજા કરતા હતા.

એસીરીયસનો સેટર્ન (શની) એટલે "નીન"ને રણ દેવતા તથા શીકારનો દેવતા ગણી માન આપતા. તેની મુર્તી બળદના આકારની

હોય તેને પાંખો ચોંટાડેલી રહેતી, અને તેનું માથું માનવી જેવું હતું.

બાબીલોનીયનોનો લોક પ્રિય દેવતા જ્યૂ-પીટર (ગુરૂ) યાને "મેરોડાક" હતો. એના દેવાલયને ગ્રીકો બેલનું મંદર કહેતા. આ 'બેલ' અથવા 'બાલ'નો અર્થ પ્રભૂ થાય છે; અને જ્યૂ સ્થંભોપર તે વખતે તેનું નામ "બેલમેરોડાક" લખતા હતા.

"નીગ્રલ" દેવતાને માર્સ (મંગલ) હતો, અને તે તેઓ રણ દેવતા તથા મૃગ દેવતા કહેતા. આ દેવતાની મુર્તીનો આંકાર સિંહ પ્રમાણે હોય તેનું ડોકું માનવીના માથાં જેવું હતું. આ દેવતાની મુર્તીને તેઓ મેહેલોનાં દરવાજાપર ગોઠવતા. પ્રથમ તેઓ "નીન' દેવતાને બહુ માન આપતા, પણ પાછળથી "નીગ્રલ"ને બહુ માન આપવા લાગા. ઇષ્ટર દેવતા તે વીનસ (શુક્ર) કહેવાતો અને એનેજ ખ્રીસ્તી શાસ્ત્રમાં "અષ્ટરોથ" યાને આકાશની રાણી કહેલી છે. તેના ઉપાધ્યા હીજડા રહેતા અને તેઓ સ્ત્રીનો પહેરવેશ પહેરતા, આથી તેઓ ખંડોબાની મુરતી જેવા દેખાતા. તે જમાનામાં આ દેવતાના માનાર્થે ત્યાં પ્રજાની દરેક સ્ત્રીને પોતાની જીંદગીમાં એક વખત પણ વેષ્યાનો ધંધો કરવો પડતો.

"નેબો" દેવતા એ મરકયૂરી (બુધ) હતો અને તેને તેઓ જ્ઞાન દેવતા કહેતા. નીનીવેહના પાદશાહી પુસ્તકાલંયમાં "નેબોનું' ડાહપણ આ નામનો એક ગ્રંથ છે, એમ તે જમાનાનાં લોકો માનતા.

પ્રાચીન કાળમાં તે દેશનાં લોક કેટલાક અચલ તારાઓની પણ પુજા કરતા. જરતોસ્તીઓનાં ધર્મ ગ્રંથોમાં જણાવેલું છે કે સીરિયસનો પ્રતિનિધી જે તેશતર તીર ઈજદ તેના હાથમાં ઇંદ્ર પ્રમાણે વર્સાદ વરસાવવાના અધિકાર છે અને દુશકાળના રાક્ષસનો તે મોટો દુસ્મન છે.

એસિરીયનો "નિસકાર" દેવતાની પૂજા કરતા હતા. નિસકારનો અર્થ મોટો ગરૂડ પક્ષી એવો થાયછે. પ્રાચીન કાળમાં ઇરાની લોકો અને મહમદ પેગંબરની આગમનજનાં આરબો આ પક્ષીને અત્યંત પુજ્ય માનતા.

**ફીનિશિયન અને કાર્થેજીયન પ્રજા** ભુમધ્ય સમુદ્રની પૂર્વ તરફના કિનારા ઉપરનાં દેશમાં વસ્તી હતી. તેઓમાંના કેટલાકો ત્યાંથી નિકળી આફ્રિકામાં રહેવા ગયા. અને હાલમાં આફ્રિકામાં ટ્યૂનિસ નામે જે શેહેર છે તે શેહેર નજદીકમાં તેઓએ એક મોટું શેહેર વસાવ્યું હતું. તેમને તે પછી કૉર્થેજીયન એવું નામ મળ્યું. આ પ્રજામાં દેવી દેવતાની ભારે સંખ્યા હતી. તેઓમાં મુખ્ય દેવતા બાલ અને દેવી "અષ્ટરોથ" હતી. તેમના "ડૅગોન" નામની મુર્તીનો આકાર માછલી જેવો હતો અને તેનું માથું માનવીના માથા જેવું હતું.

"મોલાક" દેવતાની પુંજા કૉર્થેજીયનો ભારે પુજ્યભાવથી કરતા. "મોલાક" શબ્દનો અર્થ રાજા એમ થાયછે. મોલાક એ શની ગ્રહનો દર્શક હતો. તેની મુર્તી પિત્તળની બનાવેલી હોય તે માંહેથી પોકળ હતી. તેનું માથું વાછરડા જેવું હતું. તેઓ દર સાલ તે મુર્તીને માનવીનો ભોગ આપતા. કોઇ વેળા ભારે સંકટ ગુજરતાં અસંખ્ય ભોગ આ દેવતાને ચઢાવતા. આ મુર્તી ખુરસીપર બેઠેલી ખડી હતી, અને તેના હાથ બાહેર કાઢી બન્ને હથેલી ફેલાવેલી હતી. આ હાથોની નીચે એક ધકધગતી ચેહ ગોઠવતા, જેથી હાથો તદન લાલ ચોળ થતા. માય બાપો પોતાના બચ્ચાંને રમાડતાં રમાડતાં ભારે પુજ્ય ભાવથી પેલા ધગધગતા હાથમાં મેળી તેનો ભોગ ચઢાવતા. આવ ભયંકર રેવાજ બંધ કરવા માટે રોમન હાકેમે આ મુર્તીના પુજારીઓને મંદીર નજદીકનાજ ઝાડ ઉપર ફાંસીએ લટકાવી આ ક્રૂર રસમ બંધ પાંડી હતી. પણ તે રસમ છુપી રીતે કોઇ કોઇ વેળા અમલમાં મેળતા. આવી રીતે બે ત્રણુ સદી ગુધી આ રસમ ચાલુ હતી પણ પાછળથી બંધ પડી હતી.

થોરના અનુયાયીઓ મુર્તિ પુજાની શરૂઆત ઇબ્રાહીમના દાદાના પિતા સેરૂધના વખતથી માને છે. રોમન લોકોમાં આ સવાલના સંબંધમાં એવી દંતકથા છે કે રોમ્યુલસ અને રોમનસ (રેમસ) નામના બે ભાઈઓ ફ્રેંક લોકોવાળા દેશના હતા. તેઓએ ગાદીએ આવવા પછી રોમ શેહેર બાંધ્યું હતું. તે પછી રોમ્યુલસે પોતાના ભાઇને મારી નાખ્યો હતો; અને તેને પરિણામે માહોમાંહેની લડાઇઓ અને મુશકેલીઓ ઉત્પન્ન થઇ હતી. આખરે રોમ્યુલસે પશ્ચાતાપ કીધો અને તેને સ્વપ્નું આયું કે જો તે તેના ભાઇને ગાદીએ બેસાડશે તો સુલેહ થશે. તેથી તેણે રોમનસની સોનાની મુર્તી બનાવી અને પોતાની સાથે તે મુકી અને તેમ તે હમેશાં કરતો હતો. "અમે (નહિ કે હું) ફલાણો અને ફલાણો હુકમ કીધો છે" અને ત્યાર પછીના રાજાઓમાં તેજ પ્રણાલી પડી છે. તે કારણથી મુશ્કેલીઓ નરમ પડી. પોતાના ભાઇના ખુનને લીધે જેઓ તેના ઉપર ઇતરાજી કરતા હતા તેઓને પોતા તરફ લાવવા માટે તેણે જોકે જાહેર ખેલની શરૂઆત કીધી હતી. તે ઉપરાંત તેણે સૂર્યની યાદગારીમાં એક સ્થંભ ઉભો કીધો હતો. તેની ચાર મુર્તીઓ હતી અને તે ચાર ઘોડાપર બીરાજમાન હતી. લીલી મુર્તી પૃથ્વી માટે, રાતી અગ્નિ માટે અને સફેદ હવા માટેની હતી. અગીયારમી સદીમાં આ સ્થભં સારી હાલતમાં હતો.

પ્રાચીન ગ્રીક લોકો પણ મુર્તીઓને પોતાની તથા પ્રથમ કારણ રૂપ ઇશ્વરની વચેના આડત્યા સમાન માનતા હતા અને તે મુર્તીઓની પૂજા તારાઓ તથા ઉત્તમ પદાર્થોનાં નામથી કરતા હતા. તેઓ ઇશ્વરને નિષેધાત્મક વિશેષણથી વર્ણતા, કારણકે માનુષી દ્રવ્યોથી તે વર્ણવી શકાય નહિ એમ માનતા અને તેને તેઓ કોઇ પણ દોષથી મુક્ત ગણવા ચાહતા તેથી પૂજામાં તેઓ તેની સમક્ષ જતા નહિ.

'જ્યારે આરબોએ સિરિયાથી પોતાના દેશમાં મુર્તીપૂજા આયાત કીધી હતી ત્યારે તેઓએ પણ તેની પૂજા એવી આશાથી કીધી હતી કે તેઓ ઇશ્વર સાથે તેમનો સંબંધ કરાવશે.

"બુક ઑવ લૉઝ" નામનાં પોતાનાં પુસ્તકમાં પ્રસિદ્ધ ગ્રીક ફીલસુફ પલેર જણાવે છે કે "જેઓ દેવોને પૂર્ણમાન આપે છે તેઓ માટે એ જરૂરી છે કે તેઓ દેવોની ભક્તિ કરવાની રીતીનો ભેદ જાણવો અને તેઓએ પ્રાચીન દેવોની ઉપરી તરીકે ખાસ મુર્તીઓને ગણવી તેમજ માબાપો જીવે ત્યાં સુધી તેવોને માન આપવું એ આપણી સહુથી મોટી ફરજ છે.

યૂરપમાં ગ્રીક અને રોમન પ્રજા અગાઉ ચુસ્ત મુર્તીપુજક હતી, તેમાં ગ્રીક દેશ શિલ્પ કળામાં ઘણો આગળ વધેલો હોવાથી ત્યાં બનતી મુર્તીઓ અત્યંત રોનકદાર કહેવાતી. ગ્રીકોને મે, મુખ્ય દેવતા ઝિઉસ અને રોમનોનો જ્યૂપીતર હતો. તે ધૌઃ—પિતર–પ્રાચીન આ પ્રજાનો આકાશ માંહેલો પિતા, તે વરસાદનો દેવતા કહેવાતો હોવાથી તેની મોટાઇ ઇંદ્રદેવ જેવી હતી. ઇગનીસ એ વેદનાં અગ્નિ જેવો હતો. જ્યૂનો દેવતા એ જ્યૂપીતરની બેહેન તથા ઓરત હતી. જ્યૂપીતરના બેટાનું નામ ઍપોલો હતું; અને મરક્યૂરિને દેવતાઓનો જાસુસ કહેવામાં આવતો. જ્યૂપીતરની એક કન્યા હતી, તેની જન્મ કથા ઘણી અજબ જેવી છે. જ્યૂપીતરની પેહેલી બાઇડીનું નામ 'મેતીસ" હતું, તે અત્યંત બુદ્ધિમાન હોવાથી તેનાં છોકરાં પોતાના પિતા કરતાં પણ વધારે બાહોશ જન્મશે, એવી જ્યૂપીતરને બીહીક પેઠી. આથી તેને ગર્ભ હતો ત્યારેજ તે ગળી ગયો. પછી થોડા વખતમાં જ્યૂપીતરના માથામાં ઘણી વેદના થઇ, ત્યારે તેણે પોતાનું માથું કોરાઢીથી ફોડવા માટે 'વલકન'ને ફરમાવ્યું. વલકને તેનું માથું ફાડતાં તેમાંથી પૂર્ણ ઉમરે પુગેલી અને સજ્જ એવી

'અથેની' અથવા મીનરવા નામે પુત્રી પેદા થઇ. તેને ત્યાંના લોકો જ્ઞાન દેવતા યા ગ્રામ દેવતા કહી પુજતા. તેના થકી તેઓએ એક સફેદ સંગેમરમરનું મંદીર બંધાવ્યું હતું. આ મુર્તી આકારે ઘણીજ સુંદર હતી. આ મુર્તી હાથી દાંત તથા સુન્નાની મઢેલી હતી. જે પ્રમાણે જ્યુપીતરને મિનર્વા બેટી હતી, તે મુજબ આપણને પણ એક ફરજંદ મળે એવી જ્યૂનોએ ઇચ્છા કરી. આથી તેણીએ એક જાતની વનસ્પતિ સુંઘતાં તેને ગર્ભ રહ્યો. અને તેથી તેને 'વલ્કન' નામે પુત્ર પેદા થયો. (એને હિંદુઓ વિશ્વકર્મા કહે છે). જ્યૂપીતરની બેટી દાયનાને મૃગયા દેવી પણ કહે છે. રોમનોનો જ્યૂનસ એ હિંદુઓનો ગનેશ અને પલ્યૂટો એ યમ જેવો રોમનોમાં મનાતો હતો.

હિંદુઓમાં જે પ્રમાણે હિમાલયગિરિને દેવતા સ્થળ ગણે છે, તેમ ગ્રીકો ઑલિમપસ શિખરને પોતાના દેવતાઓનું રહેઠાણ ગણતા. ઉપર જણાવેલા મુખ્ય દેવતાઓ ઉપરાંત એઓમાં નાહના મોટા સંખ્યાબંધ દેવતા હતા. પર્વત, ટેકડી, નદી, નાળું, અને ઝાડ એ દરેક માટે એકેક જુદો દેવતા તેઓમાં હતો. લઢાઇમાં મુંવેલા યોધ્ધાના ભૂત અને બીજા અનેક વહેમી મુર્તીમંત ખ્યાલો આગલા વખતમાં હતા, પણ ખ્રિસ્તી ધર્મ ફેલાયા પછી આ મુર્તી પૂજા ગ્રીક તથા રોમનોમાંથી નાશ પામી છે.

## અર્વાચીન મુર્તીપુજા

**ઓશેનિયામાં** યાને પાસિફીક માહાસાગરમાં નાહના નાહના એવા જે અસંખ્ય ટાપુઓ છે તે સર્વને ઓશેનિયા કહે છે. યૂરોપીયન પ્રજાના જાણમાં આ ટાપુ આવ્યા ત્યારે ત્યા ઘણાં ખરાં જંગલી મુર્તીપુજકોની વસ્તી હતી. તેઓમાં પુજ્ય મનાતો ઝેરને દેવતા હતો. આ દેવતા ટુંકાં પગનો ને તેના હાથ પગ રહિત હતા. જે માનવીનો જીવ લેતો હોવાથી તેનાથી ઘણાકો ડરતા હતા. અગાઉ ન્યૂઝિલેંદમાં વસ્તા લોકો ઘણા ભયંકર હતા. તેઓ અપસમા લઢી માનવી માંસ ભક્ષ કરતા. તેમના દેશમાં જાણીતાં બકરાં તથા ઉંદર હતા. તેઓ માનવી માંસ ખાતા તેને લાંબુ ડુક્કર કહેતા. તેઓ પોતાના વિચીત્ર ખ્યાલ જેવી મુર્તીઓ બનાવતા તેમ એકનું મોહ નહિ વર્ણી શકાય એવા વિચીત્ર ઢેકાઢયાવાલું ને બીજી એક મુર્તીનું મોહ દેડકા જેવું હતું.

સિદ્દી લોકોનાં દેવતા ઠેરવેલા હોતા નથી. તેમને જે પદાર્થ પ્રિય લાગે તેને તેઓ દેવતા માને છે. આ દેવતાઓને યૂરોપીયનો 'ફેટીસ' કહે છે. પશ્ચિમ આફ્રિકામાં વસ્તા લોકોનો પુજ્ય "આયફા" નામે છે. આ દેવતાની સલ્હાથી તેઓ દરેક શુભ કામ આરંભે છે.

બે જોડ બચ્ચાંની મુર્તી પણ આ પ્રજામાં પૂજ્ય છે. તે મુર્તી લાકડાંની બનાવેલી છે, તેમાં એક સ્ત્રી અને બીજો પુરૂષ દેવતા ગણાય છે. જો કોઇ સ્ત્રીને જોડ છોકરાં થયાં પછી મરણ પામે છે તો તે આ દેવતાને વેચાતો લાવી તેને નિત્ય ભોજનનું નૈવેદ્ય આપી માતા પોતાની સાથે હમેશાં રાખે છે. તે અંહી સુધી કે રાત્રે તેમને સાથેજ લઇ સુવે છે.

આફ્રિકાના પશ્ચિમ કાંઠાપર "શાંગો" નામે વિજળી દેવતાની પુજા ભક્તિભાવથી કરે છે. આ દેવતા જેનીપર ગુસ્સે થાય છે, તેના ઘેર ઉપર વિજળી તોડી પાડે છે. આથી જ્યારે પણ કોઇ ઘેરપર વિજળી પડી આગ લાગે છે, ત્યારે તે ઘેરને નહિ બુજવતાં તેની આસપાસ સિદ્દીઓ ટોળું થઇ બેસી "શાંગો શાંગો" નામે પોકાર કરે છે, ને તે ઘરમાં ભરાયલા એકાદ ઉંદર, બીલાડાને બાહેર નહાસી જતાં જોઇ શાંગોને તે ભોગ તરીકે અર્પણ કરે છે.

આફ્રિકામાં હેલકરીઓનાં પણ જુદા જુદા દેવતા હોય છે. જેમકે હેલ પાડી કરનારનો જુદો, બોજો લઇ જનારનો જુદો, એ પ્રમાણે રસ્તે રસ્તે તહેંખ્યર દેવતાનાં સ્થાનકો હોયછે.

હાલમાં સીદીઓમાં મહમદીયાન ધર્મ ફેલાયાથી આ અસલી મુર્તીપૂજાનો ખ્યાલ નિકળી ગયો છે.

**ચીનાઇ** પ્રજામાં અસંખ્ય મુર્તીઓની ભકિત કરવામાં આવે છે. તેમનાં મંદીર ઉપર ચાર રાક્ષસી પુતળાં હોયછે, તેમને તેઓ 'ચાર હીરા' કહેછે. તેમાંની પેહેલી મુર્તીના હાથમાં તલવાર અને બીજીના હાથમાં એક સીતાર હોયછે. આ સીતારનાં તારને હાથ લગાડતાંજ તેમાંથી અગ્નિ અને પવન નિકળેછે, એમ માનેછે. ત્રીજી મુર્તીના હાથમાં એક છત્રી, તેના યોગે તે ધરતીકંપ કરેછે, અને સુર્ય ચંદ્રને ઢાંકી નાખેછે, એમ માનેછે. ચોથી મુર્તીના હાથમાં એક થેલી હોય છે. તેમાં એક સફેદ ઉંદર જેવું પ્રાણી હોય છે. તેને છોડી મેળતાં તે તરત સફેદ હાથીનું રૂપ લઇ પોતાની પાંખો વડે ઉડી શત્રુને મારી નાખેછે, એમ માનેછે.

યુનટેન નામની એક દેવી ચીનમાં પ્રાચીન કાળમાં થઇ ગઇ. તે પોતાના પરાક્રમથી ઘણી જાણીતી થઇ હતી. આ દેવીનું વાહન કાળો વાઘ હતો, ને તે શત્રુ ઉપર મોતી ફેકતી, કે તે મોતી બંદુકની ગોળી પ્રમાણે ફુટતાં. અગાઉ આ દેવીની પૂજા થતી હતી, પણ હાલમાં તેનું માહાત્મ ઓછું થઇ 'ધનેશા' ની પૂજા થાય છે. આ દેવતાના બે પ્રધાનછે. તેમાનાં એકને "ધનાકષિ" અને બીજાને વેપારમાં નફો અપાવનાર કહેછે. મુખ્ય કરી વેપારી અને દુકાનદારોનો એ દેવતા છે.

ચીનાઓનાં દરેક ઘેરની રાંધણીમાં એક દેવી હોયછે, તેને તેઓ "રાંધણીની દેવી" કહેછે. તેની તેઓ મહીનામાં બે વેળા પૂજા કરેછે. તે દેવતાનાં બે કામ હોયછે. એક તો તે ઘેરમાં વસતા માનસોનાં પાપનો હીસાબ રાખનાર અને બીજો આ જગતપર રાજ્ય કરનાર; જે ઐતિક પાદશાહ તેની પાસે ઘેર ધણી તરફથી સુલ્હે કરાવનાર; આથી આ દેવતાથી તેઓ ઘણા ડરતા, કેમકે દર-સાલ ઘેરનાં રહેનારાઓની ચાલ ચલણનો હિસાબ આપવા તે ૧૨ મહીનાની ૨૪ મી તારીખે જતો. આથી તેને વીદા કરતી વેળા તેને પોતાની ઇશ્વર પાસે સારી સિફારસ કરવા સમજાવવા થકી તર્હેવાર મિષ્ટાનનો નૈવેદ આપી તેના હાથપર સાકર ચોપડતા, તેને મુસાફરીમાં ઉપયોગી થઇ પડવા એક કાગળનો ઘોડો અર્પણ કરી તેને અગ્નિમાં બાળતા આ વેળા સર્વે જણાં તેના પગે લાગી ભૂતોને નસાડવા ફટાકડા ફોડતા, આ દેવતા સ્વર્ગથી આવતાં નવી મુર્તી બનાવી સ્થાપન કરતા. એમ કરવાથી આવતે વર્ષે આ દેવતાની વધારે મરજી સંપાદન કરવાની આશા રાખતા.

ચીનાઓમાં લગ્નનો પણ દેવતાછે તેને "શાંતિ" અને "ઐકય" કહેછે. આ દેવતાની પૂજા લગ્ન સમારંભ સ્થળે કરેછે. આ દેવતાના પુરૂષના હાથમાં કમળ અને બીજી સ્ત્રીનાં હાથમાં કંડીયો હોયછે. "શાંતિ" માટે 'હો' અને કમલ માટે 'હો' આ બે અવાજ એકજ હોયછે. એના 'ઐકય' માટે 'હે' અને કરંડોયા માટે હે આ બન્ને નાં આવાજ એકજ સરખા હોયછે.

ખેતીવાડીનો દેવતા ખેતીનું રક્ષણ કરી ધાન્ય પર તીંડો બેસવા દેતો નથી તેમ કીડાઓનો ઉપદ્રવ થવા દેતો નથી. આ દેવતાનું મંદીર દરેક ગામડામાં બાંધેલું હોય છે. આ દેવતાના જન્મ દિવસે ત્યાંના લોકો ભારે ધામધૂમ કરેછે; અને તેની સામે એક ટેબલ મેળી તેપર તાજી ફળફળાદી ચાલુ એક અઠવાડીયા સુધી રાખેછે.

ભૂમિનો દેવતા જમીનના પૃષ્ટ ભાગ ઉપર અથવા પૃષ્ટ ભાગની સેહેજ નીચે હમેશાં ચાલીયા કરેછે. જોકે માનવી મુળીયાં, ઘાસ તોડી લે છે તો તેને મુસાફરી દરમિયાન મળી અટકાવેછે. અને બીજે દિને તેના હાથ પગ કળેછે. આથી જયોતિષીને તેડી તેનો ઈલાજ કરવો પડે છે. જયોતિષ જણાવેછે કે ભૂમિ દેવતા કોપ્યો છે માટે એક કાગળનો ઘોડો, દારૂના ત્રણ પ્યાલાં અને ત્રણ પ્રકારનું માંસ તૈયાર કરી ભોગ આપે છે. તે મુજબ દર્દી ઘોડાને

આળેછે એટલે ભૂમિ દેવતા સંતૂષ્ટ બની તેને સારો કરેછે.

ચીનાઓમાં જૂદી જૂદી વનસ્પતિના જૂદા જૂદા દેવતાછે. એક ઔષધીનો દેવતા ઘણો પૂજ્ય ગણાયછે. આ દેવતા માટે કહેછે કે તે દસ હજાર દર્દો સારાં કરવાની ઇચ્છાથી કયા રોગ ઉપર કયી વનસ્પતિ લાગુ પડશે તે થકી દરેક વનસ્પતિ ચાખી જોઈ હતી. એક દિવસમાં તેણે ૧૭ જાતનાં ઝેર ખાધાં. તેણે પેકીંગની પાઠશાળામાં પદ્વિ મેળવી હતી અને તે ઉપરાંત તે મેંડરીન હતો. પણ અમરત્વનો શોધ કરવા માટે તે સ્વર્ગમાં જઇ રહ્યા હતો.

હિંદુઓમાં જેમ શિતળા દેવી તેમ તેઓમાં પણ શિતળાની દેવી છે; તેમ રોગીઓનો પણ દેવતાછે. ચીનાઓમાં જમાંનાં થયાં એક એવી ચાલ ચાલુ છે કે શિતળા આવેલા મનુષ્યના ફુલ્લા માહેલી રસી કાઢી તે બે વર્ષનાં બચ્ચાંના શરીરમાં પેવસ કરતા. આ વેળા તેઓ તહેવાર ધર્મક્રિયા કરતા. એક વેળા ચીનના શેહેનશાહને શિતળા આવતાં પ્રજાએ શિતળા દેવીનું ભારે ધામધુમથી સરઘસ કાઢી તે દેવીને શેહેનશાહની નજદીક લઇ જઇ રાખી હતી, પણ તે પાદશાહ મરણ પામતાં તેઓએ દેવીનું અપમાન કરી તેના કટકા બુકલા કર્યા હતા.

ચીનાઓમાં શિયાળ માટે ઘણો ઉંચો ખિયાલછે; અને તેને તેઓ હાજર નાજર વૈદ ગણે છે. કેમકે તે ઘેરનાં બારણું બંધ છતાં માહે દાખલ થઇ શકે છે, આથી તેની પૂંજા ભારે ધુમધામથી કરે છે.

ચીનાઓમાં આંખના દેવતાના હાથમાં આંખ આપેલી છે. જેની આંખો આવેછે તે આ દેવતાની પુંજા કરે છે. તેમજ ચીનાઓમાં જેટલી જાતનાં દુઃખદર્દો છે તેટલી બધી જાતનાં દેવતા તે તે દર્દ ઉપર મવકલ કરેલાછે.

હિંદુઓમાં પ્રાચીન કાળથી મુર્તિ પૂજાનો મહીમાં ગાજી રહયો છે અને તેઓ મુર્તીદ્વારે ઇશ્વરને ભજેછે. તેઓમાં મુર્તીપૂજાની શરૂઆત કેમ થઈ તે માટે અનેક કથાઓ છે; તેમાં એક કથા એવી છે કે બ્રહ્મનને નારદ નામે એક પુત્ર હતોઅને તેને ઇશ્વર જોવા શિવાય બીજી કશી ઇચ્છા નહોતી. જ્યારે તે ફરવા જતો ત્યારે હાથમાં દંડ ધારણ કરવાનો તેનો રેવાજ હતો. તે દંડને જો જમીન ઉપર ફેંકી દેતો તો તે સાંપ બની જતો, અને તે વડે તે અનેક ચમત્કારો કરી બતલાવતો. તે દંડ વીના બ્રહ્મન કદી બાહેર જતો નહિ. એક દિવસ પોતાની આશા વિષે વિચાર કરવામાં તે ધ્યાનસ્થ થઇ ગયો હતો, એટલામાં તેણે નજદીક આગ લાગેલી જોઇ. તે પુરૂષ તે અગ્નિસ્થાન ભણી વળ્યો, અને પછી અગ્નિમાંથી વાણી થઇ કે તારી જે માગણી છે તે પાર પડવી અશક્ય છે. તે દિશા તરફ તેણે જોયું ત્યારે કાંઇક મનુષ્યાકાર વાણી એક ઉગ્ર મુર્તી કરતી તેણે જોઇ. તે પછી ચોકસ આકૃતિઓની મુરતીઓ ઉભી કરવાનો રેવાજ ચાલુ થયો.

હિંદુઓમાં તહેવાર દેવતાઇ મુરતીઓની આકૃતિઓ હોયછે. વિષ્ણુ મુરતીના ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ, આયુધો હોઇ તેનું મસ્તક છત્રાકાર હોયછે, તેનો કંઠ શંખ જેવો, રેખા જાતી ચિન્હોથી ભરપુર હોઇ કમળ જેવી આંખો, ઉંચુ નાક, સીપ જેવા કાન હોય છે.

શિવમુરતી અગ્નિ તપ્ત સૂવર્ણ જેવી, કાંતિયુક્ત હોઇ શુભ્રવર્ણ અને સૂર્ય કીરણ સમુદાય સમાન, તેજ પુંજ્ય બનાવવી.

શંકરની પ્રતિમાં ચંદ્ર જેવી પ્રકાશિત અને આકાર યુક્ત, જટાધારી મુગુટ ધારણ કરેલું હોઇ તે વર્ણાકૃતીથી સુશોભિત કરેલી હોવી જોઇએ. તેને વાઘ ચર્મ અને કટિસુત્ર, હાર, બાહુ ભૂષણોથી અને નાગ ભૂષણથી સુશોભિત કરેલા હોવી જોઇએ, તેના હાથમાં ઢાલ, દક્ષિણ તરફના હાથમાં શંખ, શક્તિ, દંડ અને ત્રિશુળ એ સ્થાપન કરવાં

અને બીજી બાજુના હસ્તકમાં નરક પાલ, નાગ તથા ખેટાંગ એ આયુધ્ધ સ્થાપન કરવાં.

અર્ધનારીશ્વરની મુર્તી બનાવવા માટેનું વર્ણન મળે છે કે શિવના અર્ધ અંગે સ્ત્રી રૂપ બનાવવું, શિવનાં અર્ધ ભાગ પર બાલચંદ્ર કળાયૂકત જટા ભાગ બનાવવો, અને પાર્વતીને અર્ધે ભાગે સેંટા અને કંકુ તીલક કરવું. આ મુજબ બેઉ બાજુએ સ્ત્રી પુરૂષનાં અવયવ અને અલંકાર કરવાનું જણાવેલું છે. શિવની મુર્તીઓ મહેશ્વર, શિવ નારાયણુ વગેરે છે.

ગજાનન-ગણુપતિ, ગજ જેવા એક દંતવાળો, મોટું મુખ અને ત્રિનેત્ર લંબોચું, વિશાળ અને ઉંચુ પેટ, સુપડાં જેવા ખાંધ, ઉપર બે ઝુલતા કાન, જમણા હાથમાં ભકતોએ અર્પણુ કરેલો પદાર્થ ખાતા હોય તેવે આકારે, અને બીજા જમણા હાથમાં કમળફુલ ધારણુ કરેલું. તેના ડાબા હાથમાંના એકમાં લાડુ અને બીજામાં પરશુ. તેનું મુખ અંગનાં સ્થલત્વ લીધે કાંઇક નાહનું દેખાતું હોય તેવું અને ખાંધ, ચરણ તથા હસ્તપુષ્ટ હોવાં જોઇએ; તેમજ ઋદ્ધિ બુદ્ધિ એ ક્રમે બેઉ તરફ રાખી ઉંદર તેના વાહન તરીકે મધ્યમાં બેઠેલો.

દેવીનાં અનેક રૂપો છે. કાત્યાયની દેવી દશ ભુજ રૂપ છે. તે મહિશાસુરનો વધ કરતી હોય તેવી; તેના હાથમાં શુળ, ખડગ, ચક્ર, બાણુ, ધનુષ્ય, પાશ, અંકુશ, ઘંટા અને પરશું એ આયુધો હોય છે. તેની સામે નીચે શિરચ્છેદ થએલા મહિશાસુરની આકૃતિ પડેલી હોય છે. તેની ગરદનમાંથી નિકળેલી તલવાર તેજ દાનવ પોતાને હાથે પકડી ફાટેલી લાલચોળ આંખે દેવી તરફ જોતો હોય, લોહીથી સર્વ અંગ લાલચોળ બનેલું હોય તેવો બનાવે છે. આ દેવી સિંહાસન ઉપર બેઠેલી હોય છે.

મહેશ્વરી—એ શિવશકિત છે, તેને માથે જટાનો મુગટ, તેપર ચંદ્ર રેખા, ત્રણુ હાથમાં નરકપાલ, ત્રિશુળ, ખટ્વાંગ અને એક હાથ લટકતો ને વર આપવા માટે નીચે ઝુલતો રાખવામાં આવે છે. એનુ વાહન નંદી છે.

યોગેશ્વરીના હાથમાં તિક્ષણુ ખડગ, ગળામાં રૂદ્રાક્ષ માળા, લાંબી જીભ, તિક્ષણુ દાંત, ભયંકર મુખ, માથાપર વિખરાયલા બાલ, નાહનું પેટ.

કપાલમાલિનીનાં—ગળાંમાં ખોપરીની માલા, બરછી, બીજા હાથમાં રકત માંસ અને નરક પાલ હોયછે. તે ગીધ અથવા કાગડા જેવા પક્ષીપર બેઠેલી, પેટ નાંહનું, વાંકદાર અને ત્રણુ નેત્ર યુકત ભયંકર મુદ્રાની હોય છે.

ચામુડા—વાઘનું ચામડું ઓઢેલી, આસપાસ ઘાંટરડી બાંધેલી આકૃતિની દેવી.

કાલિકા—આ દિગંબર હોઇ ગધેડાપર બેઠેલી રકતવર્ણુ, ફુલોથી આલંકૃત, નરકપાલ ધારણુ કરેલી સાવર્ણિ જેવી ધ્વજાયૂક્ત બનાવવામાં આવે છે.

લક્ષ્મિ—સોળ વર્ષની ભરજુવાન વયની, પ્રફુલ્લિત આકારની, સૌભાગ્ય અલંકાર યુકત આકૃતિની, તેના પુષ્ટગાલ, વક્રભ્રમર, માથાંપર સુંદર સેંટા, કેશ, પદ્મરત્ન ભૂષણોથી શોભીતી, કુંડળો રત્નજડીત હોય છે. તેના સ્તનનો ભાગ પુષ્ટ હોઇ શરણાંગત બાળકોને તૃપ્ત કરવા માટે પુર્ણુ ભરેલાં કાંચળીથી અછાદિત હોઇતેપર અલંકારિક હારોથી શોભિતા હોવા જોઇએ. તેના જમણા હાથમાં નારીયલ અને ડાબા હાથમાં કમળ હોય છે, તે સફેદ વસ્ત્ર પેહેરેલી અને આસપાસ ચમ્મર લઇ ઊભેલી સ્ત્રીઓ બતલાવતી સિંહાસન ઉપર પાલાસન પેહેરી બેઠેલી હોઇ તેની બેઉ બાજુએ ગજ ઉભા રાખી તેઓ પોતની સુંઢ વડે સુવર્ણુ કળશિઆમાંથી પાણી રેડતાં હોય એવી આકૃતિની લક્ષ્મી બને છે.

કાલભૈરવ—એની મુખ્ય આકૃતિ ક્રૂર, તેનું મસ્તક બાલથી ભરેલું, દિગંબર, ડાબાહાથમાં નરકપાલ, જમણા હાથમાં દૈત્યોનો સંહાર કરનાર ઊગ્રશક્તિ (બર્છી) એ આયુધો, પાસે

બાલથી અચ્છાદિત કુપ્રા અને કોહલાનું ટોળું.

બ્રહ્મ સહિંતામાં વરાહમિહીર મુર્તી કેમ અને કેવા આકારની અને તેની શુભ અશુભ વગેરે બાબતો જણાવેલીછે. તેમાંની મુખ્ય અત્રે દર્શાવીશું. "મીહીર જણાવેછે કે "જો દશરથના રામ અથવા વીરસેનના પુત્ર બલીની પ્રતિમાં ઘડવી હોય તો તેની ઉંચાઇ એકસોવીસ આંગળ જેટલી કરવી, અને સામાન્ય આંગળ ખાસ આંગળ કરતાં દસમો ભાગ ઓછો જેટલો હોવાથી મુરતી સામાન્ય આંગળની કરવી હોય તો ૧૦૮ ખાસ આંગળ જેટલી લંબાઇની બનાવવી.

"વિષ્ણુની મુર્તીને ૮ અથવા ૪ અથવા ૨ હાથ આપવા. તેની ડાબી બાજુએ છાતીની નીચે શ્રી નામની સ્ત્રીની આકૃતિ મુકવી. એ તમો વિષ્ણુની આંઠ ભુજા બનાવો તો તેના જમણા હાથમાં તલવાર, સોના અથવા લોખંડનો દંડ, તીર દરેક હાથમાં મુકવું અને ચોથો હાથ જાણે પાણી ખેંચતો હોય તેમ રાખવો. ડાબા હાથમાં ઢાળ, ધનુષ્ય, ચક્ર અને એક શંખ આપવો. જો તમો તેને હાથ આપો તો ધનુષ્ય, તીર, તલવાર અને ઢાલ છોડી દેવી. પણ જો બે હાથ આપો તો ડાબો હાથ ખેંચતો અને જમણો શંખ ધારણ કરતો જણાવવો."

જો તમો નારાયણના ભાઇ બળદેવની મુરતી દરશાવો તો તેના કાનમાં લોલક પહેરાવવાં તથા એક દારૂ પીધેલા પુરૂષ જેવી તેની ચક્ષુને રૂપ આપવું.

જો તમો નારાયણ તેમજ બળદેવ બન્નેની આકૃતિઓ બનાવો તો તેઓની બેહેન ભાગવતી (દુરગા) તેમની સાથે જોડવી. તેણીનો ડાબો હાથ તેણીના નિતંબ ઉપર અને બાજુથી જરા દુર રાખવો; તથા તેણીના હાથને એક પદમ ધારણ કરાવવું."

જો દુરગાને તમે ચાર હાથ આપો તો તેણીના ડાબા હાથોમાં કમંડળ, પદમ, ધનુષ્ય તથા પુસ્તક મુકવાં. જમણા ત્રણ હાથમાં માળા, દરપણ, તીર મુકવાં અને ચોથો હાથ પાણી ખેંચતો રાખવો.

જો તમે વિષ્ણુના પુત્ર શાંબની આકૃતિ કરો તો તેના જમણા હાથમાં ફકત એક દંડ મુકવો. જો વિષ્ણુના પુત્ર પ્રધુમની મુરતી બનાવવી હોય તો તેના જમણા હાથમાં એક તીર અને ડાબા હાથમાં ધનુષ્ય મુકવું. જો તેમની બે પત્નિઓની મુરતી કરવી હોય તો તેઓના જમણા હાથમાં તલવાર તથા ડાબા હાથમાં ઢાલ આપવી.

"બ્રહ્માની મુરતી ચારે દિશા તરફ ચાર વાળી છે, તથા કમળ ઉપર બેઠી છે.

મહાદેવના પુત્ર સ્કંદની મુરતી મોર ઉપર સ્વાર થતા એક છોકરાની છે. તેના હાથમાં શક્તિ છે. શક્તિ એ બેવડા ધારવાલી તલવાર છે, અને તેની વચમાં ખાંડણીના દાંડા જેવો એક દાંડો છે.

ઈંદ્રની મુરતીના હાથમાં હિરાનું વજ્રછે. "શક્ત" નામની તલવાર જેવોજ તેનો હાથો છે, પણ તેની દરેક બાજુએ બે તલવારો છે કે જે હાથ આગળ ભેગી મળે છે. ઈંદ્રને કપાળે ત્રીજી આંખ છે, અને ચાદ્ર હાથી ઉપર તે સ્વાર થયો છે.

મહાદેવની મુરતીના કપાળ ઉપર પણ તેવી રીતે ત્રીજી આંખ પાડવી, તેના મસ્તક ઉપર અર્ધચંદ્ર પાડવો, તેના હાથમાં શુળ મુકવું, કે જેની ત્રણ શાખા (ત્રિશુળ) રાખવી તથા એક તલવાર પણ તેના હાથમાં આપવી. તેના ડાબા હાથમાં હિમાલય પર્વતની પુત્રી અને તેની પત્નિ ગૌરી રાખવી, અને બાજુએથી તેણે તેણીને છાતી સરસી દબાવવી.

જીત અથવા બૌધ્ધની મુરતીના મુખ તથા અવયવો બને તેટલાં ખુબસુરત બનાવવા, તેના હાથપગની રેખાઓ કમળ જેવી કરવી, અને તેને કમળ ઉપર આસન આપવું. તેના બાલ સફેદ રાખવા અને તેની કાંતિ શાંત રાખવી.

અહર્તની મુરતી એક નગ્ન યુવાનની

બનાવવી. તેની કાંત, ખુબસુરત ઘડવી, અને હાથ ગુટણુ સુધી પહોંચતા કરવા, તેની પત્નિ તેની શ્રી છાતીની નીચે મુકવી.

સૂર્યનો પુત્ર રેવંત ઘોડા ઉપર શેકારીની માફક સ્વાર થયોછે.

યમની મુરતી ભેંસ ઉપર સ્વાર છે, અને કુબેર ભંગરીની મુરતી મુગટ ધારણ કરે છે, તેનું પેટ તથા નિતંબો મોટા છે, અને તે માણુસ ઉપર સ્વાર છે.

સૂર્યની મુરતીનું મુખ રાતું છે. હિરા માફક તે ચળકે છે, તેના અવયવો લટકે છે, તેના કાનમાં લોલક છે. તેની ગરદન ઉપર મોતીના હાર છે, કે જે છાતી સુધી આવે છે. તે પોતાના હાથમાં બે કમળ રાખેછે. ઉત્તર હિંદુસ્તાંનના લોકોનો ગુંઠણુ સુધી આવતો પહેરવેશ તેણે પહેર્યો છે.

"સાત માતાઓ" તે એક આકૃતિનું બ્રહમાણી તરીકે રૂપ આપવું. તેણીનાં ચાર મુખ ચાર દિશા તરફ રાખવાં. કઉનારીમા છ મુખ, વઇશણવીના ચાર હાથ, વારાહીનું શરીર મનુષ્યનું તથા માથું ડુક્કરનું તથા ઈંદ્રાણીના આંખ ઈંદ્ર જેટલી રાખવી, તથા તેણીના હાથમાં દંડ આપવો. દુર્ગાને સામાન્ય માણુસ માફક બેસાડવી. આ મુંડા દેવીની મુરતી કદરૂપી બનાવવી, તેના દાંત બાહાર તથા કમર પાતળી બનાવવી. વળી તેઓ સાથે મહાદેવના પુત્ર ક્ષેત્રપાળને જોડવો, અને તેને બદસુરત તથા ચીરડાયલા મોહોડાનો બનાવવો. તેનું માથું મનુષ્ય શરીર મુકવું, અને હાથ ચાર રાખવા.

તેમજ મુરતી નાહની મોટી બનાવવાનાં નીયમ પણુ વરાહમીહીરે જણાવ્યા છે. ખાસ કરીને સૂર્યની બહુ મોટી મુરતી બનશે તો તેથી રાજાને ઉપદ્રવ થશે, અને તે બહુ નાહની બનાવવાથી તેના ઘડનારને ઈજા થશે, જો તે મુરતીનું પેટ પાતળું બનશે, તો તેથી દેશમાં દુકાળ પડશે. જો તે પેટ સુકું બનાવશે તો તેથી મીલકતનો નાશ થશે.

જો ભુલચુકથી મુરતીમાં ઘા પડશે તો તેના પોતાના શરીરમાં ઘા પડશે કે જે તેને મારી નાખશે. પણુ જો મુરતીનો એક ખભો એક બીજાથી નીચો હશે તો તે કારીગરની બઇરી મરી જશે.

જો તે મુરતીની આંખ ઉંચે હશે તો હમેશને માટે ફીરીક્ષર અપંગ બનશે. જો તે આંખ નીચે રાખશે તો તેને દુઃખ તથા સંતાપ થશે.

"જો મુરતી કિમતી પથ્થરની બનાવવામાં આવે તો તે લાકડાં કરતાં વધારે સારી, પણુ લાકડું માટી કરતાં સારૂં છે. કિમતી પથ્થરની મુરતીના ફાયદા રાજના બધા લોકોને મળશે. સોનાની મુરતી તેની સ્થાપના કરનારને સતા આપણુશે; રૂપાની મુરતીથી તેને પ્રસિધ્ધતા મળશે. કાંસાની મુરતી રાજ્યની મુદતમાં વધારો કરશે અને પથ્થરની મુરતીથી જંગમ મિલકત થશે.

દરેક ધર્મિ હિંદુ કુટુંબમાં પુજા માટે અનેક દેવ અને દેવીની મુરતીઓ હોય છે. તેમાં એક કુળદેવ હોય છે. આ મુરતીની ભકિતના પ્રકારને દેવ પુજા કહે છે. એ એક નિત્ય કર્મ છે. પુજા અધીકાર મુજબ વેદ મંત્ર અથવા પુરાણ મંત્રથી કરવામાં આવે છે. ઘરમાં સુતક હોય તો ઘરના માણુસો પુજા કરતા નથી, પણુ બાહેરના પાસે તે નિત્ય કર્મ કરાવે છે. ગ્રહણુ કાળે દેવને પાણીમાં ડુબાડી રાખે છે, તેમજ દેવતાની રાખવાની ઓરડી એલહાદી હોય છે. મુરતીને જે અંબારીમાં મેળે છે તેને "દેવ્હારો" કહે છે. એ ધાતુ અથવા લાકડાંનો બનાવે છે; કેટલાકો પાટલા અથવા ચૌરંગ ઉપર દેવની સ્થાપના કરે છે.

મુખ્ય કરી મુરતીઓ સોનું, ચાંદી, ત્રાંબું માટોડી, લાકડું, પાષાણુ, વગેરે દ્રવ્યની બનાવવામાં આવે છે. ઘેરમાંની મુરતીની

ઉંચા અંગુષ્ટ પારમાથી તે એક વેંહત જેટલી હોય છે.

કેટલાક પ્રસંગ ઉપર ભીંત, કાગળ, કેળ, આણી, વગેરે ઉપર ચિત્રરૂપે મુરતી ચિતરાવે છે. ગણપતિ પુજનમાં ગોળ અને સોપારી ચાલેછે.

ઘેર અથવા મંદીર શિવાય મુરતીપૂજા માટે બીજા અનેક સ્થળો હોયછે. વડ, પીંપળ વગેરેનાં વૃક્ષો તળે મુરતીની સ્થાપનાં કરે છે. નદીને કાંઠે અને મધ્યભાગે, ડુંગરના શિખર ઉપર, તળેટીમાં, દેવાલના ગોખલામાં, ચોકમાં વગેરે ઠેકાણે મુરતી બેસાડે છે. ખેતર અથવા ખેતરના ખુણા ઉપર પણ મુરતીની સ્થાપના કરેલી હોયછે. તેમજ બજાર અથવા કુવાની અંદર પણ તેની સ્થાપના ખુલ્લી રીતે યા મંદીર બાંધી કરવામાં આવે' છે.

મુરતી પૂજામાં કોઈ પણ જાતના પદાર્થ વર્જ્ય ગણેલાં નથી. સૂર્ય ચંદ્રાદિ, આકાશી ગોળા, મનુષ્ય, પશુ પક્ષ્યાદિ, ભૂમિપરનાં પ્રાણી, મત્સ્ય, કાચબો, સાંપ વગેરે પ્રાણી પણ કેટલાકોમાં પૂજ્ય ગણેલાંછે. કુટુંબમાં વૃદ્ધ માતાપિતા, આશ્રમમાં બ્રહ્મચારી, સન્યાસી, પતિ, ગોસાંઈ, વૈરાગી, વિદ્વાનોમાં વેદશાસ્ત્ર સંપન્ન બ્રાહ્મણ, એમની પૂજા કરવામાં આવેછે. પશુમાં ગાય, બળદ, એ પૂજ્યછે. કેટલાંક ગામોમાં, વાંદરાને પૂજ્ય ગણી તેને કોઈ મારતા નથી, દસેરાને દિવસે ઘોડો અને મહાલક્ષ્મીની પૂજાને પ્રસંગે બકરો પૂજનિય મનાય છે. ખંડોબાનો કુત્રો અને ગણપતિનો ઉંદર પણ પુજનિય મનાય છે. નાગપંચમીને દિવસે નાગ, પિતૃ પક્ષમાં કાગડા એ પુજનિય છે. વૃક્ષોમાં તુળશી, પિંપળ, વડ, શમી, ઉંબર, બોરડી, રૂઇ, અઘેડો વગેરે સાધારણ અથવા યોગ્ય પ્રસંગે પુજનિય માનેલાં છે. તૃણમાં દુર્વા, દર્ભ એ પવિત્ર માનેલાં છે. ફળમાં શ્રુતફળ સોપારી, સિતાફળ એ ધર્મ ક્રિયામાં પવિત્ર માનેલાં છે.

કેટલાક દેશનાં લોકો તલાવમાં માછલીઓ પાળી તેને અન્ન ખવાડેછે. મગરને દેવ મત્સ ગણી પુંજે છે. જંગલી ડુક્કરને 'વરાહ અવતાર' સમજી માન આપેછે. સમુદ્ર, નદી, સરોવર, ઝરણ, કુંડ, જવાળામુખી વગેરેને પણ પવિત્ર પુજનિય માનેલાં છે. કેટલાક દેશોમાં આંબો તથા આંબલીનાં લગન કરેછે અથવા આંબો અને જાઇનાં લગન કરે છે.

હિંદુ શાસ્ત્ર મુજબ સર્વ પદાર્થમાં ઇશ્વર શકિતછે અને તે કારણને લીધે સર્વ પદાર્થો પુજનિય છે, તોપણ સર્વ પદાર્થોનું ભજન કરવાનું શાસ્ત્રમાં જણાવ્યું નથી, એટલુંજ નહિ પણ જે વસ્તુ પુજ્ય માનેલી છે તેમાં થોડે યા વધુ ભાગે દેવત્વપણું રહેછે, એવું મત છે. જે પદાર્થમાં દેવત્વ વિશેશ હોયછે તેને 'વિભૂતિ' કહેછે. શ્રી કૃષ્ણે પોતાની વિભૂતિની લંબાણ યાદી ગીતાના ૧૦માં અધ્યાયમાં આપેલી છે.

શાલિગ્રામની પુજાનું મધ્ય પુરાણમાં અતિશય માહત્મ વર્ણેલુંછે. તેમાં જણાવ્યા મુજબ શાલીગ્રામની પુંજા કરનારો ભકત યમપુરી જતો નથી, કારણકે શાલિગ્રામની શિલાચક્રમાં જે વિષ્ણુવાસ કરે છે તેવો તે પોતાના ગામમાં પણ કરતો નથી. એને લક્ષ્મી સાક્ષ છે. તિર્થ, દાન, ધર્મ વિના, જ્ઞાન પામ્યા વિના અને યજ્ઞ કીધા વિના શાલિગ્રામની પૂજા કરેછે તે નર મુકિત પામેછે.

બ્રાહ્મણાદિકના ગૃહમાં વિષ્ણુ પંચાયતન, શિવ પંચાયતન, દેવી પંચાયતન હોયછે. અથવા ગણપતિ પંચાયતન હોયછે. વિષ્ણુ પંચાયતનમાં મધ્ય ભાગે વિષ્ણુ, તેની આસપાસ ઈશાન્યેશિવ, અગ્ની દિશાએ ગણપતિ, નૈઋત્ય દિશાએ સૂર્ય, વાવ્ય દિશાએ દેવી એવી મુર્તિઓ બેસાડેલીછે. શિવ પંચાયતનમાં શિવને સ્થાપન કરે છે. એજ મુજબ બીજા પંચાયતન વિશે સમજવું. કુટુંબમાં મુર્તિ ઘણું કરી વંશપરંપરાએ બેસાડેલી હોયછે. એખાદ એવી મુર્તિથી

અનિષ્ટ થએલું જણાતાં તે બીજાને ભેટ આપી શકાયછે.

નવી **મુર્તીની પ્રતિષ્ટા** નીચે મુજબ કરેછેઃ—

'પ્રથમ એક વેદમંત્ર ભણી આંઠ દિશા તરફ રાઇ છાંટે છે. પછી મૂર્તિને પંચગવ્ય, સુવર્ણ, બાજરી, દુર્વા, અંજીર, પીપળનાં પાંદડા એ સર્વે પદાર્થોને પાણીમાં નાખી તે પાણીથી સ્નાન નાખે છે, પછી મૂર્તિના હાથને કંકણુ બાંધી વસ્ત્રો પેહેરાવે છે. એટલું કર્યા પછી તેને પાણીમાં બોળી રાખે છે. પછી હોમ કરી મૂર્તિનાં પગ, નાભિ, મસ્તક એને સ્પર્શ કરે છે. પછી ફરી તળ અને ધાણીની આહુતિ આપે છે. એકંદર ૪૭૬૪ આહુતિ આપ્યા પછી મૂર્તીની શુદ્ધિ થાય છે. તે પછી તેને નમસ્કાર કરી તેની પ્રાર્થના કરે છે.

'પછી એક વૈદિક મુકી ૨૮ અથવા ૧૦૮ વખત બોલી મૂર્તી ઉપર જળધારા પાડે છે. પછી બીજો એક મંત્ર બોલી તેને પંચામૃત વડે સ્નાન નાખે છે. પછી પાંચ ઋચાબોલી ચાર કળશિયાથી સ્નાન કરાવે છે. પાટલાપર બેસાડી આઠ મંત્રથી પુષ્પ, દ્રવ્યો, પંચરત્નો વગેરે પદાર્થો નાખેલા આંઠ કળશિયામાંના પાણીનો તેને અભિષેક કરે છે. મત્સ્ય પુરાણમાં તો ૧૦૦૦ કળશિયાથી સ્નાન કરવાનું ફરમાવેલું છે (અધ્યાય ૨૬૬). દરેક અભિષેક વેળા મંત્રોચ્ચાર કરવો પડે છે. પછી તેને બે વસ્ત્રા આપી ઉપર છત બાંધે છે. પછી યજ્ઞોપવિત્ર (જનોઇ) ગંધ, ફુલ, ધપ, દિપ વગેરે અર્પણ કરે છે, તેના મંચ ઉપર આંઠ દિવા સળગાવે છે. સુન્નાના સળીયાથી મધ અને ઘી લઇ તેની આંખોને તે ચોપડે છે, તેમજ કાજળ પણ આંજે છે; પછી આરસી બતલાવી ભક્ષ કરવાનાં પદાર્થો અર્પણ કરે છે; ને બ્રાહ્મણોને ગોત્રદાન, દક્ષિણા આપી પાંચ રંગના ભાતની આરતી કરી તે અન્ન ચોકમાનાં શુદ્રને "ભુતભ્યોનમ" એમ કહી આપે છે. આ પ્રતિષ્ટામાંનુ કોઇ પણ કર્મ મંત્ર વિના કરવામાં આવતું નથી.

દેવ પ્રતિષ્ટા માટે શુદ્રને અધિકાર નથી. "જે શુદ્રના સ્થાપન કરેલા શિવલીંગ અથવા વિષ્ણુ મૂર્તિને નમસ્કાર કરશે તે ભુલોકમાં અતિશય કષ્ટ વેઠશે, પછી પરલોકમાં વેઠશે તેમાં નવાઇ નથી (શુદ્ર કમલાકર.)

મધ, ચાંડાળ, બ્રાહ્મણનું લોહી, પ્રેત અથવા પાપીના સ્પર્શથી દોષિત થએલી એવી મૂર્તીની ફરી પ્રતિષ્ટા કરવી પડે છે. ખંડીત, (કટકા થએલી,) ફાટેલી, સ્થાનભ્રષ્ટ, પૂજાનો અભાવ, કુત્રો, ગધેડો, વગેરેનો સ્પર્શ થએલી, પતિત, રજસ્વલા, કુષ્ટરોગી, ચોર એનો સ્પર્શ થએલી મુર્તિની ફરી પ્રતિષ્ટા કરવી પડે છે.

શુદ્ર તથા જનોઇ પેહરીવા વિનાનો દ્વિજ, સ્ત્રી અથવા ધર્મભ્રષ્ટ યા બીજા પરધર્મિ શિવ વિષ્ણુને સ્પર્શ કરે છે તેઓ નરક વાસ ભોગવે છે. બ્રાહ્મણની સ્ત્રી વટીકને શિવ વિષ્ણુની મુર્તિને સ્પર્શ કરવાનો અધિકાર નથી. જો તેને સ્પર્શ કરી તેની પુંજા કરે છે તેમાં સોહાસન હોય તો વિધવાપણું પામે છે અને વિધવા હોય તો પ્રાયશ્ચિત નહિ એવો દોષ પામે છે. (સિંધુ પુરાણ શુદ્ર કમલાકર.)

**દેવપુજાનાં સાહિત્યમાં**–પુષ્પ, તુળશી, દુર્વા, અક્ષત, ગંધ, ધુપ, દીપ, કપુર, હળદ, કંકુ દુધ, દહી, નારીયલ, સોપારી, ખાવાના પાન, વગેરે પદાર્થોની જરૂર પડે છે. આ પદાર્થ વાસી જ્યાં ત્યાં પડેલા, મેલાં, સુંઘેલા, સ્પર્શ થએલા, અતિશુદ્રનો સ્પર્શ કરેલાં લેવામાં આવતાં નથી. ફુલ, પાન, બાગના ધણીની રજા વિના લાવેલા નિર્માલ્ય ગણાય છે. ફુલ-પાન, પુજા માટે લઇ જતી વેલા લઇ જનારથી માર્ગમાં કોઇને નમસ્કાર કરાય નહિ, તેમજ સામાએ પણ તેને નમસ્કાર કરવો નહિ, કેમકે તેમ કીધાથી તે પદાર્થ નકામાં ગણાય છે.

**પુષ્પાંજલી**—પૂજા વેલા મુર્તિને ફુલો અર્પણ કરવાની વિધીને કહે છે; તેની રીત એવી

છે કે ખોભળીમાં ફુલો લઇ મોઢેથી મંત્રોચ્ચાર કરી દેવતાને તે અર્પણ કરે છે.

પુજા પુરી થતાં **પ્રદક્ષિણા** કરવામાં આવે છે. પ્રદક્ષિણા ૧૦૮ અથવા ઓછામાં ઓછી પાંચ યા ત્રણ કરે છે. ઘેરમાંના દેવ સામે ઉભા રહી આસપાસ ફરે છે. પ્રદક્ષિણા માટે પણ નિયમો ઠરાવેલા છે. ગણપતિને ૧, સૂર્યને ૨, શંકરને ૩, વિષ્ણુને ૪, અશ્વથામા (પિંપળને) ને ૭, પ્રદક્ષિણા કરવામાં આવે છે. એક ગ્રંથમાં શિવને અરધી પ્રદક્ષિણા કરવાનું ફરમાન છે, અને તે મુજબ ઘણા કરે છે.

**નૈવેધ અને અર્પણ,**—પણ દેવતાઓ માટે યોજેલા છે. દેવતા માટે મંદીરમાં પકવાનનો નૈવેધ લઇ ગયા હોય તો તે પાછો લાવતા નથી. નૈવેધ લઇ જનાર પુંજારી બ્રાહ્મણ હોય તો તે માત્ર ઘેરે લાવે છે, નહિ તો દેવના સેવકને આપે છે. નારીયળ ફોડી તેની એક કાટલી દેવને અર્પણ કરી એક પ્રસાદિ તરીકે ઘરે લાવે છે. આંબા, કેળાં, વગેરે ફળો સઘળાં ત્યાંજ મેળે છે. ગોળ, સાકર, ખારક, ખજુર, વગેરે પદાર્થનો કાંઇક ભાગ પ્રસાદિ તરીકે ઘેરે પાછો લાવી શકાય છે. શિવને દહી ભાતનો નૈવેધ આપવામાં આવે છે. ગણપતિને ગોળના લાડવાનો નૈવેધ આપે છે. કાલીકા દેવીને મધ માંસ ચાલે છે. લક્ષ્મીને માનતાનો મરઘો અર્પણ કરી છોડે છે.

મંદીરમાંની મૂર્તિને જે વિશેષ ઉપચાર કરે છે તે એક **ટપકબંધન** બાંધવાનું છે. વર્સાદની મોસમમાં દેવતાંના માથાં ઉપર ચાલુ પાણીનાં ટીપાં ટપકે તે માટે એક પાત્રની નીચે ઝીણું છીદ્ર પાડી તે પાણીથી ભરી માથાં ઉપર ટાંગે છે. આ ટપક બંધન બાંધવાનું પુન્ય એટલું તો મહત્વનું ગણેલું છે કે, માથાપર જેટલાં ટીપાં પડે તેટલાં વર્ષો તે બંધન બાંધનારને સ્વર્ગવાસ પ્રાપ્ત થાય છે.

દેવ પૂજામાં મૂર્તિનાં માથાપર દીપક ફેરવવાનુ કામ મુખ્ય છે. તેને **આરતી** કહે છે. આરતીઓ અનેક પ્રકારની છે. આરતી વેળા જે ગાયન ગાવામાં આવે છે તેને આરતી અને દીપકપાત્રને પણ આરતી કહે છે આ કર્મ વેળા નગારા, ઘંટા, ઝાંઝ વગેરે વજાડવામાં આવે છે. મંદીરમાં અને કથાની આખેરીમાં જે આરતી કરે છે તેમાં પૈસા વગેરે મળે છે, તે પુજારી અથવા કથા વાંચનાર લીયે છે.

મંદીરમાં પગારદાર જે પુજનાર હોય છે તેને પુજારી કહે છે. પુજારી વંશપરંપરાએ કામ બજાવતા આવે છે. પુજારી બ્રાહ્મણ અથવા શૂદ્ર જાતીના પણ હોય છે. શૂદ્ર પુજારીને ગોર અને તેની સ્ત્રીને ગોરાણી કહે છે. તે પ્રથમ જે પુંજા કરે છે તેમાં બ્રાહ્મણો અટકાવ નાખવો નહિ. વિષ્ણુનો પુંજારી બ્રાહમણ હોય છે. તેમજ કેટલાંક દેવળમાં એક સ્ત્રી દાસી તરીકે રહે છે. તેમાંની કેટલીક ભરથાર તજીને આવી વસેલી હોય છે.

પુરાણ ઘણું કરી મંદીરમાં વંચાય છે. પુરાણ વાંચવાનો અધિકાર બ્રહ્મણોને છે, પણ બીજી જાત માત્ર સાંભળી શકે છે, પુરાણ વાંચી તેનો અર્થ કહેનારને પુરાણિ અથવા **વ્યાસ** કહે છે. પુરાણ શિવાય મંદીરમાં બીજા પણ ધર્મ ગ્રંથ જેવા કે રામાયણ, મહાભારત, ઇત્યાદિ વાંચનાર પુરાણિકોને મોટું માન મળેછે. તેની પૂંજા કરવામાં આવે છે; તેના ગળાંમાં પુષ્પમાળા પેહેરાવે છે, તેને ભોજન માટે આમંત્રણ કરેછે, તેને પાલખીમાં બેસાડી ફેરવે છે. પુરાણ પુરૂં થતાં તેના પગે પડેછે. પુરાણ વંચાતું હોય ત્યારે તેની સામે ચોખા, ફળો, પૈસા વગેરે મુકવામાં આવેછે. પુરાણશ્રવણ કરતી વેળા શ્રોતાજનો ગંભિરતાથી બેસે છે, કેટલાક પુરાણિક ગ્રંથમાં વાંચ્યા વિના મોહડેથી બોલેછે, તો કેટલાક વિણા વજાડી સરોદ કાઢિ બોલેછે. શ્રીમંત લોકોને ઘરે એવાં પુરાણિક મથક રહે છે. સાધારણ સ્થિતિના લોકોને ત્યાં હરિવિજય, પાંડવ પ્રતાપ, રાજવિજય વગેરે

પ્રાકૃત ગ્રંથ પોતાનાં ઘેરમાં પોતે વાંચેછે, અથવા બ્રાહ્મણ પાસે વંચાવેછે.

મંદીરમાં કથા થાયછે. કથા કહેનારને હરિદાસ કહેછે. હરિકિર્તન કોણે કરવા ને કોણે નહિ એ વિષે કંઇ વર્ણન મળતું નથી, બ્રાહ્મણ શિવાય શુદ્ર જાતીનાં લોકો પણ કથા કરે છે.

**મુરદાફરોશ**—આ કીડા જમીનમાં ઉત્પન્ન થાય છે. એકાદ ઉંદરને મુવેલો જોતાં આ કીડા તેનાં પેટ તળેથી બધા વળગી પડી નીચેની ભોંયમાંની મટોડી પોકળ બનાવી ધીરે ધીરે તેને ખાડામાં સેરવી તેનાં શરીર ઉપર ઇંડાં મેળે છે, અને તેપર ફરી મટોડી નાખી જમીન સરખી કરે છે. ત્યાં પેલાં ઇંડાં સેવાઇ માહેથી મુરદાફરોસ નિકળતાંજ તેમને ઉંદરનો આયતો કોહેલો ખોરાક મળે છે. તેપર તેઓ મોટાં થતાં બાહેર નિકળી પોતાના બાપદાદાને પગલે ચાલી ઉદ્યોગપર મંડે છે.

**મુરદારસિંગ**—અથવા મુરદાસિંગ. એનાં ઝાડ સાધારણ ઉંચાઇનાં ઉગે છે. એનાં પાંદડાં ઘણાં મોટાં હોતાં નથી, અને શિંગો મરડાઇ ગએલી આવતી હોવાથી એને મુરદારસિંગ કહે છે.

એ હિમાલય પર્વતના પ્રદેશ પાસેનાં દેહરામાં, આબુ પર્વતઉપર અને ગુજરાત પ્રાંતમાં ઉત્પન્ન થાય છે. એ બે પ્રકારની હોઇ તેમાંની એકનું નામ નાલિકાખ્ય અને બીજી રેણુકા. તેમાં જે પિળી, જાડી, ચીકણી તે શ્રેષ્ટ અને કાળી, રકતવાહિન તે રેણુક. એ ઔષધોપચારમાં ઉપયોગી છે.

**મુરશિદાબાદ**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે ગંગા, દક્ષિણે બીરભૂમ, પશ્ચિમે સંતાલ પ્રગણું અને પૂર્વે ગંગા છે. ક્ષેત્રફળ ૨૧૪૩ ચોરસ મૈલ છે. તેમાં ૩૬૨૭ ગામો છે. લોક વસ્તી ૧૨૫૦૯૪૬ ની છે. ભાષા બંગાલી બોલાય છે.

મુખ્ય નદી ગંગા, જલાંગી, ભૈરવ, સીયાલમારી, સીંગા, પાગલા, દવારકા, બ્રાહ્મણી છે. કેટલાક ભાગમાં લોઢું મળે છે. જંગલમાંથી તસ્સર રેસમ, મીણ. લાખ અને વનઔષધિ વનસ્પતિ મળે છે. એના દક્ષિણ ભાગમાં રેસમ બનાવવાનાં કારખાના છે. મુરશીદાબાદ અને બરહામપુરમાં હાથી દાંતનું કામ, કાંસાનાં વાસણ, ઉત્તમ પ્રકારનું બને છે.

**મુરીયા એકઝાટિક**—એ એક નાહનું વધનારૂં ઝાડ છે. એના માટે ગમે તેવા પ્રકારની જમીન હોય તોય તે ચાલે છે. એનાં પાંદડાં વિચિત્ર હોય છે. એને અઠવાડીયામાં બે વખતે પાણી સીપવું જોઇએ. એનીપર સફેદ ફુલો આવે છે. એનાં ઝાડ બી તથા જડથી ઉગાડી શકાય છે. એનું ઝાડ જ્યારે ઘણું ખીલે છે ત્યારે તેપર ભીનવેલો રૂમાલ પાંથરતાં તેનો બીજે દિવસે સુગંધ ઘણો ઉત્તમ આવેછે.

**મુલતાન અથવા મુલસ્થાન**—આ શેહેર અગાઉ રાવી નદીના ટાપુ ઉપર વસાયલું હતું પણ હાલમાં રાવી તેનાથી દૂર ૩૦ મૈલ ઉપર ચીનાબને મળે છે. રાવી નદીના જુના પાત્રના બેઉ કાંઠા ઉપર તે હાલમાં વસાયલું છે. તેની આસપાસ એક દેવાલ છે, તથા એક કિલ્લો છે. નદી વચમાં અને આસપાસ પણ વહેતી હતી.

**મુલતાન પ્રાંત**—મુલતાન પ્રાંત પંજાબના દક્ષિણ ભાગમાં છે. હ્યુએન થસાંગ પોતાની મુસાફરીનાં ગ્રંથમાં એનો ઘેરાવો ૬૬૭ મૈલનો લખે છે, પણ તે વધારે જણાય છે. કદાચ એમાં તે વેળા વધારે પ્રાંત હશે. અકબરના સમયમાં તેમાં ૧૭ પ્રગણાં હવાં.

તે માહેલાં ૪ સતલજની પૂર્વે હતા. મુસલમાની રાજ્યઅમલના પડતા વખતમાં 'ભાવલખાને' એને જુદું પાડયું, તે હાલનું ભાવલપુરનું રાજ્ય છે. સાતમી સદીમાં ભાવલપુરનો ઉત્તર ભાગ મુલતાનને તાબે હશે. ભાવલપૂરની ઉત્તર હદ સિંધુ નદી

ઉપરની "દરા દીન પનાહ" થી સતલજ નદી ઉપરના "પાક પટણ" સુધી ૧૫૦ મૈલ હતી. પશ્ચિમે સિંધુ ૧૬૦ મૈલ, પૂર્વે પાકપટ્ટણ શ્રી ઘાગર નદીના જુના પાત્ર સુધી ૮૦ મૈલ અને દક્ષિણ હદ ખાનપુરથી ઘાગર સુધી ૨૨૦ મૈલ છે; તે બધું મળીને ૬૧૦ મૈલ ઘેરાવો થાયછે. 'કોસ' ને જો નાહના ગણીયે તો હુંએને જણાવેલી હદ દક્ષિણમાં મિથનકોટથી આગળ વધેલી નહિ હશે.

પંજાબ માહેલી નદીના પ્રવાહમાં પુષ્કળ ફેરફાર થયા છે. અકબર અને તૈમૂરનાં સમયમાં સિંધુ અને ચીનાબનો સંગમ હાલના મિથુન કોટના સંગમ ઉપર ૬૦ મૈલ ઉપર "ઉચ્ચાતમાં હતો. ઈ. સ. ૧૭૯૮ માં "રેનલે" હિંદુસ્તાનનું વર્ણન કર્યુંછે, ત્યારે અને હાલમાં ઇ. સ. ૧૮૯૬ માં "વિલફોર્ડ "નો "સરવેઅર મી૦ મીરજાબેગ એ હતો; ત્યારે તે સંગમ ઉચ્ચ નજદીકજ હતો. પણ ગઈ સદીની શરૂઆતમાં ઉચ્ચની ૨૦ મૈલ ઉપર પ્રવાહ ફરી વળયોછે. તે મીથુન કોટમાં ફરી આમલાજ પ્રાંતમાં મળી ગયોછે. રાવી અને ચિનાબ એમનો સંગમ હાલમાં નદી દીવાન સનંદમાં એટલે મુલતાનથી ૩૦ મૈલ ઉપર થાયછે. પણ સેકંદરના સમયમાં "હાઇદરાઓતી" અને "એકીંસી"ની એટલે રાવી તથા ચીનાબ એમનો સંગમ "માલી" લોકોની રાજધાની એટલે હાલનું મુલતાન, એની નીચે થોડા મૈલપર હતો, જુનું પાત્ર હાલમાં પણ નજરે પડે છે. કનિંગહેમ જણાવે છે કે "હાલમાં વટીક મોટી રેલ આવતાં પાણી જુના પાત્રમાંથી મુલતાનમાં ધશી આવતું મેં બે વખત જોયું હતું. આ પાત્રમાં ફેરફાર ક્યારે થયો તે જણાતું નથી. પણ ઇ. સ. ૭૧૩ માં મહમદ કાસીમે મુલતાન જીતી લીધું તે પછી ફેરફાર થયો હશે. કારણ જુના પાત્રમાંથી બાંધેલી નેહેરની નિશાની હજી નજરે પડેછે, આ ઉપરથી ફેરફાર હાલમાંજ થયો હતો. કદાચ તૈમૂરલંગના સમયમાં થયો હશે. પણ ચીનાબ અને ઝેલમ એમનો સંગમ અને ચીનાબ તથા રાવી એમના સંગમનું અંતર ૫૪ મૈલ અને ચિનાબ તથા રાવી એમના સંગમથી ચિનાબ તથા સિંધુ એમનું અંતર ૧૨૦ મૈલ આ મુજબછે; એમ અબુલફજલે લખેલુંછે. એ હાલની સ્થિતિને મળતું આવેછે. એ ઉપરથી અકબરના સમયમાં ફેરફાર થયો હશે. બીયાસ અને સતલજ એમનો હાલનો સંગમ ઈ. સ. ૧૭૯૦ પછીનો છે. ઇ. સ. ૧૭૯૬માં સતલજ નદી એ ધરમકોટથી પોતાનો માર્ગ ફેરવી તે "હરી-કીપટ્ટણ" માં બ્યાસ નદીને મળી, અબુલ ફજલ લખે છે કે "ફીરોજપુર પાસે ૨૪ મૈલ ઉપર બીયા અને સતલજ એકત્ર થાયછે. પણ તે પછી તેના ૪ ભાગ બને છે. ફરી મુલતાન પાસે એકત્ર થાય છે. આ પાત્રની નિશાનો હજી દેખાય છે. આ જણાવેલા ફેરફાર ૪ મ્હોટા થએલા છે. નાહના નાહના તો અનેક થાય છે. બીયાસ નદીમાં તો અત્યંત ફેરફાર થયો છે.*

પેહેલાંની આ શેહેર માહેલી જમીનની ઉંચાઇ આસપાસની જમીનથી ૮ થી ૧૦ ફીટ ઉંચી હતી, હાલમાં સુમારે ૫૦ ફીટ વધારે છે. એમ થવાનું કારણ લાંબા કાળની વસ્તીનુ હશે.

* સિંધુને મળનારી રાવી, ચિનાબ, બીયા, સતલજ વગેરે નદીઓ દર સાલ પોતાનાં આગલાં પાત્ર છોડી પશ્ચીમ ભણી વહેછે. તેથી મુલતાન આસપાસ અનેક ફેરફાર હમેશાં થાય છે, આવા ફેરફારથી પુરાતમ ગામો ઉજડ પડી પશ્ચિમ તરફ નવી વસ્તી થાય છે. 'તુલંબા" ગામો રાવી નદીને કાંઠે હતું પણ, નદી દુર જતાં પાણીની આપદા પડવા માંડતા ૧૯૦ વર્ષ ઉપર તે ગામ વેરાન હાલતમાં આવ્યું. બીયા અને સતલજ આ નદી ઇ. સ. ૧૫૯૬ માં "ભવપતન" ગામ પાસે હતી, એમ અબુલફજલ કહે છે, પણ તે નદીઓએ આગલો માર્ગ તજી ઇ. સ. ૧૭૯૦ માં હરીપતન ગામ પાસે તે મળવા લાગી એમ બીજો મુસાફર કહે છે. મોટી રેલ આવતાં આ નદી પોતાનાં આગલા વેરાન પાત્રને પણ પાણી પુરૂં પાડે છે અને તેથી ગામોમાં ફેરફાર થાય છે.

કિલ્લાનો ઘેરાવો લગભગ ૧½ મૈલ છે. તમામ શેહેરનો ઘેરાવો, ૩ મૈલનો છે, અને આસપાસના ભાગનો ઘેરાવો ૪½ મૈલ છે. એ હુએન અને એલફિન્સટનનાં વર્ણન સાથે મળતું આવે છે. કનિગહૅમ જણાવે છે કે "જુના શેહેરનો ઘેરાવો ૪ મૈલ છે, અને હુએને તે પાંચ મૈલ જણાવેલો છે. હવે આ તમામ ઘેરાવાની ગણત્રી એકમેકને મળતીજ આવે છે. એલફીન્સટન અને બર્ને આ શેહેર દીઠું ત્યારે ત્યાં વસ્તી નહોતી. પછી રણજીતસિંગના હાકેમ 'સાવનમલ્લે' તેને ખોદી કાઢયો. કનિગહૅમ લખે છે કે ઇ. સ. ૧૮૫૪માં મને દેવાલના બે ભાગ જણાયા હતા. માહેલો સુમારે ૪ ફીટ અને બાહેરનો સુમારે ૪ ફીટ. શહાજેહાનના નાહના બેટા મુરાદબક્ષે આ દેવાલ બાંધેલી જણાવવમાં આવે છે; તે બાહેરની હશે. દેવાલ ઈંટ અને કાદવની બાંધેલી હોઇ ઉપર ૯ ઈંચનો ગિલાબો કરેલો છે.

મુલતાન શેહેરને કષ્યપપુર, હંસપુર, સાંબપુર, પ્રહ્લાદપુર, આધસ્થાન અથવા આદિસ્તાન અને મુલતાન એવાં પ્રાચીન નામો આપેલાં મળે છે. તેમાંનાં કેટલાક નામ સૂર્ય ઉપરથી પડેલાં છે, અને કેટલાંક નામ સંબંધી પૌરાણિક દંતકથા છે. દૈત્ય અને ૧૨ આદિત્યના પિતા કષ્યપે આ શેહેર પ્રથમ વસાવ્યું, આથી એનું નામ કષ્યપપુર પડયું. કષ્યપ પછી હિરણ્ય કષ્યપ નારસિંહને હાથ માર્યા જતાં પ્રહ્લાદ ગાદીએ બેઠો. જેણે આ શેહેર પોતાને નામે પસિદ્ધ કર્યું. પર્હાદ પછી તેનો પ્રપૌત્ર બાણાસુર ગાદીએ બેઠો. તેને પદભ્રષ્ટ કરી મારીનાખીને કૃષ્ણે પોતાના પુત્ર સાંબને રાજા નેમ્યો. સાંબે એક મિત્ર વનમાં વસી સૂર્યની ઉપાસના કરી જેથી તેનો કોહોડ સારો થયો. આથી તેણે આધસ્થાન નામે મંદીરમાં સૂર્યની સ્થાપના કરી. ત્યારથી મુલતાનમાં આજવેર સૂર્યની પુજા થતી આવી છે. સાંબની કથા ભવિષ્ય પુરાણમાં જણાવવામાં આવી છે, તેમાં મિત્રવન એ ચંદ્રભાગા નદીને (ચીનાબ) કાંઠે જણાવેલું છે. અબુરિહાન પણ આ શેહેરનાં નામો કષ્યપુર, હંસપુર, ભગપુર અને સાંબપુર એમ અનુક્રમે આપે છે.

ઉપર વર્ણેલાં નામ સંબંધમાં મુલતાનમાંના લોકોની જે સમજણ હતી, તે વિષે પુરાણમાંની દંતકથાઓ ને ઈતિહાસ સાથે મેળવી જોતાં બંદબેસ્તી મળે છે. માત્ર ફલાનો શખસ ફલાને સ્થળે હતો અને ફલાનો બનાવ ફલાનેજ ઠેકાણે બન્યો, એટલું માત્ર ચોકસ ઠરાવી શકાતું નથી. તથાપિ તેટલા ઉપરથી ઉપર આપેલાં નામ સંબંધી કારણો તમામ આધારરહિન છે, એમ કેહવાઇ શકાતું નથી. કારણ મુલતાન શેહેરનો જે મૂળ સ્થાપક કષ્યપ તેનાથી આ શેહેરને પડેલું નામ કષ્યપુર નામ પશ્ચિમ ભણીના લોકોને વઠીક માલમ હતું. તેઓએ તો તે નામનો ઉલ્લેખ બીજી સદીમાં કીધેલો છે. "હિકેટિઅસ" મુલતાનને "કષ્યપપુરોસ" કહે છે. હીરોદોતસ "કષ્યપુરોસ કહે છે, ટૅલમિ 'કશ્યપીરા' કહે છે. તે શિવાય કષ્યપ વંશમાં થએલા પુરૂષોના નામો અનુક્રમવાર મુલતાનને પડેલાં છે. તેમજ હિરન્યકશ્યપનાં સંબંધથી પ્રસિદ્ધ થએલો અવતાર જે નારસિંહ, તે નારસિંહ નામનું એક પ્રાચીન શેહેર આ પ્રાંતમાં (લાહોરની પશ્ચિમે ૨૫ મૈલ ઉપર) હતું, એમ હુએન તથા કનિંગહૅમ એ બેઉ ગ્રંથકારો પોતપોતાના ગ્રંથમાં વર્ણે છે.

મુલતાનનાં બીજાં બે નામો જોહસપુર, આદિસ્થાન = આધસ્થાન અથવા મૂલસ્થાન તે સૂર્યના સંબંધથી પડેલાં છે. સાંબ ઉપર સૂર્ય પ્રસન્ન થતાં સાંબે સૂર્યનું મંદીર કષ્યપપુરમાં બંધાવ્યું, એ ઉપર જણાવ્યું છે. આ મંદીરને આદિત્યનું મંદીર પણ કહેછે. આદિત્યપુર ઉપરથી સાંબપુરને આદિત્યપુર પણ નામ મળ્યું હતું; અને હિંસ, એ નામ સૂર્યનેજ મળવાથી હિંસપુર, અને આદિત્યપુર, આ બેઉ નામે આ શેહેર જાણીતું થયું.

"આદિત્ય" અથવા સૂર્ય એ સૃષ્ટિ ઉત્પતિનું આદિકારણ = મૂળકારણ એ અર્થમાં આદિત્યપુરનું આદિત્યસ્થાન = આદિસ્થાન આદ્યસ્થાન અથવા મૂલસ્થાન એવાં રૂપ બનતાં ગયાં હશે, અને તે ઉપરથીજ આદ્યસ્થાન અથવા મૂલસ્થાન એ રૂપ કાયમ રહી, મૂલસ્થાન = મુલતાન એ નામ આ શેહેરને મળ્યું હશે એમ કનિંગહેમનું મત છે.

મુલસ્થાન નામના સંબંધમાં ઉપર દર્શાવેલા કારણ વિચારવા યોગ્ય છે; એમ જોકે કહેવાઇ શકાતું નથી, તોય મુલતાનં એનું, મૂળ રૂપ 'મૂલસ્થાન' એજ હતું એમ નિશ્ચયપૂર્વક કહી શકાય છે. કારણ હ્યુએનથસાંગ એ આ શેહેરનો ( Men to san polo) મુલોસાનપુલો = મુલસાપુરો = મુલસ્થાનપુર એવો ઉલેખ કરે છે. અબુરિહાન મુલસ્થાન નામ દર્શાવે છે, એટલુંજ નહિ પણ હાલમાં વટીક ત્યાંના વસતા લોકો પોતાના શેહેરને મુલસ્તાન એમ કદી કદી કહે છે.

મુલતાનમાં સૂર્યની પુજા પ્રાચીન કાળમાં ભારે મહત્વતા હતી. ત્યાંની ઘણીખરી પ્રજા સૂર્યભક્ત હતી. સાંબે સ્થાપેલા સૂર્યનું મહત્વ ઘણાં વર્ષ કાયમ હતું. આ દેવ મંદીરમાંની મૂરતીઓની ઘણી કથાઓ હતી. દેવતાની મુરતી ઉપરના અલંકરો જોઇ આરબો અજબ થતા હતા. આ દેવને "હેમાલય" એવી સંજ્ઞા આરબી ભાષામાં આપેલી છે. મસુદીએ મુલતાનને "સુવર્ણભૂમી" કહેલીછે. હ્યુએન જણાવે છે કે આ દેવાલયમાં મૂરતિ નક્કર સુનાની હતી. હિંદના તમામ રાજાઓ ભેટો ચઢાવતા હતા.

મૂલતાન નામ કશ્યપપુર પછી ૭ મી સદીમાં મળેલું જણાય છે. એ માત્ર અબુરિહાન સુધી મુસલમાન ગ્રંથકારોને ખબર હતું. અબુરિહાને સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો, આથી સંસ્કૃત ગ્રંથો વાંચી મળેલાં બીજા સંસ્કૃત નામો તેણે આ શેહેરનાં દર્શાવ્યાં છે. ભવિષ્ય પુરાણમાં "સાંબે" સ્થાપન કરેલાં સૂર્યના દેવળને આધસ્થાન એ નામ આપેલું છે. પરંતુ આધ એ આદિત્યને બદલે મળ્યું હશે. પ્રહ્લાદપુર આ નામનો સંબંધ પ્રહ્લાદપુર દેવળ સાથે છે. બરનસ ત્યાં હતો ત્યારે પ્રહ્લાદપુર માહેલાં દેવળમાંની મૂરતિની ત્યાંના લોકો પુજા કરતા હતાં.

મુલતાન માંહેલા સૂર્યનાં દેવળની માન્યતા ઔરંગજેબના સમયમાં તદન બંધ થઇ હતી. ઔરંગજેબે પુરાણુ મંદીર ભાંજી નખાવી ત્યાં જુંમા મસજીદ બંધાવી હતી. આ મસજીદ ઘણાં વર્ષો ટકી નહિ; કેમકે ૧૮૪૮ માં તેમાં શીખ લોકોનો દારૂગોળો ભરેલો હતો તેને સળગાવીમેળતાં મસજીદ જમીનદોસ્ત થઈ હતી.

માલી પ્રજાનું મુખ્ય શેહેર સેકંદરે જીતી લીધું. તે ઘણું મજબુત હતું; અને તે તેજ પ્રાંતનું પાયતખત હતું. એ તમામ મુલતાન સાથે મળતું આવે છે. તે અને બીજા અનેક પ્રમાણ ઉપરથી મુલતાન એજ માલી લોકનું મુખ્ય શેહેર હશે એમ ચોકસ થાય છે.

**મુલતાન જીલ્લો**-પંજાબ ઇલાકામાંનો જીલ્લો. એની ઉતરે જંગ, દક્ષિણે ભાવલપૂર સંસ્થાન, પૂર્વે મૅાન્ટગોમરી, અને પશ્ચિમે મુઝફ્ફર ગઢ છે. એનું જુમલે ક્ષેત્રફળ ૬૦૭૫ ચોરસ મૈલ છે. તેમાં ૧૫૯૩ શેહેરો ને ૬૩૪૩૪ની વસ્તી છે. મુખ્ય નદી રાવી, ચીનાબ ને સતલજ છે. મુખ્ય પાક ઘંઉ, જુવાર, જવ, ચણા, વટેણા, મસૂર, ગુલી, કઠોળ, ચોખા, બાજરી, કપાસ, અને શેરડીનો ચાલુછે. મુખ્ય વેપાર માટેનો પાક કપાસ, શેરડી ને ગુલીનો છે. નિકાશ વેપાર ગુલી, ખાંડ, ઉન ને ઘીનો છે. મુલતાનમાં રેસમ, સૂતર, કાપડ ઉત્તમ બને છે. તેમજ સેતરંજી અને ગલીચા પણ સારા બનેછે. રેલ્વે સડક ૧૩૦ મૈલ છે. મુખ્ય શેહેરો મુલતાન, સુજાબાદ, સરાઇસીંધુ, તલંબ, જલાલપુર, લોધ્રાન અને કહરોર છે.

મુખ્ય શેહેર મુલતાન, ચીનાબ નદીના ડાબા કાંઠા ઉપર ૪ મૈલ છેટેછે. દક્ષિણ શિવાય બધી તરફ ૧૦ થી ૨૦ ફીટ ઉંચો કોટ છે.

૧૮૪૯ માં આ શેહેર બ્રિટીશોએ જીતી લીધું હતું. ૧૮૬૮ માં વસ્તી ૫૪,૬૫૨ની ને ૧૮૯૧ માં ૭૪૫૬૨ની હતી.

**મુલતાની મટોડી**—એ એક ચીકણી મટોડીની જાત છે. એ સાધારણ કઠણ હોઇ ભારી ને સુકી હોયછે. એને ઓખવતાં અથવા છરીથી કાપતાં તે સફાઇદાર ચળકાટદાર બનેછે, અને સેહેજ તેજદાર જણાયછે. જીભને લગાડતાં સેહેજ ચોંટેછે. ચાવતાં નરમ બની ચીકણી બનેછે, પાણીમાં ઝટ પિગળેછે, અને નીચે ઠરેછે. અગ્નિમાં ભુજતાં પિળી, કાબરચિત્રી અને સખત બનેછે. એનો રંગ પિળો હોયછે. એ મુખ્ય કરી "પશમીન" ઉન વગેરે સાફ કરવામાં ઉપયોગમાં આવે છે. કોઇ કોઇ વેળા કપાસનાં કપડાં એનાથી ધોયછે, એ ઉપરાંત બકરાનાં શરીર ઉપર ઉન પસીનાથી કાળું બની ચોંટે છે, અને તેનાં શરીરપર રોગ ઉત્પન્ન થાયછે. તે વેલા મુલતાની મટોડીને પાણીમાં ભિનવી તેના તમામ દિલ ઉપર ચોળેછે, અને થોડા વખત તેને તેમજ રાખી પાણીથી ધોયછે, આથી તેમાં ચીકાસ અથવા ખારાસ જે હોય છે તે સાફ બને છે. તેમજ રંગવાના ઉનને પ્રથમ આજ મટોડીથી ધોઇ રંગ ચઢાવેછે. પશમિન સાલ અથવા બનાત, એમની ઉપર તેલ અથવા ઘીનો ડાઘો પડતાં તે કપડાંને પાટીયાંપર બીછાવી તે ડાઘાની ઉપર નીચે આ મટોડીની ભૂકી પાંથરી ઉપર કાગળ નાખી તેપર અગ્નિના ગાંગડા વાસણમાં મેળી ફેરવે છે. આથી તે તેલ ગરમ બની પેલી મટોડીને મળી જઈ વસ્ત્ર તેલરહિત બને છે, પણ ડાઘા નિકળી જાય ત્યાં સુધી તેને એ મુજબ એ ત્રણ વેળા કરવું પડે છે; અને દર વખતે મટોડી પખોડી કાઢે છે, એટલે પાણી વિના ડાઘો નિકળે છે, તેમજ આ મટોડીને પાણીમાં ભીજવી પાતળી થતાં તેમાં થોડું તેલ મેળવી શરીર અથવા બાલને ચોપડી ધોતાં શરીર સાફ થાય છે, તેમજ ગરમ પાણી, તેલ અથવા આતશથી શરીરની ચામડી બળી ગઇ હોય તો તે ઠેકાણે આ મટોડીને થંડા પાણીમાં ભીજવી ચોપડે છે, એટલે શરીર થંડું પડેછે.

ઉપલા શિવાય ગોપીચંદન, ખડી, પાષાણભેદ, ગુલેઅરમાની, પિળી મટોડી, સાબણ મટોડી વગેરે મટોડીના જુદા જુદા પ્રકાર છે. આ મટોડીનાં ઉત્તમ વાસણો બને છે.

**મુલતાની**—આ સંપૂર્ણ જાતની રાગણી દિવસના ત્રીજા પોહોરે ગવાય છે. એમાં શુદ્ધ, રિખવ કોમળ, ગંધાર કોમળ, મધ્યમ તિવ્ર, પંચમ શુદ્ધ, ધૈવત કોમળ, નિખાદ તિવ્ર એ મુજબ ઉસ્વર આવે છે. ગ્રહસ્વર ખરજ અથવા પંચમ છે. વાદી સ્વર પંચમ છે. મધ્યમ તિવ્ર, સંવાદિ, નિખાદ તિવ્ર, અનુવાદિ સ્વર છે. કોઇ આ રાગને પુરવીને મળતી પણ ગણે છે, એટલે ગંધાર તિવ્ર છે.

**મુલસ્થાન**—( જુઓ મુલતાન. )

**મુસ**—આ અમેરિકન પ્રાણી ભારે કદનાં સખત સિંગડાવાલું હોય સાંભર પ્રમાણે તેના સિંગડાં પણ ખરી પડે છે. ઇંડીયનો એનાં ચામડાંનો વેપાર મુંસનો ભારે શેકાર કરીને કરે છે. અને તેનાં ચામડાંને કમાવી વેચેછે.

આ પ્રાણી ચંચલ, બુદ્ધિવાલું ને ખંદુ હોય છે. એ ઝાડનાં પાંદડાંપર નિર્વાહ કરે છે. એની ગરદન ટુંકી હોવાથી એનાથી આસપાસ ઝડપથી ગરદન ફેરવાતી નથી.

**મુસલમાન**—આ પ્રજા દુનિયાના દરેક ભાગમાં વસતી જણાયછે. અર્વાચીન કાળમાં આ પ્રજાએ યૂરપ અને એશિયામાં સર્વોપરીપણું મેળવ્યું હતું; પણ યૂરપનાં ખ્રિસ્તી રાજ્યોના એકસંપ અને બળને લીધે તેમની સત્તા યૂરપમાંથી ધીમે ધીમે ઘટી ગઇ છતાં આજે આ કોમ દુનિયાની જાણીતી કોમોમાં બુધ્ધીસ્ત, ખ્રીસ્તી, એઓથીજ સેહેજ ઓછી વસ્તી ધરાવે છે. તમામ પૃથ્વીપર આ પ્રજાની વસ્તી નીચે દર્શાવ્યા મુજબ છે.

યૂરપમાં—૧,૭૧,૧૯,૬૬૮.
એશિયામાં—૧,૩૩,૬૨,૯૯૨.
આફ્રિકામાં—૧,૦૦,૧૨,૧૦૦.

આસ્ટ્રેલિયામાં—૬૭,૬૫,૦૦૦.
બ્રિટીશ હિંદમાં—૬,૧૫,૬૨,૦૦૦.
ઉત્તર આફ્રિકામાં—૨,૫૦,૦૦,૨૧૦.
હિંદની આસપાસ—૧,૩૦,૨૬,૦૦૦.
લંકા વગેરેમાં—૨,૧૧,૧૬,૦૦૦.
સુડાનમાં—૨,૬૦,૦૦,૦૦૦.
તુર્ક રાજ્યમાં—૨,૦૦,૨૦,૦૦૦.
ઈજીપ્તમાં—૯,૮૦,૦૦૦.
તુર્ક રાજ્યને તાબેના દેશો—૬૦,૦૦,૦૦૦.
ઈરાનમાં—૨,૬૦,૦૦૦.
તુર્કસ્તાન પૂર્વ દક્ષિણ ભણી—૧૦,૦૦,૦૦૦
અફઘાનિસ્તાનમાં—૬૦,૦૦,૦૦૦.
સાઇબિરીયાના ઈલાકામાં—૧,૨૧,૬૦,૦૦૦

મુસલમાની ધર્મ ગ્રંથમાં મુખ્ય ૨ પ્રકરણો છેઃ એક **ઈમાન** અને બીજો **દીન.** ઇમાન એટલે પેહેલાં ઇશ્વર ઉપર એકીન; બીજું ખુદાના દૂત ફરે છે એ ખરૂં માનવું, ત્રીજું ઇશ્વર માનવી મારફતે ઉપદેશ કરાવેછે તે શખસને પેગંબર કહે છે તે માનવું; ચોથું, કુરાન એ ખુદાઇ કેતાબ છે એમ માનવું; પાંચમું કયામત એટલે જલપ્રલય કાળે ખુદા બધાનો ઇનસાફ કરશે એ માનવું; અને છઠ્ઠું નસીબ એટલે ખુદાએ મુકરર કરેલું હોય તે બનશે એવું દિલથી માનવું. દીનમાં પ્રથમ ગુશલ કીધા શિવાય નમાજ નહિ પઢવી. નમાજ એટલે પ્રાર્થના. આ બંદગી કુરાનમાંના વાકેફ ભણી કરે છે. નમાજ પઢતી વખતે કૅબલા તરફ મોંહ કરવું પડે છે. તેમજ દર શુક્રવારે વાએજ કરવી. દીનનો બીજો ભાગ ખેરાત એટલે જકાત અને 'સદાકત', એટલે પોતાની કમાઇનો દસમો હિસ્સો ખેરાત કરવો. ત્રીજું રમજાન માસમાં અપવાસ પાળવો, ચોથું મક્કાની હજ્જ જીલ્હેજ માસમાં કરવી. કોરાન માટે એવું મત છે કે તે કાંઇ નવો લખેલો ગ્રંથ નથી પણ અનાદિસિદ્ધ એવો ખુદા પાસે હતો, આથી આ ગ્રંથને અનાદિ ગ્રંથ કહે છે. અને ઇશ્વરનિર્મીત હોવાથી તેને "કલામુલ્લા" અને "કિતાબ શકિદ" કહે છે.

ફરેસ્તા એટલે ઇશ્વરના દૂત. આ દૂતમાં સિચાયલ એ લઢાઇમાં મદદ કરે છે; અજરાઇલ એલમ પ્રમાણે લોકોને દંડ કરે છે; ઇજરાફીલ એ કીયામતને દિવસે રણશિગંડું ફુંકશે, અને અજાજીલ શાપિત હોવાથી તે સેહેતાન બની લોકોને પાપી બુદ્ધિ શિખવે છે. એને એબલીસ પણ કહે છે.

હજરત મહમદ જે મોહડેથી વાકય બોલતા તે તેમના ચેલા લખી રાખતા તેને સુરા યા હદીસ કહેતા. કુરાન અથવા હદીસમાં સુરાયા સંસ્કાર લખેલો નથી તોપણ પ્રાચીન કાળથી અરબોમાં રવૈયો ચાલુ હતો અને યાહુદીઓમાં પણ એ રસમ જાએજ હતી. ઇશ્વર તરફથી બે હજાર પેગંબર આજ દુનિયામાં થઈ ગયા એમ માનવામાં આવે છે તેમાં ૬ મુખ્ય છે. તેમનેજ ખુદાઇ કેતાબ મળી હતીઃ—આદમ, નોહા, અબ્રહામ, મૂસા, ઈસા અને મહમદ આથી એમને શ્રેષ્ટ પેગંબર માનેલા છે. જન્નત એટલે સ્વર્ગ સારાં માટે, ને જહનમ એટલે નર્ક બુરા માટે છે એવું એમના ધર્મમાં મત છે. નરકનાં સાત સ્થળો છે જેમાં ભારે આજાબ પડે છે. મુસલમાનોમાં પૂનરજન્મ માનવામાં આવતો નથી.

કોરાન ૬૦૦૦ શ્લોકનું બનેલું હોઇ તેમાં ૭૭,૬૩૯ શબ્દો અને ૩,૨૩,૦૧૫ હરફો છે. શરાબ, ભાંગ, અફીણ વગેરે કેફી પદાર્થનું સેવન અને તેજ પ્રમાણે જુગાર અને જ્યોતિષ ઉપરથી મુહૂર્ત, શકૂન જોવાં એ વર્જ્ય માનેલાં છે. ડુક્કર તરફ આ પંથીઓ ભારે ધિક્કાર ધરાવે છે. તેમજ મુરતીને નૈવેધ બતાવેલું અન્ન પણ અભક્ષ્ય છે. કુરાનમાં વ્યભિચારીણીને દેહાંત શિક્ષા અને વ્યભિચારી પુરૂષને બાંધીમારની સજા ફરમાવેલી છે. કુરાનના અર્થ થકી વાદવિવાદથી તડાં પડી, હનફી, હંબલ, માલીકી એવી ચાર શાખા અને સુની અને સીયા એવા બે પંથ બનેલાં છે. ઇસ્લામી ધર્મનો જે મુખ્ય આચાર્ય તેને 'ઈમામ' કહે છે, અને પેગંબરના જાએનશીનોને ખલીફા કહે છે. ઇસલામી લશકરમાં જે મોટા મોટા સરદાર હતા તેમને "સરદાર ઉલ મોમિનીન", કહે છે.

હજરત પેગંબરનું નામ લેતાં દોઆ પઢે છે. શીયા પંથી મુસલમાનનું કહેવું છે કે અલ્લી એજ હ. મહમદનો ખરો વારેસ હતો. તેના પછી બાર ઇમામ થયાઃ—અલ્લી, હસન, હુસેન, બીજો અલી, બીજો મહમદ, જાફર, મુસા, ત્રીજો અલી, ત્રીજો મહમદ, ચોથો અલી, હસન અને ચોથો મહમદ. એમાંનો છેલ્લો ઇમામ એ ઇશ્વર તરફ ઉપર ગયો અને તે ફરી પાછો આવશે.

શીયા ઇસલામીઓની લોક વસ્તી તમામ દુનિયામાં ૪,૦૦,૦૦,૦૦૦ની છે તેમાંઃ—
બ્રિટીશ હિંદમાં—૨,૦૦,૦૦,૦૦૦
દેશિ રાજ્યોમાં—૪૦,૦૦,૦૦૦
અફઘાનિસ્તાનમાં—૧૦,૦૦,૦૦૦
બોખારામાં—૧૦,૦૦,૦૦૦.
ખીવામાં—૪,૦૦,૦૦૦
એશિયાટિક તુર્કસ્તાન માં—૧૫,૦૦,૦૦૦.
ઇરાનમાં—૮૫,૦૦,૦૦૦.
બીજા જુદા જુદા દેશોમાં—૩૫,૦૦,૦૦૦.

મુસલમાનોમાં અનેક શાસ્ત્રપર અનેક ગ્રંથો છેઃ ઍલમે કુરાન (ઇશ્વરોકત ધર્મ), ઍલમે હદીસ (સ્મૃતિ), ઍલમે ફિકા (ધર્મશાસ્ત્ર), ઍલમે ફતાવે (ચુંટેલા નમુના), ઍલમે મન્તિક (ન્યાય), ઍલમે ઇનસાં, ઍલમે સર્ફનહો (વ્યાકરણ), ઍલમે ગેતી (ભુગોળ), ઍલમે નજુમ (જ્યોતિષ), ઍલમે તીબ (વૈદક) અને ઍલમે તારીખ (ઇતિહાસ) વગેરે અનેક ગ્રંથો છે. જેઓ કુરાન મોહડે કરે છે તેમને "હાફીજ" કહે છે, અને જેઓ અર્થ કહે છે તેમને મૌલવી કહે છે. મુસલમાનોમાં ચાર પ્રકારનાં પ્રમાણો છે. કુરાન, હદીસ, ફતાવે અને કિયાસ એટલે અક્કલ અથવા તર્ક; આ પ્રમાણ છેલ્લે લેવાનું.

મુસલમાની ધર્મમાં જેઓ વિદ્વાન લોકો થઇ ગયા તેઓએ જુદાં જુદાં મત સ્થાપન કર્યાં છે, તેમનાં નામોઃ—

૧ સુન્ની એટલે પેગંબરનાં વચન માનનારા. એમના ચાર ભેદ છેઃ—

(૧) હનફી, આ પંથ અબુહનીફે સ્થાપ્યો.

(૨) શાફી, આ પંથ મહમદ ઇબ્ન ઇદ્રીસ અલશાફી નામે પંડિતે ચલાવ્યો.

(૩) માલકી, આ પંથ માલક ઇબ્ન અંન્સે ચલાવ્યો.

(૪) હંબલી, આ પંથ મહમદ ઇબ્ન હંબલે ચલાવ્યો.

(૨) ખાજજી, આ પંથ અલીની વિરૂધનો છે.

(૩) શિયા, આ પંથના લોકો અલીને શ્રેષ્ઠ માને છે.

(૪) સફાતિ, આ એક પંથ છે.

(૫) મુંત વસલી, આ પંથ વસલ ઇબ્ન અતાએ ચલાવ્યો.

૬ હાદેલી, આ પંથ હમદલ અબુ હાદેલે ચલાવ્યો.

૭ જોબાઇ, આ પંથ અબુ અલ્લી મહમદ ઇબ્ન અબદુલ વાહબ જુબાઇએ કાઢયો.

૮ હષમી, એ અબુ હષમે.

૯ નુધામી, એ ઇબ્રામ અલ નુધામે.

૧૦ હયાતી, એ અહમદ ઇબ્ની હયાતે.

૧૧ જાહેદી, એ અમરૂ ઇબ્ન બહર અલ જાહેદીએ.

૧૨ મજવરી, એ ઇસા ઇબ્ન સોબે અલ મજવર.

૧૩ બસત્તરી, એ બસર ઇબ્ન મુતાત્તરે.

૧૪ સમાની, એ સમા ઇબ્ન બષરે.

૧૫ કાદરી, એઓ નસીબ બીલકુલ માનતા નથી.

૧૬ આષરી, એ અબદુલ હુસેન અલ અષરી.

૧૭ કિરામી.

૧૮ મુસાબિહી.

૧૯ જબરી, એઓ નસીબને માને છે.

૨૦ મોરજી, ૨૧ વાઇદી, ૨૨ નોસારી, ૨૩ ઇબાકી, ૨૪ વાહબી અને સુફી. સુફી પંથ તો લગભગ વેદાંત જેવો છે.

**મુસળી**—મુસળીન નાહનાં ઝાડ જંગલમાં ચોમાસા દરમ્યાન ઉગેછે. એનાં પાંદડાં નાહનાં ને પોહળાં હોયછે. એના કંદ થાયછે. તે મોટા ને પાંચ છ આંગળ લાંબાં હોયછે.

મુસળી બે જાતની હોય છે. એક સફેદ અને બીજી કાળી. સફેદ મુસળીને નામે વેચાતી મુસળી શતવારીનું મૂળ હોયછે. તેની બે જાત છે. ૧ ખરાની (શકાકુલનિશ્ર) અને શતાવરી. કાળી જાતી Orchid ની છે; બન્ને પૌષ્ટિક છે. સાલમ મિશ્ર કરતાં એને ઘીમાં પકાવતાં તે સ્વાદિષ્ટ લાગેછે.

**મુળા**—હિંદુસ્તાનમાં ઘણેખરે ઠેકાણે મુળો ઉત્પન્ન થાય છે, તેમજ પરદેશોમાં મુળા ઉત્પન્ન થતા જણાયલા છે. મુળાનો કંદ જમીનમાં રહેછે ને પાંદડાં ઉપર રહેછે. પાંદડાં કુમળાં હોય તો મુળો પણ કુમળો હોય છે. મુળાના છોડને લાંબો વખત તેની કાયમની જગ્યાએ રહેવા દે છે, કે તેનો દાંડો ઉગી તેપર ફુલો આવે છે. આ મુજબ જુનાટ મુળો થતાં તે ખાવાના ઉપયોગમાં લેવાતો નથી. મુળો બારેમાસ ઉગી શકે છે. ગરમ હવામાં મુળાને જલદી દાંડો ફુટે છે, ને થંડીમાં તે સારો કુમળો થાય છે.

મુળાની બે જાત કહેવાય છે. એક જાત ઉપર મોગરી ત્રણ ફીટ લાંબી આવે છે, અને બીજી જાત તેથી જુદીજ આવે છે.

મુળા કુમળા હોય ત્યારે ખાવાના ઉપયોગમાં આવે છે, પણ જુનાટ થતાં તે ઢોરોને ખવાડે છે. મુળામાંથી તથા તેનાં બીજ-માંથી તેલ નિકળે છે. તેની ગંધ ઘણી ઉગ્ર આવે છે. આ તેલ બાળવા તથા રાંધવામાં વપરાય છે, તથા તેનો ઔષધીમાં ઉપયોગ કરે છે.

મુળાના ૧૦૦ ભાગ રાખમાં મળતાં ખણીજ પદાર્થનું પ્રમાણ નીચે દર્શાવ્યા પ્રમાણે મળે છે.

પૉટેશ—૨૧.૧૬
સોડા— "
ક્લોરાઇડ ઑવ પોટેશિયમ—૧.૨૬
નીમક—૭.૦૭
ચુનો—૮.૭૮
મૅગનેશિયા—૩.૫૩
લોઢાંનો કાટ—૧.૧૯
ફૉસફરસનો તેજાબ—૪૧.૦૯
ગંધકનો તેજાબ—૭.૭૧
સિલીકા—૮.૧૭.

મુળાનાં બી પ્રથમ તૈયાર કરવાં પડે છે, તે માટે કાર્તક મહિનામાં બાગાયત જમીનમાં ભાજીપાલો ઉગાડીયો હોય તેવી જમીનમાં નાહની એલાહેદી જગ્યામાં મુળાનાં કંદ બબે આંગળ જેવડાં કાપી દાટે છે. તેપર પાંદડાં ફુટી શીંગો આવતાં મોહરી જેવાં બીયાં આવે છે, એ પાક થવા ૪ માસ જોઇએ.

મુળાની ખેતી માટે જમીન નરમ બનાવવી પડે છે. બી એક ફીટ ઉંડાં દાટવાં પડે છે, એની જમીન સરદ રાખવી પડે છે.

મુળો રોપીયા પછી ૧ થી દોઢ માસમાં તે ઉગે છે. પણ બીયાં માટે મુળાનાં ઝાડ ત્રણથી ચાર માસ રાખવાં પડે છે.

વેલાતી મુળામાંફ્રેંચ, બ્રેક ફાસ્ટ, નીરેડ, ટરનીપરેટેડ અને લૅાંગ સ્કારલેટ મુળા ઉત્તમ જાતના ગણાય છે. મુળાનાં બીયાંને ગાજર પ્રમાણે તેનું માથું કાપી કાઢી ઉગાડવાથી જે ફુટ થાય છે, તે પર ઉગે છે. વેલાતી મુળા છાયાવાલી જગ્યામાં ઉગાડી શકાય છે.

વેલાતી મુળા અનેક રંગ અને આકારના હોય છે. કોઇ સફેદ, ગોલાબી, લાલ, મિશ્ર રંગના તો કોઇ લંબોચા, ગોળ, કોઇ બેઠા ઘાટના અને કોઇ ઈંઢારોકા હોય છે. વેલાતી મુળા તથા તેનાં પાંદડાં જુનાટ થયા છતાં નરમ રહે છે. આ મુળા બીયાં રોપીયા પછી ૨૦ થી ૨૫ દિવસમાં તૈયાર થાય છે. એની જતન બામઠી મુળા પ્રમાણેજ લેવાય છે.

મુળા ઘણાજ અજાયબ જેવા આકારના મળેલાના અનેક દાખલાં મળે છે: માનવી આકારને મળતો એક મુળો ઇ. સ. ૧૬૨૮

માં જર્મનીમાંના બોન અને જુલર્સની વચમાં બેડન ગામના એક બગીચામાં ઉગેલો મળ્યો હતો. આ મુળાની ઉપર પાંદડાંનો ઝુમખો જ્યાં રહે છે તેની નીચેનો મુળો આબેહૂબ માનવીના માથાના આકારનો હતો. માથા ઉપર કલગીર ખોસેલી હોયછે તે પ્રમાણે પાંદડાંનો ઝુમખો જણાતો હતો. મુળાનું માથું માનવી જેવું હોઇ તેપરનાં નાક, કાન અને આંખો આબેહુબ માનવી જેવાંજ હતાં; અને નીચલો ઉતરતો ભાગ પડારોત હોવાને બદલે અદબ વાળી બેઠેલા માનવીનાં ગળાંથી કમર જેવા ભાગ જેવો તેનો આકાર હતો; અને પગ તરફનો ભાગ માત્ર મુળીયા આકારે હોઇ એકમાં એક એવી રીતે તે મળી ગયલો હતો. આથી તે સમાધિસ્ત સાધુ જેવો દેખાતો. આ મુળાને માળીએ હમેશ કરતાં તેની ચાર ઘણી કિંમતે વેચ્યો હતો, અને ખરીદનારે નફો લઇ બીજાને વેચતાં એક જ્યુ ગ્રહસ્થે પોતાનાં સંગ્રહસ્તાન માટે રૂ. ૧૦૦ આપી ખરીદયો હતો અને તેને જાળવી રાખવા સ્પિરીટમાં રાખ્યો હતો. પણ આ મુળાને પાછળથી બ્રિટીશ મ્યુઝીયમ માટે જ્યુ પાસથી રૂ. ૧૫૦૦ એ ખરીદ કરવામાં આવ્યો હતો. જેનું વર્ણન આ સંગ્રહસ્તાનનાં કૅટલાગમાં ૧૩૯ માં પાનામાં આપેલું છે.

બીજો એક અજાયબ જેવો મુળો 'હારસેન' ની રેતાળ જમીનમાંથી મળ્યો હતો. આ મુળાનું ચિત્ર જેકબ પેનીએ દોરી ઇ. સ. ૧૬૭૨ માં 'ગેનડાર્પ' ને ભેટ આપ્યું હતું. તે ચિત્ર ઉપરથી 'કૅરૅલાય' નામે ગ્રહસ્થે ચિત્ર કોતરી તેનો નમુનો બ્રિટીશ મ્યુઝીયમમાં મેળવ્યો છે. આ મુળાનું માથું માનવી જેવું અને ધડ તથા પગ મરઘી જેવાં હતાં:

બીજો એક મુળો માનવીના હાથના પંજા જેવો ૧૮૦૨ માં બરમીંગહૅમના મ્યુઝીયમના સૅક્રેટરીએ દીઠો હતો. આ મુળો માનવીનાં પંજાની એક આબેહુબ ઉમદા નકલ હતી.

બ્રિટીશ મ્યુઝીયમના ગ્રંથમાં એક અજાયબ જેવા જીવતા મુળા વિશેનું વર્ણન મળે છે. તેમાં જણાવે છે કે "મેઝ" માંના એક બગીચામાં કોઇ બાગબાન એક મુળો ખેંચી કાઢવા જતાં મુળાએ એકદમ ચીચીયારી પાડી, આથી તે ઘભરાયો ને તપાસ કરતાં તે મુળો જીવતો જણાયો. આથી તેને સંભાળીને સાચવ્યો. આ માળી તેને લવંડરનાં બીજમાંના કીડા ખાવા આપતો હતો, અને તે મુળો આ ભોજન ખાતો હતો. આ મુળો ત્રણ અઠવાડીયાં સુધી જીવતો રહયો હતો, પણ પછી કરમાઇ જઇ મરી ગયો હતો.

**મૃગજળ**—કિરણને અંગે વક્રીભવન અને પરાવર્તન એ બે અજાયબ ગુણ હોવાથી પૃથ્વી ઉપર તહેવાર અલૌકિક ચમત્કાર નજરે પડે છે. મૃગજળ આ એક આંખે દેખાતે ખ્યાલી દેખાવ છે. ગરમીના દિવસોમાં મધ્ય બપોરે ખુલ્લાં ગરમ બનેલાં મેદાનમાં ચાલતા હોઇએ ત્યારે ગરમીના બહારમાં આકાશનું પ્રતિબીંબ નજરે પડે છે. આપણી નજર સામે સેહેજ અંતર ઉપર પાણીનો મોટો તળાવ હોય એમ નજરે પડે છે, અને તેવે વખતે તે જેમ જેમ નજદીક જાય છે તેમ તેમ તે હમણા નજદીક આવશે એવો ભાસ થાય છે. આ મુજબ દોડતાં દોડતાં તરસથી વ્યાકૂળ બની પ્રાણી મરણ પામે છે. યા નજરનાં ભ્રમથી પશુ પક્ષીજ ફસે છે એમ નથી, પણ માનવી વટીક તેમજ ફસે છે. આવા ભાસમાન જળને જોઇ મુખ્ય કરી હરણ=મૃગ ઘણાં ફસી પડે છે, આથી તેને સંસ્કૃતમાં મૃગજળ કહે છે. આ ચમતકારનો સાધારણ દેખાવ ગરમીની મોસમમાં આપણા દેશમાનાં મેદાનમાં વટીક નજરે પડે છે.

પણ જગતમાંના કેટલાક દેશમાંતો આ દેખાવ અત્યંત રમણિય દેખાય છે. સપાટ પ્રદેશમાં આપણી આસપાસ સેહેજ અંતર ઉપર આકાશ જમીન સાથે અથડેલું જણાય છે. આ જે આકાશ અને ભૂમિ સાંધવાની આપણી

આસપાસની ગોળ રેષા તેને ક્ષિતીજ કહીએ છિયે. ક્ષિતીજની પાસે જેટલા પદાર્થ હોય છે તેટલા આપણી નજરે દેખાય છે. ક્ષિતિજની બાહેરના પદાર્થપર નજર પોંહચતી નથી. આ નિયમ ચોક્કસ છે. પણ વાતાવરણની જાડાઇ પતળાપણા ઉપર તથા વક્રિભવન 'અને પરાવર્તન વગેરે યોગે કેટલાક મુસાફરોને ઉપલા નીયમથી પણ ઉલટાજ ચમત્કારો નજરે પડે છે. એટલે ક્ષિતિજની બાહેર ઘણા મૈલ ઉપર ચાલતાં વાહાણો, તેમજ સમુદ્ર અને ઝાડો વગેરે પદાર્થ, વિશાળ ચિત્ર દોર્યા પ્રમાણે સ્પષ્ટ અને આબેહૂબ પ્રતિમા રૂપે આપણી સામે થોડા અંતર ઉપર વચોવચ અતરંગપણે લટકતા જણાય છે. આ પ્રતિમા એટલી તો ખુલ્લી દેખાય છે કે પદાર્થ અને તેમની વચ્ચે જરાએ ફરક રહેતો નથી.

આ દેખાવના પણ ચાર પ્રકાર છે. ક્ષિતિજની બીજી તરફના ખરા પદાર્થ જેવા ને તેવાજ હવામાં અધર તરતા નજરે પડે છે, એ પેહેલો પ્રકાર. તેમની પ્રતિમા કોઇ ઉલટી એટલે પાયો ઉપર ને છાપરૂં નીચે એ મુજબ નજરે પડે છે, એ બીજો પ્રકાર. ત્રીજા પ્રકારમાં તે કરતાં પણ વિશેષ ચમત્કાર જોવામાં આવે છે. એટલે મૂળ પદાર્થ દેખાઇ તરતજ તેજ વખતે તળીયાંમાં પાણીમાં છાયા પડીયા પ્રમાણે તેનીજ ઉલટી પ્રતિમાં નજરે પડે છે. એટલે આ પ્રકારમાં ઉલટી અને એક સીધી એવી બે પ્રતિમા નજરે પડે છે. ચોથા પ્રકારમાં સૂર્ય અસ્ત થવાના વખતે જોનારની ભયંકર ઉંચી પોહળી આકૃતિ છાયારૂપે પૂર્વ તરફનાં આકાશ ઉપર ઉઠેલી જણાય છે. પણ આ દેખાવ કદાચજ નજરે પડે છે. પેહેલા પ્રકારના દેખાવના અજાયબ જેવા દાખલાઓ નોંધાયલા છે. ઇ. સ. ૧૮૨૨ માં કૅપટન સ્કૉર્સબાય નામનો દર્યાવર્દી ધ્રૂવ સમુદ્રમાં સફર કરતો હતો તે વેળા એક દિવસે તેણે ઘણા લાંબા મૈલ ઉપર હવામાં અતરંગ તરતાં એક વહાણની પ્રતિમા જોઇ. આ વહાણ તેને



એટલું તો ખુલ્લું જણાયું કે દુરબિનમાંથી તે ઉપરના સઢ વટીક તેને નજરે પડયા. તેની બાંધણી ઓળખતાં તે હર્ષથી બોલી ઉઠયો કે "મારા પિતાનું વાહાણ 'ફ્રેમ' છે. તે પછી તેની સાથે તેના બાપની મુલાકાત થતાં, જોએલું વાહાણ તેજ હતું એવી તેની ખાતરી થઇ હતી, અને અરસપરસના ખુલાસાથી જણાયું કે તેણે પ્રતિમા રૂપે આ વહાણ ૩૦ મૈલ ઉપરથી જોયું હતું. અને તેના પિતાનું વહાણ ક્ષિતિજથી ૧૭ મૈલ ઉપર હતું; એમ સિદ્ધ થયું. ઇ. સ. ૧૨૫૪ માં 'આર્ચરનો કૅપટન' બાલ્ટિક સમુદ્રમાં જતો હતો, તે વેળા તેણે એજ રીતે એક ઇંગલીશ વહાણોનેઃ કાફલો જોયો. તે ઉપરના તેણે ૧૯ સઢ ગણ્યા હતા. આ કાફલાવાલું લશ્કર કૅપટનના વહાણથી ૩૦ મૈલ અંતર ઉપર હતું. આ બેઉ દાખલામાં ખરા દેખાવનું પ્રતિબીંબ હવામાં પડેલું જણાયું, એમ સિદ્ધ થયું. એ તમામ મૃગજળનાજ પ્રકાર હતા, તથાપિ મૃગજળ એટલા શબ્દમાં ઉપર જણાવેલા પ્રકારના અજબ જેવા દાખલાથી તેની વ્યાખ્યા પુરી થતી નથી.

ઉપર જે વાતો જણાવી તેજ સાલમાં જુનની ૨૬ મી તારીખે "હેસ્તીંગ" નજદીક એક અત્યંત રમણિય દેખાવ જોવામાં આવ્યો. "કાલીઈ"થી 'ડીપે' સુધી તમામ ફ્રાન્સનો સમુદ્ર કાંઠો કે જેનું અંતર ૫૦ મૈલનું હતું અને તે છેક દ્રષ્ટીમર્યાદાની નીચે દૂર હોવા છતાં હવામાં અતરંગ તરતો જણાયો હતો. આ દેખાવ સ્પષ્ટ અને સંપૂર્ણ હતો, અને તે ત્રણ કલાક સુધી નજરે પડયો હતો. આ દેખાવ ઉલટો નહિ પણ તદન સરખો નજરે પડતો હતો. એ કરતાં પણ એક અલૌકિક બનેલો દાખલો ડૉ૦ વિહનસે લખી રાખ્યો છે. તે એક દિવસે 'રામસ ગેટ' થી ડોવ્હરના કિલ્લાના મીનારાને વચલી એક ટેકડી ઉપર અંતરંગ ઉભેલો દીઠો. તેમજ એક દિવસે સાંજે તેજ દિશા ભણી તે જોતો હતો ત્યારે

ટેકડી ઉપર તમામ કિલ્લાને તેની સંપૂર્ણ હાલતમાં ગોઠવાયલો દીઠો હતો.

"મેસિના"ના કિનારા ઉપર દેખાતા મૃગજળમાં તો દરેક પદાર્થની બબ્બે પ્રતિમા નજરે પડેછે. ત્યાં આ ચમત્કારને "ફ્રૅટા મૉર્ગાના' કહેછે. માનવી, ઘોડા, ગાડી, વાહણો વગેરે સર્વ ચીજ હવામાં તરતી જણાયછે.

બીજો એક મૃગજળનો પ્રકાર છે, તે માહેલા પદાર્થમાંની પ્રતિમા સિધી દેખાવાને બદલે ઉલટી જણાયછે. આવો દેખાવ "લોઅર ઇજીપ્ત"નાં રણમાં નજરે પડેછે. નાઇલ નદીની રેલથી ઇમારતોને રક્ષણ મળવા થકી ત્યાં ઉંચા ટેકડાપર ઇમારતો બાંધેલીછે. આથી ગરમીની મોસમમાં આ ઇમારતોનાં શેહેરો થોડા અંતર ઉપર પણ પાસેછે એમ જણાયછે. ત્યાંના લોકોને આવા દેખાવ જોવાનો માહવેરો હોવાથી તેઓ હમેશાં તેથી છેતરાતા નથી.

મૃગજળમાં બીજો એક પ્રકાર છે, તે હંગેરી પ્રાંતમાંના 'હૅાઝ' પર્વતની હાર માહેલા 'બ્રોકન' નામના ઉંચા શિખર ઉપરથી નજરે પડે છે.

આ દેખાવને ત્યાંના લોકો "બ્રોકન્સ ડેવિહલ" કહેછે. સાંજે સૂર્યની રજાલ અસ્ત પામવાની વખતે આ દેખાવ નજરે પડેછે. આ વેળા શિખર ઉપર ઉભા રહેતાંજ આપણી ભયંકર રાક્ષસી પ્રતિમા પૂર્વ ભણીના આકાશમાં હીલચાલ કરતી જણાય છે. અને સૂર્ય જેમ જેમ અસ્ત થાયછે તેમ તેમ તે વધારે ભયંકર બને છે.

[ કારણો ] ઉપર જણાવેલાં અલૌકિક દર્શનનાં અથવા મૃગજળના અનેક કારણોછે. મુખ્ય કરી વાતાવરણને સેહેજ અધિક સ્થિતિ પ્રાપ્ત થતાં આ દેખાવ ઉઠેછે, એ ખરૂં, તથાપી તેમાંનો ભેદ અત્રે સ્પષ્ટ કરવો અગત્યનો છે.

પેહેલાં તો વાતાવરણમાંના કેટલાક ભાગ ઉપર ગરમી વધારે અને કેટલાક ભાગ ઉપર ઓછી એવી ઉત્પન્ન થઇ હવામાંની કેટલીક જાડી અને પતળી એવા થર બને છે. એકાદ અને વધારે ગર્મીનો સંસ્કાર થતા તે પતળી બને છે; અને જેપર ગર્મીની થોડી અસર હોય છે તેમાં દાર્ઢ્ય ઉત્પન્ન થાય છે. એવી રીતે હવામાં જાડા પતળા થર થતાં મૃગજળ નજરે પડેછે, 'અને તેમાં કોઈ કોઇ વેળા વક્રીભવનથી તો કદી પરાવર્તનથી અને કદી તો છાયારૂપે પદાર્થની પ્રતિમા નજરે પડેછે.

વિશાળ રણમાંથી મુસાફરી કરનારા લોકો મૃગજળનો અનુભવ લીયે છે, તેમને કદી કદી ક્ષિતિજ નીચેના પદાર્થ હવામાં ઉલટા તરતા નજરે પડે છે. એનું કારણ પરાવર્તન છે. ઉપલું થર આરસી પ્રમાણે જાડું બને છે, આ તે ઉપર ક્ષિતિજ નીચેના પદાર્થની આરસીમાં પડયા પ્રમાણે પ્રતિબીંબ પડે છે. ફોટોગ્રાફના કૅમેરામાંના 'લૅન્સ' માં પડતી પ્રતિમા ઉલટી હોય છે, એ જાણીતું છે. તેમજ હવા માહેલા જાડા થરો એકમેકથી કોણાકૃતિ બની બેસતાં એકમાં ક્ષિતિજ નીચેના પદાર્થનું પ્રતિબીંબ દેખાઇ બીજાપર તેની પડછાયા એટલે ઉલટું પ્રતિબીંબ પડે છે. આ વખતે જાડી બનેલી વાતાવરણનો આકાર, એકપર એક પ્લેટો મેળી હોય તેમ બને છે.

બ્રોકનના ભૂતનું કારણ તદન ખુલ્લું છે. "હઝાગ" પર્વતની પૂર્વ ભણી હમેશાં જાડું ધૂમસ ઠરી ગયલું રહે છે, અને વાતારણ પણ અંધક રહે છે. એટલે ત્યાંની હવા એટલી તો જાડી થએલી હોય છે કે તેની પૂર્વ બાજુએ એક ઉંચી દેવાલ બની રહેલી હોય છે, એમ કહીએ તો ચાલે. આથી સૂર્ય જ્યારે પશ્ચિમ ભણી વળી અસ્તાચળમાં જાયછે, ત્યારે પશ્ચિમ તરફ રહેનારા તમામ પદાર્થની,—આપણે ત્યાં હોઇએ તો આપણી છાયા પૂર્વ ભણી જાડી વાતાવરણની દેવાલ ઉપર પડેછે, અને પવનની હીલચાલને લીધે તે અહીંથી ત્યાં નાચતી જણાયછે. આ દેખાવ જોઇ અજ્ઞાન મનુષ્યો ઘણા અજબ થઇ ભય પામે છે.

**મૃત્યુપત્ર**—મૃત્યુપત્રથી વંશપરંપરાએ પોતાની મરજી પ્રમાણે વારેસોને મીલકત યા દોલત આપવાનો અધિકાર હિંદુ ધર્મશાસ્ત્રમાં મળતો નથી; તેમજ કોઇપણ પ્રાચીન કાયદામાં તેની ખાસ કલમ જોવામાં આવતી નથી. કેમકે એવી માલમતા ઉપૂર એકનીજ માલેકી નહિ રહી કુટુંબ માહેલા જીવંત સર્વે આપ્તોની માલેકી રહે એવી તે વખતે સમજ હતી, કે જે રૂઢી હાલમાં ઇસલામી કોમમાં જોવામાં આવેછે. પણ બ્રિટીશ અમલ હિંદમાં ફેલાતાં કાયદાસર રીતે મૃત્યપત્ર બનાવવાનો રેવાજ ચાલુ થયોછે.

યૂરપ ખંડમાં મધ્ય કાળમાં ધર્મગુરૂઓએ પોતાના ફાયદા માટે મૃત્યુપત્રની રૂઢી દાખલ કરી હતી, તેજ પ્રમાણે હિંદુ ધર્મશાસ્ત્રમાં થોડે પ્રકારે આ રૂઢી જોવામાં આવેછે. કાત્યાયને જણાવેલું છે કે ધાર્મીક કામ માટે આપેલી ભેટ અથવા વચન મૈયત ધણીના વારેસપુત્રે પાળવાં જોઇએ. બંગાલમાં મૃત્યુપત્રની રૂઢી પ્રથમ દાખલ થઇ હતી. પેહેલવેહેલું વીલ મુરશિદાબાદના ઉમીચંદ સાહુકારે ઇ. સ. ૧૭૫૮ માં બનાવેલું ઈતિહાસમાંથી મળેછે. ઇ. સ. ૧૭૮૬ થી તે સંબંધી કજ્યા ઉત્પન્ન થતાં જૂદા જૂદા ગ્રંથકારો તથા કોર્ટના અભિપ્રાય પડવા લાગા. પણ છેક ઇ. સ. ૧૮૩૧માં વડી કોર્ટે નવો કાયદો બાંધી મૃત્યુપત્ર માટે એવું ઠેરવ્યું કે બાપ સ્વતંત્રપણે ગમે તેવી રીતે પોતાની દોલતની વેંહેચણી કરી શકે. પાછળથી મુંબઇ અને મદ્રાસમાં મૃત્યુપત્રનો કાયદો પ્રસાર પામ્યો હતો.

**મૃત્યુ**—બ્રહ્મદેવતાથી ઉત્પન્ન થએલી એક સ્રી. એને બ્રહ્માએ દુનિયાનો નાશ યોગ્ય રીતે કર્યા જવાની આજ્ઞા આપી. આથી એણીએ પ્રાર્થના કરી કે “પ્રાણીમાત્રને શોકકારક એવો આ અધિકાર મને નહિ સોંપો તો કૃપા થશે.” બ્રહ્માએ પોતાનું વચન નહિ ખેંચી લેવાથી મૃત્યુએ તપ કરવા માંડયો. તપોબળથી બ્રહ્મા પ્રસન્ન થતાં મૃત્યૂએ અગાઉ પ્રમાણેજ અરજ કરવાથી બ્રહ્માએ પ્રસન્ન થઇ કહ્યું કે “તારીપર મોતનો આરોપ નહિ આવતાં, તેમતે કોઈ બાહાનાથી મોત આવી મળશે.” એ તેથી એણે એ મોતનો અધિકાર પોતે કબુલ કર્યો હતો.

**મૃતસમુદ્ર**—આ સમુદ્રને આરબ લોકો “બહરલુટ” એટલે “લોટ” નો સરોવર કહે છે. આ સરોવરની લંબાઇ ૪૬ મૈલ અને પોહળાઇ ૧૦ મૈલની છે. ઉત્તર ભણી સરોવરની ⅓ મૈલ લંબાઇમાં ઉંડાઇ ૧૩૦૮ ફીટની છે. આ સમુદ્રનાં પાણીનો પૃષ્ટ ભાગ ભૂમધ્ય સમુદ્રનાં પાણીના પૃષ્ટ ભાગ કરતાં સુમારે ૧૩૦૦ ફીટ ઉંડો છે. આ સરોવરમાંથી પાણી બાહેર નિકળી જવાનો માર્ગ નથી. એનું પાણી અત્યંત ખારૂં છે; આથી ત્યાં પ્રાણી જીવંત રહી શકતાં નથી એમ કહે છે. તેમજ એનું પાણી ઘણું ભારી છે. એનું વિશિષ્ટ ગુરૂત્વ ૧,૨૨૮ છે; એટલે એક ગૅલન પાણીનું વજન ૧૨⅓ રતલ થાય છે. આવાં ભારી પાણીમાં હોડી ચલાવવી બીકટ થઈ પડે છે.

**મેઅરાજ**—મેઅરાજનો મૂળ અર્થ “ઉંચે ચઢવું” એવો થાય છે; પણ આ શબ્દ મહમદ પેગંબર આકાશ તરફ ખ્વાબ દરમ્યાન ચઢી ત્યાં સઘળું મન કલ્પનાથી જોઇ એક ક્ષણ વારમાં પાછા ફર્યા તેને માટે વપરાય છે. આ મેઅરાજના વખતમાં જીબરાઇલ ફરેસ્તો પેગંબરને બુરાક નામનાં એક શ્વેતવર્ણી પશુ ઉપર બેસાડી ૭ આકાશ ભણી લઇ ગયો હતો, ત્યાં પેગંબરે જૂદા જૂદા પેગંબરો સાથે વાતચીત કરી ખુદાની રોશની નજદીક જઇ વાતચીત કરી પળ વારમાં પાછા આયા હતા.

**મેકસિકો**—ઉત્તર અમેરિકામાંનું સ્વતંત્ર રાજ્ય. એ યૂનાઇટેડ સ્ટેટ્સ અને ગવાટેમાલાની વચે લંબાય છે. એની લંબાઈ

૨૦૦૦ મૈલ ને પહોળાઇ ૧૩૦થી ૧૦૦૦ મૈલની છે. એનો સમુદ્ર કાંઠો ૬૦૦૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ ૭૫૧૩૦૦ ચૌરસ મૈલ છે, કે જે ગ્રેટબ્રિટન, આયરલંડ, ફ્રાન્સ, જર્મની અને આસ્ટ્રો હંગેરી જેટલુંજ છે. એની કુલે વસ્તી ૧,૨૦,૫૦,૦૪૬ ની છે. આ લોક વસ્તીમાં ગોરા ૧૯ ટકા, ઈંડીયન ૩૮ ટકા અને હાફ્‌કાસ્ટ ૪૩ ટકા છે.

મેકસિકોમાં પર્વતો ૫૦૦૦થી ૧૭૦૦૦ ફીટ ઉંચાઇના છે; અને તેમાં સીરામાદર નામના પર્વતની હાર સૌમાં લાંબી તથા ૧૦૦૦૦ ફીટ ઉંચી છે. અત્રેની નદીઓ વહાણોનાં જાવઆવ લાયકની થોડી છે. અતરે ચાંદીની ગંજાવર ખાણો છે. તેમજ સોનું, તાંબું, લોઢું, સીસું, ગંધક, પારો, પલાટિનમ, નીમક, માર્બલ, અલાબાસ્ટર, જીપસમની અસંખ્ય ખાણો છે. આ દેશમાંથી કેરોસીન તેલ પણ પુશકળ મળે છે. અત્રેની ૩૫૦ ખાણોમાં ૧,૦૦,૦૦૦ કામદારો રાત દિવસ ચાલુ કામ કરે છે. ત્યાં ૧૦૦ રૂની તથા ૧૫ ઉનની મીલો છે. તે ઉપરાંત કાગળ, આટો, ખાંડ, મીણબતી, કાચ, ટોપી વગેરેનાં ગંજાવર કારખાનાં હોવાથી આ દેશનો ઉદ્યોગ હુન્નર અત્યંત ખીલેલો છે. મેકસિકોમાં ૭૦૦૦ મૈલ રેલ્વે લાઇન ફરી વળેલી છે. અત્રેનો નિકાશ વેપાર કિંમતી ધાતુ, કૉફી, સણ, ચામડાં, ઉન, તંબાકુ અને વેનીલાનો છે. આ દેશમાં મુખ્ય ભાષા સ્પેનિશ બોલાય છે. તેમ ત્યાં કેળવણી માત્ર ૯ ટકાજ પ્રજામાં ફેલાયલી છે. મુખ્ય પ્રજા રોમનકેથોલિક ધર્મ પાળે છે.

મેકસિકો શેહેર. આ મુખ્ય રાજધાની શેહેર સમુદ્ર સપાટીથી ૭,૩૪૭ ફીટ ઉપર છે, આ શેહેરમાં લોક વસ્તી ૩,૨૬,૯૧૩ ની છે, અત્રે જાહેર ઇમારતોમાં પિકચર ગેલૅરી, લાઇબ્રેરી, ખાણો સંબંધી શાળા, ટંકશાળ, મુખ્ય છે. ૧૮૭૭ માં આ શેહેરમાં કોલંબસની યાદગારીનો સ્થંભ ઉભારવામાં આવ્યો હતો.

**મેકેરોની**-યાને વેલાતી મોટી સેવ. મેકેરોનીને ઇતાલીયન ભાષામાં મેચેરોની કહે છે. વર્મીસેલી અને પેટસડ ઇતાલી, જાડા કાઠાં-નિર્મળ અને પુષ્કળ નાઇટ્રોજનવાળી જાતના ઘઉંમાંથી એને બનાવે છે. ફ્રાન્સ તથા ઇતાલી તરફથી આ પદાર્થ ઇંગલંડમાં મોકલવામાં આવે છે. ઇંગલંડમાં આ ઉપયોગી અને પૌષ્ટિક ખોરાકની ચીજો મુખ્ય કરી સ્વાદિષ્ટ ચીજ તરીકે ગણાય છે. યૂરપ ખંડના કેટલાક ભાગોમાં, અને મુખ્યત્વે કરીને દક્ષિણ ઇટલીમાં એ લોકોના ખોરાકમાં એક સાધારણ અને પૌષ્ટિક ભાગ હોય છે.

'નિઓપોલીટન' મેકેરોનીનાં બંધારણનો કેટલોક ખ્યાલ નીચે આપેલા બે પૃથઃકરણ ઉપરથી આવશે.

| બંધારણ ... ... | ૧૦૦ ભાગમાં. | |
|---|---|---|
| | ઉંચી. | હલકી. |
| પાણી... ... | ૧૩·૦ | ૧૦·૦ |
| એલબ્યુમીનોઇડસ વગેરે ... | ૧૧·૧ | ૧૩·૫ |
| સ્ટાર્ચ વગેરે ... | ૭૩·૮ | ૭૦·૮ |
| ચરબી ... | ૦·૯ | ૨·૩ |
| સેલ્યુલોઝ ... | ૦·૪ | ૧·૪ |
| ધાતુમય પદાર્થ ... | ૦·૮ | ૨·૦ |

ઉંચી જાતની મેકેરોનીનો દર રતલે ૨·૬ પેન્સને ભાવે ને હલકી ૧·૬ પેન્સને ભાવે વેચાય છે. જો મેકેરોનીમાંથી રાંધતી વખતે તેની મૂળ ચીજ જેટલી હોય છે, તેના કટકા કરતાં કંઇક વધારે કમી થાયછે, પણ તે તેનાં વજન કરતાં લગભગ ૩ ગણું પાણી લઇ લે છે. મેકેરોનીને વાપરતા પહેલાં, તે પી શકે તેના કરતાં કંઇક વધારે ઠંડાં પાણીમાં બરોબર પળાળી રાખવી જોઇએ.

**મેગદબર્ગ**—આ પ્રુશિયન સેકસનીનું શેહેર તથા જર્મન શેહેનશાહતનો મુખ્ય કિલ્લો બરલિનની દક્ષિણ પશ્ચિમે રેલ માર્ગે ૯૦ મૈલ ઉપર અને લિપઝીકની ઉત્તરે ૭૨ મૈલ ઉપર છે. એ એલ્બ નદીની પાસે છે. અત્રેનાં શેહેરમાં લોખંડકામનાં કારખાનાં, દારૂની ભઠ્ઠી, કાપડની મીલો વગેરે ઉદ્યોગ

દૂન્નરનાં મથકો છે. ખાંડ માટે અત્રેનું બજાર જર્મનીમાં પેહેલા નંબરનું ગણાય છે. ૧૮૭૫ માં લોક વસ્તી ૧,૨૨,૭૮૯ ની ને ૧૮૯૦ માં ૨,૦૨,૩૨૪ ની હતી, તેમાં માત્ર ૧૦,૦૦૦ કેથોલિક અને ૨,૦૦૦ જ્યૂ વસે છે. ઇ. સ. ૧૮૦૩ માં આ શેહેર ફ્રેન્ચોએ જીતી વેસ્ત—પોલિયા સાથે જોડી નાખ્યું હતું પણ ૧૮૧૪ માં ફરી પ્રુશિયન સત્તા તળે મેલાયું હતું.

**મૅગનિશિઅમ**—મૅગનિશિઅમ ધાતુના ખાર પૃથ્વીનાં પડમાં ઘણા પસરેલા છે, પણ કૅલશિઅમ ધાતુના ખાસ પ્રમાણેં એના ખડકના ખડક અથવા થરો પર થર જડતા નથી. ખનીજ પદાર્થમાં હાઇડ્રેટ, કારબોનેટ, બોરેટ, ફાસ્ફેટ, સલ્ફેટ, સિલિકેટ અને નાઇ-ટ્રેટ એ રૂપે અને કોઇ કોઇ વેળા ઘન અવસ્થામાં અને કદી રસ અવસ્થામાં ખનીજોદકમાં આ ધાતુ જડે છે. એના મૅગનિશિઅમ લાઇમસ્ટોન અથવા ડોલોમાઇટ એ નામના પથ્થર ઘણા જડે છે. એ ઇમા-રતનાં કામમાં ઉપયોગી થઇ પડે છે, અને એમાંથી મૅગનિશિઆ કાઢે છે. ક્લોરાઇડને રૂપે સમુદ્રનાં પાણીમાં આ ધાતુ ઘણી જડે છે. એ ઇમારતનાં કામમાં ઉપયોગી થઈ પડેછે, અને એમાંથી મૅગનિશિઆ કાઢે છે. ક્લો-રાઇડને રૂપે સમુદ્રનાં પાણીમાં આ ધાતુ ઘણી જડે છે. સિલિકેટને રૂપે અભ્રક, હૉર્ની-બ્લેંડ, સરપેટાઇન, આલબ્હાઈન, ટાલ્ક (પિળો અભ્રક) શંખજીરૂં, દૂસાબુની મટોડી અને પથ્થરી પથ્થર વગેરેમાં એ હોય છે. સલ્ફેટ રૂપે 'અપ્રસમાં' ગામ નજદીકનાં પાણીમાં મળે છે.

ઇ. સ. ૧૮૦૮ માં વિદ્વાન ડેવ્હિસે વિજળિક યંત્રની સાહ્યતાથી મૅગનિશિઅમ ક્લોરાઇડ ૪ ભાગ અને પોટાશિઅમ ક્લો-રાઇડ ૩ ભાગ મિશ્ર રી તેમાં થોડો નવસાગર નાખી સીંગારની પાઇપમાં મેળી મૅગનિશિઅમ મેળવ્યું હતું. ઇ. સ. ૧૮૩૦ માં રસાયનશાસ્ત્રી બુસીએ નીચલી રીતે આ ધાતુ પ્રથમ બનાવી એનું કારખાનું સ્થાપ્યું હતું. મૅગનિશિઅમના ક્લોરાઇડમાંથી, અથવા મૅગનિશિઅમ અને સોડિઅમ અથવા પોટા-શિઅમ એમના ક્લોરાઇડ અથવા દ્વિક્ષાર-માંથી સોડિઅમને યોગે મૅગનિશિઅમ ધાતુ કાઢે છે, હાઇડ્રોક્લોરિક ઍસિડમાં મૅગનિ-શિઅમ ક્લોરાઇડ પિગળાવી તેમાં તેટલોજ સોડિઅમ અથવા પોટાશિઅમ એનો ક્લો-રાઇડ નામે છે, પછી તે દ્રવ જો આંચવી ઘટાડી અને ફરી ગરમીથી તેનો રસ બનાવી આ દ્વિક્ષાર બનાવે છે. આ દ્વિક્ષારને સોડિઅમ ધાતુની નળીમાં નાખી ગરમ કરતાં મૅગનિ-શિઅમ ધાતુ જૂદી પાડે છે. એમાં બીજી ધાતુનો ભેળ રહેતો હોવાથી તેને ગરમ બનાવી અર્કવતી પકડતાં શુદ્ધ ધાતુ બને છે.

આ ધાતુ ઘનવર્દ્ધનિય પ્રસરણશિલ, હલકી અને ચાંદી જેવી સફેદ હોય છે. સાધારણ ગરમીથી જોકે એ બરડ બને છે તોય વધારે ગરમી આપતાં તેને ઘનવર્દ્ધનિયત્વ પ્રાપ્ત થાય છે. એનીપર સારી ઝલેહ ચઢાવી શકાય છે, અને સુકી હવાથી જસત પ્રમાણે કાટ ખાતું નથી, પણ સરદ હવામાં ધીરે ધીરે કાટ ખાય છે. એલ્યુમિનમથી હલકી અને એનું વિશિષ્ટ ગુરૂત્વ ૧·૭૪ છે, એ "કૅલ્કસ્પાર" જેટલો સખત છે. મૅગનિ-શિઅમ ધાતુની તાર હવામાં અથવા ઑક્સિ-જનમાં સળગાવતાં સળગે છે; અને તેની જ્યોતીનો પ્રકાશ એટલો તો સફેદ હોય છે કે, તેથી આંખો દીપી જાય છે.—એનો પ્રકાશ સમુદ્રપર ૨૮ મૈલના અંતર ઉપર દેખાય છે. ફક્ત મીણબત્તીના જ્યોતમાં તાર સળગે છે, પણ એક સરખું બળતું નથી. નવસાગરના દ્રવમાં આ ધાતુ ઝટ પિગળે છે. તિવ્ર હાઇડ્રોક્લોરિક ઍસિડમાં આ ધાતુ નાખતાં તે સળગે છે; પણ તિવ્ર સલ્ફ્યુરિક અને નાઇટ્રિક ઍસિડનાં મિશ્રણથી ગરમ કરતાં એનીપર કશી અસર થતી નથી.

**મૅગનિસિયા**—એશિયા માઇનર માહેલું પ્રાચીન આયોનીયંન શેહેર મેલીટસની ઉત્તર

પૂર્વે૧૦ મૈલ ઉપર છે. એ આર્થેમસનાં જાણીતાં મંદીર માટે પ્રસિદ્ધ છે. અત્રે ઇ. સ. પૂર્વે ૪૪૯ માં થેમિસ્ટોક્લિસ મરણ પામ્યો હતો. એને હાલમાં મેનિસા કહેછે, અને તે સ્મિર્નાની ઉત્તર પૂર્વે ૪૧ મૈલ ઉપર છે. લોક વસ્તી ૫૦,૦૦૦ ની છે.

**મેગનેટિક હીલિંગ**—એ એક વિદ્યાનું નામ છે જેને લોહચુંબકિક સારવાર યાને હાથના સ્પર્શથી હરકોઇ પ્રકારનાં દર્દો દફે થાય છે. એમાં દુઃખ યા દરદવાલા ભાગમાં હાથ ફેરવી વિચાર શક્તિનાં જોરથી તે દરદને દફે કરી દરદીને શાંતિ બક્ષવામાં આવે છે. આ શક્તિ જનમથીજ દરેક માનવીમાં હોય છે; પણ અજ્ઞાનતાને લીધે આ શક્તિ થોડાજ વાપરી શકે છે. આ વિદ્યા ઘણી સેહેલ છે, અને તેનાં બીયાં ખુદરતીજ માનવીનાં ભેજાંમાં છે, જેને અભ્યાસથી ખીલવી શકાય છે. મૅગનેતાઈઝર, દરદીને પ્રથમ તેનાં શરીરની તથા તેની જીંદગી ગુજારવાની રૂઢીની, ખાવાપીવાની વગેરે સર્વે બારિક હકીકત પુછી તે દરદીને વિશ્વાસ આપી તેનું દરદ સારૂં થશેજ એમ ખાતરી આપે છે. પછી મેગનેતાઇઝર પોતાની 'જીવનશક્તિ' ખુદની ઇચ્છાશકિતના જોરથી તથા વિચારશકિતનાં ભેગાં આકર્ષણથી વિજળિક પ્રવાહી રૂપે પોતાના જમણા હાથ વડે દરદીનાં શરીરમાં પેવસ કરી તે વિજળિક આકર્ષણને ડાભા હાથે દરદવાલા ભાગપર લાવી ત્યાંથી મંદ ગતિને ચાલુ કરે છે, તેથી દરદ દફે થાય છે. જે માનવીને આ વિદ્યાનું જ્ઞાન છે તે બીજા માનવીનાં દરદ સારાં કરવા ઉપરાંત પોતે પોતાનાં શરીરની હરએક હાલત તથા દરદને સારાં કરી શકે છે.

આ વિદ્યાના અભ્યાસથી પોતાની જોરાવર ઇચ્છા શકિતના દબાણથી પોતાના વિચાર મોજા રૂપે હજારો માઇલને છેટે મોકલી શકે છે; તથા તેઓનું આકર્ષણ એટલું તો જોરાવર હોય છે કે, હજારો માઇલ દૂર પડેલા દરદીને પણ શાંતિ બક્ષે છે. આ વિદ્યા પ્રાચીનકાળના યોગી, રૂષો, પેગંબર અને મહાત્માઓ જાણતા હતા. હાલમા આ વિદ્યા અમેરિકનોએ વધારીમેળી તેની હજી વધારે શોધખોળ કર્યા જાય છે. અને એવું જણાવવામાં આવે છે કે તબીબી વિદ્યા અને વાહાડકાપ કરતાં આ વિદ્યા ઘણી આગળ વધી જશે. અમેરિકામાં એ વિદ્યા મારફતેજ હાલમાં મોટે ભાગે દુઃખદર્દો સારાં કરવામાં આવે છે.

**મેગીઓરે-લેગો**—આ ઇટાલીમાંનો ગંજાવર સરોવર છે. એની લંબાઇ ૩૯ મૈલ ને અરધાથી પા મૈલ પોહળાઇ છે. આ સરોવર સમુદ્ર સપાટીથી ૬૪૬ ફીટ ઉપર છે. એની વધતામાં વધતી ઉંડાઇ ૧૨૫૦ ફીટની છે. એની ઉત્તરે અને પશ્ચિમે ગ્રેનાઇટના ૭૦૦૦ ફીટ ઉંચા પર્વતો છે, અને દક્ષિણે તથા પૂર્વે સુનખીડાં પર્વતો છે.

**મેંગેનિજ**—આ ધાતુ પૃથ્વીમાં સ્વચ્છ રીતે મળતી નથી. સંયુક્ત અવસ્તામાં ઘણી મળે છે. કાળા ઑકસાઇડને રૂપે (જેને સાધારણ રીતે ઇંગ્રેજીમાં મેંગેનિજ કહે છે) પુશ્કળ મળે છે. આ પથ્થર હિંદુસ્તાનમાં અજમેર પ્રાંત, સાવંત વાડી, બેલગામ, ધારવાડ, રત્નાગીરી, જબલપૂરમાં મળે છે; તથા યૂરપમાં ફ્રાન્સ, રશિયા, ઇંગલંડ અને અમેરિકામાં મળે છે. ઘણા ખનીજ પદાર્થમાં એનો ઓછો અધિક અંશ જડે છે. કાચનો કાળો રંગ આપવા માટે એના કાળા ઑકસાઇડનો લાંબા કાળથી ઉપયોગ કરે છે, જેને મેંગેનિજ કહે છે, તે મેંગેનિજ ધાતુનો ઑકસાઇડ છે એમ ઇ. સ. ૧૭૭૦ માં શિલે શોધી કાઢયું. પછી 'ગૅહને' ઇ. સ. ૧૭૮૦ માં આ ઑકસાઇડમાંથી જૂદી પાડી છે.

**બનાવટ અને ગુણ**—આ ધાતુ જૂદી પાડવા ઘણી મેહેનત પડે છે, અને એનો સંયુકત સ્થિતિમાં વ્યવ્હારમાં વિશેષ ઉપયોગ

થતો નહિ હોવાથી ઝાઝો બનાવતા નથી, મૅંગેનિજ કાર્બોનેટમાં તેલ અને ખાંડ નાંખી મિશ્ર કરી, એકઠો કરે છે. પછી કોલસા માહેથી મઢેલી મુસમાં નાખી મ્હો બંદ કરે છે. મૂસ પ્રથમ સેહેજ ગરમ બનાવી, માહે ચપલ પદાર્થ નાખી, ભઠ્ઠીની ગરમીમાં બે કલાક સખત આંચ આપે છે, એટલે મૅંગેનિજ ધાતુના મણુકા બને છે. તેમાં કાર્બનનો થોડો અંશ રહે છે, તે ઉડાડી નાખવા ફરી તેમાં થોડો મેંગેનીજનો કાર્બોનેટ મિશ્ર કરી મૂસમાંજ રસ બનાવે છે, એટલે શુદ્ધ ધાતૂ મળે છે.

મેંગેનિજ ધાતુ લોઢા જેવા મેલા સફેદ રંગનો પણ બરડ હોય છે, પણ પોલાદ અથવા કાર્થને ઓખવવા જેટલો સખત હોય છે. એનો રસ જલદી બનતો નથી. એને ખુલ્લી હવામાં રાખતાં તેનું ઓકસાઇડજ ઝડપથી બને છે. સાધારણ ઉષ્ણુમાન ઉપર પાણીનું આ સાથ પૃથઃકરણ બને છે. આથી તેને નખતેલમાં અથવા કાચની નળીમાં રાખી તેનાં મ્હોને પિગળાવી ચોંટાડે છે.

મંગેનિજ ધાતુના સંયુક્ત પદાર્થના ઉપયોગ રસાયનિક છે. એના કાળા ઑકસાઇડનાં, હાઇ્ડ્રોકલોરિક ઍસિડનું પૃથઃકરણ કરી કલોરિન કાઢવા, પૉટેસિઅમ કલોરેટમાંથી ઑકસિજન કાઢવામાં અને ઘણી આસાનીથી ઑકસિજન કાઢવામાં ઉપયોગી થાય છે. કાચપર રંગ ચઢાવવા અને ચીનાઇ વાસણપર મીનાગરી ચઢાવવા એનો ઉપયોગ કરેછે.

**મેગોસ્તીન**—કોકમની જાતનું એક ઝાડ. એનું ઉત્પતિ સ્થાન "મેલે" ટાપુ છે. હાલમાં સ્ટ્રેટ સેટલમેંટ, સીલોન, મદ્રાસ, જાવા, પૂર્વ એશિયા તરફ પુશકળ ઉગે છે.

મેંગોસ્ટીનનાં ફળ દેખાવળાં, નારંગીના કદ જેવડાં ને રંગે કાળાં, બરાઉન, પિળાં, ભૂરી છાંટવાલાં હોય છે. આ ફળ બેહદ લેહજતદાર હોય છે. એનાં ઝાડ ઉપરજ સુકાયલાં ફળ ઘણા સ્વાદિષ્ટ લાગે છે. આ ફળ મધ્યમ જાતનાં સફરચંદ જેવડાં હોય છે. એની છાલ જાડી ને નરમ હોય છે, એનો ગર સફેદ રંગનો સ્વાદિષ્ટ હોયછે. એના નવાં ઝાડ બીયાંમાંથી ઉગે છે. એને લાલ સમુદ્ર કાંઠેની જમીન ફાયદાકારક નિવડે છે. એને ચાર દિવસે પાણી પાવું જોઇએ. એ કાચગૃહમાં જલ્દી વધે છે, મોલ્લુકામાં મેંગોસ્ટીનનાં વૃક્ષ ૨૦ ફીટ ઉંચાં ઉગે છે. એનાં પાંદડાં, લાંબાં, ઇડાંરોકાં ને કાળાં ભમ્મર હોય છે.

**મેઘ**—વર્સાદ વરસાવનાર દેવ. એઓમાં સાધારણ મેઘ અને પ્રલય મેઘ એવા બે ભેદ છે. ચાલુ દર વર્ષે વર્સે છે તે સાધારણ મેઘ, અને બ્રહ્મદેવતાના અંતકાળે વૃષ્ટી કરી સૃષ્ટી ડુબાડે છે તે પ્રલય મેઘ. એમની સંખ્યા ૭ ની છે, તેમનાં નામઃ—સંવર્ત, ભીમનાદ, દ્રોણ, ચંડ, બલાહક, વિદ્યુત્પતાક, અને શોણ. બ્રહ્મદેવતાના ચાલુ પ્રલયમાં એમનું કામ હોતું નથી. માત્ર સમુદ્રને ઉભરાવી, ભૂલોક, ભૂર્વેલોક અને સ્વર્ગ લોક ડુબાડે છે. માત્ર મહર્લોક, જનોલોક, તપોલોક અને સત્ય લોક એ ચાલુ પ્રજા જેવી ને તેવી કાયમ રહે છે. એમને ડુબાડવાં હોય ત્યારે માત્ર પ્રલયમેઘ વૃષ્ટિ કરે છે.

**મેઘરાગ**—આ રાગની ઉત્પતિ માહાદેવના આકાશ તરફ રહેલા મુખમાંથી અથવા બ્રહ્માના શરીમાંથી અથવા મેઘની ગર્જનામાંથી ઉત્પન્ન થએલો છે. આ રાગ વરસાદની ઋતુ, શ્રાવણ અને ભાદરવામાં ગવાય છે, અને તે રાતને છેલ્લે પોહરે પરોઢીયામાં ગવાય છે. આ રાગ સંપૂર્ણ છે. આ રાગ શેહેનશાહ અકબરના અમલમાં માત્ર જાણીતો હતો, પણ તે પછી તેની હસ્તી જણાઇ નથી, છતાં કેટલાકો એની ગાવાની નિષ્ફળ કોશેસ કરે છે. આ રાગને પૂરા તાનસૂરમાં ગાતાં વર્સાદ વર્સે છે, અને ગરમીનો રોગવાલો, જો તેને સાંભળે તો તેથી તેને શાંતિ મળે છે. તૃષાવરની તૃષાપણ

બુજે છે, ઈશ્કબાજીનો મીજાજ પણ એ સાંભળીયાથી સમી જાય છે. કથા મુજબ તાનસેને અકબરના બેહદ આગ્રહથી દીપક રાગ ગાઈ પોતાના જીવને બેતાબ બનાવ્યો ત્યારે તેનાં શરીર માહેલાં બળતરાં તાના-નાના નામે ગાયક સ્ત્રીઓએ મેઘ રાગ ગાઇ બુજવ્યાં હતાં.

મેઘ રાગ ધૈવત તથા ગંધાર સૂર કાન-રાનાં રાખે છે; અને બીજાં સૂર તીલક કામોદનાં રાખે છે; તથા મલ્હારનો રંગ રાખે છે. એની સારી ગમ અથવા સૂરતાન નીચે મુજબ છેઃ—

સધપ ધપસની સની રસની, ધસરપ મપ મગર સની પમની સની સની પનીસ નીસની રસ, ધપ ધપ મધ, સધ પમ ધસ ધપ મગ રમ પસની સધપ મપમ ગરસ.

એની પાંચ રાગણી ટંક, મલ્હાર, ગુજરી, ભુપાલી અને દેશકાર છે. તથા તેના આંઠ પુત્ર જાલંધર, સારંગ, નટ નારાયણ, શંકરા ભરણ, કલ્યાણ, ગજધર, ગંધાર અને શહાના છે. મેઘની વધૂ તરીકે જે આંઠ રાગણી પ્રસિદ્ધ છે તેનાં નામ આ મુજબ છે; કાન્હડ, નટ, ગાવકી, કદમ નટ, બહારી, માંઝ, પરજ, નટમંજરી અને શુદ્ધ નટ છે.

આ રાગમાં ખરજ શુદ્ધ, રિખવ તિવ્ર, ગંધાર તિવ્ર, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તિવ્ર, નિખાદ તિવ્ર અને કોમળ બે, એ મુજબ સાતે સ્વર છે. ગ્રહસ્વર ધૈવત છે, ન્યાસ સ્વર ઉતરી નિખાદ છે, કોઇ ખોડવ પણ કહે છે. તેમાં ગંધાર અથવા પંચમ બાદ ગણે છે. કોઇ ખોડવ પણ ગણે છે, તેમાં મધ્યમ અને પંચમ બે બાદ છે.

સંગીત શાસ્ત્રમાં આપેલા રાગણીનાં અલંકારિક વર્ષન મુજબ આ રાગ સોનેરી રંગનો, મુખ શ્યામ કમળ સરખું, માથાપર મુગટ શોભે છે, શૂરવીર યોદ્ધાઓની સભા સામે નાગી તલવારે. બેઠેલો, માથા પર છત્ર ચમર ફરતાં જણાય છે. બીજા મત મુજબ શરીરે શ્યામવર્ણો મૃગચર્મપર બેઠેલો, આસપાસ ખીલેલા કમળના બગી-ચામાં તેની નજદીક બે સુંદર સ્ત્રી ઉભેલી ને પોતે ગાયન વાંસળી વડે ગાય છે; માથા પર મુગટ છે, તે વખતે વરસાદ પડે છે; વિજળી ચમકે છે, ચાતર મયૂર વગેરે પક્ષી બોલી રહ્યાં છે.

**મેટ**—એક જાતનાં રોપાનાં પાંદડાં. એને દક્ષિણ અમેરિકામાં “પાશ ગુઆટી” કહેછે. એને તે તરફ ચાહે પ્રમાણે ઉકાળી તેનું પાણી દિવસમાં અનેક વખતે ચાહે પ્રમાણે ઉપયોગમાં લીયે છે. એનો વેપાર બોહોળા પાયાપર ચાલે છે.

**મેંટીડી**—આ કીડા ઘણાખરા પાણીમાં વસે છે. તેનું શરીર લંબોચું ને લીલું છમ હોય છે. તેનો આકાર તીડ જેવો હોય છે, અને તેથી તે ઝાડનાં પાંદડાંપર જ્યારે બેઠું હોય ત્યારે તેનો રંગ પાંદડાં સાથે મળી જાય છે. તે વખતે ઝાડનાં પાંદડાં-પર પોતાના ભક્ષની તે રાહ જુવે છે. આ વેળા આગલા પગ અને છાતી ઉપર ઉઠાવી જ્યાં સુધી ભક્ષ મળે નહિ ત્યાં સુધી બેસી રહે છે. ખ્રિસ્તી લોકો પરમેશ્વરની પાર્થના કરતી વખતે પોતાનું મોહ ઉપર કરી હાથ જોડી ઉભા રહે છે. આથી તેઓને પણ આ કીડાને આવી હાલતમાં બેઠેલો જોઇ ઇશ્વરના ધ્યાનમાં તે બેઠો હોય તેમ દિસે છે. આથી તેઓએ મોંટીડી નામ આપ્યું છે. મોંટીડી શબ્દનો અર્થ “ધ્યાન કરનારો” એવો થાય છે, અને તેથી આ નામ ખ્રિસ્તીઓએ પોતાની સમજ પ્રમાણે આપ્યું છે.

લૅાગવેડાક પ્રાંતમાંના લોકો આ કિડાને પૂજ્યબુદ્ધિથી માન આપે છે. મેનટીડી પોતાનાં ઈંડાં ગરમીમાં મેળે છે. તેને સેવઇને ફુટવા એક વર્ષની મુદત લાગે છે. ઈંડાંમાંથી બાહેર નિકળેલા મેનટીડીને ઉડી શકવા બીજા ઘણા દિવસની મુદત લાગે છે. આ બે કીડાને એક ઠેકાણે રાખતાં ખોરાક નહિ

આપવાથી તેઓ અપસમાં લઢી જે જબરો હોય છે તે નબળાને ખાઇ થોડો વખત પોતાનો પ્રાણ બંચાવે છે.

**મેટ્રોનોમ**—' ગાવાની ગતિ મન ઉપર વિચીત્ર અસર કરે છે. એકજ ગાયન પણ બેત્રણ ગતિમાં ગાયું હોય તો દરેક વખતની અસર મનપર જૂદીજ તર્હેની થાય છે. આવી ગતિને માટે એક મેટ્રોનોમ અથવા Measure Regulator નામના યંત્રને ઉપયોગમાં લેવામાં આવે છે. સંગીત કળાધરમાં આ યંત્રનું વર્ણન આપતાં જણાવેલું છે કે "તે યંત્ર માત્ર ઘડિયાળની માફક લોલકવાળું હોય છે, જેમાં લોલકની લંબાઇ ટુંકાઇ કરવાથી 'ટાઇમ'ની ગતીમાં ફેરફાર થાય છે. ઘણીક વખતે ગાયનની શરૂઆતમાં મથાળે (M 60) લખેલું હોય છે. તેનો અર્થ એ છે કે તે ગાયનેનાં એક મિનિટમાં ૮૦ પલ્સ ગાવાનાં છે, તેજ પ્રમાણે M 120—M 90 વગેરેનો અર્થ સમજી લેવો; કેટલીક વખતે M. 60. T. (વાઇસ) આવું લખેલું હોય છે, તેનો અર્થ એ છે કે એક મિનિટમાં સાઠ એવા બે વખત પલ્સ ચાલવાના છે; અર્થાત પ્રથમ કરતાં દ્વિગુણ લય રાખવાની છે, એટલે એક મિનિટમાં ૧૨૦ પલ્સ થાય છે, અથવા દરેક પલ્સનાં બમણે બે બે ગાવાના અથવા વગાડવાના છે.

સ્ટાફ નોટેશનમાં કેટલેક ઠેકાણે કવેવરનું ચિન્હ કરી તેના પાસે સાઠનો અંક લખવામાં આવેછે, તેનો પણ અર્થ એ છે કે એક મિનિટમાં ૬૦ કવેવર ગાવાના છે. દેશી નોટેશનમાં આવી લય બતાવવા માટે દરેક ગાયનને મથાળે "મધ્ય કાળ" "મધ્ય વિલંબકાળ" અથવા "દ્રુત-કાળ" વિગેરે લખવાથી લય ધ્યાનમાં લેવાયછે.

મેટ્રોનોમની પેહેલાં ખાસ ઇટાલીયન શબ્દ વાપરવા પડતા, જે શબ્દો ગાયન જેટલી ઝડપથી અથવા ધીમેથી વગાડવાનું છે, તેની સૂચના કરતા હતા, તે શબ્દો ઘણાખરા નીચે પ્રમાણે છે.—



લેન્ટો (Lento) એટલે ધીમે.

ગ્રેવ (Grave) વિશેષ ધીમે અને ગંભીર.

લાર્ગો (Largo) ઘણુંજ ધીમે અને ઘણુંજ ગંભીર.

લાર્ગેટ્ટો (Larghetto) લાર્ગો કરતાં જરા ઓછો ધીમે.

લાર્ગીસીમો (Larghisimo) લાર્ગો કરતાં પણ ઘણુંજ ધીમે.

અડાજીઓ (Adagio) ઘણું આસ્તે અને ૨૫૪.

આન્ડાન્ટે (Andante) થોડુંક ધીમે અને સેહેલાઇથી.

આન્ડાન્ટીનો (Andantino) આન્ડાન્ટે કરતાં જરા ધીમે.

એલ્લીગ્રો (Allegro) જરા ઝડપથી.

એલ્લીગ્રેટો (Allegretto) એલ્લીગ્રો કરત જરા ધીમે.

એલ્લેગ્રિસીમો (Allegrissimo) એટલે લાગ્રોથી વધારે ઝડપે.

પ્રેસ્ટરે (Presto) ઘણી ઉતાવળથી.

પ્રેસ્ટીસીમો (Prestissimo) પ્રેસ્ટો કરતાં ઝડપથી.

આવા અર્થસૂચક ઈટાલીયન અથવા ઈંગલીશ શબ્દો સ્ટાફ ઉપર લખવામાં આવે છે.

**મેડ્યૂસા**—આ ચક્રાકાર પ્રાણીની જાતનું ચીકણું નાહનું દરિયાઇ પ્રાણી છે. એ વ્હેલ માછલીનો ખોરાક ગણાય છે. આ પ્રાણીનાં ટોળે ટોળાં ઉત્તર ધ્રૂવ તરફના સમુદ્રમાં વસે છે. એને ગ્રીનલેંડના આસપાસના મહાસાગરમાં મૈલો સુધી લીલા અર્ધ પારદર્શક રંગથી કાળો બનાવી મેળે છે. આય પારદર્શક પ્રાણીને વ્હેલ માછલાં ખાઇ જાયછે. એ પોતાના ચલકતા તાંતણા વડે સજડ ચોંટી જાયછે.

**મેડાગાસ્કર**—દુનિયામાંનો આ ત્રીજા દરજ્જાનો ગંજાવર ટાપુ. એ આફ્રિકાની દક્ષિણ પૂર્વે છે, અને, તે ઈંગ્લંડ તથા વેલ્સથી ૪

ઘણો મોટો છે. એની લંબાઇ ૯૭૮ મૈલ અને પોહળાઇ ૩૫૦ મૈલની છે. ક્ષેત્રફળ ૨,૩૦,૦૦૦ ચૌરસ મૈલ છે. આ ટાપુના મુખ્ય બે ભાગ છે. ૧ ભાગ ૩૦૦૦થી ૫૦૦૦ ફીટ સમુદ્ર સપાટીથી ઉંચો છે, ને બીજો ભાગ સપાટ, ફળદ્રુપ અને સમુદ્ર સપાટીથી માત્ર ૬૦૦ ફીટ પર છે. તેમાં અનકારા તારા પર્વત ૯૦૦૦ ફીટ ઉંચો છે અને તે પ્રાચીન કાળનો જ્વાળામુખી હોય એમ જણાય છે. એનો પૂર્વ ભાગ અત્યંત ફળદ્રુપછે ને દક્ષિણ ભાગ વિશાળ છતાં વેરાનછે. એની દક્ષિણ પૂર્વથી ઉત્તર પશ્ચિમે અને ઉત્તરે અનેક જ્વાળામુખી હોવાથી આ દેશમાં ગરમ પાણીના અનેક ઝરા વહે છે. મેડાગાસ્કરનું જંગલ ઇમારતી લાકડા માટે ઘણું જાણીતું છે. અત્રેના વતની માલેગાસીઓ છે કે જેઓ "મૅલેયો પોલેનેશિયન" ટોળાથી ઉતરી આવેલા છે. તેમજ કેટલાક મૅલેનશિયન, આફ્રિકન અને આરબના ભેળથી ઉત્પન્ન થએલા છે. 'હૉવાસ' ટોળો કેળવાયલો ને બળવાન ગણાયછે, મેડાગાસ્કરની લોક વસ્તી ૩૫૦૦૦૦૦ની છે, તેમાં જૂદી જૂદી અનેક તહેંાની ભાષા બોલાય છે. અત્રેનો મુખ્ય નિકાશ વેપાર (દર સાલ ૧૭૦૦૦૦ પૌંડની વાર્ષિક) બકરાં, હાડકાં, ચામડાં, ગુંદર, ઈંડીયન રબર, ચોખા, એમની અને બીજાં કિમતી લાકડાં, કાફી, ખાંડ અને વેનિલા પણ અત્રે રોપેછે. આયાત વેપાર દર સાલ ૧૬૫૦૦૦ પૌંડનો ચાલુ છે તેમાં મુખ્ય વેપારી જણસો, લોઢું, કટલરી અને રમનો ચાલે છે. મેડાગાસ્કરમાં ત્રાંબુ, સીસું, ચાંદી અને સોનું ખાણોમાંથી ખોદી કાઢેછે. તેમજ ગંધક વટીક પુષ્કળ મળે છે. પ્રજાનો મુખ્ય ઉદ્યોગ વણત કામ, સુથારકામ અને સોજ કામનો ચાલુ છે.

**મેડીટરેનીયન સમુદ્ર**—આ સમુદ્ર યૂરપ, એશિયા અને આફ્રિકાની વચ્ચે હોઇ એ દુનિયામાં મોટો સમુદ્ર ગણાયછે, પણ લાલ સમુદ્ર અને ઈંડીયન ઓશન સાથે સુએઝની નૈહરથી જોડાઇ ગયલોછે. આ સમુદ્ર ૨૨૦૦ મૈલ લાંબો જીબ્રાલટરથી તે છેક સાર્યરનના કિનારાની પૂર્વ સુધી છે. એની પોહળાઇ ૫૦૦ થી ૬૦૦ મૈલની હોઇ સીસીલી અને કેપબોન વચ્ચે માત્ર ૧૦૦ મૈલની પોહળાઇ છે. એ કાળા સમુદ્ર સાથે દારદેનલ્સ, મારમોરાનો સમુદ્ર અને બોસફોરસથી જોડાયછે. એના પશ્ચિમ ભાગમાં મુખ્ય ટાપુ સારડિનીયા, કોર્સીકા, બેલેરિક અને લીપારીના ટાપુછે. તેમજ સીસીલી અને માલટા કીનારે છે. પૂર્વ ભણી સાયપ્રસ નેક્રીટ તથા આયોનીયન ટાપુ અને આર્ચિપેલેગોના ટાપુઓ છે. આ સમુદ્રમાં અનેક જ્વાળામુખી હોવાથી ત્યાં ધર્તીકંપ અવારનવાર થાય છે. તેમાં વિસૂવિયસ સ્ટ્રોમબોલી અને એટીનના જ્વાળામુખી બળવંત કહેવાય છે.

**મેડીરા**—આ ટાપુનો એક મોટો ઝુમખો ઉત્તર ઍટલાંટિક ઓશનમાં છે. એ મોરક્કોની પશ્ચિમે ૩૯૦ મૈલ ઉપર છે. આ ટાપુ ૧૪ મી સદીમાં શોધી કાઢી ઈ. સ. ૧૪૧૯ માં પ્રથમ ત્યાં વસાહત કરવામાં આવી હતી. આ ટાપુએ પોર્તુગીજોના તાબેના ગણાતા હોઇ ત્યા લિસબનની દરબાર હતી. હાકેમ નેમવામાં આવે છે. લોક વસ્તી ૧૮૮૧ માં ૧૩૨૨૩૩ ની ને ૧૮૯૦ માં ૧૪૦૦૦૦ ની હતી. આ ટાપુમાં ઉત્તર પશ્ચિમે ઉંચા પર્વતની હાર લંબાયછે. દક્ષિણ ભાગ વેરાન અને ઉત્તર ભાગ ફળદ્રુપ છે. આ ટાપુમાં દર સાલ વર્સાદ માત્ર ૨૯ ઈંચ વર્સે છે. ટાપુના સપાટ ભાગમાં યૂરપીયન ધાન્ય અને ફળફળાદી રોપે છે.મુખ્ય પાક ઘઉં, બાજરી, ઈંડીયન ધાન્ય, પપેટા, સંત્રા, લીંબુ, કેરી, અંજીર અને કેળાંનો થાય છે. અત્રેની પ્રજા પોર્તુગીજ, યૂરપીયન અને સિદ્ધી પ્રજાનાં મિશ્રણથી બનેલી છે.

**મેડીસ**—ફ્લોરેન્સમાં મેડીસનું પ્રાચીન ખાનદાન ભારે પ્રસિદ્ધતા પામ્યું હતું. ઇસવી સનની બારમી સદીથી આ ખાનદાનનો પ્રજાસત્તાક રાજ્ય સાથે સંબંધ હતો. ઇ. સ. ૧૩૭૮ માં સલવ્હેરટ્રો ડીમેડીસી નામે શખસ ભારે નામના પામ્યો હતો. કોસ્મો

મીડીસી (ઇ. સ. ૧૩૮૯ થી ૧૪૬૪ સુધી) વિદ્યાજ્ઞાન વૃદ્ધિ માટે ભારે ઉદારતા તથા રાજદ્વારી બાબતમાં આગેવાની લેવા માટે જાણીતો થયો હતો. એક સમે એની સામે પ્રજા લાગણી ઉસ્કેરાતાં એને દેશનિકાલ કરતાં તે વેનીસ જઇ રહ્યો, જ્યાં ભારે નામના પામ્યો હતો; પણ ફ્લોરેન્સવાસીઓને તેના વગર નહિ ચાલતાં 'કાસ્મો'ને તેડાવ્યો હતો. તેણે ૩૪ વર્ષ વેર પ્રમુખ સત્તા ચલાવી હતી. એનો દોત્રો લૉરેન્ઝોડી મેડીસી (ઇ. સ. ૧૪૪૯—૧૪૯૨) હતો. એને તથા એના ભાઇનો જીવ લેવાનો પ્રપંચ રચાતાં તેમાં એનો ભાઇ મરી ગયો હતો, ને લોરેન્ઝો જખમી થયો હતો. એણે વેપારી જીંદગી ગુજારી હતી, છતાં તેણે રાજદ્વારી મંડળમાં આગેવાન. માન મેળવ્યું હતું. તેમજ સંસ્થાનો વચ્ચે ટંટા ફેસાદ થતાં મધ્યસ્ત બનાવવામાં આવતો. એનો બેટો તે પછી દસમા લુઇના ટેકાથી પોપ થયો હતો. ફ્લોરેન્સમાંથી પ્રજા સત્તાક જ્યાર નિર્મૂળ થતાં ત્યાં ડ્યૂક પદ્વિના રાજા થવા લાગ્યા. કાસ્મોડી મેડીસી (૧૫૧૧—૧૫૭૪) એ ડ્યૂક હતો; ત્યારે તેને ટસ્કની પ્રાંતના ગ્રાન્ડ ડ્યૂકનો ખેતાબ પોપે આપ્યો હતો. આ ખાનદાનની મોટાઇ ઇ. સ. ૧૬૩૭ સુધી મોટાઇમાં મહાલતું હતું.

**મેંઢા**—આ ગરીબ ચંચળ પ્રાણી દુનિયાના દરેક ભાગમાં પ્રાચીન કાળથી જાણીતું છે. એશિયામાં મેંઢાનાં ટોળેટોળાં ઉછેરવામાં આવે છે; ને પ્રાચીન કાળમાં તો મેંઢાનું ટોળું એજ દોલત ગણાતી હતી. ઇંગલંડ તરફ વેલ્સનું મેંઢું કદે નહાનું હોયછે. ઇંગલંડના મેંઢાનું ઉન સારૂં નિકળેછે. રોમનોએ વિનચેસ્ટરમાં મેંઢાના ઉનમાંથી કાપડ બનાવવાનું પેહેલું કારખાનું સ્થાપ્યું હતું. ત્યારથી ઇંગલંડ વગેરે દેશો ઉનનાં વેપારનાં મોટાં મથક થઈ પડયાં.

આફ્રિકન અથવા ગિનિ દેશનાં મેંઢાં એશિઆ તરફ તેથા આફ્રિકાના તમામ ગરમ ભાગોમાં વસેછે. આ મેંઢાં કદાવર બાંધાનાં, જાડી ચામડીનાં વાંકાં શિંગડાંવાલાં, ઝુલતા કાનનાં ને ગરદન તથા શરીર ઉપર લાંબા બાલવાલાં હોય છે. આફ્રિકામાં કેટલાંક મેંઢાંની પુછડી જાડી ને લાંબી હોયછે.

**મેંઢાશિંગ**—એના મોટા વૃક્ષને ખરશિંગ પણ કહેછે. કોંકણ પ્રાંતમાં આ ઝાડ પુશકળ ઉગેછે. એનાં પાંદડાં કડવાલીનાં પાંદડાં જેવાં લાંબાં હોય છે. એનીપર ઉગતી શિંગો પોણો હાથ લાંબી હોયછે. ને પોહળાઇમાં એક ઇંચ રહેછે. એનું લાકડું સાધારણ ઉપયોગમાં આવેછે. એનાં લાકડાંનાં મૃદંગ અને તબલા બનાવે છે. ખસ તથા ખોરા ઉપર એનાં લાકડાંમાંથી તેલ કાઢી ચોપડે છે.

**મેત્ઝ**—જર્મન લૉરેનીનું આ મજબુત કિલ્લાવાલું શેહેર. ઇ. સ. ૧૮૭૧ આગમજ એ ફ્રાન્સના ઉત્તર પૂર્વ સરહદ ઉપરનું મજબુત મથક ગણાતું હતું. એ રીસથી પૂર્વે ૨૧૬ મૈલ ઉપર છે. અતરે ચામડાંનો હુન્નર ઉદ્યોગ તથા લોઢાંનાં અનેક કારખાના છે. ૧૮૬૯ માં લોક વસ્તી ૪૮૩૨૫ ની, ૧૮૭૫ માં ૩૭૯૨૫ ની ને ૧૮૯૦ માં ૬૦૧૮૬ ની હતી. જર્મનોએ ઇ. સ. ૧૮૭૦ ના ઘેરા પછી અતરે ફ્રેન્ચોના ૧૭૫૦૦૦ સીપાહોને તાબે કર્યા હતા, અને ફ્રેન્કફોર્ટના કોલકરાર પછી આ કિલ્લો તથા શેહેર જર્મનોને મલ્યો હતો.

**મૅથ્યૂસ-સેંટ**—એને લીવી કરીને કહેતા હતા. એના બાપનું નામ આલરીઉસ અને માયનું નામ મેરી હતું. આ બાનુ જ્યૂજસનાં માયની સગી કહેવાતી હતી. જ્યુજસનાં મોત બાદ આંઠ વર્ષ એણે જુડીઆમાં ખ્રિસ્તી ધર્મના ફેલાવા સંબંધી વાયજો કરવાનું કામ જારી રાખ્યું હતું, ત્યાંથી ઇથિઓપીયા ગયો હતો, જ્યાં એણે ઘણાકોને વટલાવ્યા હતા; અને એજ મુલકમાં એને મારી નાખવામાં આવ્યો હતો.

**મેથી**—એનાં પાંદડાં અને બીયાં પ્રાચીન કાળથી જાણીતાં છે. ગ્રીક અને પ્રાચીન તુર્કો એનો ઉપયોગ જાણુતા હતા. હાલમાં એની ભાજી તથા બીયાં ખાવાનો ઉપયોગ સર્વત્ર કરવામાં આવે છે.

એનાં બીયાંનાં ફળમાં (Coumarine) અને બીજા કોશમાં એક પિળો રસ હોયછે, તે બીયાંમાંથી સેંકડે ૬ ટકા પ્રમાણુમાં નિકળે છે, જે ગંધમાં ઉગ્ર હોય છે, ને સ્વાદમાં કડવાસ ધરાવે છે. શિવાય 'કૅમારિન' અને '૨૨ ટકા' અલબ્યૂમીન તેમાં રહે છે. એની એક જૂદી જાત ગવન મેથીકા નામે છે. તેની શિંગો પરશિયન ગલ્ફમાંથી આવે છે. એને 'પીરંગ' એ બજારૂ નામ છે. હકીમો 'પીરંગી' નો ઓહોળો ઉપયોગ કરે છે; તેમાં પણુ કયૂમારીન હોય છે.

એના છોડ વેંત દોઢ વેંત ઉંચા વધે છે. એનીપર આવતી શિંગો બે ઈંચ લાંબી હોય છે. એના જુના છોડ ઢોરોને ખાવા આપે છે. મેથી અને પાંદડાંનો ઉપયોગ પોલ્ટીસ કરવામાં વટીક થાય છે. મેથીથી પિળો રંગ બનાવી શકાય છે.

નરમ જમીનમાં હળ ખેડી બીયાં વાવીયા પછી તુર્ત પાણી પાવા માંડવું જોઈએ. આ બીયાં ચાર પાંચ દિવસમાં ઉગી નિકળે છે. તેની કુમળી ભાજી પણુ ખવાય છે. જુની ભાજી મહીને પોણે મહીને ઉખેડે છે. જો મેથી મેળવવી હોય તો એનાં ઝાડપર શિંગો આવે ત્યાં સુધી તેને રહેવા દે છે. શિંગો જુની થતાં સુકવી તેમાંથી બીયાં કાઢે છે. વાદળ થતાં એની ભાજી કોહવા માંડે છે, તેથી તેને માવો આવ્યો કહે છે.

મેથીનો ઉપયોગ ઔષધીમાં જાજા કરેલો છે. રક્તાતિસાર ઉપર મેથીની ભાજીના રસમાં દરાખ નાખી ખવડાવે છે.

**મેદા લકડી**—એનાં વૃક્ષ મોટાં ઉગે છે, ને તેનાં ઝાડની છાલ રાતા રંગની હોય છે. ડૉ૦ ડીમકના મત પ્રમાણે "પીસા" નામનાં ઝાડ મહાબ્લેશ્વર, માથેરાન તરફ થાય છે. એની છાલ વૈદૂ લોકો વેચવા લાવે છે. તેની ભુકી બનાવી દૂધમાં આપતાં પૌષ્ટિક કાર્ય કરે છે. એનીપર બોર જેવડાં ફળો આવે છે; તેમાંથી તેલ નીકળે છે. આ તેલ ખજ ઉપર મલમ બનાવવામાં વપરાયછે. એનાં પાંદડાંને ચોળી પાણીમાં પલાળી રાખતાં ૧૨ કલાકમાં તેનો લબ જેવો પદાર્થ બનેછે. એનો ઉપયોગ પરમો, સુવાવડીનો રોગ વગેરે ઉપર કરેછે. અતીસાર તથા પ્રમેહ ઉપર મેદાલકડી ૪ માસા થંડાં પાણીમાં વાટી ખાયછે.

**મેંદી**—સિંધ અને પંજાબ તરફ મેંદીનો ઓહોળો વેપાર ચાલતો હોવાથી ત્યાં એની ખાસ ખેતી કરવામાં આવેછે. એનું ઝાડ દોઢ મયોડું ઉંચું વધેછે. એનાં પાંદડાં ઝીણાં હોયછે. આથી આ ઝાડ ઘણું શોભાયમાન દેખાયછે. આ ઝાડ ઘણા લોકો બગીચાની વાડ માટે ઉપયોગમાં લે છે. આ ઝાડ ઉગાડયા પછી તેપર બે વર્ષે સફેદ ફુલો આવવા માંડે છે. ઉન્હાળામાં તેપર બહાર આવેછે. એનાં ફૂળો ઝીણાં હોઇ તે ઝુમખા રોકા ઉગેછે. એનાં પાંદડાં, હાથ, નખ વગેરે રંગવાના ઉપયોગમાં આવેછે. મારવાડી બૈરાં એ વડે નખો રંગેછે, ને મુસલમાનો તેથી હાથ પગના પંજા રંગે છે. રજપૂતાનામાં રૂમાલપર મેંદીનો રંગ ચઢાવેછે. એનાં ફુલમાંથી નિકળતાં અત્તરને 'હીના' કહેછે. એની ઉત્પતિ બીયાં અથવા કલમથી થાયછે. એનું બી પાકેલાં ફળમાંથી તરત કાઢી રોપતાં તે ઉગવા માંડેછે. એની ડાંખળીની કલમ રોપીયાથી પણુ તે ઉગેછે. વરસાદમાં એને છાંટીયાથી તે સીધું ઉગવા માંડે છે.

**મેંદાલિન**—સિતાર અથવા તંબુરાને મળતું એક યૂરપીયન વાજીંત્ર.

**મેદ્રીડ**—આ સ્પેનનું પાયતખત મેદ્રીડ પ્રાંતનું મુખ્ય શેહેર છે. પેરીસથી એ ૮૮૦ મૈલ ઉપર છે. ઓગણીસમી સદીની શરૂઆતમાં અત્રે લોક

વસ્તી ૧,૬૦,૦૦૦ ની હતી. ૧૮૬૦ માં ૨,૯૮,૦૦૦ ની, ૧૮૭૦ માં ૩,૩૨,૦૦૦ ની ને હાલમાં ૪૮૦૨૯૦ ની છે.

૧૦ મી સદીમાં મેદ્રીડનું નામ મેડીના મૅગેરીટ હતું. અને તે મુરીશ ટોલીડોનાં રાજ્યનું સરહદી મુકામ હતું. ઇ૦ સ૦ ૯૩૯ માં કૅસ્ટીલના ખ્રિસ્તીઓએ જીતી ૧૦૮૫ વેર જાળવ્યું હતું. આ શેહેર હાલનું રૂપ ઇ૦ સ૦ ૧૨૨૦ માં પામ્યું હતું, અને ઇ૦ સ૦ ૧૩૭૯ માં ફરડિનાન્ડે પોતાની દરબાર અત્રે સ્થાપન કરી હતી; અને ઇસાબેલાના સમયમાં મેદ્રીડ રૌનકદાર બન્યું હતું. ઇ૦ સ૦ ૧૫૬૧ માં બીજા ફિલિપે જ્યારે મેદ્રીડને સ્પેનના પાયતખત તરીકે જાહેર કર્યું ત્યારે અતરે વસ્તી માત્ર ૩૦૦૦૦ની હતી; અને તે પછી આ શેહેર દિન પર દિન વધુ રૌનકદાર બની ૧૭ મી સદીમાં પૂર્ણત્વે પોંહચ્યું હતું. ૪ થા ફીલિપના અમલમાં યુરપમાં અત્રેની દરબાર સર્વોપરી ગણાતી હતી. ૩જા ચાર્લસે બંધાવેલાં અત્રેનાં જોવાજોગ મથકો તથા મેહેલો આજે પણ વખણાયછે. આ શેહેરમાં જાણીતી નેશનલ લાયબ્રેરી ઉપરાંત અનેક નાહની મોટી લાયબ્રેરીઓ છે. તેમજ અત્રે વર્તમાનપત્રો પુશકળ પ્રગટ થાય છે. અત્રેની નાટકશાળા દુનિયામાં વખણાય છે.

**મેધોજરેમ**—જરથોસ્તી વર્ષના ૬ ગાહમબારોમાંનો ૧ લો (જુઓ ગાહમબાર.)

**મેધોમાઓંઘ**—સ્પેન્તમાન જરથોસ્તનો પીત્રાઇ ભાઇ. બુનદેહેશ તથા ફરવરદીન યસ્ત મુજબ એ આરાસ્તીનો છોકરો હતો. એના બેટા 'કાદે' પણ દસ્તુરાન દસ્તુર તરીકેનો વંશપરમપરા હક ભોગવી તેનાં ખાનદાનમાં ફ્રાવખશવીન્દાદ, મેદીઓકમાહ, માહદાદ, આતરોબુનદાક, હુબખ્ત, બહક, વએબુખ્ત, વીંદા દેપેદાક, અકોવી બગવીંદાદ, મરદાંનવેહ અને મિત્રાઅકમીદ નામે અનુક્રમે વંશજો ઓબીદીનો વડો મરતબો સિલસીલાબંદ પામી ગયા હતા.

સ્પેન્તમાન અશો જરથોસ્ત સાહેબનો મેધોમાઓંઘ પેહેલો શાગેર્દ ગણાય છે.

**મેધોષેમ**—જરથોસ્તી વર્ષના ૬ ગાહમબારોમાંનો ૨જો (જુઓ ગાહમબાર.)

**મેન**—આ ઉપદ્વીપ આયરિશ સમુદ્ર ઉપર છે. એની લંબાઇ ૩૩ા મૈલની ને પોહળાઈ ૧૨ાા મૈલની છે. ક્ષેત્રફળ ૧,૪૫,૩૨૫ એકર (૨૨૭ ચોરસ મૈલ) છે; તેમાંનો ૧,૦૦,૦૦૦ એકર ભાગ ફળદ્રુપ ને ખેડાયલો છે. પર્વતોની હારો ઉત્તર પૂર્વ અને દક્ષિણ પશ્ચિમમાં વધે છે. અતરે ૧૮૨૧ માં લોક વસ્તી ૪૦૦૮ ની, ૧૮૭૧ માં ૫૪૦૪૨ ની ને ૧૮૯૧ માં ૫૫૬૦૮ની હતી. અતરે ૬થી ૯મી સદી સુધી વેલ્સના રાજાનો અમલ હતો; ને તે પછી સ્કેન્ડેનેવિયન રાજાનો અમલ ફેલાયો હતો. ૧૨૯૦ થી એ ૧ લા એડવર્ડના રાજ્યઅમલ હેઠલ મેલાયું હતું. ૧૪૦૬ માં સર જૉન સ્ટેન્લીને આ દેશ જાગીરમાં આપવામાં આવ્યો હતો, જેના વંશજોએ ૧૬૧૫ સુધી રાજ્યઅમલ ભોગવ્યો હતો; પણ તે પછી લૉર્ડના ખેતાબથી અમલ ચલાવતા. પણ ૧૭૬૫ માં આ દેશ બ્રિટીશ રાજ્યે ૭૦,૦૦૦ પૌંડે ખરીદી વાર્ષીક ૨,૦૦૦ ની પેનશન આપતી કરી હતી. હાલમાં પણ ત્યાંનો ડયૂક થોડા હકો ધરાવે છે. આ ટાપુ બ્રિટીશ રાજ્યને તાબે ૧૮૨૯ માં આવ્યું હતું, ત્યાં સુધી તેના વંશજોને ૪૯૩૦૦૦ પૌંડ આપવામાં આવ્યા હતા.

**મેનકા**—સ્વર્ગની મુખ્ય ત્રણ અપ્સરામાંની એક. એક સમે વિશ્વામિત્રનો તપ ભંગ કરવા ઇંદ્રે એને મોકલી હતી. ને ઋષિથી મેનકાને ગર્ભ રહ્યો તેથી શકુન્તલા ઉત્પન્ન થઇ હતી.

**મેનચેસ્ટર**— વેપારઉદ્યોગ માટેનું જાણીતું થયલું આ ઇંગલંડ માહેલું શેહેર લીવરપૂલની પૂર્વે ૩૧ મૈલપર અને લંડનની ઉત્તરે ઉત્તર પૂર્વમાં ૧૮૭ મૈલ ઉપર છે. અત્રે ૧૮૦૧ માં વસ્તી ૭૫૨૭૫ ની, ૧૮૫૧ માં ૩૦૩૩૮૨ ની, ૧૮૭૧ માં ૩,૫૧,૧૮૯ ની ને ૧૮૯૧ માં ૫,૦૫,૩૯૮ની હતી, પણ સેલફોર્ડનાં પરાં સાથે વસ્તી ૭,૦૩,૫૦૭ ની હતી. મેનચેસ્ટર અને

સાલફોર્ડની આસપાસ યુનાઇટેડ કીંગડમમાંનાં રૂનાં ઉદ્યોગ હુન્નરનાં કારખાના માંહેલો ⅔ ભાગ અત્રેજ ફેલાયલો છે. અને તે શિવાય બીજાં ૭૦૦ કારખાનાં જુદાં છે. ૧૮૩૨ ના કાયદા મુજબ મેનચેસ્ટર તરફથી બે અને સાલફોર્ડ તરફથી ૧ સભાસદ પાર્લામેંટમાં બીરાજતા હતા, પણ ૧૮૬૭ નાં નવાં બીલ મુજબ મેનચેસ્ટર તરફથી ત્રણ ને સાલફોર્ડ તરફથી બે સભાસદો વડી પાર્લામેંટમાં બીરાજે છે. પણ ૧૮૮૫ થી ૬ મેન્ચેસટર વતી ને ૩ સાલફોર્ડ તરફથી આમની સભામાં બીરાજે છે. આ શેહેરને ૨૦ મૈલ દૂર પાણી પુરૂં પાડવામાં આવે છે; પણ વસ્તી વધતાં ચેમ્બરલેંડમાં નવું તળાવનું બાંધકામ બાંધી ૧૮૮૫-૯૪ થી તેમાંથી દરરોજ ૫૦,૦૦૦,૦૦૦ ગ્યાલન પાણી શેહેરને પુરૂં પાડવામાં આવે છે. શેહેરમાં પુરાણું ટાઉન હોલ, જૂદા જૂદા ધર્મ પંથનાં મકાનો, શાળાઓ અને પાઠશાળાનાં સુંદર મકાનો જોવાજોગ છે. તેમજ જાહેર લાએ્રરી, ફ્રિ લાયબ્રેરી અને મ્યુઝીયમનાં મુખ્ય ખાતાંઓ છે. આ શેહેરમાં ૧૩ મી સદીથી નાહની મીલ તથા રંગવાની મીલનો ઉદ્યોગ ચાલુ થયો હતો. રાણી ઇલિઝાબેથના સમયમાં વટીક અત્રે વણવાનો હુન્નર ઉદ્યોગ પગભર થયેલો હતો. ૧૭૨૪ માં સ્ટકલીના જણાવવા પ્રમાણે એ ઉદ્યોગ હુન્નર માટે ઇંગલંડનું જાણીતું ગામ હતું. ૧૮૩૦ માં મેનચેસ્ટરમાં રેલ્વેની સીધી સડક નખાઇ હતી.

**મેન્ઝ**—હેસીના ગ્રેન્ડ ડચીનો એક પાદશાહી કિલ્લો. રાહિનના ડાબા કાંઠા ઉપર છે. ફ્રેંકફોર્ટની પશ્ચિમે દક્ષિણ પશ્ચિમમાં ૨૨ મૈલ ઉપર છે. આ કિલ્લા નજદીક નદીપર પથ્થરનો પૂલ તથા રેલ્વે પૂલ ૧૪૦ યાર્ડ લાંબો છે. અત્રે લોક વસ્તી ૧૮૭૫માં ૫૬૪૨૧ની ને ૧૮૯૦માં ૭૨૦૫૯ની હતી. જેમાં ⅔ ભાગ રોમન કેથોલિક વસેછે. ૧૪મી સદીમાં અત્રે ૯૦૦૦૦ ની લોક વસ્તી હતી. જર્મનીમાં મેન્ઝ ઘણું પુરાતમ શેહેર ગણાય છે. અત્રે અઢારમી સદીમાં બાંધેલો ગ્રેન્ડ ડ્યૂકનો એક રાજ મેહેલ છે. તેમજ ઇલેક્ટોરિયલ મેહેલ, ૧૫૦૦૦૦ દફતરોવાલી લાયબ્રેરી તથા રોમન જર્મન મ્યુઝીયમ તથા તવારીખી સંગ્રહસ્થાન જોવાજોગ છે. બેલજીયમનું મેન્ઝ વેપારનું મુખ્ય મથક ગણાય છે. અત્રેની ગોદી ૧૮૮૭ માં ૨૫૦૦૦૦ પૌંડે બાંધી તેમાં વેપાર વેહવાર ભારે ચાલે છે. અત્રે ફરનીચર, ચામડાંનો સામન, યંત્રકામ, રસાયન વસ્તુઓ, સોનાચાંદીના સામાન, ટોપી, સાબુ, વગેરેનાં કારખાનાં છે, તેમજ બીર દારૂની ભઠ્ઠી, છાપાકામ અને ઉદભિજ બાગબાનીનો બોહોળો ઉદ્યોગ આ શેહેરમાં ચાલુ છે.

**મેન્ટુઆ**—ઉત્તર ઇટલીનું આ મજબૂત કિલ્લેબંદીવાલું શેહેર અગાઉ ડચીનું પાયતખત હતું. વેરોનાની દક્ષિણેથી પશ્ચિમે ૨૫ મૈલ ઉપર છે. આ શેહેર ટાપુ ઉપર હોઇ ત્યાં ૪ કિલ્લા છે. મુખ્ય ઇમારત ઇ. સ. ૧૩૦૨ નાં સાલમાં બંધાયલો ડ્યૂકનો મેહેલ છે. અત્રેની લાયબ્રેરીમાં ૮૦૦૦૦ દફતરો છાપેલાં ને ૧૦૦૦ હસ્તલેખોનો સંગ્રહ છે. અત્રે વણતકામ, ચામડાં તથા સાલ્ટપીટના કારખાનાં છે. લોક વસ્તી ૨૮૦૪૮ ની છે તેમાં ૩૦૦૦ જ્યૂ વસે છે.

**મેનફ્રેડ**—સિસીલીનો રાજા તથા રીજંટ. એ શેહેનશાહ બીજા ફ્રેડરિકનો બેટો હતો. જન્મ ઇ. સ. ૧૨૩૧માં થયો હતો. એનો પિતા મરણ પામતાં ઇટલીની ગાદીપર એના ભાઇ ૪ થા કૉનરાડનો હક્ક પોંહચતો હોવાથી તેની ગેરહાજરીમાં એણે રીજંટ તરીકે કામ બજાવીયું હતું, પણ કૉનરાડનાં મરણ પછી તેના પુત્ર તરફ પોતાની મદદ જણાવતાં એણે ૧૨૫૭માં લઢાઇ લઢી જીત મેળવી નેપલ્સ અને સિસીલી જીતી લીધાં હતાં. ૧૨૫૮માં ૧૧ મી આગસ્ટે પેલાર્મો ખાતે એને રાજ્યભિષેક કરવામાં આવ્યો, અને પાછળથી ૪ થા પોપ અલેકઝાન્ડરે એનો હક્ક સ્વિકાર્યો હતો; પણ ૧૨૬૬ માં ફ્રાન્સના ૯ મા લુઇ

સાથે લઢતાં એ માર્યો ગયો હતો. તે વેળા એની બાનુ તથા ત્રણ પુત્રોને ફ્રેન્ચોએ અતિ ક્રૂરતાથી છળી મારી નાખ્યા હતા. માત્ર શાહજાદી ૨૨ વર્ષનું બંદીખાનું ભોગવી મરણ પામી હતી.

**મેનશન હાઉસ**—લૉર્ડ મૈયરનો લંડન ખાતેનો ઓદ્ધા દરમ્યાન રહેવાનો મેહેલ. આ મેહેલ ઇ. સ. ૧૭૩૯ માં ઑલ્ડ સ્કૉટ માર્કેટની જગ્યાપર બાંધવામાં આવ્યો છે, જે પાછળ ૪૨૬૩૮ પાઉંડનો ખર્ચ બેઠો હતો. આ મેહેલ લંબદીર્ઘ ચોરસ હોઇ તેનો બાહેરનો છેડો ઇજીપ્શિયન હૉલરોકો છે. એના મોટા દીવાનખાનામાં ૪૦૦ પરોણાની ટેબલ ગોઠવી શકાય છે. આ મેહેલમાં લૉર્ડ મેયર તરફથી જાહેર ખાનગી મેળાવડા, ખાણા તથા બૉલના સમારંભ દર સાલ કરવામાં આવે છે તેમાં ઉત્તમ ચિત્રશાળા છે. તેમજ આ મેહેલનું બબરચીખાતું તથા બીજા ભાગો ઘણા ગંજાવર ને સણગારેલા છે.

**મેન્સફિલ્ડ**—નૉટિંગહૅમશાયરનું એક મ્યૂનિસીપલ પરૂં. નૉટિંગહૅમથી ઉત્તરે ૧૭ મૈલ ઉપર છે. આ શેહેર ખનીજ ખાણો વચ્ચે હોવાથી ત્યાં લેસ અને લોઢાંનાં કારખાનાં છે. ૧૮૫૧ માં વસ્તી ૧૦૦૧૨, ને ૧૮૯૧ માં વસ્તી ૧૫,૯૨૫ ની છે.

(૨) રિચલેંડ કાઉન્ટીનું મુખ્ય શેહેર, ઓહીઓ નદી પર છે. અત્રે લોઢાંની ખાણો, આટાની મીલ, ખેતીવાડીના ઓજાર અને નળીયાંનાં કારખાનાં છે. લોક વસ્તી ૧૩૪૭૩ ની છે.

**મેન્સફિલ્ડ કાઉન્ટેસ ઑવ**—અતિ પુરાણા જર્મન અમીરી ખાનદાનનું એક નામ. એનો મૂળ પુરૂષ સીરકા ઇ. સ. ૧૦૬૦ માં પ્રસિધ્ધતા પામ્યો હતો. તેના સમયનો પુરાણો કિલ્લો હર્જ પર્વતના છેડાપર હૉલેની ઉત્તર પશ્ચિમે ૧૪ મૈલ ઉપર છે. આ ખાનદાનના બે પુરૂષોએ તવારીખમાં નામના મેળવી છે. તેમાં કાઉંટ પીટર ફ્રાન્સીસ ૧ લો પ્રિન્સની પદ્વિ પામ્યો હતો. તેનો જન્મ ઇ. સ. ૧૫૧૭ માં થયો હતો. તેણે પાંચમા ચાર્લસનાં સૈન્યમાં સરદારી લઇ રાજ્યની ભારે સેવા બજાવી હતી. બીજો વંશજ બીજો પીટર ફ્રાન્સીસ કે જે કાઉન્ટ અરનેસ્ટવૉન મેન્સફીલ્ડ નામે મશહૂર થઇ ગયો છે, તેણે ૩૦ વર્ષની લઢાઇમાં ભાગ લીધો હતો. તેનો જન્મ ઇસવી સન ૧૫૮૦ માં લક્ષમબર્ગમાં થયો હતો.

**મેના**—આ પક્ષી એશિઆ, યૂરપ અને આફ્રિકા તરફ જણાય છે. એ ઘરનાં છાપરાંમાં અને શોભાયમાન ઈંટની દેવાલમાં તથા ઝાડ ઉપર પોતાનો માળો બાંધે છે. એ કીડા વગેરે ઉપર નિર્વાહ કરે છે. એને બોલતાં શિખવતાં તે બોલેછે, ને મનુષ્ય સાથે હળીમળી જાયછે.

**મેનિસ્તિઆ**—એ ગાંઠવાળા મૂળનો વેલો છે. એનાં ફુલ લાલ રંગનાં હોઇ નળીરોકાં હોય છે. થંડીમાં એપર ગોળ સીંગો આવેછે. આ વેલા છાંયડામાં સારા ઉગેછે.

**મેપલ**—ઉત્તર હિંદુસ્તાન તથા ઉત્તર અમેરિકામાં મેપલનાં વૃક્ષ પુશકળ ઉગે છે. એનાં ફુલ ઘણાં સુંદર હોઇ તેમાં માખો લાયકનું પુશકળ મધ હોયછે. એનાં ફળમાં બે બીયાં હોયછે. નાહના મેપલ વૃક્ષ બ્રિટન તથા યૂરપના ઘણા ભાગોમાં ઉગેછે. એનું લાકડું પૉલીશ કરવા લાયકનું હોઇ તેપર નક્ષીકામ ઉત્તમ હોછે. તેમજ એનાં લાકડાંના પેટી પેટારા તથા યંત્ર બોકસ સારા બનેછે. ઉત્તર અમેરિકામાં મેપલની છાલ ઘણી ઉપયોગમાં આવેછે, તથા તે તરફ એનું સફેદ લાકડું ફરનીચર બનાવવાના ઉપયોગમાં આવે છે. સ્કૉટલંડમાં મેપલનાં ૬૦ થી ૭૦ ફીટ ઉંચાં ઝાડ ઉગેછે.

**મેફ્લાય**—મે માસની શરૂઆતમાં આ પ્રાણીની ઉત્પતી થાયછે, આથી તેમનું નામ મે માસની માખ આપેલું છે. એનો રંગ ગલેલી જેવો મેલો હોય છે. એને ચાર પાંખ

ધૂમાડાના જેવા રંગની હોય છે. એ ઝાઝી ઉડી શકતી નથી. એ જયાંવેર પાંખ હીલવેછે ત્યાં સુધી તે ઉડે છે, પણ એક વખત પાંખ હીલતી બંધ થઇ કે તે નીચે પડે છે. એનું શરીર નાજુક અને નરમ હોય છે. તેનાં પેટ પર બે ત્રણ રેસમ જેવા તાર હોયછે. આ તારનો શું ઉપયોગ કરેછે તે જણાયું નથી.

આ કીડા પૂર્ણ અવસ્થામાં આવતાં કશુંજ ખાતા નથી. આગલે દિવસે સૂર્યાસ્ત સમયે તેઓ કોશમાંથી બાહેર નિકળતાં ભારે આનંદથી ઉડે છે. ઉડતી વેળા નર અને માદાનો સંયોગ થાય છે, કે માદાને ગર્ભ રહે છે. પછી તેના ગર્ભની પૂર્ણ વધ થઇ ઈંડાં મેળતાં નર અને માદા બીજે દિવસે સૂર્યોદય થવા પેહેલાં મરણ પામેછે.

પૂર્ણ હાલતમાં એ માત્ર એક દિવસની જીંદગી ભોગવે છે ખરાં, પણ કીડાવાલી હાલતમાં ઘણા દિવસ જીવે છે. એની માદા એમનાં ઈંડાંની એક થેલી મેળે છે. આ થેલી માહેલાં ઈંડાં વેગવેગળાં થતાં તેમાંથી કીડા નિકળે છે. આ કીડા લગભગ ત્રણ વર્ષ સુધી તેવીજ હાલતમાં રહે છે. ત્રણ વર્ષ પછી કીડાની હાલતમાંથી છુટકો પામી, એક દિવસની મોજશોખ મેળવી તકલીદ કાયાનો અંત આણે છે.

**મેમ્ફિસ**— ઇજીપ્તનું આગલું રાજધાની શેહેર. એની સ્થાપના "મેનસે" કરી હતી. એ એક પ્રાચીન શેહેર હતું. ઇસવી સનની ૧૨ મી સદીમાં એનો નાશ થયો હતો. નાશ થવાનું કારણ નાઇલ નદીને કાંઠે આજ શેહેરની સામે બીજું ફોસ્તાન શેહેર આરબોએ વસાવ્યું. આથીજ એ ઉજડ બન્યું. તેમજ જુનાં શેહેરની ભાગેલી ઇમારતોનું કાટકામ નવાં શેહેરમાં લઈ જઇ ઉપયોગમાં લીધું હતું. આ શેહેરને બાયબલમાં "મોફ" અથવા "નોફ" એ નામથી ઓળખાવેલું છે. અત્રે ઈજીપ્તના બીજા બાદશાહ રામ-સેસનું એક છિન્નભિન્ન થએલું પુતળું માત્ર બાકી રહેલું નજરે પડે છે.

**મેમ્ફીસ**—ટેનિસમાંનું આ એક મુખ્ય શેહેર મિસીસીપી નદીની ઉત્તરે ન્યૂ ઓરલેંડથી ૮૨૬ મૈલ ઉપર છે. અત્રે ગંજાવર કદનાં વહાણો આવી શકતાં હોવાથી તેમજ અનેક જંકશનો હોવાથી મેમ્ફીસનો વેપાર બોહોળો વધી ગયો છે. અત્રે એક ઝુલતો પૂલ ૧૮૮૬ ફીટ લાંબો પાંચ ટેકાવયી ૧૮૯૨ માં ઉભો કર્યો છે. અત્રેની જાહેર ઇમારતોમાં કસ્ટમ હાઉસ, કૉટન એક્ષચેંજ, મોટી ઇસ્પીતાલ તથા કૉલેજનાં મકાનો છે. યૂનાઇટેડ સ્ટેટમાં આ શેહેર રૂના વેપારનું મોટું બજાર કહેવાય છે. યંત્રકામ, તેલ, અને આટાની મીલો તથા સ્ટીમ એનજીનનાં કારખાનાં છે. ૧૮૫૦ માં વસ્તી ૮૮૪૧ ની, ૧૮૭૦ માં ૪૦૨૨૬ ની, ૧૮૮૦ માં ૩૩૫૯૨ ની ને હાલમાં ૬૫૯૦૦ ની છે.

**મેમોથના ગુફા**—કેનટકેનીમાંનો એક ગુફો. એ ૧૦ મૈલ લંબાઇમાં છે. મુખ્ય ગુફો ૪ મૈલ લાંબો છે, ને તે ૪૦ થી ૩૦૦ ફીટ પોહળો ને ૧૨૫ ફીટ ઉંચો છે. લુસીસ-ડોમ નામનો ગુફો ૩૦૦ ફીટ ઉંચો છે. આ ગુફામાંની હવા ઘણીજ સ્વચ્છ ને તંદરોસ્તી દાયક છે. અત્રે ૫૪ અંશ પારો રહે છે.

**મેમોથ**—પ્રાચીન કાળનું આ વિકાળ હાથી જેવા ગંજાવર કદનું પ્રાણી. એશિઆ અને યૂરપના બરફવાલા ભાગમાં દટાઇ રહેલી હાલતમાં તે હાલના જમાનામાં મળી આવ્યું છે. સાઇબિરીયાના બરફમય ભાગમાં આ પ્રાણીનું દટાયલી હાલતમાં તેનાં તમામ કદ સાથે મળી આવ્યું છે, જેનાં શરીર ઉપરના બાલ અને અવયવ જેવી ને તેવીજ હાલતમાં રહેલાં જણાય છે. પેહેલો મેમોથ ઈ. સ. ૧૮૦૬ માં લીના નદીનાં મુખ પાસે માછીમારોને બરફમાં દટાયલો મલ્યો હતો. આગલા જમાનામાં આ પ્રાણીની જણાયલી લાશ કવચીત મળે છે. પણ તેના દાંત

તથા હાડકાં અસલ જળવાયલી હાલતમાંજ જથાબંધ મળી આવે છે. આ પ્રાણી કદમાં ૧૩ ફીટ ઉંચું, ૧૫ ફીટ લાંબું અને તેના દંતશૂળ ૮ ફીટ લાંબા જણાયલા છે; અને કેટલાક તો એથી પણ વિક્રાળ કદના માલમ પડયા છે. એની કાળી ચામડી ફીક્કા લાલ પિળા રંગથી રંગાયલી ૧ ઇંચ લાંબા બાલથી અચ્છાદિત જણાઇ છે. સાઇબીરિયા તરફથી યૂરપ અમેરિકામાં હાથીદાંત પુશકળ આયાત થાયછે તે તમામ દાંતો આજ પ્રાચીન ગંજાવર પ્રાણીના દાંત અને હાડકાં છે. આ હાડકાં જંગલોમાંથી દટાયલાં જથાબંધ મળે છે.

**મેયો**—આયરીશ પ્રાંત. એનું ક્ષેત્રફળ ૧૩,૬૦,૭૩૧ એકર છે, જેમાંનો ૨૮ ટકા ફળદ્રૂપ ને ૧૮ ટકા વેરાન છે. લોક વસ્તીમાં ૧૮૪૧ માં ૩,૮૮,૮૮૭ ની વસ્તી હતી અને ૧૮૯૧ માં ૨,૧૯,૦૩૪ ની હતી, જેમાંના ૨,૧૩,૬૦૨ રોમન કેથોલિક હતા. પૂર્વ ભાગ સપાટ અને ફળદ્રૂપ છે. પશ્ચિમ ભાગ પહાડી છે. સમુદ્ર કાંઠો ૨૫૦ મૈલ લાંબો છે.

**મેરીગોલ્ડ**—આ પુલ ઝાડ દરેક દેશમાં જાણીતું છે, અને તેની અનેક જાતો છે. એનાં કેટલાકનાં પુલ નાહનાં, કોઇનાં કળી જેવાં અને કોઇનાં તો અસ્ટર જેવાં ઝુમખાદાર હોય છે. આય ઝાડ બારે માસ રોપતાં કાયમ રહેછે. એનાં પુલ સુગંધી અને ઉગ્ર હોયછે.

ફ્રાન્સ તથા દક્ષિણ યૂરપના થોડા ભાગોમાં આ વનસ્પતિના છોડ ૧ થી ૨ ફીટ વધે છે. એની ઉપર ઘેરા આસમાની પુલો આવે છે. બ્રિટીશ બગીચામાં એનાં દબલ પુલવાળાં મેરીગોલ્ડ પુષ્કળ જણાય છે. એ વનસ્પતિ સ્વાદમાં કડવું છે. મેરીગોલ્ડનાં પુલ ઉપરથી તેની જૂદી જૂદી જાતો જૂદે જૂદે નામે જાણીતી છે.

**મેરીયા ક્રિસ્ચાનીયા**—આ સ્પેનની રાણીનો જન્મ ઇ. સ. ૧૮૦૬ માં ૨૮ મી એપ્રિલે થયો હતો. એનો પિતા ૧ લો ફ્રાન્સિસ સીસિલીનો રાજ્યકર્તા હતો. ૧૮૨૯ માં મેરીયા થેરીસા ૭ મા ફરડીનાન્ડની ૪ થી બાઇડી તરીકે પરણી હતી. તે પછી એણે એક વર્ષમાં એક બેટીનો જન્મ આપ્યો તેનું નામ બીજી ઇસાબેલા રાખ્યું હતું. ફરડીનાન્ડ ૧૮૩૩ માં ૨૯ મી સપટેંબરે મરણ પામતાં બીજી ઇસાબેલાની પાળક તરીકે નેમાઇ. આ સાલમાં મેરીયાએ ડોન ફરનાન્ડો મૉંઝ સાથે ડીસેંબર માસમાં લગન કીધાં. તેનાથી એને ૧૦ ફરજંદો થયાં હતાં. તે પછી સ્પેનમાં થએલા અનેક રાજદ્વારી ફેરફારમાં મેરીયા રાણીએ ભાગ લીધો હતો; પણ ૧૮૫૪ માં પ્રજાના બળવાને લીધે એને ફ્રાન્સ નાહાસી જવું પડયું હતું; પણ ૧૮૬૪ માં ફરી સ્પેન આવી રહી હતી. જ્યાં ૧૮૬૮ માં સર્વ સત્તા છોડી દેવી પડી હતી. મરણ ૧૮૭૮ માં લિહેવરમાં નિપજ્યું હતું.

**મેરીયાલુઇસા**—પેહેલા નેપોલીયનની આ બીજી બાઇડી. એનો જન્મ ઇ. સ. ૧૭૯૧ માં ૧૨ મી ડીસેંબરે થયો હતો. એનો પિતા આસ્ત્રીયાનો ૧ લો ફ્રાન્સિસ હતો. ૧૮૧૦ માં બીજી એપ્રિલને દિને જોસેફાઇનસ સાથે છુટા છેડા કરતાં એની સાથે લગ્ન થયાં હતાં. ૧૮૧૧ માં ૨૧ મી માર્ચે એણે એક બેટાનો જન્મ આપ્યો, તેને રોમનો પાદશાહ કહેવામાં આવ્યો હતો. ૧૮૧૩ ની ચઢાઇ સમયે નેપોલીયને એણીને પોતાની ગેરહાજરીમાં રીજંટ નેમી હતી. નેપોલીયનની પડતી પછી એ તેની સાથે જઇ વસી હતી, અને તેનાં મોત બાદ કાઉંટ વૉન નિપૅર્જ સાથે ૧૮૨૨ માં પરણી વિયેના જઇ રહી હતી. જ્યાં ૧૮૪૭ માં ૧૭ મી ડીસેંબરે મરણ પામી હતી.

**મેરિયા થૅરિસા**—૬ઠા ચાર્લસ શેહેનશાહની આ બેટીનો જન્મ વીયેનામાં ઈ. સ. ૧૭૧૭ માં ૧૩ મી મેને દિને થયો હતો. એણીને ચાર્લસ પછી તેના ગાદીની વારેસ સંસ્થાનિકોની સંપતિથી નેમી હતી. એનાં લગન ૧૮૩૬ માં ગ્રૅંડ ડયૂક ઓવ ટયૂસની સાથે થયાં હતાં. ૧૭૪૦ માં ૨૧ મી અક્ટોબરે જ્યારે

એનો પિતા મરણ પામતાં એને હંગેરી યાને બોહિમીયાની રાણી બનાવી, ત્યારે એણીએ પોતાનાં રાજ્યમાં પોતાના ધણીને અરધો હીસ્સો આપ્યો હતો. આ વેળા એનું લશકર નબળું હોવાથી પ્રશિયા, બવેરિયા, સેક્ષની અને સારડીનીયાના સંસ્થાનિકોએ માથું ઉઠાવી સ્વતંત્રતા મેળવી, પ્રૂશિયાના બીજા ફ્રેડરિકે સિલેશિયા ઉપરથી હક ઉઠાવ્યો. બવેરીયનોએ ફ્રાન્સને મદદ કરી બોહીમિયામાં દાખલ થઇ અને વિયેનાને નુકસાન પોંહચાડી, બવેરીયાનો ઇલેકટોર બોહીમિયાનો રાજા બની ૭ મા ચાર્લસનું નામ ૧૭૪૨ માં ધારણ કીધું. આ વેળા રાણી મેરીયાએ પ્રયત્ને પોતાનું રક્ષણ કરી ૭ વર્ષની ખટપટ પછી ૧૭૪૮ માં એક્ષ-લા-ચેપલના કોલકરાર પછી સમાધાની પંથરાઇ. આ સુલ્હેની શરતોથી માહારાણીએ સીલેશિયા અને ગ્લેન્ઝ પૃશિયાને આપ્યાં, સારડિનીયાને મીલેનીસનાં જીલ્લા અને બીજા દાવાદારોને જૂદા જૂદા દેશો આપી, મેરીયાએ પોતાનાં રાજ્યના સુધારાપર લક્ષ આપી ખેતીવાડી, કામગીરી, ધંધા વેપારમાં ભારે વધારો કરી રાજ્યને માથે ચઢેલાં કર્જને જલ્દીજ ફીટાડયું. તેમજ લશકર અને રાજ્યબંધારણ ઉપર ધ્યાન આપી જૂદા જૂદા કુશળ પ્રધાનોને કારોબાર સોંપ્યો હતો. એણીએ પ્રજા કલ્યાણનાં અનેક માહાભારત કામો કરી બતાવ્યાં હતાં. ૧૭૬૪ માં એના બેટા જોસફને રોમના પાદશાહ તરીકે ચુંટી કાઢવામાં આવ્યો. ૧૭૭૨ માં રશિયા અને પૃશિયા સાથે મળી પોલાંડની ખટપટમાં હાથ નાખી ગેલેશિયા તથા લોડોમેરીયા પોતાનાં રાજ્યમાં જોડયાં હતાં. આ પ્રમાણે અનેક રીતે કુશળ કારોબારથી મેરીયાએ રફતે રફતે પોતાના દેશમાં વધારો કરી ૧૭૮૦ માં ૨૯ મી નવેંબરે મરણ પામી હતી.

**મેરૂ પર્વત**—સપ્ત મહાદ્વિપ, સપ્ત સમુદ્ર, માનસોત્તર અને લોકા લોક પર્વત એટલાઓના અસ્ત ભાગમાં વર્તુલાકાર રીતે ઉભેલો એવો એ સર્વેની વચોવચમાં અને ઇલાવ્રતની તદ્દન વચોવચ જે સોનેરી પર્વત છે તે. એની ઉંચાઇ ૮૪૦૦૦ યોજન છે; જેમાંના ૧૬૦૦૦ યોજન તે જમીનમાં છે. એનું પૂર્વ તરફનું મ્હોં સફેદ, દક્ષિણ તરફનું પિળું, પશ્ચિમ તરફનું કાળું ને ઉત્તર ભણીનું લાલ છે. સ્વર્ગમાંથી પ્રથમ ગંગા આવી તે એનાં શિખર ઉપર ચડીને ત્યાંથી ચાર શાખામાં વેંહેંચાઇ આસપાસના દ્વિપમાં ફરે છે. દક્ષિણ તરફનો પ્રવાહ તે ગંગા, તાતાર દેશમાં ઉત્તર ભણી વહે છે તે ભદ્રસોમા, પૂર્વ તરફની તે સીતા ને પશ્ચિમ તરફની તે ચક્ષ અથવા ઓકસસ છે. એનાં શીખર ઉપર બ્રહ્માદીદેવ ઋષિ ને ગંધર્વો રહે છે. આ પર્વત સૂવર્ણ ને મણીથી ભરેલા છે. ખરૂં જોતાં એમ દિસે છે કે હિમાલય પર્વતની ઉત્તરમાં તાતાર દેશની જે ઉંચી પૃથ્વી છે તેજ મેરૂ પર્વત હશે. આમૂ, ઑકસસ, અથવા જીહૂન—શિહૂન અને બીજી નદીઓનાં જ્યાં મૂળ છે અને જેને એશિયાની મુખ્ય ભૂમિ કહિયે તો ચાલે; ત્યાંજ મેરૂ પર્વત હશે અને અત્રેથીજ આર્ય લોકો નિકળીને દેશે દેશ ફેલાયા હતા.

**મેરેટ જેનપૉલ**—ફ્રેંચ રાજ્યક્રાંતિ સમયે પ્રસિદ્ધતા પામેલો એક બાહોશ રાજદ્વારી. એનો જન્મ બૉડરેમાં ઇ. સ. ૧૭૪૨ માં ૨૪ મી મેએ થયો હતો. બોરડેક્ષમાં એણે વૈદકીનો અભ્યાસ કરી પેરીસ જઇ રહી ત્યાંથી હૉલંડ અને લંડન જઇ રહી પોતાનો વૈદકીનો ધંધો ફતેહમંદી સાથે ચલાવ્યો હતો. ત્યાં ૧૭૭૩ માં એણે Philosophical Essay on Man લખી પ્રગટ કરી ૧૭૭૪ માં Chains of slavery નો ગ્રંથ રચી પ્રગટ કર્યો હતો. એણે ૧૭૭૫ માં એડીનબર્ગની મુલાકાત લીધી ત્યારે ૩૦ મી જુને સેંટ એન્દ્રુ યૂનિવરસિટીના એમ. ડી. નો ખેતાબ આપવામાં આવ્યો હતો.

૧૭૭૭ થી ૧૭૮૬ સુધી એ એક નામાંકિત ફતેહમંદ તબીબ તરીકે નામના પામ્યો હતો. તે દરમ્યાન એણે દર્શનશાસ્ત્ર

વિદ્યા તથા વિજળિક શાસ્ત્ર વિશેના ફત્તેહમંદ અખતરા ચાલુ રાખ્યા હતા. ફ્રાંકલીન તથા ગોથ એની તરફ ઘણું માન ધરાવતા હતા, પણ ન્યૂટન સામે એ હોવાથી ઍકેડમી ડી સાયન્સમાં દાખલ થતાં અટકાવવામાં આવ્યો હતો. તે પછી ૧૭૮૦ થી ૧૭૮૮ વેરમાં ત્રણ ફ્રેન્ચ ગ્રંથ રચ્યા હતા. તેટલાં બળવો જાગતાં એ નહાશી ગયો. પણ ૧૭૮૮ માં L'Ami du Peuple નામે પ્રસિદ્ધ પત્ર પ્રગટ કરવા માંડયું. તે વેળા વિરોધીઓના પ્રપંચને લીધે એને એ વેલા લંડન તરફ નહાશી જવું પડયું હતું, પણ પાછળથી બળવાખોરોના ઉપરીમાં એને નેમવામાં આવ્યો હતો. પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થતાં એણે પોતાનાં પત્રનું નામ Journal de la Republique Francaise ફેરવીને રાખ્યું. તે પછી એનું મરણ ૧૭૯૩ માં ૧૩ મી જુલાઇએ નિપજ્યું હતું.

**મેલબોર્ન**—આસ્ટ્રેલિયામાંના વિક્ટોરીયા સંસ્થાનનું એક મુખ્ય શેહેર. એ લંડનથી ઘણું દૂર છે. અત્રે ૧૮૭૫ થી કિલ્લેબંદીનાં બાંધકામો કરવામાં આવ્યાં છે. આ શેહેર તદન નવી બાંધણીથી બાંધેલું હોવાથી ત્યાંના રસ્તા અત્યંત પોહળા અને સલંગ છે. કોલીન સ્ટ્રીટમાં મુખ્ય જાહેર ઇમારતો આવેછે. બ્રાકર સ્ટ્રીટમાં તમામ નાટકશાળા, ગાયનશાળા છે. ૧૮૫૩થી અત્રે યુનિવરસિટી સ્થાપન થઇ તેનાં પેટાંમાં ત્રણ કૉલેજો—કવિન, ટ્રિનીટી અને ઓમમન્ડ છે. જનરલ પોસ્ટ ઑફીસ તથા સર્વ સંગ્રાહલયની ઇમારત ઘણીજ રોનકદાર છે. અત્રેનું પાર્લામેંટ હાઉસ ૧૮૫૫—૯૧ માં સુધારી અત્યંત રોનકદાર બનાવેલું છે. મેલબોર્નમાંની જાહેર લાયબ્રેરીમાં ૨૫૦૦૦૦ દફતરો છે. તે ઉપરાંત સંખ્યાબંધ જાહેર અને ખાનગી ખાતાંની રોનકદાર ઇમારતો આ શેહેરમાં છે. ૧૮૪૧ માં લોકવસ્તી ૧૧૦૦૦ની, ૧૮૫૧ માં ૨૫૦૦૦૦ની (આ સાલમાં સુન્નાની શોધ થતાં બેહદ વસ્તી વધી હતી), ૧૮૬૧ માં ૧૯૧૦૦૦ની, ૧૮૭૧ માં ૨,૦૬,૭૮૦ ની પરાં સાથે; ૧૮૮૧ માં ૨,૮૨,૯૦૭ ની ને ૧૮૯૧ માં ૪,૯૦,૫૧૨ ની હતી. આ શેહેરમાં વેપાર તથા ઉદ્યોગ હુન્નરનાં શ્રેષ્ટ ખાતાંઓ છે. આ શેહેરમાં પ્રથમ યૂરપીયનોએ પગપેસારો કર્યો, ને તે પછી ૧૮૩૭—૪૨ ને ૧૮૫૧ માં યૂરપીયનોએ પગપેસારો કરતાં ત્યાં પોતાનું સંસ્થાન સ્થાપ્યું હતું.

**મેલોસ**—આ ગ્રીક જવાળામુખી ટાપુ સાઇકલેડસની છેક દક્ષિણ પશ્ચિમમાં છે. એ ૧૩ મૈલ લાંબો ને ૮ મૈલ પોહળો છે. તેમાં લોકવસ્તી ૪૨૦૦ ની છે.

**મેવાડ**—( જુઓ ઉદેપૂર.)

**મેવાડી**—માલકોસ રાગના આઠ પુત્ર વધુમાંની એક રાગણી. આ રાગણી મેવાડ દેશમાં જાણીતી છે.

**મેસ**—આ નાજુક ઝાડ ૧૦ થી ૧૨ ફીટ ઉંચાં વધે છે. મેસને બગીચામાં રોપતાં શોભા વધે છે. એને પ્રથમ વર્સાદમાં રોપે છે.

**મેસમેરીઝમ***—એક માનવીની વિચારશક્તિનું આકર્ષણ બીજા માનવીના વિચાર મંડળપર અસર કરી તેની ઇચ્છાશક્તિને પોતાના કાબુમાં લેવી તેનું નામ મેસમેરીઝમ છે. ખુદરતમાં પુશકળ આકર્ષણ સમાયલું છે, જેથી ખુદરતની દરેક હસ્તી અને જગતક્રિયામાં એકમેકને ખેંચવાનો યાને આકર્ષવાનો ગુણ સમાયલો છે. આ શકિત ગુપ્ત રીતે હરેક દુનિયાઇ ચીજોમાં સમાયલી છે. કોઇમાં થોડી અને કોઇમાં ઘણી. અને માનવી જગતમાં સર્વોપરી શ્રેષ્ટ હોવાથી તેમાં તો એ શકિત અખુટ ભરેલી છે. માનવીના વિચાર દુનિયાંમાં ચાહે તે કરી શકે છે. પણ તેમ કરવા થકી પોતાની શકિતને તેટલાંજ પ્રમાણમાં ખીલવવી જરૂરની છે. પ્રાચીન કાળમાં થઇ ગયલા ફીલસુફો, પવિત્ર સાધુઓ, સત્ય વકતાઓ અને પેગંબરો

* મી૦ દીનશાહ હોર્મીયાર પાસે આય વિષય ખાસ લખાવેલો છે.

પોતાની બુદિધ અથવા "અક્કલે અવ્વલ"નાં જોરને વાપરતા હતા. જેથી તેઓ અનેક રોગ, વ્યાધી, દુઃખદરદ તથા હજારો ચમત્કાર દુનિયાનાં ભલાં માટેજ કરતા હતા, ત્યાર પછીથી આ વિદ્યાથી કેટલાક ફીલસુફો દુનિયાઇ માયાનાં ચક્કરમાં ફસી પડી, આડે રસ્તે ભલાં તેમજ બુરાં માટે આ વિદ્યા વાપરવા લાગાથી આજ સુધી આ સર્વથી ઉત્તમ અને ગુપ્ત વિદ્યા દુનિયાની નજરમાં હલકી થઇ પડી હતી.

મેસમેરીઝમની હજારો સ્થિતિમાં ચાર સ્થિતિ મુખ્ય છે, અને બાકીની હરએક હાલત આ મુખ્ય ચાર સ્થિતિનીજ શાખાઓ છે.

૧—Animal Magnetism :—પેહેલી સ્થિતિને "ઍનિમલ મૅગનેટીઝમ" કહે છે. એ હાલત માનવી સાધારણ વેહવારમાં, એકમેક પર સરસાઇ ભોગવવામાં ખુદરતી રીતે તથા દરદો સાજાં કરવામાં વિદ્યા મારફતે વપડાસમાં લેછે. માનવીની રગોમાં જે જીવણુ શકિત વસેછે, તથા જેનાથી ઉત્સાહ ઉત્પન્ન થઇ, જે કાંઇ કામ આરંભવામાં આવેછે તે શકિતના સામટા જોરથી વાપરવી તેનું નામ "એનીમલ મૅગનેટીઝમ" છે. સાધારણ વેહવારૂ બાબતમાં માનવી આ શકિત અનજાણુ-પનામાં વાપરેછે, જેમકે વિદવાન અજ્ઞાનપર, ધૂતારો વેહેમી પર, સીપાઇ ચોરપર, હિંસક પશૂ નિર્દોશ પશૂ પર, બાપ બચ્ચાં પર જે હકુમત ભોગવે છે; તથા પેહેલો બીજા કરતાં વડીલ અથવા શ્રેષ્ટ ગણાય છે તે ખુદરતી આકર્ષણુ યાને મેગનેટીઝમ છે, તેથી એક પગલું આગળ વધી તંદરૂસ્ત શરીરમાંથી નિકળતું આકર્ષણુ દરદી અને વ્યાધીવાલાં શરીર પર હાથનાં સ્પર્શ મારફતે આમેજ કરવાથી વ્યાધીવાલાં શરીરમાં આકર્ષણુ થોડું હોવાથી સામા ધણીનું આકર્ષણ ઉમેરવે, વ્યાધી નાબુદ થાય છે, યાને તંદરૂસ્ત માનવીનું તંદરૂસ્ત આકર્ષણુ દરદીમાં જવાથી તે તંદરૂસ્ત થાય છે. એવી વખતે દરદીને ઉંઘમાં નાખવાની જરૂર પડતી નથી. તથા કેટલીક વખતે તો સામાધણીને ખબર થયા વીનાં તેનુ દરદ દફે થાય છે.

૨—Electro-biolgy or Phreno-mesmerism—બીજી સ્થિતિ "ઇલેકટ્રો બાયલોજી અથવા "ફ્રેનો મેસમેરીઝમ" છે. આ સ્થિતિમાં માનવીને ઓપરેટર (Operator) યાને મેસમેરીઝમ કરનાર ધણી, ઉંઘમાં નાખે છે, અને ત્યાર પછી તે માનવી ઉંઘમાં બીજા માનવીના વિચારો, સાધારણુ ગુપ્ત બાબતો, શરીર માહેલા અવયવો તથા માનવીની દરેક ખાશીયતને લગતાં (ફ્રેનોલોજીકલ નર્વ શેંતરો—(Phrenological nerve centres) જ્ઞાન તંતુઓ ઉશકેરીને તે દરેકને લગતી ખાશીયત ઉત્પન્ન કરવામાં આવે છે, શરીરનાં સ્નાયુઓને તદન ચૈતન્ય વગરનાં અથવા અતિ પ્રબળ ચૈતન્યવાલા બનાવવામાં આવે છે, કે જે સ્થિતિને કેટેલેપસી catalepsy કહે છે; તે ઉપરાંત બીજી અનેક શકિતઓ માનવીમાં આ સ્થિતિ વખતે ઉશકેરવામાં આવે છે.

૩-Proper Mesmeric sleep-ત્રીજી સ્થિતિને પ્રોપર મેસમેરિક સ્લિપ" કહે છે; એમાં માનવીને તદન ઉંઘમાં નાખવામાં આવે છે, તથા ઘણુાજ લાંબા વખતની ઉંઘમાં તેને સુવા દેવામાં આવે છે, તથા તેની આવી સ્થિતિમાં જે કાંઇ પ્રતિજ્ઞા તેને આપવામાં આવે છે તે પ્રમાણેજ તે ઉંઘમાંથી ફારેગ થયા પછીથી વરતે છે. દીવાના માણુસને જે કારણથી દીવાનપણું લાગુ પડયું હોય, તે વિચાર તેના ભેજાંમાંથી વિસરાવી નાખવાને ભુંડી ટેવવાલાને ભલી ટેવો એખત્યાર કરવાને દરેક જાતનાં વ્યસનોનો ત્યાગ કરવાને તથા બીજી કેટલીક અદભૂત ગુપ્ત શકિતઓ ખીલવવાને માટે આ સ્થિતિ અતિશય ઉપયોગની છે.

૪—Clairvoyance; Clairandience, Ecstaus-ચોથી સ્થિતિને કલેરવૉયન્સનો અર્થ "બાતેન દર્શન" અથવા "અંતરદ્દષ્ટી"

થાય છે. આ સ્થિતિમાં માનવીને મેસમેરિક ઉંઘમાં નાખવા પછી, તે માનવી પોતાના આત્માની આંખથી ભૂત, ભવિષ્યને લગતી દરેક બાબતો તથા ગુપ્ત ખબરોનો ખુલાસો કરે છે. યાને બાતેનનું દરદ જોઇ શકે છે.

કલેર ઑડીયન્સમાં માનવી પિત્રલોકના આવાજો, ભવિષ વાણીઓ, ફરેસ્તા તથા ભુતોનાં આવાજો વગેરે દરેક ગુપ્ત અવાજ સાંભળી શકે છે. તથા દરેક પ્રકારની બોલી અને ભાષા સાંભળી તથા સમજી શકે છે. આ સ્થિતિઓમાં બીજી અનેક હાલતો છે, જેવી કેઃ—

Prevesion—આ સ્થિતિ ઘણીજ કામની છે, એમાં હવે પછી શું શું થનાર છે ને થવાનું છે, ખસુસ કરીને પોતાનાજ માટે અથવા મેસમેરીઝમ કરનાર માટે, દરદીનું દરદ ક્યારે સારૂં થશે, ક્યારે નરમ પડશે, ક્યારે જોર પકડશે તે તથા પોતાનાં શરીરમાં અથવા બીજા કોઇ શખસ અથવા શખસો જેવોને તે ઉંઘતા મનુષ્યનાં સંબંધમાં મુકયા હોય તેઓની શારરિક સ્થિતિમાં શું શું ફેરફાર હવે પછી થનાર છે તે વગેરે બાબતો જાહેર કરે છે.

Introvision—આ સ્થિતિમાં માનવી દરેક બાતેન ચીજ જોઇ શકે છે, જેવું કે દરદીથી દુઃખી થએલો શરીર માહેલો ભાગ તે ઉપરાંત ચોર, ચોરાયલી ચીજ, ગુમ થએલી માલમતા અથવા મનુષ્ય, દટાયલી વસ્તુઓ, વગેરે દરેક અનદીઠ ચીજ પોતાની શકિતના પ્રામાણુમાં જોઇ શકે છે, તથા મોટે ભાગે X રેના જેવી ગરજ સારે છે. આ શકિત તદન ખુદાઈ, પવિત્ર અને અદભૂત છે તથા આ સ્થિતિમાં ઘણા માહાભારત કામો થઇ શકે છે.

Trance—ત્રાન્સ" આ સ્થિતિ સર્વથી છેલ્લી છે. આ હાલતમાં માનવી મુરદા પ્રમાણે જડ થઇ જાયછે. તેનો આત્મા બાહેર નિકળી ગયલો લાગે છે, તે દરેક ભુવનોપર ફરેછે, દેવતાઓ સાથે વાત કરેછે. તથા ઉપલા ભુવનોમાંની દરેક બાબદો જોયછે, જાણેછે, એક દેશથી બીજે દેશ આંખના પલકામાં જઇ આવેછે, કેટલીક વેળા તો દિવસોનાં દિવસો સુધી શબ પ્રમાણે પડી રહેછે, જેને પારસીઓ "પવારે જવું", મુસલમાનો "બયસે બદન", હિંદુઓ "આત્માને શરીર બંધથી મુકત કરવો" વગેરે કહેછે. આ વખતે આત્મા શરીરમાંથી નિકળી બધે ફરછે, તથા તેને પાછું શરીરનાં બધનમાં પેવશ થવા ગમતું નથી. એ વખતે ઑરેટરની ઇચ્છાશક્તિ (will power) કેટલીક વખતે કામ કરતી નથી; અને તે માનવી ઘણાં દિવસો સુધી મુરદાં પ્રમાણે પડી રહેછે, અને પછી લાંબે વખતે પાછો સજીવન થાયછે. ત્યારે તેને કાંઇ પણ ખબર રહેતી નથી. આ સ્થિતિ જહલેજ કોઈમાં બનેછે, તથા જોખમ ભરીછે.

આ મુજબ મેસમેરીઝમની અનેક સ્થિતિઓમાં જૂદી જૂદી જાતની શક્તિઓ ઉશકેરાય છે. હવે એ સર્વે સ્થિતિમાં માનવીને કેમ લાવવો તે પ્રયોગ રીતે નીચે દર્શાવ્યું છે.

મેસમેરાઈઝરે પેહેલે પોતાની શકિત વધારવાને માટે સ્વચ્છ હવામાં શ્વાસક્રિયા (breathing exercise) ચાલુ છ માસ લગી કરવી જોઇએ યાને સ્વચ્છ હવામાં બેસી મોઢું બંધ રાખી એક લાંબો દમ નાક વાટે ખેંચી, તે દમ, આંઠ સેકંદ છેક ફેફસાંના નીચલા ભાગ તરફ રોકી રાખી, ધીમે ધીમે નાકદ્વારે દમ છોડવા માંડવો. એવી રીતે દરેક દમ આંઠ સેકંદ ને ફકત નાક વાટેજ ખેંચવો, આંઠ સેકંદ રોકવો અને આંઠ સેકંદ સુધી ચાલુ ધીમો ધીમો નાક માર્ગેજ બાહેર કાઢવો, એટલે ૨૪ સેકુંદનો એક આખો દમ કહેવાશે. અને તેવા દરરોજ ઓછામાં ઓછા ૧૫ દમ ખેંચવા અને ધીમે ધીમે વખત વધારતા જવું, જેમ કરવાથી તંદરોસ્તી સાથે મજબુત દ્રઢતા અને ઇચ્છાશકિત પ્રબળ થશે.

વળી શરીરનું લોહી સ્વચ્છ રાખવા માટે ખોરાક ખાવામાં સંભાળ રાખવી.

મેસમેરીઝમથી સબજેક્ટ બનાવવાને લાયકનો મનુષ્ય પારખવાની અસંખ્ય રીત છે, તેમાંથી થોડીક સેહેલ રીત નીચે પ્રમાણેની છે.

કોઇ પણ મનુષ્યને મેસમેરાઇઝ કરી શકાય છે, પણ ખાસ સબજેક્ટ પારખવા માટે સહેલી રીત એ છે કે એક મનુષ્યની આંખમાં તગર તગર જોયા કરવું અને તે માણસ જો પોતાની આંખ ફેરવી લે તો તે માણસપર સહેલાઇથી મેસમેરાઇઝ થઇ શકશે. બીજું એક ચિતે ચોક્કસ જગાપર મનોવાસનાથી જોયા કરવું અને મનમાં મજબૂત ઇચ્છાશક્તિથી વિચારવું કે "રૂપીયો પડયો છે," અને તે ખાલી જગ્યા પર રૂપીયાનોજ Image (આકૃતિ) અથવા પ્રતિછાપ ભાસ થશે, અને તે રૂપીયો સમજી જે માનવી તે ખાલી જગા પરથી ઉંચકી લેવાને વાંકો વળે તે શખસ ઘણોજ જલ્દી મેસમેરાઇઝ થશે. સર્વેથી સેહેલી રીત તો એ છે કે કોઇ રસ્તેથી જતા અંજાણ્યા શખસની ગરદન પર માથાંના પાછલા ભાગની જરા નીચે તગર તગર જોયા કરવું અને મનમાં વિચારવું અથવા ઇચ્છવું કે તે માનવી પાછું ફરીને જુવે. જો તમારી તેવી વિચારશક્તિથી તે માનવી પાછો ફરીને જુવે તો સમજવું કે તે "સેનસિટિવ" છે, યાને મેસમેરાઇઝ કરવા લાયકનો છે. એવી રીતે પોતે તથા પોતાનો સબજેક્ટ યાને જે ધણીપર પ્રયોગ કરવો હોય તે ધણી લાયક છે કે નહિ તે નક્કી કરી નીચે પ્રમાણે શરૂ કરવું.

સબજેક્ટનો એક હાથ વાળી સગવડવાલી ખુરસી પર બેસાડવો, અને તેનું શરીર (relex,) ઢીલું કરવા કહેવું. પછી તેની સામે આપણે ઉભા રહી, આપણા બે પગોની વચ્ચે તેના પગનાં ગુંહણો રાખી, તથા આપણી નજર તેનીજ આંખો પર ટીકી રાખી (Long passes) આપણા હાથનાં આંગળાં તે શખસનાં માથાનાં ટાલકાં આગળથી નીચે ઉતારતાં મોઢાં, ગળાં અને છાતી સુધી લાવી મુઠ્ઠી વાળવી, અને પાછા બંધ હાથો તેનાં તાલકાં પર લઇ જઇ ખોલવા, ને ફરીથી આંગળાં તાલકાં સામે લાંબાં કરીને પાછું નીચે ઉતરવા માંડવું. એ પ્રમાણે ચાલુ પ્રયોગ કરવા કરવા, તથા દરદીનાં શરીરને આંગળું જરાએ લાગવા દેવું નહિ. દર પાંચ વખત એમ છાતી લગી હાથ લાવી છઠ્ઠી વખતે આપણા હાથો છેક પગના અંગુઠા સુધી લઇ જવા, તથા છાતીએથી નીચે ઉતરતાં સબજેક્ટના હાથો આગળથી પણ પસાર થવું. આ પ્રમાણે અરધો કલાક ધીરજ અને ખંતથી કરવે તે "સબજેક્ટ" ઉંઘમાં પડશે, તેની આંખો વીંચાવા માંડશે, ત્યારે તેને સુવા ફરમાવી "પાસીસ" ચાલુ રાખવા. આ વેળા તેને લગભગ ૨૦ મિનિટ સુધી તંદુરોસ્ત ઉંઘમાં પડવા ફરમાવવું, જેમ તે ઉંઘાશે. આ વેળા તેની ઉંઘમાં ખલલ નહિ થાય તેની ઘણીજ સંભાળથી જતન લેવી પડે છે, ને ૨૦ મિનિટ પુરી થતાં તેને સજાગરૂ કરવો. આ પ્રમાણે ત્રણ જૂદે જૂદે દિવસે પ્રયોગ ચાલુ રાખવા અને તે પછી નીચલા પાસીસ જૂદે જૂદે વખતે વાપડતાં અને તેની અસર સબજેક્ટમાં ઉત્પન્ન કરતાં શીખવું, અને તેમ કરવા પછીથી ધીમે ધીમે બીજી, ત્રીજી તથા ચોથી સ્થિતિ ઉત્પન્ન કરવાની સુચનાઓ કરવી.

મેસમેરાઇઝ કરવાના "પાસીસ."—આ "પાસીસ" ઉપર જણાવ્યા મુજબ માથાંનાં તાલકાંથી છાતી સુધી બેઉ હાથનાં આંગળાં સબજેક્ટની સામે રાખી છાતી સુધી લાવવાં અને પછી મુઠી વાળી કોઇ નાહાસી જતી ચીજને પકડતાં હોઇએ તેમ ઝડપથી આંગળાં બંધ કરી, બંધ હાથો તેનાં માથાં પર પાછા લઇ જઇ, ત્યાં ખુલ્લા કરી, ફરીથી આંગળાં માથાં સામે ધરી પાછું છાતી લગી આવવું. આ પાસીસ ઉંઘમાં નાખવા માટે છે.

Long Passes—"લૉંગ પાસીસ" ઉંઘમાં નાખતી વખતે ઘણું જરૂરનાં છે.

મેસમેરિક પાસીસની માફકજ માથાંથી છાતી સુધી આવવું અને પછી હાથ બંધ કરવાને બદલે સબજેકટનાં હાથનાં આંગળાં સુધી, આપણાં આંગળાં તેનાં શરીરની સામેજ તાંકેલાં રાખી, સબજેકટના પગના અંગુઠા સુધી છેક ઉપરથી નીચે લગી આંખો પાસ કરવો, અને પછી પગ આગળ મુઠી વાળવી, ને માથાપર બંધ હાથ લઇ જઇ પાછો માથાંથી પગ સુધી પાસ કરવો, એને "લૉંગ પાસીસ" કહેછે. એમ કરવાથી સબજેકટના શરીરમાં જંતુ મેગનેતિઝમનો જે ભાગ વધારે હોય છે તે સબજેકટનાં હાથનાં આગળાં અને પગના અંગુઠાદ્વારે નીકળી જવાથી સબજેકતને શાંતી રહેછે, ને તે ધભરાતો નથી તથા અસર એક સરખી આખાં શરીરમાં થાયછે.

Tremulous passes:— આ પાસીસ જે શખસો જલ્દીથી ઉંઘતા ન હોય, તથા જેનીપર કુદરતી અસર થતી નહિ હોય તે વખતે કરવા. માથાં આગળથી આપણા હાથ જાવતાં મેસમેરિક પાસ પ્રમાણેજ છાતી સુધી લાવવાને ફરીથી કરવું, પણ હાથ ઘણા ધીમે ધીમે ચલાવવા, કે જેથી તે માનવી હાથના વાઇબરેતરી મોશનને જોયા કરવાથી ફેર આવવે આંખ બંધ કરતો જશે. વળી તે પાસીસ દરદવાલા ભાગોપર પણ કરવામાં આવે છે, તથા બરડાના કાંઠાને લગતાં દરદોની વખતે કેટલીક વેળા આ પાસીસ કરતાં બરડાના કાંઠાને હાથ લગાડવો પડે છે, પણ બનતાં સુધી હાથનાં આંગળાં સબજેકટનાં શરીરના કોઇ પણ બીજા ભાગને લાગવા દેવા નહિ.

Drawing passes—દૂર ઉભેલા માનવીને નજદીક ખેંચવાને લગતા આ પાસીસ છે; જે અભ્યાસ લાંબા અભ્યાસ પછીજ જાણી શકે છે. વળી આ પાસીસની મદદથી દરદોને બાહેર કાઢવામાં આવે છે, જેને સાંધારણ રીતે "ઉજવાતુ" કહે છે. એ પાસીસ ૬ જાતના છે.

Repelling passes—ઉપલા ડ્રોઇંગ પાસીસથી આ પાસીસ ઉલટી રીતે કરવાના છે, અને હાથની હથેલી તથા આંગળાં "સબજેકટ" નાં મોહડાં સામે નીચેથી ઉપર પાસ કરવામાં આવે છે, એ પણ અભ્યાસ વધાર્યાથી સમજી શીખી શકાય છે.

Reverse & upward passes:—આ પાસીસ પણ ઉપલા Repelling passes ના જેવાજ છે; તથા અસર ઉતારનારા અને લોહીના ફેલાવામાં જોશ ઉત્પન્ન કરનારા છે, તેથી તંદુરસ્ત લોહીયાર માણસ પર અજમાવવા જોખમભર્યા છે, તેથી આ પાસીસ અભ્યાસ પુરો કર્યા પછીજ કરવા ઠીક. આ પાસીસ વડે માનવીના પગ જમીનથી અલગા કરી તેને પાડી નાખવામાં આવે છે, તથા કેટલીક વખતે તેને હવામાં અધ્ધર કરી શકાય છે.

Demesmerising passes—આ પાસીસ પવન નાખતા હોઇએ તે પ્રમાણે સબજેકટનાં મોહડાંપર કરવામાં આવે છે. તથા સાથે તેજ વખતે થંડો પવન ફુંકાવવામાં આવે છે. જેથી અસર ઉતરી જઇ માનવી સજાગૃ થાય છે.

આ પ્રમાણે બીજા અનેક જાતના પાસીસ છે જેમાં બીજા મુખ્ય આ પ્રમાણે છે:— Kneading passes, Shoothing passes, Phreno passes, Test passes, Sympathatic passes, Cataleptic passes, Entrapport passes, Breathing down passes, Blowing passes વગેરે વગેરે અનેક જરૂરના પાસીસો છે. તે અભિયાસીઓ પુરતાં શિક્ષણ પછીજ જાણી શકે છે.

મેસમેરીઝમ વિદ્યા દેખઈતી સેહેલ જણાય છે પણ જ્યાં સુધી તેનો પુરતો અભ્યાસ કરવામાં નહિ આવે ત્યાં સુધી તેપર અમલ કરવો નહિ; કેમકે તેમાં ઘણા જોખમ સમાયલા છે.

મેસમેરીઝમ અને હિપનોટિઝમ સાથે ઘણો સંબંધ છે, તથા તેઓ બન્નેની

અસર ઘણું કરી એક સરખી જાતની થાયછે, તોપણ આ વિદ્યામાં આગળ વધતાં માલમ પડેછે કે હિપનોતિઝમમાં, કલેરવૉયન્સ, પ્રિવીઝન, ઇનટરવિઝન વગેરે હાલતો બરાબર ઉત્પન્ન કરી શકાતી નથી; અને જો થાયછે તો તે સંતોષકારક નિવડતી નથી.

કોઇ પણ ચીજ, કાગળ, વસ્તુ, પાણી વગેરે મેસમેરાઇઝ કરવું હોય તો તે પણ મેસમેરાઈઝીંગ પાસીસ મારફતે કરવું, તથા તે દરેક ચીજનાં મથાળાંથી નીચે ઉતરતા ૧૦૦૦ પાસીસ કરવા; ગણવાની જરૂર નથી, પણ જેટલા વધુ પાસીસ કરી શકાય તેમ વધારે સારૂં. મેસમેરાઇઝ કરેલી ચીજને અંધારાંમાં બંધ રાખવી, અને જ્યારે કોઇને મેસમેરાઇઝ કરવું હોય તેનાજ હાથમાં આપવું, તથા મેસમેરાઇઝ કરતી વખતે મનુષ્ય માટે તે બનાવવું હોય તેને જે Image (આકૃત્તિ) પાસીસ કરતી વખતે ધ્યાનમાં રાખવી. સાધારણ દરદ વખતે દરદીના દરદવાલા ભાગપર જમણો હાથ મેળી મજબૂત ઇચ્છાશક્તિથી દરદનો દુખારો નરમ પાડવાને તથા દુઃખને ચાલી જવાને મનમાં ને મનમાં મનોવાસનાના પ્રબળ જોરથી વિચારીયા કરવું. તેમ કીધાથી ગમે તેવું દરદ ૨૦ મિનિટમાં નાબૂદ બનેછે, અથવા મોટે ભાગે દરદીને ઘણોજ આરામ થાયછે.

મેસમેરીઝમ શીખનારે પોતાની તનદુરોસ્તી ઘણીજ જાળવવી જરૂરની છે; તથા સારો ખોરાક, પુરતી કસરત વગેરે જરૂર ચાલુ રાખવું.

આ વિદ્યા જેટલી આશિરવાદદાયક છે તેટલી જોખમભરી છે. આથી આ વિદ્યાનો ઉપયોગ સંભાળીને વિચારથી કરવો.

**મેસીડાનિયા**—પ્રાચીન કાળનો એક જાણીતો દેશ. હાલમાં એ તુરકસ્તાનનું એક બંદર ગણાય છે. આ દેશ તમામ પહાડ ઉપર છે. તેમાં મુખ્ય કરી દક્ષિણ અને પશ્ચિમ ભાગ પહાડી છે; પણ તેમાં ઘણાંક ફળદ્રુપ મેદાનો છે. બીજા ફિલિપના સમયમાં આ ભાગ ગ્રીસનો સર્વોપરી ગણાતો હતો, અને ઈ. સ. પૂર્વે ૩૩૮ માં તો તે શેહેનશાહતનું મુખ્ય મથક હતું. હાલમાં આ ભાગમાં બલગેરીયનો વસે છે. તેમાં તુર્ક તથા ગ્રીક થોડા વસે છે.

**મેસીના**—સીસીલીમાંનું આ એક શેહેર નેપલ્સની દક્ષિણે દક્ષિણ પૂર્વ ભાગમાં ૧૯૫ મૈલ ઉપર છે. ૧૭૮૩ ના ધર્તિકંપથી પુરાણાં મેસીનાનાં મકાનોનો નાશ થયો હતો. અત્રે ૧૫૪૯ માં સ્થાપેલી યૂનિવ્હરસિટી છે, જેમાં ૪૫ શિક્ષકો, અને ૩૩૦ વિદ્યાર્થીઓ છે. અત્રે મુખ્ય ઉદ્યોગ ઝીણું સુતરાઉ કાપડ તથા રેસમી કાપડની મીલો છે. મુખ્ય વેપાર ઘઉં, રૂ, આટો, ચામડાં, કોલસો, સુકી માછલી, ઑલિવ્હ તેલ વગેરેનો ચાલુ છે. લોકવસ્તી ૧૮૮૧ માં ૭૮૪૩૮ ની ને ૧૮૯૧ માં ૧,૪૨,૦૦૦ ની હતી.

આ શેહેરની સ્થાપના ઇ. સ. પૂર્વે ૭૩૨ માં થઇ હતી. ૧૭૧૩ થી સ્પેનીશોને તાબે છે. આ શેહેરમાં ૧૭૪૩ માં મરકીથી, ૧૭૮૩ માં ધર્તિકંપથી ભારે ખોવારી થઇ હતી.

**મેસોપોટેમિયા**—તાઇગ્રીસ અને યૂફ્રેતીસ વચ્ચેનો જીલ્લો. એ આરમેનિયન પર્વતની તળેટીથી તે દક્ષિણ પૂર્વે બગદાદ વેરમાં લંબાયલો છે. એનું ક્ષેત્રફળ ૫૫૦૦૦ ચૌરસ મૈલ છે. આ જીલ્લો સલજુકીના અમલ (ઇ. સ. ૧૫૧૫) માં આવ્યો હતો. આ જીલ્લો પ્રથમ એસિરીયન, બાબીલોનીયન, ઇરાની, ગ્રીકસ, રોમન્સ, આરબ અને તુર્કીઓના હાથમાં ગયો હતો.

**મેહેર ઈજદ**—જરથોસ્તીઓમાં મનાતો એક પવિત્ર ઇજદ. આ ઇજદને અવસ્તામાં મિથ્ર કહેલો છે. આ ઇજદનાં નામના જૂદા જૂદા અનેક અર્થ થતા હોવાથી તે અનેક ચીજોપર મવક્કલ દિસે છે. હાવન ગેહ અથવા આફતાબની ગતિ ઉપર, ઓહોળાં વેરાન ઉપર, વચન ઉપર, મોહબત, માયા, મિત્રાચારી,

એખલાસ, સચ્ચાઇની રોશની, પવિત્ર કાર્ય વગેરે ઉપર એ મવક્કલ છે.

દંતકથા મુજબ માનવીનાં મોત પછી તેની ચાહરમની બામદાદે એ ઇજદ ગુજરેલાં રવાનોનો ઇનસાફ ચીનવદ. પુલ ઉપર કરે છે. મેહેરંગાનના પવિત્ર દિવસેજ જોહાકને ફરેદુને કેદ કીધો હતો, તે બનાવની ખુશહાલીમાં આ પવિત્ર દિવસનો મોહોત્સવ જમાના થયા પારસી તથા ઇરાનીઓમાં પળાય છે.

**મેહેસૂલ**—જૂદાં જૂદાં જાણીતાં રાજ્યોની વાર્ષિક મેહેસુલ નીચે દર્શાવ્યા મુજબ ઉત્પન્ન થાય છે.

| | | |
|---|---|---|
| ફ્રાન્સ... ... | પાઉંડ | ૧૨,૩૪,૨૪,૦૦૦ |
| રશિઆ... ... | ,, | ૯,૪૭,૮૭,૦૦૦ |
| ગ્રેટબ્રિટન... ... | ,, | ૧૦,૬૬,૧૪,૦૦૦ |
| આસ્ત્રિયા હંગેરી... | ,, | ૮,૭૫,૮૧,૦૦૦ |
| યૂનાઇટેડ સ્ટેટ્સ... | ,, | ૮,૦૬,૧૬,૦૦૦ |
| ઇટલી... ... | ,, | ૬,૫૪,૦૫,૦૦૦ |
| જર્મન શેહેનશાહત. | ,, | ૬,૨૬,૯૨,૦૦૦ |
| સ્પેન... ... | ,, | ૩,૧૮,૮૬,૦૦૦ |
| કૅનેડા... ... | ,, | ૭૯,૭૦,૦૦૦ |
| કેપ કાલોની...... | ,, | ૪૩,૪૦,૦૦૦ |
| ન્યૂસાઉથવેલ્સ ... | ,, | ૯૦,૯૩,૩૯૭ |
| વિક્ટોરિયા... ... | ,, | ૮૬,૭૬,૦૮૧ |
| બ્રિટીશ હિંદુસ્તાન... | ,, | ૫,૬૧,૬૬,૦૦૦ |

**મેક્ષમુલર**—આ મહાન પંડિતનો જન્મ જર્મની માહેલા "દેસા" શેહેરમાં ઇ. સ. ૧૮૨૩માં થયો હતો. એના પિતાનું નામ વિલહેમ મ્યૂલર હતું. તે જાણીતો કવિ હતો. મેક્ષમુલરને ૧૨ વર્ષની વયે લિપઝિકમાં વિદ્યાઅભ્યાસ ભણુવા મોકલ્યો હતો, જ્યાં અત્યંત ચંચળાઇથી અભ્યાસ વધારી ૧૮૪૩માં લિપઝિક પાઠશાળામાં દાખલ થયો, અને તેજ વર્ષમાં ડૉક્ટરની પદ્વિ મેળવી હતી. ત્યાં તેણે હિબ્રુ, અરબી અને સંસ્કૃત ભાષાનું જ્ઞાન સંપાદન કરી ૧૮૪૪માં વધારે સંસ્કૃત ભાષા ભણુવા બર્લિન જઇ ફારસી ભાષાનો પણ અભ્યાસ કર્યો હતો.

આ સમયે પૅરિસ શેહેરમાં યુજીની બર્નોફ નામે એક ફ્રેન્ચ વિદ્વાન ભારે પ્રસિદ્ધતાએ પુગો હતો, તેની સાથે ૧૮૪૫ માં મુલાકાત લઇ ૧૮૪૬ માં ઋગવેદ છપાવવાનું કામ ઈંગ્લંડમાં આરંભ્યું. તેટલાં ઑક્સફર્ડમાં ઇસ્ટ ઈંડીયા કંપનીને ખર્ચે ઋગવેદ છપાવવાનું કામ મેક્ષમુલરને સોંપવામાં આવતાં તે કામ આ વિદ્વાને પૂર્ણપણે બજાવ્યું હતું.

૧૮૫૪ માં મેક્ષમૂલરને ઑક્સફર્ડના પ્રોફેસરની જગા મળી. તે પછી મેક્ષમુલરે પ્રથમ હિતોપદેશનો તર્જુમો જર્મન ભાષામાં કર્યો, અને પછી મેઘદૂત અને બીજા અનેક બીકટ ગ્રંથોનો તર્જુમો ઈંગ્રેજી ભાષામાં કર્યો હતો; આ વિદ્વાને અનેક ધર્મનું જ્ઞાન સંપાદન કર્યું હતું. ૧૮૬૫ માં મેક્ષમુલરે વેદાંતપર એક જાણીતું ભાષણ આપ્યું હતું.

**મૈહિર**—હિંદ માહેલા આ દેશી સંસ્થાનની ઉત્તરે નાગોદનું રાજ્ય, પૂર્વે રેવાનું રાજ્ય, દક્ષિણે જબલપૂર જીલ્લો, અને પશ્ચિમે અજૈગઢનું રાજ્ય છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૪૦૦ ચોરસ મૈલ છે. તેમાં લોક વસ્તી ૭૨૦૦૦ની છે. વાર્ષિક ઉપજ ૮૦૦૦૦ રૂપીયાની ઉપજે છે. રાજ્યનાં લશકરમાં ૮૮ પેદલ અને ૯ તોપ છે. દેશ સપાટ અને ફળદ્રુપ છે. તોપણ પૂર્વ ભાગ પહાડી છે. મુખ્ય નદી તાન્સ વહે છે. મુખ્ય પેદાશ ઘંઉ, જાર, બાજરી, તૈલીબી, ગુળી વગેરેની છે. દેશી ભાષા બુંદેલખંડી છે. રાજધાની શેહેર મૈહીર છે. રાજ્યકર્તા જાતે જોગી છે. અત્રેનાં રાજ્યનો સ્થાપક દુર્જનસિંહ નામે લઢવૈયો હતો.

**મોગલ પ્રજા**—આ મોંગલ પ્રજાએ એક વેળા હિંદુસ્તાન બલકે તમામ એશિઆ ખંડ અને ઘણાખરા યૂરપ ખંડના અનેક ભાગોમાં ઓહોળો રાજ્ય અમલ ભોગવ્યો હતો. મોગલો મૂળના મુસલમાન નહોતા. શરૂઆતમાં તેઓ મૂર્તિપૂજકનો ધંધો કરતા હતા. તેઓમાં ધર્મ સંબંધી ઝનુન નહોતું. તેઓ ધર્મ આચરણમાં સંકોચિળ, ઢીલા અને બેદરકાર

હતા. પણ ઇસલામી ધર્મનાં બળથી તેઓએ આ નવો ધર્મ સ્વિકાર્યો હતો, પણ તેઓ પાકા ઇસલામી ધર્મભક્ત નહોતા. તેમના ધર્મમાં બ્રાહ્મ, બૌદ્ધ, ખ્રિસ્તી વગેરે ધર્મનો ભેળ હતો, એમ કહેવું ખોટું નહિ ગણાશે. એટલે તેઓ કાટ્ટા મુસલમાન અને નરમ હિંદુ એમની વચ્ચેનાજ તબક્કાના મોગલ હતા.

મોગલ પ્રજાના ઈતિહાસના ત્રણ ભાગ છે. તેઓ પ્રથમ તો તાર્તર હતા, પછી તુર્ક સહવાસથી તેઓમાં મળી ગયા અને છેલ્લે ઈરાની ધોરણે ચાલવા લાગ્યા. આ હાલતમાં તેમનો બ્રાહ્મ આકાર બદલાયો પણ અંતર્યામ સ્વભાવ તો કાયમજ રહ્યો.

તારતરી પ્રજા જંગલો જંગલ ભટકનારી હતી. પ્રાચીન કાળથી તેમના ટોળાં ઉત્તર એશિયા માહેલા સપાટ પ્રદેશમાં ભટકતા ફરતા, તેમની વસ્તી સ્થાઈક નહોતી, તેઓ ગાડાં ઉપર ઝુપડાં બાંધી તેમાંજ રહેતા. આથી ગમે ત્યારે આ ઝુપડાં એકથી બીજી જગોપર ઘસડી જતા. થંડીમાં એક દેશમાંથી બીજા ગરમીના દેશમાં જઇ વસતા. તેઓ વંશપરમપરે એવીજ હાલતમાં રહેતા હતા, અને તેથી તેમનો ઈતિહાસક્રમ ચાલુ હતો. કોઇ વેળા એકાએક વંટોળિયા પ્રમાણે તેઓ તમામ દેશેદેશ ફેલાઇ હોહાકાર મચાવતા, અને સર્વોપર સરદારી ભોગવી શકનાર એકાદ બુદ્ધીમાન પુરૂષની સરદારી તળે તારતારો માફક ભટકતા. તેઓ આય બધે ભટકતી હાલતમાં દેશોને ઉજડ કરતા અને પોતાનો દરારો બેસાડતા, અને પછી તરતજ કોઇ ઠેકાણે બેમાલુમ થઇ જતા. રાજ્યપદ સ્થાપન કરવું એટલે એક ગંજાવર ફોજ તૈયાર કરવા પ્રમાણે છે. થોડાં વર્ષો સુધી બધાને લઢાયક ખમીર ચઢતુ અને તેઓ બોલબેલતામાં ચક્રવર્તિ હતા અને પછી તરતજ મોજશોખમાં પડી તમામ ખોઈ દેતા. જવાળામુખી પર્વતનું ઉભાઇ રહેવા પછી જેમ લોકોને તેના માટે કશો ભય રહેતો નથી તેવીજ આ મોગલોની હાલત હતી. એક ક્ષણમાં તેઓ તમામ ભાગોપર ફેલાઇ જતા અને પછી બીજી ઘડીએ ગુમ થઇ જતા. તમામ તારતરોમાં મોગલો જોરાવર હતા; તેઓમાં ચંગીજખાન એક મહાન પરાક્રમી રાક્ષસ થઇ ગયો. આ મોગલ ચંગીજખાને પૂર્વ ભણી ચીનાઇ સમુદ્રથી પશ્ચિમે કાળા સમુદ્ર સુધી અને ઉત્તરે સાઇબિરીયા માહેલા સપાટ પ્રદેશથી દક્ષિણે સમરકંદ, ઇસ્પહાન સુધી તે અને તેના અનુયાયીઓએ દેશો જીત્યા હતા. તેનાં લશકરની છાવણી ગોયા ગંજાવર શેહેરોનું રૂપ લેતી; અને છાવણીમાં જગેજગ માર્ગ, તથા ચોકો રાખતા. પોતાના તંબુ કયાં ઠોકવા તેનું તેઓ નક્કી કરતા. રાજાના તંબુ ભારે દમામદાર રહેતા, અને તેપર તર્હેવાર નક્શીકામ રહેતું. પ્રત્યેક ખાનની અનેક સ્ત્રીઓ રહેતી અને તે દરેક સ્ત્રીને તંબુ તથા ગાડાં નેમી આપવામાં આવતા.

મોંગલો સ્વભાવે અજ્ઞાન પણ ચોક્કસ હતા. તેઓ પોતાનું કામકાજ જાતે કરતા નહિ, તેમ હલકાં કામો પણ કરતા નહોતા. તેમનાં નોકરનફર ફક્ત લઢાઇમાં પકડી આણેલાં ગુલામ અને લોંડીઓ હતા. ઘેરમાંનો તમામ કારોબાર બાઇડીઓ તરફ રહેતો અને તમામ વિશ્વાસુ કામ ગોલામોને સોંપતા. માત્ર લઢાઇ અને શેકાર એજ તેમનું કામ ગણાતું. તેઓ ખાવાપીવામાં ભારે મોજીલા રહેતા. તેઓ તર્હેવાર દારૂ પીતા. તેમની સ્ત્રીઓ દેખાવળી અને સદગુણી રહેતી. તેઓમાં પરપુરૂષ સમાગમ એક અત્યંત ભયંકર ગુનાહ કહેવાતો, અને તેવા ગુનાહ માટે ચંધીજખાને મોતની શિક્ષા ઠેડવી હતી.

તેરમી સદીમાં મોગલ ધર્મ હિંદુ ધર્મને ઘણોખરો મળતો હતો. તેમનો જુનો ધર્મ તો તે વૈદિક ધર્મને તદનજ મળતો હતો. તેજ, વાયૂ, પાણી અને બીજા ભૂતોને તેઓ પોતાના દેવતા ગણી નૈવેદ અર્પણ કરતા. દરેક ઘેરમાં મૂર્તિ રાખતા, અને તેની પુજા કરતા. પોષાનાં પીણાંનો

ભાગ તેઓ જમીનપર નાખતા. બ્રાહ્મણ જેવા તેઓમાં ઉપાધ્યા હતા. તેઓ જ્યોતિષ જોતા, ગ્રહણ કહેતા, પત્રિકા જોતા, હિંદુયોગી પ્રમાણે તેઓમા પણ શરીર પર રાખ ચોપડવાનો રવૈયો હતો. તેઓ પોતાના તપ તથા પવિત્રાચરણનાં બળથી ઘણા ચમત્કારો કરી બતલાવતા. તેઓ ઇશ્વર એકજ માનતા છતાં અનેક દેવતાની પૂજા કરતા. ક્ષત્રીઓ પ્રમાણે તેઓ માસહારી હતા. તેઓ માસ ખાવામાં જોતા નહિ. તેઓ મુવેલાં પ્રાણીનું વંટીક માંસ ખાતા. લગન માટે તેઓ છોકરીને નહસાડી લઇ જતા. તેઓ પોતાની સ્ત્રીને પરદેપોશ રાખતા નહોતા. મોટી મેજબાનીઓમાં સ્ત્રીઓ ખુલ્લે ચેહેરે દાખલ થતી. ખુદ પોતાની જનોત શિવાય બાપની તમામ બાયડી સાથે બાપનાં મોત પછી છોકરો પોતાની ઓરત પ્રમાણે રાખી શકતો. તેમજ મુવેલા ભાઇની ઓરત સાથે બીજો ભાઇ પરણી શકતો.

મોગલો પોતાનો મૂળ ધર્મ જોકે ભૂલ્યા ન હોતા, છતાં તેઓ ગમે તે કોઇ પણ ધર્મ સ્વિકારતા. તેઓ પાછળથી ઘણાખરા નામના મુસલમાન થયા. અને કેટલાક ખ્રિસ્તી થયા, કેટલાક બૌધ્ધ ધર્મિ થયા. જેઓએ પોતાનો ધર્મ બદલ્યો નહિ, તેઓ જ્યૂજસ, મહમદ મોઝેઝ અથવા શાકયામુની માહેલા ગમે તે ગુરૂને ભજતા. ચંગીજખાનનો એવો કાયદો હતો કે જે ગુરૂ પરમેશ્વર એક છે એમ શિખવે તેનેજ બધાંએ ભજવો જોઇએ.

મોગલ પાદશાહ ધર્મ વિષયમાં આગ્રહી નહોતા. એતું કારણ લોકોને ખુશ રાખવા માટે તેઓએ તેમ કર્યું કે ખરેખરજ ઇશ્વર તરફ તેઓ બેપરવા હતા, એમ કહેવાય નહિ. આ તેમના બેહદ લોભી સ્વભાવનું પરિણામ હતું. દુનિયામાં સર્વવ્યાપી પ્રજા તેમના જેવી બીજી કોઈ નથી. દેશ માહેલા લોકો ગમે તે ધર્મના હોય તેમની તેમને પરવા નહોતી. તેઓ ગમે તે દેવતા પુજતા અને સંકટ સમયે પોતાના સાધુની સલાહ લેતા. આ દુનિયામાં તમામ પ્રકારનાં સંસાર સુખ માટે તેઓ એક અથવા અનેક દેવતાને ભજતા.

ચૌદમી અને પંદરમી સદીમાં મોગલ પ્રજા મધ્ય એશિયા ખંડમાં જઇ વસી, અને પોતાને તુર્ક કહેવાડવા લાગી. દક્ષિણ તરફની સ્ત્રિઓ સાથે તેઓએ લગ્ન કર્યા આથી તેમની સંતતિમાં ફરક પડયો. પેહેલાનો પિળો રંગ, ઉંચું કપાળ, ફેલાયલું નાક, નાહની આંખ, મોટા ચેહેરા વગેરે જુના મોગલોનાં ભવ્ય અવયવમાં ફેરફાર થયો. ચેહરાપર લાલી આવી, દિલ્લીનાં તુર્ક સુલતાનો જેવા તેઓ સુંદર બન્યા. તેમની આસપાસ મુસલમાનોની વસ્તી હતી, તે યોગે તેઓ મુસલમાન બન્યા, અથવા પોતે મુસલમાન છે એમ જણાવવું ભાગ પડયું. તેઓ પોતાની સ્ત્રીને પરદેનશીન રાખતા નહોતા. ઈ. સ. ૧૩૫૮માં હિંદુસ્તાનપર સ્વારી કરનાર તૈમૂર તુર્ક મોગલ હતો. તેના સમયમાં સાર્વજનિક સમારંભમાં પુરૂષો સાથે સ્ત્રીઓ મોટા શામિયાનમાં ખુલ્લે ચેહેર આવતી. હિંદુસ્તાનમાં મોગલોએ પોતાનો અમલ સ્થાપન કર્યા પછી તેઓમાં પરદેનશીનની ચાલ દાખલ થઇ. આ ચાલ આગલા તુર્ક મુસલમાનોમાંથી યા રજપૂત હિંદુઓમાંથી તેઓમાં દાખલ થઇ હશે. હુમાયુન પાદશાહમાં ઇરાની તત્વનો મિલાપ થયો, પણ તેનો બેટો મહાન અકબર તો તદન ઇરાનીજ હતો. તથાપી તેઓ બન્નેમાં આગલા મોગલોના સ્વભાવનું સામ્ય પ્રગટ થયું.

## હિંદના વિજેતા—મોગલ વંશની વંશાવળી.

ચંગીજખાન (જન્મ સને ૧૧૬૪, મૃત્યુ સને ૧૨૨૭.)

તૈમુરલંગ (જન્મ સને ૧૩૩૬, મૃત્યુ સને ૧૪૦૫.)
(છોકરી તરફનો વંશજ. બીજો પરાક્રમી મોગલ સરદાર.)

૧ ૨ ૩—જલાલુદ્દીન મીરનશાહ (જન્મ ઇ. સ. ૧૩૬૦, મૃત્યુ સને ૧૪૧૦.)

ઉલુઘબેગ — સુલતાન મહમદ મિર્જા. (છઠ્ઠો બેટો.)

સુલતાન અબુ સઇયદ મિર્જા (૧૪૩૦–૧૪૭૩.) એનું રાજ્ય છોકરાંઓએ વેંહેંચી લીધું.

અહમદ મિર્જા. મહમદ મિર્જા. ઉલુગબેગ મિર્જા. ઉમરશેખ મિર્જા (મૃત્યુ ૧૪૯૩ માં.) (એનું લગ્ન ચંગીનખાનના છોકરાના વંશજની એક બેટી સાથે થયાં હતાં.)

૧ જહીરૂદ્દીન મહમદ બાબર (ઇ. સ. ૧૫૨૬ થી ૧૫૩૦.) (જ. ૧૪૮૨ માં, મૃત્યુ ૧૫૩૦ માં, કબર કાબુલમાં છે.) — જહાંગીર મિર્જા. — નાસીર મિર્જા.

૨ નાસુરૂદ્દીન મહમદ હુમાયુન. (જન્મ ૧૫૦૮ સ. ૧૫૩૦ થી ૧૫૪૦. ફરી ૧૫૫૫ થી ૧૫૫૬.) — કામરાન મિર્જા. (મૃ. ૧૫૫૭ મક્કામાં.) — હિંદાલ મિર્જા. (મૃ. ૧૫૫૧ માં.) — અસ્કરી મિર્જા. (મૃ. ૧૫૫૮ માં મક્કામાં)

(હિંદાલના પીર શેખઅલી અકબર જામીની બેટી 'હમીદા' સાથે લગ્ન ઇ. સ. ૧૫૪૧માં કબર દીલીમાં.)

રઝીયા સુલતાન (લગન અકબર સાથે.)

૩ અબુલ મુજફ્ફર જલાલુદીન અકબર ગાજી. (જ. ૧૫૪૨. રાજ્યરૂપ ૧૫૫૬. મૃત્યુ ૧૬૦૫ કબર આગ્રામાં છે.) — મિર્જા મહમદ હકીમ. (કાબુલનો હાકેમ. મૃત્યુ ૧૫૮૬.) — સુલતાન ઇબ્રાહીમ.

અકબરની બેગમ જોધપુરવાલી જોધાબાઇ પેટે.

હસન હુસેન (જોડભાઇ.) (બચપણમાં મરણ પામ્યા.)

૪ સલીમ યા જહાંગીર (જ. ૧૬૬૯ રાજ્ય ૧૬૦૫ થી ૧૬૨૭ સુધી. લગ્ન અંબરના રાજા માનસીંગની બેહેન સાથે.)

સુલતાન મુરાદ. (મૃત્યુ ૧૫૯૮.)

સુલતાન દાનીયલ. (મૃત્યુ ૧૬૦૪.)

---

ખુશરૂ | ખુલફીનથી થયલો પુત્ર.)

પર્વિજ. (માનસીંગની બેહેન મૃ. ૧૬૬૬.)

૫ ખુરરમ ઉર્ફે શાહજહાંન (જ. ૧૫૯૧. લગ્ન આસફખાનની બેટી અર્જમંદ બાનુ ઉર્ફે મુમતાજમહાલ સાથે.)

જહાંદાર.

શેહેરીયાર.

---

જહાનઆરા ઉર્ફે બેગમ સાહેબ. (૧૬૧૪–૧૬૮૧.)

દારાશેખો. (૧૬૧૫–૧૬૫૯.)

શુજા. (૧૬૧૬–૧૬૬૦)

રોશનઆરા. (૧૬૧૭–૧૬૧૭)

૬ ઔરંગજેબ (જન્મ ૧૬૧૮, મૃત્યુ ૧૭૦૭.)

મુરાદબક્ષ.

---

ઝિબુનિસ્સા ઉર્ફે ફકરન્નિસા. (જન્મ ૧૬૩૯, મૃત્યુ ૧૭૦૧.)

ઝીનતુન્નિસા. (જન્મ ૧૬૪૩, મૃત્યુ ૧૭૦૮.)

મહમદ (ગવાલેરમાં કેદ.) (જ. ૧૬૩૯, મૃ. ૧૬૭૬)

૭ ઓઆઝીમ ઉર્ફે બહાદુરશાહ. (જન્મ ૧૬૪૩, મૃત્યુ ૧૭૧૨.)

બદ્રન્નિસા.

---

ઝુબદતનિસા (દારાનો બેટો.) જન્મ ૧૬૫૧, મૃત્યુ ૧૭૦૭. (ઉદેપુરી નામે ખ્રિસ્તી ઓરતને પેટે.)

અઝીમ. (જ. ૧૬૫૩ મૃ. ૧૭૦૮.)

અકબર. (જ. ૧૬૫૬ મૃ. ૧૭૦૬.)

મિહરૂન્નિસા. (મુરાદનો બેટો.) (જ. ૧૬૬૫ મૃ. ૧૭૦૫.)

---

કામબક્ષ.

બેદરબખ્ત

બલ્લીજા.

---

મોઇઝુદ્દીન, ઉર્ફે જહાંદરશાહ (૧૭૧૨)

અઝીમ ઉશશાન.

ખુજીસ્તા અખ્તર.

રફી ઉલ કદર.

ફરૂખશિયર (૧૭૧૩–૧૭૧૯.)

રોશન અખ્તર ઉર્ફે મહમદશાહ. બાહદુરશાહનો પૌત્ર. (૧૭૧૯–૧૭૪૮.)

અહમદશાહ (૧૭૪૮–૧૭૫૪.)

આલમગીર (બીજો) (૧૭૫૪–૧૭૫૯.)

શાહઆલમ (૧૭૫૯–૧૮૦૬.) (પદભ્રષ્ઠ થયો.)

અકબર (૧૮૦૬–૧૮૩૭.)

મહમદ બહાદુરશાહ (૧૮૩૭–૧૮૫૭.)

ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં એ કેદ થયો હતો.

**મોગલી એરંડ**—એનાં નાહનાં ઝાડ પાંચથી છ ફીટ ઉંચાં હોય છે. એનાં પાંદડાં એરંડનાં પાંદડાના આકારનાં પણ તેથી નાહના હોય છે. એનું લાકડું હલકું તેમ તેમાં પુશકળ ચીક રહે છે. એની સોટીઓ દાંતણ કરવાના ઉપયોગમાં આવે છે. એનાં બીયાંમાંથી તેલ નિકળે છે. એનો મુખ્ય ઉપયોગ તર્હેવાર ઔષધીમાં યોજ્યો છે.

**મોગરો**—મોગરો, મોતીયો, જાઇ, જુઇ, ચંબેલી, કુંદ અને નેવાળી એ ઉદ્‌ભિજ શાસ્ત્રની રીતે એકજ વર્ગનાં ફુલ ઝાડ છે. એમનો સમાવેશ જેસમાઇનના વર્ગમાં કરેલો છે. એમના કેટલાક વેલા મોટા ને કેટલાક છોડ રૂપે હોય છે. મોગરો જંગલમાં પોતાની મેળે ઉગે છે. તેને જંગલી મોગરો કહે છે. આ જાતના મોગરાના ફુલ નાહનાં ને ઓછા સુગંધિત હોય છે.

એનાં ઝાડ સુમારે ૩ ફીટ ઉંચાં વધે છે. નિરોગી ઝાડનાં પાંદડાં ચળકતાં હોયછે. પાંડદાં ઈંડારોકાં સામસામાં જોડાયલાં હોય છે.

મોગરાની મુખ્ય ત્રણ જાતી છે. એક જાતનાં ઝાડ ઉપર બેહદ સીંગલ ફુલો ઉગે છે; અને તેનો સુગંધ બીજા ઝાડનાં ફુલથી વધારે હોય છે. બીજી જાતને ડબલ ફુલ આવે છે. આ જાતને બટમોગરો કહે છે. ત્રીજી જાત મોતીયા નામે છે. એનાં ફુલ પુશકળ ને નક્કર હોઈ નાહના ગુલાબનાં ફુલ જેવાં હોય છે.

મદનબાણુ, અને રેવતી એ પણ મોગરાનીજ જાત છે. તેમાં મદનબાણુનાં ફુલ મોગરાથી મોટાં હોય છે, ને રેવતીનાં નાહનાં હોય છે.

મોગરાનો વેલ રોપીયા પછી તેને એક વર્ષે ફુલો આવે છે. તેનો બાહાર વસંત ઋતુમાં ખીલે છે. મોગરાનાં ફુલ સુગંધિત અને શોભાયમાન હોય છે.

એ સારી જમીનમાં સારાં ઉગે છે. એના હિંગામની વખતે તેને સારૂં પાણી સીપવું જોઈએ. હિંગામ પુરો થતાં ઝાડ છાંટી નાખવાં એટલે ગરમીમાં ફુલો આવે છે. થંડીમાં તેને પાણીની જરૂર હોતી નથી. પણ થંડીની આખેરીમાં ખાતર નાખી પાણી સીપવું જોઇએ. મોગરાનાં પાંદડાં તથા જડ ઔષધિ ઉપચારમાં ઉપયોગી છે.

**મોંગીર**—(જુઓ મોદાગીરી.)

**મોંગીર**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે ભાગલપૂર તથા દરભંગા. પૂર્વે ભાગલપૂર, દક્ષિણે સંતાલ પ્રગણુ અને હજારી બાગ; પશ્ચિમે ગયા, પાટણ અને દરભંગા. ક્ષેત્રફળ ૩૯૨૨ ચૌરસ મૈલ છે. તેમાં ૩૮૬૩ ગામો ને ૨૦,૩૬,૦૨૧ ની વસ્તી છે. મુખ્ય નદી ગંગા, કેઉલ, માન, નહાની ગંડકી, તીલજુગા છે. આ જીલ્લામાં તર્હેવાર કીસમનાં કિમતી પથ્થર મળે છે. મુખ્ય પાક ચોખા, ઘંઉ, મકાઇ, ગુલી અને અફીણનો થાય છે. મોંગીર ગામ હિંદુસ્તાનમાંનું બીજું બરમિંગહૅમ છે. ત્યાં બંદુક, તલવાર અને યૂદ્ધ સામગ્રી ઉત્તમ બને છે.

**મોચ**—(જુઓ લચક)

**મોઝાર્ટ**—આ મહાન સંગીતકારનો જન્મ સાલઝબર્ગમાં ૨૮ મી જાનેવારી ૧૭૫૬ માં થયો હતો. એનો પિતા પણ એક જાણીતો સંગીતકાર હતો. આથી તેણે મોઝાર્ટના સંગીત શિક્ષણ ઉપર પ્રથમથીજ ધ્યાન આપ્યું હતું. ખુદ કુદરતની અજબ જેવી નવાજેશ મોઝાર્ટ ઉપર બચપણથીજ થઇ હતી, કેમકે તેને ચાર વર્ષની વયથીજ સંગીતના પાઠો શીખાડવામાં આવતાં તે શીખ્યો હતો, અને છ કે સાત વર્ષ ની વયે તેણે વાયોલીનનું શીક્ષણ શરૂ કર્યું હતું. પેહેલાં તેણે રમતાં રમતાં "હાર્પસી કાર્ડ" નામના વાજીંત્ર ઉપર નાહના અને સેહેલા રાગો વજાડતાં શીખવ્યા, પણ પાછળથી આ રમતે ખરેખર ઉદ્યોગનું રૂપ લીધું. પોતાના પિતાને સંગીત રચતાં જોઇને આ નાહનાં બાળકને પણ સંગીત રચવાનો જોશ ઉભરી આવ્યો હતો અને છ વર્ષની બાળ વયે તેણે

એક "કૉનસર્ટો" રચ્યો કે, જે લગાર મુશ્કેલ હોવાથી તેણે પોતાના પિતાને કહ્યું કે, "કૉન-સર્ટો" કહેવાનું કારણ એ છે કે જ્યાં સુધી સંપૂર્ણ રીતે વગાડી શકાય ત્યાં સુધી આ "પીસ" પક્કો કરવો જોઇએ.

૧૮૬૧ ના સપ્ટેંબર માસની પેહેલી તારીખે "સાલત્ઝબર્ગ"ના વિદ્યાલયના દિવાનખાનામાં મોઝાર્ટે સાડા પાંચ વર્ષની ઉમરે એક હાસ્યરસ નાટકમાં ભાગ લીધો હતો. આ નાટકનું સંગીત દરબારના ઑર્ગેનીસ્ટ એબરલીને રચ્યું હતું, અને તેમાં ઉમરાવો, વિદ્યાર્થિઓ અને દેવળમાં ગાનારાઓ સાથે આસરે દોઢસો આસામીઓએ ભાગ લીધો હતો, જાહેરમાં મોઝાર્ટનો આ પેહેલોજ દેખાવ હતો.

નાહના મોઝાર્ટના પિતા લિઓપોલ્ડ મોઝાર્ટ પોતાના દીકરા દીકરીની ચાલાકી જોઇ બીજા દેશોમાં જલસાઓ કરવાની નેમથી મુસાફરીએ નિકળવાનો નિશ્ચય કર્યો હતો. મોઝાર્ટ તે વેળા છ વર્ષનો હતો અને તેની બેહેન અગિયાર વર્ષની હતી. તેઓએ પેહેલી મુસાફરી ૧૭૬૨ માં મ્યુનીચ તરફ કરી, જ્યાંનાં ઇલેકટરે આ બાળક સંગીત-કારને માયાળુ આવકાર આપી ઘણા વખાણ કર્યા હતા, આ ફત્તેહથી તેઓને એટલો તો ઉમંગ આવ્યો કે વીએના તરફ ઉપડી જતાં માર્ગમાં તેઓએ લીન્કામાં એક જલસો કર્યો. વીએનામાં શેહેનશાહ અને શેહેનશાહ બાનુએ પોતાની હજુરમાં આ બાળકોને બોલાવ્યાં, અને દરબારના ઉમરાવો સર્વે આ નાહના મ્યુઝીશ્યાનની ચાલાકીથી છક્ક થઇ ગયાં હતાં, ૧૭૬૩ માં મોઝાર્ટના પિતાએ લાંબા મુસાફરીએ નિકળી પારિસ જવાનો ઠરાવ કર્યો હતો. તે આગમજ તેઓએ મ્યુનીચ, ઓગસબર્ગ, મેઅન્સ, ફ્રેંન્કફર્ટ, કોબલન્ઝ, આયલા શાએલ અને બ્રીસલ્સમાં જાહેર જલસાઓ કર્યા અને જૂદી જૂદી દરબારોમાં પોતાનો હુન્નર દેખાડયો હતો. નાહનો મોઝાર્ટ વાયોલીન વગાડતો અને જૂદા જૂદા દેવળોમાં ઑરગન પણ વજાડતો. ૧૮ મી નવેંબરે પેરીસ જઇ ત્યાં પાચ માસમાં અનેક જલસા કરી ભારે નામના મેળવી હતી. ૧૭૬૪ માં પૅરીસ છોડી તેઓ લન્ડન ગયા અને ત્રીજા રાજા જ્યોર્જ અને રાણી શારલોટ સનમુખ સેંટ જેમસીસ પેલેસમાં તેઓએ વજાડયું હતું. રાજાએ નાહના મોઝાર્ટ આગળ હેન્ડલ, બાક અને એબલ જેવા મહાન મ્યુઝીશ્યનોના મુશ્કેલ મ્યુઝિક મુકયાં, જે તેણે વગાડી બતાવ્યાં, એટલુંજ નહિ પણ સઘળાંની અજાયબી વચ્ચે તેણે ઓરગન ઉપર પોતાનો કાબુ બતલાવ્યો હતો. ૧૭૬૫ માં તેઓ સઘળા હોલેન્ડ ગયા જ્યાં ઓરેન્જની શાહજાદી માટે મોઝાર્ટે છ "સોનાટા પીઆના" અથવા "હાપ્સી કૉર્ડ"ના સાજ સાથે વાયોલીન માટે રચ્યાં હતા, તે શિવાય મોઝાર્ટે સંખ્યાબંધ ઠેકાણે મુસાફરી કરી પુશ્કળ સંગીતના સાહિત્યો રચી પોતાનો અદ્દભૂત કાબુ બતાવી આપ્યો હતો.

મોઝાર્ટે ૨૧ વર્ષની ઉમરે ત્રણ વાજીંત્ર પર પોતાનો કાબુ દેખાડયો હતો, અને ઘરમાં સંખ્યાબંધ સંગિત રચતો તે તો જુદું. સેલઝાબર્ગમાં તેની હાલત લગાર કફોડી થઇ પડી હતી. થોડાક અંગત મિત્રો શિવાય મંડળીની મજાહ તેને મળતી નહિ, અને સંગીતના હુન્નરની જેટલી જોઇએ એટલી કદર લોકો તરફથી નહિ બુઝાવાથી તે લગાર નાસીપાસ થતો.

મોઝાર્ટ આ વેળા એક ખુબસૂરત ગાયનકાર છોકરી પર આશક પડયો હતો પણ તેના પિતાની નામરજીને લીધે એને તેને છોડી પેરીસ જવું પડયું. ૧૭૭૯ માં મોઝાર્ટ સેલત્કાબર્ગ પાછો ફર્યો પણ પોતાના પ્યારમાં આજ ગામમાં નિરાશા મળેલી હોવાથી બેચેનીમાં દિવસ ગુજારતો હતો, પણ તે પછી વેબર નામે શખસની ત્રીજી બેટી સાથે પરણ્યો. આ સ્ત્રી સાથે એ સંસાર સુખી નહિ નીવડતાં વધુ કંગાલિયતમાં આવી

પડયો હતો. મોઝાર્ટ પોતાનું ગુજરાન સંગીત રચી અને શીખવી ચલાવતો. મોઝાર્ટે પોતાનું છેલ્લું સંગીત મોતનાં બિછાના પર ૧૭૯૧ માં રચ્યું, તે "રિકવીઅમ" (ગેહસારણું) હતું, આ રિકવીઅમ જોડયા પછી ૫ મી ડીસેંબરે તે મરણ પામ્યો હતો.

**મોઝીઝ**—ઇજીપ્તમાં યાહુદીઓની વસ્તી વધી પડતાં ફેરોએ જનમતા બાળકોને મારી નાખવાનો હોકમ કરતાં ઇ. સ. પૂર્વે ૧૫૭૧ માં મોઝીઝનો જન્મ થતાં એની માતાએ આ બાળકને નહિ મારી નાખતાં પાણીમાં પેટીમાં મેળી તરતુ મુકયું. અહીં તે બાળક રાજપુત્રીને મળતાં તેણે પોતાનો પુત્રવત પાળ્યો. અહીં મોટો થતાં એણે એક વેળા એક યાહુદીપર અમલદારને જુલમ ગુજારતો જોઇ તેને મારી નાખી ઇ. સ. પૂર્વે ૧૫૩૧ માં જંગલમાં નહાશી જઇ ત્યાં પોતાના સસરાનાં ઘેટાં ચરાવવા લાગ્યો. ૪૦ વર્ષનો થતાં રાજા પાસે જઇ જણાવ્યું કે "મને ઇશ્વરી આજ્ઞા થઇ છે. યાહુદીઓને જુડીયા લઇ જવાં પણ રાજા સામો થતાં મોઝીઝે યાહુદીઓને સમજાવી ઇ. સ. પૂર્વે ૧૪૯૧ મા તેમનું એક ગંજાવર ટોળું સાથે લઇ ૪૦ વર્ષની ભટકતી જીંદગી ગાળી જુડીયામાં જઇ પુગા, આ મુદ્દત દરમ્યાન મોઝીઝે અનેક ચમત્કારો બતલાવી દુશમનોને પરાગંદે કર્યા હતા. જુડીયા જઇ પુગતાં પોતાના લોકો માટે તેણે શાસ્ત્ર રચ્યું અને પછી ઇ. સ. પૂર્વે ૧૪૫૧ માં મરણ પામ્યો. એણે પોતાના અનુયાયીઓને સુધારવા નીતિ, ન્યાય, યુદ્ધ અને ધર્મ સંબંધી કાયદા રચી બણાવ્યા હતા.

**મોઝંબિક**—આફ્રિકાના પૂર્વ પોર્તુગીજ રાજયનું સામટું નામ. આ દેશ રાવ્યુમાંથી ઝેમ્બેસી સુધી, અને જર્મન પૂર્વ આફ્રિકા અને બ્રિટીશ સેંટ્રલ આફ્રિકા સુધી ફેલાયલો છે. અત્રેની જમીન ખુદરતી રસાળ હોવાથી તેમાં મકાઇ, ચોખા અને રૂ, સીસમ, નારીયળ, ઔષધિ વનસ્પતિ, ઇંડીયા-રબર અને બીજા પદાર્થોની ભારે ઉપજ થાય છે. આ તમામ દેશમાં વસ્તી માત્ર એક લાખના સુમારની છે. મુખ્ય શેહેર મોઝાંબિક નામે ટાપુ છે, તેમાં વસ્તી ૭૩૮૦ ની છે. તેમાં ૬૦૦૦ સ્વદેશીઓ વસે છે.

**મોઝાબિક ચણા**—આફ્રિકાના પૂર્વ તરફના દેશમાં આ ઘોટવાલ જેવું દ્વિદલ ધાન્ય ઉત્પન્ન થાય છે, એના છોડનો રંગ ફીકકો પિળાસપર અથવા લાલાસ પર હોય છે, એના દાણા લાલ મટોડીમાં રોપતાં તે આંઠ દિવસે ઉગવા માંડે છે. એનું ઝાડ નાજુક અને પાંદડાં દોઢ તસૂ લાંબા હોય છે. એના દાણામાં મીઠાસ હોવાથી તે ભૂંજી તથા રાંધી ખવાય છે.

**મોટાર-કાર**—પોતાની મેળે અને કોઇપણ જાનવરની મદદ વીના ચલાવી શકાય એવી ગાડીઓ વિશેનો વિચાર મનુષ્ય જાતમાં ઘણા પ્રાચીન કાળથી પ્રચલિત થયલો જણાય છે, કારણકે પ્રાચીન ગ્રીક સાહિત્યમાંથી એવી ગાડીઓની કલ્પિત કહાણીઓ મળે છે, પણ પ્રાચીન કાળની કલ્પના યા યાંત્રિક બનાવટોનું કશું વર્ણન નહિ મળતું હોવાથી આગલી કલ્પના ખ્યાલીજ હતી એવું માનવામાં આવે છે.

મોટાર ગાડીઓની ખરેખરી શરૂઆત માત્ર દોઢ સદીની વાત ઉપરજ થઇ હતી, જે વેળા એક ફ્રેન્ચમૅને યાંત્રિક બળથી ચલાવવા માટેની પેહલવેહલી ગાડી બનાવી હતી. જોકે ઘોડાના બળવીના ગાડી ચલાવવા માટેની એક નજીવી શોધ મોટેનું પેટંટ તો છેક ૧૬૧૯ માં એક ગ્રહસ્થે લીધું હતું, ફ્રાન્સ, કે જે આજે પણ મોટારકાર ગાડીઓ બનાવવાના ઉદ્યોગમાં આગેવાન છે, તે દેશને પેહેલવેહેલી યાંત્રિક ગાડી બનાવવાનું માન ઘટે છે, અને તે પેહેલી ગાડી આજે પણ પેરીસ ખાતેના સંગ્રહસ્તાનમાં જોનારાઓનું ધ્યાન ખેંચે છે. આ ગાડી બનાવનાર ગ્રહસ્થ ફ્રેન્ચ લશકરમાં ઇજનેરની પદ્વિ ધરાવતો હતો, અને તેનું નામ જોસફ કયુનો

હતું. ૧૭૬૯ માં તેણે વરાળથી ચલાવી શકાય તેવી ત્રણ પૈડાંની એક ગાડી બનાવી હતી. તે વેળા એનજીન પણ શોધી કાઢવામાં આવ્યું નહોતું, જેથી આ ગાડી રેલ્વે એનજીન તથા હાલની ' મોટાર-કાર ' બન્નેની માતા જેવી કહેવાય શકાય. આ પહેલવહેલી ગાડી ઘણી સારી રીતે ચાલી શકતી હતી. ખરૂં કહીએ તો તે એવી સારી રીતે અને ઝડપથી ચાલી હતી કે તેના હાંકનારનાં માથાંમાં ચકરી આવી હતી; અને ગાડી ત્યાંનાં તોપખાના સાથે અથડી પડી હતી. 'કયુનોન'ની મતલબ ભારી તોપો ચલાવવા માટે ઘોડા વીનાની ગાડી બનાવવાની હતી, પણ આ અકસમાતે લોકોનું દિલ તેની ઉપરથી ઉઠાડી મેલ્યું હતું. અને તેથી તે સંબંધી કાંઇપણ વધુ કરવાને કયુનો અશક્ત થઇ પડયો હતો. વળી તેની આ મહાન શોધ માટે પણ તેને કશી શાબાસી યા ઇનામ મળ્યું નહોતું. જોકે ત્રીસ વર્ષ પછી નેપોલીયને તેની ફ્રેન્ચ લશકરની સેવા બજાવવાની ઉલટ માટે એક હજાર ફ્રાંકનું ઇનામ આપવાનો હોકમ કર્યો હતો. ફ્રાંન્સની આ પેહલવેહલી કોશેસ પછી લગભગ ૧૦૦ વર્ષ સુધી મોટાર-કારના સંબંધમાં કાંઈ પણ વધુ કોશેસ થઇ નહતી.

ઘણાકો આ વાત કદાચજ માનશે કે ઈંગ્લંડમાં હાલ જેટલી મોટાર-કાર ગાડી ફરે છે તેટલી લગભગ ચોથા જયોર્જ રાજાના વખતમાં ફરતી હતી. પણ ખરેખર તે વેળા તેમજ હતું, જે બીજા પાર્લામેંટની આમની સભાની કમિટીના ૧૮૩૧ ના રિપોર્ટ ઉપરથી માલમ પડે છે. જેમ્સ વૉટની વરાળયંત્રની શોધ અને જોર્જ સ્તીવન્સની રેલ્વે એનંજીનની શોધનો તે જમાનો હતો; અને આ બળવાન યંત્રને રસ્તાઓ ઉપર ગાડી ઘસડવાનાં કામમાં લેવાને લોકોનો ઘણોક ભાગ તત્પર થયો હતો. તે ઉપરથી રસ્તાઓમાં ફરી શકે એવી વરાળથી ચાલતી ઘણી ગાડીઓ, જે અલબતાં ઘણી ભારે, કદરૂપી તેમજ ધીમી હતી તે બનાવવામાં આવી હતી. અને લાવ લઇજાવ કરવાના ઇંગ્લંડના રસ્તાઓ ઉપર તે ફરતી રહી હતી. પાછળથી રેલ્વે સડકના વધારાએ આ જુની મોટાર-કારને મારી હટાવી હતી. વળી તે વેળાના સખત કાયદાઓ પણ આ ગાડીની ખીળવણીનાં કામમાં હરકત કરનારા થઇ પડયા હતા, કારણ કે દરેક ગાડી આગળ લાલ વાવટો લઇને એક માણસને ચાલવાની કાયદામાં ફરજ નાખવા ઉપરાંત તેની ચાલ પણ બહુ ધીમી રાખવાનું કાયદામાં ફરમાવવામાં આવ્યું હતું, અને તે કાયદો છેક ૧૮૯૬માંજ ઈંગ્લંડની પારલામેન્ટે રદ કર્યો હતો.

ઈંગ્લંડની પેહેલવેહેલી મોટાર-કાર ૧૮૦૧ માં ઈંગ્લંડના રસ્તા ઉપર દોડાવવામાં આવી હતી. તેનો બનાવનાર રિચર્ડ ત્રેવીડીક હતો. જેમ્સ વૉટનું વરાળયંત્ર ઉપયોગમાં લાવવામાં રિચર્ડે બહુ આગેવાન ભાગ લીધો હતો, અને તેને ગાડીઓ ચલાવવામાં કામે લગાડવાની તેની ઉમેદમાં પણ તે ૧૮૦૧ માં ફાવ્યો હતો. આ પેહેલવેહેલી મોટાર-કાર જેને તેમાંથી નીકળતી ઘોંઘાટ કરનારી વરાળ ઉપરથી "ફુંફારા મારતો સેહતાન" એવે નામે લોકો ઓળખતાં હતાં, તેજ ગાડી વડે ઘોડા યા કોઇપણ જાનવરના બળ વીના ઉતારૂઓને એક જગ્યાએથી બીજી જગ્યાએ પેહલવેહલે ઈંગ્લંડમાં લઇ જવામાં આવ્યા હતા. કમનસીબે આ ગાડી ઘણી ઘોંઘાટ કરનારી અને જબરી હોવાથી લોકો વચ્ચે તે અણગમતી થઇ પડી અને રીચર્ડ ત્રેવીડીકમાં લોકોની વિરૂદ્ધતા છતાં કામ લેવાનું મક્કમપણું નહિ હોવાને સબબે તેણે આ ગાડી પાછળ વધારે અખતરા કરવાનું માંડી વાળયું હતું.

આ પછી ઉપલી જાતની ગાડીઓમાં કાંઇપણ સુધારો થયા વીના પચીસ વર્ષ ગુજર્યાં તેમાં ૧૮૨૯ માં ગોલ્ડસવર્ધી ગરનીએ એક બીજી મોટાર-કાર બનાવી હતી, જેમાં બેસીને તે લંડનથી બાથ સુધી કલાકના ૧૦

માઇલની સરાસરી ઝડપે ગયો હતો, જોકે માર્ગમાં તેણે વીસથી ત્રીસ માઇલની ઝડપે ગાડી દોડાવી શકાય એવી ગણત્રી કરી હતી. આ ગાડીનો અખતરો ફતેહમંદ ઉતરતાં "સર ચાર્લ્સ-ડેને" તો ગ્લુસ્તર અને સેલ્ટનેહમ વચે આ ગાડીઓ મારફતે ઉતારૂઓની લાવલઈજા કરવાની એક કાયમની ગોઠવણ ૧૮૩૧ માં કરી હતી. ચાર માસમાં આ ગાડીઓ મારફતે ૩૦૦૦ લોકોએ મુસાફરી કરેલી નોંધાઇ છે.

પણ તે દરમ્યાન બીજા શોધકો વટીક બાહેર પડયા હતા. ઓગલ નામે એક શોધકે ૧૮૩૧ માં એવી ગાડી બનાવી હતી કે જે લંડનથી સાઉથેમ્પટન સુધીના માર્ગમાં કેટલેક ઠેકાણે કલાકના ૩૨ થી ૩૫ મૈલ સુધી જઇ શકી હતી. રબરના ન્યૂમેટીક ટાયરના જમાનાની આગમચની આ નોંધ ખચીત ઘણી તારીફલાયક કહી શકાય. સમર્સ, હેનકોક તથા બીજા ઇજનેરોએ પણ તે દરમ્યાન ગાડીઓમાં ઘણા સુધારા કર્યા હતા. પણ તેમાં સહુથી જાણવાજોગ યંત્ર હીલ્સ નામના ઇજનેરનું હતું. આ ઇજનેરની બનાવેલી એક ગાડીએ લંડનથી હેસ્તીંગ સુધીની આવવા તથા જવાની બેવડી મુસાફરી જે લગભગ ૨૫૬ માઇલની થાય છે તે એક દિવસમાં કરી હતી, અને તેમાં વળી માર્ગમાં બીકટ તથા ઉંચી જગ્યાઓ ઉપર પણ ગાડી ચઢાવવી પડી હતી. આ ગાડીઓ એટલી તો ફતેહમંદ થઇ હતી કે ૧૮૩૧ માં પાર્લામેંટની કમિટીએ તેને ઘણી ઉપયોગી તથા માણસો અને રાહદારીઓને નુકસાન નહિ કરે તેવી જણાવી હતી. પણ તે છતાં ઘોડાની ગાડીઓમાં લાભ ધરાવતા લોકોની વિરૂદ્ધતા અને સામાન્ય અજ્ઞાનપણાંને લીધે એ ગાડીઓ કમનસીબે ચાલુ વપરાસમાં વધુ આવી શકી નહિ. ઘણે ઠેકાણે તે ઉપર ભારે કર લેવાની પડેલી હરકતને લીધે તથા બીજાં કારણોથી તે ગાડાં ફતેહમંદીથી ચલાવી શકયા નહોતાં.

મોટોર-કારગાડી આ રીતે ચાલુ વપરાસમાં આવતી અટકી પડી હતી, જોકે પથરા દાબવાનાં એનજીનો તથા એવાંજ બીજાં ધીમી ચાલનાં કામોમાં એ ગાડીઓનો ઉપયોગ થવાનું ચાલુ રહયું હતું. આ રીતે છેક ૧૮૭૩ સુધી મામલો ચાલ્યો હતો, પણ ૧૮૭૩ માં મો૦ બોલીવાળ ફ્રેન્ચમેને આ ગાડીઓ પાછી ચાલુ કરવાનું માથે લીધું, જોકે આ બાબતમાં તદન સંતોષકારક અને ઘોડાની ગાડીઓ જેવી હલકી અને ઝડપી ગાડી તો છેલ્લાં વીસ વર્ષમાંજ બનાવી શકાઇ છે. ભારે વજન ઘસડવાનાં કામમાં આ વરાળથી ચાલતી ગાડીઓ ઘણી ઉપયોગી થઇ પડી હતી. પણ તેને હલકી તથા ઝડપી બનાવવામાંજ સર્વે મુશકેલી હતી.

પ્રથમ મોટોરકાર વરાળથી ચલાવવાની કોશેસ ફતેહમંદી સાથે કરવામાં આવી. તે પછી તેલ વડે ચલાવવાની કોશેશ કરવામાં આવી. હાલમાં એ જાતની ગાડીઓ ચલાવવા માટે જે "પેત્રોલ એનજીન" વપરાય છે. તેની પેહેલવેહેલી શોધ ૧૮૭૬ માં 'ઓટો' નામે એક જર્મને કરી હતી. જોકે તેને લગતો અસલ વિચાર "સ્ત્રીટ" નામના એક ઈંગ્રેજને પેહેલવેહેલો સુજયો હતો. પણ એ જાતનું એનજીન "મોટોર-કાર" ને લગાડવા લાયક ઘણો લાંબો વખત સુધી કરી શકાયું હતું નહિ, કારણકે તેમાં અનેક મુશકેલીઓ અને હાડમારી પછી છેક ૧૮૮૫ માં "ગોટફ્રીડ ડેમલટ" નામના એક જર્મન વિદ્વાને તે "પેત્રોલ એનજીન" ને એક બાઇસિકલ ગાડી સાથે જોડી આ એનજીન વડે ગાડી દોડાવવાની પહેલ કરી હતી. તેની પાછળ "કાર્લ બેન્ઝ" નામના બીજા જર્મને એક બીજી ગાડી સાથે એ જાતનું એનજીન જોડયું હતું. અને આજે પણ તેજ રૂઢીએ ઉપલાં એનજીનો ઉપયોગમાં લેવાય છે. આ એનજીનો બહુ ઝડપી ચાલનાં છે અને તે

વડે કલાકના ૮૦ થી વધુ માઇલની ઝડપે મુસાફરી કરી શકાય છે.

મોટોર કાર ગાડીઓનો ત્રીજો વર્ગ વિજળીથી ચાલતો છે. આ ગાડીઓની બનાવટ બહુ સહેલી અને સૂતરી છે; અને તે ચલાવનારને માત્ર આ કે પેલો હાથો અને ચકર ફેરવવા શિવાય બીજું કશું કરવાનું હોતું નથી. વરાળ અને તેલથી ચાલતી ગાડીઓનો હાંકનાર તેના સાંચાંકામ વિશે જો અંજાણ્યો હોય તો કોઇ વાર ભૂલ થતાં ગાડીને જે મોટું નુકસાન પોંહચાડી સમારકામના ભારે ખરચમાં ઉતારે છે, તેમ આય ગાડીમાં બનતું નથી. કારણકે હાંકનાર તેની યાંત્રીક ગોઠવણથી અંજાણ્યો હોય તોપણ ગાડીને તેની ભૂલથી નુકસાન પોંહચવાનો સંભવ નથી. વિજળીક બળથી ચાલતી ગાડી પહેલવેહલી ૧૮૩૫ માં એક અમેરિકન લુહારે શોધી કહાડી હતી. પણ વિજળીક બળથી ચાલતી 'મોટોર કાર' હજી બચગીમાં છે અને બીજાં બળથી ચાલતી ગાડીઓ જેટલી આગળ વધી નથી.

વરાળથી ચાલતી 'મોટોર કાર' સહુથી સરસ નિવડે છે. શેહેરમાં ચલાવવા માટે વિજળીક બળની ગાડી ઠીક હોય છે, અને સામાન્ય ઉપયોગ માટે 'પેત્રોલ' થી ચાલતી ગાડી સારી છે. વરાળથી ચાલતી ગાડી એક બાહોશ હાંકનારના હાથમાં ઘણીજ ઉપયોગી અને મનપસંદ થઇ પડે છે. પણ તેને માટે દર ત્રીસ માઇલે પાણી ભરવાની તથા બીજી ઘણીક હરકતો હોય છે; અને વરાળ યંત્રની સમજ વગરના માણસો માટે તે મુશકેલ થઇ પડે છે. પેત્રોલથી ચાલતી ગાડી ચલાવવામાં જોકે ઘણી સરળ નથી, તોપણ એક અંજાણ્યા હાથે વરાળથી ચાલતી ગાડીમાં ભૂલ થતાં જે ગંભીર અકસમાત થવાનો સંભવ છે તેટલા આય ગાડીમાં નથી. મુસાફરી કરનાર માટે પેત્રોલ ગાડી સગવડ ભરી થઇ પડે છે, તેનું કારણ એ છે કે તે ચલાવવા માટે તેને પેત્રોલ શિવાય બીજા કશાંની જરૂર નથી અને એ તેલ ૨૦૦ મૈલ જેટલે તફાવત સુધી મુસાફરી કરવા માટે ચાલી શકે તેટલું તો એકી વેળા ગાડીમાં લઇ શકાયછે. આ રીતે લેતાં જ્યાં પેત્રોલ મળી શકતું હોય ત્યાં, એટલે લગભગ આખી સુધરેલી દુનિયામાં તે ગમે ત્યાં જઇ શકે તેમછે. પણ તેની મોટી ખામી અવાજ, વાસ અને આંચકાનીછે. પણ આ ખામી રાહદારીઓને જેટલી અગવડ કરનારી લાગેછે તેટલી તેમાં બેસનારાઓને લાગતી નથી. પણ આ ખામીઓ દૂર કરવા પાછળ કારખાનાવાળાઓ કોશેસ કરે છે.

વિજળીથી ચલાવવામાં આવતી ગાડીની મુખ્ય ખુબી તો તેની સાદી બાંધણીછે. તે ચલાવવામાં કડાકુટ કાંઇજ નથી. માત્ર એક હાથથી બધું કામ સરેછે. વળી ચુપચુપ અને અવાજ વગર ચાલવાની બાબતમાં પણ તે ખામી વીનાની છે, અને તેમાંથી કશો વાસ આવતો નથી પણ તેની એક મુશકેલી વિજળી-ભરી રાખવાની છે. આ કામમાં હાલ માત્ર સીસાનોજ ઉપયોગ થાયછે, જે તેના ભારે વજનને લીધે સાથે લેવો ભારી પડેછે. પણ જ્યાં ઘણી લાંબી મુસાફરીએ જવું હોય અને શેહેરમાં સાધારણ ઘોડાની ગાડીના જેવો ઉપયોગ કરવો હોય ત્યાં વિજળીની ગાડી સહુથી ઉત્તમ છે. પણ દૂરની મુસાફરીમાં વિજળિક બળ ભરવાની જોગવાઇ જો નહિ હોય તો તે નકામી થઇ પડેછે. હાલમાં તો તે વડે ૩૦ થી ૪૦ માઇલની મુસાફરી પુરી કરતાં તેને પાછી ભરવી પડેછે. પ્રોફેસર મારકોનીની રીત મુજબ વિજળિક બળ હવામાંથી પાધરૂં મેળવવાની કોઇ રીત શોધી શકાય તો એ મુશકેલી દૂર થઇ શકે. કોઇ પણ રીતે હાલતુરત દૂરની મુસાફરીમાં એ ગાડી ઉપયોગી નથી, જોકે એક મથકથી દર પંદર માઇલના ઘેરાવા અંદર જો ફરતા રહેવાનું હોય તો આ ગાડી સહુથી ઉત્તમ છે.

**મોઢું**—માનવી શરીરનો સહુથી મુખ્ય ભાગ અને ખોરાક ખાવાનો એ મુખ્ય ભાગ ગણાય છે. મોઢાની પોલના આગળના ભાગમાં અને બાજુએ ગાલછે; તળીએ જીભછે અને ઉપર તાળવું છે. મોઢાના માહેલા ભાગ ઉપર લાલ ગોલાબી રંગનું ભિનાસવાળું પડ છે; જે તે માહેલા તમામ ભાગો ઉપર ફેલાઇને તેની સાથે જોડાયલી નળીઓમાં જાયછે. હોઠના ભાગ ઉપર પણ આ પડ આવેલું છે. મોઢામાં નીચે અને ઉપર એમ સામસામા દાંતની હાર હોયછે. નીચલું જડબું હેઠળ અને ઉપર હાલયાથી મોઢું ઉંઘડે છે. ઉપલું જડબુ અચલછે; મોઢાની અંદર શ્લેષ્મા વરણ હોવાથી મોઢામાં ભિનાસ રહેછે. તેની અંદર ઘણી સૂક્ષ્મ પીંડ રહેછે. તેમાંથી ભિનાસ વહે છે. તે શિવાય થૂંક પેદા કરનારી લાલ પીંડ પણ તેમાંજ સમાય છે. મોઢું ઉપલી તરફથી નાક સાથે સંબંધ ધરાવે છે. આથી નાકમાંની નીટ મોહમાં પણ તેના બારણદ્વારે ઉતરે છે. તે બારી પાસે મોઢા પાછળની બે નળીઓ સાથે જોડાણ હોયછે, જેમાંની આગલી નળી ફેફસાંમાં હવા લઈ જાયછે. અને પાછલી નળીમાંથી હોજરીમાં ખોરાક દાખલ થાયછે. આ રીતે મોઢું, નાક તથા કાન અને ફેફસાંમાં હવા લઈ જનારી નળી તથા હોજરી સાથે સંબંધ ધરાવે છે.

**મોતી**—મોતીની ઉત્પતિ માટે હિંદુઓમાં એવી દંતકથા પ્રસિદ્ધ છે કે " સ્વાતિ નક્ષત્ર " ની શરૂઆતમાં મોતીની સીપો ખુલ્લી થઈ પાણી ઉપર તરી આવે છે, અને તેમાં સ્વાતિનાં વરસાદનાં ટીપાં પડતાં તે બંધ થઇ તળીએ જઇ ઠરેછે અને પછી તે સીપોમાં વર્સાદનાં ટીપાંનું મોતી બંધાય છે.

ઉપલી દંતકથા માત્ર ખ્યાલી છે. ખરૂં જોતાં મોતી વરસાદનાં ટીપાંથી બનતાં નથી પણ તે કાલુના એક પ્રકારના અંગરસથી ઉત્પન્ન થાયછે. આ કાલુ પોતાનાં શરીરમાંથી એક પ્રકારનો સફેદ અંગરસ બાહેર નાખે છે. અને તેની ઘણી વેળા શિપો થર પર થર ચઢી બને છે. આ શિપને બાળતાં જેમ તેનો ચુનો બને છે તેમ મોતીને બાળીને ચુનો બનાવી શકાય છે.

સમુદ્ર કાંઠે પથ્થર ઉપર જે ચોંહટેલા કાલુ હોય છે, તેમની ઉપલી બાજુએ સીપનું અચ્છાદન હોય છે. નીચલી બાજુએ ઘણું કરી સીપો ચોંટેલી હોય છે. બીજા કેટલાક પ્રકારના કાલુ છે, તેઓ સમુદ્રની તળીએ છુટાં પડેલાં હોય છે. કાલુ પોતાની શિપ ઉઘાડઢાંક કરી શકે છે. કાલુનું કદ અને ઘેરાવો રૂપીયાથી તે ફીટ બે ફીટ ઘેરાવા જેટલું હોય છે. આ પ્રાણી એક જગેથી બીજી જગ્યાપર જઇ શકતું નથી. જ્યાં જન્મેછે ત્યાંજ મરણ પામે છે.

જે કાલુના અંગરસમાંથી મોતી બનેછે, તેના શિપની માહેલી બાજુપર તે કાલુનાં અંગરસનાં થર એક સરખાં ચઢેલાં હોયછે. મોતીના શીપની માહેલી બાજુ મોતી જેવી ચલકાટદાર હોયછે. આ થર એક પર એક ચઢવા દરમ્યાન શીપ અને કાલુનું શરીર એમની વચ્ચે એકાદ રેતીનો દાણો અથવા એકાદ કીડો જઇ તેમાં બેસે તો, તે પણ તેમાં લપેટાઇ જઇ તે પર અંગરસના થર ચઢેછે. અને એવાજ પ્રકારે તે કાલુના અંગરસથી લપેટાયલો જે રેતીનો દાણો અથવા કીડો તેનેજ આપણે મોતી કહીએ છિએ.

કાલુના સ્નાયુમાં જે છુટાં મોટી બને છે, તે ગોળાકાર હોય છે, અને તેમનીજ કિંમત અતિ ભારે ઉપજે છે. સીપને ચોંહટેલાં મોતી ઘણુંકરી લંબોચાં હોય છે. કેટલાંક મોતી સીપ ઉપરનાં થરમાં એટલાં તો મઢી-ગયલાં હોય છે કે તે સીપને કાંતી તેનાં બીજાં કાંઇ ઘરેણાં બનાવવાં જતાં તે બાહેર પડે છે. એ શીવાય તે નજરે પડતાં નથી.

પ્રાચીન કાળમાં મોતી પેદા કરનાર મુખ્ય દેશો ઇરાનનો આખાત અને સિંહલદ્વિપનો કીનારો હતો. હાલમાં અમેરિકા, આસ્ટ્રેલિયા

અને દક્ષિણ પૅસિફીક મહાસાગર માહેલા ટાપુમાં પણ મોતીના કાલુ મળી આવે છે.

બૃહતસંહિતામાં મોતીના **આંઠ ઉત્પત્તિ સ્થાન** જણાવેલાં છેઃ—હાથી, સાંપ, શીપ, શંખ, મેઘ, મેદુ, માસ અને શુક્ર. પણ તે સર્વેમાં શીપમાંથી નિકળતું મોતી શ્રેષ્ટ મનાયછે. મોતીના **આકાર** તથા **કદ** તરેહવાર પ્રકારનાં હોયછે. ગોળ, લંબોચા, ચપટા, વાંકાતીકા, ડમરૂ, અર્ધ-ગોળાકાર વગેરે, અનેક તરેહના છે. આ બધામાં તદન ગોળ મોતીને ઉત્તમ ગણેછે. તેથી ઉતરતો આકાર લંબોચો, તેથી ઉતરતો અર્ધ ગોળ, ચપટો. વાંકાં મોતી ઓછી કિંમતે વેચાયછે. **જાતી અને રંગઃ**—મોતીની જાત તરેહવાર છે. બસરાઇ, (ઉત્તમ અને સતેજ ગોળ), ગાંવશાહી (ખરબચડા ચપટા), નૂર (લંબોચા) કાગાબાશી (કાળા), સોનેરી (પિળા), રકતવર્ણી (લાલ), દુરમજી વગેરે. સોનેરી, દુરમજી, ગુલાબી વગેરે મોતીનાં રંગ હોયછે.

**અયબ અથવા દોષ**—નર, કરવા, છાંટ, ખાડા, પેટનર, ભોંકેળ (મોટા છિદ્ર-વાળું) વગેરે એબદાર ગણાય છે.

**મોતિ તપાસવાની રીત**—મોતીને આંખ સામે પકડતાં તેની અંદરની બાજુએ ચિરાયલી જેવી લીટી દેખાય છે, તેને નર કહે છે. *** આવા આકરનાં મોતીને કરવા કહે છે. પેટનર એકાએક જણાતો નથી.

જે નર માહેલા પડદાની અંદર હોય છે તેને પેટનર કહે છે. નર અયબદાર વગેરે હોય તો મોતીની ઓછી કિંમત ઉપજે છે. મોતીપર ઝીણી છાંટ હોય તો તેથી વટીક કિંમત ઘટે છે.

**પરીક્ષા**—ખરાં મોતી વજનમાં ભારી હોઇ તે એકાએક ભાગતાં નથી, તેમજ તેનાં રજકણ જેવાં સાફ હોય છે તેવાં ખોટાં મોતીનાં હોતાં નથી. હાલમાં બનાવટી મોતી ઘણાં દેખામણાં બનાવે છે, તે તદન ખરાં જેવાંજ દેખાય છે. મોતી વાપરીયા પછી કાળાં પડશે કે નહિ તે પારખવા માટે પ્રથમ તેમને સફેદ ચાદર ઉપર પાંથરી જોતાં તેમનો રંગ બદલાય છે; અને કાળો લીલો જણાતાં તે મોતીભવિષમાં કાળું પડશે એમ જાણવું.

**ઉપયોગ ને દેવતા**—મોતીનાં તરેહવાર પ્રકારનાં ઘરેણાં બનાવવામાં આવેછે. કંઠી, સતલડી, વાળરા, બાંગડી, બુટી, નેકલેસ, નથ, બુગંડી, કાપ, કડી, ચોકડાં, બાજુ, હાર વગેરે. એનો દેવતા ચંદ્ર હોવાથી મોતી પેહેરવાથી શાંતી ઉપજે છે, મન શુદ્ધ બનેછે અને શરીર માહેલી બેચેની દુર થાય છે. મોતીની ભસ્મ બનેછે, તે શરીરને હિતાવ અને ઉત્તેજક છે. ચંદ્ર ગ્રહથી પીડા થતી હોય તો મોતી પેહેરવાથી ગ્રહ પીડા દૂર થાય છે. રકતવર્ણી અથવા કરવા મોતી શરીર ઉપર પેહેરવાં નહિ. નહિ તો તે શોકદાયક બને છે.

**કિમત વગેરે સમજણ**—ઉત્તમ શુક્ર રંગનું સતેજ, ગોલ અને ઝીણાં છીદ્રનું મોતી દર ચવે રૂ. ૧૦૦૦ થી રૂ. ૫૦૦ સુધી વેચાય છે. મયધ્મ રૂ. ૨૫ થી રૂ. ૧૦૦ એ વેચવાને ભાવે વેચાય છે, અને હલકી જાતનાં રૂ. ૧ થી રૂ. ૧૦ ના ચવને ભાવે વેચાય છે. નર અથવા છાંટ હોય તો અરધી કિમત, ગોલપણું ઓછું વગેરે દોષથી તેની કિમત પા ઘણી ઘટે છે.

ગોલાબી સફેદ રંગનાં મોતી ભારે કિમતી ગણાય છે. માહરાષ્ટ્ર દેશમાં દુરમજી રંગનાં મોતી ખપે છે. કર્નાટકમાં લાલ રંગનાં અને ચીનમાં ગામશાહી ખપે છે. ઈંગલંડ વગેરે સુધરેલા દેશમાં સફેદ અને કાગાશાહી, ગુલાબી, હલકાં, કાળાં ખપે છે. હિંદુસ્તાન સાથે આરબો એનો વેપાર ચલાવે છે.

**મોતિને છિદ્ર** પાડવાનું કામ વિંધારી લોકો કરે છે. મોતીને છિદ્ર પાડવામાં પાપ સમજવામાં આવે છે. કારણ કે વિંધારી લોકો આ ધંધામાં પડતાં તેમને ખુહી અથવા અંધાપો લાગુ

પડે છે. છિદ્ર પાડવાનું તેમજ છિદ્રમાં દોરી પોનારાનું કામ અત્યંત કુશળતાનું છે. વિંધણા કરતાં પોનારા બમણી મજુરી લીયે છે. આ દોરી પોતાની સોય તારની બનેલી હોય છે. મોતીને મુખ્ય કરી સફેદ રેસમમાં પોય છે.

મોતી શરીરપર નિત્ય રહે તો હરકત કરતાં નથી; પણ શ્વાસોશ્વાસ પાસે તથા અગ્નિ પાસે રાખવાં નહિ. આથી ઉંઘતી વેળા યા કામકાજ વેળા મોતી પેહેરવામાં આવતાં નથી.

કાલુ જ્યાં ને ત્યાં પડી રહેતાં હોવાથી તેને કાલુ મારનારા સેહેજમાં પકડી પાડી મોતીની વૃદ્ધિનો નાશ કરે છે. આથી જ્યાં મોતી ઉત્પન્ન કરનારા કાલુ હોય છે ત્યાં ખાસ સરકારી ચોકી રહે છે. આથી તેઓ કાલુને યોગ્ય ઉંમર સુધી વધવા દે છે.

કાલુ લગભગ ૪ વરસનાં થતાં કાઢવા લાયક થએલાં ગણાય છે. સીલોનના કાંઠા ઉપર બે ઠેકાણે મોતીનાં કાલુ બેહદ મળે છે. આ બન્ને કિનારા પશ્ચિમ ભણી "તાપ્રોબેન" અને તુતિકોરીન છે. આ ઠેકાણે કીનારેથી ૮ મૈલ ઉપર મોતીનાં કાલુ જડે છે. તેમજ મનારનો આખાત કાલુ માટે પ્રાચીન કાળથી જગપ્રસિદ્ધ છે. "અરીપુવ" અને "કોંદચી" નામે બન્ને ગામ વચેનો કિનારો મોતીની સીપોથી ટેકડા જેવો બન્યો છે. આ ટેકડા સીપોમાંથી ખાલી મોતી કાઢી લઇ નાખી દીધાથી બનેલા છે.

ત્રિંકોમાલી ઉપસાગરની પશ્ચિમે "તાબ્લેગો" સરોવરમાંથી પણ મોતી જડે છે; પણ તે નાહનાં હોય છે. આ સરોવરનો ઘેરાવો ૨૦ મૈલનો છે.

સિંહલદ્વિપમાં થોડે થોડે વર્ષે મોતી પાકેલી શીપો તૈયાર થાય છે. આ હિંગામ માર્ચથી એપ્રેલ માત્ર બે માસનો હોય છે. આ બે માસમાં કામકાજ માત્ર ૩૦ દિવસ ચાલે છે.

કાલુ માછલી યોગે જે મોતી બને છે તે કાલુ માછલીનો મોટો જથ્થો મહમદ ગનીના સમયમાં મનારના આખાતમાંથી છેક આફ્રિકાના "સોફાલાની" ખાડીમાં ધસી જવાથી તે તરફ બેહદ મોતી મલ્યાં હતાં.

કાલુની સીપો કાઢનારા તામીલ અથવા મૂર લોકો હોય છે. સોસવાટ અથવા બીજી કોઇ મોટી માછલી પોતાને ગળી જાય નહિ તે થકી તેઓ મંત્ર ભણાવે છે અને શરીર પર કાળો રંગ ચોપડે છે. તેઓ દોરડાં સાથે બાંધેલા પથ્થરને ટીંગાઇ ડુબકી મારે છે. ઇરાનના અખાતમાં ડુબકી મારનારાઓ તેલમાં બોળેલા રૂના પુમરા ખોસે છે. સિંહલદ્વિપના ડુબકી મારનારા દમ ખેંચી પકડવાની અસાધારણ શકિત રાખતા હોવાથી તેઓ કશા ઓજારની મદદ વગર માહે ઉતરી ઉપર આવે છે. એઓ જે સીપો લાવે છે તેમાંનો ¼ ભાગ મજુરી તરીકે લઇ બાકીનો ભાગ સરકારને આપે છે.

તે તરફ સીપો હજારને ભાવે વેચાય છે. દસ હજારના ઓછામાં ઓછા રૂ. ૩૦ ઉપજે છે. આ વેળા દોઢથી બે હજાર હોડીઓ કામ બજાવે છે.

મોતી તર્હેવાર આકારનાં હોય છે. બધામાં મોટું મોતી ઇંગલંડમાં કેન્સિંગટનના સંગ્રાહલયમાં છે. તે વજનમાં ૩ ઔંસ અને ઘેરાવામાં ૪ાા ઔંસ છે.

મોતી બે પ્રકારનાં હોય છે. ખારાં પાણી માહેલું અને મીઠાં પાણી માહેલું. ખારાં પાણી માહેલાં મોતી મીઠાં પાણી માહેલાં મોતી કરતાં વધારે તેજસ્વી હોય છે. પણ મીઠાં પાણી માહેલું ઝાંખા કાળાશપર હોય છે.

મીઠાં પાણીમાં "મસૅલ" નામના કાલુની જાતની એક માછલી થાય છે તેના યોગે ગમે તેવાં મોતી ઉત્પન્ન કરી શકાય છે. એ જેપાન, ચીન, સ્કોટલંડ વગેરે દેશમાં પુષ્કળ મળે છે. આ મસૅલ કાલુ પાસેથી ગમે તે

આકૃતિનાં મોતી ઉત્પન્ન કરી શકાય છે. આ રીતે ઉત્પન્ન કરવામાં આવતાં મોતીનો હુન્નર "હુચુ" તરફના "ચી-જીંગ-યાંગ" નામે એક ચીનાઇ હુન્નરમંદે ૭૦૦ વરસ ઉપર શોધી કાઢયો હતો. આ રીતે જૂદી જૂદી આકૃતિનાં મોતી ઉત્પન્ન કરનારા ૫૦૦ ચીનાઓ તે પર પોતાનો નિર્વાહ કરે છે. તેઓ આ જાતનાં કાલુને મે અથવા જુન માસમાં એખટાં કરી, તહેવાર આકૃતિનાં લાંકડાં તથા ધાતુના કટકા દરેક શીપ ખોલી તેમાં મેળે છે. પછી તેઓ પોતના ઘેર માહેલા કંપાઉંડમાંના તળાવમાં તે કાલુને લઇ જઇ નાખે છે. આ તળાવમાં કાલુનું પાણી નામે છે. આ કાલુનાં પોષણુ અર્થે તેમાં વખતો વખત નરક નાખે છે. આ પ્રમાણે કાલુને બે ત્રણુ વર્ષ રાખતાં તેમને પાછાં બાહેર કાઢી, માંહે નાખેલાં કટકા ઉપર જે થર ચઢી, જૂદી જૂદી આકૃતિનાં મોતી બનેલાં હોય છે તે કાઢી લઇ કાલુને ખાવાના ઉપયોગમાં લીયે છે. માછલીની શીપ નીચે જે કટકા ખોસેલા હોય છે તેમાં કદી કદી ગૌતમ બુદ્ધની પ્રતિમાં પણુ હોય છે, તેપર મોતીનાં થર ચઢતાં તેમને બાહેર કાઢી તે પ્રતિમાં કાઢી લઇ તેની ફાટમાં મીણુ ભરી તે મૌત્તિકરૂપ પ્રતિમાં વેચે છે.

મેકસીકો દેશમાં એક પ્રકારનાં કાલાં મોતી મળે છે. ખોટાં મોતી કાચનાં બનાવેલાં હોય છે. કાચની ઝીણી નળીઓ લઇ તેના કટકા બનાવી તે તુકડાના ફુક્કા બનાવે છે. પછી 'બ્લીક' નામની માછલી ઉપરનાં ચળકાટદાર ભીંગડાં લઇ તેને ઍમોનિયામાં પિગળાવે છે; તે રસને પેલા ટુકડામાં ભરે છે. એટલે થોડા વખતમાં ઍમોનિયા ઉડી જઇ તે ચળકાટદાર પદાર્થનો થરો તે ફુક્કાના માહેલા ભાગ ઉપર રહે છે. આ પ્રકારે ખોટાં મોતી બને છે. ફ્રાન્સમાં શ્રેષ્ટ જાતનાં ખરાં મોતી બનાવવાનાં કારખાના ચાલુ છે.

**મોતીયો**—આ ફુલ ઝાડ અતી નાહનું ને એકવડું હોય છે. એની રોપણી બટમોગરા પ્રમાણે કરે છે. એનાં ફુલ ઘણાં સુગંધિત હોય છે. ઘણાખરા લોકો બટમોગરો, મદનબાણુ અને રેવતી એમને મોતીયાની જાતી માનેલાં છે. એનીપર વર્સાદમાં વટીક ફુલો આવે છે.

**મોતીયો**—નેત્રની અંદર "કનિકા" ની પાછળ "લૅન્સ" એટલે "સ્ફટિક" રૂપ રસ છે. આ લૅન્સ સ્વાભાવિકદર્શક હોય છે, પણુ કાંઇક કારણુને લીધે તે અપારદર્શક થાય એટલે આંખને જોવામાં અટકાવ મેળે છે, એટલે તેને મોતીયો કહે છે. મોતીયાની મુખ્ય નિશાનીઓ એ છે કે ઘણુંકરીને આંખમાં કાંઇ પણુ દરદ થયા વીના અથવા બીજી કાંઇ અડચણુ માલમ પડયા વીના રોશની ધીમે ધીમે ઘટે છે, અને તમામ ચીજ ધુમસથી ઢંકાઇ હોય એવી જણાય છે, અને આંખની પુતળી જે નિતળ બીલોર જેવી હોય છે, તે ગદલી અને સફેદ દેખાવા માંડે છે. જેમ આંખની ઝાંખ વધતી જાય છે તેમ પુતળી સફેદ થતી જાય છે. મોતીયો પાકો કે તદન અંધકાર ફેલાય છે. મોતીયાનો હુમલો નાહની ઉંમરમાં પણુ થાય છે. મધુપ્રમેહવાળાને મોતીયા થાય છે. આંખનાં કેટલાંક દરદને લીધે તથા કવચિત જખમને લીધે મોતીયો બંધાય છે. કેટલાકના બાબમાં તે વારસામાં ઉતરે છે; તેમજ ઘણો દારૂ પીનારને અને નજલાના ધણીને તે જલ્દીથી પકડે છે. મોતીયા નરમ અને કઠણુ એવા બે પ્રકારના થાય છે. નરમ મોતીયો ઘણું કરી ત્રીસ વર્ષની અંદરના માનવીને, બાળકને અથવા જન્મથીજ બાળકને થાય છે. તેમાં આખો લેન્સ નરમ અથવા મૃદુ હોય છે, કઠણુ ભાગ હોતો નથી.

કઠણુ મોતીયો મોટી ઉંમરનાં માણુસને થાય છે. અને તેનો મધ્યમ ભાગ કઠણુ હોય છે. નરમ મોતીયો પરિધ તરફથી બંધાવા માંડે છે. પેહેલાં લીટીઓ અથવા બીંદુ જોવામાં આવેછે. તેમાં હળવે હળવે વધારો થતાં લૅન્સનો તમામ ભાગ અપારદર્શક બને છે. મોતીયો તમામ ફેલાતાં તેનો સફેદ

વાદળીયો રંગ બને છે; તેમાં પિળાસ બીલકુલ હોતી નથી.

કઠણુ મોતીયામાં મધ્યમ ભાગ પિળા રંગનો જણાતાં મૃદુ અને કઠણ વચ્ચેનો ભેદ ઝટ પરખાય છે. પણુ આ તફાવત ક્વચિત નજરે પડે છે. કઠણુ મોતીયો વધારે ઘટ થાય છે. તેનો મધ્ય ભાગ હમેશાં સખત હોયછે, પણુ પરિધનો ભાગ મૃદુ હેય છે, જે ધીમે ધીમે કઠણ બનતો થાય છે. આંખનો પાકો મોતીયો ઓળખવા કીકી જોઇ પરિક્ષા કરવામાં આવે છે. આંખની કીકી થોડી ઘણી વિસ્તૃત રહેછે, અને વચમાં સફેદ પિળાસપર મોતીયો નજરે પડેછે. મોતીયાને પકવ થતાં કેટલાક મહીના અથવા વરસ લાગે છે. મોતીયો બરાબર પકવ થતાં તેને કશું દેખાતું નથી. જ્યાં સુધી ઝાંખું દેખાય ત્યાં સુધી મોતીયો કાચો છે એમ સમજવામાં આવે છે. કાચા મોતીયા ઉપર શસ્ત્રક્રિયા થતી નથી, કેમકે તેનો કાચો ભાગ અંદર રહી જાય છે; જેથી તેમને નુકસાન પોંહચે છે. મોતીયો પાકો થયો કે નહિ તેની પરીક્ષા "ઑફથાલ મોસ્કોપ" યંત્રથી કરે છે. સખત મોતીયો હોયતો "આટ્રોપી" નાખીને કીકી મોટી બનાવી, શસ્ત્રક્રિયા ચલાવવામાં આવે છે. આ દવાથી કીકી વિસ્તૃત થાય તો તેવી આંખ સારી થવાના થોડા સંભવ રહે છે. સખત મોતીયા માટે બે પ્રકારની શસ્ત્રક્રિયા છે. એક રીતે મોતીયો બાહેર કાઢી લેવામાં આવે છે, તથા બીજી રીતે મોતીયાને આંખની અંદરજ દાબી દેવામાં આવે છે. મોતીયાનું દર્દ લાગુ પડતાં તેની તપાસ ભણેલા તબીબો જેઓ કુશળ હોય તેમનેજ હાથે તે શસ્ત્રક્રિયા ચલાવવી સારી.

**મોથ**—સમુદ્ર કાંઠે આ વનસ્પતિ ઉગે છે. એની ડાંખળીઓ ત્રણધારી ને બારીક હોય છે. મોથનાં મૂળને નાગરમોથ કહે છે. નાગર મોથનો ઔષધિમાં બોહોળો ઉપયોગ કરે છે. એને સુગંધી પદાર્થોમાં નાંખે છે. મોથની સળીયોની ચટાઇ વણુવામાં આવે છે. એની એક નાહની જાત છે, તેપર વર્ષા ઋતુમાં ચોધાર નળ આવે છે, અને તે ઉપર ઝીણાં ફુલો ઉગે છે.

**મોદાગિરી**—આ પ્રાચીન કાળનો ઇતિહાસ પ્રસિદ્ધ પર્વત રાજગિરીની નજદીક છે. હ્યુએન જણાવે છે કે રાજગ્રહ છોડતાં નજદી કહિરણ્ય પર્વત મલ્યો અને તેમાંથી નિકળતા ધુમાડાના ગોટેગોટાથી સૂર્ય અને ચંદ્ર ઢંકાઇ જતો; જેથી આસપાસ અંધકાર ફેલાતો. હવે હ્યુએને જણાવેલા રાજગૃહથી અંતર ગણુતાં બરાબર મોંગીર પાસેનો મોદાગિરી પર્વત આવે છે, અને આ મોદાગિરી પર્વતની આસપાસ જ્યાં ત્યાં ગરમ ઝરા તથા જવાળામુખી જેવાજ કેટલાક પદાર્થ હાલમાં જડે છે. હ્યુએનને મળેલો હિરણ્યક પર્વત એજ મોદાગિરી હશે. મોદાગિરી શબ્દ ઉપરથીજ મોંગીર એ અર્વાચીન નામ અત્રેના શેહેરને પડ્યું. મોદાગિરી પર્વત ૫૦૦ મૈલ ફેલાયલો છે; તેની એક ટોંચ તો પારસનાથ સુધી લંબાયલી છે. હ્યુએનથાસાંગના સમયમાં અત્રેનો જવાળામુખી પુષ્કળ ઉભાયો હશે, પણ હાલમાં તે થંડો પડયો છે.

**મોન્ટેનીગ્રો**—બાલકેની સમુદ્રધૂનિ માહેલું સ્વતંત્ર રાજ્ય. હર્જેગોવીન આલબાનિયાની વચમાં ૮૦ મૈલ લાંબુંને ૭૦ મૈલ પોહોળું છે. તથા ૧૮૮૦માં એમાં વધારે દેશનો ઉમેરો કરવામાં આવ્યો, આથી એનું કુલે ક્ષેત્રફળ ૩૨૫૫ ચોરસ મૈલ છે. અત્રેના પહાડો ૮૦૦૦ ફીટ ઉંચાઇના છે. અત્રે ઢોરો તથા બકરાં માટે બીચ તથા વાઇન વગેરેનો ઘાસચારો પુશકળ મળે છે. મુખ્ય નિકાશ વેપાર ઢોર, બકરાં, ચામડાં, મટન ને ફીશ, પનીર, ફ્રુટ, વાઈન; અને આયાત ઘઉં, દારૂગોળો, હાર્ડવેઅર, કાપડ, અને કાચનો ચાલુ છે. ૧૮૯૦માં અત્રેની વસ્તી ૨૩૬૦૦૦ ની હતી. તેમાં ૧૦૦૦૦ મોહમેદન અને ૪૦૦૦ રોમન કેથોલિક છે. ૧૪ મી સદીમાં સરવિયાનું ખંડીયું રાજ્ય હતું. પણ ૧૩૮૯માં સરવિયાનું તુર્કોએ સ્વતંત્રપણું છીનવી લેતાં એ તાબે

થયું. ૧૮૮૦થી એ તદન તુર્કોને તાબે છે. ઈ. સ. ૧૫૧૬ થી ૧૮૫૧ સુધી પ્રિન્સોને તાબે હતું. ગઈ સદીમાં આ દેશનો ખેતીવાડીનો ઉદ્યોગ બેહદ ખીલ્યો છે.

**મોન્ટેવિડો**—ઉરેગુએના સ્વતંત્ર રાજ્યનું પાયતખત. આ શેહેર નજદીક બકરાંનાં માંસને મીઠાંમાં આંથવાનું કારખાનું હોવાથી ત્યાં દર સાલ ૨,૦૦,૦૦૦ ઢોરોને કતલ કરવામાં આવે છે. અત્રેની સુકી ગોદી ઘણી ગંજાવર છે. તેમજ મોટી નાટકશાળા, ટાઉન હૉલ, કસ્ટમ હાઉસ, એક્ષચેંજ, હૂન્નર તથા વેપારી શાળા, યુનિવ્હરસિટી, સંગ્રહસ્તાનનાં જાહેર બાંધકામો છે. અત્રે ૩૪ મૈલ ઉપરથી પાણી નળ વાટે લાવવામાં આવે છે. ૧૮૭૭માં વસ્તી ૧૧૦૧૬૭ની ને ૧૮૮૯માં ૨૧૪૬૮૨ની હતી; તેમાં અરધા ઉપર પરદેશીઓ વસે છે.

**મોયલ**—આ નામ 'મંવ' નામે ગામડાં ઉપરથી પડ્યું છે. આ પ્રજાની વસ્તી પંજાબમાં છે. તથાપિ અમરીતસરની આસપાસ તેમની મોટી વસ્તી છે. આ પ્રજામાં છોકરીનાં લગ્ન પ્રસંગે મોટો ખર્ચ થતો હોવાથી તેઓ બાળહંત્યા કરતા હતા, એમ જણાવવામાં આવે છે.

**મોર**—પ્રાચીનકાળથી હિંદમાં આ જાણીતું પક્ષી પોતાનાં સુંદર મરોડદાર કદ માટે અને રંગબેરંગી પીછાં માટે પ્રસિદ્ધ છે. એને સરસ્વતીનું વહાન જણાવવામાં આવે છે. સાલોમનના સમયમાં રાતા સમુદ્ર તરફના વેપારી એને જુડીયામાં લઇ ગયા હતા. અને છેલ્લી સદીમાં રોમમાં લઇ જવામા આવ્યું હતું. મધ્યમ ઇંગલંડના લોકો તો એની પૂજા કરતા હતા, અને ભુંજેલા મોરને સોનાની રકાબીમાં મેળી માહોમાહે ફેરવી શૂરવીરો સાહસ કર્મ કરવાની માનતા લેતા હતા.

મોરની માદાને ઢેલ કહે છે. તે પોતાનાં ઈડાંને મોરથી છુપાવી રાખે છે. કારણ તે ઈડાંને ફોડી નાખી બચ્ચાંને મારી નાખે છે. એનાં અત્યંત રમણીય કદ ઉપરથી તેના આકારના સિંહાસન અગાઉ બનાવવામાં આવતા હતા. મોરની પુછડીનાં પીછાં દર સાલ ખરી પડે છે. અને વસંતરૂતુમાં પીછાં આવે ત્યાં સુધી તે શરમને લીધે ભરાતું ફરેછે.

**મોરકકોનું રાજ્ય**—આફ્રિકાના ઉત્તર પશ્ચિમ ભાગમાંનું સુલતાની રાજ્ય. એનું ક્ષેત્રફળ ૩,૧૪,૦૦૦ ચોરસ મૈલ છે. આ ક્ષેત્રફળમાંનો ૭૮,૦૦૦ ચોરસ મૈલ ભાગ પશ્ચિમ ભણીનો ફળદ્રુપ છે. ૨૭,૦૦૦ ચોરસ મૈલ ભાગ ઉંચો ખેતીવાડીથી રોકાયલો છે અને ૨૦૯૦૦૦ ચોરસ મૈલ ભાગ શાહારાનો અથવા વેરાન છે. અત્રે લોક વસ્તી ૨૫,૦૦,૦૦૦ થી ૧,૩૦,૦૦,૦૦૦ ની ગણાય છે. તેમા મુખ્ય ભાગ આરબોનો છે. આ રાજ્યમાં દક્ષિણ પશ્ચિમથી ઉતર પૂર્વ ભાગમાં પહાડો તથા વેરાન હોઇ ચોતરફ કિનારો છે. તેમાં કેટલોક ભાગતો તદન ફળદ્રુપ છે. કેટલોક ભાગ આલજીરિયા જેવો ફળદ્રુપ છે. આ દેશ હાલમાં મોરકકોના સ્વતંત્ર સુલતાનને તાબે છે. રાજ્યને તાબે ૧૦,૦૦૦ કવાયત પામેલું હથીયારબંદ લશકર છે, પણ વખત પડવે સુલતાનના ૧,૦૦,૦૦૦ મોબીલીસર્તુ લશકર જમાવ થઇ શકે તેવી સ્થિતિમાં છે. મોરકકો અને સ્પેન દરમ્યાન તારનું દોરડું લંબાયલું છે. તેમજ મુખ્ય શેહેરમાં ટેલીફોનની લાઇનો છે. પોસ્ટ ઓફીસનો વેહવાર ઇંગ્રેજોને હસ્તક છે. રાજ્યનું વાર્ષીક મેહેસૂલ ૧૮,૦૦,૦૦૦ પૌંડનું ઉપજે છે. આ દેશનું બંદર ૧૮૧૭ થી સુધરેલા સર્વે દેશો માટે વેપાર થકી ખુલ્લું મેળાયલું છે; છતાં હજી મધ્ય ભાગમાં સુધરેલી પ્રજા દાખલ થઇ શકતી નથી. અત્રેનો ગુલામી વેપાર હાલમાં તદન બંધ પડયો છે. ૧૮૫૯–૬૦ અને ૧૮૯૩ માં સ્પેન સાથે ખટપટમાં ઉતરવું પડયું હતું.

**મોરક્કો**—એજ નામનાં મુખ્ય રાજ્યની દક્ષિણ ભણીની રાજ્યધાની. આ શેહેર સમુદ્ર સપાટીથી ૧૪૪૭ ફીટ ઉપર છે. શેહેર

આસપાસ ચુના તથા મટોડાંની પાંચ મૈલ ઘેરાવાની દેવાલ છે; આ દેવાલ લગભગ ૨૦ થી ૩૦ ફીટ ઉંચી છે. અત્રેનું બજાર તથા સોદાગર બજાર રોનકદાર છે. શેહેરમાં મસજીદો અસંખ્ય હોઇ તેમાં કુતુમીયા વિશેષ રોનકદાર છે. મુખ્ય ઉદ્યોગ ચામડાં રંગવાનો છે, પણ પરદેશી સુંદર માલ સસ્તે દામે અત્રે વેચાતો હોવાથી અત્રે દેશી હુન્નરમંદીનાં કામોનાં કારખાનાં નથી. લોક વસ્તી ૬૦,૦૦૦ ના સુમારેની છે. શેહેરમાં કોઇ પણ યૂરપીયન જાથુક વસનાર નથી. દક્ષિણ ભણી સુલતાનનો મેહેલ ૧૮૦ એકર જમીન ઉપર છે. મોરક્કોની સ્થાપના ૧૦૭૨ માં થઇ હતી, ને ૧૩ મી સદીમાં આ શેહેર એટલી તો ચઢતી કળાએ ચઢયું કે તે વેળા વસ્તી ૭,૦૦,૦૦૦ ની હતી.

**મોરણા**—આ વનઔષધી વનસ્પતિ ગોવા તથા કારોમાંડળના કિનારા ઉપર ઉગે છે. એનાં પાંદડાંપર કાંટા હોય છે; અને ફુલ જાંબુડા રંગનાં હોય છે. એનો રસ તૂરો અને સેહેજ લીસો ને કડવો હોય છે. તે તરફ એનો ઉપયોગ સંધીવા, પવનના સોજાપર અને ઠાંસાપર કરે છે. તેને ઘણુંકરી ચીનાઇ સાકર સાથે ખવાડે છે.

**મોરફિયા**—એક કેફી દવા. એક રતલ અફીણમાંથી માત્ર એક આંઉસ મોરફીયા બનેછે. એમાં કેફ લાવવાના બેહદ ગુણ છે. એના નાહના ચળકતા પાસાદાર, રંગ વગરના કટકા આવે છે, અને સ્વાદમાં ઘણાજ કડવા હોય છે. ખુદ મોરફીયા અમથું ખાધાથી એકદમ કેફ ચઢતી નથી, કેમકે તે પાણીમાં જલ્દીથી પિગળતું નથી, પણ જો આગમજથી ઍસિડ સાથે ભેળીને પીધું હોય તો ઝીણામાં ઝીણા ગાંગડાથી બેહદ કેફ ચઢી કદી જીવલેણ પરિણામ પણ લાવે છે.

**મોરબી**—આ રાજયની ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે ધ્રાંગધરા અને વાંકાનેર સંસ્થાનો, દક્ષિણે નવાનગર અને પશ્ચિમે ધ્રોળનાં સંસ્થાનો છે. આ રાજયને તાબે ૮૨૧ ચોરસ મૈલ જમીન હોઇ તેમાં ૯૦૦૦૦ની લોક વસ્તી છે. વાર્ષિક ઉપજ રૂ. ૮૦,૦૦,૦૦૦ને સુમારેની છે. દેશમાં ૧૨૫ ગામો સમાય છે. અત્રેના રાજ્યકર્તા જાડેજા રજપૂત અને તેઓ ઠાકોર કહેવાય છે.

આ સંસ્થાનનો દક્ષિણ તથા પૂર્વ ભણીનો મુલક પહાડી પણ બાકીનો ભાગ સપાટ છે. દેશમાંથી મચ્છુ, ઘોડાકોઇ, અને ડેમાઇ નદી વહેતી હોવાથી દેશ ફળદ્રુપ છે. મુખ્ય ઉપજ કપાસ, અડદ, જુવાર અને બીજાં ધાન્યોની છે. લોક વસ્તી મુખ્ય કરી રજપૂત, કોળી, આહિર, વાણીયા, બ્રાહ્મણ, જૈન વગેરેની છે. ભાષા ગુજરાતી બોલાય છે.

મુખ્ય શેહેર મોરબી કિલ્લાવાલું છે. શેહેરમાં ઠાકોરના વિશાળ મેહેલો છે. અગાઉ આ શેહેર મોરધ્વજપુરી, અને તે પછી ભીમપોરને નામે ઓળખાતું હતું. પાછળથી "મોરબો" નામે ટેકરી ઉપરથી હાલનું નામ પડયું છે.

ઇતિહાસ ઉપર જોતાં અત્રેનું રાજ્ય કચ્છથી ઉતરેલા જાડેજા રજપૂત રાજ્યકર્તાના તાબામાં છે. આ રાજ્ય પ્રથમ મોગલ પાદશાહીને તાબે હતું; પણ અકબરશાહે કચ્છના રાવને એ સોંપ્યું હતું. આય રાજ્ય કચ્છના રાવ ખેંગારજીને તાબે આ રીતે આવ્યું કે તેણે મુજફ્ફરખાનને પોતાને આશરે આવેલો જોઇ અકબરને સ્વાધીન કર્યો હતો; તેથી પાદશાહે એને આ સંસ્થાન ભેટ આપ્યો હતો. આ રાજ્ય બ્રિટીશ સરકાર સાથે ૧૮૦૩થી સંબંધમાં આવ્યું છે. રાય ખેંગારજી પછી ૧૫૮૩માં તેમની ૪થી પેઢીએ રાજ્ય કર્યા પછી, પામીથી ઉતરેલા રાયધણજી ગાદીએ બેઠા. તેના ૧૧ પુત્રો માહેલા બીજા રાવૌજી મોરબી ઉપર થએલો હુમલો બહાદુરીથી હટાવી કહાડવે તે તેના બાપે તેને ઇનામમાં આપ્યું હતું. રાયધરણજી પછી કચ્છની ગાદીએ આવનારો કુંવર નોઘણજી નબળો હોવાથી, તેણે ગાદી ઉપરનો

હક છોડી દઇ, 'ગરાશ' લઇ સંતોષ પામવે, તેનો બીજો ભાઇ તે ઉપલો રવોજી ગાદીએ બેઠો. જયારે રાયધરણજી ૧૬૯૭માં મરણ પામ્યો તેજ દિવસે રાવ મવોજી તેના નાહના ભાઇ પ્રાગજીએ દગલબાજીથી મારી નાખી પોતે ગાદીનશીન થયો. રવોજીનો બેટો કાયોજી જે બાપનાં મરણ કાળે નાહનો હતો તેણે ઉમ્મરે પુગતાં બહારવટું કીધું, અને પ્રાગજી તથા તેના બેટા ગોડજીને કેદ પકડયા, કે પછી આ કાકા ભત્રીજા વચ્ચે સુલ્હે થતાં ઠર્યું કે પ્રાગજીએ કચ્છની હાકમી ભોગવવી અને કાયોજીએ વહાગડ પ્રગણું વગેરે 'મચ્છુ કાંઠા'નો આખ્ખો પ્રાંત એટલે મોરબી ઉપર સત્તા ચલાવવી, એમ ઈ. સ. ૧૭૧૫થી ઠાકોર કાયોજીએ મોરબીને પોતાની સત્તાનું પાયતખત બનાવ્યું કે, જેથી એ રાજ્ય-કુટુંબનો મૂળ સ્થાપક કહેવાયો. આ ઠાકોર ૧૭૩૩ માં મરણ પામતાં તેના નળપુત્રમાં વડો 'તેજમલજી' નિરવંશ મરણ પામતાં, તેનો ન્હાનો ભાઇ અલીઆજી ગાદીએ બેઠો. આ ઠાકોર બેહદ શૂરવીર હતો. એને ૧૭૩૯ માં દુશમનોએ 'પડધરી' ગામમાં દગાથી મારી નાખ્યો હતો. એનો પુત્ર 'રેવોજી' ગાદીએ બેસતાં પોતાના બાપને મારનાર હાકોભાઇને કતલ કરી તેનાં ૧૨ ગામો જીતી લઇ પડધરી પાયમાલ કરી નાખ્યું. આજ ઠાકોરે બંધાવેલો મોરબીનો કિલ્લો હાલમાં કાયમ છે. તેના પછી ૧૭૬૩ માં કુંવર પંચાણજી ઠાકોર થયો. તે ૧૭૭૨ માં મરણ પામ્યો. તે પછી તખતે આવેલો હમીરજી ૧૭૮૯ માં મરણ પામતાં તેનો ભાઇ જીઓજી તખતે બેઠો. તેણે નીઆણા જેવા ત્રાસદાયક લોકોને તાબે કર્યા હતા. ૧૮૨૦ માં ઇંગ્રેજ સત્તા અને લાગવગ કાઠીયાવાડમાં પ્રથમ ફેલાતાં આ ઠાકોરે દોસ્તીનો ગાંઠ બાંધી ઘણાક સુધારા પોતાનાં રાજ્યમાં કીધા હતા. એના પછી ૧૮૨૮ માં કુંવર પૃથ્વીરાજ ગાદીએ બેઠા. તે ૧૮૪૫ માં મરણ પામતાં કુંવર રવોજી ઠાકોર થયા. રવોજીએ રાજ્યમાં ઘણાક સુધારા કરી રાજ્યને કર્જમુક્ત બનાવ્યું હતું. એમના અમલમાં મોરબી રાજ્ય સુધરેલી પધતિપર મેલાયું, તથા આ ઠાકોરે દેશપરદેશની મુસાફરી કરી પોતાનાં રાજ્યને સારી હાલતમાં આણ્યું હતું. તેમના પછી ૧૮૬૯ માં સર વાઘજી ઠાકોર થયા. પણ બાળવય હોવાથી ૧૮૭૯ માં ૨૧ વર્ષની ઉંમરે રાજ્યનો કુલ એખત્યાર સોંપવામાં આવ્યો હતો. કાઠીઆવાડના રાજાઓમાં આ ઠાકોરે ૧૮૮૩ માં ઇંગ્લાંડ તરફ મુસાફરી કરી હતી. આ ઠાકોર સાહેબે વઢવાણથી મોરબી સુધી ૭૦૦ મૈલ લંબાઇની રેલવે લાઇન પાંચ લાખ રૂપીયાને ખર્ચે બંધાવી ખુલ્લી મુકી હતી. આ ઠાકોરના રાજ્ય અમલમાં મોરબી સંસ્થાનમાં નવી પદ્ધિતિથી કેળવણી અને ન્યાય વગેરેનો ફેલાવો થયો છે.

**મોરવેલ**—એના વેલા ૩,૦૦૦ ફીટ ઉંચાઇના પર્વતો ઉપર આપોઆપ ઉગે છે. મહાબળેશ્વર તથા માથેરાન તરફ તે જોવામાં આવે છે. એનાં પાંદડાં નાગવેલનાં પાંદડાં જેવાં પાતળાં હોઇ એ આંગળ પોહળાં તથા ૭ આંગળ લાંબાં હોય છે. દરેક પાંદડાંપર ત્રણ રેષા જણાય છે, અને છેડે પાંદડાં ઝીણાં હોય છે. એનાં પાંદડા તીખાં રહે છે. એનો રસ ખાવાથી પસીનો છુટે છે અને તરસ ઓછી લાગે છે. આથી તાપ, રક્તદોષ, અને સંધિવાતમાં તેનો ઉપયોગ કરે છે. એનાં પાંદડાંમાંથી અર્ક કાઢવામાં આવે છે.

**મોરશિઆ**—એનાં ઝાડ વેંહેતભર ઉંચાં વધે છે. એની ઉપર મોરની કલગીર જેવા તોરા આવે છે. એને માહારાષ્ટ્રમાં મોર શેંડપ કહે છે.

**મોરસ**—એનું ઝાડ નાહનું અને જમીન ઉપર ફેલાયલું હોઇ ઝીણાં પાંદડાવાલું હોય છે. આ પાંદડાં લીલાં, લાલ તથા આસમાની ચિત્ર વિચિત્ર રંગનાં હોય છે. એની ભાજીની ડાંખળી ચીકણી હોય છે. તેપરથી પાંદડાં ટુપી તેનું શાક બનાવે છે. મોરસના

છોડ સમુદ્રકાંઠે ઉગતા હોવાથી તેમાં ખારાસ રહે છે. માહુલીના કિલ્લાપર મોરસના બેહદ વન છે.

**મોરાદાબાદ**—વાયવ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એની ઉત્તરે બીજનોર, પૂર્વે રામપુર, દક્ષિણે બુદૌન અને પશ્ચિમે ગંગા છે. એનું કુલ ક્ષેત્રફળ ૨૩૦૩ ચોરસ મૈલ છે. લોક સંખ્યા ૧૧,૭૯,૩૯૮ ની છે. મુખ્ય ભાષા ઉર્દુ અને હિંદી બોલાય છે. મુખ્ય નદી ગંગા, સોન, રામગંગા વહેછે. અત્રેનો નિકાસ વેપાર ધાન્ય, ખાંડનો છે, ને આયાત વેપાર નીમક, તંબાકુ કાપડનો છે.

**મોરિશીઅસ**—ઇંડીયન ઓશનમાંનો એક ટાપુ. ૧૮૧૦ થી ગ્રેટ બ્રિટનને તાબે છે. તે મેડેગાસ્કરની પૂર્વે ૫૫૦ મૈલ ઉપર છે. અત્રે ગરમ પાણીના ઝરા ને જવાળા-મુખી પુશકળ છે. ૧૯ મી સદીમાં અત્રેનું જંગલ કાપી નાખી ત્યાં શેરડીની ખેતી ખાંડ બનાવવા માટે મોટા પાયાપર ચાલુ કરી હતી. ૧૮૯૨ માં થયલા વંટોળીયાથી પોર્ટલુઇ તથા અનેક મથકોને નુકસાન પોંહચ્યું હતું. ૧૮૫૪ માં કોલેરામાં ૧૭૦૦૦ માણસો મરણ પામ્યા હતા, અને ૩૦ વર્ષ પછી ઝેરી તાપથી ૩૦૦૦૦ માણસોને નાશ થયો હતો. અત્રેની પ્રજા મુખ્ય કરી ફ્રેન્ચો-ની વંશજ છે. તેઓ ચંચળ બાહોશ ને ઉદ્યોગી હોય છે. ત્યાં મુખ્ય વસ્તી હાફકાસ્ટ, સીધી, સીંગાલી, મલાઇ અને ચીનાઓની છે. પણ મુખ્ય ભાગ હિંદનાં મજુ-રોથી વસાયલો છે; કે જે મજુરોને ૧૮૪૨ થી દર સાલ અત્રે લાવવામાં આવે છે. ૧૮૮૧ માં લોક વસ્તી ૩૫૪૯૮૭ ની ને ૧૮૯૧ માં ૩૭૭૬૫૫ ની હતી. જેમાંના ૨૦૯૦૭૯ હિંદુ, ૧૧૫૪૩૮ રોમન કેથો-લિક, ૩૪૭૯૩ મોહમેદન અને ૭૩૦૭ પ્રોટેસ્ટ છે. મુખ્ય શેહેર પોર્ટ લુઇસ છે જેમાં વસ્તી ૭૮૮૦ ની છે. ત્યાં ૯૨ મૈલ. રેલ્વે લાઇન ફરી વળેલી છે. મુખ્ય પાક શેરડીનો છે. આયાત વેપાર 'નાળીયરનું' તેલ, વેનીલા, ખાંડ અને રૂનો છે. આ ટાપુ ઇ. સ. ૧૫૦૭ માં પ્રથમ શોધી કાઢવામાં આવ્યો હતો. ૧૫૯૮ વેર અત્રે પોર્ટુગીજોનો અમલ હતો. એને ડચોએ પોતાના રાજ-કુવર મુરીશ ઉપરથી હાલનું નામ આપ્યું. હતું. એઓ ૧૫૯૮ થી ૧૭૦૦ વેર હતા. ફ્રેન્ચોએ ૧૭૩૫ થી ૪૬ સુધી અમલ ભોગવ્યો હતો ને તે પછી ફ્રેન્ચોને તાબે ૧૮૧૦ સુધી હતું. હાલમાં એ બ્રિટીશોને તાબે છે.

**મૉરીસ**—પૂર્વ ભણીના રોમન રાજ્યનો પાદ-શાહ, એનો જન્મ ઇ. સ. ૫૩૯ માં થયો હતો, ને મરણ ૬૦૨ માં નિપજ્યું હતું. એણે ઇરાનીઓ સાંમે લઢી તાઇબિરિયસ અને જસ્તીન્યનના સમયમાં ઘણી નામના મેળવી હતી (ઇ. સ. ૫૭૮—૫૮૧); આથી તાઇબિરિયસે પોતાની બેટી એને આપી ગાદીવારસ બનાવ્યો. તાઇબિરિયસ પછી ૫૮૨ માં એ ગાદીએ બેઠો. એણે ૨૦॥ વર્ષ રાજ્યઅમલ ભોગવ્યો હતો, પણ ૬૦૨ માં લશકરે બળવો કરી 'ફોકસ' ને પાદ-શાહ નેમ્યો. તે વેળા મૉરિસનાં બાઇડી છોકરાં માર્યાં ગયાં હતાં.

**મોરે**—મોરે નામનો એક નામાંકિત સરદાર કર્નાટકમાં નાઇક નામે પ્રસિદ્ધ હતો. યુસુફ અદિલશાહે તેને ૧૨૦૦૦ પેદળ લશકરનો સરદાર નેમી નીરા તથા વારણાની વચ્ચેના પ્રદેશ જીતવા મોકલ્યો હતો. આ પ્રદેશ શિરકે, મુજર, મોહિતે, મહાડીક વગેરે મ-રાઠા સરદારના તાબામાં હતો. તે સરદાર અદિલશાહનો હોકમ માનતો નહોતો. શિરકે અને મુસલમાન એમની લઢાઇ તો આગલા વખતથી ચાલુ હતી. મોરેએ અનેક દેશો જીતી લીધા હતા. આ કામદારી બદલે અદિલશાહે "મોરે" ને "ચંદ્રરાવ" આ ખેતાબ આપી "જાવળી"નો રાજા બનાવ્યો હતો. આ મોરે વંશે પાછળથી અનેક વખતે વિજાપૂરકરોને સારી મદદ કરવાથી તેનીપર આદિલશાહની ઘણી મેહેરબાની હતી.

યશવંતરાવ મોરેએ આદિલશાહ તરફથી "પરિંડા" ની લઢાઇમાં બુરહાન નિજામ શાહને હરાવી તેનો લીલો વાવટો જીતી લીધો હતો. તેજ અદિલશાહે મોરેને ઇનામમાં આપ્યું હતું. આ મોરેના વંશે ૭ પેઢી સુધી રાજ્ય અમલ ભોગવ્યો એટલે ૧૬૫૫ સુધી જાવળીમાં રાજ્યઅમલ કર્યો હતો. જાવળીના રાજા પોતાના નામ આગલ ચંદ્રરાવનો ખેતાબ ધારણ કરતા હતા.

**મોરેવિયા**—આસ્ટ્રિયન શેહેનશાહતનો પાદશાહી મુલક. એનું ક્ષેત્રફળ ૮૫૭૯ ચૌરસ મૈલ છે. ૧૮૭૦ માં વસ્તી ૨૦,૧૭,૨૭૨ ની ને ૧૮૯૦ માં ૨૨૭૬૮૭૦ ની હતી. એની આસપાસ પહાડી હાર ફરી વળેલી છે. આ રાજ્યનો મુખ્ય ભાગ ખેતીવાડીથી રોકાયલો છે. મુખ્ય ખનીજ કોલસો, લોઢું અને ગ્રૅફાઇટ મળે છે. એના જીલ્લામાં ઉન, લીનન, સુતરાઉ કાપડ અને બીટરૂટની ખાંડ; રેસમી કાપડ, લેસ, લોઢાંકામ, ચામડાં કેળવનવાની ટેનરી, બીરની ભઠ્ઠી અને દારૂ ગાળવા વગેરેના ઉદ્યોગ હુન્નરનાં મથકો છે. મુખ્ય વસ્તી રોમન કેથેલિકની છે. ઇ. સ. ૧૦૨૯ થી મોરેવિયા બોહીમિયા સાથે સંબંધમાં છે, પણ ૧૫૨૬ થી એ અને બોહિમિયા ભૂમિ આસ્ટ્રિયાના તાબામાં આવી છે. ૧૮૪૯ થી આ દેશ બોહિમિયાથી જૂદો ગણાય છે.

**મોરોપંત**—આ જાણીતો મરાઠા કવિ ઇ. સ. ૧૭૨૯ માં જનમી ઇ. સ. ૧૭૯૪ માં મરણ પામ્યો હતો. એનો જન્મ રતનાગિરી જીલ્લા માહેલા સૌદળ ગામમાં થયો હતો. એનો પિતા રામાજીપંત કોલ્હાપૂર દરબારમાં નોકરીએ હતો. મોરોપંતની બે સ્ત્રીઓ હતી, અને તેના વંશજો સિંદેશાહી તથા નિજામશાહીમાં જાણીતા થઇ ગયા છે. એ બારામતિના બાબાજી નાઇકના આશ્રયમાં પુરાણીક તરીકે નોકરીએ હતો. એણે ત્યાં સંસ્કૃત ભાષાનો ચાલુ અભ્યાસ કરી, મંત્ર ભાગવત, બૃહદ્દશમ, મહાભારત અષ્ટોતરશત રામાયણ, હરિવંશ, બ્રહ્મોત્તર ખંડ, ભાગવતગીતા, સપ્તશતિ, કેકાવલી અને બીજા અનેક આખ્યાનો પ્રાકૃતમાં રચી અનેક સંસ્કૃત કાવ્ય ગ્રંથો પણ રચ્યાં હતાં. એના બધા મલી ગ્રંથો ત્રણ લાખ રચેલા કહે છે. "મહારાષ્ટ્ર કવિ મૂકુટમણીનું પદ મોરોપંતને મળેલું છે. એ કવિ તથા ભગવાન ભક્ત તરીકે પ્રસિદ્ધતા પામી ગયો છે. પંઢરપૂરમાં એનું મરણ નિપજ્યું હતું.

**મોલ**—છછુંદરની જાતમાંનું એક પ્રાણી. એના હાથ પાવડા જેવા, નખદાર પંજાના હોય છે. આ વડે તે ભોંય ખોદે છે. પગ પણ તેવાજ નખવાળા હોય છે, જે જમીનમાં દર કરવાના ઉપયોગમાં આવે છે. એ આગલે હાથે માટી ખોદી પાછલે પગે તેને ઉડારે છે. આ પ્રાણી દરમાં તથા જમીનમાં નીચા ઉંચા ડુંગરને દર બનાવી રહે છે. એ જીવડા તથા નાહનાં પ્રાણી મારી તેપર ગુજરાન કરે છે.

**મોલમીન**—બરમામાં તેનાસરીયમ પ્રાંતમાંનું શેહેર. એ સાલવીનના મુખ ઉપર છે. લોક વસ્તી ૧૮૫૬ માં ૪૩૬૮૩ ની ને ૧૮૯૧ માં ૫૫૭૮૫ ની છે. નિકાશ વેપાર ઇમારતી લાકડાં અને ચોખાનો તથા આયાત વેપાર પરચુટણ સામાન અને લોઢાંકામનો ચાલુ છે.

**મોલાખ**—ફાઇનીશિયન, ખનાન, ફ્રિનિશિયન અને એસિરીયન લોકોમાં આ ભયંકર દેવતાની પૂજાનો રેવાજ ચાલુ હતો. એ "ઍમોની" પ્રજાનો અગ્નિ દેવતા કહેવાતો. ખનાની, આરામી અને આરબ લોકો અગ્નિની ભકિત આ મૂર્તદ્વારે કરતા, જેરૂસલેમની બાહેર આ દેવતાનાં મંદીર હતાં. જો કોઇ આટાનો ભક્ષ આપતો તો તેઓ એકજ મંદીર ઉઘાડતા, કબૂતર આપવામાં આવે તો બે ઉઘાડતા. આ મુજબ હલકી ભારે ભેટનાં

પ્રમાણમાં એકથી વધુ દેવળ ઉંધાડતા. આ દેવતા પોકળ પિત્તળનો બનાવેલો હતો. તેનું મોહ વાછરડા જેવું ને હાથ મનુષ્ય જેવા બાહેર ફેલાવેલા હતા. તેના હાથ તળે ભઠી સળગાવી તથા પેટના પોકળ ભાગમાં ચેહ સળગાવી તેનું શરીર તથા હાથ લાલચોળ થતાં તેપર ભોગ ચઢાવવામાં આવનાર બાળકને રમાડી હસાવી મેલી દેતા. જેવું બાળકને હાથમાં મેળતા કે હાથોની પછવાડે જડેલી સાંકળો અને ચક્રોની મદદથી તે ભોગ છાતીનાં બકારામાંથી માહેલી ભઠીમાં જઇ પડતો, ને પછી પોલાણમાંથી પડતી રાખ તેના બન્ને પગ તળે જઇ પડતી. પેહેલાં તો બુઢાઓનો એ મુજબ ભોગ આપતા હતા, પણ પાછળથી બચ્ચાંનેજ ચઢાવતા હતા. તેમાં એક એવી બાધ હતી કે તે વખતે તે બચ્ચાંની માતાએ જાતે ઉભી રહી ભોગ ચઢાવતી વેળા આનંદ પ્રદર્શ કરવો. ને એ રીતે જે સ્ત્રી ભોગ આપતી તે ભક્તિમાન અને સ્વદેશાભિમાની ગણાતી. તે પછી વાજીંત્રો સાથે રંગરાગનો દોર ચાલતો. આ ક્રૂર રસમને રોમનોએ જડમૂળથી દાખી દઇ દેવતાના પુંજારીઓને ત્યાંને ત્યાંજ ફાંસીએ લટકાવી મારી નાખ્યા હતા.

**મોલિબ્ડેનમ**—એ લીલા રંગની ધાતુ છે. એ મુખ્ય કરી દ્વિસલફાઇડને રૂપે બોહિમિયા અને સ્વિડનમાં જડે છે. એ દેખાવમાં સીસાપેનના પથ્થર જેવો હોય છે. એને તિવ્ર સલ્ફ્યૂરિક ઍસિડમાં ઉકાળતાં તેનો આસમાની દ્રવ બને છે. મોલિબ્ડેનમ ધાતુ બરડ અને સફેદ હોય છે. એનો રસ ઝટ બનતો નથી. નાઇત્રિક ઍસિડમાં નાખી, ગરમ કરતાં ઑકસિડાઇજ બની મોલિબ્ડિક ઍસિડ બને છે. હાઇડ્રોકલોરિક અને જળે મિશ્રીત યૂરિક ઍસિડ એમનું એપર કાર્ય થતું નથી.

**મોસ્કો**—રશિયન શેહેનશાહતનું હાલનું પાયતખ્ત શેહેર. સેંટપિટર્સબર્ગની દક્ષિણ પૂર્વે રેલ્વે માર્ગે. ૪૦૩ મૈલ ઉપર છે. શેહેરમાં ઉનનું કાપડ, રેસમી કાપડ, તંબાકુ, મિણબત્તી, ધાતુકામ, યંત્રકલા, કાગળ, ઈંટ, ગાડી, કુંભારકામ, ઘડીયાલ વગેરેનો મોટો ઉદ્યોગ ચાલે છે. ૧૮૬૪ માં લોકવસ્તી ૩૬૫૦૦૦ ની ને ૧૮૮૮ માં ૭૯૮૭૪૨ ની હતી.

આ શેહેરમાં એશિયા તથા યૂરપના અનેક સ્થળોનાં લાકડાંનાં તથા પથ્થરનાં કોતરકામ અને કારીગરીના નમુના જોવામાં આવે છે. છેક ઉત્તર માહાસાગર પાસેના દેશમાંનું લાકડાંનું ઘર સ્વિડન અને ડેનમાર્કમાંથી ઘણી છોલીને ચણી છોબંધ કરેલાં ઈંટોનાં ઘર, ટાઇલ્સથી ચિત્રેલી દેવાલો, કોનસતન્તીનોપલની મસજીદ, બુકારિયાનું તાતારી મંદીર, ચીનનું કાષ્ટ મંદીર, વરંડા અને મંડપ, સ્પેનનાં બકારેત, ફ્રાન્સનાં કેદખાનાની અંધારી કોટડી, કેદખાનું અને સાધારણ કારખાનું, રોમનાં લાકડાંના નાશ થતા બચેલા નમુના, નેપલ્સનાં છાપરાં, ચોતરા વગેરે મોસ્કોમાં એકત્ર જણાય છે. તેમજ જૂદા જૂદા દેશની પચરંગી પ્રજા અત્રે જણાય છે. મોસ્કોનાં તમામ જાણીતાં સ્થળોમાં ક્રેમલિન અથવા ક્રેમલ કિલ્લો મુખ્ય છે. આ કિલ્લાનાં એક ભોંયરામાં ગંજાવર ઘાંટ પડેલો છે. એક વેળા કિલ્લામાં આગ લાગતાં આ ઘાંટ તપી જતાં તેપર લોકોએ પાણી રેડતાં તેમાં ફાટ પડી હતી. આ ઘાટનો ઘેરાવો ૬૭ ફીટ ૮ ઇંચ, વ્યાસ ૨૨ ફીટ ૫$\frac{1}{2}$ ઇંચ અને ઉંચાઇ ૨૧ ફીટ ૪$\frac{1}{2}$ ઇંચની છે. એનું વજન ૪૪૩૭૭૨ પાઉંડ છે, અને તેની કિંમત ૬૬૫૬૫૮ રૂપીયાની થવા જાય છે. આ ઘાંટ મિશ્ર ધાતુનો બનેલો છે. તે શિવાય ઈવાનનાં દેવળ માહેલો ઘાંટ ૫૭ ટનથી પણ વધારે વજનમાં હોવાથી તે જ્યારે વાગે છે ત્યારે કાન બેહેરા બનાવવા જેવો અવાજ કાઢે છે. તેમજ આ કિલ્લામાં બીજી એક નવાઇ જેવી તોપ છે. તે ૧૮$\frac{1}{2}$ ફીટ લંબાઇમાં અને દળમાં ૧૦ ઇંચ જાડી

છે. આ તોપ ૧૬૮૪ માં બનાવવામાં આવી હતી.

રશિઆમાં જીતેલા કૉઝેક, સાઇબિરિયા, અસ્ત્રાખાન અને ક્રિમિયા વગેરે રાજ્યોનાં રાજમુગુટ આજ કિલ્લાના રાજ ભંડારમાં જાળવી રાખેલા છે. તેમજ રશિયાની રાણી એન અને ઝાર બીજા પીટર વગેરેનાં રાજ-મુગુટ પણ ત્યાં જાળવેલાં છે. તેમજ બીજું કેટલુંક સંગ્રહસ્તાન ત્યાં જોવામાં આવે છે.

આ કિલ્લા માંહેલા એક ધર્મ મંદિરમાં ગ્રીક અને સ્લાવોનિક ભાષાનાં હાથનાં લખેલાં ઘણાક પુસ્તકોનો સંગ્રહ છે. તેમાં સ્લાવોનિક ભાષાનાં વધારે છે. તે શિવાય આ કિલ્લામાં "ક્રેમનિલ" કિલ્લાનો અધુરો નમુનો જોવા જોગ છે.

મોસ્કો શેહેર સપાટ જમીન ઉપર વસાયલું છે. એનો ઘેરાવો ૨૬ મૈલ ને લંબાઇ ૪ મૈલ તથા વિસ્તાર ૯ મૈલનો છે. ત્યાં મસ્કુયા, જાઓસ અને નેગલિનીયા નામની ૩ નદી વહે છે. ઇ. સ. ૧૮૧૨ માં નેપોલીયન બોના-પાર્ટે આ શેહેર ઉપર હુમલો કર્યો તે વખતે તેના ત્રણ ભાગમાંના બે ભાગ જેટલો ભાગ આગથી બાળી મુકવામાં આવ્યો હતો. તે પછી ઇ. સ. ૧૮૨૪ માં તે ફરીને આબાદ થયું હતું. આ શેહેરના મુખ્ય ચાર વિભાગ કરેલા છે.

પેહેલો ક્રેમ લીન ભાગ સ્કુયા નદીને ઉત્તર કાંઠે છે. જેની ચો તરફ ઉંચો કોટ છે. તેનો આકાર ત્રિકોણાકાર જેવો અને તેનાં દરેક ખુણાં ઉપર મોટા ગોળ સ્થંભો છે. એમાંના ઘણાખરા મકાન પથ્થરના છે, પણ તેમનો ઉપરનો ભાગ ઇંટનો છે. આ ઘરો રંગ બે રંગથી રંગેલાં છે. આ વિભાગમાં તમામ ઇમારતો રશિયનોની છે. ત્યાંનો રાજ મેહેલ ઇલિઝાબેથે બંધાવ્યો હતો, જે ઝાર પૉલના વખતમાં તમામ થયો હતો; પણ ૧૮૧૨ માં બોનાપોર્ટે બાળી નખાવ્યો, જે ૧૮૧૭ માં અલેક્ઝાન્ડર ઝારે ફરી બંધાવ્યો હતો. તેમજ આ ઝારે ક્રેમનિલ રાજકીય ચિત્રશાળા નામે મેહેલ બંધાવી ત્યાં સંગ્રહસ્થાન ગોઠવ્યું હતું.

બીજો ભાગ ચીન શેહેર પણ ઇંટની રંગ બે રંગી બાંધણીથી શોભે છે. આ વિભાગના મધ્યમ ભાગમાં એક ઉંચો સ્થંભ છે, તે ઝાર પૉલ અને મિનીન તથા પોપર્સ્કિ નામના બે રશિયન વીરોના નામે અર્પણ કરેલા છે. આ વીરોએ સત્તરમી સદીની શરૂઆતમાં મોસ્કોમાંથી પોલ લોકોને હાંકી મેળયા હતા. તેમજ ત્યાં ૯ થી ૧૦ હજાર દુકાનો છે, તેમજ આ વિભાગમાં ફાઉંડલિંગ હૉસ્પીટલ છે, તે ૧૭૬૩ માં સ્થાપન થઇ હતી. તેમાં દર સાલ ૧૫ થી ૧૬ હજાર ગરીબ બાળક બાળકીઓને સરકારી ખર્ચે ખોરાકી, પોશાક મળે છે. એવાં બાળકો ત્યા ૨૪ વર્ષની ઉંમર સુધી ને બાળકીઓ ૨૦ વર્ષની ઉંમર સુધી રહી શકે છે.

ત્રીજો વિભાગ વિલય ગર્દ અથવા સાદું શેહેર કહેવાય છે. આ વિભાગમાં જાણીતા મેહેલો, સરકારી કચેરીઓ, ગવરનર જન-રલનું મથક વગેરે હોવાથી ઘણું રળીયામણું દિસે છે.

ચોથો ભાગ જેમલિયનય ગર્દ અથવા માટીનું શેહેર ઝાઝું મહત્વનું નથી.

**મોસાઈલામા**—હ. મહમદનો એ બીજો હરીફ પેગંબર તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધતા પામ્યો છે. એ "હોનાઇફા" નામની એક આરબ જાતને લગતો અરબ હતો. એણે કોરાન પ્રમાણેજ પોતાનો પણ એક ધર્મ ગ્રંથ ઇશ્વર તરફથી મળેલા વિશે જાહેર કર્યું હતું; અને લાલ સમુદ્ર (કુલજુમ) તથા ઇરાની અખાતની વચ્ચે આવેલા "ઇમા-માના"ના પરાંત ઉપર હાકમી કીધી હતી.

હિજરી સન ૯ માં મક્કા તરફ એ પો-તાની કોમની તરફનો પેગામ લઇ જનાર ટોળીનો પ્રમુખ હતો, અને તે વેળા હજરત મહમદની સમજાવટથી એ મુસલમાન બન્યો હતો. પણ પોતાને દેશ ફરતાં એણે પણ

પોતાને એક પેગંબર તરીકે જાહેર કરી કોરાન પ્રમાણે એક ધર્મ ગ્રંથ પ્રગટ કર્યો હતો. એણે મહમદ સાથે મળી અરધી દુનિયા વેંહેચી લઇ જૂદા જૂદા ભાગમાં પોતપોતાનો ધર્મ ફેલાવવાની અરજ કરી હતી, પણ મહમદ પેગંબરે તેનો બાહોશીથી જવાબ વાળયો હતો. તેટલાં મહમદનું મરણ નિપજતાં એના 'મોસાઇલામા' ધર્મનું બળ બેહદ વધી ગયું હતું; આથી કાલીફ અબુબક્કરે લોકોમાં ઉશ્કેરણી થવાથી આ પેગંબર સામને થવા હિજરી સન ૧૧ યાને ઇ. સ. ૭૩૨ માં ૪૦,૦૦૦ ઇસલામી ફોજ સારનીબીલ, આકરામાં અને ખાલેદ એઓએ સરદારી લઇ 'યામામા' પ્રાંતપર ચઢાઇ કરી. અને આકરીબા ગામ નજદીક છાવણી કરી. તેટલાં મોસાઇલામાની ફોજે તુટી પડતાં ૧,૨૦૦ ઇસલામી માર્યા ગયા હતા. પણ ઇસલામીઓએ પેહેલી હાર પછી વધારે સાહુચેતીથી બીજી ચઢાઇ કરતાં તેમાં મોસાઇલામાં જખમી થઇ માર્યો જતાં મુસલમાનોએ તેના ૧૦૦૦૦ માનસોને રેંહેસી નાખી બાકીનાને પોતાના ધર્મમાં વટલાવ્યા હતા.

**મોહગની**—આ અત્યંત એક સરખું સિધું ઉગનારૂં ઝાડ છે. એનું લાકડું ઘણું કિમતી હોય છે. એનું મૂળ ઉત્પતિ સ્થાન અમેરિકા ખંડ છે; પણ હાલમાં ગોંડલ, રાજકોટ, પુના અને જુનાગઢના બગીચામાં ખાસ ઉગાડવામાં આવેલાં છે.

એનાં ઝાડપર બીયાં આવતાં ઘણો લાંબો કાળ ગુજરે છે. આ ઝાડ ગમે તેવી સારી જમીનમાં ઉગે છે. એનાં પાંદડાં લાંબાં હોઇ તે કડવા લીંબનાં પાંદડાં જેવાં પણ સેહેજ મોટાં હોય છે. નવાં ઝાડ બીયાંમાંથી ઉગાડી શકાય છે. વરસાદમાં એનાં બીયાં તેની એક બાજુની ધાર ઉપર અને બીજી બાજુની નીચે રહે છે. એવી રીતે નરમ જમીનમાં બે ઇંચ ઉંડી દાટી તેને ત્રીજે દિવસે પાણી પાય છે. રોપા બાર મહિનાના અથવા બે વર્ષના થતાં તેમને કાયમની જગ્યાપર ત્રણ ફીટ ઉંડા અને તેટલાજ વ્યાસના ખાડામાં રોપાને રોપે છે. ઝાડ ૨૦ થી ૨૫ હાથ વધતાં સુધી તેને આંઠ દિવસ આંતરે પાણી સીપવું પડે છે. પછી એક માસમાં બે વખત ભરપૂર પાણી આપે છે. આ ઝાડ ૪૦ થી ૫૦ વર્ષનું થતાં તેપર ફળો આવે છે.

**મોહગની દેશી**—એનાં ઝાડ દેખાવમાં ઘણાં સુંદર હોય છે. તેનું લાકડું મોહગનીનાં લાકડાં પ્રમાણે હોય છે, અને તે ફરનીચર બનાવવાના ઉપયોગમાં આવે છે. એનાં ફુલમાંથી લાલ રંગ બને છે. તેનો ઉપયોગ સુતર રંગવામાં કરે છે. ફુલો સફેદ રંગનાં હોઈ ઝીણાં હોય છે, અને તેનો સ્વાસ મધૂર હોય છે. એની છાલમાંથી અમેરિકામાં જેમ દેવદારમાંથી રાળ નિકળે છે તેવી એમાંથી રાળ નિકળે છે. કોકણ પ્રાંતમાંની ખીણમાં એનાં પુશકળ ઝાડ ઉગે છે. નવાં ઝાડ બીયાંથી ઉગે છે. આ ઝાડ સાધારણ જમીનમાં ઉગે છે.

**મોહડીઘોટ**—એનાં ઝાડ ગંજાવર કદનાં ઉગે છે. એની છાલનો ગાભો શુદ્ધ સફેદ રહે છે. એની છાલ સ્વાદે તૂરી છે. ઉધરસ ઉપર મોહડીઘોટીની છાલ ઘસી પાય છે.

**મોહનારાણી છેલબટાઉ**—મોહના રાણી અમદાવાદથી ૮૦ મૈલ ઉપરના આમદાનગર નામે સંસ્થાનની રાણી હતી, અને તે પોતાની ખુબસૂરતી માટે જાણીતી છે. તેને વશ કરવા છેલબટાઉ નામે એક દિલ્લીવાને આવી કોશેસ કરવાથી એકમેકના પ્યારના જોડાણ થકી તેમને બહુ વેઠવું પડયું હતું. આ રાણીની મોહબતનો કિસ્સો ગાયનમાં સરંગીયાઓ વજાડી ગાય છે. મોહના રાણીનો રાજમેહેલ હાલમાં પણ આમદાનગરમાં જોવામાં આવે છે.

**મોહબતખાન**—એનું જન્મ નામ જમાતબેગ હતું. એના પિતાનું નામ ઘોરબેગ હતું કે જે કાબુલનો વતની હતો. અકબરના

લશ્કરમાં પ્રથમ એ ૫૦૦ ઘોડેસ્વારોનો સરદાર હતો, પણ જેહાંગીરના અમલમાં મોટે દરજ્જે ચઢયો હતો. એ પ્રજામાં ઘણું માન તથા ચાહ પામ્યો હતો. એક વેળા નૂરજહાનની એનીપર ખફગી ઉતરતાં એને કેદ કરવાનો કસદ કરતાં એણે ઈ. સ. ૧૬૨૬ ના ફેબ્રુવારીમાં જેહાંગીરને કેદ કર્યો હતો. આથી નૂરજહાન એની સાથે લઢાઇ લઢી, પણ તેમાં હાર પામતાં કેદ થઇ હતી. મોહબતખાને સેવટે જહાંગીર સાથે નૂરજહાનને કેદ કરતાં એક વેળા કવાયદનાં મેદાન દરમ્યાન જહાંગીર તથા નૂરજહાન પોતાનાં લશ્કરમાં જઇ મોહબ્બતખાનના કેદમાંથી છુટકો પામ્યાં હતાં. ઈ. સ. ૧૬૩૪ માં એ દખણમાં મરણ પામ્યો હતો.

**મહાજેરીન**—આ અરેબિક શબ્દનો અર્થ "દેશ છાંડી" પરદેશ જનાર થાય છે, પણ આ શબ્દ ખાસ મુસલમાનો માટે વાપરવામાં આવે છે કે, જેઓ એસલામની શરૂઆતમાં પોતાનું શેહેર છોડી હજરત પેગંબર સાથે મદિને ગયા હતા. વળી હજરત પેગંબરે મક્કા જીતી લીધું ત્યાં સુધીમાં જે માણસો મક્કામાંથી અથવા બીજા દેશાવરોમાંથી મદિને આવી હજરત મહમદની સાથે રહ્યા તેઓ પણ મહાજેરીન કેહવાયા.

**મોહીની**—સમુદ્ર મથન કરતાં તેમાંથી અમૃત નિકળતાં દૈત્યો અને દેવો વચ્ચે યુદ્ધ થયું; અને દૈત્યો અમૃત જીતી ગયા ત્યારે દેવતાઓનાં સ્વાર્થ માટે વિષ્ણુએ ધારણ કરેલો સ્ત્રીરૂપ અવતાર તે મોહીની. એ ચાક્ષુસમનવંતરમાં થઇ ગયલો અવતાર છે.

**મૌર્યવંશ**—ભાગવત ઉપરથી આ વંશનો મૂળ પુરૂષ દશરથ જણાય છે. દશરથ પછી ચંદ્રગુપ્ત, વારીસાર, અશોક, સયશા, સંગત, શાલિશક, શોમશર્મા, શતધન્વા, બૃહદ્રથ. આ રાજ્યવંશને રાજ્ય પ્રાપ્તિ કરાવનાર ચાણક્ય દીવાન હતો. આ વંશે મગધ દેશમાં ૧૩૭ વર્ષ રાજ્યઅમલ ભોગવ્યો હતો. એમનાં રાજ્યઅમલની શરૂઆત યુધિષ્ટિર શકની પાંચમી સદીની આખેરીમાં થયો હતો.

અલેકઝાન્ડર ધી ગ્રેટ હિંદપર ચઢાઇ કરી સ્વદેશ ગયા પછી નંદરાણાનો અંત આણી મૌર્ય વંશનો રાજા ચંદ્રગુપ્ત મગધ દેશની ગાદી ઉપર ઈ. સ. પૂર્વે ૩૨૦ માં બેઠો. એણે પંજાબ અને ઉત્તર ભણીનો તમામ પ્રાંત જીતી પોતાના અમલ તળે આણ્યો, અને સાર્વભૌમ રાજ્ય સ્થાપ્યું હતું. સેકંદરનાં મોત બાદ તેનું એશિયા ખંડમાંનું રાજ્ય, તેના સેનાપતિ "સેલ્યૂકસ" ને મળયું હતું; તે રાજ્ય ચંદ્રગુપ્તનાં રાજ્યને જોડાયલું હતું. આ બન્ને વચ્ચે મિત્રાચારી થતાં સેલ્યૂકસની બેટી સાથે ચંદ્રગુપ્ત પરણ્યો હતો. સેલ્યૂકસનો એલચી મેગાસ્થેનીસ ચંદ્રગુપ્તની દરબારમાં ચાલુ રહેલો હતો. ચંદ્રગુપ્ત ઈ સ. પૂર્વે ૩૦૦ માં મરણ પામતાં તેનો કુંવર મિત્રગુપ્ત ઉર્ફે બીંબસાર ગાદીનશીન થયો, અને તેણે ૨૫ વર્ષ અમલ ભોગવ્યો હતો. તે પછી મિત્રગુપ્તનો પરાક્રમિ બેટો અશોક ઈ. સ. પૂર્વે ૨૭૫ માં રાજ્યરૂઢ થયો. અશોક મહાવૈભવશાલી રાજા થયો. પશ્ચિમે કાબુલ, કંદહાર સુધી અને દક્ષિણે કૃષ્ણા નદી સુધી તેનાં રાજ્યની હદ હતી. આ વિશાળ પ્રદેશમાંથી અશોકના જમાનાનાં શિલાલેખો જડવાથી તેના સમયની સ્થિતિ બરાબર મળે છે. અશોકેજ બૌધ્ધ ધર્મને મજબૂતી આપી તેનો ભારે ફેલાવો કર્યો હતો. એણે મગધ દેશમાં અનેક વિહાર બંધાવી ૬૪૦૦૦ ધર્મોપદેશકોની નેમણુક કરી હતી. આજ વિહાર શબ્દ ઉપરથી બિહાર નામ પડયું તે હજી ચાલુ છે. એના એલચી—ગ્રીસ, સિરિયા, ઈજીપ્ત, તિબેટ, ચીન, બરમા, કાંબોડિયા, સિયામ, જાવા, સિલોન વગેરે ઠેકાણે ગયા હતા. આ રાજા ઈ. સ. પૂર્વે ૨૨૬ માં મરણ પામતાં આ વંશની પડતી દશા શરૂ થઇ હતી અને ઈ. સ. પૂર્વે ૧૮૫ માં મૌર્યવંશનો અંત આવ્યો હતો.

**યંગ આર્થર**—આ લેખક તથા ખેડુતનો જન્મ ઇ. સ. ૧૭૪૧ માં ૧૧ મી સપટેંબરે વ્હાઇટ હૅાલ ખાતે થયો હતો. ઇ. સ. ૧૭૫૮ માં એના પિતાનાં મોતથી એને બરાબર શિક્ષણ મેળવવાની જોગવાઇ નહિ મળવાથી ગુજરાન અર્થે ધંધે રોકાવું પડયું હતું. ૧૭૬૩ થી પોતાની માતાનાં ખેતરપર ધ્યાન આપી ૩૦૦૦ ઉપર પ્રયોગ કરી ખેતીવાડીમાં સુધારા કર્યા હતા. ૧૭૬૫ માં એનાં લગ્ન થયાં હતાં. ૧૭૬૬ થી ૭૧ સુધીમાં ઇસેકસમાં અનેક ખેતરો પોતાની માલેકીનાં બનાવ્યાં હતાં. ૧૭૭૬-૭૮ માં આયરલંડમાં ખેતીવાડીના અખતરા કર્યા હતા, અને ૧૭૯૩ માં ખેતીવાડીખાતાંના વડા સૅક્રેટરી તરીકે ૪૦૦ પૌંડના વર્ષાસને નેમાયો હતો. ૧૮૧૧ માં આંખને અંધાપો લાગુ પડતાં એકાંતમાં જીંદગી ગુજારી ૧૮૨૦ માં ૨૦ મી એપ્રિલે મરણ નિપજ્યું હતું. ખેતીવાડી સંબંધી ગ્રંથો લખનાર એજ એક ફતેહમંદ પેહેલો લેખક ગણાય છે. ખેતીવાડી ઉપર એના રચેલા ગ્રંથો મોટી સંખ્યામાં પ્રગટ થયાછે.

**યંગ ઍડવર્ડ**—The Night Thoughts નામે ગ્રથનો કર્તા. જન્મ હેમ્પશાયરમાં ઇ. સ. ૧૬૮૧ માં જુન માસમાં થયો હતો. એણે વિનચેસ્ટરમાં કેળવણી લઇ ઑાકસફર્ડની ન્યૂ કૉલેજમાં દાખલ થઇ ૧૭૦૩ માં ક્રાઇસ્ત કૉલેજમાં દાખલ થઇ ૧૭૦૮ માં ફૅલોશિપ મેળવી હતી. ૧૭૧૩ માં એણે પ્રથમ કવિ તરીકે જાહેરાત મેળવી, એજ વર્ષમાં એણે ક્વિન ઍનના મરત્યુક ઉપર કવિતા રચી. તે પછી ૧૭૧૯ માં વધારે ઉત્તમ ગ્રંથો લખી પ્રસિધ્ધતા મેળવી હતી. ૧૭૧૬ માં એણે આયરલંડમાં વખત ગુજાર્યો હતો અને મારકિવસ ઑાફ વ્હારટોનના મેહલમાં શિક્ષક તરીકે પણ કામ બજાવ્યું હતું.

ઈ. સ. ૧૭૨૧ માં એણે "ધી રિવેન્જ" નામે નાટક રચ્યો પણ તેમાં ઝાઝો ફાવ્યો ન હતો. પણ ૧૭૨૫ થી ૧૭૨૮ સુધી "ધી લવ્હઑાફ ફેમ" અને યૂનિવરસલ પેનશન નામે ગ્રંથોએ એને નેહાલ કીધો હતો. ઇ. સ. ૧૭૨૬ માં સર રૉબર્ટ વેલપોલને નાઇટ ઑાવ ધી ગાર્ટર બનાવ્યો હતો. તે વેળા ધી ઈન્સ્ટાલમેંટ નામે કાવ્ય રચવાથી આ ઉમરાવે એને ૨૦૦ પાઉંડનું પેનશન આપતું કર્યું હતું.

૧૭૨૭ માં એ દેવળમાં પાદ્રી તરીકે નેમાયો હતો, અને ૧૭૩૦ માં હર્ટ-ફૅાર્ડશાયરમાં નવો દરજ્જો પામી ૩૦૦ પાઉંડનું વર્ષાસન મેળવ્યું હતું.

તે પછી બીજે વર્ષે મેરી ઇલિઝાબેથ સાથે પરણ્યો. આ બાનુ, અર્લ લિચફીલ્ડની બેટી અને કોલીનલીની વિધવા હતી. એનું મરણ ૧૭૬૫ માં ૧૨ મી એપ્રીલે નિપજ્યું હતું. એનો યાદગાર ગ્રંથ નાઇટ થૉટસ ઇ. સ. ૧૭૪૨-૪૪ માં પ્રગટ થતાં એની ભારે નામના થઇ હતી.

**યંગબ્રિગ હેમ**—આ અમેરીકન મોરમન સરદારનો જન્મ વિટીંગહેમ, વેરમૉંટમાં ઈ. સ. ૧૮૦૧ માં ૧ લી જુલાઇએ થયો હતો. એણે થોડા દિવસ સુધી શિક્ષણ લઇ સુતાર, ચિત્રકાર, કલ્લઇગર વગેરેનાં કામ માટે ન્યૂયૉર્કમાં નોકરી કરી. એ બૅપટીસ્ટ પંથનો હતો. પણ ૧૮૩૦-૩૨ માં એના વાંચવામાં 'મોરમોન'ના ગ્રંથો આવતાં એ તે પંથમાં દાખલ થયો હતો, અને મૅનડનમાં જાહેર ભાષણો આપવા માંડયાં હતાં. તે પછી ઍક્ટિટલે, ઓહિઓ અને કેનેડામાં ભાષણો કરવા બીજે વર્ષે ફર્યો. ૧૮૩૫ માં એ આ પંથનાં ચર્ચાનાં ૧૨ ધર્મગુરૂમાં એક થયો. અને ૧૮૪૪ માં પ્રમુખ નેમાયો હતો. ૧૮૪૦ માં એણે ઈંગ્લંડની મુલાકાત લઇ ૨૦૦૦ અનુયાયી પોતાના પંથમાં વધાર્યા હતા. ૧૮૪૮ માં મોરમોનોની એક મોટી સંખ્યા યૂથ ખાતે જઇ "સાલ્ટ લૅક સિટી" ની સ્થાપના કરી. ૧૮૫૧ માં યૂનાઈટેડ સ્ટેટના

પ્રેસિડંટ મી૦ ફીલમોરે એને બ્રિગહેમના ગવરનર તરીકે ૧૮૫૧ થી ૫૮ સુધી નેમ્યો હતો. તે પછી રાજદ્વારીમાં એણે બાહોશી બતલાવતાં ૧૮૬૯ માં યૂનાઇટેડ સ્ટેટના ગવરનરનું પદ પામ્યો હતો. ૧૮૭૦ માં એની સ્ત્રીએ કોર્ટે ચઢી છુટા છેડા મેળવ્યા હતા. એણે પોતાની ગંજાવર દોલતનો ઉપયોગ ખેતીવાડી, રેલ્વે વગેરેમાં કરી મોટી દોલત મેળવી હતી. મરણ ૧૮૭૭ માં ૨૯ મી આગસ્ટે નિપજ્યું હતું. આ વેળા એની દોલત ૨૫,૦૦,૦૦૦ ડૉલરની હતી. એની ૧૭ બાઇડી થઇ હતી અને તેમનાથી એને ત્યાં ૬૦ ફરજંદોની વૃદ્ધિ થઇ હતી.

**યજુર્વેદ**—ચાર વેદમાંનો બીજો અને તેની મૂર્તિમંત દેવતા. એ બ્રહ્મદેવના દક્ષિણ મૂખમાંથી ઉત્પન્ન થયો. એનો ધનુર્વેદ એ ઉપવેદ છે. એ અગ્નિને પોષવાની સામગ્રી કરી આપે છે. એ શુકળ અને કૃષ્ણ એવા બે છે.

**યતિ**—બ્રહ્મદેવતાના અન્ય માનસપુત્રમાંનો એક.

(૨) વિશ્વામિત્રના પુત્રમાંનો એક.

(૩) આયુપુત્ર નહુષ રાજાના છ પુત્રમાંનો વડો. એ વિરકત હતો.

**યદુ**—સોમવંશીય આયુપુત્ર યયાતિ રાજા, તેનાથી દેવયાનીને થએલા બે પુત્રમાંનો વડો. એના વંશજો યદુવંશીય કહેવાય છે. એને દત્તાત્રેયે જ્ઞાનોપદેશ કર્યો હતો. એના ચાર પુત્ર સહસ્ત્રાજીત, ક્રોષ્ટા, નલ અને રિપૂ હતા.

(૨) વિદર્ભ દેશમાંનો એક રાજા. એની પ્રભા અને સુમતી એવી કન્યા હતી, અને તે એણે સૂર્યવંશીય ઇક્ષ્વાકુ કુલોત્પન્ન સગર રાજાને આપી હતી.

**યમ**—કલ્પ આરંભ દક્ષિણ દિગપાલ. એની સ્ત્રી ધૂમોર્ણા હતી. માનસોત્તર પર્વત ઉપરના 'સંયમિની' નામે નગરી તે એના રહેવાની નગરી હતી. એનાં નામ ઉપરથી દક્ષિણ દિશાને 'યામ્યા' નામ મળ્યું હતું. એ નામ હજી ચાલુ છે.

**યમ**—વિવસ્વાન નામે આદિત્યથી, સંજ્ઞા અને વૈવસ્વતમનુ જન્મતાં જે કન્યા પુત્રરૂપ 'યુગ્મ' જનમીયાં તેમાંનો પુત્ર. એ ન્યાય કરનાર દેવ છે. એ યજ્ઞમાં બલિદાન આપે છે, તથા શ્રાદ્ધમાં પણ ભોજન અપાય છે. એ સત્યવ્રત મનુનો અંશ રાખે છે, અને મનુ સૂર્ય પુત્રછે તેથી યમ પણ સૂર્ય પુત્ર છે. એ દક્ષિણ દિશાના પ્રદેશના અધિપતિ છે.

એનાં શેહેરનું નામ યમપુરી છે, જ્યાં સર્વ જીવ દેહ છોડયા પછી જાયછે, અને અહીં ન્યાય થઇ સ્વર્ગ યા નર્ક તેમની કર્ણી મુજબ પ્રાપ્ત થાયછે. નર્કના અધિપતિ દાખલ એને બે કુતરા છે. એક કાબરો તથા ત્રિશીર છે ને બીજો સ્યામ છે. યમને બે રૂપ છે. એક સત્ય ને પરોપકાર બુદ્ધિ દેખડાવતું તેજસ્વી છે, અને એ રૂપે ધર્મરાજ કહેવાય છે. એના નોકરનું નામ કર્મલ છે. જે જીવને વિમાનમાં બેસાડી ધર્મપિત્ર પતિ જ્યાં હોય ત્યાં લઇ જાયછે. બીજે રૂપે તે યમજ કહેવાય છે એના દાંત અતિ મોટા ને શરીર વિક્રાળ છે. એ કેટલાકને નર્કમાં નખાવેછે, અને કેટલાકને પાતાળના રાક્ષસોનો આહાર આપેછે. એના નોકરનું નામ દુસ્મલ છે, જે જીવનાં ગળાંમાં દોરડું નાખી ઢેકાઢયાવાલા રસ્તાપરથી ઘસડી નર્કમાં લઇ જાય છે. ધર્મરાજ યમે પોતાનો અંશ યુધિષ્ઠીરમાં મુકયો હતો.

**યમદ્વિતિયા**—અથવા ભાઇબીજ. કાર્તિક શુદ બીજે આવે છે. આ દિવસે યમુનાએ પોતાના ભાઇ યમને પોતાને ઘેરે તેડી સત્કારપૂર્વક ભોજન આપ્યું. આથી હાલમાં આ દિવસે ભાઇને બેહેન પોતાને ઘરે તેડી ભોજન કરાવેછે. વસ્ત્રાલંકારથી ભાઇ બેહેનની પૂંજા કરેછે. બેહેન ન હોય તો મિત્રનાં બેહેનને ઘેરે જાય છે. બેહેન પણ ભાઇની પૂંજા કરે છે, તેથી તેનો સોહાગ સદા કાયમ રહી ચીરકાલ આયુષ્ય મળે છે. એ દિવસે યમુનાસ્નાન, ચિત્રગુપ્ત, યમદૂત સાથે યમનું પૂંજન કરેછે.

**યમપુરીની જાત્રા**—ગરૂડ પુરાણમાં યમપુરીનું

જે રસિલું વર્ણન કરેલું છે તે ઉપરથી જણાય છે કે " મનુષ્ય મરણ પામતાં તેનું પ્રેત દહન થતાને વાર તેના આત્માને યમના બે દૂત દેખાય છે. તે વેળા તેનો અંગુષ્ટ જેવડો દેહ હોય છે. આ યમદુતનું ભવિષ ઘણું ભયંકર હોય છે. તેના હાથમાં ફાંસો હોય છે જેથી તે પ્રાણને બાંધી યમપુરી તરફ ખેંચે છે. તેને દશ દિવસમાં પીંડદેહ પ્રાપ્ત થતાં અને પિતરોનું ભોજન લીધા પછી ૧૩મે દિવસે તે યમપુરી તરફ જાય છે.

આ જાતરાનું વર્ણન ગરૂડ પુરાણમાં જે રીતે કરેલું છે તે વૈદિક કાળના આત્માની ગતિનાં વર્ણનથી તદ્દન જૂદું છે.

ભૂલોકથી યમપુરી ૮૬૩૦૩ યોજન (૩,૪૫,૨૧૬ કોસ) દૂર છે. પ્રેત દરરોજ ૨૪૭ યોજન ચાલેછે. તે જમના ફાંસામાંથી બંધાયલો હોવા છતાં તેને માર્ગમાં ઘણાં કષ્ટો વેઠવાં પડે છે. આખા ચાલુ વર્ષમાં તેને ૧૬ ઠેકાણે વિસામો લેવા એકેક મુહુર્ત બેસાડે છે. ત્યાં ભૂલોકમાં શ્રાદ્ધ કરાવેલું અન્ન તેને ખાવા આટે છે. તે માર્ગ કાપતાં પોતાનાં પાપકર્મો યાદ કરી રડે છે. " મેં તિર્થયાત્રા કરી નહિ, મેં તલાવ કુવા બંધાવ્યા નહિ, મેં દાનધર્મ કીધાં નહિ, મેં માતપિતાને માન આપ્યું નહિ, એવા અનેક વિલાપ કરે છે." એ રીતે યમપુરી તરફ દૂતો તેને શાંત કરતા પોંચાડે છે. તેની સાથના દૂતો " શૈલાગમ, ક્રૂરપૂર, ક્રૌંચપૂર વગેરે ઠેકાણે લઇ જઇ પિડા આપે છે. આ પિડાનું નિવારણ કરવા થકી આત્માનાં સગાંસ્નેહિઓએ દર માસનાં શ્રાદ્ધો કરવાં જેથી પ્રેતને થોડી શાંતિ મળે છે. દાખલા તરીકે એક ઠેકાણે પાષાણ વૃષ્ટિ કરવામાં આવે છે, તે મટાડવા માટે બ્રાહ્મણને છત્રદાન કરવું પડે છે.

માર્ગમાં વૈતરણી નામે નદી મળે છે; જે અતિ ભયંકર છે. આ નદીમાં પાણીને જગે લોહી, પરૂ, કાદવ, વગેરે વહેછે. તેનો વિસ્તાર ૧૦૦ યોજનનો છે. તેને કાંઠે લોઢાંની ચાંચવાલાં પક્ષીઓ બેઠેલાં છે, અને ત્યાંની રેતી ગરમ બનેલી હોય છે. ત્યાં હજારો માછી લોકો પ્રેતને આવી કહે છે કે, " તેં જો તારે હાથે કે બીજાને હાથે ગોદાન કરાવ્યું હોય તો આ નૌકામાં બેશી બીજે કાંઠે જા, નહિ તો આ નદીમાં પડી ડુબી જશે." તે માટે વૈતરણીધેનુ બ્રાહ્મણને દાનમાં આપે છે.

આ નદી ઉતર્યા પછી પ્રેતને કેટલાક મથકો મળે છે, તે નીચે મુજબ:—બર્હાપદપુર, યામ્યપુર, નાનકંદનપુરમાં પ્રેત ઘણું રડે છે. તપ્ત નગરમાં તેના હાથપગ બળવા માંડે છે. તે માટે જો બ્રાહ્મણને તેનાં સગાંઓ તરફથી વસ્ત્ર, છત્ર, ગ્રહ વગેરે દાનો આપ્યાથી તેને સુખ મળે છે. અગિયારમે મહિને તે રૌદ્રપયો પર્વત નગરમાં પુગે છે, ત્યાં વરસાદ વર્સે છે, તેથી તે સમયે ઉનનાં વસ્ત્રો બ્રાહ્મણને દાનમાં આપે છે. તે પછી શિતાઢયપુર આવે છે. ત્યાં ભારે થંડી પડે છે. આથી તે મહિનામાં બ્રાહ્મણને વસ્ત્રદાન આપે છે.

યમ લોકમાં પ્રાણી આત્મા પોંહચતાં યમનો લહયો 'ચિત્રગુપ્ત" પ્રેતનાં સારાંમાઠાં કામોનો હિસાબ કાઢે છે; તેના પાપપુણ્યનું વર્ણન વાચે છે. પુણ્યવંતને યમરાજ વિષ્ણુ રૂપ જણાય છે. તે તેનો પીંડ દેહ કાઢી તેને દિવ્ય દેહ આપે છે, પણ જે પાપી હોઇ તેનું ભૂલોકમાં કોઇ ક્રિયાકામ કરતા નથી. તે જૂદા જૂદા નર્ક લોકમાં કષ્ટ ભોગવે છે.

**યમપ્રસ્થ**—હાલના આગ્રા શેહેરનું પ્રાચીન નામ ( જુઓ આગરા ).

**યમુના**—સૂર્ય પુત્ર યમની બેહેન. એ મૂર્તિમાન બની કાલિન્દીને નામે કૃષ્ણને માટે હોડીમાં તપ કરતી હતી. એ અર્જુનદ્વારે કૃષ્ણને પરણી હતી. એ કૃષ્ણની આંઠ રાણીમાંની એક ગણાય છે.

**યમુના** ( જુઓ જમના ).

**યયાતિ**—આયુ પુત્ર નહુષ રાજા, તેના ૬ પુત્રમાંનો બીજો. એનો વડો ભાઇ યતિ. એ વિરકત હોવાથી તે પરમહંસ બની અરણ્યમાં જઇ રહયો. આથી એને રાજ્ય મલ્યું. એણે એક સમે શેકારગાહમાં જતાં શુક્ર કન્યા

દેવયાનીને કુવામાંથી બાહેર કાઢી તેની સાથે પરણ્યો હતો. એનું વૃદ્ધપણુ એના પાંચ પુત્રમાંના પુરૂએ લઇ પોતાનું જોબન આપ્યું હતું. તેથી એણે પ્રસન્ન થઇ પોતાનું રાજ્ય પુરૂને આપ્યું હતું, ને બીજાઓને શ્રાપ આપ્યા હતા. (જુઓ દેવયાની).

**યરૂસલમ** (જુઓ જેરૂસલેમ).

**યવનીર**— સોમવંશીય પુરૂકુલોત્પન્ન હસ્તિ રાજાનો પુત્ર દેવમીઢ અથવા દ્વિમીઢ તેનો પુત્ર. એનો પુત્ર કૃતિમાન.

(૨) સોમવંશીય પુરૂકુલોત્પન્ન હસ્તિ પુત્ર અજમીઢ.

**યલો હેમર**—આ પક્ષી મુખ્ય કરી યૂરપ, બ્રિટીશ ટાપુ, એશિઆમાઇનર, અને ઇરાન તરફ નજરે પડેછે, આ પક્ષી નાહનું, બતકું અને ૬॥ ઈંચ કદનું હોય છે. યલો હેમર ચળકાટદાર પીછાંવાળું અને પિળા લેમન રંગનું હોય છે. એનું માથું, ચાંચ ને છાતીપર પીળી છાંટ હોય છે. એનો ખોરાક મુખ્ય કરી ફળફળાદી છે. એના નરપક્ષીનો અવાજ મધુર હોય છે.

**યશાયા**—યાહુદીઓમાં આ એક જાણીતો ભવિષવાદી હતો. એના પિતાનું નામ 'ઓમોસ' હતું. ઇ. સ. પૂર્વે ૭૬૦ થી ૬૯૮ સુધીમાં એ થઇ ગયો. એ હંમેશાં ગુણપાટ શરીરપર ઓળવી ફરતો હતો. એને એની વયનાં ૯૦ મે વર્ષે કરવત વડે કાપી નાખવામાં આવ્યો હતો. યશાયાનો 'ભવિષ્યવાદ' નામે એક ગ્રંથ બાયબલમાં આપેલો છે તે એણેજ લખ્યો હતો. તે ઉપરાંત "ઉજીયા" નામે રાજાનો ઇતિહાસ પણ એણેજ લખ્યો હતો.

**યશોદા**—(૧) હવિષ્મંત પીતરોની માનસ કન્યા. સૂર્યવંશીય અંશુમાન રાજાની સ્ત્રી. એનો પુત્ર દિલિપ.

(૨) નંદની સ્ત્રી, કૃષ્ણને ઉછેરનારી મા.

**યહોશવા**—એ ઈદ્રાઇમ વંશમાંના "નૂન" નો બેટો. જ્યારે યાહુદીઓ મીસર છોડી નિકળયા ત્યારે એ ૪૦ વર્ષની ઉંમરે પુગો હતો. યાહુદીઓને "અમાલેકી" પ્રજા સાથે લઢાઇ થઇ તેમાં એ સેનાધિપતિ હતો. એણે ખનાન પ્રજાપર પણ જય મેળવ્યો હતો. ઇસ્રાઇલીઓએ ખનાન દેશ જોવા જે ૧૨ જાસુસ મોકલ્યા હતા તેમાં એ પણ એક હતો. મોઝેસે પોતાનાં મરણ સમયે પોતા પાછળ તમામ કામ સંભાળવાનું એને સોંપ્યું હતું. એ ૧૧૦ વર્ષની ઉંમરે મરણ પામ્યો હતો. જુના કરારમાં યહોશવાનો ગ્રંથ એક ભાગ છે. જે જાણીતા મોઝેસ પછી યહોશવાની કાર્કિર્દીમાં યાને ૨૬ થી ૨૭ વર્ષમાં બનેલી બીનાનો છે. આ ગ્રંથ પણ એણેજ લખ્યો હતો, એવું ઘણા વિદ્વાનો જણાવે છે. એનું મરણ ઇ. સ. પૂર્વે ૧૪૨૯ માં નિપજ્યું હતું.

**યક્ષ**—દેવયોનીમાંની પ્રજા વગેરે. બ્રહ્મદેવતાએ કેટલાંક પ્રાણી ઉત્પન્ન કરતાં, તેઓએ "કીંકુર્મ" (શું કરૂં) એમ પુછ્યું. તેણે "રક્ષધ્વં" (પ્રાણીનું રક્ષણ કર) એમ કહ્યું. તેઓમાંના કેટલાએકોએ "યક્ષામ" અને કેટલાકોએ 'રક્ષામ' એમ જવાબ આપ્યો. તેઓજ ક્રમે કરી યક્ષ અને રાક્ષસ બન્યા. એઓ કુબેરના ગણ કહેવાય છે, અને તેની વાડી તથા ભાંડારના એઓજ રખેવાળ છે. યક્ષો ભલાં તેમ ભૂંડાં કામો કરનારા જૂદા જૂદા વર્ગના અનેક છે.

**યજ્ઞ**—(૧) સ્વાયંભૂ મનવંતરમાં રૂચીના ઋષિથી આકૂતી સ્ત્રીને થયલો પુત્ર. એની દક્ષિણા નામની સ્ત્રી હતી, અને તેને એનાથી બાર દેવતા ઉત્પન્ન થયા હતા. તેઓ તુષિત-ને નામે જાણીતા થયા. આ યજ્ઞ વિષ્ણુનો અવતાર હોઈ તેજ મનવંતરમાં સ્વર્ગમાંનો ઈંદ્ર પણ હતો; અને એજ કારણથી પેહેલા મનવંતરમાંની ઈંદ્રાણી દક્ષિણા હતી.

**યજ્ઞ**—(૨) હિંદુ ધર્મ ગ્રંથ વેદમાં યજ્ઞનું અત્યંત માહાત્મ જણાવેલું છે. યજ્ઞ એજ પેહેલાં ધર્મ હતો. તેના યોગે દેવતા મોટા બની સ્વર્ગે ગયા હતા.

યજ્ઞ અનેક પ્રકારના હતા. તેમાં મુખ્ય પાંચ હતા. અગ્નિહોત્ર, દર્શ પૂર્ણમાસ (અમાસ અથવા પૌર્ણિમાપર કરવાના યજ્ઞ), ચાતુર્માસ્ય, અશ્વમેધ અને પશુયજ્ઞ, સોમયજ્ઞ. પશુ યજ્ઞમાં નાહના મોટા ઢોરોને અર્પણ કરતા અને અશ્વમેધમાં તો ઘોડાનો ભોગ ચઢાવતા. સોમયજ્ઞ શ્રેષ્ટ હતો કેમકે તેમાં ધાન્ય અર્પણ કરવામાં આવતું. નાહના શુદ્ર યજ્ઞને પાક યજ્ઞ કહેતા.

આ યજ્ઞ અનેક કાળે કરતા. અગ્નિહોત્ર. આ યજ્ઞ હંમેશાં સહવારે અને સાંજે જીંદગી પર્યંત કરતા. આ યજ્ઞના કર્તાને અગ્નિહોત્રિ કહેતા. દર્શપૂર્ણમાસ આ યજ્ઞ અમાસ તથા પાર્ણિમાએ કરતા. એ ત્રીસ વર્ષ સુધી કરવો પડતો. ચાતુર્માસ્ય, એ વસંતાદિ ઋતુની શરૂઆતમાં કરતા. તેની મુદત ૭ વર્ષની હતી. પશુયજ્ઞ હમેશાં નેમેલેજ વખતે કરતા. અશ્વમેધની તૈયારી એક વર્ષ વેરમાં કરતા, અને તે ત્રણ દિવસ ચાલુ રહેતો. તેમાં ઘોડાની સાથે ૬૦૯ પશુ મારવામાં આવતાં યા અર્પણ કરવામાં આવતા. તેમાં ૨૬૦ વનપશુ રહેતા, તેમની આસપાસ અગ્નિ ફેરવી છોડી દેતા, પણ ૩૪૯ પશુનો તો વધ કરવામાં આવતો. અગ્નિકુંડમાં ધાન્ય અર્પણ કરતા. કેટલાક દેશમાં તો મનુષ્ય યજ્ઞ (નરમેધ)ની ચાલ હતી, પણ તે ઝાઝી પ્રચારમાં નહોતી. ( જુઓ બળીદાન ) યજ્ઞમાં દારૂ અને સોમરસ પણ અર્પણ કરવું પડતું.

પ્રાચીનકાળમાં આર્ય પ્રજા એમ સમજતી કે યજ્ઞથી દેવતા તૃપ્ત બની મેહેરબાન બને છે, અને તેમને પોતાના શત્રૂ સાથે લઢવાં બળ બક્ષે છે. જે અશ્વમેધ કરતો તે તમામ પ્રજાને જીતતો, મૃત્યુને જીતતો, સર્વ પાપનું પ્રાયશ્ચિત મેળવતો, અને બ્રહ્મહત્યાનાં પાપથી મૂકત થતો.

પુત્ર, ધન, ધાન્ય વગેરે ઐહિક સુખ મેળવવા માટે પણ યજ્ઞ કરતા. સાર્વભૌમ રાજ્ય મેળવવા માટે રાજસૂયયજ્ઞ કરતા.

**યજ્ઞબાહુ**—પ્રિયવ્રત રાજાના ૧૦ પુત્રમાંનો ત્રીજો. સમુદ્રથી ઘેરાયલા શાલ્મલિ દ્વિપનો રાજા. એણે પોતાના ૭ પુત્રનાં નામ ઉપરથી પોતાના દ્વિપના ભાગ કર્યા હતા, તેમનાં નામોઃ-સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવવર્ષ, પારીભદ્ર, આપ્યાયન અને આવજ્ઞાત એવા હતા.

**યજ્ઞહોત્ર**—ત્રીજો ઉત્તમ મનુ. એના પુત્રોમાં 'હોતા' એક પુત્ર હતો.

**યાક**—અથવા બરાડતી ગાય. આ પ્રાણી તારતરી તથા તીબેટ તરફના ૧૫ થી ૨૦ હજાર ફીટવાલા ભાગમાં વસે છે. એ ગરમીની મોસમમાં તો છેક ત્રીસ હજાર ફીટવાલા ઉંચા પ્રદેશમાં જઇ વસે છે. હિંદની હદમાં લદાકાના ઉત્તર ભાગમાં, ચીનમાં, કાંસુ પ્રાંતમાં અને બીજા સખત થંડીવાલા દેશમાં આ પ્રાણી જણાય છે. આ પ્રાણી થંડા દેશની પ્રજાને બહુ ઉપયોગી છે. આથી ખેડુતો તેને પાળી તેનાં દુધપર નીર્વાહ કરે છે. પાળેલા યાક કદે ઠીંગણા અને સફેદ રંગના હોય છે. એના બાલમાંથી ઉત્તમ ઉબદાર કાપડ બને છે. તુર્ક લોકો એની પુછડીના બાલને ભાલાની ટોચે બાંધે છે. આ બાલ ઘણા કિમતી હોવાથી તેને રાજવંશીઓજ ઉપયોગમાં લીયે છે. તુર્ક લોકોમાં પાદશાહને તેમના દરજ્જા પ્રમાણે આ પુછડીઓ ભેટ અપાય છે.

આંચળવાલાં પ્રાણીઓમાં છેક ઉંચા પ્રદેશમાં વસનાર અને સખત થંડી ખમનાર આ ખરતળ પ્રાણી છે. આ પ્રાણી રાણી પાડા તથા બીસનને મળતું છે. એનાં શરીરનો ઘાટ ઉંચો ને મજબૂત હોઇ પીઠ તદન સપાટ હોય છે. એની ખરી મોટી ને ગોળ હોય છે. એની પીઠ તથા બાજુ ઉપરના બાલ નરમ તથા શુદ્ધ સફેદ હોય છે, પણ પેટ તરફના બાલ લાંબા ને સુંવાળા હોય છે. તેમજ તેના પાછલા પગની જાંગોથી ખભાં સુધી લિદીમાં બાલ હોય છે. એનું

માથું લાંબુ અને કપાળ ચપટું, શિંગડાં સુવાળાં ને ગોળ હોય છે. ત્યારે બુઢા યાકનાં શીંગડાં મૂખમાં પોહળાં થએલાં હોય છે. એઓ ઉન્હાળામાં ૧૦ થી ૧૦૦ના ટોળામાં માદાઓ સાથે ભટકે છે. નર તો એખલો અથવા ત્રણ ચારના ટોળામાં ભટકે છે. પાનખર ઋતુમાં માદાઓનાં ટોળાં વિખેરાઇ જઈ ચાર ચાર અથવા પાંચ પાંચનાં ટોળાં થઇ ફરે છે. એની માદાનો ગર્ભવાસ ૧૦ માસનો હોય છે. જે પાનખર રૂતુમાંજ જણે છે. આ પ્રાણી ટીબેટની ખીણોમાં તંતૂમય ઘાસ ચરે છે, ને પાણી બેહદ પીયે છે. જો બરફ મળ્યું તો તે ખાઇ તરસ છીમાવે છે. એનાં નાકની ઇંદ્રી બેહદ તેજ હોય છે. નર યાકનું કદ ૬ ફીટ ઉંચું અને લંબાઇમાં ૭ ફીટ હોઇ તે ૩૦ મણ વજન સુધી ભારે હોય છે. એની પુંછડી ૩½ ફીટ લાંબી અને શરીરનો ઘેરાવો ૮ ફીટ હોય છે. માદા નર કરતા નાહની ને ઠીંગણી હોય છે. આ પ્રાણી ઘણું શુદ્ધ કાળું, યા ઘેરા આસમાની રંગના હોય છે. એની ગરદન તથા માથાં ઉપર છાંટ હોઇ તે સફેદ હોય છે. ને બાલ પણ સફેદ હોય છે.

**યાક ટાઉન**—દક્ષિણ ડેકોટા પ્રગણાનું મુખ્ય શેહેર, એ ચિકાગોની પશ્ચિમથી ઉતરે ૫૬૯ મૈલ ઉપર છે. અત્રે બીરની ભઠ્ઠીઓ તથા રેલ્વે કામના કારખાના છે. વસ્તી ૩૬૭૦ ની છે.

**યાંકર્સ**—ન્યૂયૉર્કના રાજ્યમાનું એક શેહેર. હડસન નદી ઉપર ન્યૂયૉર્કની ઉત્તરથી પૂર્વે ૧૫ મૈલ ઉપર છે. અત્રે રેસમ, ટોપી, યંત્રકામ વગેરેનાં કારખાના છે. લોક વસ્તી ૧૮૮૦ માં ૧૮૮૯૨ ની ને ૧૮૯૦ માં ૩૨૦૩૩ ની હતી.

**યાકુત**—આસમાની રંગનું શુદ્ધ સ્ફટિક રત્ન. આ રત્ન રંગે પિળાસપર હોઈ સ્વચ્છ પારદર્શક હોય છે. આ રત્ન પણ મુખ્ય કરી સિલીકાનું બંધેલું છે. પ્રાચીન કાળમાં એનાં પ્યાલાં, રકાબી, વાસણ, બનાવવામાં આવતાં હતાં. ઇરાનીઓ એનાં પ્યાલાંમાં દારૂ પીધાથી તેની કેફ ચઢતી નથી એવી સમજ હોવાથી એનું "ઍમિથિસ્ટ" નામ પડયું છે. હાલમાં એનાં ઘરેણાં બનાવવામાં આવે છે. ઉત્તમ પ્રકારનો આસમાની યાકુત; હિંદુસ્તાન, સાઇબિરીયા, સીલોન, ઇરાન, બ્રાંઝીલ, તથા અમેરિકામાં પુશકળ મળે છે. આ કિંમતી પથ્થર ઉપર પાસા સારા પડી શકે છે. પાસા પડયા પછી એની ખુબી અને તેજ બહુ વધે છે.

**યાકુત પ્રજા**—આ પ્રજા રશિયન સાઇબિરીયામાં વસેછે. મોગોલીયન જાતીના અનેક પેટાભેદમાંની આ એક પ્રજાછે. આ દેશના જૂદા જૂદા ભાગ છે. તે દેશની દક્ષિણે મોટા જૂદા પર્વતો છે. પશ્ચિમે અને ઉત્તરે મોટાં મેદાનો હોઈ તેમાં આ પ્રજાનાં નાહનાં ઝુપડાંઓ બાંધેલાં જોવામાં આવે છે. તે તરફ અનેક નાહની મોટી નદી વહે છે. નદીમાં ફરહર કરવા આ પ્રજા હોડીઓ બનાવે છે. આ પ્રજાની વસ્તી ૨૦૦૦૦ થી વધારેની છે. આ પ્રજા મજબૂત બાંધાની અને ફરાખસીનો ધરાવનારી છે. એઓ ઝાંખા સફેદ રંગના હોય છે, આ પ્રજાની ચામડીનો રંગ વર્ષમાં ત્રણ વેળા સેહેજ બદલાય છે. વરસાદમાં તેઓ લાલ રંગના બને છે. ગરમીમાં તપકીરીયા કાળાસપર પડે છે, અને થંડીમાં સગડી પાસે ચાલુ બેસતા હોવાથી પિળાસપર દેખાય છે. આ પ્રજા મેહેમાનદારી કરવામાં આરબોને મળતા છે. તેઓ દારૂ અને તંબાકુના ભારે શોકીન હોય છે. યાકુતો અપવાસ કરવામાં ચીવટ છે. ત્રણથી ચાર દિવસ સુધી વગર અન્ન પાણીએ તેઓ બળ જાળવી શકે છે.

તેઓનાં માથાંપર લાંબા બાલ હોય છે, પણ મુછદાઢી ઉગતી નથી. આ પ્રજાને રશિયનોએ ખ્રિસ્તી ધર્મમાં દાખલ કરી છે. તેઓ ધર્મ ચુસ્તપણાં માટે ઘણા જાણીતા છે. તેઓ પોતાનાં ઘેરમાં માતપિતાને બેહદ

માન આપે છે. તેમનો મુખ્ય વેપાર વરૂ તથા સસલાંનાં ચામડાં કેળવવાનો, બંદુક બનાવવાનો અને કાંસકી બનાવવાનો ઉદ્યોગ છે.

એમની સ્ત્રીઓ પુરૂષ જેવોજ પોશાક પેહેરે છે. તેઓ મોહડાંપર રંગથી નક્ષી કાઢે છે. યાકુત સ્ત્રીઓની ચાલચલણુ ને રીતભાત હિંદની આગળા વખતની સદ્‌ગુણી ઓરતને મળતીજ છે.

**યાકુતસ્ક**—પૂર્વ સાઇબિરીયામાંનું એક શેહેર. લીના નદીની એક શાખા ઉપર મુખ્ય ફાંટાથી ૪ મૈલ ઉપર છે. લોક વસ્તી ૫૩૦૦ ની છે. યાકુતસ્ક સંસ્થાનનું સરકારી ક્ષેત્રફળ ૧૫૩૩૩૯૮ ચૌરસ મૈલછે. વસ્તી ૨૮૦૨૦૦ ની છે, પ્રજા યુરોપીયન રશિયનોની છે.

**યાકોબ**—ઇઝાકેની બાઇડી રબેકાના જોડ છોકરા મોહેલો નાહાનો. યાકોબના જન્મ કાળે ઇઝાકની ઉંમર ૫૯ વર્ષની અને અબ્રહામની ૧૫૯ વર્ષની હતી. ઇસ્રાઇલ એ નામ પ્રથમ યાકોબને મળ્યું, તે ઉપરથી તમામ ઇસ્રાઇલ પ્રજાનું એ નામ પડ્યું. યાકોબ ૧૩૦ ની ઉમરે પુગો ત્યારે પોતાનાં કુંટુબ સાથે ઇ. સ. પૂર્વે ૧૭૦૬ માં મીસરમાં ગયો હતો. એનું મરણ ૧૪૭ વર્ષની વયે ઇ. સ. પૂર્વે ૧૬૧૯માં નિપજ્યું હતું.

**યાકોહામાં**—જેપાનનું મુખ્ય બંદર શેહેર. ઇ. સ. ૧૮૫૪ માં આ શેહેર ગામડાંની હાલતમાંથી ચઢતી કળાએ ચઢવા માંડ્યું હતું. હાલમાં એનો બંદર કિનારો અતિ રમણિય છે. આ બંદરનું બાંધકામ ૧૮૯૦ માં પુરૂં થયું હતું. તે ૧$\frac{1}{2}$ મૈલ લાંબું છે. અત્રેના આયાત વેપાર રૂ, ઉન, ખાંડ, તેલ, ધાતુ, રસાયનિક પદાર્થો અને ઘડીયાળનો ચાલુ છે. લોકવસ્તી ૧૮૭૨ માં ૬૧૫૫૩ ની ને ૧૮૯૨ માં ૧૪૨૯૬૫ ની હતી.

**યાંગતસ્ઝકયાંગ**—ચીનમાં વહેતી આ મુખ્ય નદી તીબેટ તરફથી વેહતી નાનકીંગથી ૫૦ મૈલ નીચે સમુદ્રને મળે છે. એની લંબાઇ લગભગ ૩૨૦૦ મૈલની છે. એને કાંઠે ચીનકીંગ, નાનકીંગ, હાનકો, યૂચૅંગ, ઇચંગ અને ચુંગકીંગ શેહેરો છે. તેમાનાં કેટલાંક સરથાનો ૧૦૦ મૈલ લંબાઇના છે. આ નદીનું ક્ષેત્રફળ ૬૮૯૦૦૦ ચૌરસ મૈલ છે. આ નદી દ્વારે તમામ દેશમાં સફરી વહાણો ૫૨૯૨ ફરી શકે છે.

**યાઝો**—આ શેહેર મિસીસિપી ઉપર યાઝો નદી કાંઠે, જેકસનની ઉત્તરથી પશ્ચિમે રેલ માર્ગે ૪૫ મૈલ ઉપર છે. લોકવસ્તી ૫૨૪૭ ની છે.

**યાટસ એડમંડ**—આ માસિક પત્રકાર તથા નવલકથા રચનારનો જન્મ, ઇ. સ. ૧૮૩૧ માં ૩ જી જુલૈએ એડીનબર્ગમાં થયો હતો. એણે હૉબગેટ તથા ડેસલડોફમાં કેળવણી લીધી હતી. એ ૧૮૪૭ થી ૧૮૭૨ સુધી પોસ્ટ ઑફિસમાં નોકરીએ હતો. મરણ ૧૮૯૪ માં ૧૯ મી મેએ નિપજ્યુ હતું. ૧૮૭૪ માં એણે "ધી વર્લ્ડ" નામે અઠવાડીક પત્ર ચાલુ કર્યું હતું.

**યાડોન**—યૉર્કશાયરમાંનું શેહેર; એ નદી કાંઠે છે. લોક વસ્તી ૭૩૯૬ ની છે.

**યાત્રાસ્થાન** અથવા જાત્રા—દરેક ધર્મવાલાઓમાં મુખ્ય પવિત્ર સ્થળની વાર્ષિક યાત્રાનો મહોત્સવ પાળવામાં આવે છે. યાત્રા શબ્દ હિદુંઓનાં પવિત્ર ધામમાં ભરાતા મેળાને આપવામાં આવે છે. મોહમેદનો મક્કા, મદીના તથા કરબલાની યાત્રાને હજ્જ કહે છે. ખ્રિસ્તીઓ પેલેસ્તાઇન તરફ જવામાં પુણ્ય સમજે છે. આ પ્રમાણે જૂદી જૂદી પ્રજા પોતાનાં પવિત્ર સ્થળની મુલાકાતે જવામાં પોતાની ફર્જ સમજે છે.

આપણાં ભરતખંડમાં અનેક નદી, પર્વતો અને ક્ષેત્રો હોવાથી તથા તેમના માહાત્મ્યો અનેક અને અદ્દભૂત વર્ણનિય હોવાથી ધાર્મીક હિંદુઓ તે તરફ દર વર્ષે જવામાં પુણ્ય સમજે છે. આજે સેંકડો વર્ષ થયાં

કાશીક્ષેત્ર એક મોટા યાત્રાસ્થાન તરીકે પ્રસિદ્ધ છે. અગાઉ રેલ્વે જેવું સેહલ સાધન નહીં હોવાથી યાત્રાએ જવા માટે પગ રસ્તે ભારે સંકટ ખમી જવું પડતું હતું, અને તેમાં જે કોઇ ચારધામ, બારજ્યોતિલીંગ, સપ્તપુરી, સપ્તપ્રયાગ વગેરે પૂર્ણપણે દર્શન લઈ આવતા તેમની માન્યતા બેહદ વધી જતી હતી; લોકો દરરોજ તેમના દર્શને જતા, પણ હાલમાં ચોરીલુટાણું દૂર થઇ રેલ્વેની સગવડ થતાં આ બધા યાત્રાસ્થાનો હરકોઈ કરી શકે છે.

યાત્રાસ્થળો મુખ્ય કરી ત્રણ પ્રકારનાં છે. ૧—સર્વમાન્ય, ૨—પ્રાંતમાન્ય અને ૩—પંથ અથવા જાતિમાન્ય. તેમના દાખલા—પહેલું—કાશી, પ્રયાગ, ગંગા વગેરે. બીજું જેજૂરી, ખંડોબા આ માત્ર પુના. પ્રાંતમાં માન્ય છે, અને ત્રીજું છત્તિસ ગઢમાં કબીરની સમાધી હોવાથી તે તરફ કબીર પંથી જાય છે.

જ્યાં ઉત્તમ નદી, મંદીર, બ્રાહ્મણ વસ્તી, સાધુ પુરૂષની સમાધી, મહત્કાર્યથી બનેલી જગ્યા અથવાં અદ્દભૂત ચમત્કારિક સ્થળ એવે ઠેકાણે જાત્રા ભરાય છે. દાખલા તરીકે—પ્રયાગમાં ગંગા અને યમુનાનો સંગમ થાય છે. ત્રિચન્નાપલ્લિમાં શ્રી રંગનું મંદીર છે. નાશકમાં બ્રાહ્મણ વસ્તિ, આણંદીમાં જ્ઞાનદેવની સમાધી, અયોધ્યામા રામચંદ્રજીની રાજ્યધાની, દશાશ્વમેધમાં યજ્ઞ થયા અને જ્વાલામુખી, વજ્રેશ્વરીમાં ગરમ પાણીના ઝરા વગેરે અનેક ચમત્કારિક સ્થળોછે.

એજ પ્રમાણે કાલ માહાત્મા હોવાથી વ્યતિપાત, અધિક માસ, સિંહસ્થ, કન્યાગત ચંદ્ર સૂર્ય ગ્રહણ, મકર, અર્ધોદય, કપિલાષષ્ટિ, અનેક દેવતાના ઓત્સવનાં દિવસ વગેરે વખતે ઠેક ઠેકાણે યાત્રા ભરાય છે. યાત્રામાં વહેંવાર ક્ષૌર સ્નાન, શ્રાદ્ધ, બ્રાહ્મણ ભોજન, દેવપૂજા, બલિદાન વગેરે કરવાનાં હોય છે.

નીચે દર્શાવેલાં યાત્રાસ્થાનનું સંક્ષેપ વર્ણન આપ્યું છે:—

(૧) કાશી, પ્રયાગ અને ગયા આ ત્રણે સ્થળોને ત્રિસ્થળ કહે છે. અને તે દરેક ઠેકાણે અનુક્રમે દંડન, મુંડન અને પીંડન આ કર્તવ્ય હોય છે.

(૨) અયોધ્યા, મથુરા, માયા, (હરિદ્વાર), કાશી, કાંચી, અવતિંકા (ઉજ્જની) અને દ્વારીકા એમને સપ્તપુરી કહે છે.

(૩) પ્રભાસ પાટણનો સોમનાથ, શ્રી શૈલ્ય મલ્લીકાર્જુન, ઉજ્જની, નીમહાકાલ, નર્મદામાનો ઓંકાર માધાંત, હિમાલયમાંનુ કેદાર, ડાકિનીની વચમાંનું ભીમાશંકર, કાશિનું વિશ્વેશ્વર, નાસીક નજદીકનું ત્રિંબકેશ્વર, ચિતાભૂમિનું વરળી વૈજનાથ, દારૂક વનમાંનું અવઢયા નાગનાથ, સેતુબંધ રામેશ્વર, વેરૂળનું ધૃષ્ણેશ્વર એ ૧૨ જ્યોતિલિંગ છે. અગાઉ આ બધી મોટી શિવપુરી હતી. એ ત્યાંની વસ્તી ઉપરથી જણાય છે.

(૪) રામનાથ, જગન્નાથ, બદરીનાથ, દવારકાનાથ એ ચાર ધામ છે.

(૫) અલકનન્દા અને મંદાકિની એમનો સંગમ થાય છે, તે સ્થળ નંદ પ્રયાગ. અલકનન્દા અને પિંડારનો સંગમ થાય છે તે કર્ણ પ્રયાગ; અલકનંદા અને મંદાકિનીનો સંગમ થાય છે તે રૂદ્રપ્રયાગ, ભાગીરથી અને મંદાકિનીનો સંગમ થાય છે તે દેવપ્રયાગ. ગંગા અને યમુનાનો સંગમ થાય છે તે ભૂત પ્રયાગ, કૃષ્ણા અને વેણા વચ્ચે માહુલી પાસે જે સંગમ થાય છે તે દક્ષિણ પ્રયાગ, અને પાર્વતી પ્રયાગ.

(૬) નારાયણ સરોવર, માન સરોવર, પુષ્કર, બિંદુ સરોવર અને પંપા સરોવર. એ પંચ સરોવર, યાત્રા સ્થળો છે.

(૭) ડાકોર, શ્રીનાથ, વ્યંકટેશ, કાર્તિક સ્વામી, ઝડખડી, વૈજનાથ, વરળી વૈજનાથ, પશુ પતેશ્વર (નેપાળ), અમરનાથ, બ્રહ્મકપાટ, બદરી નારાયણ, મુકતનાથ જ્યાં શાલિગ્રામ મળે છે, ધરણીધર, અધર માધવ, મહાબલે-

શ્વર, ચિત્રકુટ, વિંધ્યા વાસિની, એલમા, તુલસીશ્યામ, સુદામપુરી, માધવપુર, ગોપીતળાવ (જ્યાં ગોપી ચંદનની મટોડી મળે છે,) કુરૂક્ષેત્ર, હંપીવિરૂપાક્ષ, શ્રીરંગ, ઉડપીસુ બ્રહ્મણ્ય અનંતશયન, કન્યા કુમારી, જનાર્દન, દર્ભશયન, પદ્મનાભ, ગોકર્ણ, મહાબલેશ્વર, એકલીંગ, હિંગળાજ માતા, પંઢરપુર, શંખાબરી, કામાસી, મીનાસી, વગેરે હજારો યાત્રાસ્થાનો છે.

(૮) ગંગા, યમુના, ગોમતી, સરયુ, સરસ્વતી, નર્મદા, તાપી, સિંધ (મીઠા મહિરાવણ), ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, શાંભ્રયતી, વેણા, ભિમા, તાપી, શિપ્રા, વગેરે સેંકડો પૂજ્ય નદીનાં યાત્રાસ્થળો છે.

(૯) જવાલા મુખી, તપ્તમણિ કર્ણીકા, રેબાળેશ્વર, રાજપુરીની ગંગા, વજરેશ્વરી અને દેવકી વગેરે ઠેકાણે ગરમ પાણીના ઝરા તથા નરસોબાની વાડીમાં અદભૂત ચમત્કારીક સ્થાનકો છે.

(૧૦) આળંદી, દેહુ, ચીંચવડ, સાસવડ, યાફળ, પરળી, નિર્મળ, કીષ્કિંદા, વૃંદાવન, ગોકુળ, પરશુરામ, કવાડ, મારજી, અક્કલકોટ, મોરેશ્વરના ગણપતિ, શિતપુર, વગેરે સતપુરૂષના સમાધી સ્થળો છે.

(૧૧) પાળીતાણા. સમંતશિખર, ગીરનાર, અંત્રિક, પારસનાથ, આબુ વગેરે જૈનોનાં ક્ષેત્ર હોય તેજ પ્રમાણે કબીરપંથી, સ્વામીનારાયણપંથી, લીંગાઇત, શિખ વગેરે પંથવાલાનાં જૂદાં જૂદાં સ્થળો છે.

**યાનકુન**—બરમામાં થોંગવાનું મુખ્ય શેહેર. ઇરાવદીના ડેલ્ટા ઉપર છે. લોકવસ્તી ૨૦૨૩૫ ની છે.

**યાનીસેસ્ક**—પૂર્વ સાઇબિરિયામાંનું એક શેહેર યાનૅસી નદી કાંઠે વસ્તી ૮૦૦૦ ની છે. એનાં સંસ્થાનનું ક્ષેત્રફળ ૬૮૭૧૮૬ ચૌરસ મૈલ છે. વસ્તી ૪૫૮૫૭૨ ની છે.

**યાનીસી**—સાઇબિરીયામાંની એક નદી. એ ઉત્તર ભણી સાઇબિરીયામાં વૃધતી આર્ટીક સમુદ્રમાં ૩૨૦૦ મૈલ વહેતી જઇ મળે છે. એ ૧૮૫૦ મૈલ સુધી વહાણ ખેડવા લાયકની છે.

**યાને**—ફ્રાન્સની ઉત્તર પૂર્વ ભણીનો એક ભાગ. ક્ષેત્રફળ ૨૮૬૮ ચૌરસ મૈલ છે. વસ્તી ૧૮૮૬ માં ૩,૫૫,૩૬૪ ની ને ૧૮૯૧ માં ૩,૪૪,૬૮૮ ની હતી.

**યાપ્રર્સ**—આ બેલજીયન શેહેર ફ્રાન્સની સરહદની ૮ મૈલ ઉપર છે. અગાઉ એક વખત એ ફ્લેનડર્સનું મુખ્ય કારખાનાવાલું શેહેર હોઇ ત્યાં ૨૦૦૦૦૦ ની વસ્તી હતી; તથા ૧૪ મી સદીમાં ૪૦૦૦ શાલોપર વણતકામ ચાલુ હતું. હાલમાં આ વેપાર નહિ જેવો છે. હાલમાં દોરી તથા લેસના કારખાના ચાલુ છે. લોક વસ્તી ૧૬૧૩૭ ની છે. ૯ થી ૧૦ મી સદીપર એ ચઢતી કળાએપુગું હતું. ૧૬૮૮ માં ૧૪ લુઇએ એની મજબુત કિલ્લેબંદી કરી હતી.

**યામુનગિરી**—હિમાલય પર્વત ઉપરનું એક શીખર, પાંડવો ગંધમનથી નિકળી દ્વૈતવનમાં આવી રહેતાં આ શિખર ઉપરનાં વિશાખયૂપ નામે સ્થાને રેહેતા હતા. ત્યાં એક દિવસે નહૂષ રાજા અજગરરૂપે પડેલો હતો, તેણે ભીમને ગળી જતાં યુધિષ્ટરે તેને છોડવ્યો હતો.

**યારકંદ**—પૂર્વ તુર્કસ્તાનનું એક વેપારી શેહેર. એ યારકંદ અથવા ઝરફશાન નદી ઉપર કાશગરની દક્ષિણ પૂર્વે ૧૦૦ મૈલ ઉપર છે, અત્રે માર્કોપોલોએ મુસાફરી કરી હતી. પણ ૧૮૭૧ માં આર. શૅા. એ મુસાફરી કરી ત્યાંની ઘણીક માહિતી જાહેરમાં મેલી હતી. લોક વસ્તી ૬૦,૦૦૦ ની છે.

**યાર્ડ**—બ્રિટીશ મોજણીનું માપ. એક યાર્ડ ૩ ફીટનો બને છે. લશકરી યાર્ડ ૨½ ફીટનો હોય છે.

**યાર્દેન**—એ પેલેસ્તાઇનમાંની મુખ્ય નદી હતી. એ પેલેસ્તાઇન દેશની ઉત્તરમાં 'લેબનોન' પર્વતમાંથી વહે છે, કાઇસરિયા ફિલિપા નજદીક તે એક બે મોટા નાળામાં મળી

જાય છે; અને ત્યાંથી ૧૫ મૈલ વધતી મેરોમ નામના એક ગંજાવર સરોવરમાં મળે છે. ત્યાંથી નિકળી સુમારે ૯ મૈલ ઉપર તિબેરીયસ અથવા ગાલીલ સમુદ્રમાંથી વહેતી છેલ્લે મૃતસમુદ્રને મળે છે. તેની લંબાઇ સુમારે ૨૦૦ મૈલની છે.

**યારમૌથ**—આ એક જાણીતું શેહેર લંડનની ઉત્તરે ઉત્તર પૂર્વમાં ૧૨૨ મૈલ ઉપર છે. એ યારી નદીનાં મુખથી ૨॥ મૈલ ઉપર છે. શેહેરમાં આલિશાન મકાનો, મોટાં દેવળો તથા જાહેર સરકારી ઇમારતો અનેકછે. ઇંગલંડમાં 'હેરીંગ' માછલીની ઉત્પતિ માટે આ મુખ્ય સમુદ્રકાંઠાનું શેહેર છે. અત્રેનો આયાત વેપાર માછલી, ખેતીવાડીની નીપજ, વહાણ, લોઢું, દોરડાં, રેસમ વગેરેનો ચાલુ છે. ૧૮૮૧ માં વસ્તી ૪૬૭૬૭ ની ને ૧૮૯૧ માં ૪૯૩૩૪ ની હતી.

**યારલા વિલ્યમ**—આ ખુદ્રતી જ્ઞાનશાસ્ત્રીનો જન્મ ઇ. સ. ૧૭૮૪ ના જુનમાં વેસ્ટમિન્સ્ટર ખાતે થયો હતો. પ્રથમ એણે ન્યૂસ પેપરનો એજંટ તરીકેનો ધંધો શરૂ કરી પાછળથી બાગબાનીનો અભ્યાસ કરી ખુદ્રતિ શાસ્ત્રપર અનેક લખાણો લખ્યાં હતાં. ૧૮૫૬ ના સપટેંબરમાં એનું મોત નિપજ્યું હતું. એના ગ્રંથોમાં સઉથી ઉત્તમ ગ્રંથ "બ્રિટીશ માછલીઓની તવારીખ" નામે બે દફતરમાં ૧૮૩૫-૩૬ માં લખી પ્રગટ કર્યુ હતું, અને બ્રિટીશ પક્ષીઓનાં વર્ણનનાં ૩ દફતરો રચ્યાં હતાં.

**યાલુ**—કોરીયન નદીની આ એક મુખ્ય શાખા છે. એને કોઇ યાલુ, આસનૉક અથવા ચોરીકાંગ કહે છે. આ નદી ૩૦૦ મૈલ સુધી વહાણને જાવ આવ લાયકની છે, અને તે કોરીયા આખાત તરફ વહે છે. ૧૮૯૪ માં ૧૭ મી સપટેંબરે આ નદીમાં ચીન અને જેપાનના કાફલા વચ્ચે થએલી લઢાઇ દરમ્યાન ચીનની ૧૨ મનવારો અને ૧૬ શીકારી બારકસોના કાફલામાંના જેપાનીજોએ પોતાની ૧૧ મનવારોનાં બળથી ચીનની ૪ મનવારોનો નાશ કરી જીત મેળવી હતી.

**યાલેયૂનિવ્હરસિટી**—અમેરિકામાંની આ એક આગેવાન શિક્ષણની પાઠશાળા છે. એની પ્રથમ સ્થાપના ઇ. સ. ૧૭૦૦ માં "સાઇબ્રૂક" માંની નાહની શાળાથી થઇ હતી. પણ ૧૭૧૮ માં એને ન્યૂહેવનમાં લઇ જવામાં આવી હતી. એનું હાલનું નામ એલીહા યાલે (ઇ. સ. ૧૬૪૯-૧૭૨૧) ના માનાર્થે રાખ્યું હતું. આ શખસ બોસ્ટનનો રહેવાશી હોઈ તે મદ્રાસમાં ફ્રૉર્ટસેંટ જ્યૉર્જનો ગવરનર હતો. તેણે આ યૂનિવરસિટીને નાણા, પુસ્તકો તથા વારષિક મોટી મદદો આપી હતી. એની ખાસ ઇમારત ૧૭૪૫ માં ઉભારવામાં આવી હતી. અને "ચર્ચ ઑવ યૂનિવ્હરસિટી" ૧૭૫૫ માં તેમાં વધારવામાં આવ્યું હતું. તેમજ ગણિત, ફીલસુફી અને ખગોળશાસ્ત્ર ૧૭૭૧ થી શિખવવામાં આવે છે. ૧૭૯૪ થી ચોકસ બંધારણથી કામ ચાલુ છે. ૧૭૯૨ માં આ કૉલેજને ૩૦,૦૦૦ સ્ટરલિંગની સરકારથી મદદ મળવા માંડી હતી. ૧૮૧૨ માં વૈદક ભાગ, ૧૮૨૨ માં ખુદ્રતિ વિજ્ઞાનશાસ્ત્ર, ૧૮૨૪ થી કાયદાશાસ્ત્રના જૂદા જૂદા વર્ગ ઉઘાડવામાં આવ્યા હતા, અને ૧૮૭૧ થી નવા ધોરણ ઉપર આ પાઠશાળાને મેળી હતી. આ પાઠશાળામાં ૧૨૦૦ ઉપર વીદ્યાર્થી છે. તેમાં ૭૦ પ્રોફેસર અને ૫૦ શિક્ષકો છે. એની લાયબ્રેરીમાં ૨,૦૦,૦૦૦ ગ્રંથો છે. આ યૂનિવ્હરસિટી માટે ૯ એકર જમીન રોકેલી છે.

**યારકં**—ક્યૂબાનના કૉકેશિયન પ્રાંતનું મુખ્ય શેહેર. લોક વસ્તી ૨૩૫૦૦ નીછે.

**યાહુવેનું મંદીર**—યાહુદીઓના શાલોમન રાજાએ જેરૂસલેમમાંના મોરિયાની ટેકડી ઉપર ઇ. સ. પૂર્વે ૧૦૧૪ માં આ મંદીર બાંધવા શરૂ કર્યુ હતું. શાલોમનના પિતા દેવીડને ઇસ્રાઇલના દેવતા યાહવેએ આ ઠેકાણે દર્શન આપ્યાં હતાં. આ મંદીર ઇસ્રાઇલ

પ્રજા મીસરથી નિકળ્યા પછી ૪૮૦ વર્ષે એટલે શાલોમન રાજાના અમલનાં ૪થે વર્ષે બાંધવા શરૂ કર્યું.

આ મંદીર ૬૦ હાથ લાંબું ૨૦ હાથ પોહળું અને ૧૨૦ હાથ ઉંચુ હતું. મંદીરની ચારે તરફ બાહેર ખેંચેલા છજીયા હતા. અને તેની નીચે ઓરડીઓ બાંધેલી હતી. આ તમામ ઇમારત સુંદર પથરાથી ચણી લીધેલી હતી, પણ બધેબધ ઉપરથી નકશીદાર દેવદાર જડયું હતું; અને તેપર સોનાનાં પતરાં જડેલાં હતાં. તેમજ બીજી દેવાલો પણ સોનાનાં પતરાંથી મઢેલી હતી. મંદીરની સામે પિતલનાં પત્રાંથી અચ્છાદેલા ૩૫ હાથ ઉંચા સ્થંભો હતા; આ સ્થંભોપર સોનેરી સાંકળમાં ૪૦૦ સુનેરી દાડમો લટકતાં હતાં.

તેમજ દેવાલ સામે પિત્તળનું હોમકુંડ હતું. તેની લંબાઇ ૨૦ હાથ ને પોહોળાઇ ૨૦ હાથ હતી અને ઉંડાઇ ૧૦ હાથ હતી. તે ઉપરાંત આ હોમકુંડ નજદીક જે પાત્ર હતું તે શુદ્ધ ઓતેલી ધાતુનું હતું. આ પાત્ર ગોળાકાર ને ઘેરાવામાં ૩૦ હાથનું હતું; ને ઉંડાઇ ૧૦ હાથની હતી. આ પાણીના પાત્રને સમુદ્ર નામ આપ્યું હતું. આ સમુદ્રને બાર બળદની પીઠ ઉપર ગોઠવેલો હતો. આજ સમુદ્રના કુંડમાં ભોગ ચઢાવનારને બેસાડી નહવાડતા. મંદીરની સામે ૧૦ સોનાના દીપસ્થંભો હતા. ભોગ ચઢાવનારાઓ માટે સુંદર આંગણું બનાવેલું હતુ, ને તેને સુન્નાના કટેરા જડેલા હતા. મંદીરમાંની સમેદાની પવિત્ર પાત્ર અને પૂજાના સાહિત્ય એ તમામ સુન્નાના હતા.

**યાજ્ઞવલ્કય**—વસિષ્ટ કુલોત્પન્ન યાજ્ઞવલ્કય ઋષિનો એ પુત્ર. યાજ્ઞવલ્કય સ્વાયંભૂ નામે વ્યાસના જે સંપૂર્ણ ચારે વેદનું અધ્યયન કરનારા ચાર શિષ્ય તેમાં તમામ યર્જુવેદ ભણેલો જે વૈશંપાયન ઋષિ તેનો શિષ્ય હતો. વૈશંપાયને યર્જુવેદની ૮૬ શાખાઓ કરી, તે દરેકનું અધ્યયન એક ઋષિને ભણાવતો હતો, તેને હાલમાં તૈતીરિ શાખા કહેછે. તેનું અધ્યયન એને કરાવતો હતો. અર્થાત તે શાખા એ ભણતો હતો

કથા પ્રમાણે એક સમે ગુરૂ ક્રોધે ભરાતાં પોતાનું ભણાવેલું પાછું આપવા કહ્યું, ત્યારે યાજ્ઞવલ્કયે તે ઓકી કાઢયું, અને એ ઓકેલું બીજા ઋષિયો તીતર થઇ ખાઇ ગયા હતા, જેની તૈત્રીય શાખા થઇ છે. તે પછી યાજ્ઞવલ્કયે સૂર્યને ગુરૂ બનાવી તેની પાસથી શુકલયજુ પૃથવીપર લાયા. એણે જનક રાજાનેત્યાં સર્વ બ્રાહ્મણોને બ્રહ્મજ્ઞાન વિદ્યામાં જીત્યા હતા, ને શકલ્ય નિરૂત્તર થયો હતો, તેથી એનું ડોકું પડયું હતું. એની સ્ત્રી મૈત્રેયીથી પણ બ્રહ્મજ્ઞાન પામી હતી. એને કશાં ફરજંદ થયાં નહોતાં. પણ કાત્યન સ્ત્રીથી યાજ્ઞવલ્કયને ચંદ્રકાંત તથા મહામેધ અને વિજય એવા ત્રણ પુત્રો થયા હતા. આ ત્રણે પુત્રો પોતાના ૧૪૦૦૦ શિષ્યો સાથે માહાદેવના શ્રાપથી રાક્ષસયોની પામ્યા હતા.

**યુ**—દુનિયાના ઉત્તર ગોળાર્ધમાં 'યુ'નાં ફળદાર ઝાડ ઉગે છે. એનું ઝાડ બારે માસ લીલુંછમ રેહનાર હોય છે. એનાં ઝાડ ૩૦ થી ૪૦ ફીટ ઉંચાં હોય છે, ને તેની ડાંખળી જાડી ને એટલી લાંબી હોય છે કે તે ઘણી વેળા જમીનથી સેહેજ ઉંચે હોય છે. દક્ષિણ યૂરપમાં સાઇબિરયા 'યૂ'નું જન્મસ્થળ ગણાય છે. આ ઝાડ ૩૦૦થી૪૦૦ વર્ષ જીવે છે. આગલા જમાનામાં એનાં લાકડાંમાંથી તીરકામઠાં બનાવતા હતા. એનાં ફળ લાલ રંગનાં હોઇ તે ઝેરી ખાશિયત ધરાવે છે. બ્રિટનમાં 'યૂ'નાં અનેક ઝાડ નજરે પડે છે.

**યુકલેપટીસ—ગલાબ્યુલસ**—આ ઝાડ એક સરખું ઉંચું વધે છે. એનાં પાંદડાંમાંથી એક પ્રકારનો ગંધ આવે છે. આ ઝાડને ઘેરની આસપાસ રોપવાથી ત્યાંની હવા સુધરી થંડી તાપની બિમારી ત્યાં ફેલાતી નથી. આ ઝાડ બીયાંમાંથી ઉગે છે. એનાં પાંદડાં બે આંગળ

જેવડાં પોહળાં હોઇ ત્રણચાર આંગળ લાંબાં હોય છે, અને પાંદડાંને રંગ સફેદઇ ઉપર હોય છે. એનાં ઝાડ ભીનાસવાલી જગ્યામાં ઉગાડતાં સારાં ઉછરે છે. આ પાંદડાંને ખાતાં ઠંડી તાપ દફે થાય છે.

**ચુકાગલોરીઓસા**—આ શોભાયમાન ઝાડનાં પાંદડાં ભાલારોકાં લાંબાં અને અણીયાલાં હોય છે. એનીપર વરસાદમાં એક દાંડો આવે છે, ત્યારે તેપર દડા જેવાં સફેદ ફુલો આવે છે. આથી આ ઝાડ બેહદ શોભાયમાન જણાય છે. આ ફુલ માહેથી ઘણા સફેદ હોય છે. એને કુંડામાં રોપતાં તેપર ફુલો આવતા નથી, પણ જમીનમાં રોપતાં ફુલો આવે છે.

**ચુકાફીલામેન્ટા**—એ યૂકા ગલોરિઓસા જેવું ઝાડ થાય છે. એનાં પાંદડાંમાં તંતુમય દોરો રહેતો હોવાથી એને બાવા. આદમને સોય દોરો કહે છે. એની માવજત સંભાળથી કરવી પડે છે.

**ચુકેરીસ એમેઝાનિકા**—આ કંદવાલું ફુલ ઝાડ છે. એપર સફેદ સુગંધી ફુલો આવે છે.

**યુગ**—વિષ્ણુ ધર્મનો કરતા જણાવે છે કે ૧૨૦૦ દિવ્ય વર્ષો તે એક યંત્ર છે, જે તિષ્ય કહેવાય છે. તેનો બેવડો ભાગ તે દ્વાપર, તેવડો તે ત્રેતા અને ચારઘણો તે કૃતયુગ કહેવાય છે. તે ચારે યુગો સાથે મળીને ચતુર યુગ કહેવાય છે.

૭૧ ચતુરયુગનો એક મનવંતર થાય છે; અને ૧૪ મનવંતરોનો સંધાઓ સહિત એક કલ્પ થાય છે. એ કલ્પો એ બ્રહ્માની એક રાત દિન બરાબર છે. અને તેનું આયુષ્ય તે દિવસનાં બનેલાં ૧૦૦ વર્ષનું છે. તે ૧૦૦ વર્ષ પુરૂષના એક દિવસ બરાબર છે. તે પુરૂષ અનાદી અનંત છે.

બ્રહ્મગુપ્ત જણાવે છે કે સ્મૃતિમાં જણાવવામાં આવ્યું છે કે ૪૦૦૦ દેવક વર્ષનો એક કૃતયુગ થયો છે, પણ ૪૦૦ વર્ષની સંધી સહિત અને ૪૦૦ વર્ષના સંધ્યાશ સહીત કૃતયુગ ૪૮૦૦ વર્ષનો થાય છે.

ત્રેતાયુગ ૩૦૦૦ વર્ષનો થાય છે, પણ સંધી તથા સંધયાંશના દરેકનાં ૩૦૦ વર્ષ ગણતાં તેની મર્યાદા ૩૬૦૦ વર્ષની થાય છે. દ્વાપરનાં પણ ૨૦૦૦ વર્ષ થાય છે, પણ સંધી તથા સંધયાંશનાં ૨૦૦ મળીને તેની મર્યાદા ૨૪૦૦ વર્ષ જેટલી છે.

કલી ૧૦૦૦ વર્ષનો છે. પણ ૧૦૦ વર્ષની સંધી તથા સંધ્યાંશ સહિત તેની ૧૨૦૦ વર્ષની મર્યાદા છે. બ્રહ્મગુપ્ત સ્મૃતિમાંથી એ પ્રમાણે જણાય છે.

દીવ્ય વર્ષને ૩૬૦ થી ગુણવાથી તે માનવી વર્ષ બને છે. તે મુજબ ચાર યુગના વર્ષો નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| કૃતયુગના— | ૧૪,૪૦,૦૦૦ | વર્ષો |
| તે ઉપરાંત— | ૧૪,૪૦૦ | સંધી |
| | ૧,૪૪,૦૦૦ | સંધ્યાંશ |
| એકંદર— | ૧૭,૨૮,૦૦૯ | વર્ષ |
| ત્રેતાના— | ૧૦,૮૦,૦૦૦ | |
| | ૧,૦૮,૦૦૦ | સંધી |
| | ૧,૦૮,૦૦૦ | સંધ્યાશ |
| ત્રેતાયુગ— | ૧૨,૯૬,૦૦૦ | વર્ષ |
| દ્વાપરના— | ૭,૨૦,૦૦૦ | |
| | ૭૨,૦૦૦ | સંધી |
| | ૭૨,૦૦૦ | સંધ્યાંશ. |
| દ્વાપરના યુગના | ૮,૬૪,૦૦૦ | વર્ષ |
| કલીનાં— | ૩૬,૦૦,૦૦ | |
| | ૩૬,૦૦૦ | સંધી. |
| | ૩૬,૦૦૦ | સંધ્યાશ |
| કલીયુગનાં— | ૪,૩૨,૦૦૦ | વર્ષ. |

કૃત અને ત્રેતા મળીને ૩,૦૨૪,૦૦૦ વર્ષ તથા કૃતત્રેતા અને દ્વાપર મળીને ૩૮,૮૮,૦૦૦ વર્ષ થાય છે.

બ્રહ્મગુપ્ત જણાવે છે કે "આર્યભટ એમ માને છે કે ચતુરયુગના ૪ સરખા ભાગોનાજ ચારેયુગ બને છે. આ પ્રમાણે ઉકતવિષ્ણુ ધર્મસ્મૃતિથી આર્યભટ જુદો પડે છે. બીજા

હાથપર બ્રહ્મગુપ્ત પૌલીસના યુગ વિશેના વિચારને મલતો થાય છે, કારણકે તે સ્મૃતિથી જુદો પડતો નથી, પૌલીસ કૃતયુગના ૪,૮૦૦ વર્ષમાંથી ૧,૨૦૦ બાદ કરે છે, અને બાકીના વધુ ને વધુ ઓછા કરે છે, કે જેથી યુગનો સમય સ્મૃતિમાં બતાવેલા તેના સમય સાથે મળતો જાય છે, પણ પૌલીસ સંધી તથા સંધાશના વર્ષ જુદા ગણુતો નથી.. ગ્રીક લોકોના સંબંધમાં જોતાં તેઓમાં સ્મૃતિ જેવી વાત કશી નથી, સબબ તેઓ કાળની ગણુના યુગ, મનવંતર, અથવા કલ્પદવારે કરતા નથી.

કૃતયુગ—કાર્તીક શુદ્ધ નવમીથી પ્રારંભ.
ત્રેતાયુગ—વૈશાખ શુદ્ધ તૃતીયાએ પ્રારંભ.
દવાપરયુગ—માઘ વધ અમાસે પ્રારંભ.
કલિયુગ—ભાદ્રપદ વધ ત્રયોદશીથી.

**ચુતીઓ**—આ પ્રાણી કયુબાનું વતની કહેવાય છે. એનો સાધારણ રંગ ચળકાટદાર તપકિરયા રંગનો ને તે ઉપર પિળા કાબરચિત્રા ડાઘા હોય છે. એનું મોઢું, છાતી, નીચેના ભાગો કાબરચિત્રા સફેદ હોય છે. એના રૂવાં ખભરાયલા ખુમાસદાર હોય છે. આ પ્રાણીની લંબાઇ બે ફીટની હોય છે. જેમાં પુછડી આંઠ ઇંચ લાંબી હોય છે. એ ઉંદર ખલેરી પ્રમાણેજ ચંચળ હોય છે. એઓ પોતાના જાતીલા સાથે ઘણા હળી મળી રહે છે. એઓ ભાજી તરકારી ખાવાપર વિશેષ ચાહ ધરાવે છે. આ પ્રાણી ઘણું હળીમળી જાય છે. તે પાણી પીતું નથી પણ ખલેરી પ્રમાણે પાણી ચુસે છે.

**યુધાજીત**—કેકય દેશનો રાજા, અશ્વપતિનો પુત્ર. કૈકયીનો એ ભાઇ હતો. રામ લક્ષ્મણના વિવાહ પ્રસંગે એણે ભાગ લીધો હતો. એજ શત્રુઘ્ન અને ભરતને સ્વદેશે લઇ ગયો હતો.

(૨) અંવતી દેશનો રાજા. સૂર્યવંશીય ધ્રુવસંધિ રાજાની બીજી સ્ત્રી લીલાવતી, તેનો પુત્ર.

**યુધામન્યુ**—ભારતિય યુદ્ધમાં પાંડવ પક્ષમાંનો પાંચાલ રાજા. એ સ્વતંત્ર યુદ્ધ કરતો હતો. એનેજ હાથ ચક્ર રક્ષકત્વ હતું, અને એ લડાઇ પુરી થતાં નિંદ્રાવશ હતો તેટલાં અશ્વથામાને હાથે માર્યો ગયો હતો.

**યુધિષ્ટિર**—પુરૂ કુલોત્પન્ન અજમીઢ વંશના કુરૂ રાજાના પુત્ર જન્હુ રાજા, તેના વંશજ પંડુ રાજાની સ્ત્રી કુંતી અથવા પૃથાને થયેલા ત્રણ પુત્રમાંનો વડો. એ યમધર્મના મંત્ર પ્રભાવથી ઉત્પન્ન થયો હતો. આથી એનું નામ ધર્મરાજ પડયું હતું. એ અત્યંત સદગુણી અને શત્રુહીન હતો, આથી એને 'અજાતશત્રુ' કહેતા. એણે થોડા વખત સુધી કૃપાચાર્ય પાસે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરી, પાછળથી દ્રોણાચાર્યને હાથે વધારે અભ્યાસ કર્યો હતો. એની કુશળતા રથ વિદ્યામાં હતી. એણે બર્બર ભાષાનો પૂર્ણ અભ્યાસ કર્યો હતો. એણે ઇંદ્રપ્રસ્થમાં રાજ્યપદ ધારણ કર્યા પછી રાજસુયજ્ઞ કર્યો હતો. એને મયાસુરે કૃષ્ણના કહ્યાથી સભા મંડપ બનાવી આપ્યો હતો. એ કૌરવ સાથે ધૂત રમવામાં હારતાં પોતાના ૪ ભાઇઓ તથા દ્રૌપદી સાથે ૧૨ વર્ષ વનવાસ કર્યો હતો. એણે માહાભારતના યુદ્ધમાં માત્ર અસ્ત્ર બાણથી દ્રોણ કર્ણાદિ કૌરવોને ગભરાવીયા હતા. એણે ભિષ્મના મુખે રાજનિતી તથા મોક્ષધર્મ સાંભળીયા હતા. સહુના આગ્રહથી યુધિષ્ટરે હસ્તીનાપુરની ગાદીપર બેસાડી કૃષ્ણના મરણ પછી હિમાચળે જઇ રહ્યા હતા.

એણે ૪૦ વર્ષ ઇંદ્રપ્રસ્થમાં અને ૩૬ વર્ષ હસ્તિનાપુરમાં રાજ્ય કરયું હતું. જુદ્ધ સમયે એનું વય ૮૦ વરસનું હતું. એ રીતે જોતાં મરણ વેળા એનુ વય ૧૨૫ વરસનું હતું. કળીયુગમાં પેહેલો એજ શકકર્તા હતો. એના શકના ૩૦૪૪ વર્ષ પુરાથતાં વિક્રમશક ચાલ્યો.

એનાં વંશનાં ૩૦ રાજાઓએ નીચે દર્શાવ્યા મુજબ રાજ્ય અમલ ભોગવ્યો હતો. આ નામોમાં જેમના નામ ઉપર નિશાની છે તેમની કારકર્દિમાં જાણુવાજોગ બનાવો નીચે દર્શાવ્યાં છે:—

| | વર્ષ. | માસ. | દિવસ. |
|---|---|---|---|
| યુધિષ્ટિર* | ૩૬ | ૦ | ૦ |
| પરિક્ષીત* | ૬૦ | ૧ | ૦ |
| જનમેજય* | ૮૪ | ૬ | ૦ |
| શતાનિક | ૮૦ | ૫ | ૧૯ |
| સહસ્ત્રાનિક | ૮૮ | ૨ | ૮ |
| અશ્વમેધવ | ૮૧ | ૧૧ | ૨૪ |
| અસીમ કૃષ્ણ* | ૭૫ | ૮ | ૮ |
| નિમિચક્ર* | ૭૫ | ૧૦ | ૮ |
| ચિત્રરથ* | ૭૭ | ૭ | ૭ |
| કવિરથ* | ૭૯ | ૮ | ૨૯ |
| વૃષ્ટિમાન | ૬૧ | ૦ | ૨ |
| સષેણુ | ૬૫ | ૧૦ | ૨૫ |
| સનીથ | ૬૪ | ૭ | ૨ |
| નૃચક્ષ* | ૫૫ | ૯ | ૨ |
| સખીનલ* | ૬૨ | ૦ | ૩ |
| પરિપ્લવ* | ૬૧ | ૧૦ | ૪ |
| સનય | ૭૨ | ૧૧ | ૩ |
| મેધાવી | ૫૮ | ૦ | ૮ |
| નૃપંજય* | ૫૦ | ૮ | ૨૧ |
| દુર્વ* | ૫૨ | ૪ | ૪ |
| તિ* | ૪૮ | ૧૦ | ૨૯ |
| બૃહદ્રથ | ૪૭ | ૮ | ૧૭ |
| સદાસ* | ૪૮ | ૧૧ | ૦ |
| શતાનિક* | ૪૪ | ૮ | ૧૭ |
| સોમક | ૫૬ | ૦ | ૦ |
| રૂદ્રમન | ૫૪ | ૧૦ | ૦ |
| વહિનર* | ૫૧ | ૧૧ | ૮ |
| દંડપાણી* | ૪૮ | ૭ | ૪ |
| નિમિ* | ૪૯ | ૫ | ૧૫ |
| ક્ષેમક | ૫૮ | ૦ | ૨૫ |

યુધિષ્ટીરના અમલમાં તેના શકનો આરંભ થઇ કળીયુગની શરૂઆત થઈ હતી, તેમજ તે વેળા કાશમિર તરફ સપ્તર્ષીનો શક ચાલુ થયો હતો. એટલે યુધિષ્ટિર શકના ૨૫ માં વર્ષથી સપ્તર્ષી પૃથ્વીપરના માનવીથી અદર્શ થયા. પરિક્ષીત સર્પદંશથી મરણ પામ્યો. જનમેજયે સર્પ સત્ર કીધો. નિમિચક્રના અમલમાં ગંગાની રેલથી હસ્તીનાપુર વહી ગયું. આથીં તેણે પોતાનું પાયતખત કોશાંબીમાં કર્યું. ચિત્રરથના અમલમાં યુધિષ્ટીર શક ૬૬૧ અને ૬૬૨ માં ચાર્વાક અને ક્ષપણક ઉત્પન્ન થયા. કવિરથના અમલમાં ૭૨૬-૨૭ માં બન્ને પોતાના પંથ સ્થાપન કરી મરણ પામ્યા. નૃચક્ષુના અમલમાં યુધિષ્ટીર શક ૯૭ માં પેહેલા બૌધનો જન્મ થયો. સખીનલના અમલમાં વંશની સમાપ્તિ થઈ. મગધ દેશમાં પ્રદ્યોત રાજા રાજ્ય કરવા લાગા. પરિપ્લવના અમલમાં યુધિષ્ટિર શક ૧૦૬૪ માં પેહેલો બૌધ્ધ મરણ પામ્યો, અને મગધ દેશમાં શિશનાગ રાજાના અમલમાં એ મરણ પામતાં કારકીર્દી શરૂ થઇ. દુર્વા રાજાના સમયમાં યું શક ૧૩૧૨ માં શૌદ્ધોદ નામનો બીજો બૌધ્ધ જન્મયો. તિમી રાજાના અમલમાં યુ. શક ૧૩૮૦ માં બીજો બૌધ્ધ મરણ પામ્યો. સદાસાના સમયમાં યુ. શક ૧૪૪૫ માં અર્હત જન્મ્યો. શતાનિકના સમયમાં યુ. શક ૧૫૩૨ માં અર્હત મરણ પામ્યો. વહિનરના અમલમાં નંદરાના રાજવંશની સ્થાપના થઈ હતી. અને છેહલો નંદ યુ. શક ૧૬૯૨ માં માર્યો ગયો ને ૧૬૯૩ માં ચંદ્ર ગુપ્ત રાજા રાજ્યરૂઢ થયો. તેમજ પાણીની પણ જાહેર થયો. દંડપાણીના સમયમાં એટલે તેનાં મરણ વખતે યુ શકના ૧૭૪૫ માં અશોક ગાદીએ આવ્યો. નિમિના સમયમાં યુ. શક ૧૭૧૯ માં અશોક મરણ પામ્યો હતો. આજ નિમિના સમયમાં દેવગઢનો કિલ્લો તથા વેરૂળના ગુફા બંધાયા હતા. ક્ષેમકને તેના પ્રધાને માર્યો. અને કૌશાંબિમાંથી

રાજ્યગાદી દિલ્લીમાં લઈ ગયો. અને ત્યાં સું. શાકે ૧૮૫૪ થી રાજ્યઅમલ કરવા માંડયો હતો (જુઓ દિલ્લીની તવારીખ.)

**યુનાન**—ચીનના દક્ષિણ પશ્ચિમ ભણીનો એક પ્રાંત. એની દક્ષિણે અનામ, સીયામ અને બરમા છે. ક્ષેત્રફળ ૧,૨૨,૦૦૦ ચૌરસ મૈલ છે. તેમાં વસ્તી ૪૦,૦૦,૦૦ નીછે, કે જે અગાઉ ૧,૫૦,૦૦,૦૦૦ ની હતી, પણ મરકી વગેરે આફતોથી ઘણી ઘટી ગઇ છે. ઉત્તર અનેદક્ષિણ ભાગમાં પર્વતો તથા ઉંચી જમીન ફરી વળેલી છે. આ પર્વતોની હાર ૧૨૦૦૦ થી ૧૭૦૦૦ ફીટ ઉંચી, ઉત્તર દક્ષિણ ભણી ૭૦૦૦ થી ૮૦૦૦ ફીટ ઉંચા પર્વતો છે. એના ઉત્તર ભાગમાં જંગલ અને વેરાન જમીન છે, પણ દક્ષિણ તથા દક્ષિણ પશ્ચિમ ભાગમાં તમામ વસ્તી તથા ખેતીવાડીથી ભરપુર છે; વસ્તીમાં મુખ્ય ભાગ લો લોપાય અને મેયાઓની છે. ખેતીની મુખ્ય પેદાશ ચોખા, મકાઇ. ચણા, અફીણ; તંબાકુ અને ખાંડની છે. આ દેશમાં પુષ્કળ ખનીજ પદાર્થો હજી જમીનમાં દટાયલા છે. ૧૮૬૭-૬૨ માં અત્રે ફ્રેન્ચોએ પેહેલ વેહેલો પોતાનો પગ પેસારો કર્યો હતો.

**યુક્રેતીશ**—આ નદીને બાઇબલમાં "ફરાય" કહે છે. આ નદીનો ઉગમ આરમેનિયા દેશ આહેલા પર્વતમાંથી થાય છે, અને તે ઇરાનના અખાતને મળે છે. એની ઉગમથી જુમલે લંબાઇ ૧૭૮૦ મૈલની છે; અને તેમાંથી ⅔ (૧૨૦ ૦ મૈલ) ભાગ ઉપર નાહનાં વહાણો ફરહર કરે છે. તેનાં મુખથી ૭૦૦ થી ૮૦૦ મૈલ ઉપર તેનું પાત્ર અત્યંત પોહળું છે, અને પાણીનો રોહ ઘણો ઝડપી છે. મે માસમાં તેના ઉગમ નજદીક બરફ પિગળી તેમાં ભારે રેલ આવે છે. પ્રાચીન કાળમાં નેહેરો, નાળાં વગેરે દ્વારે તેનાં પાણી દુરદરાજ મુલકમાં ખેંચી જઇ તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**યુમેનેદી**—ગ્રિક લોકોની દંતકથા મુજબ આ "ફ્યૂરીજ" યાને ડાકીની દેવીઓનું નામ છે. એ ત્રણ જોડ દેવતા હતી. પૃથ્વી ઉપર પાપ વધી જતાં તેઓ લડાઇ, મરકી, કલહ ઉત્પન્ન કરી વેર લેતી. તેમનું સ્વરૂપ અત્યંત ભયંકર હતું, ને તેમના બાલમાં સાંપ રહેતા. દરેકના એકેક હાથમાં વિંછીનો ચાબકો અને બીજા હાથમાં બળતી મશાલ રહેતી, અને શરીર ઉપર કાળા રંગના તથા લોહીનાં ભરેલાં કપડાં રહેતાં. તેઓ માટે આવી અનેક ભયંકર કલ્પના હતી.

**યુયધાન**—સત્યકાના પુત્ર, સાત્યકીનું એ નામ. ભારતમાં એને "શૈનેક" કહેલો છે. એ 'યક્ષાંશ' થી જનમ્યો હતો. એણે ધનુર્વિદ્યા અર્જુનના હાથ તળે શીખી ભારતીય યુદ્ધમાં મુખ્ય ભાગ બજાવ્યો હતો. એણે દ્રોણાચાર્ય સાથે લઢતાં એક સમે તેના ૧૦૦ હથીયારો ભાંજી નાખ્યાં હતાં. દ્રોણાચાર્યે રચેલા વ્યૂહમાં જયદ્રથને મારવા કૃષ્ણાર્જુન જતાં એ તેમની પાછળ દાખલ થઇ ૮૭૯૫ યવન સીપાહોને મારી નાખ્યા હતા. એને જય, કુણી, યુંગંધર, યૌયુધાન વગેરે ૧૦ પુત્રો હતા. એ ભારતિય યુદ્ધ પછી લાંબો કાળ જીવ્યો હતો.

**યુરપ ખંડ**—આ ખંડ બીજા બધા ખંડોમાં નાહનો પણ કળાકૌશલ્યા ને વેપારવ્યવ્હારમાં સર્વોપરી છે. આ ખંડની ઉત્તરે આર્તિક મહાસાગર, પૂર્વે ઉરલ પર્વત, ઉરલ નદી અને કાસ્પિયન સમુદ્ર, દક્ષિણે કૉકેસસ પર્વત, કાળો સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર, અને પશ્ચિમે ઍટલાંટિક મહાસાગર છે. એની લંબાઇ સુમારે ૩૫૦૦ મૈલ ને પોહળાઇ ૨૪૦૦ મૈલની છે. તેમાં લોક વસ્તી ૩૭,૦૦,૨૫૦૦૦ ની હોઇ દર ચૌરસ મૈલે વસ્તીનું પ્રમાણ ૮૭ નું આવે છે. લોક વસ્તીમાં ૧૦૫૦૦૦૦૦૦ યૂરપીયનો ટયૂટાનિક વંશના છે (જેમાં જર્મન, ઇંગ્રેજ, ડચ, ફ્લેમિશ, સ્વિડીશ, નૉરવીજીયન અને ડેનીશ); ૯૫૦૦૦૦૦૦

 યુરપ ખંડ,

સ્લેવસ (જેમાં રશિયન, પૉલીશ, કૉઝાક, સ્લોવાક, સર્બ, ક્રૉટ સ્લોવિનીયન, બલગેરીયન ); ૧૦,૦૦,૦૦,૦૦૦ રોમન બોલનાર (જેમાં ફ્રેન્ચ, ઇટાલિયન, સ્પેનીશ, પોર્તુગીજ, રૂમેનિયન્સ, વાલોન, હેટેરીયન); ૩,૦૦,૦૦૦ લૅટસ અને લૅયુનિયન્સ, ૫૨,૫૦,૦૦૦ ગ્રીક અને આલબેનિયન્સ, ૩૬૦૦૦૦૦ કેલટિક (વેલ્સ, બ્રિટન, આયરિશ, ગૅલીક, મેન્કસ); ૧૦,૫૦,૦૦૦ આરમેનિયન્સ, ઍાસેટિયન્સ, અને જીપસીઓ છે; અને ૧૨૦૦૦૦૦૦ નોન-આર્યન (મૅગ્યાયર્સ, ફીન્સ, મૂગ્રીયન્સ, તાર તર્સ્ત, તુર્ક, કાલમકસ, બાસક્યૂજ, સરેકશિયન્સ અને માલટેયસ વગેરે). યુરપમાં ૫૦ ઉપર ભાષાઓ બોલાય છે.

યૂરપમાં સમાયલાં જૂદાં જૂદાં રાજ્યો છે. વસ્તી, ક્ષેત્રફળ, અને રાજ્ય બંધારણુનો સંક્ષેપ કોઠો નીચે દર્શાવ્યો છે; તે ઉપરથી રાજ્યની મોટાઇ અને વિસ્તાર લક્ષમાં આવશેઃ—

| રાજ્યો. | રાજ્ય બંધારણુ ને વ્યવસ્તા. | વીસ્તાર. ચૌરસ મૈલ. | લોક વસ્તી. | વસ્તી પ્રમાણુ દર ચૌરસ મૈલ |
|---|---|---|---|---|
| ઍંડ ડોર્સ | સ્વતંત્ર રાજ્યની દરબાર સાથે | ૧૭૫ | ૬,૦૦૦ | ૩૪ |
| આસ્ટ્રૉ હંગેરી | લિમિટેડ મૉનર્કી. બે મંડળો તરફથી. | ૨,૪૦,૯૪૨ | ૪,૧૩,૫૮,૮૮૬ | ૧૭૧ |
| બોસેનીયા— | આસ્ટ્રિયાના રાજ્ય તરફથી. | ૨૩,૨૬૨ | ૧૫,૬૮,૦૯૨ | ૬૭ |
| હર્ઝગોવીના વીગેરે | લિમિટેડ મૉનર્કી બે મંડળો તરફથી | ૧૧,૩૭૩ | ૬૨,૬૨,૨૭૧ | ૫૫૦ |
| બેલજીયમ | તુર્ક અમલ તળેના પ્રાંતો. | ૩૭,૮૬૦ | ૩૩,૦૯,૮૧૬ | ૮૭ |
| બલગેરીયા અને | લિમિટેડ મૉનર્કી મંડળો તરફથી | ૧૫,૨૮૯ | ૨૧,૮૫,૩૩૫ | ૧૪૩ |
| પૂર્વ રૂમેલિયા | સ્વતંત્ર, બે મંડળોના અધિકાર તળે | ૨,૦૪,૦૯૨ | ૩,૮૩,૪૩,૧૯૨ | ૧૮૮ |
| ડેનમાર્ક | લિમિટેડ મૉનર્કી. બે મંડળોના અધિકાર | ૨,૦૮,૬૭૦ | ૪,૯૪,૨૮,૪૭૦ | ૨૩૬ |
| ફ્રાન્સ | લિમિટેડ મૉનર્કી બે પાર્લામેંટ હસ્તક | ૧,૨૦,૯૭૯ | ૩,૮૧,૭૪,૯૭૫ | ૩૧૪ |
| જર્મન | લિમિટેડ મૉનર્કી. એક સભા હસ્તક | ૨૫,૦૪૧ | ૨૧,૮૭,૨૦૮ | ૮૭ |
| ગ્રેટબ્રિટન+આયરલંડ | ,, ,, બે સભા હસ્તક | ૧,૧૦,૬૨૩ | ૩,૦૭,૨૪,૮૯૭ | ૨૨૭ |
| ગ્રીસ | પ્રિન્સીપૅલિટી. એક સભા હસ્તક | ૭૦ | ૯,૪૩૪ | ૧૨૦ |
| ઇટલી | ગ્રેંડડચી | ૯૯૮ | ૨,૧૧,૦૮૮ | ૨૧૨ |
| લિચટેન્સ્ટીન | પ્રિન્સીપૅલિટી. | ૮ | ૧૩,૩૦૪ | ૧,૬૬૩ |
| લક્ષમબર્ગ | પ્રિન્સીપૅલિટી. લિમિટેડ રાજ્ય | ૩,૬૩૦ | ૨,૦૦,૦૦૦ | ૫૫ |
| મૉનાકો | લિમિટેડ રાજ્ય, બે સભા હસ્તક | ૧૨,૬૪૮ | ૪૭,૩૨,૯૧૧ | ૩૭૪ |
| મોંટેનિગ્રો | ,, ,, ,, ,, ,, | ૩૪,૦૩૮ | ૫૧,૦૨,૧૦૭ | ૧૪૯ |
| નેધરલેંડ | રાજ્ય. બે સભા હસ્તક | ૪૮,૩૦૭ | ૫૮,૦૦,૦૦૦ | ૧૨૦ |
| પોર્ટુગલ | સ્વતંત્ર રાજ્યઅમલ | ૨૦,૯૫,૫૦૪ | ૯,૯૫,૫૩,૦૨૪ | ૪૭ |
| રૂમેનિયા | સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય. | ૩૨ | ૮,૨૦૦ | ૨૫૬ |
| રશિયા (યૂરપમાંનું) | રાજ્ય. બે સભા હસ્તક. | ૧૯,૦૫૦ | ૨૨,૫૬,૦૮૪ | ૧૧૮ |
| સૅનમેરીનો | લિમિટેડ મૉનર્કી. બે સભા. | ૧,૯૭,૬૭૦ | ૧,૭૫,૬૫,૬૩૨ | ૮૮ |
| સરવિયા | | | | |
| સ્પેન | ,, ,, ,, | ૨,૯૭,[illegible]૨૧ | ૬૮,૨૫,૦૬૭ | ૪૪ |
| સ્વિડન અને નૉર્વે | પ્રજાસત્તાક રાજ્ય. | ૧૫,૯૭૬ | ૨૯,૧૭,૭૫૪ | ૧૮૨ |
| સ્વિતઝરલેંડ | પાર્લામેંટ હસ્તક. સુલતાનનાં વડપણ તળે. | ૬૧,૨૦૦ | ૪૭,૮૦,૦૦૦ | ૭૮ |
| ટર્કી (યૂરપમાંનું) | સ્વતંત્ર પાર્લાલમેટ હસ્તક | | | |

યૂરપનો સમુદ્રકાંઠો જુમલે ૧૯,૫૦૦૦ મૈલ લાંબો છે, તેમાં સમુદ્ર અખાતો, ખાડી, ભૂશિર, દ્વિપકલ્પ, સામુદ્રધૂની વગેરે અનેક છે. આ ખંડના ત્રણ વિભાગ કલ્પીયા હોય તો ઉત્તર તરફનો ભાગ અને દક્ષિણ તરફનો ભાગ એ પહાડી છે, અને વચલો ભાગ સપાટ છે.

યુરોપ ખંડના સમુદ્રમાં સંખ્યાબંધ ટાપુઓ છે. આર્તિક મહાસાગરમાં નોવાજેમલા વગેરે ટાપુ છે. એટલાંટિક મહાસાગરમાં આઇસલેંડ, બ્રિટીશ ટાપુ વગેરે અનેક બેટો છે. ઇંગલીશ ચેનલ જીર્સો વગેરે ટાપુ છે. ઉત્તર સમુદ્રમાં બલચેરન વગેરે ટાપુઓ છે. બાલતિક સમુદ્રમાં ઝીલંડ વગેરે ટાપુઓ છે. બિસ્કેના ઉપસાગરમાં ઉશાંત વગેરે ટાપુ છે. ભૂમધ્ય સમુદ્રમાં માજોરકા, માઇનોર્કા વગેરે અનેક ટાપુ છે.

યૂરપ ખંડમાં અનેક પર્વતો છે. દક્ષિણ ભાગમાં બાલકન, આલ્પસ, આપનાઇન, સિવેન્ત, પિરીનીજ, સિએરાનીવાદા, આ નામના પર્વતોની હારો છે. મધ્ય ભાગમાં કાર્પાથીયન, હરકયૂનીયન એવા બે પર્વતોની હાર છે. ઉત્તર ભાગમાં આવેલા લાંબા પર્વતની હારને દોબ્રફિલ્દ કહે છે. પૂર્વ ભણીની સરહદ ઉપર ઉરલ પર્વત અને દક્ષિણ સિમાપર કૉકેસસની હાર છે. તે ઉપરાંત ટાપુ-માં અનેક પર્વતો છે. ઉપર જણાવેલા પર્વતોમાં વિસૂવિયસ અને ઍટન જવાળામુખી છે.

યુરપમાં અનેક મોટી નદીઓ છે. રશિયામાં ઓલગા, નીપર વગેરે, જર્મનીમાં ડેન્યૂબ, રાહીન વગેરે. સ્વિદન નાર્વેમા તાના, દાલા વગેરે; હૉલંડમાં સ્કેલ્ત વગેરે; ફ્રાન્સમાં સેન વગેરે, પોર્તુગલમાં દુરો વગેરે, ઇટલીમાં આર્નો વગેરે. ઇંગલંડમાં થેમ્સ વગેરે મુખ્ય નદી છે. (જુઓ નદી).

યુરપ ખંડમાં અનેક સરોવરો છે. તેમાં ૨૫ સરોવરો મોટાં છે. તેમનો વિસ્તાર ૧૦૦ થી ૬૩૦૦ ચૌરસ મૈલનો છે.

યુરોપ ખંડની હવા થંડી હોવાથી ત્યાં હંમેશાં થંડક રહે છે. તોપણ દેશદેશની હવામાં ફેરફાર હોય છે. ત્યાં થંડીના દિવસમાં પાણી ઠરે છે. તદન ઉત્તર તરફના દેશમાં બે માસવેર સૂરજ ઉગતો નથી, અને ગરમીમાં બે માસ સુધી અસ્ત પામતો નથી. ત્યાં હંમેશાં વરસાદ વરસે છે.

ઘણીખરી જમીન ફળદ્રુપ હોવાથી ત્યાં ઘઉં, ઓટ, રાઇ વગેરે તરેહવાર ધાન્ય પાકે છે. દક્ષિણ ભાગમાં ચોખાનો પાક થાય છે. સ્વિદન, નૉર્વે, રશિયામાં ગંજાવર વૃક્ષનાં જંગલો છે. ત્યાં તરેહવાર ફળફળાદી હંમેશાં પાકે છે.

આ ખંડમાં લોઢું, કલઇ, સીસું, કોલસો, ગંધક વગેરે પુશ્કળ મળે છે. તેમજ સોનું, રૂપું એમની પણ ખાણો છે. રશિયામાં હીરાની મોટી ખાણો છે.

આ ખંડમાં સિંહ, હાથી, વાઘ જેવા હિંસક પશૂ બીલકુલ નથી; રાની ડુક્કર, વર, કોલ્હા થોડાજ જણાય છે. માત્ર હરણ જંગલી બકરા, ઢોર, ઘોડા, કુત્રાની મોટી પેદાશ છે. તરેહવાર જાતનાં સુંદર પક્ષી આ દેશમાં બેહદ નજરે પડે છે. તેમજ સમુદ્રકાંઠો ચોતરફ હોવાથી તેમાં માછલી પુશક્ળ તરેહની મળે છે.

આ દેશમાં બધેબધ ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થએલો છે. તેથી ઉતરતો યાહુદી ધર્મનો ફેલાવો થયલો છે, અને તેથી ઓછો ઇસલામી ધર્મનો ફેલાવો છે. તારતરોમાં બૌદ્ધ ધર્મનાં મતો પ્રસાર પામેલા જણાય છે.

યુરપ ખંડમાં ઇ. સ. ૧૮૦૦ થી ૧૯૦૦ સુધીની એક સદી દરમ્યાન લોક વસ્તીમાં જે ગંજાવર ઉછાળો થઇ મોટાઇએ આ દેશ પોંહચ્યો છે તે નીચલા કોઠા ઉપરથી જણાશે.

| નામ. | ઇ. સ. ૧૮૦૦ માં. | ઇ. સ. ૧૯૦૦ માં. | વધારો. | કેટલા ટકા. |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન ને આયરલંડ | ૧,૫૬,૬૮,૫૯૭ | ૪,૦૫,૦૦,૦૦૦ | ૨,૪૮,૩૧,૦૦૭ | ૧૫૯ |
| ફ્રાન્સ | ૨,૭૩,૪૯,૦૦૩ | ૩,૯૦,૦૦,૦૦૦ | ૧,૨૬,૫૦,૯૯૭ | ૪૬ |
| જર્મની | ૨,૨૦,૦૦,૦૦૦ | ૫,૩૯,૦૦,૦૦૦ | ૩,૧૯,૦૦,૩૦૦ | ૧૪૫ |
| યુરપીઅન રશિયા | ૪,૦૧,૭૦,૦૦૦ | ૧૧,૦૦,૦૦,૦૦૦ | ૬,૯૮,૩૦,૦૦૦ | ૧૭૪ |
| આસ્ટ્રો હંગેરી | ૧,૮૦,૦૦,૦૦૦ | ૪,૩૭,૦૦,૦૦૦ | ૨,૫૭,૦૦,૦૦૦ | ૧૪૩ |
| ઈટલી | ૧,૭૩,૮૦,૦૦૦ | ૩,૪૦,૦૦૦૦૦ | ૧,૬૬,૨૦,૦૦૦ | ૯૫ |
| સ્પેન | ૧,૦૩,૫૧,૦૦૦ | ૧,૯૦,૦૦,૦૦૦ | ૮૬,૪૯,૦૦૦ | (૮૩)૫ |
| પોર્ટુગલ | ૩૬,૩૦,૦૦૦ | ૫૫,૦૦,૦૦૦ | ૧૮,૭૦,૦૦૦ | ૫૨ |
| બેલજીઅમ | ૩૭,૮૦,૦૦૦ | ૬૬,૭૫,૦૦૦ | ૨૮,૯૫,૦૦૦ | ૭૬ |
| હૉલંડ | ૨૭,૬૦,૦૦૦ | ૫૧,૦૦,૦૦૦ | ૨૩,૪૦,૦૦૦ | ૮૪ |
| સ્વિડન | ૨૧,૫૯,૦૦૦ | ૫૦,૦૦,૦૦૦ | ૨૮,૪૧,૦૦૦ | ૧૩૧ |
| નૉર્વે | ૮,૮૪,૦૦૦ | ૨૧,૫૦,૦૦૦ | ૧૨,૬૬,૦૦૦ | ૧૪૩ |
| ડેનમાર્ક | ૯,૨૬,૦૦૦ | ૨૩,૫૦,૦૦૦ | ૧૪,૨૪,૦૦૦ | ૧૫૪ |
| સ્વિતઝરલેંડ | ૨૩,૯૨,૭૪૦ | ૩૧,૫૦,૦૦૦ | ૭,૫૭,૨૬૦ | ૩૩ |
| જુમલે :— | ૧૬,૩૪,૫૦,૭૩૬ | ૩૭,૦૦,૨૫,૦૦૦ | ૨૦,૬૫,૭૪,૨૬૪ | ૧૨૬ |

**યુરેનસ**—૧૮ મી સદી સુધી લોકોની એવી સમજ હતી કે બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરૂ અને શનિ એટલાજ ગ્રહ સૂર્યમાળામાં હોય શનીની કક્ષા એજ સૂર્યમાળાની મર્યાદા છે. પણ હાલમાં યુરેનસ અને નેપચ્યૂન આ બે નવા ગ્રહોનો શોધ થયા પછી સૂર્યમાળાની હદ અગાઉ કરતાં ત્રણ ઘણી વધારે વધી છે. આગલા લોકોએ સૂર્યમાળા માહેલો અત્યંત છેલ્લો માનેલો શનિગ્રહ, તે સૂર્યથી ૯૨–૯૩ કરોડ મૈલ દૂર છે અને નવો મળેલો નેપચ્યૂન ગ્રહ સૂર્યથી કોઇ કોઇ વેળા ૩૦૦ કરોડ મૈલ કરતાં પણ વધારે અંતર ઉપર હોય છે. યુરેનસની શોધ માટેની હકીકત એવી છે કે "વિલ્યમ હર્શલ" નામનો જ્યોતિષી ગય સદીમાં યુરપમાં ભારે નામના પામી ગયો. તેનું વતન જર્મનીમાંનું હેનોવર ગામડું હતું. કોઇક સબબથી તેને ઈંગ્લંડ દેશમાંનાં બાથ શેહેરમાં આવી રહેવું પડયું. એને તે વખતે જ્યોતિષીનો શોખ હતો, પણ ગરીબાઇને લીધે દુર્બિન વેચાતી લેવાની શક્તિ નહોતી. છતાં તેણે જાતે દુર્બિન બનાવવાની કોશેસ કરી. દુર્બિનના કાચ બનાવવાનું કામ ભારે બાહોશી અને કારીગીરીનું છે. આથી તેને ભારે મેહેનત પડયા પછી એક દુર્બિન બનાવી. આ દુર્બિન વડે હર્શલે સૂક્ષ્મ વેધ ઇ. સ. ૧૭૭૪ થી લેવા માંડયા. ૧૭૮૧ ના માર્ચ માસમાં ૧૩ મી તારીખે મીથુન રાશિ માહેલા એક તારાનું સૂક્ષ્મ રીતે અવલોકન કરતો હતો. તે વખતે હર્શલને એક તારાનું

બીંબ સેહેજ મોટું થએલું જણાયું. એક એવો નીયમ છે કે તારા ઘણા દૂર હોવાથી તેના ગમે તેવા મોટા બીંબ દુર્બિનમાંથી જણાતા નથી. માત્ર સેહેજ તેજસ્વી જણાય છે. આ ઉપરથી હર્શેલે અનુમાન કાઢ્યું કે આ કોઇ તારો નહિ પણ સૂર્યમાળા માહેલો ભારે પદાર્થ હશે. કારણ સૂર્યમાળામાં જે પદાર્થ હોય છે, તેઓ આપણને તારા કરતાં ઘણા નજદીક છે એમ જણાય છે. તેથી તે પદાર્થો દુર્બિન વડે હમેશ કરતાં મોટા જણાય છે. આથી એનો બીંબ દુર્બિનમાં મોટો જણાય છે, તેથી તે ગ્રહ પણ હોય, અથવા ઘણું થશે તો પુછડી વગરનો ધૂમકેતૂ હશે. પણ તેના સૂક્ષ્મ વેધ લેવા માંડતાં જણાયું કે તેની ગતિ ધૂમકેતૂની ગતિથી તદન જૂદી જણાઇ. આથી એ ધૂમકેતૂ નહિ પણ સૂર્યમાળા માહેલો ગ્રહજ છે એમ જ્યોતિષીઓએ ઠેરવ્યું. આ યુરેનસનો શોધ લાગતાં સૂર્યમાલાનો વિસ્તાર ૯૨ થી ૯૩ કરોડ મૈલ ઉપરથી ૧,૮૪,૦૦,૦૦,૦૦૦ મૈલનો થયો હતો.

યુરેનસ એ છઠા પ્રકારના તારા જેટલો તેજસ્વિ છે. એની સૂર્ય આસપાસ એક પ્રદક્ષિણા પુરી થવા ૮૪ વર્ષની મુદત લાગે છે. આથી પૃથ્વીનાં ૮૪ વર્ષ પુરાં થતાં તેનું એક વર્ષ થાય છે.

આપણી પૃથ્વી કરતાં આ ગ્રહ જોકે આકારે મોટોછે તોય વજનમાં તે એટલો ભારે નથી; કારણ ગુરૂ અને શની આ બે ગ્રહો પ્રમાણે મેઘના જાડા થરોથી આ ગ્રહનો પૃષ્ટ ભાગ ફુલેલો જણાય છે. આ ઉપરથી યુરેનસ ઉપરના પદાર્થ આપણા પદાર્થ કરતાં હલકા હશે. આ ગ્રહ આસમાની રંગનો જણાય છે. આ ગ્રહના પૃષ્ટ ભાગ ઉપર પટ્ટા અથવા બીજી કેટલીક નિશાનો જણાતી નથી. આથી તે પોતાના આંસ ઉપર ફરે છે કે નહિ તે જણાયું નથી, તોય તમામ ગ્રહો પ્રમાણે યુરેનસ પણ પોતાના આંસ ઉપર ફરતો હશે એમાં શક નથી.

યુરેનસનો ઘેરાવો ૩૩,૩૦૦ મૈલનો છે. આ ગ્રહ ગુરૂ, શની કરતાં નાહનો ને પૃથ્વીના વ્યાસ કરતાં ચોગણો મોટો છે. અને આકારમાં પૃથ્વીથી ૬૯ ઘણો મોટો છે. એનું વજન આપણી પૃથ્વી કરતાં ૧૩½ ઘણું છે.

આ ગ્રહ બીજા ગ્રહ પ્રમાણે સૂર્ય આસપાસ દીર્ઘવર્તુળાકાર માર્ગે ફરે છે. આથી એ કદી કદી સૂર્યની ઘણી નજદીક યાને ૧,૬૭,૮૦,૦૦,૦૦૦ મૈલ અંતર ઉપર હોય છે. અને કદી કદી ઘણો દૂર એટલે ૧,૮૪,૪૭,૦૦,૦૦૦ મૈલ ઉપર હોય છે. આથી આ ગ્રહનું સૂર્યથી મધ્ય અંતર ૧,૭૬,૩૦,૦૦,૦૦૦ મૈલ છે. પૃથ્વીથી આ ગ્રહ સુમારે ૧૫૮ કરોડથી ૧૭૫ કરોડ મૈલ ઉપર છે. આથી એ કદાચજ દુર્બિન વડે નજરે પડે છે.

યુરેનસ આસપાસ ફરનારા ૪ ચંદ્ર મલ્યા છે. એમાંનો પેહેલો ચંદ્ર ૨½ દિવસમાં અને ચોથો ચંદ્ર ૧૩½ દિવસમાં યુરેનસ આસપાસ ફરે છે. આ ચંદ્ર માત્ર સારી દુર્બિનમાંથી જણાય છે. તમામ ઉપગ્રહ મુખ્ય ગ્રહ આસપાસ પશ્ચિમથી પૂર્વ ભણી ફરે છે; પણ યુરેનસના ઉપગ્રહ પૂર્વથી પશ્ચિમ ભણી ફરે છે. એ એકજ અજાયબ બીના છે.

**યુસફ**—એ યાકોબનો સર્વથી નાહનો બેટો. એનો જન્મ મેસોપોટેમિયામાં થયો હતો. એથી બાજા ભાઇઓને એની ઘણી અદેખાઇ ઉપજતી હતી. એ ૧૭ વર્ષની ઉંમરે પુગતાં તેને તેના ભાઇઓએ મીસર તરફના એક વેપારીને વીસ રૂપીયામાં વેચી નાખ્યો હતો. અને તેનાં કપડાંને બકરાંનાં લોહીમાં બોળી તેના પિતાને બતલાવી એવી વાત ફેલાવી કે કોઇ હિંસક પશુએ તેને મારી નાખ્યો છે. આ વાત સાંભળી તેનો પિતા ભારે શોક પામ્યો હતો. યુસફને વેચાતા લેનાર વેપારીએ ફારો રાજાના કારભારીને વેચ્યો. આ કારભારીની સ્ત્રી યુસફ ઉપર અત્યંત મોહિત થઇ હતી; અને તેથી એક વેળા લાગ જોઇ પોતાની ઈચ્છા તેને જાહેર કરી. પણ યુસફ

સદાચરણી હોવાથી તેણે તેણીને તુચ્છકારી. જ્યારે યુસફ પોતાની ઈચ્છાને કબુલ થતો નથી એમ જાણ્યું ત્યારે જુલીખાંએ પોતાના ભર્તારને જુઠી વાતો જણાવી યુસફે પોતાપર બદનજર કરી છે એવું અડાવ્યું. આ ગુન્હા માટે યુસફને બંદીખાનામાં પુરવામાં આવ્યો.

યુસફ સાથે બંદીખાનામાં બીજા અનેક કેદીઓ હતા, તેમની સાથે યુસુફને મજબૂત ઓળખાણ પડી. આ નોકરો માહેલા એકને સ્વપ્નું આવ્યું. તે સ્વપ્નનું ભવિષ્ય યુસફે જણાવ્યું. આ સ્વપ્નું ખરૂં ઠરતાં તે જલ્દીજ કેદથી છુટયો; કર્મધર્મ સંયોગે એક વખતે ફારો રાજાને સ્વપ્નું પડયું. તેનું ભવિષ્ય યુસફે બંદમુક્ત થતાં જણાવ્યું. તેમાં યુસફે જાહેર કર્યું કે મીસર દેશમાં ૭ વર્ષ સુધી ભારે કાળ પડશે, અને તેમાં હજારો માણસો માર્યા જશે. તેના કહેવા મુજબ મીસરમાં તેવોજ ભારે દુષ્કાળ પડયો; આથી તેના માટે પ્રજામાં ભારે પુજ્યબુદ્ધિ બરપા થઇ. તેને ફારોએ પોતાનો પ્રધાન બનાવ્યો. જ્યારે દેશમાં ચારે તરફ દુષ્કાળ પડયો, ત્યારે યુસુફે આગમજથી ધાન્યનો બેશુમાર સંગ્રહ કરી કોઠારો ભરી રખાવ્યા હતા. તે વખતે ધાન્ય લેવા આવેલા તેના ભાઇઓને તેણે પોતાની ઓળખાણ આપી નહિ; પણ પોતાના પિતાની તંદરોસ્તીના સર્વ સમાચાર જાણી લીધા હતા. તે પછી લાંબો વખત યુસુફ છુપેજ નામે રહયો. તેનું કારણ એ હતું કે પોતાના પિતા વિષેની હકીકત લાંબા વખતથી તેને જણાઇ નહોતી. તે જાણવા માટે તેમજ પોતાના ભાઇઓને તેમની બેવફાઇની શિક્ષા કરાવવા માટે ચુપ હતો. પણ વખત આવતાં તેણે પોતાના પિતાને મીસર તરફ તેડાવી સર્વ બીના જાહેર કરી. મીસરમાં યાકોબે ૧૭ વર્ષ ગુજાર્યાં હતાં. પિતાનાં મરણ પછી એણે પોતાના ભાઈઓને તેમના ગુન્હા દરગુજર કરી પોતાના આશ્રયમાં રાખ્યા હતા. યુસફ ૧૧૦ વર્ષની અતિ બુઝોર્ગ વયે મરણ પામ્યો હતો. યુસફને પણ આગલા થઇ ગયલા પેગંબરોમાંનો એક માનવામાં આવે છે.

**યોગરાજ**—મંખના ગ્રંથની પરિક્ષા માટે જન્મેલા ૩૦ પંડિત માહેલો એક. એ એક જાણીતો કાવ્યશાળી ગુરૂ હતો. એનો રચેલો ગ્રંથ પાદ પ્રકરણ નામે પ્રસિદ્ધ છે.

**યૅાગ્સ્ટાઉન**—ઓહીઓનું એક વેપાર ઉદ્યોગી શેહેર. કલિહવલેંડથી દક્ષિણ પૂર્વે ૬૮ મૈલ ઉપર છે. અત્રે ધાતુ ગાળવાની ભઠ્ઠીઓ, યંત્રકામનાં કારખાના ગંજાવર છે. શેહેર નજદીકમાંજ કોલસો, લોઢું, ચુનખડી વગેરે મળે છે. લોક વસ્તી ૧૮૮૦ માં ૧૫,૪૩૫ ની ને ૧૮૯૧ માં ૩૩,૨૨૦ ની હતી.

**યોગ નિંદ્રા**—મહાકાલનું એક સ્વરૂપ. એનું બ્રહ્માએ સ્તવન કર્યું હતું. ને પછી એણે નારાયણની શક્તિ રૂપે મધકૈટભને સંહાર્યા હતા.

**યૅાજ ચારલોટ મેરી**—આ જાણીતી નવલકથા રચનાર બાનુનો જન્મ ૧૮૨૩ માં થયો હતો, આ બાનુએ અનેક નવલકથા ઇતિહાસિક કથા તથા જન્મચરિત્રના ગ્રંથ રચ્યા હતા. એણે ૧૮૪૮ થી ૧૮૯૨ સુધીમાં લગભગ ૧૧૩ ચોપડી ચોપાનીયાં લખી પ્રગટ કર્યા હતાં. મંથલી પાર્કનાં મીસ યંગ અધિપતિ તરીકે લાંબો વખત એણે અધિકાર ભોગવ્યો હતો. એની નવલકથાઓ ધર્મબોધ આપનારી છે. અને તેવી કથાઓને "હાઇ ચર્ચ" તરફથી સારા સારા અભિપ્રાય મળેલા છે. એણે રચેલા Heir of Redelyffe અને Daisy chain નામે કથાની કમાઇમાંથી મીશનરીખાતાંઓને ઉદાર મદદ કરી હતી. ૧૮૮૮ થી ૧૮૮૯ માં રચેલી કથાઓ ચિત્રયુક્ત પ્રગટ કરવામાં આવી હતી.

**યોની**—(૧) હિંદુ ધર્મ ગ્રંથ સાહિત્યમાં જણાવ્યા મુજબ ૮૪,૦૦,૦૦૦ યોની છે. તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ—

૨૧ લાખ યોની અંડજ ખાણુમાં.
૯ ,, ,, સાંપ, કીડી વગેરે.
૪ ,, ,, જલચરમાં.
૮ ,, ,, પક્ષી કુળમાં.
૨૧ ,, ,, જારજ ખાણુમાં.
૯ ,, ,, દ્વિપદયોનીમાં.
૪ ,, ,, ચતુષ્પાદ યોનીમાં.
૮ ,, ,, તૃણ વગેરેમાં.
૨૧ ,, ,, સ્વેદ ખાણમાં.
૯ ,, ,, તારાંગણાદિકમાં.
૪ ,, ,, મેઘમાળામાં.
૮ ,, ,, હીરા, રત્નો, માણેક વગેરેમાં.
(નિર્વાણસાર)

(૨) બીજા મત મુજબ :—
૨૦ લાખ યોની સ્થાવરમાં.
૯ ,, ,, જલચરમાં.
૧૧ ,, ,, કીટક વર્ગમાં.
૧૦ ,, ,, પક્ષી કુળમાં.
૩૦ ,, ,, પશુમાં.
૪ ,, ,, મનુષ્ય દેહમાં.

(૩) શારિર અને વૈદકશાસ્ત્ર મુજબ સ્ત્રીની ગુહ્ય ઈંદ્રીને આ નામે ઓળખવામાં આવે છે. યોની ધારથી જે ગર્ભાશય સુધી ગમન માર્ગ છે તેને યોની અથવા યોનીમાર્ગ કહે છે. તેની લંબાઈ ૪ થી ૬ ઈંચની હોય છે. કેટલીક વાર તેથી ન્યૂનાધિક પણ જોવામાં આવે છે. તેની દશા બસ્તિપ્રદેશની ધરી પ્રમાણે વાંકી છે. તેને નીચેને છેડે એક સંકોચક વર્તુલ સ્નાયુ છે. તેની અંદરનો છેડો ગર્ભાશય ગ્રીવાને લાગેલો છે. ગ્રીવાનો ભાગ તેની અંદર છે, માટે તે બેઉની વચ્ચે વર્તુલાકાર દ્રોણી છે. યોનીની પૂર્વ પશ્ચિમ બાજુ સાધારણ એકમેકને લાગી રહે છે. તેનામાં સંકુચિત અને પ્રસરણ થવાનો ગુણ છે. તેના પુર્વ પશ્ચિમ અંગમાં ઉભી એક સીવણી છે, તેની બન્ને તરફ કરચળી પડી રહે છે. યોનીનું અંતરપડ શ્લેષ્માવરણનું છે, અને બાહેર સ્નાયુ આદિછે. શ્લેષ્માવરણની કરચળીને લીધે પ્રસવ સમયે તેને વિસ્તૃત થવાને બની આવે છે. અંતરપડ ચપટ ઉપર એ પિથીલીયમનું અસ્તર હોય છે, જેમાંથી ઍસિડ શ્લેષ્મ નીકળે છે. યોનીના પૂર્વ ભાગમાં મુત્રાશય તથા મુત્ર માર્ગ અને પશ્ચિમ ભાગમાં ગુદા આવેલા છે.

કુમારી અવસ્તામાં યોનીદ્વાર ઉપર એક પડદો હોય છે. તેને યોનીપટલ (હાઇમેન) કહે છે. તે ઘણું કરી અર્ધ ચંદ્રકાર હોય છે. તે અર્ધ ચંદ્રકારની અંતર ગોળ દિશા પૂર્વ તરફ હોય છે; અને તે ઠેકાણે યોનીમાર્ગમાં જવા થોડી જગ્યા રહે છે. કોઇ વાર આ પટલ સંબંધ હોય છે, અને યોનીદ્વાર પ્રમથ ગમન અથવા આર્તક કાળ પર્યંત તદન બંધ રહે છે. પેહેલાં આ પટલની હૈયાતીને સ્ત્રીની કુમારી અવસ્થાની નિશાની માનવામાં આવતી હતી. પણ હાલમાં તેમ માનવામાં આવતું નથી. કારણકે કેટલાંકની બાબતમાં સેહેજ ધક્કો લાગતાં તે પડ ફુટી જાય છે, અને કેટલીક વાર સ્ત્રી સગર્ભા છતાં તે પડ હૈયાત હોય છે.

**યૉર્ક**—યૉર્કશાયરનું મુખ્ય શેહેર. લંડનની ઉત્તરે રેલ માર્ગે ૧૮૮ મૈલ ઉપર છે. એની વસ્તી ૧૮૮૧ માં ૬૧૭૮૯ ની ને ૧૮૯૧ માં ૬૭,૦૦૪ ની હતી. આ શેહેર તરફથી ૫૦૦ વર્ષ થયાં બીજા હેન્રિના સમયથી પાર્લામેંટમાં બીરાજવાનો હક્ક મળેલો છે. ૭ મી સદીમાં એડવીન કે જે નૉર્થમ્બ્રિયાનો પેહેલો રાજા હતો તેણે અત્રે એક દેવળ બંધાવ્યું હતું. જે ૭૪૧ માં આગથી બળી ગયું હતું; પણ પાછળથી તેને બાંધતાં નૉર્મન અમલની શરૂઆતમાં ફરી તેનો થોડો નાશ થયો હતો. અત્રેનો "એન્ડીકેશન એબી ઑવ સેંટ મેરી" ની ઇમારત જોવા ને જાણવા જોગ છે. તેની સ્થાપના રૂમ્સના અમલમાં થઈ હતી. પણ ૧૩ મી સદીમાં તેને ફરી બંધાવવામાં આવ્યું હતું. નદી કાંઠે અસલનો એક કિલ્લો છે કે જે ૧લા એડવર્ડના સમયનો જણાવવામાં આવે છે. તેમજ આ શેહેરમાં અનેક ધર્મખાતાં તરફની

શાળાઓ છે, તથા આંધળા માટે પણ ખાસ શાળાઓ છે. ઈંગ્લંડમાં અત્રેનું રેલ્વે સ્ટેશન મધ્ય મથક અને (૧૮૭૩—૭૭ થી) મોટું ગણાય છે.

**યૉર્ક**—પેનસાલવાનિયાનું આ એક મુખ્ય શેહેર છે. અત્રેનો કોર્ટ હાઉસ તદન ગ્રેનાઈટનો બાંધેલો છે. તથા કોલીગેટ ઇન્સ્ટીટ્યૂટ, કારખાનાં, રેલ્વેનાં કારખાના, સાબુ તથા કન્ડેન્સ મીલકનાં ગંજાવર કારખાનાં છે. વસ્તી ૧૮૮૦ માં ૧૩૯૪૦ ની ને ૧૮૯૦ માં ૨૦૭૯૩ ની હતી.

**યૉર્કશાયર**—ઈંગલંડમાંનો એક મોટો પ્રાંત, એને રાજયવ્યવસ્તા માટે ત્રણ ભાગમાં વેંહેંચી નાખવામાં આવેલો છે. એમાં ત્રણ શેહેરો યૉર્ક, રીપોન અને વેકફીલ્ડ, ૧૯ મ્યૂનિસિપલ બ્રોગ, ૫૯ માર્કેટ ટાઉન, ૧૬૩૯ પરાં અને ગામો છે. એનું કુલે ક્ષેત્રફળ ૩,૮૮,૨૮,૫૧ એકર અથવા ૬૦૬૭ ચૌરસ મૈલ છે. અત્રેની લોક વસ્તી ૧૮૦૧ માં ૮,૫૯,૧૩૩ ની, ૧,૮૪૧ માં ૧૫,૯૨,૦૫૯ ની, ૧,૮૮૧ માં ૨૦,૮૬,૫૬૫ ની, ને હાલમાં ૩૨,૦૮,૮૨૮ ની છે. તેમાં ૩,૪૨,૫૪૬ પૂર્વ ભાગમાં, ૩,૬૦,૩૮૩ ઉત્તર ભાગમાં અને ૨૪,૩૯,૮૫૪ પશ્ચિમ ભાગમાં તથા ૬૭,૦૦૪ યૉર્ક શેહેરમાં.

**યોરૂબા**—પશ્ચિમ આફ્રિકામાંનો એક દેશ. એ ડેહોમેની ઉત્તર પૂર્વે છે. એમાં વસ્તી ૨૦૦૦૦૦ ની છે. વસ્તીનો મુખ્ય ભાગ સીથી તથા મુસલમાનોની છે.

**યોવીલ**—સોમર સેટ શાયરનું એક પરૂં. બ્રિસ્ટોલની દક્ષિણે ૪૦ મૈલ ઉપર છે. અત્રેનો ટાઉન હોલ ૧૮૪૯ માં રોનકદાર બાંધણીથી બંધાવેલો છે. અગાઉ અત્રે ઉનનો ભારે ઉદ્યોગ ચાલુ હતો, પણ હાલમાં હાથમોજાં તથા ચામડાંનાં કારખાનાં પુશકળ છે. ૧૮૪૯ માં અત્રે લાગેલી આગથી ૧૧૭ મકાનો બળી ગયાં હતાં. વસ્તી ૧૮૬૧ માં ૭૯૫૭ ની ને ૧૮૯૧ માં ૯૬૪૮ ની હતી.

**યોશિયા**—એ યાહુદીઓનો રાજા ઍમોનનો પુત્ર હતો. એ ઇ. સ. પૂર્વે ૬૪૧ માં ગાદીનશીન થયો હતો. એણે ૩૧ વર્ષ રાજ્ય-અમલ ભોગવ્યો હતો. એ ૮ વર્ષની વયે ગાદીનશીન થયો હતો. એના રાજયઅમલ માટે યાહુદીઓમાં ઉંચુ મત છે.

એણે મૂર્તિપુજાનો સદનતર નાશ કરીને એક ઇશ્વરી ધર્મ ફેલાવ્યો હતો. એણેજ મોલાખ દેવનું મંદીર, શ્નરમોન રાજાએ બંધાવેલા અષ્ટરોથ અને કામોશનું મંદીર, બેથલેહમ નજદીકનાં ધર્મસ્થળો વગેરે ભાંજી નખાવી તેમના પુજારીઓને મારી નખાવ્યા હતા. એનાં રાજયમાંથી ચારોનખો અસેરીયાના રાજા સાથે લઢવા જતો હતો, તેની સામે યોશિયાએ લઢાઇ ઉઠાવતાં તેમાં એ માર્યો ગયો હતો.

**યોસફ** ( જુઓ યુસફ. )

**યૌયુધાન**—ધાની-યુયુધાન અથવા સત્યકીનો પુત્ર. એ મહાભારતની લઢાઇમાં જીવતો રહયો હતો, અને એનેજ યુધિષ્ટીરે મહા પ્રસ્થાને જતી વેળા સરસ્વતી કાંઠેનું રાજ્ય આપ્યું હતું.

**યૌવનાશ્વ**—હસ્તિનાપુરના પૂર્વમાં રહેનારા ભદ્રાવતી નગરનો રાજા. એ મોટો પરાક્રમી હોઇ એનો ભાઇ પણ સુદેવ તેવોજ હતો. આ રાજાની સ્ત્રી પ્રભાવતી હતી. એની પાસે એક શ્યામકર્ણ અશ્વ હતો. તેના રક્ષણ થકી ૧૦ અક્ષૌહિણી સૈન્ય રાખ્યું હતું. પણ પાંડવોએ જે વેળા અશ્વમેધ કરવા માટે શ્યામકર્ણવાળો અશ્વ શોધતાં યૌવનાશ્વ પાસે છે એમ જાણ્યું ત્યારે વૃષકેતુ અને મેઘકર્ણ ભીમસેન સાથે ભદ્રાવતીમાં જઇ શ્યામકર્ણ અશ્વને મેળવ્યો હતો. એણે પ્રથમ ભીમને ઓળખીયા વીના તેની સાથે લઢાઇ કરી હતી, પણ ઓળખાણ પડતાં ખુશીથી અશ્વ ભેટ કર્યો હતો. અને પાંડવો સાથે મિત્રાચારીની મજબૂત ગાંઠ જોડયો હતો.

# ર.

ર—આડત્રીસમો (ર) મૂળાક્ષર.

**રક્તબીજ**—એક દૈત્ય. એણે લાંબા કાળ સુધી તપ કરી રૂદ્રને પ્રસન્ન કરી એવો વર મેળવ્યો કે "મારૂં લોહી પૃથ્વીપર પડતાંજ દરેક ટીપાંમાંથી અત્યંત પરાક્રમી એવો દૈત્ય ઉત્પન્ન થાય." આથી એ શુંભનિશુંભ સાથે મળી જઈ દેવી સાથે લઢવા ગયો. આ દેવીએ એને મારતી વેળા એનું લોહી ભૂમિપર નહિ પડે એવી રીતે રક્તબીજનો વધ કર્યો હતો.

**રક્ત ચંદન**—(જુઓ રતાંદળી.)

**રક્ત રોહિડો**—આ ગંજાવર કદનાં વનઔષધી ઝાડ ઉપર મરી કરતાં મોટાં ને ગોળ તથા લાલ રંગનાં ફળો આવે છે. એનાં ઝાડ પહાડી પ્રદેશમાં ઉગે છે. પથરી, છાતીનાં દર્દ તથા જખમ ઉપર એનો ઉપયોગ દેશી વૈદો છુટથી કરે છે.

**રકુન**—આ કરોડવાળું, સ્થનવાળાં માંસહારી વર્ગનું પ્રાણી, હિમાલયના અગ્નિ તરફના ૭'થી ૧૨૦૦૦ ફીટ ઉંચાઇવાલા ભાગમાં વસે છે. તેમજ નેપાળથી પશ્ચિમ ભણી ઘણાં જણાય છે; પણ પૂર્વ ભણી આસામ તરફ વિશેષ છે. આ બે ફીટ લાંબુ પ્રાણી છે. તે વજનમાં પાંચ થી ૭ રતલ હોઇ તેની પુછડી દોઢ ફીટ લાંબી હોય છે.

આ પ્રાણી રીંછને મળતું છે. એને નેપાળમાં 'વાહ' અને ભૂતાનમાં 'વાંકડોફી' કહે છે. એના માથાં તથા શરીરના $\frac{2}{3}$ ભાગ જેટલી પુછડી લાંબી હોય છે, અને તેનાં રૂવાં લાંબાં તથા જાડાં હોય છે. એના પગ તથા આંગળાં રૂવાંથી ઢંકાયલાં રહે છે. એનું રહેઠાણ પહાડની ખડણ, ઝાડની બખોળ અને ખડકોની ફાટ છે. આ પ્રાણી દેખાવે માંસહારી છતાં તે વનસ્પતિહારી છે. એની સુંઘવાની, સાંભળવાની શક્તિ તિક્ષણ છે, એની ચાલ ઘણી ધીમી ને બેડોળ છે. તેથી તે શેકારીને હાથે ઝટ પકડાઇ પડે છે. એ જંગલમાં તમામ દિવસ સુઇ રહી સહવાર સાંજે માત્ર ભક્ષ શોધવા નિકળે છે. રકુન પ્રાણીની નજાકતને લીધે તેનાથી સખત તાપ યા થંડી સહન થતી નથી. એની માદા વસંત ઋતુમાં બે બચ્ચાં દર વેતરે જણે છે. એનો નર ચીરડાતાં તેની પુછડીમાંથી કસ્તુરી જેવી ગંધ નિકળે છે. એનાં રૂવાં અત્યંત સુવાળાં હોય છે. તેમાંથી તહેવાર બનાપટો બનાવે છે.

**રંગકામનો હુન્નર**—હિંદુસ્તાનમાં કપડાં રંગવાની કળા અતિ પ્રાચીન કાળથી જાણીતી છે. ૨૫૦૦ વર્ષ પેહેલાં અત્રેના રહેવાશીઓ અંગવસ્ત્રો પેહેરતા હતા, એ બીના પૌરાણિક ગ્રંથો ઉપરથી પ્રસિદ્ધ છે. ઈ. સ. પૂર્વે ૫૪૩ માં કાશ્યપના હોકમ ઉપરથી એક સભા ભરવામાં આવી હતી તેમાં આવેલા ભિક્ષુકોએ (બૌદ્ધ ધર્મના સન્યાસી) ભગવાં વસ્ત્રો પેહેરીયાં હતાં. એવું તે વખતનાં 'ફાહીઆન' નામે એક ચીનાઇ મુસાફરે લખી રાખ્યું હતું. તેમાં બાઇડીઓનાં કપડાં પિળા રંગનાં હતાં, એમ તે જણાવે છે.

નિજામશાહી માહેલી અદજુનટાની ગુફા અને મધ્ય હિંદુસ્તાનમાંની "બાઘ" ની ગુફા માહેલું રંગીન ચિત્રકામ ઇ. સ. પૂર્વે ૬ ઠી સદીનું રંગેલું જણાય છે. આ ચિત્રો ઉપરથી જણાય છે કે આગલા લોકો લાલ, આસમાની અને સફેદ પટાદાર કપડાં પેહેરતા હતા. આવા કપડાંને કચ્છ પ્રાંતમાં તિપટો નામે ઓળખે છે. 'બાઘ' ના ગુફામાંના એક ચિત્રનાં કપડાં બાધણીનાં જણાય છે. આ બાંધણીકામ કચ્છ, કાઠીયાવાડ અને જયપુરમાં આજે પણ ચાલુ છે.

ઇ. સ. ૧૮૫૧ માં ઈંગલંડના પ્રદક્ષણનો રિપોર્ટ લખતાં મી૦ રૉયલ લખે છે કે "હિંદુસ્તાન દેશમાં કપડાં રંગવાની કળા

પ્રાચીન કાળથી જાણીતી છે; એમ ગ્રીસના જાણીતા વિદ્વાન પ્લિનીએ લખેલું છે. હિંદુ લોકોનાં લશકરમાં રંગબેરંગી વાવટાઓ ઉડતા હતા. એમ આ તવારીખનવેશ લખે છે.

કેટલાક ઇતિહાસકર્તાઓનું એવું જણાવવાનું છે કે મીસર દેશનાં લોકો તરફથી આ કળા હિંદીઓ શિખ્યા હતા. પણ આ કળા હિંદુઓ પરદેશીઓ તરફથી કેમ શિખ્યા તે માટે કશી દલીલ આપવામાં આવતી નથી. ઉલટું જે પ્રમાણે "ઇજીપશિયન ઍલમ" આ નામે યૂરપમાં જાણીતી થએલી ફટકી મીસરદેશમાંની જે જણાવવામાં આવે છે તે હિદુસ્તાનમાંજ બનેલી હોય છે એ સિધ્ધ થયું છે. (જુઓ ફટકી.) એજ મુજબ આ રંગ વટીક હિંદુસ્તાનમાં બની પછી ઇજીપ્ત દેશમાંથી યૂરપમાં લાવ્યા હશે. રંગમાં ફટકીનો ખપ થાય છે, અને તે કચ્છ પ્રાંતમાં ઉત્પન્ન થાય છે. એની તથા હીરાકસ તથા ધેરા લોખંડના ક્ષારની હિંદુઓને ખબર હતી; ખમીર ચઢાવેલી દારૂમાં અથવા ચાવલની કાંજીમાં લોઢું મેળવી તેમાંથી એ લોકો ક્ષાર બનાવતા. હિંદુસ્તાનના કારીગરોને ખટાશ, અને આલ્કલી પદાર્થની ખબર હતી. આથી તેઓ એકજ રંગમાંથી અનેક રંગ બનાવતા. એક રંગમાં જૂદા જૂદા ફર્ક નીચે મુજબ પાડી શકાય છેઃ—કુસંબાના રંગમાંથી જૂદા જૂદા રંગ બને છે. જેમકે પ્રથમ મોતીયો રંગ, પછી પ્યાજી, પછી ગોલાબી, ઘેરો ગુલાબી, નારંગીયો, ગુલેનારી, લાલ, કુસુંબી, અને તેલીયો એટલા રંગ બને છે.

હાલમાં કાશમીર, પંજાબ અને સિંધ પ્રાંતમાં સર્વોતમ રંગકામ બને છે. મુંબઇ ઇલાકા માહેલા રંગારી લોકો પ્રથમ સિંધ પ્રાંતમાંથી આવેલા જણાયલા છે. અને સિંધી લોકો આ ધંધા માટે ભારે મગરૂરી ધરાવે છે. તેઓ જણાવેછે કે તેઓએ ઍસિરિયન, ઇજીપશિયન, બાબિલોનિયન અને પ્રરાની લોકો સાથે વેહેવાર રાખી રંગ કામમાં બાહોશી મેળવી હતી.

મોગલાઇ અમલમાં શિલ્પકળા, ચિત્રકળા અને બીજા હુન્નરકળાને ભારે ઉત્તેજન મળયું હતું. તેજ મુજબ કપડાં રંગવાના કામ માટે પણ આ રાજ્યો તરફથી ઉત્તેજન મળ્યું હતું.

**રંગના ભેદ**—રંગના ભેદ દર્શાવવા એ માનવી નેત્રનાં તમામ કાર્યમાં અત્યંત અજાયબ જેવું છે. સૂર્યથી જે પ્રકાશનાં કિરણો આપણી તરફ આવી સફેદ જેવાં દેખાય છે, તે આસમાની રંગના અનેક કિરણનાં મિશ્રણથી બનેલો છે. આ જૂદાજૂદા કિરણનાં ત્રિકોણાકૃતિ કાચમાંના પૃથઃકરણ કરી શકાયછે. આ ત્રિકોણાકૃતિ કાચમાંથી કેટલાક રંગ બીજા રંગ કરતાં વિશેષ વક્રિભવન પામેછે, અને એ મુજબ એક પડદા ઉપર જ્યારે તેનું પરાવર્તન થાય છે, ત્યારે જૂદા જૂદા રંગ દરેકનાં કિરણ વક્રિભવન શક્તિ પ્રમાણે, એક નજદીક એક એમ દેખાય છે. જાંબુડા રંગનું બધાથી વધારે વક્રિભવન થાય છે, અને લાલ રંગનું સઘળામાં ઓછું થાય છે. જે રંગ દેખાયછે તેમનું વક્ર નીચે દર્શાવ્યા મુજબઃ—

લાલ, નારંગીયો, પિળો, લીલો, આસમાની, જાંબુડો, કેટલાક રંગનું શોષન કરી લઇ રહેલા રંગનું પરાવર્તન કરવાની શકિત જેમ જેમ પદાર્થમાં હશે તે તે પ્રમાણે તે પદાર્થનો રંગ હોય છે. દાખલા તરીકેઃ—લીલું ઘાસ એ લાલ, નારંગીયો, જાંબુડો અને આસમાની ઘેરા રંગોને તદન શોષી લીયે છે; અને લીલાનું માત્ર પરાવર્તન કરે છે. તેમાં પિળાનો અને આસમાનીનો કેટલોક અંશ હોવાથી તે વધારે લીલોછમ રંગ ઉત્પન્ન થાય છે, તે જણાય છે. પ્રકાશનાં જુદાં જુદાં કિરણનાં જેમ જેમ જુદી જુદી લંબાઇનાં મોજા ઉત્પન્ન થાય છે અને એક નિયમિત વખત દરમ્યાન જેટલી વખતમાં

તે નેત્રાંતર પટલ ઉપર આવી પોહચે છે તે તે પ્રમાણે રંગનું પ્રતિબીંબ ઉઠેછે. લાલ રંગનાં મોજાં બધાંમાં લાલ અને જાંબુડા રંગનાં બધામાં ટુંકાં હોય છે. બાકીના રંગનાં મોજા સાધારણ હોય છે. જૂદા જૂદા રંગનાં મોજાં એક સેકંદમાં નેત્ર પટલ ઉપર કેટલી વખત આવી અથડે છે તે નીચલા કોષ્ટક ઉપરથી જણાશે :—

લાલ રંગ........૪૭૭૦૦૦૦૦૦૦૦૦૦૦૦
નારંગીયો રંગ ...૫૦૬૦૦૦૦૦૦૦૦૦૦૦૦
પિળો રંગ........૫૩૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦
લીલો રંગ........૫૭૭૦૦૦૦૦૦૦૦૦૦૦૦
આસમાની રંગ ...૬૨૨૦૦૦૦૦૦૦૦૦૦૦૦
ઘેરો આસમાની ...૬૫૮૦૦૦૦૦૦૦૦૦૦૦૦
જાંબુડો .........૬૯૯૦૦૦૦૦૦૦૦૦૦૦૦

જોકે એ ઘણું અજાયબ જેવું દેખાય છે તોય રંગોનાં આ મોજાં આંખોમાં આવે છે, અને જે સંખ્યાની કલ્પના કરવા માટે મગજની શકિત ચાલતી નથી તેના ભેદ જોઇ રંગના હજારો પ્રકાર આંખ ઓળખી શકે છે.

રંગનાં મિશ્રણ:—લાલ, પિળો અને આસમાની આ ત્રણ રંગ મૂળના છે, એમ માનેલા છે. બાકીના રંગ આ ત્રણ રંગનાં મિશ્રણથી બનેલાં છે. દાખલા તરીકે:—આસમાની અને પિળામાંથી લીલો બને છે; લાલ અને પિળામાંથી નારંગીયો બને છે. આ ત્રણે રંગોનું મિશ્રણ ચોકસ પ્રમાણથી કરતાં તેમાંથી સૂર્યનો જે સફેદ ઉજાસ ઉત્પન્ન થાયછે તે આંખોને અત્યંત ઉપયોગી અને સંતોષ કારક છે.

**જુદા જુદા રંગરેજ અને તેમના પ્રકાર:**—હિંદુસ્તાનમાં જૂદા જૂદા રંગ આપવાનું કામ જૂદા જૂદા લોકો કરે છે. ગુલીનો રંગ ચઢાવનાર મુસલમાન હોય છે; અને તેઓ આસમાની, કાળો અને લીલો એટલાજ રંગ બનાવે છે. સુરંગીમાંથી પાકકો લાલ રંગ કરનારા જૂદા હોય છે. જાજમ, રજાઇ વગેરે એઓજ રંગે છે. એઓ હિંદુ હોય છે પણ રંગનારા જૂદા હોય છે. એઓ હિંદુ હોઇ મૂળના સિંધ અને કચ્છ પ્રાંતના રહેવાશી છે. કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં બાંધણીનું કામ મુખ્ય કરી વર્સાદમાં મુસલમાનોનાં બાઇડી છોકરાં ઘેરમાંજ કરે છે. લખનૌ, બનારસ, દિલ્લી, વગેરે ઠેકાણેની પ્રજાને રંગબેરંગી કપડાં પેહેરવાની ઘણી હોંસ હોવાથી ત્યાં રંગરેજનો ધંધો સારો ચાલે છે. મુંબઇમાં ઉન રંગનારા થોડાક રંગારીઓ છે, પણ આ ધંધો મુખ્ય કરી કાશમિરી અને પંજાબી લોકોનોજ છે.

હાથીદાંત ઉપર ૫–૬ પ્રકારના રંગ ચઢે છે. તે રંગવાની કળા પારસીઓ જાણે છે, અને તેઓ ગુજરાતના વતની હોય છે.

તે ઉપરાંત ચામડાં રંગનારી પ્રજા તદન જૂદી હોઇ તેઓ ચમારના દરજાના ગણાય છે.

જાજમ, રજાઇ, ચુંદડી, ગુજરાતી સ્ત્રીઓની સાડી વગેરે ઉપર રંગ ચઢાવવાનું અને નક્ષી પાડવાનું કામ ગુજરાતમાં જેઓ કરે છે, તેમને "ભાવસાર" કહે છે. આ ભાવસાર લોકો બરહાનપૂર તરફ પણ છે. જોધપૂરના મારવાડી પંજાબ માહેલા નાનકપંથી છે, સોલાપુર અને તૈલંગણમાંના રંગારા જાજમ છાપવાનો ધંધો કરે છે. ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ અને સિંધ પ્રાંતમાં ખત્રી લોકો પણ રંગારાનું કામ બજાવે છે. મુસલમાન ખત્રીઓને રંગરેજ કહે છે. ખત્રી પ્રજા પ્રથમ સિંધમાંથી આવી "લોવરગઢ" માં જઇ વસી. તેમને લોહાણા નામ મળ્યું. તેઓમાંના કેટલાક હિંગળાજમાં જઇ વસી કંતારી અને રંગરેજનો ધંધો કરવા લાગા. એઓ હિંગળાજથી કચ્છ, કાઠીયાવાડ અને ગુજરાતમાં ફેલાયા હતા. તેઓમાં 'સોરઠીયા' અને સિંધવા' એવા બે ભાગ છે. સોળમી સદીમાં દીવ, દમણ, સુરત આ ઠેકાણે ડચ લોકોએ કારખાનાં કાઢયાં હતાં; ત્યારે ત્યાં ખત્રીઓને સારી

રોજી મળી હતી. ડચ લોકો રંગેલા છીટનું કાપડ ગોવા, મોઝાંબિક વગેરે દેશમાં મોકલતા. ખંભાત, અમદાવાદ તથા સુરતનું છાપેલું કાપડ મુખ્ય કરી સીયામ તરફ રવાના કરવામાં આવતું.

**દેશી રંગારીનું કારખાનું**—હિંદુસ્તાનમાં દેશી રંગારી પોતાનું કારખાનું સ્વચ્છ જગાપર યા ચોક્કસ નિયમસર બાંધણીથી ચલાવતા નથી. તેઓ કપડાંને ઉકાળવા માટે મટોડીનો ચુલો વાપરે છે. અને એજ ચુલાને તેઓ ભઠી કહે છે. પાણી ભરી રાખવા એક બે ટપ, એક ખાંડણી અને મુસલ રાખે છે. તેમજ બીજો એજ પ્રમાણે સેહેજ થોડો બેદરકાર સામાન રાખે છે. ગુલીનો રંગ બનાવવા એકાદ બે પીપ વધારે લાગે છે. છાપણીનું કામ કરનારને તર્હેવાર નક્ષીનાં ચોસલાં અને એક ટેબલ લાગે છે. આ દેશમાં રંગારીઓનું કારખાનું તદન ગલિચ હાલતમાં હોય છે. તેઓ તમામ કામ હાથે કરે છે અને યંત્ર જેવું તો કશુંજ રાખતા નથી.

તેઓને રસાયનશાસ્ત્રનું રજભાર જ્ઞાન હોતું નથી, છતાં તેઓ ઉત્તમ રંગો ચઢાવી જાણે છે, તે માત્ર દેખાદેખી અને લાંબા અનુભવ તથા માહવેરાથી ચઢાવે છે. તેમને શાસ્ત્રીય જ્ઞાન નહિ હોવાથી ઘણી વેળા એકજ રંગ રંગતાં જૂદા જૂદા જથ્થામાં ફેર પડે છે, છતાં તેમના ચાલુ માહવેરાને લીધે હિંદના રંગારા રંગરેજીમાં કુશળ ગણાય છે.

મુંબઇ ઇલાકામાં કરાંચી, હૈદ્રાબાદ (સિંધ) ઠઠ્ઠા, કચ્છ, ભૂજ, અમદાવાદ, ભાવનગર, ખેડા, વડોદરા, ભરૂચ, માલેગામ અને મુંબઇ, આ સ્થળો રંગરેજી માટે જાણીતાં છે. તેમાં મુબઇમાં તો રંગ ચઢાવવાની ખાસ નવી શોધખોળ મુજબની સ્થાપન કરેલી પાંચ મીલો અને અનેક નાહનાંમોટાં કારખાના ચાલુ છે.

**જુદા જુદા રંગ ચઢાવવાની દેશી રીત**—મજીઠનો લાલ રંગ ચઢાવવા માટે ગુજરાતમાં કપડાંને પ્રથમ પાપડખારનાં પાણીમાં ૧૨ કલાક ભીજવી રાખી નિચલી ક્રિયા મુજબ રંગ ચઢાવે છે.—

૧– ખારણી = ખારમાં ડુબાડવું.
૨– હર્ડાવવું = હર્ડો ચઢાવવો.
૩– પાસા કરવો = રંગ પક્કો કરવો.
૪– વિછળવું = પાણીમાં ધોવું.
૫– રંગવું.
૬– તાપવવું = સુકાવવું.

૧– ખારણી—બકરીની લીંડી, તલનું તેલ, સિંધી પાપડખાર અને પાણી એ ચાર પદાર્થ લઇ પ્રથમ પાણીમાં પાપડખાર નાખી ડોહવી નાખવું, અને તે પિગળી રહેતાં તેમાં તેલ નાખી ડોહવવું. એટલે પાણી દુધ જેવું બનશે. તેમાં બકરીની લીંડી મિશ્ર કરવી, અને આ પાણીમાં કપડું બોળી માહેજ મસળી પછી નીચોવી કાઢવું. આ મુજબ દિવસમાં એકનું એક કપડું ચાર વખત પાણીમાં બોળી ૭ દિવસ ચોપવું અને સેવટે ધોઇ સુકવવું. ખારણી કરવામાં પ્રથમ જેટલી મેહેનત લીધી હોય તેટલો રંગ ઉત્તમ ચઢે છે.

૨—હર્ડાવવું—હર્ડો ચઢાવવા નીચલા પદાર્થોનો ખપ પડે છે—હરડા, નાગકેસર, હિમજ, ખાંડ, તમાલપત્ર, માયાફળ, કુર્કો (જાડીતજ) અને પાણી, આ તમામ ચીજોને ઝીણી છુંદી તે ભૂકાને થંડાં પાણીમાં નાખી ખુબ વિછળવું. એમાંજ ખારેલું કાપડ પ્રથમ ડુબાડે છે.

પાસા કરવો—લોદ્રનાં પાણીમાં ચાર કલાક ઉકાળી તૈયાર બનેલા કાહવામાં ફટકી નાખવી, અને તે પાણી ગાળી તેમાં કપડું ડુબાડવું. કેટલાકો લોદ્રનાં પાણીને બદલે પતંગના લાકડાંને પાણીમાં ઉકાળે છે.

૪ વિછળવું—ઠંડાં પાણીમાં કપડું બોળી ખુબ ધોવું.

૫ રંગવું—જમીનમાં ખાડો ખોદી તેની ભઠ્ઠી બનાવી તેપર રંગવાની કઢાઈ મેળી તેમાં મજીઠ, ધાવેટીનાં ફુલ અને માયાફળ

આ ત્રણ પદાર્થની ભુકી નાખવી. આ ભઠ્ઠીમાં કપડું નાંખી તેને ત્રણ કલાક ઉકાળતાં તેપર પાક્કો લાલ રંગ ચઢે છે. આ રંગને ચળકાટદાર બનાવતાં તેમાં "સુરંગી" ની ભુકી નાખે છે, પણ આજ ભુકી અજમાસથી વધારે નાખતાં રંગ પાક્કો પિળો બને છે.

૬ તાપવવું—રંગેલાં કપડાંને વેચવા પેહલાં બજારમાં મોકલવા આગમજ તેને તડકામાં નાંખી સુકવવું પડે છે. બકરીની લીંડી પાણીમાં મેળવી તેમાં તેને એક રાત ભીજવી રાખે છે. બીજી સહવારે તેને તેમજ જમીન ઉપર પાંથરી ઘડી ઘડી તેની ઉપર પાણી છાંટે છે, ને ત્રીજે દિવસે બીજી બાજુપર ઉપર મુજબનીજ ક્રિયા કરે છે ને ચોથે દિવસે તેને સ્વચ્છ પાણીમાં ધોઇ સુકવી તેની ઘડી કરે છે.

દીવ ગામમાં મુખ્ય કરી ૪ પ્રકારના પાક્કા રંગ બનાવે છે. ગુલાબી, જાંબુડો, કાળો અને કાળાસદાર.

૧-ગુલાબી—એમાં ખારણી અને હરડો ચઢાવવા માટે એને લાલ રંગ પ્રમાણે બનાવવો પડે છે. પછી રંગ પાક્કો ચઢાવતાં ફટકી અને લોધ્ર એમનું પાણીએક શેર લઇ તેમાં એક શેર સ્વચ્છ પાણી નાંખે છે, અને તેમાં કપડું ડુબાડી સુકવે છે. બીજી સર્વ કૃતિ લાલ રંગ પ્રમાણે છે.

૨-જાંબુડો—ફટકી અને લોધ્ર એમનું પાણી એક શેર લઇ તેમાં એક શેર કાળો રંગ ડુબાડે છે, અને તેમાં કપડાં ડુબાડી તેમની ઉપર લાલ રંગ ચઢાવે છે, એટલે જાંબુડો રંગ બને છે ને એમાં કાળોબી બને છે.

૩-મજીઠમાંથી બનાવેલો કાળો રંગ—હરડો ચઢાવેલું કપડું કાળા રંગમાં ડુબાડી સુકવવું. સુકાયા પછી મજીઠના રંગના લાલ રંગ પ્રમાણે ચોપે છે. આ રંગ લોઢાંના કાટ જેવો ઝાંખો લાલાસદાર કાળો રંગ પકડે છે.

૪-સુરંગી રંગ.—સુરંગીનો લાલ. સુરંગીને ગુજરાતમાં 'આલ' કેહે છે. સુરંગીનો રંગ પાકકો પણ તે મજીઠ કરતાં ફિક્કો હોય છે. અને તે ચઢાવતાં કપડાંને પકાવવું પડતું નથી; થંડાં પાણીમાં પણ તે ચઢે છે.

એડીયાંનું તેલ અને પાપડખારનું પાણી એકજીવ કરી તેમાં એક રાત કપડું ભીજવે છે. બીજે દિવસે કાઢી નહિ નીચોવતાં અથવા નહિ ધોતાં સાત કલાક વેર તડકામાં સુકવે છે. પછી તેની ઉપર પાણી છાંટી લાકડાંનાં કુંદાથી છાંટે છે. આ કૃતિ આંઠ દિવસ સુધી કરે છે. નવમે દિવસે કપડું ધોઇ સુકવે છે, એટલે તે રેશમ પ્રમાણે નરમ બને છે.

**રંગની તર્હો**—એકજ પ્રકારના અનેક રંગ ચઢાવવાની બે રીત છે. એક બીબાંથી છાપવાની અને બીજી બાંધણીની છાપણી ત્રણ પ્રકારની છે. ૧-અનેક તર્હાના રંગ લઇ તેમને બીબાંની મદદથી કપડાંપર છાપવા. ૨-કપડાંપર ચીકણા પદાર્થની નક્ષીનાં બીબાં છાપી તેપર સોનેરી અથવા રૂપેરી વરખ ચોંટાડે છે. ૩-ખડી નામના એક પ્રકારનો ચીકણો રંગ બનાવી તેની નક્ષી કપડાંપર છાપે છે, અથવા તદન સફેદ ખડીથી છાપી તેપર અબરખની ભુકી ચોપડે છે.

બાંધણી—નખ વડે કપડાંની કરચળી બનાવી ચમટીથી પકડી તેપર સૂતર વિંટાળી તર્હેવાર તર્હા કાઢી કપડું રંગી બાંધેલી જગા છોડતાં ચિત્રામણ ઉઠે છે. (જુઓ બાંધણી)

**રેશમી કાપડપર રંગ ચઢાવવો**—રેશમ ઉપર સિંધી લોકો ઘણો ઉત્તમ રંગ ચઢાવે છે. તેવોજ કેટલાક હિંદુ તથા ઠાણા માહેલા ખ્રિસ્તી લોકો પણ ઉત્તમ રંગ ચઢાવે છે. રેશમી ઉપર મુખ્ય કરી નીચે લખેલા રંગ સાદા ચઢાવે છે :—

૧—સફેદ.

૨—કીરમજી લાલ અને લાલના જુદા જુદા પ્રકાર.

૩—લીલો કાચો પાક્કો.

૪—પિળો—ફક્ત પિળો અને નારંગીયો અથવા કેશરીયો.

૫—કાળો—તદન કાળો અને ગુલીનો કાળો રંગ.

૬—સફેદ પાપડખારનો રંગ અને ગામઠી સાબુનું પાણી ઉકાળી તેમાં રેશમી કપડું ડુબાડી ઉકાળે છે. તેમને કેટલી આંચ લગાડવી એ અનુભવિ રંગારીઓ માત્ર સમજી શકે છે. પણ આંચ વધારે લાગતાં રેશમ ખરાબ બને છે. રેશમ ઉકાળી તૈયાર થતાં તેને ધોઇ સુકવે છે. અને તેમને ગંધકનો ધુમાડો આપે છે.

લાલ રંગ ચઢાવવો હોય તો સાજીખાર અને કળીચુનો એમને પાણીમાં પિગળાવી ઉકાળે છે, અને ફરી તે પાણી લઇ તેમાં રેશમ નાખી ઉકાળે છે. પછી ધોઇ, ફટકી નાખી ઉકાળેલાં પાણીને થંડુ, પાડી તેમાં તેને એક રાત ડુબાડી રાખેછે. બીજે દિવસે સહવારે કીરમજી દાણા અને 'બુજગુજ' આ બે પદાર્થના ભુકી નાંખી પાણી ઉકાળેછે, અને તેમાંજ ફટકીનાં પાણીમાંથી કાઢેલું રેશમ બીનું હોય ત્યારેજ ડુબાડી ઉકાળે છે. જોઇએ તેટલો રંગ ચઢતાં વાસણ નીચે ઉતારી થંડુ પાડેછે, અને તેને ફરી ધોઇ સુકવે છે. પણ જો તેનો રંગ કાળો જણાય તો તેમાં લીંબુનો રસ નાખી ફરી સુકવે છે.

નારંગીયો અથવા કેશરીયો રંગ લાલ રંગ પ્રમાણેજ બનાવવામાં આવેછે, પણ તેમાં હળદની ભુકી નાખવામાં આવે છે.

લાલો રંગ ચઢાવવા માટે પાપડખાર અને સાબુનું પાણી તૈયાર કરેછે. તેવુંજ તૈયાર કરી તેમાં રેશમ ઉકાળી ગુલી મીઠાં પીપમાં ડુબાડે છે, અને પછી હળદનાં પાણીમાં ડુબાડી નીચોવેછે, અને સેવટે લીંબુનો રસ નાખેલાં પાણીમાં બીજવી સુકવે છે.

પાકકો પિળો રંગ 'ઇસ્પાર્ક' નામનાં ઝાડની સળીમાંથી બને છે. કાચ્ચું રેશમ પાપડખારનાં અને સાબુનાં પાણીમાં, ફટકીનાં પાણીમાં એક રાત ભીજવવા મેળી ધોઇ કાઢવું, ઇસ્પાર્કની સળીનો કાહવો બનાવી તેમાં થોડો પાપડખાર નાખી, પાણી ઉકળતું હોય ત્યારેજ ગાળવું. આ પાણીમાં ફટકીનાં પાણી પાએલાં રેશમને ડુબાડવું અને ખુબ હીલવવું એટલે તેની ઉપર લીંબુ જેવો રંગ આવેછે. આ રંગ કદી નિકળી જતો નથી. પાકકો લીલો રંગ બનાવવો હોય તો એજ પિળું કપડું ગુલીનાં મીઠાં પીપમાં ડુબાડી કાઢી તેને ધોયા વીના સુકવવું.

આસમાની રંગ ચઢાવવો હોય તો પાપડખારનાં અને સાબુનાં પાણીમાં પકાવવું, અને ફટકીનાં પાણીમાં ભીજવવું. રેશમી કપડું ગુલીનાં પીપમાં ડુબાડવું અને ધોયા વીના સુકવવું.

લાખનો લાલ રંગ—અગાઉ ૭૦ થી ૮૦ વર્ષ ઉપર રેશમ ઉપર લાલ રંગ ચઢાવવો હોય તો લાખનો ઘણો ઉપયોગ કરતા, કારણ તે વેળા એક રતલ કિરમજી દાણાની કિંમત ૪૦ રૂપીયા હતી. હાલમાં તે દોઢ રૂપીયે રતલને ભાવે વેચાય છે. કિરમજી દાણા એ રીતે સસ્તા મળવા માંડતાં અને તેનાથી રંગ પણ સારો ઉઠવા માંડતાં લોકોએ લાખરંગથી રંગ ચઢાવવાનું માંડી વાલ્યું હતું. આથી હાલના રંગારા લાખથી રંગ ચઢાવવાનું સદનતર ભુલી ગયા છે. કેમકે કીરમજ કીડાનો રંગ cochineal વાપરી જાણે છે.

લાખનો રસ બનાવવા ૧ાા રતલ કાચી લાખ અને પાંચ તોલા "ફુલી ચોખાર" એક કરી તે બીનાય તેટલું તે પર પાણી રેડી બીજે દિવસે પેહેલા પાણીમાં છુંદે છે,

એટલે તેનો રંગ પાણીમાં મિશ્ર બને છે. આ પાણીને ગાળી લઈ તેમાં 'લોધ્ર'ની ભુકી મેળવી ઉકાળે છે. ઉકાળતાં ઉપર ફીણુ આવે છે, તે કાઢી નાખે છે. અને તેમાં 'આંબોશી'નો કાઢવો નાખી, તેમાં રેશમ બોળી ઉકાળે છે. રંગ જેટલો લાલ બનાવવો હોય તેટલું આંબોસીનું પાણી નાખવું. જોઈતો રંગ ચઢતાં રેશમવાળું વાસણ ચુલા પરથી ઉતારી થંડુ પાડે છે, અને પાછી કાઢી ધોઇ સુકવે છે.

**ઉનનાં કપડાંપર રંગ ચઢાવવો**—મુંબઇમાં માત્ર રફુગર લોકો ઉન ઉપર રંગ ચઢાવવાનું જાણે છે. પણ પશ્ચિમ હિંદુસ્તાનમાંના રંગારી આ કળા પુર્ણપણે જાણે છે.

કીરમજી દાણાનો લાલ રંગ—સાબુ, પાપડખાર અને ચુનો એ ત્રણેનાં પાણીમાં ઉનનું કપડું ભીજવી રાખી ચુનો અને પાપડખાર એકત્ર કરી તેને પાણીમાં ઘણો વખત ઉકાળી તેના ઉપરનો મેલ કાઢી લે છે. અને તેમાં સાબુ પળાને છે. આ પાણીમાં એક રાત ભીજવતાં ઉનને ધોઈ સુકવે છે. પછી એક રાત ફટકીનાં પાણીમાં ભીજવે છે. બીજી તરફ નવસાગર, ફટકી અને સોમળ એમને એક કાચનાં યંત્રમાં (રીટાર્ટ) મેળવી તેને આંચ લગાડી તેની વરાળમાંથી નિકળનારી દારૂ પ્રમાણે પાણી કરી બનાવે છે. આ પાણીને તેજાબ કહે છે; અને તેમાં હાઇડ્રોક્લોરિક ઍસિડ અને સોમલનું મિશ્રણ હોય છે. એક વાસણમાં પાણી નાખી તેમાં થોડું તેજાબ રેડી તેમાં કીરમજી દાણાની ભુકા મેળવી તેને ઉકાળે છે, અને તે ઉકળે છે, તેટલાંજ તેને ફટકીનાં પાણીમાં ડુબાડેલુ કપડું માહે નાખી એક સરખું ઉલટપાલટ કરી ત્રણ મિનિટમાં કાઢી લીયે છે, અને ધોઈ સુકવે છે. આ લાલ રંગ પાકો ચઢે છે.

ગોલાબી— ઉપર જણાવ્યા મુજબ ફટકીનું પાણી ચઢાવતાં કિરમજી દાણાનો રંગ ચઢાવે છે. પણ તેમાં કિરમજ થોડો નાખે છે.

ગુલેઅનાર—માં લાલ રંગ પ્રમાણે સર્વ ક્રિયા કરી તેમાં સેહેજ હળદનો ભૂકો નાખવાં ગુલેઅનાર રંગ ચઢે છે.

બસંતી રંગ ચઢાવવા ફટકીનાં પાણીમાં ભીજવેલું કપડું ઈસ્પાર્ક, હળદ અને દાડમછાલ એમને પાણીમાં સાથે ઉકાળી તેમાં કપડું ડુબાડી ઉપર હેઠળ ફેરવે છે.

પોપટી રંગ—કપડાંને ખાલી પાણીમાં ભીજવી ફટકીનાં પાણીમાં ડુબાડે છે. પછી ઇસ્પાર્ક અને હળદ આ બન્નેના ગરમ કાઢવામાં ડુબાડી, સેવટે 'મુરબ્બા' * નામે વેચાતો પતળો પદાર્થ પાણીમાં નાખી તેને આંચ આપી ઉકાળી કપડું બોળે છે.

લીલો રંગ ચઢાવવા પાણીમાં વધારે મુરબ્બો નાખે છે. ખાકી રંગ ચઢાવવા કપડાંને પાણીમાં ભીજવી હરડાના ઉકળતા કાઢવામાં ડુબાડી કાઢે છે, પછી હીરાકસનાં ઉકળતાં પાણીમાં ડુબાડી કાઢી ધોઇ સુકવે છે.

**હાથીદાંતપર રંગ ચઢાવવો**—લાલ રંગ—લીંબુના રસમાં થોડું નીમક નાખી તેમાં પાણી મેળવી હાથીદાંતને એક કલાક સુધી ભીજવવા મેળે છે. પછી ગરમ ખખળતું પાણી બનાવી તેમાં લીંબુના રસ માહેલું હાથીદાંત ડુબાડે છે. અને તેને આંચ આપ્યા પછી હાથીદાંત બાહેર કાઢી ધોઇ સુકવે છે. જેટલો હાથીદાંતમાં લીંબુનો રસ લાખલ થાય તેટલો રંગ વધારે ચઢે છે.

લીલો રંગ ચઢાવવો હોય તો લીંબુનોરસ અને પાણી એમાં હાથીદાંત બે દિવસ ભીજવી રાખે છે. પછી તેને કાઢી લઇ તેજ પાણીમાં મોરથૂથૂ અને કાટ નાખી ખુબ ઘુંટે છે અને તેમાં ફરી હાથીદાંત મેળવી

* મુરબ્બા—ગુળીને સલફ્યુરિક ઍસિડમાં નાખતાં તેના મુરબ્બા બને છે. એને મુંબઈમાં પણ બનાવે છે. કેશમીરમાં બનેલો મુરબ્બો ઉચે ભાવે વેચાય છે.

ત્રણ ચાર દિવસ રાખે છે, અને વચ્ચે વચ્ચે ડોહવે છે.

પિળો રંગ ચઢાવવો હોય તો લીંબુના રસમાં પાણી નાખી તેમાં હાથીદાંત એક કલાક ભીજવે છે. પછી હળદના રંગનો કાઢવો બનાવી તેને થંડો પાડી તેમાં હાંથીદાંત નાખી ૨૪ કલાક સુધી તેમજ રહેવા દેછે. હળદનાં પાણીમાં કેસર નાખતાં રંગ ઘણો ખુલે છે.

કાળો રંગ ચઢાવવો હોય તો લીંબુના રસનાં પાણીમાં હાથીદાંત એક કલાક ભીજવી તેને 'આલીતા' ના રંગમાં ભીજવી બીજી તરફ હરડા બેડાની ભુકી એક ભાગ, અને હીરાકસ એક ભાગ થંડાં પાણીમાં મેળવી તેમાં તૈયાર થએલો લાલ હાથીદાંત એક દિવસ ભીજવે છે.

હાથીદાંત ઉપર મીણ વડે નક્ષી કાઢી પછી રંગ ચઢાવ્યો હોય તો જે ઠેકાણે નક્ષી કાઢી હોય ત્યાં તે ચઢતો નથી.

કુસંબાનો રંગ—કુસંબામાંથી અનેક તર્હાંનો રંગ બને છે. પણ તે પાકા હોતા નથી. તેમાંના કેટલાક ઠીક દિવસ ટકે છે પણ કેટલાક તો તડકામાં એક દિવસ રહેતાંજ તે ઉડી જાય છે. કુસંબામાં પાપડખાર મેળવી, તેના યોગે સર્વ રંગ કાઢી લઇ તેને લીંબુ, હળદ, આંબોશી, ગુળીનો રંગ, કીરમજી દાણા, મામાફળ, પલસનાં ફુલ, પતંગ, બાવળની છાલ વગેરે ઓછો વધારે માન પ્રમાણે મેળવી રંગ બનાવે છે.

યુરપમાં પ્રાચીનકાળના લોકોને રંગ યા તેની બનાવટ વિષે ખબર હોય એમ જણાતું નથી. તેલને બદલે તેઓ કેટલીક જનાવરી ઉત્પતિની અને બીજી ચીજોનો ઉપયોગ કરતા હતા, કે જેઓમાંની એક જાણવા જોગ પક્ષીનાં ઈંડાંની સફેદી હતી, જેને કામમાં લીધા પેહેલાં અંજીરનાં ઝાડની તાજી કાપેલી ડાંખળી વડે હલાવવામાં આવતી હતી. અંજીરનાં ઝાડની ડાંખળી વાપરવાનું કારણ એ સમજવામાં આવ્યું કે તેના રસમાં રબરની ખાશીયતનો અંશ હોવાથી સફેદી સાથ તે આમેજ થવાથી મેળવણી વધારે ચીવટ બને. તેલનો રંગ બનાવવાની શોધ પેહેલ વેહેલી ૧૪ મી સદીમાં થએલી જણાય છે, જ્યારે તેનો પેહેલો ઉપયોગ ચિતારાઓએ પોતાનાં ચિત્રો ચિત્તારવા માટે કીધો હતો, અને કહે છે કે તે એવો અછી રીતે બનાવવામાં આવતે કે તે વેળાના ચિતારાઓને હાથે ચિત્રાયલાં ચિત્રો આજેબી ઘણી સારી હાલતમાં જળવાઇ રહ્યાં છે.

રંગ બનાવવા માટે, જે તેલ સામાન્ય રીતે વપરાય છે તે અળસીનું તેલ હોય છે. રંગવાનાં કામ માટે ઉપયોગી થઇ પડવા સારૂં તે જલદી સુકાઇ જાય એવી ખાશીયત ધરાવનારૂં હોવું જોઇએ. પણ તેમાં બીજી ભેળ થતી હોવાથી, યા કાચાં યા ખરાબ બીયાં માંથી તેલ કાઢવામાં આવતું હોવાથી તેની એ ખુબીમાં ઘટાડો થાય છે. માટે આ ભેળવાલાં તેલ પારખવા માટે એવી રીત વાપરે છે કે, કાચના કકડા ઉપર એ તેલ પાંથરી તે કકડાને ૩૮ ડીગ્રી સુધી ગર્મ આપવી, અને પેલાં તેલનાં પડને જે વધતો ઓછો વખત લાગે તે મુજબ તે ઓછી વધતી ભેળનું સમજવું. જો તેલ રાળની ભેળ હશે, તો એ રીતે ગર્મ આપતાં તે તુર્ત પકડાઇ આવશે અને જો તેમાં નહિ સુકાઈ જાય એવાં કોઇ બીજા તેલની ભેળ હશે, તો પેલા કાચના કકડા ઉપરનું તેલ મહિનાઓ સુધીબી સુકાશે નહિ. તેલ ચોખ્ખું છે કે ભેળનું તે તેની "સ્પેસફિક ગ્રૅવીટી" શોધી કાઢવાથી જણાઇ આવેછે. એ માટેની સેહેલી રીત એ છે કે કોઇ ભરોસેદાર બનાવનારનું થોડું સોનેરી અળસીનું તેલ લઇ તેમાં રંગ નાખી તે રંગીન બનાવવું, અને પછી જે તેલ

પરીક્ષા કરવાની હોય તેમાં તે મધેનું એક ટીપું નાખ્યાથી, અને એ ટીપું તેલની નીચે બેસી જવાથી યા તરતું રહ્યાથી, કહી શકાશે કે પેલું તેલ કેટલે દરજ્જે ચોખું યા ભેળનું છે.

તુર્તનું પાળેલું અળસીનું તેલ રંગ બનાવવા માટે કદી લાયક હોતું નથી, કેમકે તેમાં પાણી અને બીજાં ત્રાહીત તત્વો આમેજ રહેલાં હોય છે; પણ એ તેલને ટાંકીઓમાં લાંબો વખત ભરી રાખવાથી પાણી તથા બીજો કચરો નીચે બેસી જાયછે, જે પછી તેને સાફ કરી શકાય છે. દર ૧૦૦ ભાગ તેલે બે ભાગ સલફ્યુરિક ઍસિડ તથા પાણીનું મિશ્રણ ઉમેરીયાથી તે મધેનો મેળ તથા રંગીન તત્વ નિકળી જાય છે. સફેદ રંગ બનાવવા માટે જો એ તેલ જોઇતું હોય તો કેટલીક વાર તેને ઉજાસવાળી જગ્યાએ સીસાંનાં અસ્તર તથા કાચનાં ઢાંકણવાળાં વાસણોમાં ખુલ્લું મેલ્યાથી તે મધેનો રંગ જતો રહી તેલ સફેદી પકડે છે. ઉકાળ્યા વગરનું અળસીનું તેલ જલદી સુકાતું નથી, જેથી ઘણી વાર રંગ બનાવવા માટે ઉકાળેલું તથા ઉકાળ્યા વગરનું તેલ એક સરખાં યા વધતાં ઓછાં જોઇતાં પ્રમાણમાં ભેળીને ઉપયોગમાં લેવામાં આવે છે. ૧૭૬ ડીગ્રી સુધી ઉકાળેલું તેલ રંગની બનાવટ માટે પુરતું અનુકુળ તથા સુકાવાની સારી ખાસિયત ધરાવનારૂં હોય છે. પણ જો તેને એ કરતાં વધુ ઉકાળ્યું હોયછે તો તે કાળાસ પકડવા માડે છે.

રંગની બનાવટમાં મુખ્ય ભાગ બજાવનારી વસ્તુ તેલ વિશે સમજણ આપ્યા પછી તેલ સાથે મેળવવા માટે રંગ અને રંગની ભુકીની બનાવટના સાધારણ રીતે વપરાતા થોડાક નુસ્કા નીચે આપ્યા છે;—

બ્લુ રંગ—બે ભાગ ગંધક તથા એક ભાગ સુકો કાર્બોનેટ ઑફ સોડા એ બન્નેને એકેક સાથ બરોબર મેળવી લીધા પછી તેમને ધીમી ગર્મીએ તપાવીને લાલચોળ બનાવવા, તથા તે પછી તે ઉપર સિલિકેટ ઑફ સોડા તથા ઍલ્યુમિનેટ ઑફ સોડાનું મિશ્ર છાંટી, બીજો એક કલાક તે સર્વેને તપાવવું. બીજી રીત—૩૭ ભાગ ચીનાઇ મટોડી, ૧૫ ભાગ સલ્ફેટ ઑવ સોડા, ૨૨ ભાગ કાર્બોનેટ ઑવ સોડા, ૧૮ ભાગ ગંધક અને ૮ ભાગ કોલસો એ સર્વેને ૨૫ થી ૩૦ કલાક સુધી ધાતુનાં વાસણમાં તપાવવાં. તથા તે પછી "કાસ્ટ આયર્ન" ની પેટીમાં તેમને મધ્યમ આંચે પાછાં તપાવવાં. સૅક્ષન બ્લુ ૧ આંઉસ, "સલ્ફેટ ઑવ આયર્ન" તથા ૮ આંઉસ ફટકીને ૧ ગ્યાલન પાણીમાં પિગળાવીને તેમાં "પ્રુશીએટ ઑવ પોટાશ" તથા "પીયરલાશ" નું મિશ્રણ ઉમરવું. એમ કરતાં નીચે એકઠા થયલા પદાર્થને પાછળથી ધોઇને સુકવવા.

લીલો રંગ ૧ લી રીત—પ્રશિયન બ્લુ તથા રેવંચીનું મિશ્રણ; ૨જી રીત—એક ભાગ જંગાલને ખખળતાં પાણીમાં ઘટ બનાવી, તેને ચારણીમાંથી ગાળી કાઢવું તથા પછી ૧ ભાગ આર્સિનિયસ ઍસિડ અને ૧૦ ભાગ પાણીનું ખખળતું મિશ્રણ તેમાં ઉમેરવું તથા તેને હલાવ હલાવ કરી નીચે જાડી થરી થાય, એટલે કૅલીકોનાં કપડાંમાંથી મેળવણીને ગાળી કાઢવી ને સુકવવી. ૩ જી રીત—૭ રતલ "સલફેટ ઑવ કૉપર" તથા ૩ રતલ "શુગર ઑવ લેડ" એ દરેકને પાંચ પેંટ પાણીમાં જૂદાં જૂદાં પિગળાવીને એ બન્નેને ભેળી નાખવાં તથા તેમાં ૨૪ રતલ વાહિટીંગ નાખી, એ મેળવણીને સુકવવી.

સફેદ રંગ—સફેતો. સીસાંને માટીનાં વાસણમાં ઍસેટિક ઍસિડના સમાગમમાં લાવી, એ વાસણોને એ હાલતમાં અઠવાડીયાંઓ સુધી રહેવા દેવાં, જેટલા વખતમાં પેલું સીસું સંપુર્ણ રીતે કાર્બોનાઇઝ થઇ જાયછે. બાદ એ "કાર્બોનેટ ઑફ લેડ" ને દળીને સુકવવો; ઝીંક વાહિટ—સલ્ફેટ ઑવ ઝીંક યા "ક્લોરાઇડ" ને "સોડિયમ

સલ્ફાઇડ " યા બીજી કોઇ જાતનાં સલ્ફાઇડની મદદથી પીગળાવવી તથા નીચે બંધાયલા થરાને ભેગો કરી સુકવીને ભુકો થઇ જાય એવી હાલતમાં આવે ત્યાં સુધી ભુંજવો તથા ગરમ હોય તેટલાંજ થડાં પાણીનાં વાસણમાં ઝીંક નાખી, ધોઇ કાઢી સાફ કરી સુકવવો.

**કીરમજી રાતો**—કીરમજીના ભુકાને એમોન્યાંનાં પાણીમાં એક અઠવાડીયું સુધી ભીંજવી રાખવો, તથા એ મુદત પછી તેમાં થોડું પાણી ઉમેરીને જ્યાં સુધી એ મિશ્રણ પ્રવાહી મધેની રજકણો નીચે બેસે ત્યાં સુધી તેમાં ફટકીનું સોલ્યુશન રેડવું; બાદ નીચેના થરાને સુકાવા દઇ પીસીને બારીક કરવો.

**હિંદી લાલ**—લાલ હીરાકસીને ભુંજીને તે મધેનું સઘળું પાણી કાઢી નાખવું. અને પછી તેને ભઠ્ઠીમાં સખત ગર્મીએ પાછી ભુજવી, જ્યાં સુધી કે તેમાંની ઍસિડની વરાળ નીકળતી બંધ પડે. બાદ થંડી પડયા પછી તેને પાણીથી ધોઇ નાખી સુકાવા દેવી અને સુકાયા પછી પીસીને તેનો ઝીણો પાઉડર બનાવવો, આ પાઉડર જે રંગ આપે છે તે રાતા હિંદી રંગને નામે ઓળખાય છે,

પિળો રંગ—શુગરલેટનાં ફિલ્ટર કરેલાં સોલ્યુશનમાં ક્રોમેટ ઑવ પોટૅશનું સોલ્યુશન ઉમેરી આ મેળવણીની નીચે થરો બાઝવા દેવો તથા એ થરાને એકઠો કર્યા પછી પાણીથી ધોઇ કાઢી સુકવવો; પણ સુકવવાની જગ્યાની હવામાં ગંધકની અસર પસરેલી નહી હોય તેની સંભાળ રાખવી. (૨) શુગરલેટને ગરમ પાણીમાં પીગળાવી તેમાં યોગ્ય પ્રમાણમાં સલફ્યુરિક ઍસિડ ઉમેરી એ મેળવણી મધેનું પાણી કાઢી નાખી નીચેના થરાને ગરમ પાણીથી ધોઇ નાખી, તેમાં "ક્રોમેટ ઑવ ઉમેર્યાથી પણ લીલા રંગની ભુકી ઉપજાવી શકાય છે.

ઉપર જણાવેલા અને તેવા સઘળા રંગ બનાવવાના પદાર્થોને પાછળથી પથ્થરની મોટા રોલરવાલા સાંચાઓમાં પીસીને મેંદા જેવા બનાવવામાં આવે છે; એ સાચાંઓ જાત જાતના અને ઘણા મેકરોના આવે છે. જે મધે ગ્રેનાઇટ યા પોર્સલિન પથ્થરનાં રોલરો હોય છે; પણ રંગને ખુબ બારીક પીસવા માટે પોર્સલિનનાં રોલર વધારે પસંદ કરવામાં આવે છે.

*જે રંગ લાકડકામ માટે યોગ્ય થઇ પડે છે તે લોખંડકામ માટે ચાલતા નથી;* લોખંડકામ ઉપર સાધારણ રંગના પડ વધાર્યા જવાથી કાંઇ તે ઉપર કાટ લાગતો અટકતો નથી. સુર્યનાં તડકાં અને પાણીના મારા સામે લોખંડકામના જે ભાગો ખુલ્લા રહેલા હોય, તેમને માટે અળસીનાં તેલમાં મેળવણી કરેલા રંગ કશા કામના હોતા નથી, કેમકે તેઓમા હવાની "ઑક્ષીજન" આમેજ થવાથી તેઓ "આક્ષીડાઇઝ" થઇ તેઓમાંનું ચીકટપણું જતું રહે છે, અને તેઓ ફાટીને ખોપડા થઇને ખરી પડેછે. વળી ગ્યાસરૂપી એમોનીયાના સમાગમમાં આવતાં, રંગની ઉપર સાબુના જેવી પોપડી બાઝેછે, જે પાણીમાં પિગળી ગયાથી રંગ ધોવાઈ જાય છે. એટલા માટે 'ઇયુફોર બીયમ' નામની ગુંદરના જેવી વૈદક ખાસીયત ધરાવનાર પદાર્થ આમેજ કરીને બનાવેલો રંગ લોખંડ યા સ્ટીલના ભાગો માટે વધારે સારો ગણાય. કેમકે એવો રંગ એવા ધાતુના ભાગોને બાઝી રહેવાની ખાશીયત ધરાવનારો જણાયો છે.

"એજ ખુબીને લીધે કોલતારના રંગોબી એ કામ માટે સારા ઉપયોગી ગણાય છે. તારનું વૉરનિશ ઘણું ખરૂં નીચલા પદાર્થો તે સાથ આપેલા પ્રમાણમાં એકરસ કીધાથી બનાવી શકાય છે:—૧૦ રતલ તાર, મીણબત્તીની ચરબી ૧ રતલ, મેસ ૧ રતલ, રાળ ૦॥ રતલ તથા તાજો બારીક ભુકો કરી ચાળેલો સ્લેકલાઇમ ૧૦ રતલ. એ પદાર્થોને પુખ્ત રીતે આમેજ કરી ગર્મી આપ્યાથી જે વારનિશ બને છે તેને ગરમ ગરમ ચોપડવું. એ રંગ બનાવવાનો બીજો

સાદો અને સાધારણ રીતે વપરાતો નુસ્કો આ છે:—૧ ગ્યાલન તારમાં ૧ રતલ તાજે ચાળી કાઢેલો સ્લેકલાઇમ તથા ૦ાા પેંટ નૅફ્થા, તાર અને સીલાજીત (Asphalte) ની મેળવણી પણ લોખંડકામ માટે ઉપયોગી ગણાય છે.

"તેલમાં તૈયાર કરેલો રંગ જો હવામાં ખુલ્લો રહે તો તેની ઉપર ચામડી જેવી સપાટી બાઝી જાય છે, તે જાણીતી બીના છે. તેનો એક સેહેલ ઉપાય છે કે રંગની ઉપર પાણી નાખી રાખવું, યા વાપર્યા પછી તુર્ત ડબાઓને માટે હવા નહિ જાય એવી રીતે બંધ કરવા. રંગ ચોપડતી વેળા એટલું યાદ રાખવું કે જેબી ચીજ ઉપર તે લગાડવો હોય તે તદન સુકી હોય, કેમકે નહિ તો તે માહેલો બીનાસ સૂર્યની કે બીજી ગર્મીથી વરાળ રૂપે સપાટી ઉપર ખેંચાઇ આવ્યાથી રંગ ફાફઈયા પડી છુટો પડે છે. કોઇ ચીજ ઉપર પેહેલ વેહેલો રંગ લગાડવો હોય તો તે ઉપર રેડ ઑક્સાઇડ ઑવ લેડ (સિંદુર) અને ઉકાળેલું તથા ઉકાળયા વગરનું અળસીનું તેલ એ ચીજોની મેળવણીનો હાથ પેહેલાં લગાડયાથી, તે પછીના રંગનાં હાથને તે જલ્દી સુકવી નાખે છે, રંગ સુકાવાનો આધાર આસપાસની ટેમપરેચર ઉપર રહેછે. કોઇ જગ્યાએ તે થોડાક કલાકમાં સુકાઇ જાય છે તો કોઇ જગ્યાએ અઠવાડીયાંઓ સુધી લીલો રહેછે. તોપણ તેને સુકાવા માટે ખુલ્લી હવાની બહુ જરૂર હોયછે. અકસર કરી જે રંગોમાં ચલકાટને સારૂ વારનિશનો, યા પતળો બનાવવા માટે તરપેનટાઇનનો ભેળ કર્યો હોય, તેમને એવી ખુલ્લી હવા મળયાથી તેઓ ચીમરાઈ યા ફાટી જતાં અટકે છે.

રંગ શોકજનક—જૂદી જૂદી પ્રજામાં શોક દરમ્યાન શરીરપર જૂદાં જૂદાં રંગના કપડાં પેહેરી શોક પ્રગટ કરવાની ચાલ ચાલુ હોયછે. જે રંગ એક પ્રજામાં શોકદર્શક હોય છે, તેજ રંગ બીજી ખુશહાલી પ્રદર્શિત કરવા માટે પેહેરે છે.

સફેદ રંગ એ આશાની ઇશારત છે. ચીનમાં ગમી પ્રદર્શિત કરવા સફેદ પોશાક પેહેરે છે. જરથોસ્તીઓમાં ખુશહાલી તથા ગમીમાં આજ શુધ્ધ સફેદ પોશાક પેહેરવાનો રેવાજ છે. એનાબોલીન રાણી સારૂ ૮ મા હેન્રિએ સફેદ પોશાક પેહેરી શોક જાહેર કર્યો હતો. પ્રાચીન રોમન તથા સ્પાર્ટન બાનુઓ સફેદ પોશાક શોકની નીશાનીમાં પેહેરતા. સ્પેનમાં ૧૪૯૮ સુધી શોકની નીશાન સફેદ હતી. કેટલાંક ઇંગલાંડનાં પ્રગણામાં હાલમાં પણ એવોજ રેવાજ જાએજ છે, કે ટોપી ઉપર સફેદ રેશમનો કટકો વિંટાળે છે,

કાલો રંગ—ખુશીખુરમી અને તેજની તંગીદર્શક રંગછે. જે ટોટો જવાથી વાદળ ગગડે છે તેની ગમી બતાવે છે. કાળો રંગ તમામ યુરપમાં શોકની નિશાનીછે. પુરાતન ગ્રીસમાં પણ શોક નો રંગ કાળો હતો. તેમજ રોમન શેહેનશાહાતમાં પણ એજ રેવાજ ચાલુ હતો.

કાળા અને સફેદ પટાવાલો રંગ સાઉથ સી આઈસલેંદરોમાં શોકની નિશાની છે. આ રંગ ગમી અને આશાદર્શક છે.

કાબરચિત્રો બદામી રંગ એ પૃથ્વીનો રંગછે. આ રંગ ઈથિઓપીયામાં જાએજછે.

ફિકકો ભૂરો રંગ કરમાઇ ગયલાં પાંદડાંનો હોવાથી ઇરાનમાં શોકદર્શક ગણાય છે.

આસમાની બલુ રંગ ખાતરીભરેલી આશા બતલાવનારો છે. આ રંગ સિરીયા કે પાદોસીયા અને આરમેનિયામાં શોક દર્શક ગણાયછે.

ઘેરા બલુ રંગનો પોશાક ઓખારામાં શોકના વખતમાં પેહેરેછે. રોમનરી પબલીકોમાં સીહા બલુ પોશાક શોકને માટે પેહેરવામાં આવતો.

પીંગટ અથવા જાંબુડો કાળો રંગ શાહનશાહત તથા પાદશાહીદર્શક છતાં ફ્રાન્સના

રાજાઓની તથા વડા પાદરીની શોકની નિશાની ગણાય છે.

પિળો રંગ બરમાહ તથા ઇજીપ્તમાં શોકજનક રંગ ગણાય છે. આ રંગના પોશાક તે તરફ મઠવાસીઓ પેહેરેછે. બ્રિટનમાં વીધવાઓની ટોપીઓ પિળી હોય છે. પિળો રંગ અદેખાઇદર્શક ગણાય છે.

**રગતપીત**—દર્દની નીશાની—આ ભયંકર દર્દમાં તમામ શરીરની અથવા ચેહેરાની ચામડી સુન્ન મારી જઇ તેનીપર સખત ગાંઠો થઇ આવે છે, અને તેમાં દર્દ વધતાં હાથપગનાં આંગળાં સેવટે ખરી જાય છે. આથી નાક બેસી જાય છે, તથા તમામ શરીર ખવઇ જાય છે. રગતપીત બે પ્રકારના થાય છે. એકમાં ચામડીની ઉપર સખત ગાંઠો જેવા ટેકડા થાય છે, તેથી તેને ગાંઠીઓ રગતપીત કહે છે. બીજી જાતના રગતપીતમાં ચામડીનો રંગ કેટલેક ઠેકાણેથી બદલાઇને તેની ચેતન શકિત નષ્ટ થાય છે, તેથી તેને "સુનો રગતપીત" પણ કહે છે.

ગાંઠીયા રગતપીતમાં ચેહેરાપરના અવયવો ચળકેછે, તેમજ ગાલ, હોઠ, જાડા અને બેડોળ બનેછે. કાન તથા ચાપકાં જાડાં, બેડોળ બની આજારીનો ચેહેરો બીહામણો દેખાય છે. આ દર્દમાં કોઇ વેળા તમામ શરીરની તેવીજ અવસ્થા થઇ હાથીની ચામડી જેવું શરીર બને છે. આ દર્દમાં હાથનાં ટાંચાં પર, કપાળ ઉપર, એડી ઉપર અને પગનાં તળીયાં ઉપર ચીરા અને ચાંદા પડે છે. અને તમામ ગાંઠો પાકવા માંડે છે. મોંહ તથા નાકમાંથી ગંધાતી રસી વહેછે, નાકનાં હાડકાંને સડો લાગી, મોઢું તથા તાળવું અંદરથી પાકી આવી ખવાવા માંડે છે.

સુના રગતપીતમાં દરદીની ચામડી સુની મારી જાય છે. પ્રથમ ગળાં અથવા પોંહચા તરફની ચામડી સુન મારી જવા આગમજ તેમાં અગન ઉઠેછે, કીડ લાગેછે, કાંટા ભોકયછે અને ચસકા મારેછે. તે પછી ચામડી સુન મારવા માંડતાં તેપર કરચળી વળી રંગ ભૂરો બની બાલ ખરી પડેછે, પછી ધીમે ધીમે તે હાથ પગનાં આંગળાં ઉપર ફેલાઇ આંગળાં ખરવા માંડેછે, આથી દર્દી હુંઠો ને લુલો બનતો જઇ ખવઇ જાય છે.

**રગતપીતનો ઇતિહાસ**—આ રોગ અતિ પ્રાચીન કાળથી દુનિયામાં જાણીતો છે. એ ગરમ તેમજ થંડા દેશમાં એક સરખી રીતે જણાયલો છે. ઋગવેદ સંહિતામાં એક રોગનું નામ "કુષ્ટ" દર્શાવેલું છે તે આજ રોગ માટે હશે એમ કહેવાય છે. પણ રગતપીત વિષે સત્તા સમાન ગણાતા હિંદના એક અનુભવીનાં મત મુજબ સંસ્કૃત 'કુષ્ટ' શબ્દમાં રગતપીત ઉપરાંત ચામડીનાં બીજાં દર્દો વટીક સમાય છે. આ રોગ હિંદુસ્તાનમાં તેમજ ચીનમાં પણ પ્રાચીન કાળથી જાણીતો છે. ત્યાં કવાંગટુંગના પ્રાંતમાં આ રોગ સાધારણ હતો. ઈજીપ્તમાં પણ આ રોગ જાણીતો હતો; અને ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ ઉપર રગતપીતથી ત્યાં ભારે ખરાબી થઈ હતી. રોમનોના જણાવવા મુજબ પોમ્પી આ રોગ ઇજીપ્તમાંથી રોમમાં લાવ્યો હતો. પલિની આ રોગને ઇજીપશિયન રોગ તરીકે ઓળખાવે છે. યૂરપમાં આ રોગ ગ્રીસ અથવા એશિયામાઇનર મારફતે પ્રથમ દાખલ થયો હશે. વળી એરીસટોટલે પણ આ રોગ વિશે પ્રથમ વર્ણન કરી ગ્રીકોને જાણીતા કર્યા હતા.

આફ્રિકા તથા અમેરિકામાં પણ આ રોગ જોવામાં આવે છે. એ એબિસીનીયા તેમ મોરક્કો અને પશ્ચિમ તરફના કીનારાપર પણ જોવામાં આવે છે. અમેરિકા ખંડની નવી દુનિયામાં એ મદીરા, એઝોર્સ અને કેનેરીના ટાપુઓમાં જોવામાં આવે છે. વેસ્ત ઈંડીઝમાં પણ તે બહુ પસરેલો, અને મધ્ય અમેરિકામાં એ હમેશાં ચાલુ જણાય છે. યૂરપમાં આ રોગ છઠી સદી આગમજ બહુ ફેલાવાથી

ફ્રાન્સના પ્રોવેન્સ પ્રાંતમાં, ઇટલીમાં અને યૂરપના બીજા ભાગોમાં ખાસ કાયદાથી રગતપીતીયાઓને પ્રજાથી એલાહેદા રહેવાની ફરજ પાડવામાં આવતી હતી. સાતમી સદીમાં લોમબાર્ડના રાજા રોહટારીસે ખાસ જાહેરનામાની રૂહે રગતપીતીયાઓને મુએલા ગણ્યા હતા, અને તેથી તેમને જીવતા સાજા માણસોની આગળ આવવાની તદ્દીક મનાઇ કરવામાં આવી હતી. સાતમી સદીમાં ફ્રાંન્સ અને જર્મનીમાં રગતપીતીયાઓ માટે આશ્રમ બંધાવ્યા હતા. રાજા પેપીને ઇ. સ. ૭૫૭ માં અને શાર્લમને ઇ. સ. ૭૮૯ માં ખાસ કાયદા બાંધી રગતપીતયાઓનાં લગન બંધ પડાવ્યાં હતાં, અને થયલાં લગન રદ ગણ્યા હતાં. ઇ. સ. ૬૨૫ માં ઈંગલંડમાં નોટિંગહૅમ ખાતે રગતપીતયાઓ માટે હૉસ્પીટલ બંધાઇ હતી. આયરલંડમાં તેવા આશ્રમો ૯ મી સદીમાં બાંધવામાં આવ્યા હતા. સ્પેન તથા સીસિલી ઉપર સારેસનો (મોહમેદનો) એ ચઢાઈ કરી તેથી તે તરફ રગતપીતનો હુમલો પશ્ચિમ યૂરપમાં ફેલાયો હોય એ બનવા જોગ છે. મૂર લોકોના હાથમાં આઠમીથી પંદરમી સદી સુધી સ્પેન દેશ કબજે હતો.

આ રોગ ઘણી વેળા ઓધ્ધે ઉતરે છે, પણ તેમાં જો બાપ રોગી હોય તો બચ્ચાંને તેમના સમાગમમાં લાંબો વખત આવતાં આ રોગ લાગુ પડે છે તથા કોહેલી યા બરાબર નહિ સુકવેલી મછીના ખોરાકથી પણ આ રોગ હુમલો કરે છે.

અસલના વખતથી માનવામાં આવે છે કે આ રોગનો પેહેલો હુમલો નાકમાંથી થાય છે. આવો વિચાર પલીનીના જમાનામાં પણ જાણીતો હતો. ફ્રેકાસ્તર પોતાના "ડીએલીફન્ટીયા" વાલા ગ્રંથમાં જણાવે છે કે નાક માહેલી ચામડી મારફતે પેહેલો રોગ લાગુ પડે છે, એ બનવાજોગ છે. પણ તેમ દરેકના બાબમાં બનતું નથી. આ રોગ કદી જૂદા જૂદા ભાગ ઉપરથી શરૂઆત કરે છે.

**રગતપીતનો હુમલો ને તેના જંતુ—** રગતપીતનાં જંતુ ખઈના દરદનાં જંતુને ઘણું મળતાં પણ કદમાં તે તેના કરતાં નાહનાં હોય છે. વળી આ જંતુ જે શરીરમાં હોય છે તે એક બે નહિ પણ સંખ્યાબંધ જથ્થામાં હોય છે. તે એટલા સુધી કે ઘણી વેળા રગતપીતીયાની ચામડીમાંથી વહેતી પ્રવાહી મારફતે અથવા તેમની છીંક અને લીટ મારફતે તે જથ્થાબંધ બાહેર પડે છે. આ જંતુઓ ચોકકસ વખતે બહુ ચપળ રહી પોતાનું નાશકારક કામ કરે છે. પણ ચોકકસ વખતે શાંત પડી રહી નવી ઓલાદ ને નવી ચપળતા વધારવાનું કામ કરે છે. આ જંતુઓ શરીરનાં બંધારણના તમામ ભાગોમાં મળે છે. અને તેથી ચામડી તથા જ્ઞાનતંતુ આથી નુકસાન પામે છે.

આ કારણથી રગતપીતના ત્રણ પ્રકાર ગણવામાં આવે છે. જેમાં એકમાં રોગ ચામડીને લાગુ પડે છે, બીજામાં જ્ઞાન તંતુઓને અને ત્રીજામાં બન્નેને અપાયકારક થઇ પડે છે.

પેહેલા વર્ગમાં રોગ મ્હો ઉપર અને હથેલીના પાછલા ભાગ ઉપર જણાય છે. ધીમે ધીમે રોગનું જોર વધી આખો ચેહેરો ભરી કાઢે છે. જોકે ઘણા દાખલામાં ગરદન સલામત રહે છે. આ વર્ગના દર્દીઓનો રંગ બદલાઈ જાય છે, ભવાં ખરી પડે છે, આંખો માહે પેસી ગયલી જણાય છે, હાથ અને પગ સુહજી આવે છે અને નાક તથા તાળવાની ચામડી ખરી પડવાથી અવાજ બદલાઇ જાય છે. અને કેટલાકના બાબમાં તો આંખ વટીક નિર્મૂળ બને છે.

બીજા વર્ગનાં એટલે જ્ઞાનતંતુઓ ઉપર જંતુઓના હુમલાવાલાં દર્દોના બાબમાં દર્દીના હાથ બહુજ કદરૂપા બને છે; પણ ચેહેરાથી તેનો દેખાવ ઓછો બીહામણો

દેખાય છે. ખરૂં જોતાં તો રક્તપીતમાં પણ દર્દીના ખોરાક, દેશની હવા, દરદીના બાંધા, તેની જીંદગી ગુજારવાની રીત વગેરે મુજબ દરદીનું ઓછું વધુ પ્રમાણ રહે છે. કેટલાકોમાં તો તેનું જોર નરમ રહી સેવટે તે બીલકુલ નાબુદ થાય છે.

આ રોગનો હુમલો થતાં દર્દી સુસ્ત બને છે. આનું કારણ તેમનાં શરીર માહેલું લોહી તથા તેમની જીવનશક્તિ ઉપર જે રીતે જંતુ જબરો દરોરો પાડે છે તે તેનો ચોકસ સબબ છે. દર્દીને લાગુ પડતી આ સુસ્તી જૂદી જૂદી પ્રજાઓમાં વધતી ઓછી હોય છે.

આ રોગનો ચેપ લાગુ પડતાં તે તરત જણાતો નથી, પણ જંતુ ધીરે ધીરે ઉછેરાઇ લાંબે વખતે યા વર્ષો પછી આ દર્દીના હુમલાનાં ચિન્હ જણાય છે. આથી તે કયાંથી ને કેવી રીતે લાગુ પડયો એ કહી શકાતું નથી.

મુંબઇના એક આગલા મ્યૂનિસીપલ કમીશનર મી૦ એચ. એચ. એકવર્થની કોશીસથી ૧૮૯૦ માં રખડતા અને ભિક્ષુક વર્ગના રગતપીત્તા માટે શેહેર નજદીક માટુંગામાં એક આશ્રમ સ્થાન ઉભું કરવામાં આવ્યું છે. જે પછી થોડે વખતે બંગાળ અને સેવટે તમામ હિંદુસ્તાનમાં આવાં આશ્રમો ખોલવામાં આવ્યા છે. જ્યાં રગતપીત્યાઓને અલાહેદા રાખી તેમને પ્રજાથી નીરાળી હાલતમાં સાચવી તેમની માવજત કરવામાં આવે છે.

**રંગપુર**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો:. એની ઉત્તરે કુચબીહાર, દક્ષિણે બોગ્રા, પૂર્વે મયમુનસીંગ અને પશ્ચિમે દીનાજપુર છે. ક્ષેત્રફળ ૩૪૯૩ ચોરસ મૈલનું છે. ગામો ૩૫૩૭ છે. લોક વસ્તી ૨૦,૬૫,૪૬૪ ની છે. ભાષા બંગાલી બોલાય છે. મુખ્ય નદી સંકોસ, કરતોયા, ગંગાધર, દુધકુમાર છે. મુખ્ય પાક તંદૂ, કઠધાન્ય, તંબાકુ, ઘંઉ, ગુલી, શેરડી, સોપારીનો છે.

મુખ્ય ઉધમ વેપાર—સેતરંજી, કાગળ, ચટાઇ, પિતળનાં વાસણ, હાથીદાંતનાં ઘરે[ણાં] વગેરેનો ચાલુ છે.

**રંગુન**—બરમાનું મુખ્ય પાયતખત શેહેર રંગુ[ન] નદી કાંઠે છે. માર્તબાનના આખાતમાં જવા[ના] માર્ગેથી એ ૨૦ મૈલ ઉપર છે. આ શેહે[ર] અસલી બાંધણીનું છે, પણ ૧૮૫૨ [માં] બ્રીટીશોએ લીધા પછી હાલમાં ત્યાં સા[રી] સારી ઇમારતો બંધાઇ છે. અત્રેની છાવણ[ી] વાલા ભાગમાં મજબૂત લશકરી મથક [છે.] આ શેહેર ઇ. સ. પૂર્વે ૬ ઠી સદીથી જાણી[તું] છે. શેહેરમાં પાંચ બજાર અને પાણી [પૂરું] પાડવાનું ઉત્તમ બાંધકામ છે. શેહેરમાં ટ્રે[મ] વગેરેની સગવડ છે. મ્યુનિસીપલખાતાંમાં ૧૮[૮૨-] ૮૩ થી સુધારો કરી ચુંટણીથી સભાસદો[ની] નેમણુક કરાવમાં આવે છે. મુખ્ય ઇમાર[તો] સરકારી ખાતાંઓની તથા બરમીસોના પેગોડ[ા,] મુખ્ય જેલ, હાઇસ્કુલ, સેંટ જોન્સ કૉલેજ[,] હૉસ્પીટલ વગેરેની જાહેર ઇમારતો છે. ન[દી] કાંઠે અનેક ચોખાની તથા લાકડાની મીલો [છે.] ૧૫૮૨ માં વસ્તી ૨૫,૦૦૦ ની, ૧૮૭૨ [માં] ૮૯,૮૫૭ ની; ૧૮૮૧ માં ૧,૩૪,૧૮૯ [ની;] ને ૧૮૯૧ માં ૧૮૦૩૨૪ ની હત[ી.] બરમાનું મુખ્ય બારૂં રંગુન કહેવાય [છે.] આ બારાંમાંથી બરમાના કુલે વેપારનો આયા[ત] નીકાશનો ૮૬ મો ભાગ આ બંદર દ[્વારે] આવજાવ કરે છે. ૧૮૨૫-૨૭ માં અ[હીં] પ્રથમ બ્રીટીશ સત્તા સ્થાપન થઇ હતી.

**રઘ**—તેહેરાનની દક્ષીણ ભણી આવેલું એ[ક] અતી પ્રાચીન શેહેર. એને અશો જરથોસ્ત[ની] જન્મ ભુમી તરીકે બતાવવામાં આવે છે. એ[ને] કેટલાકો 'રએ' પણ કહે છે. પ્રોફેસર હ[ા...] આ શેહેરને પારથીઆની પૂર્વ ભણી જણ[ાવે] છે. અનજુમનઆરાના કર્તા આ શેહેર વી[શે] જણાવે છે કે તે મોગલ પાદશાહોના પાછ[લા] સમયમાં ચઢતી કળાએ પુગું હતું.

**રઘૂ**—સૂર્યવંશીય ઇશ્વાકુ કુલોત્પન્ન એલ વ[ંશી] દિલીપનો પૌત્ર; અને દીર્ઘ બાહુ રાજાનો પુ[ત્ર]

એ સૂર્ય વંશમાં એટલો બધો તો પ્રસીધ્ધતા પામ્યો કે સૂર્યવંશ નામ તદન પાછળ પડી રઘુવંશ નામ ચાલુ પ્રચારમાં આવ્યું હતું. એનો પુત્ર 'અજ' હતો.

**રજપુત**—આ પ્રજાની મુખ્ય વસ્તી કાઠીયાવાડ બણી છે. ત્યાંની પ્રજા અને રાજા આજ જાતનાં છે. આ રજપુતો જૂદા જૂદા વંશના હોઇ તેઓ જૂદે જૂદે નામે પ્રસીધ્ધ છે.

(૧) ગોહેલ રજપૂત. એઓ પાંડવોના વંશજ છે. એઓ જે પ્રાંતમાં વસે છે તેને ગોહેલવાડ કહે છે. ભાવનગરના માહારાજા ગોહેલ રજપુત છે. તેમના પેટા ભાગ તરીકે વચ્છાણી, ગાવિંદાણી, દેવાણી, ચાદેરાણી, અને લાહીયા એવી પાંચ શાખા છે.

(૨) જાડેજા એમને જાધવ પણ કહે છે. એમાંથી જેઓ વટલી મુસલમાન થયા તેઓ મોમીન અને મોલેસલામેન નામે પ્રસિદ્ધ છે. જુનાગઢ કચ્છના રાવ જાડેજા રજપૂત છે.

(૩) ચવ્હાણ અગાઉ પૃથવીરાજ એજ શાખાનો ગણાય છે.

(૪) સરવૈયા, (૫) વાળા, (૬) વાજા, (૭) રાઠોડ—એઓ પોતાને બળીના વંશના જણાવે છે. એજ શાખામાંના જોધપૂરના રાણા છે.

(૮) સિસોદિયા. આ શાખાના ઉદેપુરના રાણા છે. (૯) ઝાલા. એઓ ઝાલાવાડમાં વસે છે. (૧૦) ચુડાસમા, (૧૧) વાઘેલા, (૧૨) ચાવડા, (૧૩) પરમારધારનો વિક્રમ, (૧૪) સોલંકી—પાટણનો રાજા સિદ્ધરાજ શાખાનો હતો. (૧૫) બરયા, (૧૬) સિદ્ધા, (૧૭) જેઠવા. એઓ પોતાને હનુમાનના વંશજ તરીકે જણાવે છે. (૧૮) જાધવ, (૧૯) કચ્છવાહ જેપૂરના રાજા આ શાખાના છે. (૨૦) તુવર અને (૨૧) વાઘેર્લ અથવા વાધીર એ આ દેશના છે.

**રઝીયા બેગમ**—આ બાહોશ રાજકર્તી રાણી શમશુદીન અલ્તમસની બેટી થતી હતી. ઇ. સ. ૧૨૩૬માં તેણીના ભાઇ રૂકનુદ્દીન ફીરોજને પદભ્રષ્ટ કરી આ બેગમ તખ્ત-નશીન થઇ હતી. તેણીએ શુદ્ધ ન્યાય અને અદલ ઇનસાફથી સારૂં નામ મેળવ્યું હતું. નીજામ-ઉલ-મુલક જુનઇદીનને પ્રથમ વડો વજીર બનાવ્યો હતો, પણ પાછળ ખ્વાજાથી મુહઝબેને વજીરાત બક્ષી હતી. એણીએ રણથંભોરપર ચઢાઇ કરી ત્યાં કેદ પડેલા પોતાના સીપાહોને છોડવ્યા હતા. એણીનો એક માનીતો સરદાર જમાલુદીન યાકુત નામે હતો. તેની સાથે સ્વારીમાં સ્રીવેશે મર્દાની પોશાકમાં ખુલ્લે ચહેરે ફરતી હતી. ઇ. સ. ૧૨૩૯ માં મુલતાન પર ચઢાઇ કરી તે શેહેર જીતી લીધું હતું. તે પછી તેજ સાલમાં તબરહીંદેહ સામે ચઢાઇ કરી પણ એનાજ અમીર ઉમરાવોએ સામો બળવો કરી રઝીયાને કેદ કરતાંજ દિલ્લીનું તખ્ત શમશુદ્દીને પચાવ્યું. તેનીપર રઝીયાએ કેદ-માંથી છુટી થઇ ચઢાઈ કરી હાર પામતાં લઢાઇ દરમ્યાન મરણ પામી હતી. સુલતાના રઝીયા બેગમે ત્રણ વર્ષ, છ માસ અને છ દહાડા રાજ્યપદ ભોગવ્યું હતું. આ બેગમની કબર દિલ્લીમાં જોવામાં આવે છે.

**રટલેંડ**—ઇંગ્લંડમાનુ એક પ્રગણું. એ ૧૮ મૈલ લાંબુ ને ૧૫ મૈલ પોહળું છે. એનું ક્ષેત્રફળ ૧૫૦ ચૌરસ મૈલ છે. તેમાંનો ૩૦૦૦ એકર ભાગ ઘાસચારા માટે છે. ૧૮૦૧માં વસ્તી ૧૬૩૮૦ ની, ૧૮૬૧ માં ૨૧૮૬૧ ની ને ૧૮૯૧માં ૨૦૬૫૯ ની હતી.

**રણજીતસિંગ**—આ મહાન પરાક્રમી શીખ રાજ્યકર્તા મહાસિંગનો પુત્ર હતો. એનો જન્મ ઇ. સ. ૧૭૮૦માં થયો હતો. બચપણમાં સહીયડથી એની એક આંખ અંધ બની હતી, અને તે સાથે તમામ મોહડાં ઉપર સહીયડનાં ચાઠાં પડયાં હતાં. ઇ. સ. ૧૭૯૨માં ૧૨ વર્ષની નાહની ઉંમરે એ ગાદીએ બેઠો હતો. આજ સાલમાં એનાં લગ્ન મહાતાબ-કુવર સાથે થયાં હતા. પણ ૧૭ વર્ષની વયે

રણજીતસિંગે સર્વ સત્તા પોતાની માતા પાસથી છીનવી પોતાને હાથ લીધી હતી. આ રાજાએ કાબુલ, નેપાળ, મરાઠા એઓ સાથે ભાઇચારો વધારી કોલકરારની રૂહે પોતાનું રાજ્ય મજબૂત પાયાપર આણ્યું હતું. એની પાસે ૧,૧૦,૦૦૦ નું લશકર હતું. તેમાં ૭૦,૦૦૦ તો કવાયદ શીખવેલા અને ૪૦,૦૦૦ બીજાઓ હતા. એની પાસે ૩૭૦ તોપો તથા બીજો બારે અસબાબ હતો.

ઇ. સ. ૧૮૦૫માં યશવંતરાવ હોળકર નાહાસીને રણજીતસિંગ પાસે મદદ માગવામાટે જઇ ભરાયો હતો, પણ તેની પાછળ લૉર્ડ લેક લાગેલો હોવાથી આ મામલામાં રણજીતસિંગે મધ્યસ્તી કરી સુલ્હે કરાવી બ્રિટીશો સાથે સંબંધ જોડયો હતો. ૧૮૦૬માં નભાના રાજા તથા પતીયાલાના રાજા સાથે વાંધો ઉઠતાં નભાના રાજાને મદદ કરી પોતે લાભ મેળવ્યો હતો.

આગળ ફ્રાન્સ દેશનો શેહેનશાહ હીંદુસ્તાન ઉપર ચઢાઇ કરનારછે એવી વાત જણાયાથી વખત પડવે અમોને મદદ કરવી તથા રજપૂત રાજાઓને તમો તરફથી હેરાનગતી મળે છે તેનો અટકાવ અમો કરીશું એવી બાબદોનો કરાર કરવા માટે ગવરનર જનરલ લૉર્ડ મીંટોએ મૅટકાફ નામે એલચીને રણજીતસીંગની મુલાકાતે મોકલ્યો. તે સતલજ નદી ઉતરી "કસુર" મુકામે રણજીતસિંગની મુલાકાત મેળવી શકયો. પણ યમુના નદી ઇંગ્રેજ અને શીક લોકોના રાજ્યની સરહદ વચ્ચે છે એવી વાત ગવરનર જનરલ કબુલ કરતો નથી એમ જાણતાંજ રણજીતસીંગે સતલજ નદી ઉતરી પોતાની સત્તા મજબુત કરવા લશકર સાથે ચઢાઇ કરી, પણ બીજી તરફથી ગવરનર જનરલે કર્નલ આકતરલોનીને મોટું સૈન્ય આપી લુધીયાનાં શેહેર ઉપર ચઢાઇ કરવા મોકલ્યો. આ બાજુથી પોતે સપડાઇ પરાજય પામશે એવું જોતાં રણજીતસિંગે ૧૮૯૦ માં ૨૫ મી એપ્રિલે તહનામુ કર્યું; તેમાં મુખ્ય કલમ એવી હતી કે "રણજીત સિંગે સતલજ નદીના ડાબા કિનારા તરફના મુલકના બંચાવ માટેની નાહની ફોજ રાખવી, પણ વધારે સૈન્ય તે તરફ રાખવું નહિ. આ તહનામું અત્યંત નાહનું હતું. એટલેકે તેમાં માત્ર ૧૫ લિટીઓમાં મજકુર સમાવ્યો હતો, પણ મતલબ ઘણી ઉંડી હતી.

૧૮૧૬ માં રણજીતસિંગે મુલતાન ઉપર ચઢાઇ કરી પણ તેમાં જય પામ્યો નહિ, પણ ૧૮૧૮ ની ચઢાઇમાં તે પ્રાંત થોડી મેહેનતે કબજે કર્યો હતો; અને ૧૮૧૯ માં કાશમીરપર ચઢાઇ કરી તે દેશ જીતી લીધો હતો ને પછી ૧૮૨૩ માં પોતાની નોકરીમાં રાખેલા બે ફ્રેન્ચ સરદાર 'મો૦ વેતુરા અને આલાર્દોને ૨૪૦૦૦ નું સૈન્ય આપી પેશાવર જીતી લઇ તે દેશને પોતાના અમલ તળે આણ્યો હતો.

ઇ.સ. ૧૮૩૧ માં લેફ્ટનન્ટ બર્ને લાહોરની દરબારમાં જઇ રણજીતસિંગ સાથે કોલકરાર કર્યા હતા, તે પછી અકટોબર માસમાં ગવરનર જનરલ લૉર્ડ વિલ્યમ બેંટીક અને રણજીતસિંગની મુલાકાત "રૂપુર" મુકામે મોટા દમામ સાથે થઇ હતી. તે વેળા રણજીતસિંગ સાથે ૧૦૦૦૦ ચુંટી કાઢેલા ઘોડે સ્વારોનું લશકર હતું. ગવરનર જનરલ મહારાજાની મુલાકાતે ગયો તે વેળા તેને લેવા માટે જે દરબારીઓ ગયા હતા તેમની સાથે ૭૦ સીંગારેલા હાથી હતા.

તે પછી ૧૮૩૮ માં ફીરોજપુરમાં ગવરનર જનરલ લૉર્ડ ઓકલંડ સાથે અરસપરસની મુલાકાત થઇ હતી.

રણજીતસીંગના ખજાનાની દર સાલ ઉપજ બે કરોડ રૂપીયાની હતી, તેમજ હમેશાં એના ખજાનામાં બાર કરોડ રૂપીઆ રોકડ પડી રહેતા હતા. એનું મરણ ૧૮૩૯ માં ૨૭ મી જૂને નીપજયું હતું. એના પ્રેત

સાથે ૪ રાણીઓ તથા ૭ વેશ્યાઓ સતી થઇ બળી મુઇ હતી.

**રતનજી બેહેરામજી માદન**—આ જાણીતા લેખકનો જન્મ ઇ. સ. ૧૮૬૭ માં થયો હતો. એવણે કેળવણીમાં ૧૮૮૭ માં મેટ્રીક્યુલેશની પરીક્ષા પસાર કરી ગોકળદાસ હાઇ સ્કુલમાં ફારસી અભ્યાસના શિક્ષક તરીકે લાંબાં વર્ષો સુધી કામ બજાવ્યું હતું. તે દરમ્યાન ગુજરાતી માહાવારીક ચોપાન્યાં તથા વર્તમાનપત્રોમાં ચાલુ વારતા અને વિધા હુન્નરનાં સંગીન લખાણો ચાલુ લખતા હતા. એવણે ૧૮૯૯ માં પેહેલા સર જમશેદજી જીજીભાઇ બારોનેટની જીંદગીનો વૃતાંતનો ગ્રંથ લખી પ્રગટ કર્યો હતો, જે આજ વેર એક સત્તા સમાન ગ્રંથ ગણાયછે. તેમજ બાપનો ભોગ, સુલતાના, મોહબ્બતની મોહબત, માજનદરાનના મસ્તાનો, હોસનઆરા, ભણેલો બીબો વગેરે પેહેલા પ્રકારની વાંર્તાનાં પુસ્તકો જુદે જુદે વખતે લખી પ્રગટ કર્યાં હતાં; તેમજ જ્ઞાનવર્ધક ચોપાન્યાની માલેકી તેના આગલા માલેકોના હાથમાંથી જતાં એક વિધા હુન્નરના આગેવાન ચોપાન્યાને રીબતી હાલતમાંથી બચાવવા આ ચોપાન્યું ખરીદી તેની માલેકી તથા અધિપતિપણું પોતાની કાબેલ કુશળતાથી ચલાવી, પણ તંગ હાલતને લીધે જ્ઞાનવર્ધકને મી૦ પી. ડી. મુકાદમ જેવા જાણીતા બુકસેલરને વેચી તેનું અધિપતિપણું પોતાનાં મોતની છેલ્લી ઘડીવેર જાળવ્યું હતું. આ ચોપાન્યાને માંદને પોતાની કાબેલ કલમથી તેની હસ્તી દરમ્યાન એક નમુનેદાર ગુજરાતી વિધાજ્ઞાનનું ચોપાન્યું બનાવી, તેની આગલી કારકીર્દીને પણ ભુલાવી હતી. પોતાનાં માસીકમાં લખી પોતાની કલમને ત્યાંજ નહીં અટકાવતાં મધુરવચન અને ફુરસદ જેવાં જુનાં ચોપાન્યાંને પણ પોતાની કાબેલ કલમથી દીપાવ્યું હતું. રતનજી માદન એટલા તો સાદા હતા કે ખરે નામે બહાર લખવાને બદલે તેવણ R. B. M. ને નામે હમેશા લખાણો કરતા. આથી તેવણનાં લખાણોના શોખને લીધે તેવણે પાછળથી નામાંકીત રાસ્ત ગોફ્તાર પત્રના એક મદદનિશ અધિપતિ તરીકેની નોકરીમાં જોડાઇ સાહીત્યનાં મેદાનમાં યાહોમ જીપલાવ્યું હતું.

મરહુમ કેખશરૂ કાબરાજી પછી આ આગેવાન રાસ્ત ગોફતાર પત્રમાં માદને ઘણુાજ સંગીન વિધા હુન્નરનાં લખાણો ચાલુ લખતા રહી આ પત્રને ટેકવી રાખવામાં પુરતો હિસ્સો આપ્યો હતો; વળી મુંબઇનાં પારસી લેખક મંડળના એવણ એક દાહેકા વેર જોડીયા સેક્રેટરી તરીકેનો માનવંતો ઓદ્દો ભોગવ્યો હતો અને આ મંડળને હસ્તીમાં રાખવા એ મંડળના સરનશીન મી૦ ખરશેદજી કામાજી તથા સેક્રેટરી સોરાબ પાલમકોટ સાથે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. એવણે મુંબઇની તવારીખ લખવાની શરૂ કરી હતી, પણ એમનાં અકાળ મરણથી તેમની એ ઉમેદ એમનાં મનમાંજ રહી ગઇ હતી. એવણે પોતાની હેયાતી દરમ્યાન એટલાં બધાં તો લખાણો જુદાં જુદાં માહાવારી, રોજીંદાં તથા અઠવાડીક પત્રોમાં કર્યાં હતાં કે જેની સંપૂર્ણ ટીપ ઉપજાવવી બહુ મુશકેલ છે; છતાં તેવણે જે ગ્રંથ દ્વારે પોતાનાં લખાણો પ્રગટ કર્યાં છે તે તેમની કાબેલીયત પુરવાર કરવા પુરતાં છે. એમનું મરણ ઇ. સ. ૧૯૧૦ માં ૨૧ મી જુલૈએ નીપજ્યું હતું.

**રતનગઢ**—આ કિલ્લો પેણ તાલુકાની અગ્નીદીશાએ ૬ મૈલ ઉપરની એક ટેકડી પર છે. એની ઉંચાઇ ૧૮૦૦ ની છે. આ કિલ્લાની નજદીકમાં પૂર્વ ભણી "મીર્યા" પર્વત*

* આ પર્વત ઉપર ઘણી વણઔષધી મળે છે. તે વિશે એવી કથા છે કે રામ રાવણની લડાઇ પ્રસંગે ઇંદ્રજીતની શકતિથી લક્ષમણ રણમાં પડતાં તેને રાજો કરવા "દ્રોણાચલ" ઉપરની એક વનઔષધીની ગરજ પડી હતી. ત્યારે હનુમાન દ્રોણાચલ ઉઠાવી જતો હતો, તે વેળા તેના હાથમાંથી એક કટકો પડયો તેનેજ હાલમાં મીર્યા ડુંગર કહે છે.

છે. આ કિલ્લો એક માઇલ લંબાઇના પર્વત ઉપર બાંધેલો છે. હાલમાં એનો કોટ તદ્દન પડી ભાગેલો છે. કિલ્લામાં માત્ર પાણીનાં બે ટાંકાં છે. આ કિલ્લો બાબુલરાવ પાશીલકર નામે શખસે બંધાવ્યો હતો. પણ તેથી વધુ એના વિશેનો કશો ઇતિહાસ જડતો નથી.

**રતનગુંજ**—રતનગુંજનાં ઝાડ ફ્રીંબુનાં ઝાડ જેવડા હોયછે. પણ તેનાં પાંદડાં સેહેજ ગોળાકાર હોયછે. તે પર લાંબી શિંગો ફુટેછે. દરેક શિંગમાં ૮ થી ૧૦ ગુંજ રહેછે. આ ગુંજ લાલ રંગની હોયછે. આ ગુંજ તોલામાં ૪૦ ભરેછે. એને કેટલાક લોકો વાલ પણ કહેછે. મુંબઇમાં સોનું રૂપું તોલવા રતનગુંજ વાપરે છે.

**રતનજોત**—એને માહારંગ અથવા લાલજડી પણ કહેછે. બંગાલના મરહુમ ડૉ૦ કનૈયાલાલ દેવે આ ઝાડની જડનું સંપૂર્ણ વર્ણન કર્યું હતું. આ લાલજડીના છોડ હિમાલય તરફનાં પહાડી પ્રદેશમાં ઉગેછે. એની જડમાં લાલ રંગીન દ્રવ્ય હોઇ તે તેલીયા પદાર્થને રંગ આપવામાં ઉપયોગી જણાયલું છે.

અલમોરા ગામ નજદીક વાઘેશ્વરની જાત્રાના મેળા દરમ્યાન એનાં મૂળીયાં વેચવા પહાડી લોકો લઇ આવેછે, અને તેઓ રતનજોત નામે આઠ આને રતલને ભાવે વેચે છે. બીજી એક જાતની રતનજોત કાબુલ તરફથી વેપારીઓ લાવેછે. તેનાં મૂળીયાં વટીક એવાજ ઉપયોગમાં લેવાય છે. તેને આરબી ભાષામાં અણુફાલસા કહે છે.

**રતનાગિરી**—મુંબઇ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે જંજીરા અને કુલાબા; પૂર્વે સતારા અને કોલ્હાપુર; દક્ષિણે સાવંતવાડી અને ગોવા; પશ્ચિમે અરબી સમુદ્ર. એનું કુલ્લે ક્ષેત્રફળ ૩૯૩૨ ચૌરસ મૈલ છે. તેમાં ૧૩૩૦ ગામો છે. વસ્તી ૧૧,૦૫,૯૨૬ ની છે. એના સમુદ્ર કાંઠાની લંબાઈ ૧૬૦ મૈલની છે, તે તરફ નારીયળ, ફણસ, સીસમી લાકડું પુશકળ ઉગે છે. મુખ્ય પર્વત સેહ્યાદ્રી છે. મુખ્ય ખેતી ધાન્યો તથા શેરડી, તંતુમય વનસ્પતિ. બગીચાનું ઉત્પન્ન, નારીયળી વગેરેની ચાલે છે.

આ જીલ્લામાં ૨૯ બંદર શેહેરો છે. તેમાં ૯ વેપારની સગવડ માટે સારાં છે:—બાણકોટ, હરણઇ, ચીપલુણ, સંગમેશ્વર, રત્નાગીરી, રાજાપુર, ખારેપટ્ટણ, માલવણ અને વેંગુરલાછે.

**રતલામ**—આ દેશી રાજ્યની ઉત્તરે જાવરા સંસ્થાન, પૂર્વે હોલકર તથા સિંધીયાનો મુલક; દક્ષિણે ધારનું રાજ્ય અને પશ્ચિમે વાંસદા સંસ્થાન છે. રાજ્યનું ક્ષેત્રફળ ૧૨૦૦ ચૌરસ મૈલ છે. તેમાં વસ્તી ૧,૦૦,૦૦૦ ની છે વાર્ષિક મેહેસુલ રૂ. ૧૩,૦૦,૦૦૦ ની ઉપજે છે. રાજ્યનાં લશકરમાં ૧૩૬ સ્વાર, ૬૫૯ પેદળ અને ૫ તોપ તથા ૧૨ ગોલંદાજો છે.

સંસ્થાનમાં મુખ્ય નદી મહી છે. મુખ્ય ભાષા હિંદુસ્તાની બોલાય છે. મુખ્ય પાયતખત શેહેર રતલામ કિલ્લાવાળું હોઇ ત્યાં રાજાના મેહેલો છે. અત્રેના રાજ્યકર્તા મારવાડના મહારાજાના કુટુંબી રાઠોડ રજપૂત છે. ને રાજ્યનો સ્થાપક ઉદયસિંહના પૌત્ર રતનસિંહ કહેવાય છે. હાલમાં એ વંશના રાજ્યકર્તા રાજા રણજીતસિંહ છે. રતલામ શેહેરમાં અફીણનો ભારે વેપાર ચાલે છે. અત્રે એક કૉલેજ છે. વસ્તી ૨૯૮૨૨ ની છે.

**રતવા**—રતવા બે પ્રકારના હોય છે. એક પોતાની મેળે અને બીજો જખમથી થાય છે. પોતાની મેળે થનારનો હુમલો માથાપર, પગપર અથવા શરીરના કોઇ ભાગ ઉપર થાય છે. શરીરના બાહેરના તથા માહેલા કોઇ પણ ભાગ પર તેનો હુમલો થાય છે. પેટની અંદર અને ગળાંની અંદર પણ તે હુમલો કરે છે. જખમથી માત્ર જ્યાં જખમ થયો હોય ત્યાંજ થાય છે. આ દર્દના હુમલામાં તાપ ચઢી શરીરનો એકાદ ભાગ લાલ બની સુઝીને ત્યાં અગન અથવા તલખ ઉઠે છે. આ તાપ કેટલેક દરજ્જે ચેપી કહેવાય છે. ઇસ્પીતાલમાં જખમી વિભાગમાં જો રતવાના દર્દીને મેળમો

હોય તો બીજાપર આ દર્દ હુમલો કરે છે. સુવાવડી ઓરતને જો દર્દી જોવા જાય છે તો તે ઓરત તથા બચ્ચાંને પણ તે ઉડે છે, આથી રતવાનાં દર્દની સારવાર કરનારને ઘણી ચોકસાઇ રાખવી પડે છે.

રતવાનો હુમલો ચેપથી યા મુદડાંપર વાઢાડકાપ કરતાં જખમ પડતાં થાય છે. અથવા ઘણા બેગાદર્દીવાલાં ભાગમાં અસ્વચ્છતા રાખતાં આ દર્દ ઉભરે છે. રતવા થવા પહેલાં દરદીને જો કાંઇ બીજો રોગ હોય તો તેનું પણ જોર વધી જાય છે. જો કોઇ જખમ અથવા ચાંદુ હોય અને તે રૂઝાતું હોયતો ને તેવામાં રતવા થાય તો તે સડવા માંડે છે. જો રતવા મગજમાં અથવા ગળાંના વાયુદ્વારમાં ઉતરે છે તો તેનું માઠું પરિણામ આવેછે. ઝેરી જખમને લીધે જે ભાગ સુજીને લાલ થઈ આવે છે તે પણ એક પ્રકારનો અવાજ છે.

**રતાંદળી**—અથવા રકતચંદન. એનાં વૃક્ષ સફેદ ચંદન જેવાં હોય છે. એનાં લાકડાંનો રંગ લાલ લોહી જેવો હોવાથી તેને રકત ચંદન પણ કહે છે. એનાં વૃક્ષો મુખ્ય કરી કારવાર, માયસોર, ત્રાવણકોર અને મલબારમાં ઉગે છે. એનો ઔષધીમાં લેપ કરવા તરફ ઉપયોગ કરે છે, ઉંદરી થઇ હોય તો રકત ચંદન, ગોપીચંદન અને ગેરૂને થંડાં પાણીમાં ઘસી ચોપડે છે. તેમજ પિત્ત, જવર, દાહ, કફજવર, ઉલટી ઉપર પણ એ અકસીર ઔષધી છે.

**રતાળુ**—આ કંદનો વેલ તમામ હિંદુસ્તાનમાં ઉગે છે. એની ૪ જાતી છે, સફેદ અને લાલ. બાહેરની બાજુથી સફેદ હોઇ માહેથી પિળી અને લાલ રંગની ગોળ, એવી જાત છે. તેમાં લાલ રંગનાં રતાળુ વિશેષ મીઠાં હોય છે. કેટલાંક નાહનાં ને કેટલાંક અત્યંત મોટા કદનાં હોય છે.

રતાળુમાં નીચે પ્રમાણે તત્વો સમાયલાં રહે છે.

| | |
|---|---|
| પાણી ... ... ... | ૬૭.૭૩ |
| સ્ટાર્ચ ... ... ... | ૧૩ થી ૧૬ |
| ખાંડ ... ... ... | ૬ થી ૧૦ |
| તેલ ... ... ... | ૦.૩૦ |
| પૅકટિન ... ... ... | ૧.૨૦ |
| આલબ્યુમૅન ... ... | ૧.૫. |
| કાષ્ટતંતુ... ... ... | ૨.૫૦ |

રતાળુને કોઇ બાફી તો કોઇ રાંધી ખાય છે. રતાળુ લાંબા કાળ રહેતાં નથી, પણ એક બે માસમાં બગડી જાય છે. એને માંહેથી કીડ લાગતાં તે સડે છે. રતાળુને સુકવીને તેનો આટો બનાવે છે, તે લાંબો વખત ટકે છે. રતાળુના વેલા ઢોરોને ખવડાવવામાં આવે છે. કુમળાં હોય ત્યારે તેની ભાજી બનાવે છે. યૂરપ તરફ રતાળુમાંથી દારૂ બનાવે છે. રતાળુની ખેતીથી જમીન સુધરેછે.

રતાળુ માટે પોકળ નરમ જમીન સારી. તેને ખાતર પુરતું જોઇએ, જમીન તૈયાર થતાં એની કલમના કટકા ત્રણ ગાંઠવાલા લઇ તેના બન્ને છેડા જમીન ઉપર રહે તેવી રીતે દોઢ ફીટ આંતરે રોપે છે, અને તુરત પાણી પાવું પડે છે. તેને અંકૂર ફુટતાં છ દિવસે પાણી સીપવામાં આવે છે.
કલમો લગાડીયા પછી છ માસે તેના વેલા. પર રતાળુ બાઝે છે. આ વેલાના કટકા આગસ્ટ માસમાં દાટે છે.

રતાળુનાં ખેતરમાં થોડી મેહેનતે વધારે ઉત્પન્ન થાય છે. એક એકરમાં ૧૦૦ થી ૨૫૦ સૂરતી મણ રતાળુ થાય છે. દર સૂરતી મણે ૨ થી ૧૨ રૂપીયા ઉપજે છે. અને રતાળુની ખેતી માટે દર એકરે રૂ. ૭૫ થી રૂ. ૧૦૦ નો ખર્ચ બેસે છે.

**રથ-સપ્તમી**—અથવા રથ સાતમ. આ તેહેવાર માહાસુદી સાતમે આવે છે. એ દિવસે સૂર્યનો જન્મ થયો હતો. તેથી ૭ ઘોડા જોડેલા રથમાં સૂર્યની મુર્તિને ફેરવવાનો ચાલ રજપૂતોમાં છે. માહારાષ્ટ્ર દેશમાં રંગનો સૂર્ય કાઢી તેમાં કિરણરૂપ સૂર્ય મુરતી બેસાડે છે,

અને તેને મંડપમાં બેસાડી મધ્યાન્હ સમયે તેની પુંજા કરે છે. તેને પાંચ પકવાનનું નૈવેધ આપે છે. સામર્થ્ય હોય તો સુનાનો રથ બનાવી તેમાં સૂર્ય મુર્તિ બેસાડી તેને લાલ ગાય સાથે બ્રાહ્મણને દાન કરે છે. સપ્તમીના આ વ્રતથી સપ્ત જન્મ અને સપ્ત લોક પ્રાપ્ત થાય છે. સપ્તવ્યાધી હરણ થાય છે, અને સપ્તવિધી પાર્યો કપાય છે.

જગતની ઉત્પતિથી તે તેના પ્રલય કાળ એટલે નાશ સુધીનો સઘળો વખત એક કલ્પ કહેવાય છે; અને તે કલ્પના જે ૧૪ વિભાગ પાડેલા છે તે દરએકને મનવંતર કહે છે. હાલમાં ૭ મો મનવંતર ચાલે છે. નવે. સુર્ય પોતાના સપ્તમુખી રથ ઉપર આરૂઢ થાય છે.

**રથેનિયમ**—પલાટિનમ ધાતુના અશોધિત ધાતુમાં રથેનિયમ ધાતુ છે; એવી શોધ ૧૮૪૯ માં "કલાસે" કરી હતી. આ સ્મિયમ અને ઇરિડિયમમાં પણ આ ધાતુ સ્વતંત્ર રીતે 'લારાઇટ' ને નામે ખનીજ પદાર્થમાં જડે છે. આ ધાતુ કઠણ પણ બરડ હોય છે. ઑકસિ હાઇડ્રોજનની બત્તીમાં વટીક એનો રસ જલ્દી બનતો નથી. આરકતોષ્ણુ માન ઉપર આ ઑકસિજન વાયુને શોષી લેછે. પણ સોડા અથવા કાસ્ટિક પોટાશ સાથે એને પિગળાવે છે.

**રપીથ્વન ગેહ**—જરથોસ્તી એતેકાદ મુજબ દહાડાના જે પાંચ ભાગ (જુઓ ગેહ) અવસ્તામાં કરવામાં આવ્યા છે તેમાંનો બીજો ભાગ. (મધ્યાન બપોરથી તે પાછલા નમતા પોહોર સુધીનો ત્રીજો ભાગ પણ ગણાય છે.) આ શબ્દ ગર્મીને અર્થે પણ વપરાય છે. તેમજ દક્ષિણ દિશાદર્શક પણ છે.

**રપીનદુબ**—આ પક્ષીનું નામ મરણનું પક્ષી એવું આપ્યું છે. આ પક્ષી ન્યુગિની ખાતે જોવામાં આવે છે. અને ત્યાંના વતનીઓએ ઉપર જણાવ્યા મુજબ તેને ઉપલું નામ આપેલું છે. આ પક્ષી જે આદમીને કરડે છે તેને હડખવા થાય છે. પ્રથમ તેને દુઃખ થઇ ધીમે ધીમે તે હડખાયલા આદમીનાં શરીરના દરેક ભાગમાં દુઃખ થવા લાગે છે, પછી તેની આંખની જોવાની શકિત ગુમ થાય છે. તેને આંકડી આવવા લાગે છે, અને જડમાં બીડાઇ જાય છે. આ સર્વે ચિન્હો મરણ નજદીક આવવાનાં હોય છે.

**રબર**—વડની જાતમાંનું એક વૃક્ષ. આ સુંદર વૃક્ષનાં પાંદડાં જાડાં, લાંબાં અને ચળકાટદાર હોય છે. આ પાંદડાં નવાં ફુટવા માંડતાં તેનો રંગ લાલ બને છે. પણ જયારે તે જુનું થાય છે ત્યારે તેનો રંગ તદન લીલો બને છે. આ ઝાડની છાલમાંથી ચીક નિકળે છે, તેને હવામાં સુકવતાં તેનું રબર બને છે. ઈંગ્લંડ તરફ અત્રેથી આ પદાર્થ જવા માંડતાં એને હજી ઈંડીયા રબર કહે છે. આસામમાં એ પુશકળ ઉગે છે. બ્રાઝીલ અને અમેરિકામાં પણ એની ઉત્પતિ થાય છે. વૉટરપ્રૂફ માટે એનો બોહોળો ઉપયોગ કરે છે.

નવાં ઝાડ કલમના કડકાથી ઉગે છે. જુનાં ઝાડનાં ચીકનુંજ રબર બને છે. આ ઝાડ ઉંચા પ્રકારની લાલ યા કાળી જમીનમાં ઉગે છે. રબરનું વૃક્ષ મોહું થતાં સુધી તેને ચાર દિવસે પાણી પાય છે. તે મોટું થતાં આંઠ દિવસે પાણી સીપવામાં આવે છે.

હિંદુસ્તાનમાં રબરનાં ઝાડ બરમા, આસામ અને બંગાળમાં સરકારી જંગલખાતાં તરફથી ઉગાડવામાં આવે છે. મુખ્ય અજમાયશ દક્ષિણ બરમાનાં "મરગવી" જીલ્લામાં "પારા" રબર ઉગાડી તપાસ લેવામાં આવે છે.

**રંભા**—પ્રાચેની અપ્સરા કન્યામાંની એક. એ કાર્તક માસમાં સૂર્ય સાથે સંચાર કરવા સાથે રહે છે.

**રશિઆ**—આ જાણીતી શેહેનશાહતનો એક ભાગ પૂર્વ યૂરોપમાં અને ઉત્તર એશિયાના તમામ ભાગમાં તથા થોડો ભાગ મધ્ય એશિઆમાં રાજપ્રસત્તા ધરાવે છે. એનું ક્ષેત્રફળ

યુરપથી બમણું, પૃથવીની જમીનનો ⅙ ભાગ એના રાજ્યને તાબે છે. એમાં લોક વસ્તી ૧૮૫૯ માં ૭,૪૦,૦૦,૦૦૦ ની હતી ને ૧૮૯૧માં ૧૨૦૦,૦૦,૦૦૦ ની હતી. રશિયન સરકારને તાબે અમેરિકામાં પણ એક દેશ હતો, જે ૧૮૬૭ માં વેચી નાખવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૫૦–૯૪ ની ગણત્રી મુજબ આ રાજ્યનો કુલે વિસ્તાર ને તેમાની લોક વસ્તીનો કોઠો નીચે દર્શાવ્યા મુજબ હતો.

| | ક્ષેત્રફળ . ચોરસ મૈલ. | લોક વસ્તી. |
|---|---|---|
| યુરપીયન રશિયામાંના ૫૦ સંસ્થાનો... | ૧૯,૦૨,૦૯૨ | ૮,૮૬,૬૫,૭૯૬ |
| ૧૦ પૉલીશ સંસ્થાનો ... ... | ૪૯,૧૫૭ | ૮૪,૮૫,૯૯૩ |
| ફીનલેંડ... ... ... ... | ૧,૪૪,૨૫૫ | ૨૩,૮૦,૧૪૦ |
| યુરપીયન રશીય | ૨૦,૯૫,૫૦૪ | ૯,૯૫,૩૧,૯૨૯ |
| કૉકેસસ... ... ... ... | ૧,૮૦,૮૪૩ | ૭૮,૭૧,૮૦૨ |
| મધ્ય એશીયા ... ... ... | ૧૫,૪૮,૮૨૫ | ૫૬,૧૯,૫૯૨ |
| સાઇબિરીયા ... ... ... | ૪૮,૩૩,૪૯૬ | ૪૫,૩૮,૫૬૧ |
| એશીયા ટીકરશીયા ... | ૬૫,૬૩,૧૬૪ | ૧,૮૦,૨૯,૯૫૫ |

રશિયન શેહેનશાહતનો કુલે વિસ્તાર ને વસ્તી દર ચૌરસ મૈલે ૪૭ ટકા એના ૫૦ સંસ્થાનો માં. છે. પૉલિશ સરકારમાં દર ચૌં. મૈલે ૧૮૩, ફિનલેંડમાં ૧૯, કૉકેસસ માં ૪૬ અને મધ્ય એશિયામાં ૩, સાઇબિરિયામાં ૯, અને તમામ શેહેનશાહતમાં દર ચૌરસ મૈલે ૧૩ ટકા છે. બાલટિક સમુદ્ર બોટે· નિયાના આખાત સાથે ફિન્લૅંડ અને રીગા એ રશિયામાંના મુખ્ય સમુદ્ર છે. મુખ્ય ચાર બંદર સેંટપીટસબર્ગ, રિવાલ, લિબ્યું અને રીગા બાલ્ટિક સમુદ્ર ઉપરછે. બલૅક સી પણ બધે ફરી વળેલોછે. ઓડીસા મોટું બંદરછે, નિકોલિયેફ કાફલાનું મુખ્ય મથક છે. અને સૅબેસ્ટેપોલ પણ કાફલાનું મથકછે. બાકુમથી પેત્રોલિયમની નિકાશ થાયછે. મોટી નદી ઓલગા આ રાજ્યમાંથી વહેતી કાસ્પિયનને જઇ મળેછે.

રશિયન શેહેનશાહતનો આવક ખર્ચ નીચે પ્રમાણે છે.

કર્જ—૭૦,૦૦,૦૦,૦૦૦, પાઉંડ
આવક............૨૦,૮૦,૦૦,૦૦૦ પાઉંડ.
ખર્ચ ............૨૦,૬૦,૦૦,૦૦૦ પાઉંડ.
આયાત વેપાર......૫,૬૦,૦૦,૦૦૦ પાઉંડ.
નિકાશ વેપાર......૮,૭૫,૦૦,૦૦૦ પાઉંડ.
જમીન ઉપરનાં
લશકરનો ખર્ચ......૩,૫૦,૦૦,૦૦૦ પાઉંડ.
કાફલાનો ખર્ચ......૧,૦૮૭૬,૦૦૦ પાઉંડ.
ખુશકી લશકર......૩૩,૫૦,૦૦૦ નું છે.
દરિયાઇ લશકર.........૬૫,૮૦૦ નું છે.
ખુશકી લશકરમાં તોપો.........૩૫૦૦
દરિયાઇ લશકરમાં તોપો......૨૬૨૦

રશિયન શેહેનશાહ સ્વતંત્ર રાજ્યકર્તા છે, અને તેને તાબે દરેક કાયદા સંબંધી તથા લશ્કરી સંબંધી અધિકાર છે. તેની દરબારમાં ૬૦ સભાસદો છે અને જૂદા જૂદા પ્રધાનોના તેઓ તાબા તળે છે. ધર્મ સંબંધી ફડચા કરવાનું કામ બીશપને હસ્તગત હોય છે. જૂદા જૂદા સંસ્થાનોપર ગવરનર અથવા

ગવરનર જનરલને નેમવામાં આવે છે. ફિન્લેંડ તદન જુદું રાજ્ય છે. આ રાજ્યમાં ૪/૫ પ્રજાનો ભાગ ખેડુત છે, ને ૧ ટકો ભાગ ધર્મગુરૂઓનો તથા ૯ ટકા વેપારીઓનો છે. લશકરીખાતામાં ૬·૧ ટકા જોડાયલા છે.

૧૮૭૪ થી ફરયાજીત લશ્કરી નોકરીનો ધારો અમલમાં મેલાયો, જેતી રૂહે ૨૧ વર્ષની ઉમરથી ૪૩ વર્ષની ઉમર સુધીનાને લશકરમાં જોડાવું પડે છે.

લશકર સુલ્હેના સમયમાં ૮,૪૦,૦૦૦ નું રહે છે; પણ લઢાઇ પ્રસંગે ૨૫,૩૦,૦૦૦નું તૈયાર કરવાની આ રાજ્ય સામગ્રી ને શક્તિ ધરાવે છે. તેમાં ૫,૮૦,૦૦૦ ઘોડા અને ૫,૩૦૦ તોપો. કાફલામાં ૧૬૦ લઢાયક વહાણ તેમાં ૧૭ મનવારો છે. રાજ્યમાં ૫૦,૦૦૦ નાહની નિશાળો છે, તેમાં ૨,૫૦,૦૦૦ છોકરા ભણે છે. ૧૦૦ મધ્યમ શાળામાં ૧,૪૦,૦૦૦ છોકરા અને ૮,૦૦૦૦ છોકરીઓ ભણે છે. ૩૧ તો વડી પાઠશાળા છે, જેમાં ૮ યુનિવ્હરસિટી છે. તેમાં ૨૦,૦૦૦ વિધાર્થી ને ૬૦૦ કન્યાઓ ભણે છે. અત્રેની મુખ્ય ભાષા સ્લેવોનિક ચાલુ છે.

યૂરપીયન રશિયાનો ૧/૫ ભાગ તદન વેરાન અને ૨/૫ જંગલ ખાતે છે. બાકીનો ભાગ ફળદ્રૂપ છે. ૨/૫ ભાગ શેહેનશાહતની માલેકીમાં, ૧/૫ ખેડુતોને હસ્તગત (જેપર ૨,૫૦,૦૦,૦૦૦ નું ગુજરાન ચાલે છે), અને ૧/૪ ભાગ ૪,૮૧, ૪૦૦ ખાનગી માલેકોને હસ્તગત છે, એમાં મુખ્ય ભાગ ઉમરાવો સમજવા.

આ દેશમાં ખનીજ ધાતુ તથા ખનીજ ઝરા અત્યંત છે.

તેમાં સોનું સાઇબિરીયામાં અને ઉરલ પર્વત તરફ, ચાંદી અને સિસું સાઇબીરીયામાં, પલાટિનમ ઉરલ પર્વતમાં, લોઢું એશિયા તથા યૂરપીયન રશિયામાં મળે છે. પોલાંડમાં જસતની ખાણો છે. ફિનલેંડમાં પત્રાંની, કાકેસસમાં કોબાલ્ટ તથા મેંગેનિજ મળે છે. નીમક સરોવરમાંથી નિકળે છે. બાકુમાં કેરોસીનતેલ બેહદ નિકળે છે.

**રશિયન રાજ્યનો ઇતિહાસ**—આ દેશનો પ્રાચીન ઇતિહાસ ઝાઝો જણાયો નથી, માત્ર ઇ. સ. ૮૫૧માં 'નવગર્દ'નાં લોકો સાથે તેમના પડોશીઓને લઢાઇ થઇ અને તેમાં નવગર્દ પ્રજાનો નાશ થયો. આથી તેઓએ નાચારીએ છેલ્લાં 'રૂરિક' નામના એક બળવંત લુટારાને પોતાની મદદે તેડાવ્યો, આ 'રૂરિક' બાલ્ટિક સમુદ્રના જાણીતા ચોર તરીકે પ્રસિધ્ધ હતો. તેણે રશિયામાં આવી નવગર્દ પ્રજાને તેમના દુશમનોના ત્રાસથી ઉગારી, બધેબધ પોતાની સત્તા સ્થાપન કરી રાજ્ય કરવા લાગ્યો. આ રૂરિકના રાજવંશે ઇ. સ. ૧૫૯૮ સુધી રાજ્યઅમલ ભોગવ્યો હતો. તેમાં આ રૂરિક વંશના સેંટ બ્લેડિમાર ધી ગ્રેટ ઇ. સ. ૯૮૦ થી ૧૦૧૫ સુધી રશિયામાં અમલ ભોગવ્યો. તેણે ઇ. સ. ૯૮૮ માં ગ્રીક પાદશાહ બેસિલ બીજાની બેહેન સાથે લગ્ન કીધાં; આ લગ્ન પ્રસંગે તેણે ગ્રીક ચર્ચના મત મુજબ ખ્રિસ્તી ધર્મ સ્વિકાર્યો હતો. આ બળવંત રાજાએ મોટા વિશાળ દેશ જીત્યા પણ તેના વંશજ નબળા થતાં જૂદા જૂદા સંસ્થાનિકો બળવંત થયા. તે પછી ૧૦૫૭ થી ૭૫ સુધી પેહેલા એનદ્રુએ રશિયન શેહેનશાહનું પદ ધારણ કર્યું હતું. ઇ. સ. ૧૨૨૩ માં તાતાર વંશના જાણીતા જંગીજ ખાનના પુત્ર તૌશિએ પાંચ લાખના ગંજાવર સૈન્યની મદદથી ઓજાબા સમુદ્ર નજદીક કાલ્કા નદીને કાંઠેની લઢાઇમાં રશિયાને હરાવ્યા હતા. પણ ૧૩૬૧ માં તાતાર વંશના તાતારખાનનું મરણ નિપજવાથી રશિયામાં મ્હોટો ફેરફાર થયો. તે સમયથી તે ત્રીજા ઇવાન રાજાના (ઇ. સ. ૧૪૮૦) અમલ સુધી રશિયનો એ તાતારો સાથે અનેક ઝગડામાં ભાગ લીધો હતો. તેણે પૉલ તથા લુથિનીયન પ્રજાને હરાવી કજાનના તાતારને ખંડીયાં બનાવ્યા અને બીજા

રશિયન રાજ્યોને જીતી એક છત્ર તળે આણ્યા હતા; અને પોતે શેહેનશાહી પદ ધારણ કર્યું હતું. તે પછીના રાજાઓમાં ઇ. સ. ૧૫૦૫–૩૩ માં ચોથા એસ્તલે, ૧૫૩૩—૮૪ માં સાઇબિરિયા જીત્યું હતું. તે પ્રાક્રમી પણ નિર્દય હતો. ફિયોડોર રાજા નબળો હોવાથી રૂરિક વંશની સમાપ્તિ ૧૫૯૧ માં થઇ. આ વંશે લાગટ ૭૩૬ વર્ષ રાજ્યઅમલ ભોગવ્યો હતો. આ ૭ સદીમાં ૫૬ રાજાઓએ અમલ ભોગવ્યો હતો.

ફીયોડોરનો સાળો તેનો વડો વજીર હતો, તેને પ્રજામતથી રાજ્યગાદીએ બેસાડવામાં આવ્યો. તેણે ૧૫૦૮ થી ૧૬૦૫ સુધી અમલ ભોગવ્યો હતો. તેનાં મોત પછી ૮ વર્ષ લગી ગાદીના હક્ક માટે ઝગડા થતાં ૧૬૧૪ માં રૂરિકની બેટીના વંશમાંના એક વંશજ માઇકલ રોમાનફ પ્રજામતથી રાજ્યાસન પામ્યો. એણે ઇ. સ. ૧૬૧૪ થી ૧૬૪૫ સુધીના અમલમાં પોતાનાં પરાક્રમે રશિયન દેશમાં વધારો કરી ૧૬૨૯ માં ફ્રાન્સ અને ૧૬૨૩ માં ઈંગલંડ સાથે વેપાર સંબંધી કોલકરાર કર્યા હતા.

રોમાનફના એક બેટા એલેકસિસે ૧૬૪૫ થી ૧૬૭૬ વેર રાજ્યઅમલ ભોગવ્યો. એની રાણી સોફીયાને પેટે પીટર ધી ગ્રેટનો જન્મ થયો હતો. પીટર ધી ગ્રેટ ૧૬૮૯ માં ગાદીએ બેસી માતાની દેખરેખ તળે પોતાના ભાઇ ઇવાનની સાથે ૭ વર્ષ સુધી એકત્ર રાજ્ય કર્યું; ને તે પછી સ્વતંત્રપણે રાજ્ય કરી ૧૭૨૫ માં ૫૩ વર્ષની વયે મરણ પામ્યો હતો. એણે રશિયન કાફલાનું બંધારણ પેહેલવેહેલું અમલમાં મેળી દેશની ઉન્નતી માટે સુધારા કર્યા હતા (જુઓ પીટર ધી ગ્રેટ). પીટર પછી તેની રાણી કેથેરાઇને બે વર્ષ અમલ ભોગવ્યો હતો. (જુઓ ૧ લી કેથેરાઇન). તે પછી બીજો પીટર ગાદીનશીન થયો. એ ૧૭૩૦ માં મરણ પામ્યો હતો. તે પછી તેના ભાઇની કુંવરી 'એના આવાનયના'ને ગાદી મળી. આ રાણી સદ્ગુણી નિવડી. એના સમયમાં અનેક પ્રજાઉપયોગી કામો થયાં હતાં. તેમજ એના અમલમાં એક પ્રસંગે સખત થંડી પડતાં એણે બાહોશ કારીગરો પાસે એક બરફનો મેહેલ બંધાવ્યો હતો. ઇ. સ. ૧૭૨૩ માં નીવા તરફ સખત થંડી પડતાં ત્યાં એક મોટી લઢાઇ કરવા માટેની કવાયત લેવાઇ હતી. તે વખતે પોતાનો વખત ગાળવા 'અમીર ઉમરાવો અને લશ્કરે જે બરફનો મેહેલ બંધાવ્યો તે એટલો તો મોટો હતો કે તેના દરવાજામાંથી તમામ લશ્કર પસાર કરવામાં આવ્યું હતું. જમીન ઉપરના મજબુત કિલ્લામાં લશ્કર રહે તેમ આ મેહેલમાં તમામ લશ્કર ગોઠવાયું હતું, અને તેમાંથી લઢાઇ કરી શકાય એવી તમામ ગોઠવણ કરી હતી. આ કિલ્લા જેવા મેહેલથી નીવા શેહેર ઘણું જાણીતું થયું હતું. આવાનયના પછી રાજકુંવરી ઇસાબેલા કે જે પીટર ધી ગ્રેટની બેટી હતી તે રાજ્યગાદી પર બેઠી. એનો ઇવાન શુવાલોફ એક માનીતો અમલદાર હતો. તેણે ઉછરતા જવાનોને ઉત્તેજન આપી રશિયન સાહિત્યમાં વધારો કર્યો હતો. આ રાણી ૨૧ વર્ષ અમલ ભોગવી મરણ પામતાં ત્રીજો પીટર રશિયાનો ઝાર થયો. એની રાણી કેથેરાઇન અનેકસિવીના બીજી હતી. એણે પોતાની સર્વોપરી સત્તાથી બધે પોતાનો અમલ ફેલાવી રાજાને પદભ્રષ્ટ કર્યો હતો. આ રાણીએ તુર્કોને રાજ્યમાંથી હાંકી ૧૭૯૬ માં મરણ પામી. એનાં મરણ પછી પોલ શાહજાદો ૪૩ વર્ષની ઉંમરે ગાદીનશીન થયો. પણ એ રાજા જુલ્મી નિવડવાથી માર્યો ગયો હતો. તેનો કુંવર અલેકઝાન્ડર ઝાર ૧૮૦૧ થી ૧૮૨૫ સુધી અમલ ભોગવી ગયો. આ રાજા નેપોલીયન બોનાપાર્ટ સાથે લઢયો હતો. ૧૮૫૫ માં પોલનો ત્રીજો પુત્ર બીજો અલેકઝાન્ડર ગાદીએ

બેઠો. એનો જન્મ ૧૮૧૮ માં થયો હતો. એને સેન્ટપિટર્સબર્ગ માં ૧૮૮૧ ની ૧૩ મી માર્ચે ઍનારકિસ્ટોએ ડીનેમાઇટથી ઉરાડી મેલ્યો હતો. તે પછી બીજા અલેકઝાન્ડરનો ભાઇ ત્રીજો અલેકઝાન્ડર ઇ. સ. ૧૮૮૩ માં ગાદીએ બેઠો. એનો જન્મ ઇ. સ. ૧૮૪૫ માં ૧૦ મી માર્ચે થયો હતો. એનાં લગ્ન ડેનમાર્કના રાજાની બેટી ડાગમાર સાથે થયાં હતાં. આ પાદશાહ જુવાનીમાં બેહદ કુવતમંદ ગણાતો હતો. એનો જીવ લેવાનું કાવત્રું ૧૮૮૭ ના માર્ચમાં રચાતાં તેમાંથી બચ્યો હતો. એના અમલમાં એશીયામાં સલંગ રેલ્વે બાંધી તથા નેહેરોનાં બાંધકામોથી વેરાન દેશોને ફળદ્રુપ વસ્તીવાલા બનાવવામાં આવ્યા હતા. એનું મરણ ૧૮૯૪ માં ૧લી નવેંબરે નીપજતાં હાલનો રશિયાનો ઝાર ગાદીનશીન થયો. એનાં રાજ્યભિષેક પ્રસંગે થએલી ભિક્ષુકોની બેહદ ભચડાકચડીમાં ભયંકર અકસમાત થતાં સેંકડો ભીક્ષુકો છુંડાઇ મરણ પામ્યાં હતાં. આ શેહેનશાહે હિંદુસ્તાનમાં પણ મુસાફરી કરી હતી. એના અમલમાં ઇ. સ. ૧૯૦૪-૫ માં જેપાનીજો સાથે મોટી લડાઇ થઇ હતી, તેમાં જેપાનીજોએ રશિયનોના હાથમાંથી કોરીયા તથા પોર્ટ આર્થરનો કબજો લઇ રશિયન કાફલાનો નાશ કરી ખુશકી લસ્કરને માનચુરીયામાંથી હાંકી મેળતાં ૧૯૦૫ ના મે માસ સુધીમાં છેક હારબીન સુધી હાંકી મેળયા હતા.

**રશિયન રાજ્યકારોબાર**—રશિયન રાજ્યકર્તા ઝારના તાબા તલેનું મંડલ તમામ કારોબાર ચલાવેછે. તેમાંથી પેહેલી સભા ઇંપીરીયલ કાઉનસીલ ઑાવ સ્ટેટ છે. આ સભાની ચાર જાદી જાદી શાખા સભાઓ છે; અને તેઓ બધા એક જનરલ પ્રેસિડંટના તાબામાં રહી કામ બજાવે છે. બીજી સભાનું નામ "પ્રિન્સીપલ સ્ટાફ ઑાવ ઍટાટ મેજર" નામે છે. આ સભાને લશકરી સત્તા હોય છે. ત્રીજી સભા "ઍકઝિકેટિવ સેનેટ" નામે છે. આ સભાના આઠ વિભાગ છે. એને તેની મારફતે રૂજાના હોકમનો અમલ થયો કે નહિ તેની તપાસ રાખવાનું તથા નાહના કજ્યાનું નિર્ણય કરવાનું હોય છે. ચોથી ધર્મસભા (Holy or Governing Synod) છે. આ સભા ધર્મ સંબંધી વિષયોનો નિર્ણય કરે છે.

તે ઉપરાંત પરરાજ્યો સંબંધી કામ બજાવનાર મંત્રિ સભા, દરિયાઇ લશકર સંબંધી મંત્રિ સભા, હોમ દીપાર્ટમેંટ, ઍકઝીકયૂટિવ પોલીસ, મિનિસ્ટરી ઑાવ પબલિક ઇંસ્ત્રકશન, (આ સભા મારફતે યુનિવરસિટિ ને શાળાઓનો કારોબાર ચાલે છે), તેમજ વેપાર ઉદ્યોગ સંબંધી દેખરેખ રાખનાર સભા, ન્યાય સભા વગેરે સભાઓ કામ બજાવે છે. પણ તેમને ઝારની મરજી મુજબજ વરતવું પડે છે. રાજ્યમાં જાદાં જાદાં મંત્રિ મંડળો છતાં સર્વોપરી ઝારની સત્તાથી તમામ રાજ્યકારોબાર અને ફેસલા થતા હોવાથી ઇનસાફનું કામ સરળ ચાલતું નથી; ને પ્રજાપર સરકારી અમલદારોનો જુલમ વર્તે છે, આથી રશિયામાં હમેશાં બખેડા ઉઠેછે, ને કવચિત શાંતતા રહેછે. તેમજ નિહીલિસ્ટન મંડળી ઝાર જેવા સમર્થ શેહેનશાહને પણ ડરવું પડેછે. કેમકે આ મંડલ પોતાની ખાનેખરાબી ગુપ્તપણે ચલાવે છે.

**રસકીન જોન**—આ જાણીતો બાહોશ લેખક, અને વકતાનો જન્મ લંડનમાં ઇ. સ. ૧૮૧૯ માં ૮મી ફેબ્રુવારીએ થયો હતો. એનો પિતા દારૂનો વેપારી હતો. પ્રથમ ઘેરમાં ખાનગી શિક્ષણ આપી પાછલથી ક્રાઇસ્ત ચચ અને ઓકસફર્ડમાં શિક્ષણ લીધું હતું. ત્યાં ૧૮૪૨ માં ડીગ્રી મેળવી કૉપલે તથા હારડીંગ પાસે ચિત્રકામ તથા રંગકામનું શિક્ષણ લીધું હતું. ૧૮૪૩ માં મોડર્ન પેન્ટર નામે એક ગ્રંથ રચી એણે પ્રગટ કર્યો હતો. તે પછી એણે ૧૮૪૬ માં તેમાં વધારો કરી નવું દફતર પ્રગટ કર્યું હતું. તેમાં જાસ્તી વધારો સુધારો કરી નવી આવૃત્તિ ૧૮૬૦-૬૭ અને ૧૮૭૩ માં પ્રગટ કરવામાં આવી હતી. આ

ગ્રંથમાળામાં ૬ દફતરોનો વધારો નવી નવી ચિત્રોની પલેટો સાથે કીધો હતો. ૧૮૪૯ માં The Seven Lamps of architecture અને ૧૮૫૧ માં, The Stone Venice નામે ચિત્રકળાના ગ્રંથો પ્રગટ કર્યા હતા. ૧૮૫૪ માં એણે ૪ રંગકામ તથા ચિત્રકળાપર ચાર ભાષણ પ્રગટ કર્યાં હતાં, અને ૧૮૫૮ માં પોલિટીકલ એકોનમી ઑવ આર્ટપરનાં ભાષણ પ્રગટ કર્યાં હતાં. આ પ્રમાણે એણે ચિત્રકળા અને બીજા હુન્નરો ઉપર સંખ્યાબંધ ગ્રંથો પ્રગટ કર્યા હતા. ૧૮૬૯ થી ૧૮૭૯ સુધી રસકીન ઑકસફર્ડમાં આર્ટના પ્રોફેસરની જગ્યાપર હતો, ઑકસફર્ડનો ડી. સી. એલ. નો એલકાબ ધરાવતો હતો અને ક્રાઇસ્ત ચર્ચના ઑનરરી સ્ટુડંટસનું માન એને મળ્યું હતું. ૧૮૭૧ માં એને એલ. એલ. ડી. ની ડીગ્રી કેમબ્રીજ યુનિવરસિટી તરફથી મળી હતી. તે પછી એણે શેફિલ્ડ નજદીક વીકલીમાં એક મ્યુઝિયમ સ્થાપન કર્યું હતું. આ સંગ્રહસ્થાન ૧૮૯૦ માં શેરીલ્ડમાં લઇ જવામાં આવ્યું હતું.

**રસાતલ**—૭ પાતાળમાંના અથવા સપ્તબિલ સ્વર્ગમાંના છઠા લોક. અત્રે બ્રહ્મદેવનાં મુખમાંથી ઉત્પન્ન થએલી સુરભી વસે છે. ત્યાં તેનાં દુધથી "ક્ષીર નીધી" નામે નદી છે. ત્યાં કૈનપ નામે ઋષિ રહે છે. આ લોકોની ચારે દિશાએ તેની ચારે કન્યા રહે છે.

**રસાયનશાસ્ત્ર**—હિંદુસ્તાનમાં પ્રાચીન કાળમાં આ વિદ્યા જાણીતી હતી. તે વેળા આ વિદ્યામાં કેટલાંક વસાણાં અને વનસ્પતિના છોડમાંથી કાઢવામાં આવતું મિશ્રણ ઉપયોગમાં લેતા. આ રસાયનિક મિશ્રણોથી તેઓ ઘણી વેળા આશ્ચર્યકારક દવાઓ બનાવતા, અને માનવીની જીંદગીમાં અસાધારણ ફેરફાર કરી શકતા. પંતજલી કહી ગયો છે કે રસાયન વડે મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. ઈ. સ. ૯૫૦ માં નાગાર્જુન નામે શાસ્ત્રીએ રસાયનશાસ્ત્ર ઉપર એક ગ્રંથ રચ્યો હતો. તેમજ વિક્રમાદિત્ય રાજાના સમયમાં વિયાદી નામે એક મહાન શોધક થઇ ગયો હતો. તેના વિશે ઘણીએક અલૌકિક દંતકથા પ્રસિદ્ધ છે. તેણે તો પોતાની તમામ જીંદગી આ શાસ્ત્ર પાછળ ગુમાવી પોતાની લાખોની દોલતની ખુવારી કરી હતી, પણ સેવટે તેણે પોતાની મેલે ઉડી શકાય એવું રસાયનિક મિશ્રણ ખાવાની શોધ કરી હતી, અને તે યોગે તે પોતે તથા પોતાની સ્ત્રી સાથે ઉડીને ફરહર કરતો. તથા તે મિશ્રણ ખાધા પછી મોંહમાંથી થૂક નાખતાં તે સુન્નામાં ફેરવાઇ જતું જણાવવામાં આવે છે.

બે અથવા વધારે પદાર્થનાં એકમેક ઉપર કાર્ય થતાં તેમાંથી જ્યારે એવો નવો પદાર્થ ઉત્પન્ન થાય છે કે તેના મૂળ ધર્મ મૂળ પદાર્થ ધર્મથી તદન જુદો હોય છે; ત્યારે આ કાર્યને રસાયન કાર્ય કહે છે, અથવા એકજ પદાર્થને વિશેષ સ્થિતિમાં લાવતાં તેનાથી અને તેના મૂળ ધર્મથી તદન ભિન્ન ધર્મના એવા બે અથવા વધારે પદાર્થ ઉત્પન્ન થાય છે તે કાર્યને પણ રસાયન કાર્ય એ સંજ્ઞા આપે છે.

કેમિસ્ત્રી આ શબ્દ, અલકમી અથવા કિમયા આ શબ્દમાંથી બનેલો હશે. કિમયાની વિદ્યા પ્રાચીન કાળમાં પૂર્વ ભણીના દેશોમાં ત્રાંબુ, કલ્લાઇ વગેરે હલકી ધાતુમાંથી સોનું, રૂપું બનાવવા માટે શિખતા હતા. ચેમયા અથવા "શેમયા" આ શબ્દ મિસર દેશને માટે યોજતા. આ ઉપરથી કિમયા એ "મિસર દેશની વિદ્યા" હશે એવું અનુમાન છે.

આ પૃથ્વીપર અનેક પદાર્થ છે, અને તેના ધર્મ વટીક ભિન્ન ભિન્ન છે; તે યોગે તેઓ પરસ્પરથી ઓળખાય છે. એ વિશે શોધ કરતાં તેના અંગે બે પ્રકારના ધર્મ મળે છે; તે આ પ્રમાણે—સ્વાભાવિક (ફીઝીકલ) અને રસાયનિક (કેમિકલ). આ ધર્મના ચમત્કારનું નિરૂપણ કરવા બે શાસ્ત્રો પ્રવૃત

થયાં છે. એક "પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર" (નેચરલ ફિલૉસોફી) અને બીજું "રસાયન શાસ્ત્ર (કેમિસ્ત્રી.")

પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રમાં દ્રવ્યોની* આકૃતિ, ગતિ, સ્થિતિ, રંગ, રૂપ વગેરેનું નીરૂપણ કરેલું હોય છે. . દાખલા તરીકે વહાણનું ચલન, તોપ યા બંદુકની ગોળીની ગતિ, યંત્રની બનાવટ, ઇમારતની બાંધણી વગેરે. આ કાર્ય માત્ર યાંત્રિક તારથીજ ઘડે છે. પણ રસાયન શાસ્ત્રનો વિષય તદન ભિન્ન છે. તેમાં પદાર્થનાં પરમાણુંનો વિચાર જણાવેલો હોય છે, અને એક જાતીય પદાર્થનાં પરમાણું વિજાતીય પદાર્થનાં પરમાણું નજીક નજીક લાવી મેળતાં પરસ્પર કયાં કયાં અને કેવી ક્રિયા ઘડે છે તે જણાયલું હોય છે.

રસાયન શાસ્ત્રમાં બે વિધિનો અનેક રીતે ઉપયોગ કરવામાં આવે છે. તે વિધિ આ મુજબ છેઃ—

પૃથઃકરણ = એટલે જે બે અથવા અધિક મૂળ તત્વમાંથી એકાદ પદાર્થ રસાયનાકર્ષણથી ઉત્પન્ન થએલો હોય છે, તે મૂળ તત્વો જૂદાં કરવાં. હિંગળો નિર્મૂળ કરી તેમાંથી ગંધક અને પારો કાઢવો, એ હિંગળાનું પૃથઃકરણ કહેવાય.

સંયોગી કરણ = બે અથવા વધારે મૂળ તત્વો એક ઠેકાણે આણી તેમાંથી એક ત્રીજો પદાર્થ ઉત્પન્ન કરવો તેને સંયોગી કરણ કહે છે. દાખલા તરીકે પારો અને ગંધક, નિયમિત પ્રમાણથી મિશ્ર કરી શિંદુર ઉત્પન્ન કરી શકાય છે. એકાદ પદાર્થનું પૃથઃકરણ કીધાથી તે બરાબર છે કે નહિ એ જોવા સંયોગી કરણ ઉપયોગી થઇ પડે છે.

આ રસાયન શાસ્ત્રના સંબંધમાં પદાર્થના મુખ્ય વર્ગ, બે થાય છે; એટલે મૂળ તત્વો અથવા શુદ્ધ પદાર્થ એમનો એક વર્ગ, અને અનેક મૂળ તત્વો રસાયનાકર્ષણથી સંયોગ પામી બનેલા પદાર્થ, એ બીજો વર્ગ; એ દાખલાથી ખુલ્લું કર જોઇએ. સોનું આ પદાર્થ મૂળ તત્વ અથવા શુદ્ધ પદાર્થ ગણેલો છે. એટલે એ કોઇપણ બે અથવા વધારે મૂળ તત્વોના સંયોગથી બનેલો નથી, અને પાણી આ પદાર્થ સંયોગ જન્મ છે. આથી તેની પર વિજળીનો પ્રયોગ કરતાં તેમાં જે બે વાયુ સમાયલા છે તે જૂદા પડી પાણી ગાયબ થાય છે.

મૂળ તત્વના બે વર્ગ નીચે મુજબ છેઃ—

૧ લો વર્ગ—ધાતુ એટલે જડ, ચળકાટકાર, ઉષ્ણુતા વાહક, વિધુ વાહક, અને પ્રસરણ શિલ એવા જે મૂળ તત્વો તે. તેમાં સોનું, રૂપું, ત્રાંબુ, કલ્લઈ, લોઢું પારો વગેરેનો સમાવેશ થાય છે.

બીજો વર્ગ—આ ધાતુ એટલે ધાતુ નહિ એવા તત્વો. તેમાં ઉપર જણાવેલા ગુણ હોતા નથી. આ અધાતુ તત્વ માહેલાં કેટલાંક અત્રે દાખલા તરીકે આપ્યાં છે.

ઑકસિજન—આ મૂળ તત્વ વાયુરૂપ છે. પ્રાણીની જીંદગી બચાવનાર અને અગ્નિ પ્રજવલિત કરાવનાર આ 'પદાર્થ મુખ્ય છે. આથી આ વાયુને પ્રાણવાયુ હવે છે. આ પૃથ્વી ઉપરના વાતાવરણમાંના ૧૦૦ ભાગમાં ૨૦ ભાગ આ પ્રમાણથી છે. શિંદુરને જો બરાબર તાપ આપ્યો હોય તો તેમાંથી આ વાયુ ઉત્પન્ન થાયછે. એ ખુદ હવામાં બળતો નથી પણ આ વાયુથી ભરેલાં વાસણમાં જો ઈંગાર નાંખીએ તો તે તરત સળગે છે. તેમજ લોઢાંનો તાર માહે નાખતાં તે તરત બળવા માંડે છે. એટલે આ પદાર્થને ઑકસિજન વાયુમાં મેળતાંજ, રસાયનાકર્ષણ યોગે તે બન્નેમાં સંયોગ ઉત્પન્ન થાયછે. અને ગર્મી તથા પ્રકાશ એ ઉત્પન્ન થાયછે, ઑકસિજન એ ઘણું કરી તમામ મૂળ તત્વો સાથે સંયોગ પામેછે. તે ગંધક સાથે સંયોગ પામતાં, જે દિવાસળી સળગાવતાં નાકમાં ઝણુકારો દાખલ થાયછે તે ઉત્પન્ન થાયછે, તે

*દ્રવ્ય—જે પદાર્થ જગ્યા રોકે છે અને પૃથ્વીથી આકર્ષીત થાય છે તે.

કોઈ એક પ્રમાણથી લોઢાં સાથે સંયુક્ત થતાં લોઢાં પર કાટ ચઢેછે. આ તમામ સંયોગ થતી વેળા ગર્મી ઉત્પન્ન થાયછે. સંયોગ એકાએક થતાં બેહદ ગર્મી ઉત્પન્ન થાયછે. દાખલા તરીકેઃ—કળી ચુનાપર પાણી નામતાં તે ઉકળવા માંડેછે. અને કાટ ચઢતી વેળા સંયોગ ધીરે ધીરે થાયછે. આથી ગરમી ઝાઝી અનુભવતી નથી. પદાર્થમાં કોહવાટ, કાટ યા ખટાસ વધવો એ તમામ ક્રિયા હવા માહેલી ઑક્સિજનનું કારણ છે.

નાઈટ્રોજન—હવામાંનો વીસ ભાગ ઑક્સિજન (પ્રાણવાયુ) બાદ કરતાં જે વાયુ રહે છે તેને નાઇટ્રોજ કહે છે. નાઈટ્રોજનમાં પદાર્થ બળતો નથી અને તે ખુદ પણ બળતો નથી.

હાઈડ્રોજન—આ મૂળ તત્ત્વ પણ વાયુરૂપ છે. એ પાણીમાં જડે છે. ગંધકના અર્કમાં જો જસતના કટકા નાખીયે તો આ વાયુ ઝટ બાહેર નિકળવા માંડે છે; અને તેજ પ્રમાણે શુદ્ધ કરેલા નવસાગરને પાણીમાં નામતાં અને તેમાં જસતના કટકા નાખી થોડી આંચ આપતાં હાઇડ્રોજન ગ્યાસ ઉત્પન્ન થાય છે. વિજળિક પ્રવાહથી પાણીમાંથી હાઇડ્રોજન અને ઑકસિજન વેગળા કરી શકાય છે. આ ગ્યાસ જેટલો હલકો પદાર્થ જગતમાં બીજો કોઇ નથી. એ હવામાં બળે છે; એટલે તેનો અને હવા માહેલી ઑકસિજનનો સંયોગ થાય છે; અને તેથી પાણી ઉત્પન્ન થાય છે.

કાર્બન—લાકડું બાળી જે કાળો પદાર્થ રહે છે (કોલસો) તે ઘણો ખરો શુધ્ધ કારબન છે. બતીપરના મેલ વટીક કાર્બન છે (જુઓ કાર્બન) રસાયનશાસ્ત્રના અભ્યાસના પ્રતાપે નવા પ્રકારની શોધો થઇ માનવી સુખ અને સામર્થ્ય વધ્યું છે. લોઢાંમાંથી પોલાદ બનાવવાની સેહેલી રીતો નિકળી છે. તેજ પ્રમાણે જુદા જુદા રંગ પાક્કા બનાવવાનાં કામમાં રસાયનશાસ્ત્રનો બોહોળો ઉપયોગ થાયછે. રસાયનશાસ્ત્ર આધારે યૂરપમાંની ખેતીવાડીની હાલત ચઢતે દરજ્જે પોંહચી છે. વૈદક અને શારીરિક શાસ્ત્રમાં તો રસાયનશાસ્ત્રનો નિકટ સંબંધ થઇ પડયો છે. પ્રકાશયોગે ચિત્ર પાડવાની યુક્તિ જેને ફોટોગ્રાફી કહે છે તે રસાયનશાસ્ત્રનુંજ મૂળ છે.

રસાયન કૃતીથી ભિન્ન ભિન્ન પદાર્થના સંયોગ વિયોગ બની તેમાંથી નવાજ રૂપના પદાર્થ ઉત્પન્ન થાય છે. તે વખતે ગર્મી, પ્રકાશ અને વિજળી એમાંથી એકેક અથવા કદી કદી તમામ એકી વેળા પ્રયોગદ્વારે પ્રગટ થાય છે. દાખલા તરીકે કોલસો—એને બાળતાં તેના અને હવાના પરમાણુમાં રસાયન ક્રિયા ઘડે છે; અને તેના યોગે કોલસો નાશ પામી તેની રાખ થાય છે; અને તેની આસપાસની હવામાં નવો ફેરફાર ઉત્પન્ન થાય છે, તે આ પ્રમાણેઃ—પેહેલી—પ્રાણીમાત્રના જીવને ઘાતક બને છે, અને બીજી જવલન ઉત્પન્ન કરવા અસમર્થ થાય છે. આ ચમત્કાર કોલસાનાં અને હવાનાં પ્રમાણુનો સંયોગ થવાથી થાય છે. અત્રે કોલસાનું પૂર્વ સ્વરૂપ નાશ પામી, નવોજ અને અનદીઠ એવો વાયુરૂપ પદાર્થ ઉત્પન્ન થાય છે. પદાર્થના ધર્મ ફેરવવા એ રસાયનશાસ્ત્રની ક્રિયાનું મુખ્ય સ્વરૂપ છે, પણ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રમાં તેવું બનતું નથી. પદાર્થની ગતિ, સ્થાન, આકૃતિમાં માત્ર ફેરફાર થાય છે.

સૃષ્ટિજન્મ પદાર્થના ત્રણ વિભાગ કલ્પે છે, તે આ પ્રમાણેઃ—ખનીજ પદાર્થ, ઉદભિજ પદાર્થ અને પ્રાણિજ પદાર્થ. આ વિભાગમાંના પદાર્થને રસાયનવેત્તા તપાસીને જુવે છે કે તે એક પદાર્થ એકજ જાતના પદાર્થમાંથી બનેલો છે કે અનેક પ્રકારના દ્રવ્યમાંથી થએલો છે? એમની શોધખોળ કરતાં જણાયું છે કે કેટલાક પદાર્થ એકજ દ્રવ્યથી બનેલા છે, અને કેટલાક અનેક દ્રવ્યથી બનેલા છે. આ ઉપરથી રસાયનશાસ્ત્રીઓએ પદાર્થના બે

વિભાગ કલ્પેલા છે. એકાકી ( સિંપલ ) અને સંયુકત (કંપાઉંડ ).

એકાકી પદાર્થમાં એકજ પ્રકારનું દ્રવ્ય હોય છે. દાખલા તરીકે સોનું, રૂપું, ત્રાંબુ વગેરે. સંયુકત પદાર્થમાં એક કરતાં વધારે પ્રકારનાં દ્રવ્યો હોય છે. દાખલા તરીકે પાણી એમાં બે તત્વ છે, ખાંડમાં ત્રણ, ફટકીમાં ચાર.

કોઈ એક પદાર્થ એકાકી ( સિંપલ ) છે યા સંયુકત છે, તે સિદ્ધ કરવા રસાયનવેત્તા અનેક ઉપાય યોજે છે. જેમકેઃ—ગર્મી આપવી એ એક ઉપાય; જેના પ્રતાપે તમામ ઉદ્‌ભિજ અથવા પ્રાણિજ પદાર્થ અનેક દ્રવ્યોથી બનેલા છે એમ સિદ્ધ કરી શકાય છે. તેમજ વિજળી, પ્રકાશ રસાયનિક ફેરફાર વગેરેની યોજના કરવાથી પદાર્થના ઘટકાવયવ * જૂદા જૂદા કરી શકાય છે. આવા ઉપાય યોજવાથી કોઈ પણ પદાર્થમાંથી જ્યારે બે અથવા વધારે દ્રવ્યો જૂદાં કાઢી શકાય છે, ત્યારે તે પદાર્થને સંયુકત ( કંપાઉંન્ડ ) પદાર્થ કહે છે.

કોઇ પણ પદાર્થને ઉપલા ઉપાયથી અથવા હરએક બીજી રીતે તપાસી જોતાં ભિન્ન દ્રવ્ય નહિ નિકળતાં તે તેવીજ હાલતમાં રહે છે, ત્યારે તેને એકાકી પદાર્થ અથવા મૂળ તત્વ ( એલિમેન્ટ ) કહે છે.

જે ક્રિયાથી કંપાઉન્ડ પદાર્થનાં તત્વ જૂદાં પાડી શકાય છે, તેને પૃથઃકરણ કહે છે. દરેક સંયૂકત પદાર્થનું પૃથઃકરણ બને છે; એટલે તે પદાર્થ બે અથવા ત્રણ તત્વોથી બનેલા હોય છે, તેમનાં તત્વો જુદાં પાડી બતાવી શકાય છે. મૂળ તત્વવાલા પદાર્થ એકજ પ્રકારનાં તત્વથી બનેલા હોવાને લીધે તેની પર પૃથઃકરણની ક્રિયા લાગુ પડતી નથી; દાખલા તરીકે પીત્તળમાં લેતાં તેનું પૃથકરણથી ત્રાંબુ અને જસત નિકળશે; પણ ત્રાંબા તથા જસત ઉપર પૃથઃકરણ ક્રિયા લાગુ કર્યા છતાં તેમાંથી તેમની મૂળ ધાતુજ નિકળશે; તે ઉપરાંત બીજું કશું નિકળનાર નથી.

*ઘટકાવયવ—જે સાદા પદાર્થમાંથી બીકટ પદાર્થ બનેલો હોય તે.

પૃથઃકરણથી જેમ તત્વોની શોધ થાય છે તેમ બીજી એક ક્રિયા આ શાસ્ત્રમાં છે તેના પ્રતાપે ભિન્ન જાતીનાં તત્વોનું મેલન કરી નવો સંયુકત પદાર્થ બનાવી શકાય છે; તેને સંયોગીકરણ ( સિંથેસીસ ) કહે છે. આ ક્રિયા પૃથઃકરણ વિરૂધ છે. દાખલા તરીકે જો વિજળિક પ્રવાહને પાણીમાં છોડીએ તો પાણીનું પૃથગ્ભવન બની તેમાંના ઑકસિજન અને હાઇડ્રોજન આ તત્વો જુદા પડે છે; એ પૃથઃકરણનો દાખલો થયો. પણ ઑકસિજન તથા હાઇડ્રોજનનાં મિશ્રણમાંથી વિજળિક પ્રવાહ છોડયો હોય તો તેનું સંયોગીકરણ બની પાણી ઉત્પન્ન થાય છે; એ સંયોગીકરણનો દાખલો છે.

આ મુજબ અનેક મૂળ તત્વો એકત્ર કરી રસાયનશાસ્ત્ર આધારે તર્હેવાર સંયુક્ત પદાર્થ ઉત્પન્ન કરી શકાય છે. પૃથઃકરણ અને સંયોગી કરણ આ બન્ને ક્રિયા રસાયનવેત્તા પૃથ્વી માહેલા તમામ પદાર્થ ઉપર યોજી નવાં તત્વો અને નવા સંયુકત પદાર્થ ઉત્પન્ન કરી તેના તમામ ધર્મ નિરખી તેને આધારે નવી શોધખોળ જાહેર કરી શકે છે.

દાખલા તરીકે—ગંધકનો ભૂકો અને ત્રાંબાનો કાનસ વડે ઘસી બનાવેલો ભૂકો એકત્ર કર્યો હોય તો ગંધકનો પિળો રંગ અને ત્રાંબાનો લાલ રંગ નિર્મૂળ બની નજરે લીલો રંગ પડશે; પણ સૂક્ષ્મ દર્શક યંત્ર વડે જોતાં ત્રાંબાની રજકણ અને ગંધકની રજકણ નજદીક રહેલી ખુલ્લી જણાય છે. એટલું નહિ પણ ગંધકની હલકી રજકણોને પાણીથી ધોઇ નાખતાં ત્રાંબાનાં જાડા કણ પાછળ રહે છે. સારાંશ આ ઠેકાણે તેમનું પરસ્પર ઉપર રસાયન કાર્ય નહિ ઘડવાથી તેમાંથી નવો પદાર્થ ઉત્પન્ન થયો નહિ. પણ જો તેજ મિશ્રણનો થોડો ભાગ લઇ તેમને ગર્મી આપી હોય તો તે જલદીજ ચળકવા માંડે છે; અને ઓળો બને છે. તેની પરિક્ષા કરતાં એવું અનુભવે છે કે, ત્રાંબુ અને ગંધક

એ બન્ને પદાર્થ અનદીઠ બન્યા છે, અને અત્યંત શકિતમાન એવા સૂક્ષ્મદર્શક યંત્ર વડે વટીક તે મિશ્રણુમાંના જુદા જુદા પદાર્થ ઓળખાઇ આવતા નથી. પણુ તે બન્નેને જગે એક નવોજ કાળો પદાર્થ બને છે, તેના ધર્મ ત્રાંબુ અને ગંધક આ બન્નેના ધર્મથી તદન ભિન્ન હોય છે. આ ઠેકાણે રસાયનિક કાર્ય ઘડતાં ત્રાંબુ અને ગંધક એમનો રસાયન સંયોગ બની એક સંયુકત પદાર્થ બનેલો મળે છે. એમનું પૃથઃકરણુ કરતાં શરૂઆતમાં મૂળ પદાર્થ જેટલા વજનનું લીધું હતું તેજ પ્રમાણુમાં તે ફરી મળે છે.

જ્યારે મીણુબત્તી હવામાં બળે છે ત્યારે આજ પ્રકારનાં રસાયન કાર્ય તે પર થાય છે. જોકે મીણુબત્તી ધીમે ધીમે બળી જાય છે છતાં જે પદાર્થમાંથી તે બનેલી છે, તેમનો નાશ થતો નથી. માત્ર તે દ્રવ્યોનું રૂપાંતર બની તે એવી સ્થિતિએ પોંહચે છે કે તેઓ આપણી નજરે પડતાં નથી. પણુ તેમનું અસ્તિત્વ બીજાં સાધનોથી સ્થાપિત કરી શકાતું નથી. હવાથી ભરેલી સ્વચ્છ બાટલીમાં જો મીણુબત્તીને થોડી મિનિટ વેર બાળી હોય, અને પછી તે બાટલીમાં ચુનાનું નીતરૂં પાણી નાખ્યું હોય તો, તે શુદ્ધ હવાંમા જેવું સ્વચ્છ હતું તેવું નહિ રહેતાં તદન ગદળું અને દુધ જેવું બને છે. આ ઉપરથી જણાશે કે મીણુબત્તી બળવાથી એક અનદીઠ એવો વાયુરૂપી પદાર્થ ઉત્પન્ન થયો, અને તેના અંગે શુદ્ધ હવાનાં ધર્મથી ભિન્ન ધર્મ છે એમ સિદ્ધ થાય છે. મીણુબત્તી બળતાં તે નિર્મુળ બને છે, અને તેથી નજરે દેખાતા દ્રવ્યનો નાશ થતો જણાય છે, પણુ એક સાધારણુ પ્રયોગથી સિદ્ધ થઇ શકે છે કે, દ્રવ્યોનો ખરેખર નાશ નહિ થતાં ઉલટા તેઓ વજનમાં વધે છે. હવામાં ભેળાયલો જે ઓકસિજન વાયુ છે, તેની સાથે મીણુબત્તીનું મીણુ અથવા ચરબી એમનાં તત્વોનો સંયોગ થતાં તેનું વજન વધે છે.

રસાયન કાર્યને સંયોગ વિયોગ થઇ જે પદાર્થ બને છે તેમની સૂક્ષ્મ રીતે પરિક્ષા કરતાં એવું સિદ્ધ કરી શકાય છે કે "ચીજનો કદી નાશ થતો નથી" અને દ્રવ્ય એ અવિનાશી છે. રૂપાંતર થએલા જૂદા જૂદા પદાર્થનું વજન કરી જોતાં દ્રવ્યનો નાશ થયો નથી એવું જાણી શકાય છે. તેમનું વજન રસાયન કાર્ય થવા પેહેલાં જેટલું હોયછે તેટલું વજન રસાયન કાર્ય થયા પછી પણુ રહે છે. એવી પ્રત્યક્ષ પ્રયોગદ્વારે અનુભવ મેળવી રસાયનશાસ્ત્ર માહેલા આ મહત્વનાં સિદ્ધાંતની સચ્ચાઇ સ્થાપિત કરવામાં આવી છે. પદાર્થના સૂક્ષ્મ રીતે વજન તોલવા માટે રસાયનિક તરાજુ નામે યંત્રનો ઉપયોગ કરવામાં આવે છે.

દરેક પદાર્થ લઇ તેમનાં કાર્ય પરસ્પર ઉપર કેવી રીતે ઘડે છે અને તે કાર્યને લીધે મૂળ પદાર્થમાંથી તદન ભિન્ન એવા પદાર્થ કેવી રીતે ઉત્પન્ન થાય છે એ જોવા અને એ સંબંધમાં તેમના ધર્મ શા છે, તે કાઢવાનું કામ રસાયનવેત્તાનું હોય છે. આ ધર્મ સંયોગ જાણવા માટે તેમને પ્રયોગ કરવા પડે છે. એટલે જે પદાર્થના ધર્મની તેમને પરિક્ષા કરવી હોય તેમને જોઇએ તેવો અને જોઇએ ત્યારે ફેરફાર કરી શકાય તેવી અવસ્તામાં સ્વાભાવિકપણે સૃષ્ટિમાં હોતા નથી. આથી રસાયન શાસ્ત્રને " પ્રયોગ સિદ્ધ શાસ્ત્ર " પણુ કહે છે. આ પ્રમાણે તેમના જોવામાં આવે તેવા તમામ પદાર્થનો પછી તે ઘન દ્રવ્ય, અથવા વાયુરૂપ હોય; પૃથ્વીમાં, સમુદ્રમાં અગર હવામાં હોય, પ્રાણિજ અથવા ઉદભિજ હોય, તે તમામ દ્રવ્યના ધર્મનો શોધ કરવા માટે રસાયનવેત્તાઓને પદાર્થને બે મોટા વર્ગમાં વિભાગવા પડે છે.

ઉપર જણાવ્યું તેમ એક વર્ગમાંના પદાર્થને સંયુકત પદાર્થ કહે છે. એટલે જે પદાર્થનું પૃથઃકરણુ કરી તેમાંથી ભિન્ન એવા બે અથવા વધારે પદાર્થ કાઢી શકાય છે તે સંયુકત પદાર્થ; તથા જે પદાર્થનું તેમનાથી ઉપર મુજબ પૃથઃકરણુ કરી શકાતું નથી

અને જેમાંથી મૂળ પદાર્થથી ભિન્ન એવો પદાર્થ તદનજ નિકળતો નથી તેને મૂળ તત્વ કહે છે.

પાણી એ સંયુક્ત પદાર્થ છે; તેમનું પણ પૃથઃકરણ કરી તેમાંથી ઓક્સિજન અને હાઇડ્રોજન આ બે વાયુ જુદા કાઢી શકાય છે.

તેમજ ક્લોરિન નામનો વાયું અને સોડીયમ નામની ધાતુ આ બન્નેનો સંયોગ થઇ સાદું નીમક નામે સંયુક્ત પદાર્થ બનેલો છે. ચુનખડી, ચીકણી મટોડી, ખાંડ, મીણ આ પદાર્થ પણ સંયુક્ત પદાર્થનાજ દાખલા છે, અને ફાસફોરસ, લોઢું, પારો અને સોનું એ પદાર્થ મૂળ તત્વ પદાર્થનાજ દાખલા છે.

**રસાયન શાસ્ત્રના અભ્યાસથી તહેવાર શોધખોળનું જ્ઞાન પ્રાપ્ત થાય છે—** રસાયન શાસ્ત્રીઓએ સગવડ થકી મૂળ તત્વ પદાર્થનાં ધાતુરૂપ અને અધાતુરૂપ એવા બે વર્ગ બનાવેલા છે. પેહેલા વર્ગમાં સોનું, લોઢું, ચાંદી, સીસું, પારો, કલ્લઇ વગેરે મૂળ તત્વો હોય છે; અને ઑક્સિજન હાઇડ્રોજન વિગેરે સાધારણ ઉષ્ણુમાન ઉપર વાયુરૂપમાં રહેનારાં વાયુરૂપ મૂળ તત્વો, અને ગંધક કોલસો વગેરે કેટલાક ઘનરૂપમાં રહેનારાં મૂળ તત્વો, બીજા વર્ગમાં આવે છે.

અધાતુરૂપ તત્વોની સંખ્યા કરતાં ધાતુરૂપ તત્વોની સંખ્યા ઘણી મોટી છે. હમણા સુધીમાં ધાતુરૂપી **૫૩ થી ૫૪** તત્વોની શોધ થઇ છે. પણ ફકત **૧૫** અધાતુરૂપ તત્વો જણાયલાં છે. આ **૬૮ થી ૬૯** મૂળ તત્વના પાયાપર રસાયનશાસ્ત્રની તમામ ઇમારત રચાયલી છે.

જે જે જાતનાં દ્રવ્યો આપણુને જણાયલાં છે, અને જેમની પરિક્ષા કરવામાં આવી છે, તે તમામ દ્રવ્યો આ મૂળ તત્વનાં બનેલાં છે. કેટલાંક દ્રવ્યો મૂળ તત્વોના સંયોગથી બનેલાં છે અને કેટલાંક તેવાંજ અસંયુકત અવસ્તામાં છે. આ મૂળ તત્વનું અને તેમનાં સંયુકત પદાર્થના ધર્મ શા શા છે અને તેમનો સંયોગ એકમેક સાથે કયા નિયમથી ઘડે છે, એ પ્રયોગદ્વારે શોધી કાઢવાનું કામ રસાયનશાસ્ત્ર ભણેલાઓનું હોય છે. કલાકૌશલ્યામાં અને અનેક પ્રકારના ધંધામાં રસાયનશાસ્ત્રનાં તત્વોનો જે વ્યવહારિક ઉપયોગ થાય છે, તે અત્યંત મહત્વનો હોઇ તેના પ્રતાપે માનવી જાતનું ભારે હીત થએલું છે, અને સુધારાનું પગલું આગળ વધારવા આજ શાસ્ત્ર મુખ્ય કારણ થઇ પડયું છે. તેમજ રસાયનશાસ્ત્રનાં સાદા નિયમના વ્યવહારમાં સેહેજ રીતે યોગ્યપણે ઉપયોગ થઇ અનેક નવા નવા એવા ધંધા ઉત્પન્ન થએલાના દાખલા જાણીતા છે, અને જે પદાર્થ આપણે સાધારણ રીતે ઉપયોગમાં લઇએ છિએ તેની ઉત્પતિમાં રસાયનશાસ્ત્રના નિયમનો સેહેજ પણ ઉપયોગ વિશેષ રીતે થયો નથી એવો એક પણ પદાર્થ જણાયો નથી.

જે શક્તિના અથવા પ્રેરણાને યોગે બે વિજાતિય પરમાણુનો સંયોગ થઇ બન્નેમાંથી તદન ભિન્નભિન્ન ધર્મનો અથવા રૂપોનું સંયુક્તપણું અથવા પરમાણું બનેછે, તેને રસાયન પ્રિતી કહે છે.

રસાયનકાર્યથી ગર્મી અને કદી કદી પ્રકાશ ઉત્પન્ન થાય છે. રસાયન થવા જેટલી ગર્મી લાગે છે તેટલીજ તે સંયુક્ત પદાર્થનું પૃથઃકરણ કરવા માટે પણ લાગે છે.

ઉડતા પ્રકાશ, વિજળી અને આકર્ષણ એમનાં કાર્યો અંતર ઉપરથી ઘડે છે. પણ પદાર્થ તદન નજદીક હોય, તો માત્ર રસાયન પ્રિતીનું કાર્ય ઘડે છે. આથીજ બે પદાર્થમાં એક વટીક પ્રવાહી (રસ) રૂપમાં હોય તો રસાયનકાર્ય કરવા મદદ કરે છે.

રસાયન* કાર્ય મુખ્ય કરી પાંચ રીતે ઘડે છે:—

* રસાયન કાર્યનું સ્વરૂપ નીચલા નાહના પ્રયોગ ઉપરથી સેહેજમાં જણાશે.—

૧—સાક્ષાંત સંયોગથી
૨—રસાયનિક સ્થલાંતરથી.
૩—પરસ્પર અદલાબદલીથી.
૪—પરમાણુની નવી રચનાથી.
૫—સાક્ષાત પૃથકરણથી.

૧—પ્રયોગ ૧લો—પાણી અને તેલ આ બન્ને પદાર્થો એક એકમાં મળી જતા નથી, પણ તેમાં થોડો પાપડ ખાર મેળવતાં તે ત્રણનો સંયોગ થઇ સાબુ બને છે. આ સાબુના રસમાં સેહેજ ઍસિડ નાખતાં ફરી પાણી ને તેલ જુદાં પડેછે.

૨—ખાંડ એ ગુંજ ભાર અને પોટેશિયમ ક્લોરેટની ૪ ગુંજ ભુકી કરી તેમાંથી થોડી છરીનાં પાનાપર લઇ તેની પાસે સલ્ફ્યુરિક ઍસિડમાં કાચની સળી બોળી તેને નજદીક લાવીયે તોપણ સ્પર્શ થયા સીવાય તેનું કાર્ય ભુકીપર થતું નથી; પણ સળી ભુકીને લાગતાંજ તે મિશ્રણ સળગે છે. એટલે સન્નિધ થયા સીવાય કાર્ય થતું નથી.

૩—સુકું સોડીઅમ કારબોનેટ અને સુકું "ટારટરિક" ઍસિડને ખળમાં નાખી એકત્ર કરતાં તેમનું મિશ્રણ પરસ્પર ઉપર નથી, પણ તેમાં પાણી રેડતાંજ મિશ્રણમાંથી ઉભારો થઇ કારબોનિક ઍસિડ ગ્યાસ નિકળે છે.

૪—એક નળીયાંપર ફાસફોરસના ૪ ટકા રાખી, તે પર આયોડીનની થોડી પત્રી મેળતાં, બન્નેને સાક્ષાંત સંયોગ થઇ ફાસફોરસ સળગી જાંબુડો ધુમાડો નિકળશે.

૫—પાતું બોળતાં તેપર ત્રાંબું ચઢશે. અત્રે રસાયનિક સ્થલાંતર થએલું ગણાય. મોરથુથુ-માંનું ત્રાંબું જૂદું પડી તેને જગે લોહું ગયું.

૬—રસપુષ્પનો (પારાનો ઉંચો કલોરાઇડનો) સેહેજ દ્રવ ટેસ્ટ ટયુબમાં લઇ તેમાં પોટૅશિ-અમ આયોડાઇનનાં દ્રવનાં ટીપાં નાખતાં દ્રવમાં લાલ રજકણ પ્રથમતઃ પસરે છે, ને છેલ્લે તે તળીયે ઠરે છે. એ પારાના આયો-ડીનની ભૂકી હોય છે. અત્રે પોટેશિઅમ અને પારો એમની અદલાબદલી થાય છે.

૭—પારાનો ઑકસાઇડ થોડો લઇ ગરમ કરતાં તેનું પૃથકરણ થઇ પારો અને ઑાકસિજન જૂદા પડે છે.

ગઇ સદી સુધીમાં જાહેર થએલાં મૂળ તત્વોની યાદી નીચે મુજબ છે. આ ધાતુરૂપી તત્વોનાં નામ "ઓલ્ડ ટાઇપ" માં આપેલાં છે, પણ જેમની નજદીક ફુલાવર નથી તે તત્વો સાધારણપણે મળનારી ધાતુનાં નામો છે; અને જેની નજદીક ફુલાવર (*) આપેલાં છે તે વિરલ ધાતુ છે:—

| મૂળ તત્વનાં નામ. | | | પરમાણું ગરૂત્વ. |
|---|---|---|---|
| **આયોડીન** | ... | ... | ૧૨૬.૫૩ |
| **આરસેનિક** | ... | ... | ૭૪.૯ |
| *ઈંડિયમ | ... | ... | ૧૧૩.૪ |
| *ઇરિડિયમ | ... | ... | ૧૯૨.૭ |
| અંટિમની | ... | ... | ૧૨૦.૦ |
| *એર્બિયમ | ... | ... | ૧૬૬.૦ |
| એલ્યુમિનિયમ | ... | ... | ૨૭.૦ |
| **ઑાક્સિજન** | ... | ... | ૧૫.૯૬ |
| *ઑાસ્મિયમ | ... | ... | ૧૯૧.૦ |
| કલ્લઇ | ... | ... | ૧૧૭.૮ |
| **કાર્બન** | ... | ... | ૧૧.૯૭ |
| *ક્રિસિયમ | ... | ... | ૧૩૩.૦ |
| કોબાલ્ટ | ... | ... | ૫૮.૬ |
| *કેડમિયમ | ... | ... | ૧૧૧.૯ |
| કેલ્શિયમ | ... | ... | ૩૯.૯ |
| ક્રોમિયમ | ... | ... | ૫૨.૧ |
| **કલોરિન** | ... | ... | ૩૫.૩૭ |
| **ગંધક** | ... | ... | ૩૧.૯૮ |
| *ગ્યાલિયમ | ... | ... | ૬૯.૮ |
| **જસત** | ... | ... | ૬૫.૧ |
| *જીર્મેનિયમ | ... | ... | ૭૨.૭૫ |
| *ઝીર્કોનિયમ | ... | ... | ૯૦.૦ |
| *ટંગસ્ટન | ... | ... | ૧૮૪.૦ |
| *ટરબીયમ | ... | ... | ૧૪૮.૫ |

| | |
|---|---|
| *ટાંટાલસ | ૧૮૨·૦ |
| *ટિટેનિયમ | ૪૮·૦ |
| ટેલ્યુરિયમ | ૧૨૫·૦ |
| *ડિડિમિયમ | ૧૪૨·૦ |
| ત્રાંબુ | ૬૩·૧ |
| *થાલિયમ | ૨૦૩·૬ |
| *થોરિયમ | ૨૩૧·૫ |
| *નાયોબિયમ | ૯૪·૦ |
| નિકલ | ૫૮·૬ |
| નાઇટ્રોજન | ૧૪·૦૧ |
| *પ્લેડિયમ | ૧૦૬·૨ |
| પારો | ૧૯૯·૮ |
| પોટાશિયમ | ૩૯·૦૪ |
| પલાટિનમ | ૧૯૪·૫ |
| ફાસફોરસ | ૩૦·૯૬ |
| ફ્લુઓરિન | ૧૯·૧ |
| *બેરિલિયમ | ૯·૨ |
| બિસ્મીથ | ૨૦૮·૦ |
| બેરિયમ | ૧૩૬·૮ |
| બોરાન | ૧૧·૦ |
| બ્રોમીન | ૭૯·૭૫ |
| મૅંગેનીજ | ૫૫·૦ |
| મૅગ્નેશીયમ | ૨૪·૩ |
| *મોલિડવેનમ | ૯૫·૮ |
| *યિટરબિયમ | ૧૭૩·૨ |
| *યિટ્રીયમ | ૮૯·૦ |
| *યુરેનિયમ | ૨૩૯·૦ |
| *રથેનિયમ | ૧૦૩·૦ |
| રૂપું | ૧૦૭·૬૬ |
| *રૂબેડીયમ | ૮૫·૨ |
| રેડિયમ | |
| રોડિયમ | ૧૪૦·૧ |
| *લોથેનસ | ૧૩૮·૦ |
| *લિથિયમ | ૭·૦૧ |
| લોઢું | ૫૫·૯ |
| *વાનેડિયમ | ૫૧·૨ |
| શિસું | ૨૦૬·૪ |
| *સિલીકાનુ | ૨૮·૦ |
| *સિરિયમ | ૧૩૯·૯ |
| સોનું | ૧૯૬·૭ |
| સેલેનિયમ | ૭૮·૦ |
| સોડિયમ | ૨૨·૯૯ |
| *સેંડિયમ | ૪૪·૦ |
| સ્ટ્રૉનશિયમ | ૮૭·૦ |
| હાઈડ્રોજન | ૧·૧ |

ઉપર દર્શાવેલા મૂળ તત્વો માહેલા કેટલાક બેહદ મળે છે, અને તે જ્યાં ત્યાં ફેલાયલા જણાય છે. અને કેટલાક તો એટલા સૂક્ષ્મ પ્રમાણથી અને એટલા તો થોડા પ્રમાણમાં મળે છે કે તેમના ધર્મ હજી સુધી પુરે-પુરી રીતે જાણમાં આવ્યા નથી. દાખલા તરીકે હવા, સમુદ્ર અને પૃથ્વી આ ત્રણેમાં ઑક્સિજન ગ્યાસ એવા પ્રમાણમાં જણાય છે કે, આપણી પૃથ્વીનું લગભગ અરધું વજન આ વાયુનુંજ છે, અને ઇડ્રિઅમ, અબ્રિઅમ, ઇડિયમ વગેરે કેટલાક વિરલ તત્વનાં સંયુક્ત પદાર્થ માત્ર અતિ સૂક્ષ્મ એવા પ્રમાણથી માત્ર આજ વેર જણાયલાં છે.

આપણી પૃથ્વીપર અત્યંત અનીયમિત રીતે મૂળ તત્વો વેંહેંચાયલાં છે. હવામાં ૪ મુળ તત્વો છે ને સમુદ્રમાં ૪૦ છે; પણ હાલમાં જે જે મૂળ તત્વો જાહેર થએલાં છે તે ઉપરાંત બીજાં જણાયલાં નથી. એવાં અનેક મૂળ તત્વો પૃથ્વીમાં હશે એમાં કશો શક નથી. કારણ જેમ જેમ શાસ્ત્રીય જ્ઞાનની વૃદ્ધિ થતી જાય છે અને દ્રવ્યની ઘટનાની પરિક્ષા કરવા માટે નવી અને વધારે સૂક્ષ્મ રીતો જાહેર થવા માંડી છે, તે પ્રમાણે નવાં નવાં મૂળ તત્વોની શોધ થવા માંડી છે. આ મુજબ ગઇ સદીના છેલ્લા દાહેકામાંજ પૃથગભૂત કિર્ણોથી પૃથઃકરણ કરવાની જે નવી રીત શોધી કાઢવામાં આવી હતી તેની મદદથી નવાં પાંચ છ તત્વોની શોધ થયા પછી ચાલુ સદીની શરૂઆતમાં રેડિયમ જેવી ચમત્કારિક ધાતુની શોધ મો૦ કુરી અને તેની બાનુએ કરી દુનિયાને રસાયન શાસ્ત્રની મોટાઇ અને

મહત્વની પુરેપુરી જાણુ કરી છે. (જુઓ રેડિયમ). આવાં સાંધનોથી પણ વધારે સૂક્ષ્મ અને શક્તિમાન એવાં સાંધનો આપણને મળતાં તેના યોગે જે પદાર્થને હાલમાં આપણે મુળતત્વ કહીયે છિયે તેમનું પૃથઃકરણ કરી તેથી પણ વધારે સાદું એવું તેમનું તત્વ આપણને કદી ભવિષમાં મળી શકશે, કે નહીં એ હાલમાં કહી શકાતું નથી. તથાપિ આજ સુધી બનેલા દાખલા ઉપરથી આ વાત બનવી શકય છે. કારણ ઇ. સ. ૧૮૦૦ સુધી પૉટેશ અને સોડા આ બે આલ્કલિનાં મૂળ તત્વો છે, એમ માનવામાં આવયું હતું, પણ તેજ સાલમાં "સર હંફ્રી ડેવિડ" નામે વિદ્વાને આ બન્ને પદાર્થ વાસ્તવિક સંયુકત પદાર્થ છે એમ સિધ્ધ કર્યું હતું.

આકાશમાંથી જે તારા ખરી પડે છે, તેમના અંશ પૃથ્વી પર પડેલા મળે છે, તેમની પરિક્ષા કરી જે જ્ઞાન આપણને ખગોળમાંના પદાર્થ વિશે પ્રાપ્ત થયું હતું તે ઉપરાંત વધુ આકાશમાં રહેલા પદાર્થના રસાયનિક ઘટનાનુ જ્ઞાન આપણને મળતું અને પૃથ્વીમાં જે મૂળ તત્વો નજરે પડે છે, તેથી ભિન્ન એવાં મૂળ તત્વો તારાના જે અંશ પૃથ્વી પર પડે છે, તેમાં જણાયલાં નથી, પણ હમણા હમણા સૂર્ય અને ખગોળમાંના બીજા તારાની રસાયનિક પરિક્ષા કરવાની જે નવી રીત પ્રચારમાં આવી છે તેના યોગે સૂર્ય ઉપર અને અત્યંત અંતર ઉપર રહેનારા અચલ તારા ઉપરના તમામ જાણીતા રસાયનીક પદાર્થ છે, એમ આપણે રસાયનશાસ્ત્ર યોગે સીધ્ધ કર્યું છે. આ નવી રીતથી પૃથ્વી ઉપરનાં દ્રવ્યમાં એમનું અસ્તિત્વ જેટલા નીશ્ચયથી અને સુક્ષ્મ રીતે સીધ્ધ કરી શકાય છે તેટલું સૂર્ય અને તારા માહેલું તેમનું અસ્તિત્વ બતાવી શકાયે છે.

માનવીના ઉપજીવનાર્થે જે ધાન્ય વગેરે પદાર્થ નિર્માણ કરેલાં છે તેમનું પકવાન બનાવવા પકાવવું, ભુજવું, ખમીર લાવવું, અર્ક કાઢવો વગેરે જે ક્રિયા કરવી પડે છે, તે રસાયન ક્રિયાનીજ માળા માહેલાં છે. ઈંટરડી બનાવવી, મટોડીનાં વાસણ બનાવવાં, કાચ બનાવવો, ઇમારતી ચુનો બનાવવો, ખનીજ મટોડીમાંથી ધાતુ ગાળવી, ધાતુને સાંધવી, કપડાં સફેદ બનાવવાં—રંગવા, છાપવાનો રંગ બનાવવો, સાબુ, સોડા, ઍસિડ, આલકલિ વગેરે પદાર્થ બનાવવા અને તે ઉપરાંત અનેક પદાર્થ યોજવા. આ તમામ ક્રિયા રસાયન શાસ્ત્રના જ્ઞાન શિવાય ઘડતી નથી. સારાંશ જે કળા કૌશલ્યાથી માનવીનો સુધારો વધારો અને તેનાં સુખની વૃદ્ધિ થએલી છે, તે કળાકૌશલ્યા માહેલું એક પણ રસાયન શાસ્ત્રના આધાર વગર ઉત્પન્ન થએલું નથી, અને પૂર્ણ દશાએ પણ પોંહચેલું નથી.

વૈદક શાસ્ત્ર શીખનારાઓને પણ આ શાસ્ત્રનો ભારે ઉપયોગ કરવો પડે છે. પ્રાણ એ પદાર્થ છે અને તેનું સ્વરૂપ કેવું છે એ આપણને ખબર નથી; છતાં જીવતા શરીરમાં તમામ વખત પ્રાણધારણને અગત્યનાં એવા અનેક રસાયન વ્યાપર થાયછે તેનું જ્ઞાન તબીબને રસાયન શાસ્ત્રના અભ્યાસ વિના કેમ પ્રાપ્ત થશે? દરેક શ્વાસ અને નાડીની દરેક ગતિ દરમ્યાન પ્રાણીનાં લોહીમાં રસાયન ફેરફાર થાય છે; તેનું જ્ઞાન મેળવવા રસાયન શાસ્ત્રની અગત્ય હોય છે. તેમજ કેટલાક રોગોમાં રકતનાં તત્વમાં ફેરફાર થાયછે, તે માત્ર રસાયનશાસ્ત્ર દ્વારેજ જણાય છે, અને તે જ્ઞાનથી દર્દનો શું ઇલાજ કરવો તેની સમજણ પડે છે. આ પ્રમાણે વૈદક શાસ્ત્રમાં પણ રસાયન શાસ્ત્રનો પગલે ડગલે ઉપયોગ કરવામાં આવે છે.

**રસોત્પાદક ક્રિયા**—(સિક્રીશન) શરીરમાં રસાદિક પદાર્થ જે ક્રિયાંથી ઉત્પન્ન થાય છે તેને રસોત્પાદક ક્રિયા કહે છે. આ પ્રકારના પદાર્થ ઉત્પન્ન થતાં તે ઉપયોગી હોય તે ભાગમાં પોંહચી વળે છે અને નિરૂપયોગી

હોય તો તે બાહેર નિકળી પડે છે. આ ઉપયોગી અને નિરૂપયોગી એવા બે રસમાં થૂંક, જઠરસ, પિત્ત, શુક્ર તથા મૂત્ર, પરસેવો, વરાળ, કાર્બોનિક ઍસિડ અને આંતરડાંમાં થતા કેટલાક રસ વગેરે તૈયાર થએલા હોતા નથી, પણ તેમને ઉત્પન્ન કરવા માટે ખાસ સંચાઓ યોજેલા હોય છે. જેમકે પિત્ત થકી કલેજુ, દુધ થકી સ્તન, વગેરે. નિરૂપયોગી પદાર્થ જેવાકે કાર્બોનિક ઍસિડ વગેરે લોહીમાં બને છે, અને માત્ર તેને જૂદા પાડવાનુંજ કાર્ય બાકી રહે છે. આવા બનતા રસને બાહેર પાડવાને માર્ગની જરૂર હોય છે. જો તેને માર્ગ મળતો નથી તો તેથી શરીરને ઇજા થાય છે.

આ ક્રિયા ચલાવનાર જે જે જગ્યાએ જે જે અવયવો હોય છે તેઓને આ કામને માટે ત્રણ ચીજની જરૂર હોય છે. પ્રથમ પડ, રજકણ અને રકત નળ એ ત્રણે એકત્ર થઇને કેટલીક જગ્યાએ પિંડનાં રૂપમાં અને કેટલીક જગાએ પડના આકારમાં રહેલાં છે. આ ચાર પડને રસપડ (સિરસ—મેંબ્રેન) સંધિ પડ (સાઇનોવ્યલ બ્રેન), શ્લેષ્મા વરણ (મ્યુકસમબ્રેન) અને ચામડી (સ્કીન) કહે છે.

**રહોડિયમ**—આ ધાતુને ઇ. સ. ૧૮૦૩ માં "ઉલૅસ્ટ"ને શોધી કાઢી હતી. પલાટિનમ ધાતુના અશોધિત ધાતુમાં સેંકડે ૐ આ પ્રમાણથી ધાતુ મળે છે. આ ધાતુ સફેદ અને સખત છે. તદન શુદ્ધ હાલતમાં એ ચુના ઉપર પિગળાવતાં ધનવર્ધનિય બને છે, અને તેનું વિ૦ ગુ૦ ૧૨૦૧ હોય છે. પલાટિનમ કરતાં ઉચ્ચ ઉષ્ણુમાન ઉપર એનો રસ બનાવવામાં આવે છે. એના રસને અંગે ઑક્સિજવાયુને ધાતુ શોષિ લેવાનો ગુણ હોય છે. એને હવામાં ગરમ કરતાં એ કાટ ખાય છે.

**રક્ષાબંધન**—શ્રાવણ માસની પુનેમે આ તેહેવાર આવે છે. તે દિને હાથે રેશમનો દોરો બાંધે છે તેમાં રાખ અને ચોખાની પોટલી જડેલી હોય છે. એ ઇષ્ટ મિત્ર, સગાંવાહાલાં અને પરસ્પરને પોંહચાડે છે. તેને દંડ પર બાંધીયાથી આખું વર્ષ પિડા વિનાનું જાય છે. આ પૌર્ણિમાને "નારીયળ પુનેમ" પણ કહે છે. આ તેહેવારને દિને વેપારીઓ નારીયળ વગેરે વસ્તુ સમુદ્રને અર્પણ કરી તેને શાંત થવા વિનવે છે. એ દિને નવી જનોઇ પેહેર્યા પછી બ્રાહ્મણો પોત પોતામાં તેમજ ક્ષત્રી, વૈશ્ય વગેરે બીજી જ્ઞાતોના પોતાના યજમાનોના ઘરે જઇ તેઓના જમણા હાથ પર "કાંડે રક્ષા" અથવા "રાખડીયો" બાંધે છે.

**રાઇ**—આ જાણીતો મસાલામાં નાખવાનો પદાર્થ છે. એ અતી તેજી આપનાર તથા ઉલટી લાવનાર છે. એના ઝાડ હાથ ભર ઉંચાં વધે છે. એનાં પાંદડાંની ભાજી બને છે. રાઇની લાલ અને સફેદ તથા કાળી એવી ત્રણ જાત છે. એ પિત્ત તથા વાયુનો નાશ કરનાર છે. રાઇના છોડપર પિળાં ફુલો આવે છે. એની શિંગો એકથી દોઢ ઇંચ લાંબી હોય છે; તેમાંજ રાઇ રહે છે. ચક્રદત્તના જણાવવા મુજબ ઉલટી લાવવા યા ઝેર ઓકાવી કાઢવા વેખંડ, રાઇ અને સૌંધવને સમભાગ પાણીમાં પલાળી પાવાથી ફાયદો થાય છે. ચાહાની ભુકી ચમચો ભરી ગરમ પાણીમાં પલાળી આપતાં ઝેર ઓકી કાઢે છે.

રાઇમાંથી બે પ્રકારનું તેલ નિક [illegible] તે ભારી, પાતળું અને ઉડનારૂં છે. આ તેલનો ઉપયોગ (Ziniment, Spinapisco) ઉપલેપમાં કરે છે. અર્ધાંગવાયુમાં રાઇનું તેલ ઘણો ફાયદો પોંહચાડે છે. સોજા ઉપર સંચળ અને રાઇ એકત્ર કરી ચોપડે છે. રાઇનાં તેલનો બોહોળો ઉપયોગ મલબાર તરફ ઘી તથા તેલને જગે કરે છે.

યૂરપના ઘણાખરા ભાગોમાં કાળી રાઇના છોડ ઉગે છે. એ બ્રાસિકા નાઇગ્ર (Brassica nigra) નાં બીયાં છે. એલસાસ,

બોહિમીયા, ઇટલી, હૉલંડ અને ઈંગલંડમાં એનું ચાલુ વાવેતર કરે છે. એ લિંકન શાયરની શ્રેષ્ટ રેતાળ જમીનમાં સારો ઉગે છે. રાઇ મધ્યકાળમાં મસાલા તરીકે સાધારણ રીતે વપરાતી હતી. કાળી રાઇના દાણાનું કદ સફેત રાઇના દાણા કરતાં ફક્ત ⅕ હોય છે. તેમાં એક શીકડું સ્થાયી તેલ છે. તેનું વજન રાઇમાં ⅓ હોય છે; અને તેમાંનું તીખું સત્વરૂપ તેલ, વાટેલી રાઇને પલાળીએ ત્યાં સુધી પેદા થતું નથી. એ તીખાં તેલમાં નાઇટ્રોજન અને ગંધક બન્ને થાય છે. રાઈના સારા આટામાં ફક્ત કાળી અને સફેદ રાઇના દાણા શિવાય બીજુ કંઇ હોતું નથી. બીજી જાતની રાઇ એટલે બ્રાસિકા જનશીઆં (Brassica juncea) નાં બી, ખરેખરી કાળી રાઇને બદલે બહુ વપરાય છે.

'સફેદ રાઇ એટલે બ્રાસિકા આલ્બા (B. Alba) નાં બીમાંથી તીખું તેલ નિકળતું નથી; પણ તેમાં ઉડી ન જાય એવું અને ચામડી ઉપર ઘસવાથી "ફુણસી" પેદા કરે એવું તેલ હોય છે. ઉમકસ અને કેમ્બ્રિજ પ્રગણામાં તે બહુ પાકે છે.

**રાકુન**—આ પ્રાણી અમેરિકાના ઉત્તરથી દક્ષીણ છેટા તરફ જણાય છે. આ પ્રાણીની પીઠ કમાનદાર, શરીર ગોળાકાર, જાડું અને મોટું હોય છે. એના સાંધા ટુંકા અને મજબુત હોય છે. એનો સાધારણ રંગ કાબરચીત્રો; ચેહેરો, ગાલ અને ગળું સફેદ હોય છે. છેડાથી તે આંખ સુધી કાળો પટો હોય છે. અને પુછડીપર ચાર યા પાંચ ઝાંખી કાળી વીટી હોય છે. એની લંબાઇ એ અઢી ફીટની ને પુછડી ૭ થી ૯ ઇંચ લાંબી બાલના ગુછાવાલી હોય છે. એનાં માથાંનો આકાર કોહલા જેવો, કાન ગોળ અને ટુંકા, આંખો ગોળાકાર, કીકી મોટી, મોઢું એકદમ અણીયાલું અને નાક જડબા બાહેર નીકળી આવેલું જણાય છે. એનાં દરેક જડબામાં છ કાપવાના દાંત છે અને એ સીધા દબાયલા કુતુરીયા હોય છે. ઉપરનાં જડબામાં ત્રણ પડારોકા ખોટી દાઢનાં દાંત હોય છે અને પાછળ ત્રણ અણીરોકા ખરા દાઢના દાંતો હોય છે. એના દરેક પગ ઉપર પાંચ આંગળા તીક્ષણ નખવાલાં હોય છે. એની સુંઘવાની ઇંદ્રી ઘણી તીક્ષણ, આંખો રોશનીમાં જોઈ શકનાર એવી હોયછે. મે માસમાં રાકુનની માદા બે અથવા ત્રણ બચ્ચાંનો જન્મ આપે છે અને જો કોઇ ઇજા કરે તો તેની તરફ એ ચાલુ દુશ્મનઇ ભુલીયા વગર ધરાવે છે. એનો ખોરાક વનસ્પતિ, કીડા, પક્ષી, ઇંડા વગેરેનો છે. એ કાલુ ખાવાનો ભારે શોખ ધરાવે છે. એને દારૂ પાતાં તે હોંસે પીયે છે. એને પાળતાં તે હળી મળી જાય છે, પણ તે પોતાની આગલી સ્વતંત્રતાની યાદ કરી ઘણી વેળા નાફરમાન બને છે.

**રાજકોટ**—આ દેશી રાજ્ય હાલાર પ્રાંતની પૂર્વે અને કાઠીયાવાડની મધ્યમાં છે. એનું ક્ષેત્રફળ ૨૮૩ ચૌરસ મૈલ છે. તેમાંઉ માહલો, રાજકોટ, સરધારા, અને કુવાડવામાં વેંહેચાયલું છે. લોકવસ્તી ૪૦૦૦૦ ની છે. વાર્ષિક પેદાશ રૂ. ૧૮૫૦૦૦ ની થાયછે. આ રાજ્યની ઉત્તર પશ્ચિમ અને દક્ષિણ દિશાનો દેશ સપાટ છે. માત્ર પૂર્વ તરફનો સેહેજ પહાડી છે. મુખ્ય નદી હાજી, બેટી, કરમાર વગેરે છે. મુખ્ય પાક જુવાર, બાજરીનો થાય છે. દર સાલ કેટલાક હજાર મણ ઉન પણ અત્રે ઉતરે છે. રાજકોટમાં ઘી બનાવવાનો ઉદ્યોગ સારા પાયા ઉપર ચાલુ છે. ત્યાં ૧ ધર્મશાળા ને ૫ નિશાળ છે. મુખ્ય વસ્તી વાણીયા, બ્રાહ્મણ, રજપૂત, ભરવાડ, કોળી, શ્રાવક વગેરેની છે. મુખ્ય ભાષા ગુજરાતી બોલાય છે.

મુખ્ય પાયતખત શેહેર રાજકોટ "કુજતી" નદી કાંઠે મજબૂત કિલ્લેબંદીવાલું છે. તે સુધરેલી બાંધણીની ઇમારતોવાલું અને વિસ્તારમાં ૧૩૮ એકર છે. શેહેર તથા પરાંની વસ્તી લગભગ ૧૬૦૦૦ ની છે.

દરબારી ખરચે ગુજરાતી તથા કન્યાશાળા ચાલુ છે. શેહેરની દેવાલની નજદીક એક મોટું પરૂં છે, ત્યાં વેપારી અને ધંધાદારીઓની વસ્તી છે. રાજકોટની છાવણી એ કાઠીયાવાડ એજન્સી પોલિટિકલ એજંટનું સદર સ્ટેશન છે. એમાં પોલિટિકલ એજંટ તથા તેમના એસિસટંટોનાં મકાનો છે. રાજદ્વારી કૉલેજ, ઑલફ્રેડ હાઇ સ્કુલ, ટ્રેનિંગ કૉલેજ, લૅાંગ લાયબ્રેરી, રોમન કેથોલિક ધર્મનું સ્થળ, સેંટ્રલજેલ, વગેરે સરકારી ખાતાં તથા લશકરની રોનકદાર છાવણીનાં મકાનો છે. અત્રેના રાજ્યકર્તા જાડેજા જાતના રજપૂત છે.

**રાજગઢ**—મધ્ય હિંદ એજન્સિમાંનું એક સંસ્થાન; એની ઉત્તરે રજપુતાના માહેલું કોટાનું રાજ્ય, પૂર્વે અને પશ્ચિમે સિંધીયાનો મુલક, દક્ષિણે નરસિંહગઢનું રાજ્ય આવેલું છે. રાજ્યનું ક્ષેત્રફળ ૬૪૨ ચૌરસ મૈલ છે. તેમાં વસ્તી ૧૧૫૦૦૦ ની છે. વાર્ષિક પેદાશ રૂપીયા ૩૫૦૦૦૦ ની છે. દેશમાં મુખ્ય નદી પાર્વતી અને નેવાજથી દેશ ફળદ્રુપ છે. મુખ્ય નીપજ ઘઉં, શેરડી, કપાસ, ગળી, તંબાકુ અને તમામ જાતનાં કઠોળ થાય છે. અફીણ માટે ત્યાં ખસખસની ખેતી પણ થાય છે. મુખ્ય બોલાતી ભાષા હિંદુસ્તાની છે. મુખ્ય રાજધાનીવાલું શેહેર રાજગઢ છે. રાજ્યનાં લશકરમાં ૨૪૦ સ્વાર, ૩૬૦ પેદલ અને ૧૫ તોપ તથા ૧૨ ગોલંદાજ છે. અત્રેના રાજ્યકર્તા રાજા રાવતની પદ્દિથી ઓળખાતા ઉમાટ જાતના રજપૂત છે; અને તેઓ પોતાને રાજા વિક્રમાજીતના વંશજ કહેવાડે છે. હાલના રાજા બલબહાદુરસિંહ ૧૮૮૨ માં ગાદીનશીન થયા હતા.

**રાજગરો**—રાજગરાનું ઝાડ લાલમાઠ જેવું હોય છે; પણ તેનાં પાંદડાં લંબોચાં હોઇ તેનો રંગ લાલ હોય છે. એ પર લાલ મખમલી જેવાં ફુલો આવેછે. તેને રાજગરાનો તુરો કહેછે.

એની લાલ અને સફેદ એવી બે જાતીછે. એનો મુખ્ય ઉપયોગ અમાસને દિવસે ભુંજી ખાવામાં કરે છે. એક કાળા રંગના રાજગરાની પણ જાત જાણીતી છે. રાજગરો બાગાયત જમીનમાં બાળેછે. એને સારાં ખાતરવાલી જગ્યા જોઈએ. એને પુરતું પાણી મળતાં તે બારેમાસ ઉગે છે. એ ચાર માસે ઉગી રહેછે. એના છોડને કાઢી એક દિવસ સુકવી અફાળેછે એટલે કણસલાંથી રાજગરો ખરી પડેછે.

**રાજગીર**—આ ધાન્ય બાગમાં ઉગનારૂં છે. જડથી ભાજી તરકારીની જે ખાતરવાલી જગ્યા હોય તેને ખોદી એને તેમાં વાવેછે, અને ચાર દિવસે પાણી પાયછે. આ ઝાડ કમરપૂર વધેછે. એ ગમે તેવી જમીનમાં ઉગેછે. એને રોપ્યા પછી ચાર માસમાં ઉગેછે. કેટલાકનો રંગ સફેદ, કોઈનો કાળો હોયછે. એ ફરાળમાં ઘણું ઉપયોગી ધાન્ય છે. એની લાહી બનેછે.

**રાજગૃહ**—મગધ દેશની પ્રાચીન રાજધાની રાજગૃહ નામે પ્રાચીન કાળમાં મશહુર હતી. તે પાટણ શેહેરની પેહેલાં હશે. કેમકે જુનાં શેહેરથી બેતૃતીઆંશ મૈલ ઉપર રાજગીર નામનો ભાગી પડેલો કિલ્લો છે અને ત્યાંજ પ્રાચીન રાજગૃહ હતું એમ ત્યાંના લોકો કહેછે. તે સ્થળને "પુરાણ રાજીર" કહે છે. 'રાજીર' આ રૂપ 'રાજગૃપ—રાજાર રાજીર" એમ બન્યું હશે.

નવું રાજગૃહ શેહેર એ આગલેજ ઠેકાણે અજાતશત્રૂના બેટા "શ્રેણીક" અથવા "બીંબસારે" બાંધીયું હતું. બૌદ્ધ પ્રજાના શકાવલી ઉપરથી તે ખ્રિસ્તી શક પેહેલાં ૫૬૦ વર્ષ પર બાંધ્યું હશે, એમ જણાય છે. હુએને આ શેહેરની કીલ્લેબંદી ભાગી પડેલી દીઠી હતી પણ તે હજી સુધી કાયમ છે. એમ ગણી—કનિંગહૅમના લેખ ઉપરથી જણાય છે. આ ઉપરથી એનુ બાંધકામ મજબુત હશે. હુએને તેનો ઘેરાવો ૩ર્કું મૈલ છે એમ લખેલું છે. તે પછી તેના કીલ્લેબંદીની મોજણી જનરલ કનિંગહૅમે થોડાં વર્ષ ઉપર કરી હતી. ત્યારે પણ તેમો તેટલોજ ઘેરાવો અંકાયો

હતો. આ ઉપરથી પ્રાચીન રાજગૃહની જગ્યા બરાબર જડેલી કહેવાઇ શકાય. નવું શહેર પંચકોણાકૃતી છે.

**રાજતરંગિણી**—આ કાશમીર દેશના ઇતિહાસિક ગ્રંથનુ નામ. એના ૪ ભાગ બનાવેલાં છે. પેહેલો ભાગ કલ્હણપંડિતે શકે ૧૦૭૦ સુધી રચ્યો છે. બીજો ભાગ જોનરાજ પંડિતે શકે ૧૩૩૪ સુધી રચ્યો છે, ત્રીજો ભાગ શ્રીધર પંડિતે શકે ૧૩૫૯ સુધીનો રચ્યો છે, ને ચોથો ભાગ પ્રયજ ભટે શકે ૧૭૨૫ સુધીનો રચ્યો છે. આ ગ્રંથ નિલમત પુરાણ આધારે રચેલો છે. એમ મી૦ બુલહર જણાવે છે.

**રાજનેરંદ**—સારંગધર પંડિતનો પિતા. રાજમહેંદ્રી શેહેરનો રાજા શાલિવાહન શક " ૩૨૨ માં હતો. આ ઉપરથી આ રાજા લગભગ દોઢ હજાર વર્ષ પર થઇ ગયલો જણાય છે.

**રાજપીપલા**—રેવાકાંઠા એજન્સીમાંનું એક સંસ્થાન. આ રાજયનો વિસ્તાર ૧૫૧૪ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૧૧૫૬૦૦ ની ને વાર્ષિક ઉપજ રૂ. ૬,૦૦,૦૦૦ ની ઉપજે છે. આ દેશનો મુખ્ય ભાગ વિંધ્યાદ્રિ પર્વતથી છવાયલો છે, તેથી થોડી જમીન ખેતીવાડીથી રોકાઇ છે. તેમાં તાપી, નર્મદા, નાંદોદી, ઉમરાવતી, કીમ વગેરે નદી વહે છે. પહાડી ભાગમાં પાણી ખરાબ હોવાથી ત્યાં રોગ ફેલાય છે. આ પાણીને ત્યાં પાલીઆ પાણી કહે છે. આ પાણી દેખાવતું લીલું હોય છે, અને તેનેથોડી વાર સ્થિર રાખતાં તે પર ચીકણો પદાર્થ તરી આવે છે. અત્રેની મુખ્ય નીપજ ઘઉં, બાજરી, ચોખા, કોદરા, ચણા, મકાઇ, દીવેલ, તલ, શેરડી, તંબાકુ તેમજ કઠોળની છે. ઇમારતી લાકડાંની પેદાસ પણ ઠીક છે, દેશની ભાષા ગુરજાતી છે, ને પ્રજામાં મુખ્ય. ભીલ, ચોધરી, ધાણકા, નાયકડા, કોળી, કણબી અને રજપુત વગેરે વસે છે. મુખ્ય પાયતખત શેહેર નાંદોદ છે: રાજપીપળા રાજ્યધાનીનું પ્રાચીન ગામ હોવાથી; દસેરા અને એવાજ બીજા તેહેવાર ઉપર ખુદ રાજાજી પોતે રાજપીપળે જાય છે. રાજયનાં લશકરમાં ૧૦૦ સ્વાર, ૩૬૦ પેદલ અને પોલીસ તથા ૯ તોપ છે. ચૌદમી સદીમાં વીક્રમાજીતનાં વંશજો પરમાર અત્રે રાજયકર્તા હતા. હાલમાં રાજપીપળામાં ગોહેલ જાતનાં રજપુત રાજાનું રાજ્ય છે. તેઓ દક્ષીણ દેશનાં પૈઠણ નગરમાં ઇ. સ. ૭૭ શાલીવાહન નામે રાજા થઈ ગયો તેના વંશના ચંદ્રવંશી રજપૂત છે. મોખડજી મહાપરાક્રમી રાજા થયા તેવણ મુસલમાનો સાથે બળતવારીથી લઢી માર્યા ગયા. તેમના પછી અનર્જુસીંહ પ્રથમ રાજપીપળાની ગાદીએ બેઠા. તેમના પછી અર્જુનસીંહજી, ઉગ્રસેનજી, બાણસીંહજી, ગેલબસીંહજી, અનુક્રમે રાજા થયા. ગેલમસિંહના સમયમાં ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય થયું; ને ૧૪૦૩ માં સુલતાન મેહેમુદ બેગડાએ રાજપીપળા જીતી લીધું. આ રાજા ઇ. સ. ૧૪૧૬ માં મર પામ્યો. તે પછી છત્રસાલજી, વિજયપાલજી રાજા થયા. વિજયપાલજીએ ખોએલું રાજ્ય પાછું મેળવ્યું હતું. તેમના પછી હરીસિંહજી રાજા થયા. તેમના સમયમાં સુલતાન મહમદે ચઢાઇ કરી રાજય તાબે કર્યું. પણ ૧૪૪૩ માં રાજ્ય પાછું મેળવી તેની ગાદીપર પૃથુરાજજી, દિપાજી, કરણબાજી, અભેરાજજી, સુજનસિંહજી, અને ભેરવસિંહજી નામે રાજા થયા. ભેરવસિંહજીના અમલમાં મહારાણા ઉદયસિંહજી પોતાની પડતી અવસ્તામાં જંગલે જંગલ ભટકતા હતા. ભેરવસિંહજીની પછી પૃથુરાજજી, ગાદીએ બેઠા. આ રાજાના સમયમાં મોગલોને ૩૫,૫૫૬ ની ખંડણી આપવી પડતી હતી. પૃથુરાજની પછી દિપસિંહજી, દુર્ગશાહજી, મોહરાજજી, રાયશાલજી, ચંઢ સેનજી, ગંભીરસિંહજી, સુભેરાજજી, જયસિંહજી, મુળરાજજી, ઉદેકરણજી, ચંદ્રબાજી, છત્રશાળજી અને વૈરીશાલજી રાજા થયા. એમના સમયમાં પણ મોગલ વડપણ કાયમ હતું. વૈરીશાલજી ૧૭૧૫ માં મરણ પામ્યા. તે વેળા

મોગલ સત્તા મરાઠા સત્તાને લીધે પડી ભાગી હતી. તે પછી જીતસિંહજી ગાદીએ બેઠા. એમણે ૧૭૩૦ માં નાંદોદને પાયતખત બનાવી મોગલોને હાંકી મેળી સ્વતંત્રપણે ૧૭૫૪ સુધી અમલ ભોગવ્યો. તે પછી પ્રતાપસિંહ ગાદી એ બેઠા. એમના સમયમાં પેશ્વાઇ રાજ્યનું વડપણ કબુલી ખંડણી આપવી પડી હતી. તેમના પછી રાયસિંહજી ગાદીએ બેઠા. એમની ભત્રીજી સાથે દામાજીરાવ ગાયકવા ડનાં લગન થવાથી ગાયકવાડે ચારે જીતેલાં પ્રગણા છોડી રૂ. ૪૦,૦૦૦ ની ખંડણી લેતી કરી. આ રાજા ૧૭૮૬ માં મરણ પામતાં તેમના ભાઇ અજબસિંહજીએ રાજ્ય ૧૭ વર્ષ ચલાવ્યું. આ રાજાના અમલમાં રાજ પીપળા માહોમાહેના ફેસાદથી કર્જદાર બન્યું, એનું મરણ ૧૮૦૩ માં નીપજ્યું. તે પછી નાહારસિંહજી, રામસિંહજી, પ્રતાપસિંહજી ગાદીએ બેઠા. રામસિંહજી કુછંદી હોવાથી ગાયકવાડે ઘણા લાભ મેળવીને દ્રવ્ય લોભ તૃપ્ત કર્યો અને પછી ૧૮૧૦ માં પદભ્રષ્ટ કરી પ્રતાપસિંહજીને ગાદીએ બેસાડયા. આ પ્રતાપસિંહજી ખરો હકદાર નહિ હોવાથી ખરા વારેસ નાહાર સિંહજીના બેટા વૈરી સાલજીને ૧૮૧૫ માં બ્રિટીશ સરકારે રાજ્ય રૂઢ કર્યો અને એ રીતે ઇંગ્રેજ સરકારનાં તાબામાં આ રાજ્ય આવ્યું, છતાં બ્રિટીશો મારફતે ગાયકવાડને રૂ. ૬૫,૦૦૦ ની ખંડણી આપવી પડતી હતી. વૈરીસાલજીએ પોતાની હૈયાતીમાં ૧૮૬૦ માં કુંવર ગંભિરસિંહજીને ગાદીએ બેસાડયા હતા. વૈરીસાલજી ૧૮૬૮ માં મરણ પામતાં એમની સાથે બ્રિટીશોને ઉઠેલી ખટપટ સમાઈ ગઇ હતી. ગંભિરસિંહજી હાલમાં રાજપીપળાના માહરાજા કહેવાય છે. ગંભિરસિંહજીને છત્રસિંહજી, કિરતીસિંહજી, નરસિહજી, ખુમાનસિંહજી અને દિગવિજય-સિંહજી નામે પાંચ કુંવર છે, આ બધા કુંવરોએ ઉંચી કેળવણી સંપાદન કરેલી છે.

**રાજપુતાના**—આ દેશ ૨૧ રાજ્યો મળીને બનેલો છે (ક્ષેત્રફળ ૨૭૧૧ ચૌરસ મૈલ છે. તેમાં અજમેર, તથા મારવાડ પ્રાંતો હોઇ તેમાં વસ્તી ૫૪૨૩૫૮ની છે.) આ દેશ સિંધની પશ્ચિમે અને પનજાબની ઉત્તરે છે. એનું કુલે ક્ષેત્તફળ ૧૩,૨૫,૭૫ નું છે ને તેમાં ૩૦૭૪૦ ગામો છે. લોક વસ્તી ૧૮૮૧ માં ૧૦૨૬૮૩૯૨ની ને ૧૮૯૧ માં ૦૨૨૭૬,૨ ૭૦૧ ની હતી. મુખ્ય દેશી સંસ્થાનો જેપૂર, જોધપુર અને ઉદેપુર છે. બીજા અલવાર, ભરતપૂર બીકાનેર છે. આ દેશમાંથી અરાવલી પર્વતની હાર વધે છે. તેમાંનો મુખ્ય ભાગ વેરાન છે. મુખ્ય નદી ચંબલા, પર્વતી અને સાબરમતી છે. મોટું સરોવર "સાંબર"નું ખેતી, બાજરી, મઠ, અફીણ, ઘઉં, ને કપાસની ચાલુ છે. જોધપુર, જયપૂરમાં નીમકનાં કારખાનાં છે. બીકાનેરમાં ઉનનું કાપડ બને છે. પ્રતાપગઢમાં ઇનેમલનું કામ ઘણું સુંદર હુન્નર મંદીથી બને છે.

**રાજપુર**—મધ્ય પ્રાંતમાંનું એક શેહેર. નાગપુ-રની પૂર્વે ૧૮૦ મૈલ ઉપર ૯૫૦ ફીટ ઉંચા પ્રદેશપર વસાયલું છે. લોક વસ્તી ૨૩૭૫૯ ની છે.

**રાજપુરી**—આ છોડનાં બી વરસાદ વરસવાના સુમારમાં સારાં ખાતરવાલી જગ્યામાં રોપે છે. એના રોપા ચારથી છ આંગળ ઉંચા થતાં તેને બે હાથ અંતર ઉપર દાટે છે. એને કાંટા હોય છે, તે ગોલાબ જેવા દેખાય છે. એપર સફેદ ફુલો આવે છે, અને તેને થંડી હવાની જગ્યા માફકસર આવે છે: એની કલમ પણ જીવે છે. એનાં ફળો કાળાં આવે છે, તે સ્વાદે ખાટાં હોય છે.

**રાજમહાલ**—આ સુંદર શેહેર ગંગાના જમણા કાંઠા ઉપર, કલકત્તાની ઉત્તરે ઉત્તર પશ્ચિમમાં ૧૭૦ મૈલ ઉપર છે. અગાઉ અત્રે ઇ. સ. ૮૦૦માં ૨૫૦૦૦ની વસ્તી હતી. હાલમાં માત્ર ૪૦૦૦ની છે.

**રાજમ**—કેટલીક જાતનાં ઝાડોમાં છિદ્ર પાડીને અથવા તેઓની છાલ કાઢી લઇને તેમાંથી જે રસ નિકળે છે તેને રાજમ કહે છે. આ સર્વે જાતના રસમાં ટરપેનટાઇન હોયછે, તેથી તે રસોને ગાળી કાઢવાથી ટરપેનટાઇન છુટું પડે છે અને બાકી જે થરો રહેછે તેના પિળા ગાંગડા બંધાય છે, તે રાજમ કહેવાય છે.

**રાજમહેંદ્રી**—મદ્રાસમાંનું એક શેહેર, ગોદાવરીને કાંઠે નદીનાં મુખથી ૩૦ મૈલ છેટે છે. ઇ. સ. ૧૭૫૩ થી ૧૭૫૮ વેર એ ફ્રેન્ચ સરકારને તાબે હતું. વસ્તી ૨૮૩૫૭ ની હોઇ હાલમાં એ બ્રિટીશ સત્તા તળે છે.

**રાજમાચી**—પુના જીલ્લામાં માવળ તાલુકા માહેલો એક કિલ્લો. આ કિલ્લો તદન ઉજ્જડ જગ્યામાં બોરઘાટથી ૬ મૈલ ઉપર સૈહ્યાદ્રિની એક હાર ઉપર છે. આ હાર પર બે શિખર છે. આ કિલ્લો બોરઘાટની ઉત્તરે હોઇ ત્યાંથી પગ રસ્તે ૧૦ મૈલ લંબાઇ ઉપર છે. જે હાર ઉપર કિલ્લો બાંધેલો છે તે તદન ઉભો હોઇ તેની તળેટીમાં કોકણ તરફ જંગલ છે. આ તરફ તેની ઉંચાઇ ૩૦૦૦ ફીટની છે. જેમ જેમ તેનાં મથાળાં તરફ જઇએ છિયે તેમ તેમ ઝાડી ઓછી થતી જણાય છે અને ઉપલો પ્રદેશ ઉજ્જડ જણાય છે. ઉપર જણાવેલા બેઉ શિખરોને કોટ ચણેલો છે. તેમાં અંદરની બાજુએ શિખર ઉપર જે કિલ્લો છે તેને શ્રી વર્ધન કહે છે, અને બાહેરની બાજુના શિખર ઉપર જે કિલ્લો બાંધેલો છે તેને 'મનરંજન' કહે છે.

મુખ્ય કિલ્લાથી લગભગ અર્ધા માઇલ ઉપર એક મજબુત પથ્થરનો કોટ ચણી લીધેલો છે. આ કોટની ઉંચાઇ ૧૦ ફીટ ને પોહળાઇ ૭ ફીટની છે. આ કોટમાંથી બંદુક તથા તોપ ફોડવાનાં બકારાં રાખ્યાં છે. આ દેવાલની અંદર ખેતી માટેની ઘણી જમીન છે. અને અગાઉ કિલ્લામાં વસતાં માનવી તથા જાનવરનાં પોષણ માટે મોટા પાયાપર ત્યાં ખેતી કરવામાં આવતી હતી. મનરંજન કિલ્લાની એક બાજુ ૩૦૦ થી ૪૦૦ ફીટ સરખી થતી ગયલી છે. આ કાંઠો તદન ભયંકર હોઇ તે તરફથી શત્રુ જીત કદી નહિ પામી શકે તેવો છે. પશ્ચિમ તરફ બનાવટી દમલકોટ બનાવેલો છે. બન્ને શિખરની વચ્ચે જે માર્ગ છે તે પર બહિરોબાનું મંદીર છે. આ મંદીર નજદીક ત્રણ પથ્થરની દિપમાળો છે. આ નાહનાં મંદીરમાં બહીરોબા તથા જોગેશ્વરીની મુરતીઓ જૂદે જૂદે વખતે શિવાજી, શાહૂ તથા પહેલા બાજીરાવે ભેટ આપેલી બેસાડેલી છે. હાલમાં પણ તેમની પુજા ચાલુ થયા કરે છે.

શ્રી વર્ધન શીખરવાલો કિલ્લો પૂર્વ ભણી હોઇ ઘણો ઉંચો છે, અને તેની ઉત્તર તરફની બાજુમાં ઘણો ઉંડો તુટેલો કરાડો છે. કેટલેક ઠેકાણે આ કિલ્લાનાં રક્ષણ અર્થે ત્રણ કોટ બાંધેલા છે. દક્ષિણ તરફથી કિલ્લામાં જવાનો માર્ગ છે. તે હાલમાં પડી ભાગો છે. દરવાજા નજદીક પથ્થરની એક ધાન્ય ભરવાની કોઠી છે ને તેનીજ નજદીક પાણીનો હોજ છે. ઉત્તર ભણી ભાંગેલા કરાડા પાસે સુંદર ટાંકું છે. તે ઉપરાંત ખંડોયર ઇમારતો અનેક છે. બાહેરની બાજુનો મનરંજન કિલ્લો કુદ્રતી બંચાવની હાલતમાં નહિ હોવાથી તેની આસપાસ દમલ કોટ ચણી લીધેલો છે. બાહેરની દેવાલની અંદર કેટલીક પાણીની ટાંકીઓ છે; અને માહેલી દેવાલની અંદર દારૂખાનાની જગ્યા છે. કિલ્લાની પશ્ચિમ ભણીનો દેખાવ ઘણોજ મનોરંજક છે, અને તેથીજ આ કિલ્લાને મનરંજન નામ મળ્યું છે. ઉત્તર તરફની ઘીચ ઝાડીવાલાં જંગલમાંથી વહેતી નદીઓનો દેખાવ ઘણો સરસ નજરે પડે છે. દક્ષિણ ભણી કેટલાક કોળી લોકોનાં ઝુપડાં, એક મોટું તળાવ અને ખેતીવાડીની જમીન છે. નીચલા પ્રદેશમાં સૈહ્યાદ્રીની હાર લંબાય છે, તેમાંનું ઘીચ જંગલ ૭૦ મૈલ સુધી ફેલાયલું.

આ કિલ્લો પ્રથમ ઇ. સ. ૧૬૪૮ માં શિવાજીએ બંધાવ્યો હતો. ૧૭૧૩ માં શાહૂ મહારાજે કાન્હોજી આંગ્રેને આપ્યો હતો. તેણે ૧૭૩૦ માં પેહેલા બાજીરાવને આપ્યો હતો. ૧૭૭૬ માં સદાશીવ ભાઉ તોતા (એ સદોબા નામનો કનોજી બ્રાહ્મણ હતો) એ કોકણ પ્રાંત કબજે કરતો કરતો બોરઘાટ વેર આવ્યો, ત્યાં તેણે મરાઠાઓ સામે થઈ બોરઘાટ તાબે કરી રાજમાચી કિલ્લો હસ્તગત કર્યો. આ રીતે આ વેશ ધારી સદાશીવ રાવે એશઆરામમાં વખત ગાળવા માંડતાં પેશવાએ તે પર અચાનક હુમલો કરતાં તે મુંબઇ નાહસી ગયો, ત્યાંથી આંગ્રેએ કેદ કરતાં તેને પુને જતાં પેશવાએ તેને હાથીના પગ તળે છુંદાવી મારી નાખ્યો. ૧૮૧૮ માં પેશવાઇ ડુબતાં આ કીલ્લો બ્રીટીશોને મળ્યો.

**રાજશક**—અથવા રાજ્યભીષેક શક. મરાઠા રાજ્યના સ્થાપક શીવાજીએ આ શક શરૂ કીધો. શીવાજી રાજ્યભીષેક થયો તે દીવસથી એટલે જ્યેષ્ટ શુકલ ૧૩સ શકે ૧૫૯૬ આનંત સંવત્સરને દીવસે આ શકની શરૂઆત થઇ. આ શક ઉપલી તીથીએ બદલાય છે. બાકી બધી વાતે એની ગોઠવણ દક્ષિણ તરફના ચાંદ્રસૌર સમાન્ત શક વર્ષ પ્રમાણે છે. આ કાલનાં વર્ષમાં ૧૫૯૫—૯૬ મેળવી શક વર્ષ આવે છે. સને ૧૬૭૩—૭૪ મેળવી ઇસવી સન વર્ષ નિકળે છે.

**રાજર્સ સેમ્યુઅલ**—આ કવિનો જન્મ સ્ટોક નેવિંગટનનાં ગામડામાં ઇ. સ. ૧૭૬૩મા ૩૦ મીં જુલૈયે થયો હતો. બચપણમાં ખાનગી શિક્ષણ લઇ સત્તર વર્ષની વયે પોતાન પિતાની બેંકમાં દાખલ થઇ, ૧૭૮૪ માં પોતાના મુરબીનાં મોતથી બેંકમાં ભાગીયો થઇ ૧૭૯૩ માં વડો માલેક થયો હતો. એ વેપારી છતાં એનો સાહિત્ય ઉપર ભારે શોખ હોવાથી એણે પોતાના વખતના જાણીતા લેખકો સાથે ઘણી મિત્રાચારી રાખી હતી. ૧૭૮૧ માં એણે જેંટલમેન્સ મેગેઝાઇનમાં આઠ નાહના નિબંધ લખ્યા હતા. બીજે વર્ષે હાસ્યરસ્સ ઑપેરા લખ્યો હતો. ૧૭૮૬ માં કવિતા સંબંધી ગ્રંથો પ્રગટ કર્યા હતા; અને ૧૭૯૨ માં ધી પ્લેઝર ઑવ મેમરી નામે કાવ્ય ગ્રંથ રચી પ્રગટ કર્યો જે એટલો તો લોકપ્રિય થયો કે ૧૮૧૬ માં તેની ૧૯ મી આવૃતિ કાઢવામાં આવી હતી. તે પછી એણે કવિતાના ગ્રંથો રચી ૧૮૦૩ માં બેંક તરફથી ૫૦૦૦ પાઉંડનું વર્ષાસન લેતું કરી બેઠા ભાગીયા તરીકે એકાંતમાં જીંદગી ગુજારી હતી. એ તે પછી ન્યુવિંગટન ગ્રીન તરફ જઇ રહ્યો હતો. એનું મરણ ૧૮૫૫ માં ૧૮ મી ડીસેંબરે સુખી હાલતમાં નિપજ્યું હતું.

**રાજશાહી**—બંગાલ ઇલાકામાંનો એક જીલ્લો. એની ઉત્તરે દિનાજપુર અને બોગ્રા, પૂર્વે બોગ્રા અને પાબના, દક્ષિણે ગંગા અને નડીયા; તથા પશ્ચિમે માલદા અને મુરશિદાબાદ છે; એનું ક્ષેત્રફળ ૨૩૨૯ ચૌરસ મૈલ છે. વસ્તી ૧૩,૧૩,૩૩૬ ની છે. તેમાં ૫૨૧૯ ગામ છે. ભાષા બંગાલી બોલાય છે. મુખ્ય નદી ગંગા, મહાનંદા, નારદ, બરાલ, અત્રાઇ, જમુના છે. મુખ્ય પાક ચોખા, ઘંઉં, જવ, મકાઇ, ધાન્યનો છે. ગાંજાની આ જીલ્લામાં મોટી પેદાયશ છે. મુખ્ય વેપારી શેહેરો બૂલીયા, રામપૂર, ગોદાવરી, નવગાંવ, કાલી ગંજ, ખરીદી છે.

**રાજહંસ**—આ એક ફનસની જાત છે; એને ઇગ્રેજીમાં મેડન હેઅર ફર્નસ કહે છે. આ ઝાડ સુમારે વેહેંતભર ઉંચું વધે છે. એનાં પાંદડાં બેઆની જેવડાં પોહળાં હોઇ કતરાયલાં હોય છે. આ ઝાડ લાલ મટોડીમાં સારાં ઉગે છે. એને દિવસમાં બે વખત પાણી પાવું પડે છે. આ ઝાડ નાળાંને કાંઠે યા તળાવ કિનારે જ્યાં ભીનાસ ઘણો હોય ત્યાંજ ઉગેછે. એનાથી તડકો ઘણો ખમાતો નથી. એનાં પાંદડાંનો ઔષધી માટે પણ ઉપયોગ કરે છે.

**રાજારામ મોહનરાય**—એ રામકંઠ નામે એક બંગાલી બ્રાહ્મણનો બેટો હતો. રામકંદરાય મુરશિદાબાદના સરકારની નોકરીમાં હતો. રાજા મોહનનો જન્મ શકે ૧૬૯૬ માં થયો હતો. એ બચપણથી ચંચળ વૃતીનો હોવાથી અભ્યાસપર પૂર્ણ લક્ષ આપી અરબી, ફારસી વગેરે ભાષાનો અભ્યાસ 'પાટના' માં કર્યો. અને પછી કાશી જઇ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કીધો. એનું મત હીંદુ ધર્મ મતથી વેગળું હોવાથી એણે 'મુરતી-પુજા નીષેધ' ઉપર ગ્રંથ લખી ભારે ખલભલાટ તમામ દેશમાં ફેલાવ્યો હતો. પોતાના માતપીતાની અને પ્રજાલાગણી દુઃખાયલી જોઇ એ પ્રથમ તીબેટ તરફ ચાલી ગયો, પણ ત્યાંથી પાછો આવતાં ઈંગ્રેજી ભાષા શીખી સારૂં જ્ઞાન સંપાદન કર્યું. તેટલાં બાપ તથા ભાઇનાં મોતથી રંગપુરના કલેકટરના હાથ તળે નોકરીએ રહી કુટુંબનું ગુજરાન કરવા માંડયું. કલેકટરના સૅકરેટરીની જગા મળતાં એણે થોડીક જમીન ખરીદી. આ જમીનનું વાર્ષીક ઉત્પન્ન રૂ. ૧૦૦૦૦ નું પ્રાપ્ત થતાં એણે નોકરી છોડી કલકતે જઇ ભારે દમામ સાથે વસવા લાગો. ત્યાં એણે પોતાનો ધર્મ મત મજબૂતાઇથી ફેલાવી સતીજવાંના ક્રૂર ચાલ સામે હીલચાલ કરી લૉર્ડ બેંટીકની મદદથી આ દુષ્ટરેવાજ સદનતર બંધ કરાવ્યો. શકે ૧૭૪૪ માં એણે બ્રહ્મસમાજ નામે એક મંડળની સ્થાપ્ના કરી હતી. એ દિલ્લીપતિ તરફથી એલચી તરીકે ઈંગલંડની દરબારમાં જઇ આયો હતો, પણ બીજી મુસાફરી દરમ્યાન બ્રિસ્ટલ મુકામે મરણ પામ્યો હતો.

**રાજુરી**—આ દેશનો ઘેરાવો પ્રાચીન કાળમાં ૬૬૭ મૈલનો હતો. દક્ષિણ ભણી રાવી સુધી સંસ્થાનો એમાં હોય તો તેનો એટલો ઘેરાવો બનશે. કાશમિરની દક્ષિણ તરફનાં નેઅગ્નિય તરફનાં સંસ્થાનો કાશમિર તરફ હતાં એમ રાજતરંગિણીમાં જણાવેલું છે. રાજપુરી અથવા રાજુરીનું વર્ણન કાશમિરના ઈતિહાસ માં જાબજા મળેછે તેમાં પણ ૧૧મી અને ૧૨મી સદીનું વિશેષ વર્ણન મળેછે; તે વખતે એ સ્વતંત્ર હતું. ૧૫મી સદીમાં તે કાશમિરના ઇસ્લામી રાજાના શાહાજાદાને તાબે હતું. ૧૮૪૬માં તે વખતનાં ત્યાંનાં સંસ્થાનિકની સત્તા ગુલાબ સિંગે એટલી તો ઓછી કરી મેલી કે તેણે ઈંગ્રેજી અમલમાં કાંગ્રા પ્રાંતમાં થોડી જમીન લઇ પોતાનું સંસ્થાન છોડયું.

**રાણીઘાટ**—અથવા રાણીગતયા ઍરનૉસ. અટક પાસે જે ઓહિંદ (ઉત્ખંડ જુઓ) નામે શેહેર છે, તેની નજદીક આ નામીચો કિલ્લો છે. આ કિલ્લો ઉત્ખંડથી ૧૬ મૈલ ઉપર એક ઉંચા શિખર ઉપર છે, તે 'વર' નામે રાજાના તાબામાં હતો, આથી તેને વરનાસ- ઍરનૉસ- એરનાસ એવું નામ પડયું. આ કિલ્લા ઉપર સિકંદરે ચઢાઇ કરી હતી, આથી સેનું વર્ણન પશ્ચિમ તરફના ગ્રંથકારોએ કર્યું છે. 'વર' રાજાની રાણી આ કિલ્લા ઉપર બેસતી હતી, તેથી એનું નામ રાણીઘાટ પડયું હશે.

રાણીઘાટ એ 'મહાબન' ડુંગરના છેલ્લા ભાગનું નામ છે. ડુંગરની ઉંચાઇ ૧૨૦૦ ફીટની હોઇ, કિલ્લાની લંબાઇ ૫૦૦થી ૪૦૦ ફીટની છે. કિલ્લા ઉપર વિશાળ શિળા હોવાથી અને ચઢાણ અત્યંત સરખી હોવાથી ઉપર ચઢવું બીકટ છે. અલેકઝાન્ડર તથા ટૉલૅમીને કિલ્લા ઉપર ચઢતાં ભારે વેઠ કરવી પડી હતી. કિલ્લા આસપાસનાં ભયંકર કરાડા તુટી પડેલા છે. પશ્ચિમ તરફ પાણીનો મોટો ધોધ હોઇ ઉત્તર ભણી ત્રણ ચતુષ્કોણાકાર કુવા છે. કિલ્લા બાહેરનો કોટ એક મૈલ ઘેરાવાનો છે. કિલ્લાની અંદર સુંદર ઇમારતો હોઇ તેમાંની કેટલીક ખંડીયર હાલતમાં છે, દક્ષિણ અને પશ્ચિમ તરફનો કોટ હજી તદન સલામત છે. કિલ્લાની વચ્ચોવચ વિશાળ મેદાન છે, કિલ્લામાં ઠેયેકેયે ગંજાવર મંદીરો હોઇ, એ અગાઉ રાજ મેહેલો હશે એવું અનુમાન છે. ઉત્તરે તરફ ભાગેલો દાદર છે, તે ઘણુ

કરી નીચલા ચોકમાં જવાનો માર્ગ હશે. ઉપલો ચોક ૨૭૦ ફીટ લાંબો અને ૧૦૦ ફીટ પોહળો છે. નીચેનો ૧૩૦ ફીટ લાંબો અને ૧૦૦ ફીટ પોહળો છે. બેઉ ચોકમાં બૌધની ઉભી તથા કેટલીક બેઠેલી હાલતમાં કોતરેલી મુરતિઓ છે.

રાણીઘાટનું વર્ણન ૧૮૪૮ .માં જનરલ કનિંગહૅમે પોતે જોઇ કરેલું છે. આ કિલ્લો લગભગ ૧૨૦૦ ફીટની ઉંચાઇ ઉપર છે. ત્યાં બૌદ્ધ અને તેની માતા 'માયા' ની મુરતિ નજરે પડે છે, અને કેટલીક મનુષ્યકૃતિ મુરતિ મુસલમાનોએ કાઢેલીછે. બૌધની મુરતિનું એક માથું જણાયછે, તેની જગા અત્યંત સુંદર કારીગરીથી કોતરેલી છે. હિંદુસ્થાન માહેલાં નક્ષીકામનો તે એક અતિ ઉત્તમ નમુનો ગણાય છે.

કનિંગહૅમ જણાવે છે કે બીજા કોઇ પણ કરતાં રાણીઘાટ એજ "એઓનીસ" છે એમ સમજવાનું કારણ છે. 'એઓર્નસ'નો કિલ્લો 'બઝારિઆ' અને "એમબોલીમ" ની વચ્ચે હતો. તેની ઉપર જવાનો એકજ રસ્તો પાહાડ ખણી બનાવેલો છે. તેપર એક પાણીનો ઝરો છે.

**રાધનપુર**—પાલણપુર એજન્સી માહેલું એક રાજ્ય. અત્રેના રાજ્ય કર્તા 'નવાબ' પઠાણ જાતના છે. આ દેશની ઉત્તરે મોરવાડ, તેરવાડ અને કાંકરેજ તાલુકા, પૂર્વે ગાયકવાડી અથવા ઉત્તર પ્રાંત, દક્ષિણે કાઠીઆવાડ અને પશ્ચિમે વારાહી તાલુકો તથા કચ્છનું રણ છે.

આ રાજ્યનો વીસ્તાર ૧૧૫૦ ચોરસ મૈલ છે; અને તેમાં વસ્તી ૧,૦૦,૦૦૦ ની છે. વાર્ષીક ઉપજ રૂ. ૬૦૦,૦૦૦ ની ઉપજે છે. આ દેશમાં નૈરૂત્ય ભણીની જમીન ખારી હોવાથી ત્યાં મીઠું પાકે છે. મુખ્ય નદી બનારસ છે. જે ગરમીમાં ખારી બનેછે. મુખ્ય પાક ઘઉં, ચણા અને કપાસનો થાય છે. ભાષા ગુજરાતી બોલાયછે. મુખ્ય વસ્તી



રજપુત, વાણીયા, બ્રાહ્મણ, કોળી, કણબી અને શ્રાવકો છે.

મુખ્ય પાયતખત રાધનપુરમાં વસ્તી ૧૪૭-૨૨ ની છે. એમાં નવાબના આલીશાન મેહેલો છે. શેહેરમાં સદર અદાલત, ફોજદારી અદાલત તથા બહાદુરખાનજી લાયબ્રેરી એ ત્રણે મકાનો રોનકદાર છે. રાજ્યમાં મુખ્ય ગામો ટુઅડ, અમી, મુજપર, કુંવારદ, પંચાસર, બોલારામ અને સંખેશ્વર છે.

આ રાજ્ય હાલમાં જાણીતા બાબી ઘરાણાના તાબામાં છે, અને આ કુટુંબ હુમાયુનના સમયથી જાણીતું છે. પ્રથમ આ રાજ્ય વાઘેલાને તાબે હતું, પણ ગુજરાતના મુસલમાન સુબાના સમયમાં ત્યાં ફતેહખાન બલોચા રાજ્ય કરતો હતો, અને તેના વંશજ રાધનખાનના નામ ઉપરથી આ શેહેરનું નામ રાધનપુર પડયું હતું એવું કહેવાય છે. બાબી વંશનો જે પેહેલો પુરૂષ હિંદમાં આવ્યો તે હુમાયુન સાથે આવ્યો હતો, અને અકબરના સમય પછી બાબીઓને ગુજરાતમાં મોકલવામાં આવ્યા હતા. આ વંશમાંના જાફરખાન બાબીના એક બેટા મહમદશેરને "ખાનજહાન જવાં મર્દ" ના ખેતાબ સાથે ૧૭૧૬ માં રાધનપુરના સુબાની જગ્યા મળી, અને ૧૭૨૩ માં બીજાં કેટલાંક પ્રગણાં મલ્યાં હતાં, અને છેલ્લે ૧૭૨૫ માં ગુજરાતના સુબાનું પદ મલ્યું. તેમના પછી કમાલુદ્દીન ગુજરાતના સુબા થયા. આ નવાબને પેશવા સાથે અમદાવાદના કિલ્લા પાસે ૧૭૫૭માં લઢાઇ થઇ, પણ તેમાં સુલેહે કરી સમાધાની પાંચરી હતી. ૧૭૬૫ માં કમાલુદ્દીનનાં મોત બાદ ગજુદ્દીનખાન ગાદીએ બેઠા. એ ૧૮૧૩ માં મરણ પામતાં શેરખાનજી ગાદીનશીન થયા, અને એજ સમયથી આ રાજ્ય બ્રિટીશ સાથના સંબંધમાં આવ્યું છે. આ નવાબ ૧૮૨૫ માં મરણ પામતાં જોરાવરખાનજી બાળવયે ગાદીએ બેઠા, ને ૧૮૩૮ માં રાજ્યકારોબાર હાથ ધર્યો. તેમના કુંવર

૧૮૭૪ માં ગાદીએ બેઠા. ને હાલના નવાબ બીસમીલ્લાખાનજી તેમના પછી ગાદીએ બેઠા તે હાલના નવાબ છે. રાધનપુરના નવાબને બ્રિટીશ છાવણીમાં ૧૧ તોપોનું માન મળે છે.

**રાધા વલ્લભી પંથ**—આ એક પંથ છે. એ પંથનો પૂજ્ય ગ્રંથ "રાધાસુધાનિધિ" નામે છે. આ પંથનો એક મઠ મથુરામાં ઈ. સ. ૧૫૮૫ માં સ્થાપવામાં આવ્યો હતો. આ પંથના લોકો પોતાનાં મત પ્રતિપાન થકી બ્રહ્મ વૈવર્તપુરાણની મદદ લે છે.

ભારત ભાગવતમાં રાધા ક્યે જડતી નથી, પણ બ્રહ્મ વૈવર્તપુરાણમાં એવું વર્ણેલું છે કે "ગોલોક નામે એક સ્વર્ગ છે તેમાં ઈચ્છા" શક્તિએ રાધા રૂપ લઈ કૃષ્ણ પાસે રહે છે. તેની પાસે પુષ્કળ ગોપીઓ હોઇ કૃષ્ણ પાસે પણ અનેક ગોપી હતા. એક સમે કૃષ્ણ અને રાધા વચ્ચે કજીયો થતાં સુદામા નામે ગોપે તેને શ્રાપ આપ્યો કે "તું મૃત્યલોકમાં જન્મ લેશે" ત્યારે રાધાએ પણ તેને શ્રાપ આપ્યો કે "તું મૃત્યલોકમાં શંખચૂડ નામે દૈત્ય બનશે." તે મુજબ રાધા એ વૈષ્ય જાતમાંના વૃષભાનુ અને કલાવતીને ઘેરે અવતરી, અને તેની સાથે કૃષ્ણનાં લગન થયાં, પછી તેનો અને કૃષ્ણનો વિયોગ થતાં તે ગોલોક ગઇ. પાછળથી કૃષ્ણ અવતાર પુરો થતાં કૃષ્ણ પણ ગોલોક ગયા.

રાધા વલ્લભી પંથના પુરૂષ શિષ્ય પુશકળ છે. તેઓ ઘંણુ કરી "સખી ભાવ" યાને રાધાનો સોંગ લે છે.

**રાનગર**—પંજાબમાં ચીનાબ કાંઠેનું એક શેહેર. ગુજરાનવાલાની પશ્ચિમે ૨૮ મૈલ ઉપર છે. ૧૮ મી સદીમાં આ શેહેર ચઢતી કળાએ પુગું હતું અને તે વેળા એને રસુલનગર કહેતા હતા. પણ ૧૭૯૫ માં રણજીતસિંગે એનો નાશ કર્યો હતો, અને તેનું નામ રામનગર રાખ્યું હતું. હાલમાં વસ્તી માત્ર ૭૦૦૦ ની છે. દર એપ્રેલમાં અત્રે મોટી જાત્રા ભરાય છે.

**રાનપેટારી**—આ જંગલી ઝાડ ૧૪થી ૨૦ ફીટ ઉંચાં વધે છે. એનાં પાંદડાં હથેળી જેવડાં ને પેટારીનાં જેવાંજ હોય છે. આ ઝાડની અંતરછાલમાંથી કાગળ બનાવી શકાય છે.

**રાનભેંડી**—એ બે જાતનાં નાહનાંમોટાં ઝાડ ઉગે છે. એ પાંચથી છ ફીટ ઉંચાં ને બીજાં નાહનાં છોડરૂપી ઉગે છે. રાનભેંડીનાં ઝાડ બધે બધ ઉગે છે. એની કુમળી ભીંડીની ભાજી ખાંવાના ઉપયોગમાં આવે છે. એની છાલ સુકવી તેનો આટો બનાવી પુષ્ટિકારક ખોરાક તરીકે ખાવાના ઉપયોગમાં લેવાય છે. એની છાલમાંથી અર્ક કાઢવામાં આવે છે. અને મુળીયાં રંગનાં કામમાં વપરાય છે.

**રાપતી**—આ નદી નેપાળની પશ્ચિમ ભણી પર્વતમાંથી નિકળી અગ્નિય દિશાએ વહેતી ગોરખપૂર ઉપરથી વહેતી છપરા શેહેર નજદીક ગંગાને મળે છે.

**રાબ્બિટ**—આ પ્રાણી યુરપનું વતની છે. પ્રથમ એને સ્પેનથી ઈંગ્લંડમાં આણવામાં આવ્યું હતું. એ સસલાંને તદન મળતું પ્રાણી છે. એ ટોળાબંધ ફરે છે, ને દર બનાવી તેમાં વસે છે. એઓ પોતાના દરમાં દુશમન આવતાં તેપર હુમલો કરી સામા થાય છે. એમાં જેવો અનુંભવી ને ઘરડા હોય છે તેઓ દરની ચોકી કરે છે, ને દુશમનનો સંસારો સાંભળતાં બધા દરમાં ભરાઇ જાય છે. યૂરપનાં જંગલી રાબ્બિટનો રંગ સસલાં જેવો ભુરો હોય છે; પણ પાળેલાં રાબ્બિટનો રંગ તર્હેવાર હોય છે. એમની આંખો ખુલ્લા રાતા રંગની હોય છે. ઈંગ્રેજો એમનું માસ હોંસે હોંસે ખાય છે.

**રામ**—ઇક્ષ્વાકુ કુલોતપન્ન અજ રાજાના પુત્ર દશરથને કૌશલ્યાથી થએલા મહાપ્રતાપી, વિષ્ણુના અંશથી થએલો પુત્ર. વાલ્મિક ઋષિએ ૧૦૦ કરોડ શ્લોક, ભવિષ્ય રૂપ

લખી રાખ્યો. તે મુજબ રાવણ વગેરે દુષ્ટ રાક્ષસોનો સંહાર કરવા વીષ્ણુએ રામ અવતાર ચાલુ મનવંતરમાં ૨૪ મા પર્યાયમાં (ચોકડીમાં) ત્રેતાયુગમાં લીધો હતો.

અધ્યાત્મ રામાયણમાં આ અવતાર ૨૮ માં પર્યાયમાં થએલો જણાવ્યો છે. પણ તે આ કલ્પને લાગુ પડતું નથી.'

દશરથ રાજાને કૌશલ્યાથી જેમ રામચંદ્રજી ઉત્પન્ન થયા તેમજ સુમીત્રાથી લક્ષ્મણ અને શત્રુઘ્ન એવા બે અને કૈકયીને ભરત નામે પુત્ર થયો હતો. રામચંદ્રજીના જન્મ દીવસે ચૈત્રશુકલની નવમી હતી.

**રામકલી**—હિંડોલ રાગની એક રાગણી. આ રાગણી ગાવાનો વખત બામદાદનો છે. સંગિત શાસ્ત્રમાં જણાવેલાં અલંકારીક વર્ણન મુજબ આ રાગણી સ્ત્રી રૂપે સુંદર લાવણ્યવતી, અંલકાર યુક્ત, સુગંધી અત્તરથી મઘમઘતી, પોતાના આશકની રાહ જોતી, બેઠી છે. અને તેનાં દર્શન સાથે તેના પગે પડેછે, અને તેની હમેશની સાથી થવા આરજુ કરેછે ને તાણા મારે છે. એના પુત્ર ચંદ્રબીંબ અને મંગળ છે.

**રામગંગા**—આ નદી કમાઉન પ્રાંતમાંના ડુંગરમાં અલમોરાના કિલ્લાની વાયવ્યે ૨૫ મૈલ ઉપરથી વહેછે. તે ત્યાંથી અગ્નિ દીશાએ વહેતી રોહીલ ખંડમાંથી વલણ લેતી કનોજ નજદીક ગંગાને મળે છે. એ ૩૦૦ મૈલ લાંબી છે.

**રામજોશી**—આ કવીનો જન્મ ઇ. સ. ૧૭૬૨ માં સોલાપુરમાં થયો હતો. એણે વૈરાગ્ય ઉપર અનેક લાવણીઓ સુરસ ભાષામાં જોડી છે. છંદઃશાસ્ત્રપર છંદોમંજરી નામનો એનો એક ગ્રંથ પ્રસિદ્ધ છે. મોરોપંત કવિની આર્યાઓ એણેજ જાહેરમાં આણી હતી. એનું મરણ ૧૮૧૨ માં નીપજ્યું હતું.

**રામદાસ**—આ મહાન વિદ્વાન પંડિત અને ઈશ્વરભક્તનો જન્મ ઇ. સ. ૧૬૦૮ માં ગોદાવરી કાંઠેના જાંબ ગામમાં થયો હતો. એના પિતાનું નામ સૂર્યાજીપંત ઠોસર અને માતાનું નામ રાણુબાઇ હતું. સૂર્યના પ્રસાદથી એનો જન્મ થવાથી એનું પ્રથમ નામ નારાયણ રાખ્યું હતું; પણ પાછળથી એ રામની ઉપાસના કરવા લાગો તેથી એનું નામ રામદાસ સ્વામી પડયું. એણે ૨૦ વર્ષની ઉંમરથીજ વૈરાગ્ય ધારણ કરી રામભક્તી કરવા લાગો. એનીપર રામની પ્રિતી હોવાથી એને હનુમાનનો અવતાર કહેછે. કેટલાકો આ સાધુને પુછડી જેવા અવયવ હોવાનું જણાવી તેને હનુમાન અવતારનો ગણે છે. એણે અનેક ચરીત્રો લખ્યાંછે. તે માહેલા અનેક ચમત્કારો બાદ કર્યા છતાં, રામદાસના ઉપદેશથી મહારાષ્ટ્ર દેશપર જે અજબ જેવો છાપ પડી મરાઠાઓએ એક મોટું રાજ્ય સ્થાપન કર્યું; એ અદભૂત બીના ઇતિહાસ પ્રસિદ્ધ છે. રામદાસનો એક જુદોજ પંથ સ્થાપન થયો હતો. એના શીષ્યોમાં મુખ્ય શ્રી છત્રપતિ શિવાજી, ઉદ્ધવ, કલ્યાણ, જયરામ, બયાબાઇ, શહાપુરકર, આકાબાઇ, વેણુબાઇ, વગેરે હતાં.

રામદાસનાં શ્લોક, અભંગ, પદો વગેરે પદ્યરચનાનાં અનેક ગ્રંથો જાણીતા છે. દાસબોધ નામના શ્લોક, સગુણ નિર્ગુણ ધ્યાન, માણુંસપુજા અને બીજા અનેક ગ્રંથો આ સાધુ પુરૂષે રચ્યા હતા. મુકુંદરાજ, જ્ઞાનેશ્વર, એકનાથ કરતાં પણ આ સાધુ પુરૂષ મહારાષ્ટ્ર દેશમાં ભારે પ્રસિદ્ધ છે. તુકારામ અને રામદાસ એઓ સમકાલિન હોવાથી એઓ વચ્ચે મતફેર હોવાનું જણાવવામાં આવે છે.

આ સાધુ પુરૂષ પરળીના કિલ્લામાં રહેતો હતો. આ કિલ્લાને હાલમાં સજ્જનગઢ કહે છે. આજ કિલ્લાપર ઇ. સ. ૧૬૮૧માં મરણ પામતાં એની સમાધી બંધાવી હતી તે હજી કાયમ છે.

મરાઠાઓની રાજ્યસ્થાપના સાથે તથા શિવાજીના રાજ્ય કર્તત્વ સાથે રામદાસ સાધુનો મુખ્ય સંબંધ હતો એમ મરાઠા તવારીખ ઉપરથી જણાય છે.

**રામનગર**—વાયવ્ય પ્રાંતમાંનું એક શેહેર. બનારસથી બે મૈલ ઉપર ગંગા નદીને કાંઠે છે. અત્રે કાશીના રાજાનું મથક છે. અત્રે એક બજબુત કિલ્લો બાંધેલો છે. વસ્તી ૧૧૮૫૯ ની છે.

**રામપુર**—આ દેશી રાજ્યની ઉત્તરે કાશીપુર, પૂર્વે નેપાળ, દક્ષિણે બરેલી અને પશ્ચિમે મુરાદાબાદ છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૨૯૪૫ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૫૪૨૦૦૦ ની છે. વાર્ષિક ઉપજ રૂ. ૧૪૬૦૪૦૦ ની થાય છે. રાજ્યનાં લશ્કરમાં ૫૦૫ સ્વાર, ૯૭૭ પેદલ, ૧૦૨૩ પોલીસ ફોજ, ૨૮ તોપ અને ૩૧૫ ગોલંદાજ છે. દેશ પહાડી તેમ સપાટ છે. તેમાં કોસીલ, નાહલ અને રામગંગા મુખ્ય નદીઓ વહે છે. આથી ત્યાં ચોખા, શેરડી, કપાસ, કઠોળ, તલ, પપેટા વગેરેનો પાક થાય છે. મુખ્ય વસ્તી રોહીલા અને પઠાણુની છે. તેમની ભાષા હિંદુસ્તાની છે. મુખ્ય પાયતખત રામપુર દિલ્લીની પૂર્વે ૧૮૦ મૈલ ઉપર અને મુરાદાબાદથી ૨૫ મૈલ ઉપર છે. તેમાં નવાબના મેહેલો છે. રાજ્યકર્તા પઠાણુ જાતના મુસલમાન છે. મુખ્ય શેહેર રામપુર કોશલ્યા નદી કાંઠે દિલ્લીથી ૧૧૦ મૈલ ઉપર છે. તેમાં વસ્તી ૭૬૭૩૩ ની છે.

**રામફળ**—એનું ઝાડ સીતાફળના વર્ગનું છે. પણુ એ તે કરતાં વધારે ઉંચું હોય છે. એના વિસ્તારનાં પ્રમાણુમાં તેની છાયા શિતળ રહે છે. રામફળનું ઝાડ ૩૦ થી ૪૦ વર્ષ જીવે છે. રામફળનું ઝાડ રોપ્યા પછી તે પર પાંચ છ વર્ષે ફળ આવે છે.

એનો હિંગામ ફાલ્ગુનથી ચૈત્રની આખેરી વેરનો હોય છે. રામફળ પાકતાં તેનો ગર નરમ અને મીઠો બને છે તેમ તેનો વાસ સારો આવે છે. એમાં ગર ભારોભાર હોય છે.

રામફળનું ઝાડ ઉગાડવા માટે માલ જમીન જોઇએ. એની માવજત સીતાફળનાં ઝાડ પ્રમાણે લેવાય છે. (જુઓ સીતાફળ) એનાં બી ફળ પાકતાંજ તાજાં કાઢી રોપવાં પડે છે.

રામફળવૃક્ષ જૂદા જૂદા ઉપ્યોગમાં આવે છે, તે નીચે દર્શાવ્યા મુજબઃ—કાચાં રામફળનો કાળો રંગ બને છે, અને તાજાં લીલાં પાંદડાંમાંથી ઉત્તમ પ્રકારનો આસમાની રંગ બને છે. ચાંમડાં રંગવા માટે કુમળી ડાંખળી અને પાંદડાંનો ઘણો ઉપયોગ કરવામાં આવે છે, કુમળી ડાંખળીમાંથી સારી જાતનાં તંતુ નિકળે છે.

રામફળનો આકાર બળદના રૂદય જેવો હોવાથી ઇંગ્રેજીમાં તેને "બુલડસ હાર્ટ કહે છે.

રામફળની છાલ તુરી હોય છે. મલાઇ અને ચીનાઇ લોકો એની છાલનું ચુર્ણ શકિત વર્ધક જાણી ઉપ્યોગમાં લીયે છે. એનાં લાકડાંનો ઝાઝો ઉપ્યોગ થતો નથી. એક ઘન ફીટ લાકડાનું વજન ૨૦ શેર હોય છે.

આ ઝાડના વર્ગમાંની બીજી બે ત્રણુ જાત છે. તે ઝાડ હીંદુસ્તાનમાં થતાં નથી પણુ તેમાંનું એક જાતનું ઝાડ મદ્રાસ તરફ ઉગાડવામાં આવ્યું છે. આ ઝાડનાં ફળનો રંગ લીલો હોઇ તે પર કાંટા હોય છે. આ દરેક ફળનું રતલથી વધારે વજન થાય છે. આ ફળને ખાટો સીતાફળ કહે છે.

રામફળનાં ઝાડ રતાસવાલી તથા રેતાળ જમીનમાં સારાં ઉગે છે. રામફળનાં નવાં ઝાડ બીજથી ઉગાડી શકાય છે. બીયાં કયારામાં રોપી જ્યારે ચાર માસ થાય ત્યારે તે જ્યાં હંમેશને માટે રોપવાં હોય ત્યાં દસ દસ કે બાર હાથને છેટે ખાડો ખોદી તેમાં વાવી પાણી સીંચવું, એ ઝાડ મોટાં થતાં સુધી પાંચ છ દહાડે પાણી પાયા કરવું પડે છે. કોઇ પણુ જાનવરનાં માંસનું ખાતર આ ઝાડ પર ફુલ આવ્યા પેહેલાં આપ્યાથી ફાયદો થાય છે; એટલે ફળો ઘણાં મોટાં થાયછે, તેમજ નાળીએરી, ખજુરી, તાડ વગેરેનો રસ જેને તાડી કહે છે તેનું ખાતર એને આપ્યાથી ઝાડ ઘણુંાંજ જલ્દી તૈયાર થાય છે.

**રામબાણુ**—એને પાનબાજરી પણુ કહે છે. એ જળમય જગ્યામાં બાજરીના

છોડ પ્રમાણે પાંચ છ ફીટ ઉંચા વધે છે. બાજરી પ્રમાણેજ એની ઉપર કણી આવે છે તેને પાનબાજરી કહે છે. આ પાનબાજરી સુકવી તે ઉપરનો રૂ ચકમક સળગાવવાના ઉપયોગમાં લીયેછે. આ પાનબાજરી યાતે તેલમાં બોળી સળગાવવાથી સારી બળે છે. જખમ ઉપર પાનબાજરીયાની રાખ ચોપડતાં જખમ સારો થતો કહેવાય છે.

**રામલીલા**—કાર્તક માસમાં આ તેહેવાર આવેછે. એને રાવણવધ પણ કહેછે. વાયવ્ય પ્રાંતનાં મોટાં શેહેરોમાં કાગળનો એક ગંજાવર રાવણ બનાવી તેને એક બનાવટી કિલ્લાપર બેસાડે છે અને ૯ દિવસ સુધી મનુષ્યો, રીંછ, વાંદરા વગેરેનાં સોંગ લઇ રામસૈન્ય તેની પર બાણનો વર્સાદ વર્સાવે છે, છેલ્લે સુરંગથી તે કીલ્લાને રાવણ સાથે ઉરાડી મેલે છે.

કાશીમાં એવો રેવાજ ચાલુ છે કે એક છોકરાને શ્રી રામચંદ્રજીનો વેશ આપી તેના હાથે કૃત્રિમ રાવણનો વધ કરાવે છે, તેને રાવણવધ કહે છે.

**રામ્સડન જેસી**—આ જાણીતા ગણિતશાસ્ત્રી તથા યંત્રકારનો જન્મ ઇ. સ. ૧૭૩૫માં હેલિફેક્ષ પાસે થયો હતો. પ્રથમ એણે કાપડ વણવાનાં કામમાં નોકરી બજાવી ૧૭૫૫ માં લંડન ખાતે કોતરકામ કરનાર તરીકે કામ બજાવ્યું હતું, અને ત્યાંજ એ પરણ્યો હતો. તે વેળા એણે પદાર્થો વચ્ચેનો કોણ-અંતર માપવાનું યંત્ર, ત્રિકોણ મિતિમાં અંતર માપવાનું દુર્બીન, વધુવત્ત સંબંધી બેરોમીટર, મેકરોમીટર વગેરેમાં સુધારા કર્યા હતા. એણે ગણીત શાસ્ત્ર સંબંધી યંત્રો રચવામાં અનેક વર્ષો ગુજારી ઇ. સ. Discription of an Fngine for Dividing Mathematical Instruments ૧૭૭૭ માં નામે ગ્રંથ પગટ કર્યો હતો. આ ગ્રંથ પ્રસિદ્ધ થતાં લૉંગેટચુડનાં કશમીનરોએ એને ૬૧૫ પૌંડનું ઇનામ આપ્યું હતું. ૧૭૮૬ માં રોયલ સોસાયટીના ફેલો તરીકેનું પદ બક્ષવામાં આવ્યું હતું. એનું મરણ બ્રિગટોનમાં ૧૮૦૦ માં ૫ મી નવેંબરે નીપજ્યું હતું.

**રામાનુજ સ્વામી**—૮૦૦ વર્ષ ઉપર આ વિદ્વાન પંથ સ્થાપક થઈ ગયો. રામાનુજે શ્રી ભાષ્ય, વેદાર્થ સંગ્રહ, ગીતા ભાષ્ય અને ગદ્યત્રય વગેરે ગ્રંથ બનાવી અનેક શિષ્ય બનાવી મઠો સ્થાપન કર્યો. એના પછી વેદાંત વેદાંત ચાર્ય તથા, તે પછી સુદર્શના ચાર્ય બ્રહ્મસ્વતંત્ર, પરતંત્ર સ્વારી, વરવરમુની વગેરે મહાન પંડીતોએ રામનુજનો મત પ્રસિદ્ધ કર્યો. તે પછી તેમાંથી વડમલ અને તૈંગલ એટલે ઉત્તર ભણીનો અને દક્ષિણ ભણીનો એવા બે પંથ થયા. તૈંગલ એટલે દક્ષિણ ભણીનો, તેમનો મુખ્ય તોતાદ્રી મઠ હોઇ તેમની રીતભાત જૂદીજ છે. તેઓ પોતાનાં તમામ કર્મ "દ્રવિડ પ્રબંધ" નામે એક પ્રાકૃત ગ્રંથ છે તે ઉપરથી કરેછે. તેઓ વિધવા સાથે પરણતા નથી, તેમ યજ્ઞમાં હિંસા કરતા નથી. વેરાગી વગેરે તમામ તૈંગલ મતમાં છે. રામાનુજનો જન્મ પરમાં થયો ને મરણ કાવેરી કાંઠે શ્રી રંગમાં નીપજ્યું હતું.

રામાનુજ સ્વામીને શેષનો અવતાર જણાવે છે. એનો ઇતિહાસ દિવ્ય ચરિત્ર નામે એક કાનડી ભાષામાંના ગ્રંથમાં લખેલો છે. તે આ મુજબઃ—રામાનુજ કેશવાચાર્ય અને ભૂમીદેવીનો પુત્ર હતો. પિંડબરમાં તેનો જન્મ થયો હતો. એણે કાંચી ક્ષેત્રમાં અભ્યાસ કરી શ્રી રંગ એટલે ત્રીચનાપલ્લીમાં જઇ ગ્રંથો રચ્યાં અને પોતાનાં વૈષ્ણવ મતનો પ્રસાર કર્યો. આથી ચોલ દેશના શૈવ રાજાએ રામાનુજને કેદ કરવાનો વિચાર કરતાં, એ નહાશીને માયસોરના રાજાના આશ્રયમાં જઇ તેનો જૈન ધર્મ ત્યાગ કરાવી તેને શ્રી વૈષ્ણવ મતમાં દાખલ કરી તેનું વીતલ દેવ નામ ફેરવી વીષ્ણુંવર્ધન નામ રાખ્યું. પછી રામાનુજે મેલ કોટામાં મઠ બંધાવ્યો હતો. ચોલ દેશનો રાજા મરણ પામતાં રમાનુજ

ફરી શ્રી રંગમાં જઇ વસી પંથ ફેલાવ્યો હતો.

રામાનુજનો મંત્રોપદેશ " શ્રી રામાયનમ " આ છ અક્ષરી હોઇ, તુળસી, ગોપીચંદન, શાલીગ્રામ, નારાયણ, વીષ્ણુ, રામ, શ્રી રંગ, વ્યંકટેશ, લક્ષ્મી, જગન્નાથ વગેરે વૈષ્ણુ-દેવતા પુજ્ય માનેલા છે. રામાનુંજના મુખ્ય ગ્રંથો શ્રી ભાષ્ય, ગીતા ભાષ્ય, વેદાંત સંગ્રહ વેદાંત પ્રદીપ, વેદાંત ક્ષાર વગેરે અતિ મહ-ત્વના છે.

રામાનુજનાં મત પ્રમાણે નારદપંચ રાત્ર, રામ વીષ્ણુ નારદ ગરૂડ પલ, વરાહ અને ભાગવી એ છ પુરાણો માત્ર પ્રમાણ તથા સાત્વિક ગ્રંથો છે. એના મતને " વિશિટા-દ્વૈત " મત કહે છે. એના શિષ્ય ઘણા છે. તેમાં મુખ્ય દેવનંદ, હરીનંદ, રાઘવાનંદ અને ચોથો રામાનંદ ( ઇ. સ. ૧૪૦૦ માં ) મુખ્ય થઈ ગયા છે. રામાનંદના મુખ્ય બાર શિષ્ય હતા—આશાનંદ, કબીર મેમણ, રોહીદાસ ચમાર, પીપારજપુત, સૂરસુરાન, સુખાનંદ, ભાવાનંદ, ધનાભટ, સેનાહજામ, મહાનંદ, પરમાંનંદ અને શ્રીયાનંદ એઓ તમામ ભીખારી હતા, અને તેઓએ અનેક પ્રાકૃત ગ્રંથો રચ્યાં હતા.

રામતુજનાં ૭૦૦ મઠો હિંદમાં ફેલાયલાં છે. આ મઠ અહોબલમઠ, તોતાદ્રી, રામેશ્વર, શ્રી રંગ, કાંચી, મેલાકોટ વગેરે છે. કેટલાકમાં સન્યાસી અને કેટલાંકમાં આચાર્ય અધિ-કારીઓ છે.

આ સંપ્રદાયના લોકો વૈષ્ણવ પ્રજાની નજરથી અભડ છેટ થતી માનતા હોવાથી તેઓ પરદા લગાડી જમે છે.

**રામેઠા**—એનાં વિશાળ ઝાડનાં પાંદડાં ત્રણ ચાર આંગળ લાંબાં હોય છે. એ પર મીઠાં અને સફેદ ફુલનો બહાર આવે છે. એનો રસ આંખમાં લાગતાં તે ઇજા કરે છે. આ ઝાડ પહાડી પ્રદેશમાં ઉગે છે.

**રામેશ્વર**—( સેતુબન્ધ.) બાર જ્યોતિલિંગમાંનું એક યાત્રાનું ધામ. લંકા જવા માટે રામ-ચંદ્રે જે બંધ અથવા પૂલ બાંધ્યો; ત્યારે તેની પાસે શ્રી રામચંદ્રજીએ રામેશ્વરની સ્થાપના કરી હતી, એવી બીના પુરાણ પ્રસિદ્ધ છે. હાલમાં રામેશ્વર એ ટાપુમાં હોઈ તેનું મોટું મંદીર છે, અને ત્યાં વસ્તી પણ ઘણી મોટી છે. આ બંધ પાસેના સમુદ્રમાંની રેતી પ્રયાગ લઇ જઇ ગંગામાં નાંખે છે, અને ગંગા જળની શિશીઓ ભરી રામેશ્વર લઇ જઇ સ્નાન નાખે છે. આ કાર્યમાં ઘણું પુન્ય માની કેટલાકો પોતે જઇ યા મજુરો પાસે મંગાવી જળ વેચવાનો ધંધો કરે છે. ગવાલેર, ઇંદોર, વડોદરા આ જળ તથા રેતી લાવ લઈ જાવ કરનારા ' કવાડી 'ઓનો મોટો ઉદ્યોગ ચાલે છે. કોઇ બસો રૂપીયામાં રામેશ્વરથી એક ખેપ કરે છે.

**રાય આંબલી**—એનાં વૃક્ષ જંગલમાં વિશાળ ઉગે છે. એનાં પાંદડાં ગરમાળાનાં પાંદડાં જેવડાં લાંબાં હોય છે. એ ઝાડનાં અંગ ઉપર ફળોના ગુચ્છા આવે છે. એનું અચાર બનાવે છે.

**રાય**—*ઘંઉ, ઓટ અને જવની માફક રાયનો છોડ ઘાસની જાતનો છે. પેહેલાં ગ્રેટ બ્રિટનમાં તેને ઘણો વાવતા હતા, અને હજી પણ કેટલેક દરજ્જે તેની ખેતી મુખ્યત્વે કરીને ઇંગલંડના પૂર્વ તરફના કિનારા ઉપર થાય છે. પણ એ દેશના ઘણાખરા ભાગમાં લીલા ચારા તરીકે રાય વપરાય છે. રાયનું અનાજ વડાં કરવાને ઘણુંકરીને વાપરવામાં આવે છે, પણ તેના આટાનાં પાંઉ બને છે. રાયનાં પાંઉ કાળા રંગનાં, ભારે અને ખટાશ પડતાં હોય છે. પણ એ ઘણો વખત સુધી સુકાતાં નથી. ઉત્તર યુરોપના ઘણા ભાગમાં ખોરાક તરીકે એ પસંદ પડે છે, અને તે કાળાં પાઉં તરીકે ઓળખાય છે. બે ભાગ ઘઉંનો આટો અને એક ભાગ રાયનો આટો મેળવીને સ્વાદિષ્ટ પાંઉં બનાવાય છે.

* ખોરાક ગ્રંથ આધારે

રાયના અનાજ ઉપર એક તરેહની લીલ વિચિત્ર રીતે પેદા થાય છે. તેની અસરથી અરગટ ઑવ રાય પેદા થાય છે. દાણાનો આખો ભાગ બદલાઇ જઇ કાળો થાય છે, અને તેમાં એક વિચિત્ર મિશ્ર પદાર્થથી બને છે તેને અર્ગટીન કહેછે. આ પદાર્થથી અરગટ વાળું અનાજ ખાવા લાયક રહેતું નથી, અને કોઇ વખત તો ભયંકર નિવડે છે:

રાયના આટાનું બંધારણ નીચે દર્શાવ્યા મુજબ છે.

| | ૧૦૦ ભાગમાં. | એક રતલમાં. આંઉસ. | ગ્રેન. |
|---|---|---|---|
| પાણી... | ૧૩.૦ | ૨ | ૩૫ |
| એલ્બ્યુમીનો- | | | |
| ઇડસ વગેરે | ૧૦.૫ | ૧ | ૮૨૯ |
| સ્ટાર્ચ વગેરે | ૭૧.૦ | ૧૧ | ૧૫૭ |
| ચરબી | ૧.૬ | ૦ | ૧૧૨ |
| સેલ્યુલોઝ | ૨.૩ | ૦ | ૧૬૧ |
| ધાતુમય પદાર્થ | ૧.૬ | ૦ | ૧૧૨ |

અત્રે પૈષ્ટિક પ્રમાણ ૧.૭ છે અને પૈષ્ટિક યોગ્યતા ૮૫ છે.

**રાયગઢ**—મધ્ય પ્રાંતમાંનુ એક સંસ્થાન. એ સંબળપુર જીલ્લામાં છે. એનું ક્ષેત્રફળ ૧૪૮૬ ચોરસ મૈલ છે. વસ્તી ૧૨૮૫૪૩ ની છે. મુખ્ય પાક ચોખા, ધાન્યો, કપાસ અને શેરડીનો થાયછે.

**રાયપૂર**—મધ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એની ઉત્તરે વીલાસપૂર, પૂર્વે સંભલપૂર, દક્ષીણે બસ્તાર, પશ્ચિમે ચંદા ને બાલેઘાટ છે. ક્ષેત્રફળ ૧૧૭૨૪ ચોરસ મૈલ છે. તેમાં ૫૦૬૩ ગામડાં. લોકવસ્તી ૧૫૮૪૪૨૭ ની છે.

મુખ્ય નદી સેવનાથ, હાંવ, માહાનદી, કરકરા, તેંડુલા, ખોરથી વગેરે છે. ધળીગામમાં લોઢું પુશકળ મળેછે. ગંદાઇ અને ઠાકોર તોલામાં ગેરૂ મળે છે. મુખ્ય ખેતી ઘંઉં, ચોખા, ગુલી, તંબાકુ વગેરેની છે.

વ્યાપાર ઉદ્યમ અને કલાકૌશલ્યામાં નીચલાં શેહેરો જાણીતાં છે. રાયપુર, બલોદા, શીંગગા, રાણીતલાવમાં ધાન્ય, લાખ, તથા કપાસનો વેપાર મોટો ચાલે છે. ધામતારીમાંથી લાખ અને જંગલી લાકડાં પરદેશ જાય છે. ખૈરગઢ ને નાંદગામમાં ધાન્યનો વેપાર ચાલે છે.

**રાયચોર**—નિઝામના રાજ્યમાંનો એક જીલ્લો. મુખ્ય શેહેર રાયચોર છે. જીલ્લામાં લોક વસ્તી ૫,૧૨૪૫૫ ની છે.

**રાયણ**—રાયણનાં વૃક્ષને મોટાં થતાં ઘણાં વર્ષો લાગે છે. ગુજરાતમાં એનાં પુશકળ ઝાડ ઉગે છે. રાયણનાં પાંદડાં બકુલીનાં પાંદડાં જેવડાં હોયછે; અને ફળો કડવા લીંબડાની લીંબોળીયો જેવાં હોય છે. આ ફળમાં દુધ હોય છે. તેનાં લીલાં ફળોને રાયણ અને સુકવેલાંને 'કોકડીયો' કહે છે. આ ફળ ખાવામાં મીઠાં હોયછે; પણ તે ઘણાં ગરમ છે. રાયણનું લાકડું સખત અને ચીકટ હોવાથી રંગારી લોકો રંગેલાં કપડાં વણવા તથા ધોવા માટે તેની સોટીઓ બનાવે છે.

રાયણનું ઝાડ રોપ્યા પછી તેપર ૧૫ થી ૨૦ વર્ષે ફળો આવેછે. આ રાયણ ફળ લંબો-ચાં હોયછે, તેનો રંગ પિળો હોયછે. રાયણ વધારે ખાઇ તેપર પાણી પિતાં જોલાબ થાયછે.

રાયણનાં બિયાંનું ઉત્તમ તેલ નિકળેછે: તેને ગુજરાતમાં "કળીયળ" કહેછે. આ તેલને ઘીમાં ભેળ કરવા વાપરેછે. એનો ખોળ ખાતર તરીકે ઉપયોગી હોયછે. પણ તેના કડવાસને લીધે ઢોરો બરાબર ખાતાં નથી.

**રાયબરેલી**—વાયવ્ય પ્રાંતમાંનો એક જીલ્લો. એની ઉત્તરે લખનઉ અને બડાબંકી; પૂર્વે સુલતાનપુર; દક્ષિણે પ્રતાપગઢ અને પશ્ચિમે ઉનેવ છે. ક્ષેત્રફળ ૧૭૫૨ ચોરસ મૈલ છે. તેમાં ૧૭૬૮ ગામો છે. લોક વસ્તી ૧૦૩૬૫૨૧ છે. મુખ્ય નદી ગંગા, સાઇ, લૂન અને બસાહા તથા નેમા છે. મુખ્ય પાક ઘઉં, ચોખા, કઠોળ, શેરડી, કપાસ, અફીણ, ગુલી અને તંબાકુનો ચાલુ છે. મુખ્ય શેહેરો રાયબરેલી, જૈસ અને દાલમા છે.

મુખ્ય શેહેર રાયબરેલી લખનઉની દક્ષિણ પૂર્વે ૪૮ મૈલઉપર છે. લોક વસ્તી ૧૧૭૮૧ છે.

**રાલિન્સન, સર હેન્રિ ક્રિસવિક બેરે-નાઇટ**—આ જાણીતો ભાષાશાસ્ત્રી તથા કુશળ એલચીનો જન્મ ઑક્સફર્ડશાયરમાંના એડલીંગટનમાં ઇ. સ. ૧૮૧૦ માં ૧૧ મી એપ્રીલે થયો હતો. ઇ. સ. ૧૮૨૭ માં ઇસ્ટ ઈંડીયા કંપનીનાં લશકરમાં દાખલ થઈ ૧૮૩૩ માં ઇરાન તરફ ઈરાની લશકરને તાલીમ આપવા માટે ગયો હતો. ત્યાંના ૭ વર્ષના વસવાટ દરમ્યાન ઇરાનના પુરાતમ લેખોની અનેક શોધખોળ કરી હતી. ઇરાનથી આવતાં ખંદહારમાં ૧૮૪૦-૪૨ માં થએલા ઝગડામાં રાલિન્સનને સરદારી આપવામાં આવી હતી. તે પછી ૧૮૪૪ માં બગદાદના પોલિટીકલ એજંટ તરીકે નેમવામાં આવ્યો હતો, અને ૧૮૫૧ માં કાનસલ જનરલ બનાવવામાં આવ્યો હતો. તે વેળા રૉલિન્સને લઢાઇનાં મેદાનમાં બહાદુરી તથા એલચી તરીકેની કુશળતા બતલાવવાથી ૧૮૫૬ માં કે. સી. બી. નો ખેતાબ આપી ઇસ્ટ ઈંડીયા કુંપનીના ડિરેક્ટર તરીકે નેમવામાં આવ્યો હતો. ૧૮૫૮—૫૯ માં ફરી ઇરાન તરફ બ્રિટીશ એલચી તરીકે નેમવામાં આવ્યો હતો. ઈંડીયન કાઉન્સીલમાં ૧૮૬૫ થી સભાસદ તરીકે અને ૧૮૭૬ માં વાઇસ પ્રેસિડંટ તરીકે નેમાયો હતો. ૧૮૬૫—૬૮ માં "ફ્રૉમ" તરફથી પાર્લામેંટના સભાસદ તરીકે નેમાયો હતો. ૧૮૭૬ માં બ્રિટીશ મ્યુઝિયમમાં ત્રસ્તી તરીકે નેમાઇ અને રોયલ એશિયાટીક સોસાયટીના ડિરેક્ટર તરીકે નેમાયો હતો. ૧૮૯૧ માં બેરોનાઇટનો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો. મરણ ૧૮૯૫ માં ૫ મા માર્ચે નિપજ્યું હતું.

**રાવણ**—વૈવસ્વત મનવંતરમાંનો બ્રહ્મ માનસ પુત્ર. પુલસ્ત્ય ઋષિનો પૌત્ર અને વિશ્વા ઋષિથી કૈકસી નામે સ્ત્રીને થએલા ત્રણ પુત્રમાંનો વડો. એ જન્મ્યો ત્યારથીજ ૧૦ માથાં ધરાવતો હતો. આથી એને દશગ્રીવ નામ મળ્યું. એ મોટો થતાં એણે માતા કૈકસીની આજ્ઞાથી પોતાના ભાઇ કુંભકર્ણ અને બિભિષણને સાથે લઈ ગોકર્ણ ક્ષેત્રમાં દસ હજાર વર્ષ તપ કર્યું. દસ હજાર વર્ષ પુરાં થતાં એ પોતાનું એક માથું કાપી અગ્નિમાં હોમાવતો, એ રીતે નવ હજાર વર્ષમાં નવ માથાં કાપ્યાં,ને તેનો ભોગ આપવાથી બ્રહ્માએ પ્રસન્ન થતાં એવો વર આપ્યો કે "દેવ, દૈત્ય, દાનવ, નાગ, યક્ષ, સુપર્ણ વગેરેના હાથે તાહરૂં મોત નિપજશે નહિ, તથા ઇચ્છિત રૂપ લઇ શકશે."

દશગ્રીવ, કુંભકર્ણ અને વિભિષણ એઓ પોતાના દોત્રા (છોકરાના છોકરા,) બ્રહ્માથી વર પામી બળવાન થવાનું સાંભળી, સુમાલી રાક્ષસ, મરિચ, વિરૂપાક્ષ, પ્રહસ્થ અને ગહોદ વગેરે રાક્ષસો સાથે આવી મળ્યા. તે પછી રાવણે સર્વના ઉપદેશ ઉપરથી પોતાના વડા ભાઇ વૈશ્રવણ પાસેથી લંકાનું રાજ્ય મેળવી ત્યાં રાજ્યરૂઢ થયો. એનાં પ્રાક્રમ જોઇ મયાસુરે પોતાની પુત્રી મંદોદરીને આપી, એક શક્તિની બક્ષેસ કરી, તેજ શકિત છેલ્લી લડાઇ દરમ્યાન એણે બિભિષણ ઉપર છોડતાં તે લક્ષ્મણને અથડી હતી.

તે પછી એણે પોતાના ભાઇ વૈશ્રવણ ઉપર ચઢાઇ કરી તેની અલકાનગરીને પાયમાલ કરી વૈશ્રવણને હરાવી મોટી જીત મેળવી હતી.

એક સમે 'પુષ્પક' વિમાનમાં બેશી કૈલાસ તરફ ફરતાં મહાદેવનાં નંદીને જોઇ તેની મશ્કેરી કરતાં તેણે શ્રાપ આપ્યો કે તારો નાશ વાંદરાઓ કરશે. આથી રાવણે કૈલાસને ઉંચકવાની કોશેસ કરી, પણ તેમ કરવા જતાં એના હાથો તેની હેઠળ કચડાઇ ગયા, ત્યારે શિવની પ્રાર્થના ૧૦૦૦ વર્ષ કરતાં એનો છુટકો થયો, તેજ દિવસથી એને રાવણ એ નામ પ્રાપ્ત થયું.

તે પછી મરૂત રાજાને જીતી દેશ દેશના રાજાને જીતતો યમ સાથે યુધ્ધ કર્યું, તેમાં યમે

એને કાલદંડથી મારવા જતાં બ્રહ્માએ વચમાં પડી સમાધાની કરી હતી. રાવણે પાતાળમાંના નાગો સાથે લઢાઇ કરી પણ જીત નહિ મળવાથી સુલેહ કરી. તે પછી પાતાળમાં બલી તરફ ગયો પણ ત્યાં એનું માન ભંગ થતાં એ પાછો વળ્યો.

રાવણ જ્યારે ફરવા નિકળતો ત્યારે જે જે સુંદર દાનવ, ગંધર્વ, યક્ષ વગેરેની કન્યા મળતી તેમનું હરણ કરતો. તેઓ એને રાત દિવસ શ્રાપ આપતી.

રાવણને મંદોદરીથી મેઘનાદ નામે પુત્ર થયો હતો. એક સમે મધુ રાક્ષસ એની મસીઆઇ બેહેન કુંભીનસીને નહસાડી લઇ ગયો. તેની સાથે યુધ્ધ કરવા જતાં સુલેહ કરી હતી.

એક સમે આકાશ માર્ગે જતાં એણે સમુદ્ર કિષ્કિન્ધાના રાજા વાલીને ધ્યાનમાં બેઠેલો દીઠો. એટલે પુષ્કર વિમાનમાંથી નીચે ઉતરી તેને પકડવા ગયો. વાલીએ રાવણને એક કાખમાં પકડી પોતાને ઘેર લઇ જઈ અંગદને પારણે રમકડાંની જગે બાંધ્યો. અત્રેથી એના પિતાએ એને છોડવ્યો હતો. એક સમે રાવણ સમુદ્ર કિનારે પાર્થિવી પુજન કરતો હતો, તે ત્યાંથી થોડે દુર સહસ્રાર્જુન પોતાની સ્ત્રીઓ સાથે ક્રિડા કરતો હતો; તેણે રાવણને કાખમાં પકડી જળક્રિડા કરી ઘરે લઇ જઇ બંદીખાને પુર્યો હતો, પણ કેટલેક દહાડે સહસ્રાર્જુનને દયા આવતાં તેનો છુટકો થયો હતો. લંકામાં આવતાં એણે બ્રહ્માને પુછ્યું કે મારૂં મોત કોણને હાથ છે? બ્રહ્માએ કહ્યું કે સૂર્યવંશી દશરથ રાજાના પુત્ર શ્રી રામચંદ્રને હાથે તારૂં મોત નિપજશે. એ સાંભળી દશરથને મારવાનો વિચાર કરતો હતો, એવામાં નારદે આવી જાણ કરી કે આજે દશરથનાં લગનછે. પછી એણે દશરથની જાન દરિયામાં ડુબાડી દીધી હતી (જુઓ દશરથ). રાવણ વગર નોતરે સિતાના સ્વયંવરમાં ગયો હતો ને ત્યાં ત્ર્યંબક ધનુષ્યને ભાંગવા જતાં તે એની છાતી ઉપર પડયું હતું; ને રામે તે ઉપાડી ભાંજ્યું હતું, તેથી રાવણ ઘણો ખીજવાઇ ગયો હતો. રામ જ્યારે પંચવટીમાં રહ્યા હતા, ત્યારે રાવણે પોતાના મામા મરીચને સુવર્ણનો મૃગ થઇ રામની પર્ણકુટી પાસે મોકલ્યો. જ્યારે સીતાના કહ્યાથી રામ તેને મારવા ગયો ને પાછળથી લક્ષ્મણ પણ ગયા ત્યારે રાવણે જોગીને વેષે સિતા પાસે જઇ જાચના કરી અને તે ફળ આપવાં બાહાર આવ્યાં એટલે રાવણ તેને ઉંચકી ચાલતો થયો. માર્ગમાં એણે રામના મિત્ર જટાયુ જોડે યુધ્ધ કરી તેની પાંખ તોડી નાખી હતી. સિતાને લંકામાં લઇ જઈ અશોક વાડીમાં ૧૦૦૦૦ રાક્ષસની ચોકીમાં રાખી હતી. રાવણે સિતાને પોતાને વશ થવાને બહુ બહુ સમજાવી, તેને મંદોદરી પાસે પણ કહેવાડ્યું, પણ સીતાએ માન્યું નહિ. શ્રી રામે સીતાના છુટકારા થકી વાનર સૈન્ય સાથે આવી લંકામાં લઢાઇ કરી તેમાં રાવણ માર્યો ગયો હતો.

**રાવણ જાહી**—હિંદમાં વસ્તી એક પ્રજા. એઓ કાલીકા દેવીના ઉપાસક ગણાય છે. એઓ માંસ ખાઇ દારૂ પીયે છે. તેઓ હજી અર્ધ જંગલી અવસ્તામાં વસે છે.

**રાવલપીંડી**—પંજાબમાંનો એક જીલ્લો. એની ઉત્તરે હજારા જીલ્લો, પૂર્વે ઝેલમ નદી, દક્ષિણે ઝેલમ જીલ્લો, અને પશ્ચિમે સિંધુ નદી છે. એનું ક્ષેત્રફળ ૪૮૫૦ ચૌરસ મૈલ છે, તેમાં ૧૮૪૧ ગામો ને લોક વસ્તી ૮૮૭૧૯૪ ની છે. મુખ્ય નદી સિંધુ ઝેલમ અને સોહમોહરહ છે. ખનીજ ઉત્પતિ સંગેમરમર, ખનીજ તેલ, જીપસમ, અને ગંધકની છે. મુખ્ય ખેતી ઘંઉ, બાજરી, મકાઇ, ચણા, જુવાર, અનાજ, કઠોળ, શેરડી, તંબાકુ અને ઔષધિ વનસ્પતિ પણ મળે છે. જીલ્લામાં ૧૬૬ મૈલ રેલ્વે દોડે છે.

મુખ્ય શેહેર રાવલપીંડી લાહોરની પશ્ચિમે ૧૬૦ મૈલ ઉપર છે. અત્રે ૧૮૮૩ થી બાંધેલી ગંજાવર બરાખ અને કિલ્લો છે. તેમજ જાહેર પાર્ક ઉત્તર રચનાથી શોભાયમાન

બનાવેલો છે. અત્રેથી કાશમિર તથા અફઘાનિસ્તાન સાથે ઓહોળો વેપાર ચાલે છે. ૧૮૬૮ માં લોક વસ્તી ૨૮૫૮૬ ની હતી, ૧૮૮૧ માં ૫૨૯૮૦ ની. અને હાલમાં ૭૩૫૮૦ ની છે.

**રાષ્ના**—ઉદય ચંદ્રદત્તની શોધ મુજબ એનું મૂળ બે જૂદી જૂદી વનસ્પતિનાં જોડાણથી ઉત્પન્ન થાય છે. આ બન્ને પાંદડાં ગુલ જેવાં ઝાડના ફાંટા અથવા બીજાં ઝાડપર વધનારાં (Orchids) છે.

રાષ્નાની સફેદ અને કાળી એવી જાતી છે. સફેદ રાષ્ના ગુજરાતમાં થાય છે. એનાં દાભણાં જેવાં ઝીણાં મૂળ હોય છે.

**રાસ્પબેરી**—આ ઝાડ પહાડી ઉંચા મેદાનમાં સારાં ઉગે છે. મહાબલેશ્વર, નિલગિરી, સીલોન અને હિમાલય તરફ એ પુશકળ ઉગે છે. એની બે જાત છે. એક જાતનાં ફળ અત્યંત રૂચીદાયક હોય છે. તેનો રંગ સિંદુર જેવો હોય છે. બીજી જાતનો રંગ લાલ હોય છે. આ ઝાડ ઉગાડવા ભીની જમીન જોઇએ, પણ અત્યંત ભીની જમીન હોય તો તેની રૂચી ઘટેછે. એનાં મૂળીયાંપર અંકૂર પુશકળ ફુટે છે. તે કુમળાં અંકૂર રોપીયાથી ઝાડ ઉગે છે.

**રાસોત્સવ**—કાર્તિક માસમાં મથુરા તરફના પ્રાંતમાં આ દિવસે કૃષ્ણ અને ગોપી એમનો રાસોત્સવ થાય છે. તે ત્રણ દિવસ સુધી લાગટ પાળવામાં આવે છે. તેમાં તહેવાર બિભિત્સ ગાયનો તથા ભ્રષ્ટ કર્મો થાય છે. કૃષ્ણની ૧૬ મૂર્તીઓ બનાવી તેની આસપાસ સ્ત્રી પુરૂષો અને વૃદ્ધ તથા જુવાનો નાચે છે.

**રાહીન**—યૂરપમાંની આ એક જાણીતી નદી. આ નદીના પાટનું કુલે ક્ષેત્રફળ ૭૫૭૭૩ ચારસ મૈલ છે. લંબાઇ ૭૬૦ મૈલની છે. તેમાં ૫૫૦ મૈલ વહાણો હંકારી શકાય છે. નેહેરોદ્વારે એ ડેન્યૂબ, રોહની અને માર્નને એ મળે છે.

**રાહુ**—કશ્યપ ઋષિથી સિંહકેતને થએલો પુત્ર; એક દૈત્ય. એ હાલના મનવંતરમાં આકાશ મધે વાસ કરે છે. સૂર્યમંડળની ઉપર અને ચંદ્રમંડળની નીચેના (તામસ) અંધારમય રાહુમંડળમાંનો અધિપતિ હોઇ એનું મંડળ સૂર્યગતિથી ફરનારૂં છે. એનું આ મંડળ જ્યારે ફરતુ ફરતું ચંદ્રમંડળની અને એનાં મંડળની કક્ષાની છેદનબીંદુ સામે જે પ્રમાણથી ઓછું અધિક આવે છે તે મુજબ ગ્રહણ થાય છે.

હિંદુ ધર્મ કથા મુજબ એને ૪ હાથ હતા, અને એનાં શરીરનો નીચલો ભાગ પુછડીના આકારનો હતો. એ કાળો ને ક્રોધી હતો ને દેવતામાં કલહ કરાવતો. જ્યારે દૈત્યોએ સમુદ્ર મથન કરી અમૃત કાઢયું ને કૃષ્ણે મોહિની સ્વરૂપે અમૃત દેવોને આપવા માંડયું ત્યારે એણે દેવતાનું રૂપ લઇ સૂર્યચંદ્રની વચ્ચે બેસી તે પીધું, પણ તરતજ ચંદ્રસૂર્યે કૃષ્ણને સંકેત કર્યો એટલે કૃષ્ણે ચક્રવડે એનું માથું ને બે હાથ કાપી નાખ્યા. એણે અમૃત પીધું હતું, તેથી એ મુવો નહિ; પણ ધડ ને ડોકું જીવતાં છુટાં પડયાં. પછી એને કૃષ્ણે કહ્યું કે તું દેવની પંક્તિમાં આવ્યો, માટે તું રાક્ષસની બુદ્ધિ છોડી દે ને હમે તને આકાશમાં દેવની સાથે બેસવા જગો આપીશું. પછી એ તે મુજબ દુષ્ટ બુદ્ધિ તજી આકાશમાં ગયો ને ૯ ગ્રહમાં ગણાયો. એને કેતુ કહે છે.

**રાળ**—એનાં વૃક્ષ દક્ષિણ હિંદુસ્તાન, કડાપ્પા અને અર્કાટ, મધ્ય હિંદુસ્તાન અને અયોધ્યા પ્રાંત, હિમાલયની દક્ષિણ તરફનાં તિરાહીનાં જંગલમાં ઉગે છે. રાળને કોઇ કોઇ તો લોબાનને જગે વાપરે છે. એને 'રામધૂની' પણ કહે છે. આ વૃક્ષને વધવા ૮૦ વર્ષ લાગે છે. એને કાઢવા માટે ઝાડને કાપા પાડે છે તેમાંથી રસ નિકળે છે, તે રાળ. તેને મલમ બનાવવાના ઉપયોગમાં લેછે. કોઇ કોઇ વેળા બે ગુંજ પ્રમાણમાં રાળ લઇ ઘીમાં તળી નાગકેશર સાથે મિશ્ર કરી સંગ્રહણીમાં આપતાં તે બંદ પડે છે.

દક્ષિણ હિંદુસ્તાનમાં સફેદ ડામર જાતનો લોબાન અથવા રાળ ઉત્પન્ન થાય છે. એને બાળતાં એની સુગંધી સારી ફેલાય છે. ઝાડમાં ખાંચા પાડી જે ચીક નિકળે છે, તેને બાહેરની હવા લાગતાં તે ઠરે છે. મલબાર પ્રાંતમાં તેની મિણબત્તી બનાવેછે. આ રાળને આલકોહલમાં પિગળાવી તેમાં કપૂર નાખે છે એટલે તેનું વાર્નીસ બને છે (જુઓ ગુગળ.)

**રાળા**—આ હલકી વૃત્તિનું ધાન્ય ગરીબ ખેડુતોના નિર્વાહ અર્થે ઉગાડવામાં આવે છે. વરીની સળીઓ જેવી એની સળીઓ થાય છે. એનાં કણસલાં નાહનાં હોય છે. આ ધાન્યનો ભાત જેવો પદાર્થ બને છે. એના ગુણ કાંગને તદન મળતા છે.

**રાક્ષસ**—એક વિકાળ રૂપ. એઓ અત્યંત બળવાન કહેવાય છે. એ દૈત્ય રાજાઓની સેવામાં રહે છે. એઓ મનુષ્યને ખાય છે. કેટલાકો કહે છે કે પુલસત્યવંશજો તે રાક્ષસ. એ બ્રાહ્મણો ધર્મનિષ્ટ પણ મદોન્મત હોવાથી દૂરાચારમાં ભમતા.

**રીઓજા**—સ્વતંત્ર આર્જેટાઇનનો આ પશ્ચિમ ભણીનો પ્રાંત. એનું ક્ષેત્રફળ ૩૪,૩૬૫ ચૌરસ મૈલ છે. તેમાં લોક વસ્તી ૮૬૦૦૦ ની છે. એનું મુખ્ય શેહેર રીઓની સ્થાપના ઇ. સ. ૧૫૯૧ માં થઇ હતી. આ શેહેર કોરદોવાની ઉત્તર પશ્ચિમે ૩૫૦ મૈલ ઉપર છે. વસ્તી ૬૦૦૦ ની છે.

**રીઓડી જેનિરો**—બ્રાઝીલનું આ એક પાયતખત શેહેર અતિ સુંદર બંદર કાંઠે આવેલું છે. એની આસપાસ અત્યંત રમણીય પર્વતો ખડા છે, કે જે ૧૫૦૦ થી ૩૦૦૦ ફીટ ઉંચા છે. બંદરમાં દાખલ થવાનો માર્ગ એક માઇલ જેવડો પોહળો છે. અત્રેની જાહેર ઓસ્પીટલમાં ૧૨૦૦ દર્દીઓને રેહેવાની સગવડ કરેલી છે. તેમજ નેશનલ લાયબ્રેરીમાં ૧૫,૦૦૦૦ દફતરો છે, તેમજ ઇતિહાસિક અને ભૂગોળ, સંબંધી એક શાળા ૧૮૩૮ થી ચાલુ છે. શેહેરમાં ૧૨ મૈલ દૂરથી પાણી નેહેર વાટે પુરૂં પાડવામાં આવે છે: શેહેરની હવા તંદરોસ્તીને નુકસાન કરનારી છે. ગરમીમાં પિળો તાપ ફાટી નિકળે છે, અને ત્યાંની સિધી પ્રજા સહિઅડથી ઘણી પીડાય છે. ૧૮૭૨ માં વસ્તી ૨૭૪૯૭૨ ની ને ૧૮૯૨ માં ૪૨૨૭૫૬ ની હતી. વસ્તીમાં પોર્તુગીજ, બ્રિટીશ, ફ્રેન્ચ, અને જર્મનો વસે છે. અત્રેનો મુખ્ય નિકાશ વેપાર કૉફીનો ચાલે છે અને આયાત વેપાર રૂ, સોનું, ચાંદી, ધાતુ, ઉન, ખોરાકી અને યંત્રકામનો ચાલુ છે. ઇ. સ. ૧૫૩૧ માં ૧ લી જાનેવારીએ પોર્તુગીજ કેપટન ડીસોઝાએ પ્રથમ અત્રે મથક કર્યું હતું. ફ્રેન્ચો અત્રે ૧૫૫૫ થી ૬૭ સુધી સત્તાવાન હતા. ૧૮૨૨ થી એ બ્રાઝિલનાં રાજ્યનું પાયતખત બન્યું છે. રીઓડી જેનિરોનાં રાજ્યનું ક્ષેત્રફળ ૨૬,૬૨૭ ચૌરસ મૈલ છે. શેહેર સાથે મળી વસ્તી ૧૧૮૦૦૦૦ ની છે.

**રીચમંડ**—સરેનું એક શેહેર. લંડનની પશ્ચિમે દક્ષિણ પશ્ચિમમાં ૮ મૈલ ઉપર છે. એનો કેટલોક ભાગ રીચમંડ ટેકડી ઉપર વસાયલો છે. એનો થોડો ભાગ થેમ્સનાં સપાટ મેદાનમાં છે. અત્રેનો ઇ. સ. ૧૭૭૪-૭૭ માં બાંધેલો પૂલ ૧૦૦ વાર લાંબો હોઈ તે ૨૬૦૦૦ પૌંડને ખર્ચે બંધાયો છે. ઇ. સ. ૧૮૬૧ માં અત્રેની વસ્તી ૭૪૨૭ ની હતી ને હાલમાં ૨૩૬૮૫ ની છે.

**રીચર્ડ ૧ લો**—(જુઓ ઈંગલંડનો ઇતિહાસ. પુ. ૨ જું પૃષ્ટ ૨૦).

**રીચર્ડ ૨ જો**—(જુઓ ઇંગ્લંડનો ઇતિહાસ પુ. ૨ જું પૃષ્ટ ૨૧.)

**રીંછ**—ગરમ તથા થંડા પ્રદેશમાં આ પ્રાણી જોવામાં આવેછે. છેક ઉત્તર ધ્રુવના સખત થંડા મુલકમાં પણ એ મળે છે. તેમજ આલ્પસ, પેરિનીજ, સાઈબિરિયા, કામસચાટકા, જેપાન, અમેરિકામાં તપકિરિયા રંગનાં રીંછ જણાયછે. લાપલાંડ અને નોર્વેના લોકો રીંછને પુજ્ય-

ભાવથી જુવે છે. આ પ્રાણીને છ કાપવાના દાંત, દરેક જડબાંમાં બે કૂતરીયા દાંત, ઉપલાં જડબાંમાં બાર અને નીચલાંમાં ચૌદ દાંત હોય છે. પગમાં પાંચ આંગળાં મજબુત પંજા સાથનાં હોય છે. તેમની પુછડી ટુંકી, સાંધા મજબુત, આંખો નાહની, પગ ચપળ અને તેજ હોય છે. માથું મથાળેથી મોટું ને ચપટું હોયછે. એનો મુખ્ય ખોરાક વનસ્પતિનો હોય છે. મધનું એ ભારે શોકીન હોયછે. એના પંજા ભયંકર હોઇ તે ખોદકામ માટે ઉપયોગી હોય છે. થંડીની ઋતુમાં એ દરમાં ભરાઇ રહી તમામ મોસમ ઉંધાઇને ગુજારે છે. એજ મોસમમાં માદા બચ્ચાં જણે છે. યૂરોપ, એશિયા અને અમેરીકા તરફ જૂદી જૂદી જાતનાં રીંછો જણાય છે. આફ્રિકામાં માત્ર આટલાસ પર્વત ભણી કવચીતજ જડે છે. એના આગલા પંજા ચપટા દબાયલા હોઇ પોહળું તળીયું સખત હથેળીવાળું હોય છે. એ ડોલતું ચાલે છે; અને એનાથી કુદકા મરાતા નથી; પણ ઝાડ, થાંબલા વગેરે બિકટ જગા ઉપર તે ચઢી શકે છે. એ સામું થતાં પાછલા પગ ઉપર ઉભું થઇ લઢે છે. એને પાળીયું હોય તો તે હળીમળી જઇ તહેવાર રમતગમત કરે છે.

રીંછ સામે થતાં તે એવો તો સજજડ ફટકો લગાવે છે કે સામો ધણી એકજ ફટકે મરણતોલ થઇ પડે છે, તેમજ તેના પંજામાંથી છટકી જવા ધણી કોશેસ કરી હોય તો ઉછાળો મારી બાથમાં પકડી ભચડી નાખે છે. તે પ્રથમ તો માથાંનુંજ ચામડું ખેંચી કાઢે છે, અને તે મરણતોલ થઇ પડયા છતાં મરતાં મરતાં પણ પોતાના દુશ્મનને મરણતોલ ફટકો લગાવ્યા વિના રેહતું નથી. કોઇ વેળા ઢોંગ કરી પડી રહી જેવો શેકારી તપાસવા આવે છે કે તેને મરણતોલ થપરાક મારીને મારી નાખે છે. ઉત્તર ધ્રુવ તરફનું રીંછ શિયાળામાં ઝાડના પોકલ ભાગોમાં યા ગુફામાં જઇ ભરાઇ રહે છે. જમીનમાં ઉંડા દર ખણી તેમાં ઝુંપડી બાંધી પડી રહે છે. જ્યારે એ શિયાળાનાં રહેઠાણુમાં ઉંધાવા જાય છે ત્યારે અત્યંત ફરેબે હોય છે. અને ચરબીથી માતેલો હોય છે, આથી તે તમામ શિયાળો તેવીજ હાલતમાં તાકાત ટેકવી રાખી શકે છે. રીંછનાં એક આંતરડાંમાં દાંટા જેવું હોય છે, જે જો કવખતે નિકળી જાય છે તો એ પ્રાણી નબળું અને પાતળું બની જાય છે.

આ પ્રાણી અથંગ તરનાર તથા ઝાડપર ચઢવામાં કુશળતા ધરાવે છે. એની માદા જાનેવારીની આખેરીએ અથવા ફેબ્રુવારીની શરૂઆતમાં ચાર બચ્ચાં જણે છે. ઉન્હાળામાં એ પોતાનાં બચ્ચાંની ધણી જતન કરે છે અને શિયાળામાં તેના સારૂ જુદું રહેઠાણ બનાવી આપી ત્યાં રાખે છે.

સિરિયન રીંછ બીજાં રીંછોથી જૂદીજ પ્રકારનું હોઇ તેનો રંગ એક સરખો કપિલો સફેદ હોયછે. તેના કાન લાંબા, કપાલ કમાનદાર, રૂવાં નીચેથી ઉનનાં જેવાં, બાહેરથી લાંબાં કરચલીદાર હોયછે. એનો રંગ જૂદી જૂદી રૂતુમાં બદલાય છે.

સૂમાત્રા તથા મલાયા તરફનું રીંછ નાકથી પુછડી સુધી ૪ ફીટ લાંબુ ને બે ફીટ પોહળું હોયછે. એનાં શરીર પર રૂવાં ટુંકાં ને કાળા રંગનાં હોયછે. એ મીઠાસનું અત્યંત શોખીન હોવાથી હમેશાં વનસ્પતિપર નિર્વાહ કરેછે. આ પ્રાણીની જીભ લાંબી ને લવચીક હોયછે, આથી તે મધપુડામાં જીભ ખોસી તે ચુસી લે છે. મલાયામાં આ રીંછને સૂરજ રીંછ કહે છે.

રીંછ જૂદા જૂદા દેશમાં જૂદા જૂદા રંગનાં અને કદે તથા દેખાવલાં હોય છે, પણ તેમની આ ખાશીયત સરખીજ હોય છે. માત્ર ઉત્તર ધ્રુવ તરફનાં વિશેષ વિકાળ હોય છે.

**રીજંટ**—જેને રાજાના ખેતાબ વીના તમામ રાજ્યનો કારોબાર સોંપેલો હોયછે, તેને રીજંટ કહે છે. આ રીજંટની નેમણુંક રાજા બાળ વયનો હોય ત્યારે, અથવા તેની

લાંબી બેમારી યા ગેરહાજરીમાં રાજ્યકારોબાર ઉપર દેખરેખ રાખવા નેમવામાં આવેછે. રાજાના વૃધાપકાળમાં પણ રાજા તરફથી તેના બેટાને રાજ્ય વ્યવસ્થા સોંપવાના બનાવ ઘણા બને છે, તેને "પ્રોટેક્ટર"ના એલકાબથી ઓળખે છે.

**રીઠા**—(જુઓ અરીઠા.)

**રીડકેપટન માની**—બાળકોને લાયકની કથાઓ રચનાર આ લેખકનો જન્મ ઇ. સ. ૧૮૧૮ માં કાઉન્ટીટાઉનમાં થયો હતો. ૧૮૪૮ ની મેકસિકન લઢાઇ પુરી થઈ ત્યાં સુધી એ લશકરમાં નોકરીએ હતો. તે પછી એણે હંગેરીયન રાજદુવારી બખેડામાં ભાગ લીધો નહિ, તેટલાં એનું લક્ષ લખાણો કરવાપર જતાં એણે તે ધંધો પોતાની બુધ્ધીને પેશ પડતો જોઇ પ્રથમ લંડનમાં જઇ વસી પાછળથી બકીંગહૅમ શાયરમાં રહ્યો હતો. ત્યાં ૧૮૮૩માં ૨૨મી અકટોબરે મરણ પામ્યો હતો. એણે રચેલી સંખ્યાબંધ નવલકથા માહેલી જાણીતી કથા આ મુજબની છે:—૧૮૫૩માં Boy Hunter, ૧૮૫૬માં The Bush Boys, ૧૮૬૦ માં The Boy tar, ૧૮૬૫માં The Headless Horseman વગેરે.

**રીડીંગ**—બર્કશાયરનું મુખ્ય શેહેર. લંડનની પશ્ચિમે રેલ માર્ગે ૩૬ મૈલ ઉપર છે. અત્રેનો કિલ્લો બીજા હેન્રિએ જમીનદોસ્ત કર્યો હતો. અત્રે બિન્ડીકેટીનબે ઇ. સ. ૧૧૨૧ માં ૧લા હેન્રિએ બંધાવ્યો હતો. આ રાજાને અત્રેજ ડાટવામાં આવ્યો હતો. અત્રે અગાઉ પાર્લામેંટની સભા નવ વેળા ભરવામાં આવી હતી. અત્રે અનેક જાહેર ઇમારતો તથા એ ટાઉન હૉલની ઇમારતો રોનકદાર છે. ફ્રી લાયબ્રેરી પણ જોવાજોગ છે. આ શહેર ખેતીવાડીના સંબંધી પેદાશ અને ધાન્યના વેપાર માટે જાણીતું છે. મુખ્ય ઉદ્યોગ લોઢું, કાગળ વગેરેનાં કારખાનાનો ચાલુ છે. અત્રેજ હન્ટલી પાલમરનું બિસકીટ બનાવવાનું ગંજાવર કારખાનું છે. ૧૮૫૧માં વસ્તી ૨૧૪૫૬ની ને ૧૮૯૧માં ૫૫૬૬૬ની હતી.

**રીતિગલ**—(જુઓ માતલી.)

**રીપન લૉર્ડ**—આખું નામ—જ્યૉર્જ ફ્રેડરિક સેમ્યૂઅલ રોબીનસન મારક્વિસ ઑવ રીપન. જન્મ ઇ. સ. ૧૮૩૨ માં ૨૪ મી અકટોબરે થયો હતો. ૧૮૫૨ માં એ લિબરલ ટોળીમાં હૉલ, હર્ડસંફીલડ તરફથી બીરાજ્યો હતો. ૧૮૫૫ માં વૉર ઑફીસમાં સેક્રેટરી થઇ, ૧૮૬૧ માં હિંદુસ્તાનના સેક્રેટરી તરીકે નેમાયો હતો. ૧૮૬૩ માં વૉર ઓફીસના સેક્રેટરીનો ઓધો મેળવ્યો હતો; અને ૧૮૬૬ માં સેક્રેટરી ઓવ સ્ટેટ ઓફ ઈંડીયાના ઓદ્ધા ઉપર નેમાયો હતો. ૧૮૬૮ માં કાઉનસીલના લૉર્ડ પ્રેસીડંટ તરીકે નેમણુક થઈ હતી. ૧૮૭૦ માં ગ્રાંટ મારતર ઓવ ફ્રિમેશન તરીકે નેમાયો હતો. ૧૮૭૧ માં મારક્વિસ ઑવ રીપનનો એલકાબ મલ્યો હતો, અને ૧૮૮૦ થી ૮૪ સુધી હિંદુસ્તાનમાં સહૂથી લોકપ્રિય પ્રજારક્ષી વૉઇસરાય તરીકેની ફતેહમંદ કારકીર્દિ ગુજારી હતી. આ વૉઇસરાય હિંદુસ્તાનમાં એટલો તો લોકપ્રિય થયો. હતો કે તેના ઈંગલંડ વિદાય થતી વેળા હિંદુસ્તાનની સમસ્ત પ્રજાએ અસાધારણ 'પાદશાહી માનથી તેને નવાજીઓ હતો. ૧૮૮૬ માં ફ્રર્સ્ટ લૉર્ડ ઓવ એડમીરૅલીટી તરીકે નેમાઇ ૧૮૯૨–૯૪ માં કાઉન્સીલ સેક્રેટરીના ઓદ્ધાપર નેમાયા હતા.

**રીમોરા**—આ વિચિત્ર માછલું પારધીજ્ઞાન ધરાવે છે. એના માથાના પાછલા ભાગપર ચપટું ચક્ર હોવાથી તે વડે તે ચુસીને ખડક, વહાણ, અને તંતૂ અથવા બીજાં માછલાંને બાઝી પડે છે. કાફીઓન કાંઠેનાં લોકો એની મારફતે માછલાં પકડવાનો ઉદ્યોગ કરે છે. એને માછલાં અને ટર્ટલ કાચબાની પાછળ ફેંકી તે તેમને બાઝે છે કે, તુરત તેની પુછડીએ બાંધેલી દોરી તાણીને ખેંચી લીએ છે.

**રીયાઝાન**—રશિયન શેહેર; ઓકસસના જમણા કાંઠા ઉપર છે. એ મોસ્કોથી દક્ષિણ પૂર્વે ૧૧૫ મૈલ ઉપર છે. લોક વસ્તી ૩૦૨૭૦ ની છે. એના પ્રાંતની વસ્તી ૧૯,૨૮,૭૮૬ ની છે. તેનું ક્ષેત્રફળ ૧૬૨૫૦ ચોરસ મૈલ છે.

**રીયાલ કઝુરિયન્સ**—આ જુવાર જેવાં લાંબાં વધનારાં ઘાસની એક જાત. એ ગમે તેવી જમીનમાં ઉગી શકે છે. એને માત્ર પાણી તથા ખાતરની ઘણી જરૂર હોય છે. એને પંદર પંદર દિવસે મૂળમાંથી એક હાથ રાખી કાપે છે. આ ઘાસ ઢોરો તથા ઘોડાને ઘણું સારૂં કહેવાય છે. એનાં બીયાં કાઢી લેવાં હોય ત્યારે કાર્તક, માર્ગ શિર્ષ માસમાં કાપણી બંધ કરવાથી ઘાસ ઉંચું વધી દરેક દાંડા પર મકાઇ જેવા ઝીણા દાણા બાઝે છે. આ દાણા પાકતાં બી તરીકે ઉપયોગમાં આવે છે. આ છોડા ઉપરથી જમીનપર પડતાં બીયાંને પાણી મળતાં તે વટીક ઘાસરૂપે ઉગી નિકળે છે. આ ઉગતા રોપાને ખાતરવાળી જગ્યામાં હાથ અંતરે વાવતાં સારા જોરદાર ઉગે છે.

**રીસામણી**—આ નાહના છોડવાની બે જાત નાહની ને મોટી એવી હોય છે. મોટી જાતનાં ઝાડને ઝીણા કાંટા હોય છે. એનાં પાંદડાં આંબલીનાં પાંદડાં જેવાં હોય છે. આ પાંદડાંને સ્પર્શકરતાં ઝટ બીડાઇ જાય છે. એના અંગે આ એક અજાયબ જેવો ગુણ છે. એને શરમાઉ ઝાડ પણ કહે છે.

આંખની કાળી કીકીઉપર પડદો ફરી વળતાં દેશી વૈદો એનો રસ તથા ઘોડાનું મૂત્ર સમ ભાગ લઇ અંજન કરાવે છે, માત્ર રૂધિરસ ઉપર સામળીનાં મૂળનો ભૂકો મધમાં ખવાડે છે.

**રૂકમ**—( જુઓ ત્રાક )

**રૂકમિણી**—( જુઓ ત્રાકમિણી. )

**રૂઝવેલ્ટથિઓડર**—અમેરિકાના આ જાણીતા પ્રેસિટંટનો જન્મ ઇ. સ. ૧૮૫૮ માં ૨૭ મી અકટોબરે થયો હતો. બચપણમાં રૂઝવેલ્ટનું શરીર અત્યંત નાતવાન હતું પણ ૮ વર્ષની વય પછી તે ખીલવા માંડતાં તેમની ખુદરતી ચંચળતા પ્રગટ થઇ હતી. ઇ. સ. ૧૮૮૦ માં હાર્વર્ડની યુનિવ્હરસિટી માં ગ્રેજ્યુએટ થઇ ૧૮૮૩ થી ૧૮૮૫ સુધી ન્યૂ-યૉર્કની ધારા-સભામાં સભાસદ થયા હતાં. ૧૮૯૪ થી ૧૮૯૬ સુધી ન્યૂ-યૉર્કનાં પોલીસ કમીશનરની જગ્યા પર નેમણુક થઇ હતી. ૧૮૯૭માં કાફલા સંબંધમાં ઍસિસ્ટંટ સૅક્રેતરીના ઓદ્ધા ઉપર નેમણુંક થઇ હતી. આ ઓધ્ધા પર હતા તે દરમ્યાન એક વર્ષ આગમજ સ્પેન સાથે લઢાઇ ઉઠશે એવું ભવિષ્ય વર્તયું હતું. અને તેની તૈયારી માટે રૂ. ૧૬,૦૦,૦૦૦ મેળવ્યા હતા. આ લઢાઇ શરૂ થતાં પોતાના ઓધાનું રાજીનામું આપી પોતે એક લશકરની તુકડીની સરદારી લઇ લઢાઇ પર જઇ નામના મેળવી હતી. ૧૮૯૯ માં ન્યુ યોર્કના ગવરનરની જગ્યા મેળવી હતી. આ ઓધ્ધા પર હતા તે દરમ્યાન લાંચરૂસવત ની આગલી રૂઢીને તદન નિર્મૂળ કરી સારી નામના મેળવી હતી. ઇ. સ. ૧૯૦૦ માં અમેરિકા માહેલાં સ્વતંત્ર સંસ્થાનાના વાઇસ પ્રેસિડંટ તરીકે બહુ મતે ચુંટાઇ નેમણુક થઇ; પણ ૧૯૦૧ માં ૧૬ મી સપટેંબરે પ્રેસિડંટ મૅકલિનને બદમાશોએ મારી નાખતાં રૂઝવેલ્ટની નેમણુક થઇ હતી. અને ફરીથી થએલી બીજી ચુંટણીમાં બીજે મરતબે પ્રેસીડંટ તરીકે સર્વાનુંમતે ચુટાઇ નેમાયા હતા.

**રૂદ્રવંતી**—ચણાનાં ઝાડ જેવડા રૂદ્રવંતીના છોડ થાયછે. એને રાણા ચણા કહેછે. એમના ઔષધિ ગુણ જણાયા નથી.

**રૂદ્રાક્ષ**—એનાં મોટાં ઝાડ કોકણ પ્રાંત, માયસોર વગેરે ઠેકાણે થાયછે. એની બે જાતછે. માયસોર તરફ એનાં ફળની માળા બનાવી પેહેરેછે. આ માળા દક્ષિણ પ્રાંતમાં શિવોપાસક પેહેરેછે.

એની એક જાત ત્રાવણકોર અને કોચીન પ્રાંતમાં દુર્ગના પહાડ ઉપર ઉગેછે. તેની છાલમાં તાપ કાઢવાનો ગુણ હોયછે. એનાં ફળનાં મગજમાંથી એક તેલ નિકળેછે. એ ઉપલા પ્રાંતમાં ગાંધીની દુકાનોમાં વેચાયછે. રૂદ્રાક્ષનાં લાકડાંનો કાઢવો બનાવી શકાયછે. હિમાલય પર્વત ઉપર ડૉ૦ રૉયલે એની એક જાત જોઇ હતી, તેના ગુણ 'quassia ને મળતા હતા. આ જાતને બંગાલમાં 'ભારંગ' કહેછે.

**રૂધીર**--( જુઓ લોહી ).

**રૂપક**—જુઓ નાટય શાસ્ત્ર.

**રૂબાર્બ**--આ વનસ્પતિ ઈંગલંડમાં ઇ. સ. ૧૫૭૩ થી ઉગાડવામાં આવતી હતી; પણ તેના ઔષધી ગુણ ઇ. સ. ૧૭૩૨ સુધી યૂરપીયન તબીબોને માલમ નહોતા. તે આગમજ તેના દરેક ગુણથી ચીનાઓ માહિતગાર હતા. કારણ સંસ્કૃત નામ રેવસ (રૂબાર્બ) અથવા હિમજના ગુણ ઇ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પર એક ચીનાઇ તબીબે લખેલા ગ્રંથમાંથી મળેછે. પણ હિંદુસ્તાનમાંના આગલા ઋષિઓને તેની ખબર હશે એમ બે પ્રમાણ ઉપરથી જણાય છે. પેહેલું પુનર્વસુએ "ક્ષીરિણી" આ નામે "શોધન" દ્રવ્યમાં તેની ગણના કરેલી છે. બીજું પંજાબ પ્રાંતમાં અને કાશમિર મંડળમાં રહેનાર નરહરી પંડીતે ૭૦૦ થી ૮૦૦ વર્ષ ઉપર એનું વર્ણન કરેલું હાલની નવી રૂઢીને મળતું આવે છે. પ્રોફેસર ફ્લુરીગર અને ડૉ૦ હેનબેરીએ રચેલા Pharma cographia ગ્રંથમાં જે એનું વર્ણન આપ્યું છે. તેમાં જણાવે છે કે જેને હાલના ઇંગ્રેજી ઔષધિ કોશમાં 'રૂબાર્બ' કહે છે તે પદાર્થ ગ્રીક તબીબો તરફથી યૂરપીયન તબીબોને જાહેર થયો હતો. રૂબાર્બ આ શબ્દ "હેબર્બેરક" નો અપભ્રંશ છે, કારણ યૂરપ તરફ એના મૂળસ્થાનથી એટલે ચીન, તાર્તરી, અને તીબેટ તરફથી આવતો હતો, અને તે જે ત્રણ જૂદે જૂદે માર્ગે આણવામાં આવતો હતો તે ઉપરથી "આયસિડોતેર" નામે લૅટીન ગ્રંથકારો તેને ૧૧૦૦ વર્ષ પર નામ આપ્યું હતું. જેમકે ૧ રેવદશીની ( ચીની ) ૨—રેવદ, બર્બરિક અને ૩—રેવદ તુર્કીક. ઈંગ્રેજી અને રશિયન વનસ્પતિ શાસ્ત્રીઓએ એની શોધ પાછળ ઇ. સ. ૧૭૩૨ સુધી કોશેસ કર્યા છતાં ચીનના શેહેનશાહના સખત હોકમને લીધે માંદરીનો તેમને આ વનસ્પતિનાં મૂળ સ્થાન તરફ જવાનો સખત અટકાવ મેલતા રહ્યા હતા.

રૂબાર્બની અનેક જાત મળી છે, તેમાંની ભૂતાન પ્રાંતમાં તથા હિમાલય ઉપર ૧૯૦૦૦ ફીટ ઉંચાઇ પર આ જાત મળી, તેને ડૉ૦ રૉયલે તપાસી તેનું વર્ણન Pareira's Materia Medica માં આપેલું છે. તેણે તેનું નામ Rheum Emodi vel Moorcroftianum આપેલું છે. તેનું વર્ણન રાજનિઘંટમાં આપેલાં વર્ણન સાથે મળે છે. માત્ર યૂરપીયન વર્ણનકાર તેમાં પિળો સુનેરી ચીક નિકળે છે, એમ કેથે લખતા નથી; આ ઉપરથી તેમને રસ યા 'ચીક આપનારી જાત મળી નથી એમ કહેવું જોઇએ; અને ચીનાઈ વેપારી હાલમાં રૂબાર્બનાં મૂળીયાં જે મોકલે છે તેની ઉપરની છાલ કાઢી તેના કટકા બનાવી મોકલે છે. તે ઉપરથી એમ જણાય છે કે આ બેમુલ વનસ્પતિ અત્રે કોઇ ઓળખી શકે નહિ તેથી તેવી રીતે તેઓ મોકલતા હતા. અગાઉ આ ચીનમાં પરદેશ ખાતે મોકલવા માટે દર રતલે ૮ થી ૧૦ રૂપીયાનો ભાવ લેતા હતા.

રૂબાર્બમાં પિળું રંજક દ્રવ્ય, રાળમય દ્રવ્ય અને અવશિષ્ટ દ્રવ્ય, આવા ત્રણ દ્રવ્યો મળે છે. તે ઉપરાંત ઇમોદીન (Emodin) નામે એક રંજક દ્રવ્ય તેમાંથી મળે છે. તે સેહેજ ખાટો હોઇ સ્થિર, હવામાં રાખતાં તેનાં સ્ફટિક બને છે, 'રૂબાર્બનો તમામ ગુણ આ

પદાર્થ ઉપર આધાર રાખે છે. એ સારક અને સ્થભંક છે. આથી યૂરપીયનોને રૂબાર્બ ઘણો ગમે છે. તેઓ એનો જોલાબમાં ઉપયોગ કરે છે.

'રૂબાર્બ ફળ તરિકે વપરાય છે, તોપણ તે પાંદડાંનું ડીટું છે, એ કહેવાની અગત્ય નથી. માફક પડે એવો અને ગરવાળો ખોરાક આપનારો આ છોડ સખત અને બારેમાસી છે.

'રૂબાર્બને માફક આવતો સ્વાદ અને સુગંધ, તેનાં પાંદડાંનાં ડીટાંને રાંધતાં પહેલાં, માલમ પડતાં નથી. પણ તેમાંથી કાઢેલાં રસમાં આથો આવવા દીધો હોય ત્યારે તેમાંથી જોઇતી ક્રિયા વડે એક લેહજતદાર દારૂ નિકળે છે. રૂબાર્બમાં મુખ્ય પૌષ્ટિક પદાર્થ ખાંડ (ગ્લુકો) છે. પાંદડાનાં તાજા ડીટાંના ૧૦૦ ભાગમાં આસરે તેના બે ભાગ હોય છે. રૂબાર્બનો ખટાશ પડતો સ્વાદ ઑકસાલિક ઍસિડ, અથવા તે કરતાં ઍસિડ-ઑકસલેઇટ ઑવ લાઇમથી આવે છે. શરીરના કેટલાક વિકારો (ઑકસાલિક ઍસિડનું પિશાબમાં જવું) એવા હોયછે, કે તેમાં રૂબાર્બ અને સોરેલ જેવા બીજા છોડો, જેમાં ઑકસાલિક મિશ્ર પદાર્થ વિશેષ હોયછે, તે ખાવામાં ન વાપરવા એ ઘણું કરીને વધારે ડાહપણભરેલું છે. એક રાતી જાતનાં રૂબાર્બનાં તાજા કાપેલાં પાંદડાંનાં ડીટાંનું બંધારણ નીચે બતાવેલું છે. તે ખુલ્લી હવામાં ઉગેલાં અને વપરાય તેવી સારી હાલતમાં હતાં.

રૂબાર્બનું બંધારણ.

| | ૧૦૦ ભાગમાં | એક રતલમાં | |
|---|---|---|---|
| | | આંઉસ. | ગ્રેન. |
| પાણી | ૯૫·૧ | —૧૫ | ૯૪ |
| એલબ્યુ મીનોઇડ્સ વગેરે | ૦·૯ | ૦ | ૬૩ |
| ખાંડ અને ગુંદર | ૨·૧ | ૦ | ૧૪૭ |
| ઑકસાલિક ઍસિડ | ૦·૩ | ૦ | ૨૧ |
| સેલ્યુલોઝ | ૧·૧ | ૦ | ૭૭ |
| ધાતુમય પદાર્થ | ૦·૫ | ૦ | ૩૫ |

એક રતલ રૂબાર્બમાં ઘન પદાર્થ ૧ આંઉસ કરતાં ઓછા હોય છે, અને વળી આ ઘન પદાર્થનો ⅔ કરતાં વધારે ભાગ પૌષ્ટિક નથી હોતો, માટે એ ખુલ્લું છે, કે આ વનસ્પતિની ખોરાક તરિકેની યોગ્યતા બહુજ થોડી છે. ખરેખર તે મુખ્યત્વે કરીને તેમાં રહેલા મધુર સોહરમને લીધે પસંદ પડયુંછે. થોડી દ્રાક્ષ ખાંડ અને તેજાબવાળા જે પદાર્થ ઉપરજણાવ્યા તેમની સાથે ઉડી જાય એવા કોઇ પદાર્થના અંશને લીધે એ સોહરમ છે. એ પદાર્થ એટલો થોડો હોય છે કે તે ઓળખી શકાય નહિ.

**રૂમાનિયા**—યૂરપમાંનું આ દક્ષિણ પૂર્વ ભણીનું રાજ્ય. આ રાજ્ય કારપેથીયન્સ, ધી પર્થ અને ડેન્યૂબ વચ્ચે છે. તેમજ હંગેરી, રશિયા, બલગેરીયા અને સરવિયાના દેશની સરહદ ઉપર છે. એની લંબાઇ ૩૫૦ મૈલની છે, ને પોહળાઇ ૧૫૦ મૈલની છે. ક્ષેત્રફળ ૪૮૨૫૦ ચોરસ મૈલ છે. ને વસ્તી ૧૮૯૩ માં ૫૮૦૦૦૦૦ ની હતી. તેમાં ૨૦૦૦૦૦ જીપસીઓ પણ ગણ્યા છે. આ પ્રજા સંખ્યામાં સાડા ચાર લાખ તો ગ્રીક ચર્ચ પંથી છે; ને ૪૦૦૦૦૦૦ રોમાનીસોની છે. આ દેશ બે ભાગમાં યાને વાલાચીયા તથા માલદેવિયા એમ બે ભાગમાં વેંહેંચાયલું છે. પેહેલો ભાગ ડેન્યૂબ કાંઠે અને બીજો પર્થ કાંઠે છે. આ દેશમાં મુખ્ય ઉદ્યોગ ખેતીવાડીનો, મીઠાની ખાણુનો અને પેટ્રોલિયમનો છે. તે શિવાય પરચુરણ સામાનની બનાવટ આ દેશમાં તહેવાર છે. અગાઉ આ દેશમાં ૧૮૬૪ આગમજ ઘણીખરી જમીન ઉમરાવોને તાબે હતી, પણ તેમની પાસે ઘડેલા કાયદાની રૂહે સસ્તામાં ખરીદી રાજ્યને એકત્ર તાબે આણી છે. વાર્ષિક મેહેસૂલ ૬૦૦૦૦૦૦ પાંઉડની છે. પણ ખર્ચ ઉપજ કરતાં વધારે છે. સરકારને કર્જ ૪૧૦૦૦૦૦૦ પાઉંડનું છે. દર સાલ નિકાશ ઉપજ ૧૦,૦૦૦૦૦૦ થી ૧૯,૦૦૦૦૦૦ પાઉંડની છે, ને મુખ્ય અર્ધો ઉપર નિકાશ માલ બ્રિટન તરફથી મળે છે.

આયાતનો વેપાર જર્મની સાથે છે. અત્રેના રાજાને ૧૮૮૧ થી સ્વતંત્રતા પ્રાપ્ત થઈ છે. ૧૮૭૭-૭૮માં તુર્ક રશિયન લઢાઇમાં આ રાજ્યે રશિયાને મદદ કરવાથી મોટો લાભ મેળવ્યો હતો.

**રૂમાલ**—પ્રાચીન કાળમાં રૂમાલ રાખી તે વડે મોહ સાફ કરવું એ શરમભર્યું ગણાતું હતું; પણ પાછળથી રૂમાલ વાપરવો એ માન અને મોહબ્બતની નિશાની તરીકે ગણાવા માંડયું હતું. ઇસલામી અમલમાં માત્ર ઉંચે દરજ્જેના ઉમરાવો તથા પાદશાહનેજ રૂમાલ વાપરવાનો હક્ક મળતો અને કોઇપર શાહ મેહેરબાન થતાં તે શખસ અને તેના વંશજોને રૂમાલ વાપરવાનો બેમૂલ હક્ક બક્ષવામાં આવતો. ઇટલી શેહેરમાં સર્વેથી પેહેલાં રૂમાલ વાપરવાનો રેવાજ ચાલુ થયો હતો. જ્યારે રાજા ફ્રેદરિક બીજાએ (૧૧૯૪-૧૨૫૬) સિસિલી શેહેરમાં પોતાની પધરામણી કરી તે વેળા તેણે પોતાની દરબારનાં માનસોને અકેક સુતરાઉ રૂમાલ ભેટ આપ્યો હતો. ઇંગ્લંડમાં ઇ. સ. ૧૬૦૦ આગમજ શરીર ઉપરનાંજ કપડાંથી મોહ લુછતા હતા, પણ તે પછીજ ત્યાં રૂમાલ વાપરવાનો રેવાજ દાખલ થયો હતો.

ફ્રાન્સની રાણી કવિન એના ઑફ બ્રિટેઇન રાજા આઠમાં ચાર્લસની બાઇડીની એક છબીમાં તેણી રૂમાલ લઇને ઉભેલી જણાય છે. તે આગમજ રૂમાલ એક સણગાર તરીકે વપરાતો જણાયો નથી.

રૂમાલની ફ્રાન્સમાં ફેશીન દાખલ થતાં મોટી મોટી લેસ, ઝુલ, ઝાલર વણવાની લુમો અને શાલો તથા કારખાનાં ઉભાં કરવામાં આવ્યાં હતાં. ત્યાં આસ્તે આસ્તે કપડાંની ઝીણી ને ખુશકારક વણત ઉપર લક્ષ આપવા માંડતાં બેહદ કિમતી રૂમાલો બનાવવાનો ઉદ્યોગ ફેલાયો હતો. તેઓ કોઇ કોઇ રૂમાલ ૧૬ ગજ લાંબા બનાવ્યા છતાં નાહની તપકીરની દાબડીમાં તેની બીંડલી બનાવી મુકી શકાય તેવા ખુમાસદાર ઝીણી વણતના રૂમાલ બનાવતા.

એવા કિંમતી રૂમાલમાંના કેટલાક જાણીતાં રૂમાલોની નોંધો મળે છે. તેમાં ઇટલીની રાણી મારગ્રેટ પાસે લેસનો ગુંથેલો એક રૂમાલ હતો જેની કિંમત ૬,૦૦૦ પાઉંડની અંકાઇ હતી, આ રૂમાલ અમેરિકાના ચીકાગોના પ્રદર્શનમાં વટીક જાહેરમાં બતલાવવા મેલ્યો હતો. આ રૂમાલ ત્રણ કારીગરોએ ૨૧ વર્ષની મેહેનત પછી બનાવ્યો હતો. આ રૂમાલ સુન્નાની નાહની દાબડીમાં ઘડીવાળી મેળી શકાય છે. આ રૂમાલની એક છેડા ઉપર ખરા હીરાથી રાણીનું નામ હતુ. આ નામ પાડવાનીજ કિંમત ૧૫૦૦ પાઉંડની આપવી પડી હતી.

એમપ્રેસ યુજીની માટે એક રૂમાલ બનાવવામાં આવ્યો હતો, જે ૫૦૦૦ પાઉંડની કિંમતનો બન્યો હતો.

પવિત્ર પોપના ખજાનામાં ઘણા કિમતી રૂમાલ છે, જેમની સામટી કિંમત ૧,૭૫,૦૦૦ પાઉંડની થવા જાય છે.

મહારાણી વિકટોરિયા પાસે આવા કિમતી લેસના રૂમાલ ૭૫૦૦૦ પાઉંડના હતા; અને રાણી અલેકઝાન્દ્રા પાસે એવા ૫૦૦૦૦ પાઉંડની કિંમતના કિમતી રૂમાલો છે. જાણીતાં ખાનગી કુટુંબમાં "એસ્તર"વાલાઓ પાસે ૮૦૦૦૦ પાઉંડનાં અને "બીલત"વાલા પાસે ૧૦૦૦૦૦૦ પાઉંડની કિંમતના રૂમાલોનો સંગ્રહ છે.

**રૂસેલિયા-જુનેસા**—આ એક નાહનું ઘાસનું પધનારૂં ઝાડ છે. એની ઉપર ઘણુંકરી બારે માસ ફુલો આવે છે. એ લાલ રંગનાં હોય છે. એની કલમ અને જડ ટકે છે.

**રેક**—રીબાવી મારવાનું એક યંત્ર. ગુન્હેગારને ગુન્હો કબુલ કરાવવા આ રેક યંત્રનો ઉપયોગ આગલા વખતમાં કરતા હતા. રોમનોમાં સીસરોના સમયમાં આ યંત્ર ઉપયોગમાં

આણ્યું હતું, અને ૧લી તથા ૨જી સદીમાં ખ્રિસ્તીઓને રીબાવી મારવા તેનો ઉપયોગ કરતા હતા. ઇ. સ. ૧૪૪૭માં લંડન ટાવરના કૉન્સટેબલ ડયૂક ઑવ એક્ષટરે ઇંગલંડમાં પ્રથમ આ યંત્ર આણ્યું હતું. સાતમા હેન્રિના સમયમાં તેમજ ઇલિઝાબેથ રાણીના અમલમાં આ યંત્ર સાધારણ થઇ પડયું હતું. હાલમાં સુધરેલા દેશોમાં આ યંત્રનો ઉપયોગ તદન બંધ પડયોછે.

**રેંક લિઓપોલ્ડ વૉન**—આ જર્મન તવારીખનવેશનો જન્મ ઈ. સ. ૧૭૯૫માં ૨૧ મી ડીસેંબરે થયો હતો. એણે કુદરતિ શાસ્ત્ર તથા ફીલસુફીનો અભ્યાસ હૉલે અને બર્લિનમાં કર્યો, છતાં ૧૮૧૮માં એણે અંગકસરતનું શિક્ષણ આપવા માંડયું હતું. પણ તે પછી તવારીખના અભ્યાસ ઉપર મંડી ૧૮૨૪ માં બે દફતરોમાં તવારીખ રચી પ્રગટ કરી હતી; અને તે પછી ૧૮૨૫ માં એને બર્લિનમાં તવારીખના શાસ્ત્રીની જગ્યા મળી હતી. ૧૮૨૭માં પ્રુશિયન સરકારે એને વિયેના, વેનીસ, રોમ અને ફ્લોરેન્સ તરફ ગ્રંથ સંગ્રાહલયોની મુલાકાત લેવા મોકલ્યો હતો, ત્યાં એણે ૪ વર્ષ સખત કામમાં ગુજારી ત્યાંથી ઘણાજ'કિમતી હસ્તલેખો ને તવારીખ મેળવી પાછો ફર્યો હતો. અને તે પછી એણે સંખ્યાબંધ તવારીખના ગ્રંથો જર્મન ભાષામાં પ્રગટ કર્યા હતા. એનું મરણ ઇ. સ. ૧૮૮૬ માં ૨૩ મી મે એ નિપજ્યું હતું. એણે પોતાનીં લાંબી જીંદગી દરમ્યાન તવારીખનાં મોટાં મોટ એવાંતો દફતરો રચી પ્રગટ કર્યા છે કે ૧૯ મી સદી સુધીનો જર્મન તવારીખનો તમામ સફો એખલે હાથે એણે સંપૂર્ણ રચ્યો હતો.

**રેખાંશ**—ગણિતમાં ગોલાર્ધના પરિઘના ૩૬૦ ભાગ ગોજેલા છે. તેમને 'અંશ' એવી સંજ્ઞા આપેલી હોય છે. ગોલાર્ધ ગમે તેટલો નાહનો હોય છતાં તેના પરિઘના ૩૬૦ અંશ રહેવાના. અને પૃથ્વીની મધ્યરેખા, તદન તેની વચ્ચો વચ એટલે ઉત્તર ધ્રૂવ. અને દક્ષિણ ધ્રૂવ એઓથી એક સરખા અંતર ઉપર છે એમ ગણે છે. અને તે મધ્ય રેષાથી પૃથ્વીના જે બે ભાગ દેખાય છે તેમાંના દરેક ભાગનો આકાર અર્ધ ગોળાકાર હોય છે; અને મધ્યરેષાથી ધ્રૂવ સુધી જે ૯૦ અંશ હોય છે, તેમના દસ દસ અંશના અંતર ઉપર એક એક ગોળાર્ધ કાઢેલું હોય છે. આ ગોળ રેષાને **અક્ષાંસ** કહે છે; અને મધ્યરેષાને ગોળાર્ધ કહે છે. આ ગોળાર્ધના ૩૬૦ અંશ હોય છે. તેના સામાન્યત્વે દસ દસ અંશના ૩૬ ભાગ કલ્પી તે ભાગની નિશાનીમાંથી, અને બન્ને ધ્રૂવમાંથી પસાર થનારા ગોલાર્ધ કાઢેલા હોય છે. તેમની રેષા દક્ષિણોત્તર હોય છે; તેઓ મધ્ય રેષાને અને અક્ષાંસને નિયમિત અંતર ઉપર છેદે છે. આ દક્ષિણોત્તર રેષાને **રેખાંશ** કહે છે. એટલે કપડું જેમ આડા તથા ઉભા સૂતરથી ગુંથેલું હોય છે તેમ પૃથ્વી એ અંક્ષાસ અને રેખાંશ એમની કલ્પીત લિટીથી ભરપૂર હોય છે, એમ સમજવું.

અંશના ૬૦ ભાગ માનેલા છે, તેમાંની દરેકને કળા કહે છે. અને દરેક કળાના સાઠ ભાગ માની, તેમાંના દરેકને વિકળા કહે છે. દાખલા તરીકે, ૧૫ અંશ, ૨૦ કળા, અને ૨૫ વિકળા ઓળખવા માટે ૧૫૦ ૨૦' ૨૫'' એવી નિશાની યોજેલી છે.

અક્ષવૃત્તો એટલે અક્ષાંસના ગોળાર્ધ એઓ મધ્યરેષા સાથે સમાંતર રીતે સરખા સરખા અંતર ઉપર કાઢેલા હોય છે, તેઓ મધ્ય રેષાથી બન્ને ધ્રૂવ તરફ જઇએ તેમ તેમ નાહના નાહના થતા જાય છે; અને તે કદી કદી પરસ્પર ને પ્રત્યક્ષ મળતા નથી. પણ જે રેખાંશ વૃત્તો છે, તે તમામ ઉત્તર ધ્રૂવ તરફ અને દક્ષિણ તરફ સંગમ પામે છે, અને મધ્યરેષાને એક સરખા અંતર ઉપર છેદી એક સરખા જાડા રહે છે. તેમાં નાહના મોટાનો ભેદ હોતો નથી. ગોળાર્ધ ગમે તેટલા નાહના છતાં તેના પરિઘના અંશ ૩૬૦ જ માનેલા છે.

ગોળાર્ધની ફલાને ઠેકાણેથી શરૂઆત અને ફલાણે ઠેકાણે અંત થાય છે એમ કહેવાઇ શકાતું નથી. આથી તેમની શરૂઆત ગમે ત્યાંથી કરે છે. હિંદુસ્તાનમાં પેહેલો રેખાંશ ગણવાની શરૂઆતની લીટી લંકા મેરૂ અને ઉજ્જનીમાંથી પકડેલી હતી. હાલમાં ઉગલલેંડમાંના ગ્રિનીચ સ્થળથી. આ ગોલાર્ધનાં નંબર માંડવાની ચાલ ચાલુ છે તેજ પ્રમાણે ગ્રીનીચની પૂર્વે અને પશ્ચિમ ભણી પણ બીજાં સ્થળો ગણત્રી માટે યોજેલાં છે, અને ત્યાં વેધશાળા સ્થાપેલી છે. તે સ્થળોઃ—

| | ગ્રિનીચની પૂર્વે રેખાંશ. | | |
|---|---|---|---|
| સીડની | ...૧૫૧° | ૧૨' | ૨૩" |
| મદ્રાસ | ... ૮૦° | ૧૪' | ૫૦" |
| મુંબઇ | ... ૭૨° | ૪૮' | ૫૫" |
| પિટર્સબર્ગ | ... ૩૦° | ૧૯' | ૪૦" |
| હેલસિંગ ફ્રોર્સ | ... ૨૪° | ૫૭' | ૧૭" |
| કેપટાઉન | ... ૧૮° | ૨૮' | ૪૧" |
| સ્ટાક હોમ | ... ૧૮° | ૩' | ૩૦" |
| રોમ | ... ૧૨° | ૨૮' | ૪૦" |
| મ્યુનિચ | ... ૧૧° | ૩૬' | ૩૨" |
| ક્રિસ્યાનિયા | ... ૧૦° | ૪૩' | ૨૫" |
| બ્રસેલ્સ | ... ૪° | ૨૨' | ૧૧" |
| પૅરિસ | ... ૨° | ૨૦' | ૧૫" |
| મેદ્રીડ | ... ૩° | ૪૧' | ૧૫" |
| લિસ્બન | ... ૯° | ૮' | ૨૩" |
| હેરો | ... ૧૭° | ૩૯' | ૪૫" |
| રાયો ડિજાનીરો | ... ૪૩° | ૧૦' | ૨૧" |
| સાનશિયાગો | ... ૭૦° | ૪૧' | ૩૯" |
| વાશિંગટન | ... ૭૭° | ૩' | ૧" |
| મૅકાસિકા | ... ૯૯° | ૯' | ૯" |

ઉપર પ્રમાણે અક્ષાંસ રેખાંશની મદદથી પૃથ્વી ઉપરનાં સ્થલોનું નિર્ણય કરેછે; અને તેમના વચ્ચેનું અંતર કાઢવા માટે દરેક સારા નકાશામાં દરેક ઇંચના કેટલા માઇલ પકડવા તે પ્રમાણે રેષા પાડી આપેલી હોય છે. આ અંતર હમેશાં સરખું હોતું નથી. સબબ બન્ને સ્થળ વચ્ચે ઉંચા નીચા પ્રદેશ યોગે ચોક્કસ અંતર રહેતું નથી, તથાપિ સ્થળમાનમાં ભૂલ પડતી નથી.

પૃથ્વીનો ઘેરાવો લગભગ ૨૫૦૦૦ મૈલ છે. તેના ૨૯૦ અંશ માનેલો છે. ત્યારે તેટલા અંશ ઉપર તેટલા મૈલના હિસ્સા કહાડી અને બીજા સંજોગ તેમાં ઉમેરી નકાશાનું પ્રમાણ બેસાડેલું હોય છે.

**રેખાશાસ્ત્ર**—અથવા હસ્તરેખા. સામુદ્રિ શાસ્ત્ર ઉપર સંસ્કૃત ભાષામાં અનેક ગ્રંથો છે. આ શાસ્ત્રનો મૂળ યોજક સમુદ્ર નામે એક બ્રાહ્મણ ઋષિ હતો. આ અસલ સસંસ્કૃત ગ્રંથનું ભાષાંતર મરાઠી ભાષામાં મહારાજા તુકોજીરાવ હોળકરના આશ્રયથી લખાઇ પ્રગટ કરવામાં આવ્યો હતો. આજ વિષય ઉપર 'શિવશકિત' નામે વિદ્વાન જ્યોતિષે એક ગ્રંથ લખ્યો છે. કાશી ખંડમાં પણ આ શાસ્ત્રનું વર્ણન મળે છે. સામુદ્રિક શાસ્ત્રમાં શરીરના જૂદા જૂદા અવયવ ઉપરનાં ચિન્હ, આકાર અને રેષા સમાય છે પણ તેમાંજ રેખાશાસ્ત્ર પણ મુખ્ય ભાગ રોકે છે.

હાથની હથેલી ઉપરની રેખાઃ—

૧—પોંહચાથી વચલી આંગલી સુધી વધેલી રેખા=રાજસુખ પ્રાપ્ત કરાવનાર.

૨—પોંહચાથી નિકળી અંગોઠાની પાસેની આંગલી અને વચલું આંગલું એમના વચેના ભાગ સુધી વધેલી રેખા=પૂર્ણ આયુષ્યસૂચક.

૩—ઉપર પ્રમાણેની પણ આખી નહિ પણ ઓછી લંબાયલી=ટુંક ઉમરની નિશાની.

હાથના અંગોઠાના છેડા ઉપરની રેખાઃ—

૧—હાથના અંગોઠાના છેડા ઉપરની રેખા—લાંબી, જાડી અને નહિ તુટેલી હોય તો=લાંબી જીંદગી ને પુત્ર પ્રાપ્તિ.

અંગોઠાના છેડા પરની ઝીણી, લાંબી અને નહિ તુટેલી=લાંબી જીંદગીવાલી બેટીની પ્રાપ્તિ થશે.

અંગોઠા ઉપરની ઝીણી અને ભાગેલી રેખા હોય તો ટુંક જીંદગી ધરાવનાર કન્યાની પ્રાપ્તિ થશે.

હાથ ઉપરની રેખા ઉંડી અને સ્પષ્ટ ઉઠેલી હોય તો તે શ્રિમંતાઇની નિશાની દર્શાવનાર, ને ઝાંખી ઉઠેલી દરિદ્રતાની નિશાની બતાવનાર હોય છે એવો સામાન્ય નિયમ છે.

રેખાની જગા—શુભસૂચક ચિન્હ:—

૧ પોંહચાથી નિકળી હાથની હથેલી સુધી ગયેલી ત્રણ રેખા=રાજતત્વ.

૨ બે મત્સય ચિન્હ જેવી રેખા=યજ્ઞ માં ઘણું અન્ન આપનાર.

૩ વજ્ર જેવી રેખા=શ્રીમંતપણું

૪ માછલીની પુછડી જેવી રેખા=વિદ્વતા

૫ શંખ, છત્ર, પાલખી, હાથી, ઘોડો અથવા કમલ જેવી રેખા=રાજત્વ.

૬ કલશ, કમલનો દાંડો, વાંદરો અગર અંકુશરેખા રેખા=શ્રીમંતપણું.

(૭) દોરડાં જેવી જાડી રેખા=શ્રીમંતાઇ.

(૮) સ્વસ્તીક જેવી રેખા=ઐશ્વર્યની પ્રાપ્તિ.

(૯) ચક્ર, તલવાર, ફરશી, તોમર, શકિત વગેરે હથિયારો અથવા ધનુષ્ય, ભાલા જેવી રેખા=લશકરમાં અધિકાર.

(૧૦) ખાંડણી જેવી રેખા=યજ્ઞકર્તૃત્વ.

(૧૧) મગર અથવા સોસવાટ, કોઠાર વગેરે જેવી રેખા=બહુ ધન પ્રાપ્તિ.

(૧૨) યજ્ઞવેદી જેવી અંગોઠાનાં મૂળ ઉપરની રેખા=અગ્નિ હોત્ર ધારણ.

(૧૩) જલાશય, દેવાલય, સિંહાસન જેવી રેખા=ધર્મિપણું.

(૧૪) અંગોઠાના મૂળ પાસે જે સ્થૂળ રેખા હોય તો=દરેક રેખા મુજબ પુત્ર.

(૧૫) અંગોઠાનાં મૂળ પાસે ઝાંખી રેખા=દરેક રેખા મુજબ એક કન્યા.

(૧૬) અંગોઠા નજદીકની આંગળી સુધી જઇ મળેલી રેખા=સો વર્ષની ઉમરદર્શક.

(૧૭) અસંત રેખા હોવી યા મુદ્દલજ નહિ જણાય તે=દારીદ્રતા.

કપાળ ઉપરની રેખા નીચે દર્શાવી તે તે મુજબ જીંદગીની લાંબી ટુંકીની હસ્તિ નીચલા આંકડા પરથી જણાશે:—

| વર્ણન. | |
|---|---|
| લાંબી ત્રણ રેખા ... ... | ...૧૦૦ |
| ચાર રેખા ... ... ... | ...૯૦ |
| ઉપરાંત રાજ્ય પ્રાપ્તિ ચિન્હ | |
| તુટતી રેખા અથવા રેખાહીન | ...૯૦ |
| અશુભસૂચક | |
| બાલ સુધી લાંબી રેખા ... | ...૮૦ |
| પાંચ રેખા ... ... ... | ...૭૦ |
| તમામ રેખા સેવટે એકત્ર મળેલી | ...૬૦ |
| બેહદ રેખા ... ... ... | ...૫૦ |
| વાંકી રેખા ... ... ... | ...૪૦ |
| લીટીઓ ભ્રમરને મળેલી ... | ...૩૦ |
| ડાબી બાજુએ વાંકી ... ... | ...૨૦ |
| ઘણી સૂક્ષ્મરેખા ... | ટુંકી ઉમરની નિશાની. |

**રેચીલ એલિઝા**—આખું નામ એલીઝા રેચીલ-ફેલિક્ષ. આ જાણીતી નાટકકાર આરગ્યૂની રિવસ છાવણીમાં ગરીબ જ્યૂ માત પિતાને પેટે જન્મી હતી. જન્મ ઇ. સ. ૧૮૨૧ માં ૨૪ મી માર્ચ થયો હતો. બાળવયમાં માતપિતા સાથે રેચીલ અને તેની બેહેન સાહારા લાયનમાં જઇ રહી ગાયન ગાવાનો ધંધો શિખવા માંડયો હતો. પણ ૧૮૩૦ માં પેરિસ જઇ રહેતાં ત્યાં ગાયનકળાનો અભ્યાસ પૂર્ણપણે ખીલવી ૧૮૩૭ માં પ્રથમ જાહેરમાં પોતાને દેખાવ આપાયો હતો. પણ ૧૮૩૮માં ૧૨ મી જુને પેરિસની જાહેર નાટકશાળામાંના જલસામાં ભારે નામના મેળવી હતી. ૧૮૪૩ માં Racine's ના નાટકમાં રેચીલે જે ફ્લેહેમંદ ભાગ ભજી બતલાવ્યો તેથી પેરિસમાં તેની જાબજા વખાણ થઇ હતી. ૧૮૪૯ માં એણે ફ્રાન્સનાં સંસ્થાનોમાં મુસાફરી કરી અને પછી લંડન, બેલજીયમ, બર્લિન અને સેંટપિટર્સબર્ગમાં જાહેરમાં નામના મેળવી હતી, પણ ૧૮૫૫માં એની તબીયત નાદરસ્ત થતાં એ કેરો ખાતે હવા ફેરફાર અર્થે જઇ રહી હતી

પણ તે પછી તબીયત લથડતાં ૧૮૫૮ માં ૩ જી જાનેવારીએ કેન્ટમાં મરણ પામી હતી.

**રેજીમેંટ**—જે લશકરમાં ઘોડેસ્વારની ચાર ઘોડેસ્વાર તુકડી, છ થી સાત તોપખાના અને ત્રણથી ચાર પેદલ લશકરની બેટેલિયન (૮૦૦ માણસની એક બેટેલિયન બને છે) તથા એનજીનિયર્સ, અને બીજા ઘોડેસ્વારોના સામટા સમુદાયને રેજીમેંટ કહે છે.

લશકરના ચોકસ સમુદાયને રેજીમેંટ નામ એલિઝાબેથ રાણીના સમયમાં પડયું હતું. આ નામ ઇ. સ. ૧૫૮૮ નાં નૌકા સૈન્ય વેળા અને ૧૫૯૮ માં આયરલંડમાં સૈન્યની ગોઠવણ કરતી વેળા આ નામ પ્રચારમાં આવ્યું હતું. અને ત્યારથી બ્રિટીશ સૈન્યને રેજીમેંટમાંજ વેંહેચી નાખવામાં આવે છે.

**રેટસબોન**—બવેરીયાનું આ એક શેહેર ડેન્યૂબનદીના જમણા કાંઠા ઉપર મ્યૂનિચની ઉત્તરે ઉત્તર પૂર્વમાં ૬૨ મેલ ઉપર છે. આ શેહેરમાં પુરાણા વખતનાં ખ્રિસ્તી દેવળો અનેક છે. ૧૬૪૫ માં બંધાયલો ટાઉન હૉલ, ૧૮૦૬ માં નવી ઢપ ઉપર બંધાવવામાં આવેલો છે. ઇ. સ. ૧૧૩૫—૪૬ માં બંધાયલો પથ્થરનો પૂલ ૧૦૨૪ ફીટ લાંબો છે. અત્રે પોર્સેલીન, પિત્તળકામ, લોઢાંકામ, ચામડાં કામ, તંબાકુ, સીસાપેન અને યંત્રકામ વગેરેનાં કારખાનાં, તેમજ અત્રે મીઠું તથા ધાન્યનો મોટો ઉદ્યોગ ચાલેછે. લોકવસ્તી ૧૮૫૭ માં ૩૧૪૮૭ ની ને ૧૮૯૦ માં ૩૭૯૩૪ ની હતી. ૧૮૦૯ માં ફ્રેન્ચ અને આસ્ટ્રિયા સાથની લઢાઇ વેળા આ શેહેર નુકસાન પામ્યું હતું, અને ૧૮૧૦ થી બવેરીયાને તાબે ગયું હતું.

**રેડકિલફ એન**—આ જાણીતી નવલકથા રચનાર બાનુનો જન્મ ઇ. સ. ૧૭૬૪ માં ૯ મી જુલૈએ લંડનમાં થયો હતો. ૨૩ વર્ષની વયે એનાં લગ્ન બાથ ખાતે વિલ્યમ રેડ કલિફ સાથે થયાં હતાં. આ શખસ ઓકસફર્ડ ખાતે ગ્રેજ્યુએૅટ થએલો હતો અને તે અઠવાડીક ઈંગલીશ ક્રોનિકલનો માલેક તથા અધિપતિ હતો. ૧૭૮૯ માં એની રચેલી The Castles of Athlin and Dunbayne; ૧૮૯૦ માં sicitian Romance; The Romance of the Forest, ૧૭૯૭ માં The Italian નામે ગ્રંથ રચ્યા તેમાં છેલ્લા ગ્રંથ માટે એનને ૮૦૦ પાંઉડની મદદ મળી હતી. આ બાનું જીંદગીના છેલ્લાં બાર વર્ષ હાંફણથી પીડાઇ ઇ. સ. ૧૮૨૩ માં ૭મી ફેબ્રુઆરીએ મરણ પામી હતી.

**રેડ કલિફ્ જોન**—આ જાણીતો તબીબ વેકફીલ્ડમાં ૧૬૫૦ માં જનમ્યો હતો. ઑકસફર્ડમાં અભ્યાસ કરી એમ. એ. ની ડીગ્રી મેળવી ૧૬૭૨ માં એમ. બી. ની ડીગ્રી મેળવી, તબીબી ધંધો શરૂ કર્યો હતો. ૧૬૮૨ માં એ એમ. ડી. થતાં લંડન જઇ રહ્યો હતો, જ્યાં એ પોતાના જમાનામાં મહાન તબીબી પદ ને નામના પામ્યો હતો. ૧૬૮૬ માં ડેનમાર્કની પ્રિન્સેસે એને પોતાનો ખાસ તબીબ નેમીયો હતો, પણ ૧૬૯૦ માં કવિન મેરી સિતળાથી પીડાતાં એને લંડન પાછો તેડવામાં આવ્યો હતો. ૧૭૧૩ માં બકિંગહૅમ તરફથી પાર્લામેંટમાં બીરાજ્યો હતો, પણ ૧૭૧૪ માં રાણીનું દર્દ એનાથી સારૂં નહિ થતા રાણી આગસ્ટમાં મરણ પામી આથી એની નામનાને ધોકો પુગો હતો. પણ તે પછી એ બેમારી ભોગવી ૧૭૧૪માં ૧ લી નંવેબરે મરણ પામ્યો હતો. એના શબને ઑકસફર્ડમાં સેંટ મેરીના દેવળમાં દાટયું હતું. એણે પોતાની ૪૦૦૦૦ પાંઉડની દોલત ધર્મખાતે આપવાથી એના નામે રેડકલિફ લાયબ્રેરિની સ્થાપના કરવામાં આવી હતી. આ લાયબ્રેરી માંહેલાં ઘણાખરા ગ્રંથો ૧૮૬૧ માં યુનિવ્હરસિટી મ્યુઝિયમમાં લઇ જવામાં આવ્યાં છે. માત્ર ઇમારત બોડલિયનના "રિડીંગ રૂમ" તરીકે ઉપયોગમાં લેવાયછે.

બીજી અંદરે યૂનિવરસિટી કૉલેજ તથા

સેંટ બાર્થોલોમિયુ ઇસ્પીતાલ લંડન ખાતે સખાવતો કરી હતી.

**રેડ ક્રોસ**—લઢાઈ સમયે જખમી સીપાહોની સારવાર કરનાર મંડળનું નામ. આ મંડળમાં પોતાની ખુશીથી સારવાર કરનાર વોલિંટીયર બાનુઓ મુખ્ય કરી ભાગ લીયે છે. આવું મંડળ ૩૦૦ વર્ષ થયાં લઢાઇ પ્રસંગે જૂદી જૂદી લઢાઇમાં પોતાની મદદ આપતું રહ્યું છે. ક્રાઇ-મિયાની લઢાઇમાં ૧૮૫૩-૫૬ માં મીસ નાઇં-ટીંગલના સાથીઓએ જખમીઓની સારવાર-નું કામ માથે ઉઠાવ્યું હતું. રૂસો જેપાનીજ લઢાઇ દરમિયાન આ મંડળે જેહેમતભરી મુશકેલી વચ્ચે પોતાની અમુલ્ય ફરજ બજાવી હતી. જેપાનીજ રેડ ક્રોસ મંડળના પ્રમુખ તરીકે જેપાનની શેહેનશાહબાનુએ કામ બજાવ્યું હતું.

**રેડક્રોસ—ધીરોયલ**—ઇ. સ. ૧૮૮૩ થી મહારાણી વિકટોરિયાએ આ એક ચાંદની સ્થાપના કરી હતી અને તે દેશી યા પરદેશી બાનુઓનેજ ખાસ બક્ષવામાં આવેછે. સેક્રેટરી ઑવ સ્ટેટ ફોર વૉર તરફથી જો કોઇ બાનુએ દયાની બેહેનનું સારૂં કામ બજાવ્યું હોય, યા લશકરી સીપાહી યા સેલરની બેમારીમાં માવજત કરી હોય તેની ભલામણ થતાં બક્ષવામાં આવેછે. આ ચાંદ રોલગોલ્ડનો બનાવેલો ડાર્ક રીબનથી લટકાવવામાં આવેછે. તે કદે પોહળાઇમાં ૧ ઈંચ જેવડો હોય છે.

**રેડ બ્રેસ્ટ**—આ પક્ષી બ્રિટીશ ટાપુમાં સાધારણ છે, આ પક્ષી ઉતર ભણી જતાં જોવામાં આવેછે, પણ આઇસલેંડ તરફ નજરે પડતું નથી. દક્ષિણ ભણી તમામ યૂરપમાં તેની હસ્તી જણાય છે, તેમજ ઉત્તર પશ્ચિમ આફ્રિકા અને કેનેરીના ટાપુમાં, મદીરા અને એઝોર્સમાં તેમજ પૂર્વ ભણી ઉરલ પર્વત તરફ જણાયછે, થંડીમાં આ પક્ષી શાહારા, ઇજીપ્ત, પેલેસતાઇન અને ઇરાન તરફ જણાય છે. આ પક્ષી રોબીન રેડબ્રેસ્ટની જાતમાં પણ ગણાયછે, કે જે જાત ૫$\frac{3}{4}$ ઈંચ લાંબી હોયછે. એનાં ઉપલાં પીછાંનો રંગ ઑલિવ્હ બ્રાઉન; ગળું, માથું અને ઉપલી છાતી લાલ રંગની જણાય છે. ગળાં આસપાસ અને બાજુ આસપાસની જણાયછે; અને પગ તથા પંજા બ્રાઉન રંગના હોય છે. રેડબ્રેસ્ટ માદા નર કરતાં હમેશાં થંડી રહેછે. આ પક્ષી પોતાના માળા માર્ચ માસમાં બાંધે છે. આ માળા સૂકાં પાંદડાં, ઘાસ, બાલ તથા પીછાંથી ગુંથે છે, આ માળા કદી ઝાડની બખોળ યા ડાંખળી પર બાંધે છે. ઈંડાં દર વેળા પાંચથી સાત આપેછે. આ ઈંડાં સફેદ લાલ છાંટવાલાં હોય છે. એનો ખોરાક જીવજંતુ તથા ફળફળાદીનો છે. એનો અવાજ મધુર હોયછે.

**રેડ સી** ( જુઓ લાલ સમુદ્ર )

**રેડીકલ**—લીબરલ મંડળને મળતુંજ આ એક મડંળ પાર્લામેંટ સભામા બીરાજે છે. આ નામ પ્રથમ ૩ જા જ્યોર્જના અમલમાં પ્રસિદ્ધતા પામ્યું હતું. ઇ. સ. ૧૭૮૯ માં ફ્રેન્ચ રાજ્ય-ક્રાંતિ પછી આ મંડળની સ્થાપના થઇ હતી. આ પક્ષના સભાસદો લીબરલ મંડળ કરતાં વધારે છુટા વિચારો ધરાવનારા હોયછે. તેઓ લૉર્ડની સભા વિરૂધ મત ધરાવે છે, અને તેમાંના કેટલાકો તો પ્રજાસત્તાક રાજ્યની તરફેણમાં છે.

**રેણુકા**—એને હરેણુકા પણ કહે છે. એ કબાબચીની અથવા કંકોળ જેવું હોય છે; પણ સેહેજ મોટાં હોયછે, મી૦ હૉનબેરીએ પોતાના ચીનાઇ દવાનાં કોશમાં એનું નામ Piper Caudatum આવેલું છે, અને તે ચીનમાં મળે છે એમ વર્ણેલું છે, એના ગુણ ફ્રેન્ચ ડૉકતર લોસટોએ આપ્યા છે, તે ઉપરથી રેણુકા રેચક, મસ્તક માંહેલું લોહી સાફ કરનાર અને પવનનો નાશ કરનાર છે, રેણુકબીજ એ એક પાનવેલીની જાતનાં વેલીનાં ફળ છે, અને તે મેવાડ પ્રાંતમાં મળે છે ( Piper Aurantiacum.)

**રેન**—આ સુંદર સરોદવાળું પક્ષી ઈંગલંડ તરફ શિયાળામાં ઘણુ ગેલમાં ઉડે છે, તે બરફ પડવાના સમયે ગંજીમાં ભરાઇ રહેછે, ને ઉન્હાળામાં જંગલમાં ઉડતું રહી ભોંયરામાં માળા બાંધેછે, એના ઈંડાં સફેદ રાતી છાંટવાળાં હોય છે.

**રેનડલ્ફ સર થોમસ**—રાણી ઇલિઝાબેથના સમયમાં થઇ ગયલો જાણીતો રાજદ્વારી, ૧૫૨૩ માં એનો જન્મ થયો હતો. એણે મેરીના અમલમાં તથા ઇલિઝાબેથના અમલમાં મોટા ઓદ્દા પર અમલ ચલાવ્યો હતો, એણે ફ્રાન્સ, રશિયા અને સ્કૉટલંડના મિશનમાં ભાગ લીધો હતો પણ પાછળથી એનીપ્રર એ વેળા રાણીની ખફગી ઉતરી હતી, ૧૫૬૬ માં મેરીના અમલમાં એને એકદમ દરબાર છોડી જવાનો હોકમ થયો હતો. અને ૧૫૮૧ માં તો સ્કૉટલાંડ તરફ નહાશી જવું પડયું હતું. એનું મરણ ૧૫૯૦ માં નિપજ્યું હતું.

**રેનડિઅર**—થંડા દેશમાં વસનારૂં આ ઉપયોગી પ્રાણી લાપલેંડ નાર્વે અને ગ્રીનલેંડમાં ઘણા ઉત્પન્ન થાય છે. તે તરફ પૈડાં વગરની ગાડી ખેંચવા આ પ્રાણી ઘણું ઉપયોગી થઇ પડે છે. તે તરફ આ પ્રાણીનાંજ ચામડાંનાં કપડાં વગેરે બનાવે છે અને તે સખતમાં સખત થંડી સામે રક્ષણ આપી શકે છે. તે તરફ એનાં દુધનું પનીર, સીંગડાંમાંથી વાસણ વગેરે બનાવે છે, એનાં સીંગડાં અત્યંત પોહળાં અને ચપટાં હોય છે; તેમ તે દર વર્ષે ખરી પડે છે. આ પ્રાણીનો મુખ્ય ખોરાક બરફની તળેની લીલ અને જ્યાં લીલ મળે તે છે. ગરમીમાં આ પ્રાણી ડાંસ મચ્છરની પીડાથી બચવા પાહડોના શિખર ઉપર જઇ વસે છે. પણ થંડીમાં ત્યાં ખોરાક નહિ મળવા માંડતાં તળેટીમાં જઇ વસે છે. એના પગની ખરી ફાટેલી હોવાથી તે બરફ ઉપર દોડી શકે છે. વળી ખરી આસપાસ લાંબા બાલ હોવાથી તે લપસી જતા નથી, તેમ બરાબર ઠરે છે.

**રૅનિસ**—અગાઉ એ બ્રિટનનું પાયતખત હતું. પારીસની દક્ષિણથી દક્ષિણ પૂર્વે ૫૧ મૈલ ઉપર છે. ઇ. સ. ૧૭૨૦ ની આગથી અત્રે ૪૦૦૦ ઘરોનો નાશ ૭ દિવસમાં થયો હતો. અત્રે તે પછી બંધાયલી જાહેર અને ખાનગી ઇમારતો અત્યંત રોનકદાર છે. હૉટલડી વિલ્રા ૧૮૩૫ માં બંધાયું હતું. ૧૮૭૨ માં વસ્તી ૪૮૬૫૮ ની ને ૧૮૯૧ માં ૬૫૧૦૨ ની હતી.

**રેનેટ**—( જુઓ પનીર. )

**રેપસોડીસ્ટ**—પ્રાચીન ગ્રીસમાં આ એક ભાટ જાતનો ટોળો ભટકતી જીંદગી દરમ્યાન ગાયન ગાઇ ગુજરાન કરતો હતો. આ ટોળો ઇસવી સન પૂર્વે ૬૦૦ થી હોમરનાં કાવ્યો દેશ દેશ ફરી ગાતું હતું. અથેન્સમાં તો દર ચચાર વર્ષે થતાં સમારંભમાં ખાસ એઓ કવિતામાં આગલા શૂરવિરોની કીર્તિ ગાઇ બતલાવતા હતા; અને તેમાં મોટાં મોટાં ઇનામો મેળવતા. ઇ. સ. પૂર્વે ૪ થી સદીમાં પણ આ ટોળાની હસ્તી ચાલુ હતી. આ સદીમાં 'ઇનો' નામે એક રેપસોડિસ્ટ દેશ દેશ ફરી જાહેર તખતાપર કિમતી પોશાક પેહેરી હોમરના વીરરસ કાવ્યો ગાતો હતો.

**રેમીસેસ**—ઇજીપ્તમાં પ્રાચીન કાળમાં થઇ ગયલા અનેક રાજાઓ. તેમાં ૧ લો તથા બીજો ઘણા પ્રસિદ્ધતા પામી ગયા છે. બીજો રેમસીસ બહાદૂર અને લડાયક ખમીર ધરાવનારો હતો. બીજો રેમીસની મમી ઇ. સ. પૂર્વે ૧૮૮૧ માં દયરલ બિકારમાંથી મળી હતી. અને ત્રીજાની મમી ૧૮૮૬ માં બલખમાંથી મળી હતી.

**રેમુસૅટ (જેનપેરી) અગ્મલ**—આ ચીનાઇ ભાષાશાસ્ત્રીનો જન્મ પેરિસ ખાતે ૧૭૮૮ માં ૫ મી સપટેંબરે થયો હતો. એણે તબીબી અભ્યાસ કરી ૧૮૧૩ માં સનદ મેળવી હતી, પણ ૧૮૧૧ માં એણે ચીનાઇ સાહિત્ય ઉપર એક નિબંધ લખી પ્રગટ કર્યો હતો. ૧૮૧૩

માં એને લશકરી ઇસ્પીતાલમાં ફરજીયાત નોકરી બજાવવી પડી હતી; પણ ૧૮૧૪ માં કૉલેજ ઑફ ફ્રાન્સમાં ચીનાઇ ભાષાના પ્રોફેસરની જગા મળી હતી. એણે ચીનાઇ સાહિત્ય ઉપર ૧૮૨૦-૧૮૨૨-૧૮૨૭ માં મોટા ગ્રંથો રચી પ્રગટ કર્યા હતા. એણે ચીનાઇ લેખણકળા ઉપર તથા ચીનાઇ ઔષધી ઉપર ગ્રંથો લખ્યા હતા. તેમજ ચીનાઇ શેહેનશાહતની તમામ તવારીખ સંક્ષેપમાં લખી હતી. ૧૮૧૮ માં Journal des savants ના એક અધિપતિ તરીકે નેમાયો હતો. ૧૮૩૨ માં ૩ જી જુને એ કૉલેરાથી પેરીસમાં મરણ પામ્યો હતો.

**રેલ**—એક જાતનું તીત્તર જેવું પક્ષી. આ પક્ષીની ચાંચ તેના માથા કરતાં લાંબી, પાંખ સાધારણ કદની, લાંબા પગ, અને તેનાં ચાર આંગળાં તદન છુટાં હોયછે. ઈંગ્લંડ, આયરલંડ, અને સ્કોટલંડના સરદ પાણીવાળા ભાગમાં આ પક્ષી ઘણાં જણાયછે. થંડીની મોસમ શરૂ થતાં એ દક્ષિણ ભણી ઉભાઇ જાયછે. આ પક્ષી પોતાનાં માળા ઘાસ, બરૂ વગેરેથી બનાવે છે. અને તેમાં ૭ થી ૧૧ ઈંડા એકી વેળા મેળેછે. આ ઇંડાં ઝાંખાં, લાલ ધેરાં હોયછે. એનો ખોરાક ઝીણાં જીવજંતુ અને નરમ વનસ્પતિનો છે. આ પક્ષિ લંબાઇમાં એક ફીટ હોયછે, અને દેખાવમાં અત્યંત સુંદરતા ધરાવેછે.

**રેલવે**—(જુઓ આગગાડી)

**રેવંચી**—રેવંચીનું ઝાડ મુંબઇ ઇલાકામાં ઓછું પ્રસિધ્ધ નથી. પણ તે મલબાર પ્રાંત, ત્રાવણકોર, કાનડા આ પ્રાંતમાં પુશકળ જણાયછે. ખંડાળામાં તથા બોરઘાટમાં પણ થોડાં વૃક્ષ જણાયલાંછે. ખંડાળાના ઘાટમાં એને "તાવીર" કહેછે. આ ઝાડ અત્યંત સુંદર હોયછે અને તે ૧૦ ફીટ ઉંચાં વધે છે. એની ઉપર કોકમ જેવડાં ફળ આવે છે. એની ચાર જૂદી જૂદી જાતી છે. એમાંથી જે રસ નિકળે છે તે રેવંચીના સીરા ને નામે પ્રસિધ્ધ છે. એ ચીન તથા ચીનાઇ તારતરીમાં ઉત્પન્ન થાયછે, અને ઘણી સસ્તી કિંમતે વેચાય છે. પરદેશી લોકો એના રસનો ઉપયોગ રંગવામાં કરેછે, કાંબોજ પ્રાંતનું ઈ. સ. ૧૨૯૭ માં એક ચીનાઇ મુસાફરે વર્ણન કર્યું હતું; તેમાં એક નવાઇ જેવાં ઝાડની હકીકત વર્ણી હતી. તેણે તે ઝાડમાંથી નિકળતા રસને કૅમ્બોજ નામ આપ્યું હતું. અને ૧૬૦૦ માં કલુશિ અને ૧૬૦૩ માં આ પદાર્થ ચીનથી યૂરપમાં દાખલ કીધો હતો. ચીનાઓ એની ગણના ઝેરમાં કરેછે, અને ખરેખર એ અતિ ઉગ્રરેચક છે. આથી તેનો ઉપયોગ યૂરોપીયન તબીબો કદાચજ કરે છે. રેવંચો રંગેપિળી હોય છે, કમળી ઉપર રેવંચીને દુધમાં ઘસી ૭ દિવસ પાય છે.

**રેવત**—વૈવસ્વત મનુનો પ્રપૌત્ર શર્યાતિય રાજાનો પૌત્ર અને આનર્ત રાજાનો પુત્ર. એણે પશ્ચીમ આનર્ત દેશમાં કુશસ્થળી (દ્વારકા) આ નામે શેહેર સ્થાપી ત્યાં રાજ્ય કરવા લાગ્યો. એની પુત્રી રેવતીને બલરામ સાથે પરણાવી હતી.

**રેવતી**—એ વેલા પ્રમાણે વધનારૂં ઝાડ છે. એ ગમે તેવી જમીનમાં ઉગી શકે છે. માત્ર તેને પુશકળ પાણી સીપવું પડેછે. એના વેલાને ઘેર અથવા માંડવાપર ચઢાવેછે. એનાં ફુલ જાઈનાં ફુલ જેવાં હોયછે. એની સુગંધી અંત્યત મધૂર હોયછે. એની કલમ અને જડ કાયમ રહે છે.

**રેવતી ક્ષેત્ર**—'રેવદંડા આ નામ 'રેવા' નદી ઉપરથી પડવાનું ધારવામાં આવે છે. પણ પુરાણ અને શિલાલેખને આધારે એમ જણાયછે કે શ્રીકૃષ્ણ એ ગુજરાતમાં રાજ્ય કરતો હતો. તેણે પોતાના ભાઇ જે બલરામ તેની પત્નિને ઉત્તર કોકણ પ્રાંત આપ્યો હતો. એનું નામ રેવતી હતું. અને તેજ કારણથી તે પ્રાંતને રેવતી ક્ષેત્ર એવું નામ આપવામાં આવ્યું ચાને તેનોજ તે પછી રેવદંડા એવો અપભ્રંશ થયો હતો.

**રેવસચીની**—( જુઓ રૂબાર્બ )

**રેવા**—આ દેશી સંસ્થાનની ઉત્તરે અલાહબાદ તથા મીરજાપૂર જીલ્લો, પૂર્વે મિર્ઝાપુર જીલ્લો, દક્ષિણે સાગર પ્રાંત અને પશ્ચિમે મધ્ય પ્રાંતોનો ભાગ તથા બુંદેલ ખંડ છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૩૦૦૦ ચોરસ મૈલ છે. તેમાં વસ્તી ૨૦૦૦૦૦૦ ની છે. વાર્ષીક ઉપજ ૨૫૦૦૦૦૦ રૂપીયાની થાય છે. આ સંસ્થાનમાં "કૈમોર" પર્વતની હારોથી પહાડી બનેલો છે, તેમજ તેમાં જંગલ જગે જગ ફરી વળેલાં છે. મુખ્ય નદી સોણ, નર્મદા, તાન્સા વગેરે છે. મુખ્ય વસ્તી રજપૂતોની હોઈ તેમની ભાષા હિંદી છે. આ રાજ્યમાંથી ઇસ્ટ ઇંડીયન રેલ્વે લાઈન દોડે છે. મુખ્ય શેહેર રેવા કિલ્લાવાળું છે, તેમજ બીજાં મુખ્ય શેહેરો મુંકુંદપુરસિમિરીયા, માઉગંજ અને બંધુગઢ છે. રાજ્યનાં લશકરમાં ૯૦૦ સ્વાર, ૨૦૦૦ પેદલ અને ૩૫ તોપો છે.

રાજ્યકર્તા વાઘેલા જાતના રજપૂત હોઇ તેઓ મહારાજાના એલકાબથી ઓળખાય છે. હાલના મહારાજા વ્યંકટર મણુયાનુજ પ્રસાદસિંહ ૧૮૮૦ માં ગાદીનશીન થયા હતા. મહારાજાને બ્રિટીશ છાવણીમાં ૧૯ તોપનું માન મળે છે.

**રેસ્ટ**—ઇંગ્રેજી ગાયન કળામાં અવાજની લંબાઇ માટે, નોટેસનની જેમ જરૂર રહે છે તેમજ કેટલાક લાંબા વખત સુધી અવાજ રાખવાની નિશાનીને રેસ્ટ કહે છે. તેનાં બ્રેવરેસ્ટ, સેમીબ્રેવરેસ્ટ, મીનીમરેસ્ટ, ક્રાચીક્રો રેસ્ટ, કવેવર રેસ્ટ, સેમીકવેવર રેસ્ટ, ડેમીસેમીકવેવર રેસ્ટ વગેરે નામો છે. જે પ્રમાણે સ્વર નોટસની નજદીક "ડોટ" મુકવાથી તે દોઢ ઘણી થાય છે, તેમજ રેસ્ટ નોટસ પણુ દોઢ મુકવાથી તે દોઢ ઘણી થાય છે. આખા મેઝારનો રેસ્ટ બતલાવવા માટે સેમી બ્રેવરેસ્ટની નિશાની આપવામાં આવે છે.

બે મેઝર અથવા ત્રણુ અથવા ચ્યાર મેઝર મળી એક ક્રેજ બને છે. તેની દેશી ગાયનશાસ્ત્રમાં ગાયનનું એક પદ અથવા અસ્તાઇ કહી શકાય; આવા બે ત્રણ વગેરે ફ્રેજ મળી એક પીરીયડ થાય છે જેને દેશી ગાયનમાં અંતરો કહે છે. જ્યારે પીરિયડ પુરી થઇ રહે છે ત્યારે ડબલ બાર મુકવામાં આવે છે. એક પીરિયડ થયા પછી અને બીજી પીરિયડ શરૂ થયા પહેલાં ઘણી વખત અટકવું પડે છે, એટલે સ્વર બંધ રાખવા પડે છે, તેને પણુ રેસ્ટની નોટોથી દર્શાવવામાં આવે છે.

**રેસમ**—તેનો ઇતિહાસ, બનાવટ, વેપાર, કીડા વગેરેનું વર્ણન.

રેસમની ઇ. સ. પૂર્વે ૨૬૪૦ અગાઉ ચીનાઓને ખબર હતી; અને તે સમયમાં તેઓ રેસમ બનાવવાનો ઉદ્યોગ જાણુતા હતા. ઇ. સ. પૂર્વે ૨૬૪૦ માં ચીનની રાજ્યગાદી પર "હ્વાંગરી નામનો રાજા હતો, તે રાજાની બાઇડી "સેલિંગશી" નામે હતી, તેને શેતુરનાં ઝાડ તૈયાર કરી તે પર રેસમના કીડા ઉછેરવાનો ભારે શોખ હતો. રાણીને આ ઉદ્યોગમાં મંડેલી જોઇ અમીર ઉમરાવજાદીઓએ તેની નકલ ઝટ કરી અને રફતે રફતે તે પ્રજાનો આમ વર્ગ રેસમના ઉદ્યોગ પર મંડયો. આ વખતે પરદેશીઓને પોતાના ઉદ્યોગનો ભેદ ખબર નહિ પડે તેની તેઓએ ભારે સંભાળ રાખી હતી. આ ઉદ્યોગની જાળવણી માટે ચીનના રાજાઓએ આ કીડાનાં ઇંડાં અથવા કીડા પરદેશ નહિ જાઇ શકે તે માટે ખાસ કાયદા બાંધી બંદોબસ્ત રાખ્યો. તે કાયદાનો ભંગ કરનારને મોતની શિક્ષા આપતા. આથી ૩૦૦૦ વર્ષ સુધી આ વેપાર એખલા ચીનાઓનેજ હાથે રહયો. ઇ. સ. ૩૦૦ માં જેપાનીઓએ આ ઉદ્યોગ કુન્હેબરી ચાલાકીથી લીધો. તે વખતે જેપાનીઓએ રેસમ બનાવવાની કળા જાણુનાર ત્રણ કોરિયન જવાન સ્ત્રીઓને પકડી પોતાને દેશ આણી અને તેમની મદદથી આ ઉદ્યોગ શિખ્યા. આજ સમયે અથવા તે પછી ૫૦ થી ૧૦૦ વર્ષે રેસમ બનાવવા-

નો ઉધ્યોગ બ્રહ્મપુત્ર અને ગંગા નદીના વચલા પ્રદેશમાં ચાલુ થયો, અને ત્યાં રેસમનાં મોટાં કારખાના ચાલવા માંડયાં. તે આગમજ તમામ રેસમ ચીનથી આવતું ને તેને મીનાશુક કહેતા. તે પછી હિંદમાંથી ખુતન, ઇરાન અને મધ્ય એશીયામાં રેશમનો ઉધોગ ફેલાયો. તેમજ તે વખત પછી એશિઆ ખંડમાં જ્યાં ત્યાં રેસમ બનાવવાનાં કારખાનાં સ્થાપન થયાં.

હિંદમાં રેસમનો ઉધોગ ઇ. સ. ૧૭૬૭થી સારા પાયા પર મેળાયો, સબબ કે ૧૭૬૯ માં ઇટલીમાંથી રેસમ બનાવનારાઓને તેડાવ્યા હતા, અને ઇટાલીયનો જેવું રેસમ બનાવે છે તેવું બનાવવા અત્રે કારખાનાં સ્થાપયાં હતાં. આ રેસમ ઇ. સ. ૧૭૭૨ માં અત્રેથી ઈંગલંડ મોકલવામાં આવ્યું હતું. તે વેળા બંગાલ રેસમી વેપારનો નિકાશ કરવામાં આગેવાન ગણાતું હતું. ઇ. સ. ૧૭૮૫ માં ટીપુ સુલતાને રેસમના કીડાનું સ્થાપન કર્યું હતું. આજ કીડાની સંતતી હાલમાં માયસોરમાં હોઇ, દિન પર દિન તે નિર્મૂળ થવા માંડી હતી. પણ મી૦ જમશેદજી તાતાના ઉધોગથી તે તરફ રેસમી કીડા ઉછેરવાનો ઉધોગ ફરી પગભર થવા માંડયોછે. ઇ. સ. ૧૮૩૩ માં બંગાલમાં રેસમનાં ૧૧ કારખાના હતાં. તે વખતે કલકત્તાથી દર વર્ષે ૩૫૭૧૪ પાકા મણ રેસમ નિકાશ કરવામાં આવતો હતો. હાલમાં બર્દવાન અને રાજશાહીમાં રેસમ બનાવવાનાં કારખાના છે. ત્યાં કીડા માટે ૮૦,૦૦૦ એકર જમીનમાં શેતુરનાં ઝાડ રોપેલાં છે.

**યૂરપમાં** આ ઉધોગની પેહેલી જાણ અલેકઝાન્ડર ધી ગ્રેટના પ્રતાપે થઇ હતી. ઇસવી સનની પેહેલી સદીમાં રોમનોને રેસમની ખબર હતી અને તેઓ એકેક તોલો રેસમ ખરીદવા તેની કિંમત તરીકે એક તોલો સુનું તોલી આપતા હતા. રોમના પાદશાહ જસ્ટીનિયનના સમયમાં બે ખ્રિસ્તી ધર્મોપદેશકો, ચીન દેશ થઇ યૂરપમાં આયા, તેઓ ઘણી મહેનત અને કળાથી પોતાની પોકળ લાકડીમાં રેસમના કીડાનાં ઈંડાં ચોરી લાયા હતા. આ ઈંડાં જસ્તીનિયન પાદશાહે ભારે કિંમત આપી વેચાતાં લઇ, કૉન્સટન્ટિનોપલ શહેરમાં રેસમ બનાવવાનું કારખાનું ચાલુ કીધું હતું; પણ આ ઉધોગ બરાબર ખીલ્યો નહિ. તે પછી ગ્રીકોએ આ ઉધોગ પાછળ મંડી તેમાં ઘણો જશ મેળવ્યો. ગ્રીસમાંથી આ કળા ઇસવી સન ૧૨૦૦ માં સિસિલી ટાપુમાં દાખલ થઇ, ત્યાંથી ૧૪૮૦ માં સ્પેન, ફ્રાન્સ અને બીજા દેશોમાં દાખલ થઇ હતી; છતાં ૬ ઠા હેન્રિ રાજાના અમલ સુધી ઈંગલાંડમાં રેસમનું કારખાનું નિકળ્યું નહોતું. ૬ ઠા હેન્રિના અમલમાં ઇંગ્રેજોએ રેસમનું કારખાનું સ્થાપન કર્યું, છતાં તેમાં ઝાઝો સુધારો કરી શકયા નહિ. ઇંગલાંડથી આ ઉધોગ અમેરિકામાં દાખલ થયો. ઇ. સન ૧૮૭૨ માં અમેરિકાના ઉદ્યોગી વર્ગે આજ કળા પાછળ જીવતોડ શ્રમ કરી તેનો ઉધોગ બેહદ વધારી મેળયો હતો. અને તે પાછળ કરોડો પાઉંડનો ખર્ચ કીધો, પણ પાછળથી કોઇક સંજોગથી તેમની નેમ ઉંધી વળતાં ધંધાદારીઓ ભીખારી થઇ પડયા હતા.

તમામ યૂરપમાં ફ્રાન્સ દેશ રેસમના ઉધ્યોગ માટે પેહેલો દરજ્જો ભોગવેછે. તે દેશમાં દર વર્ષે ૮૦૦૦૦૦૦ થી ૯૦૦૦૦૦૦ પાઉંડ વજનથી વધારે રેસમી કાપડનો માલ બને છે, અને ત્યાં રેસમની ૧૨૦૦૦૦ શાલ ચાલુ છે. આ શાલમાંની ૧૫૦૦૦ તો ફકત વરાળયંત્ર વડે ચાલે છે. ફ્રાન્સથી બીજે નંબરે જર્મનીમાં રેસમનો ઉધ્યોગ ચાલુ છે અને તેથી ઉતરતા નંબરે સ્વિતઝરલૅંડ, ઇટલી, આસ્ત્રીયા અને રશિયા આ મુજબ ક્રમવાર દેશો રેસમના ઉધોગમાં આગળ વધેલાછે.

**હિંદુસ્તાનમાં** રેસમની અનેક જાતો જાણીતી છે. તેમાં મુખ્ય નીચે દર્શાવ્યા મુજબની છે.

૧—મલબારી રેસમ—શેતૂરનાં ઝાડ ઉપર નિર્વાહ કરનાર, કીડામાંથી બનેછે.

૨—ટસર—આ તપકીરીયા રંગનું રેસમ હોય છે.

૩—ઍરી—એરંડીયાનાં ઝાડ ઉપર ઉત્પન્ન થનાર કીડામાંથી પેદા થાયછે.

૪—યૂગા—આસામ પ્રાંતમાં ઉત્પન્ન થાયછે

૫—ડ્રાયકયૂલા—બરમામાં ઉત્પન્ન થાયછે.

બંગાલ ઇલાકામાં રાજશાહી, મુરશિદાબાદ, માલદા, વિરભૂમી, મિદનાપુર, નડિયા, બાંકુરા, બોગરા, કટક, આ નવ જીલ્લામાં મલબારી શેતુરનાં ઝાડ ઉપર નિર્વાહ કરનાર કીડામાંથી રેસમ ઉત્પન્ન થાયછે.

તે સીવાય પંજાબ, વાયવ્ય પ્રાંત, અયોધ્યા અને મદ્રાસમાં પણ કીડામાંથીજ રેસમ ઉત્પન્ન થાયછે.

હિંદુસ્તાનમાં રેસમના ઉદ્યોગ માટે બંગાળ ઈલાકો પેહેલો દરજ્જો ભોગવેછે. તેથી ઉતરતો દરજ્જો વાયવ્ય પ્રાંત, કાશમિર અને મનીપૂરમાં રેસમ બનેછે. માઇસોરમાં પણ આ ઉદ્યોગ ચાલુ છે.

અગાઉ ઇસ્ટ ઈંડીયા કંપનીરેસમનો વેપાર પોતે જાતે કરતી હતી. વાયવ્ય પ્રાંત તથા મદ્રાસ તરફ લિસ્ટ એન્ડ કુંપનીએ રેસમનો ઉદ્યોગ સારા પાયા ઉપર ચાલુ રાખ્યો છે.

રેસમનો આયાત-નિકાશ વેપાર હિંદ સાથે કેટલો ચાલુ છે તે નીચલા કોઠા ઉપરથી જણાશે.

**આયાત**—રેસમી કપડું ૧૮૭૬ માં રૂ. ૬૭૭૫૦૦૦ નું, ૧૮૮૨ માં રૂ. ૧૧૦૬૦૦૦૦ નું, ૧૮૯૨ માં રૂ. ૧૪૫૩૪૦૦૦ નું અને ૧૮૯૪ માં રૂ. ૧૪૮૪૩૦૦૦ નું, ૧૮૭૬ માં રૂ ૬૯૪૮૦૦૦ નું ૧૮૮૨ માં રૂ. ૭૪૯૨૦૦૦ નું, ૧૮૯૨ માં રૂ. ૧૨૬૪૦૦૦૦ નું, અને ૧૮૯૪ માં રૂ. ૧૩૫૯૬૦૦૦ નું.

**નિકાશ વેપાર—**

રેસમઆખી ૧૮૭૨ માં રૂ ૪૧૫૫૦૦૦ નું ૧૮૮૨ માં રૂ. ૩૮૮૨૦૦૦ નું ૧૮૯૨ માં રૂ. ૫૧૮૬૦૦૦ નું અને ૧૮૯૪ માં રૂ, ૬૫૮૦૦૦૦ નું.

દુનિયામાં દર સાલ રેસમની પેદાયશ ૫૫,૦૦,૦૦,૦૦૦ રતલની થાયછે. તેમાં મુખ્ય પેદા કરનાર દેશો નિચે મુજબ છે :—

| | | |
|---|---|---|
| ચીન......... | રતલ | ૨૪૦૦૦૦૦૦ |
| જાપાન ........ | ,, | ૧૩૦૦૦૦૦૦ |
| ફ્રાન્સ......... | ,, | ૧૦૦૦૦૦૦૦ |
| ઇટલી......... | ,, | ૭૦૦૦૦૦૦ |
| હિંદુસ્તાન..... | ,, | ૩૦૦૦૦૦૦ |

ઉપર સિવાય બીજા રેસમ ઉત્પન્ન કરનાર દેશો આસ્ટ્રિયા, પોર્ટુગલ, સ્વિતઝરલેંડ, સાયરિયા, એશિયામાઇનર, સિયામ, સ્પેન, ટર્કી, ઍશિઆટિક રશિયા, ઇરાન વગેરે.

ચીન દેશમાં "ચીચેંગ" પ્રાંતમાં ઉત્તમ રેશમ જથ્થાબંધ ઉત્પન્ન થાયછે. હટશનર, કૈહિંગ, નાંટસીનમાંથી સેંઘાઇ બંદરદ્વારે નિકાશ થવા રેસમ આવેછે. સેંઘાઇથી ઉતરતો કંતાન શેહેરમાં રેસમનો સારો વેપાર ચાલુ છે.

ઇટલીમાં લાંબર્ડી, વેનિસ, પાયડેમૉન્ટ પ્રગણામાં રેસમની મોટી પેદાયશ થાયછે.

યૂરપમાં ફ્રાન્સ દેશ શ્રેષ્ટ પ્રકારનાં રેસમ માટે જાણીતું છે.

લાયન્સ, સેંટ હોટીની અને માર્સેલ્સમાં પરદેશથી બેહદ રેસમ આયાત થાયછે.

રેહનિશ, વેસ્તફેલિયા, બરમૅન, ક્રેફરીલ્ડ, અલસાસલૉરેનમાં રેસમનાં મોટાં કારખાનાં છે.

**રેસમ ઉત્પન્ન કરનાર કીડા તથા તેમાંથી ઉત્પન્ન થતાં રેસમની બનાવટ :—**

"હમિંગ બર્ડ સ્ફિંકસ" પતંગમાં "બાંબીકસ મોરી" નામે એક વર્ગ છે. તે વર્ગમાં રેસમી કીડાનો સમાવેશ થાયછે. "બાંબીકસ મોરી" આ શબ્દ મૂળનો રેસમી કીડાનો વાંચક હોય તે કીડો જે વર્ગમાં છે તે તમામ વર્ગને આજ નામ આપવામાં આવ્યું છે.

બીજા પતંગ પ્રમાણે આ કીડાને પણ અંડ-સ્થિતિ, કીડાની હાલત, કોશસ્થિતિ, પૂર્ણ હાલત આ ચાર અવસ્થામાંથી પસાર થવું પડે છે. ખરું જોતાં તેને પૂર્ણ અવસ્થા એ માહેલા પતંગનેજ રેશમી કીડા નામ આપેલું શોભે છે. પણતે કીડા જેવી હાલતમાં હોયછે ત્યારથીજ તેને રેસમી કીડો કહેવામાં આવે છે.

**ઈંડાંની હાલત.**—પૂર્ણ અવસ્થામાં આવતાં નર અને માદાનો સંયોગ થતાં માદા ઈંડાં મેળે છે. ઈંડાં મેળવાનું કામ લગભગ ત્રણ દિવસ ચાલુ રહે છે. તેવડી મુદતમાં એક માદા ૩૦૦થી ૭૦૦ ઈંડાં મેળે છે. ઈંડાં મેળયા બરાબર તેમનો રંગ પિળોજર્દ હોય છે. પછી લગભગ ૮ દીવસે તે તપકીરિયા રંગનાં બને છે. આ તપકીરિયા રંગ પણ કાયમનો હોય છે. પછી થોડે દિવસે તે રંગ પણ બદલાય છે, અને છેલ્લે તેનો "સ્લેટ" જેવો રંગ બની સંવટે ઈંડાં પાકાં થઇ ફુટવાના સમયે તેમનો રંગ સફેદ થાયછે.

પહેલી હાલત—ઈંડાં ફુટતાં તેમાંથી જે અળાઇ જેવો કીડો નિકળે છે તે બીજા અળાઇ જેવા કીડા માફકજ જણાયછે. તેનાં શરીર પર બીજી અળાઇ જેવા તર્દાર રંગ માત્ર હોતાં નથી.

કીડાનું વર્ણન—રેસમના કીડાને ૧૬ પગ હોઇ તેમાંના છ ખરા અને ૧૦ ખોટા હોયછે. ખોટા પગને નખ હોયછે અને તેનીજ મદદ વડે તેને શેંતુરનાં ઝાડ ઉપર વળગી રહેવાનું સરળ પડેછે. તેના શરીરની. રચના સાધારણ અળાઇ જેવીજ હોયછે. માથાપર માત્ર ભીંગડા હોયછે; અને શરીર ઉપર જગે જગ ૧૭ છિદ્ર હોયછે. આ છિદ્ર વડે તે શ્વાસોશ્વાસ લે છે.

બીજી અળાઈ પ્રમાણે આ અળાઇને નીચલા હોઠની નજદીકમાં ઝીણું છિદ્ર હોયછે, અને તેમાંથીજ રેસમ બાહેર નિકળેછે. આ છિદ્રને "સૂત્રમાર્ગ" કહી શકાય. આ સૂત્રમાર્ગ સેહેજ ઉંડો હોઇ તેને અંગ્રેજી Y પ્રમાણે બે ફાંટા ફુટે છે. આ ફાંટા માનવીનાં પેટ માહેલાં આંતરડાં જેવાં લાંબા હોઇ પેટમાં ચોકસ રીતે બે તરફ બેસાડેલા હોયછે. ફાંટાની જાડાઇ બધે ઠેકાણે સરખી હોતી નથી. વચલો ભાગ જાડો હોઇ બન્ને ભાગ પતળા પતળા થતા જાયછે. કીડાએ તૃતનાં પાંદડાં ખાધાં એટલે તેનો અંશ પ્રથમ આ ફાંટામાં જાયછે, અને ત્યાં તેનું રેસમ બનેછે. બે નદી બે માર્ગે જઇ જેમ સંગમપર એકત્ર થાયછે તેમ આ બન્ને ફાંટા માહેલું રેસમ મુખ્ય સૂત્રમાર્ગે આવી મળેછે, અને તે ઠેકાણે તેને તેજી આપનાર કોઇ પદાર્થ હોયછે, તેના યોગે તેજી ચઢી તે બાહેર નિકળેછે. સૂત્રમાર્ગમાં યોગ્ય વખતે બાહેર નિકળવા પેહેલાં તે માર્ગની ઉપર જણાવેલા ફાંટામાં રેસમ હોય છે; તે વખતે તે કાચી હાલતમાં હોય છે. આ ફાંટા માહેલું રેસમ કેટલાક શોધકોએ સૂત્રમાર્ગમાંથી બાહેર નિકળયા આગમજ ખેંચી કાઢી સુકવી તપાસી જોયું તો તેમને એવું જણાયું કે તે રેસમ બીજાં રેસમ પ્રમાણે નહિ હોઇ તદન કાચી હાલતમાં હોયછે. પૂર્ણ રેસમ બનવાને સૂત્રમાર્ગમાંથી રેસમને બાહેર આવવું પડે છે.

જે મુજબ માનવીને કૌમાર, તારુણ્ય અને બુઢાપો એવી અવસ્તામાંથી પસાર થવું પડે છે; તેમ રેસમી કીડાને જૂદી જૂદી પાંચ અવસ્તા (Moult) માંથી પસાર થવું પડે છે. માનવી પ્રમાણેજ રેસમી કીડાની અવસ્તાની મુદત સાધારણપણે પાંચથી છ દિવસ સુધીની ઠેરવેલી છે. છેલ્લી અવસ્થા સહુમાં વધારે યાને ૯ દિવસની છે. એક અવસ્થા પુરી થતાં બીજી અવસ્થાને આરંભ થવા પેહેલાં કેટલોક વખત સુધી તે પ્રાણી બેમાર પડે છે. આ આજારમાં તેનું મ્હો સુહજી આવી રંગ બદલાય છે, અને તે પોતાનું મ્હોં ઉપર કરી કાંઇ પણ નહિ ખાતાં સ્થિર બેસેછે. આવી હાલતમાં ૨૦ થી ૨૨ કલાક પસાર થતાં તેનાં શરીર ઉપરની

ચામડી નિકળી સાંપની કાંચળી પ્રમાણે ગળી પડે છે. અને પછી કીડાની બીજી હાલતની શરૂઆત થતાં તે પ્રથમ મુજબ ખાવા માંડેછે. તે જેમ જેમ વધેછે તેમ તેમ તેનો આકાર પણ વધેછે, અને તે પ્રમાણે તેનો ખોરાક વધીક વધેછે.

આ રેસમી કીડાની વધ સાથે તેનું વજન, તેનો આકાર અને તેનો ખોરાક કેટલી બધી ઝડપથી વધેછે તેની કલ્પના નીચલા કોઠા ઉપરથી આવશે. એક આંઉંસ વજનમાં રેસમી કીડાનાં ઈંડા લીધાં હોય તો તેમાંથી લગભગ ૪૦૦૦૦ કીડા નિકળેછે. આ દરેક કીડાને પાંચ અવસ્થામાં દરેક અવસ્થા દરમિયાન કેટલું ખાણુ જોઇએ, તેનું વજન કેવી રીતે વધેછે, દરેક કીડાની લંબાઇ કેટલી વધેછે તે નીચલા કાઠા ઉપરથી જણાશે.

| કોશની લંબાઇ. | ૪૦૦૦૦ કીડાના વજનનું પ્રમાણ. | ખોરાક શેતુરનાં પાંદડાંનો. વજન રતલમાં. (૪૦૦૦૦) કીડામાટે. |
|---|---|---|
| ૧ લી ૧ | ૧ | ૬ |
| ૨ જી ૪ | ૧૫ | ૧૮ |
| ૩ જી ૬ | ૯૪ | ૬૦ |
| ૪ થી ૧૨ | ૪૦૦ | ૧૮૦ |
| ૫ મી ૨૦* | ૧૬૨૮ | ૧૦૯૬ |

એક શોધકે એવી શોધ કરી છે કે, ૩૦ દ્રામ વજનનાં ઈંડાંમાંથી જેટલા કીડા ઉત્પન્ન થાયછે, તેમને ૪ ઘોડાની બરાબરીનો ખોરાક જોઇએ. કારખાના માહેલા બધા કીડા ખાવા માંડતાં વર્સાદની સેર પડતી હોય તેવો આવાજ નિકળેછે.

કીડાની હાલત પુરી થતાં કોશ સ્થિતિનો વખત નજદીક આવવા માંડતાં, રેશમી કીડાનો રંગ ફીક્કો બનતો જઇ છેલ્લે પાકેલી દરાખ જેવો બનેછે. એમ થતાં તે પોતાનું ખાણું તજી આસેપાસે જેવી કાંઇ પદાર્થ હોય તે ઉપર ચઢી જઇ ચોંહટી બેસેછે, અને પોતાની આસપાસ કોશ તૈયાર કરેછે. કોશ સ્થિતીમાં સત્તર દિવસ થતાં; કોશ ફુટી જઈ તેમાંથી પતંગ બાહેર નિકળે છે. પતંગ માહેલી માદીની પાંખનો રંગ મેલો સફેદ હોયછે મુછો અધકચરી વધેલી હોયછે, અને પેટ લાંબુ તથા મોટું થતાં લંબોચુ બનેછે, તેના અંગે ચંચળાઈ બીલકુલ હોતી નથી. તે કયાંય પણ અમથી બેશી રહેછે; નર માત્ર ચંચળ રહેછે. તેનો આકાર નાહનો હોઇ રંગ કાબરચિત્રો હોય છે, ને મુછ કાળી દિસે છે. તે કોશમાંથીજ બાહેર નિકળતાં અહીં ત્યાં ઉડવા માંડેછે. આ પ્રમાણે પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત થતાં નર અને માદીનો સંયોગ થઈ તેઓથી ઈંડાં ઉત્પન્ન થાયછે.

* ૧ આ પ્રમાણ છેલ્લી અવસ્થા માહેલુ સરાસરી પકડયું છે. ૬ઠે અને ૭ મે દિવસે તો કીડાની લંબાઇ ૪૦ દોરા જેવડી થાય છે.

**રેસમ તૈયાર કરવાની રીત.**—રેસમ બનાવવા માટે પ્રથમ બે મજલાવાલી ઇમારતની જરૂર હોયછે. બે માળ હોવાથી નીચલા માળ ઉપર

સરસામન અને તોડી લાવેલા શેંતુરનાં પાંદડાં રાખવાની ગોઠવણ સારી થાયછે, અને ઉપલા મજલા ઉપર કીડા રાખવાની ગોઠવણ કરી શકાયછે. બે મજલા હોય તો ઉપલા મજલા ઉપર દક્ષિણ અને ઉત્તર બાજુ બંધ રાખી પૂર્વ તથા પશ્ચિમ બાજુ ખુલ્લી મેળેછે. એમ કરવાથી સૂર્યથી ઇમારતમાં દાખલ થનારી ગરમી સરખા પ્રમાણમાં દાખલ થાયછે. રેસમ તૈયાર કરતાં જે જગ્યામાં કીડા રાખવાના હોય તે જગ્યામાં નિયમિત વખતે માફકસર ગરમી રાખવા માટે ઘણી સંભાળ લેવી પડેછે. તેમજ કીડાએ કરેલી ગલીચી કાઢી નાખવા તથા ઉપરા ઉપર નવી હવા આવજાવ કરવાની ચોકસાઇ લેવી પડે છે. આ માટે જૂદા જૂદા કારખાનાવાલા જૂદા જૂદા ઉપાય યોજેછે. તેમજ ત્યાં ખાણાદાર જૂદી જૂદી કબાટોની ગોઠવણ કરવી પડેછે. અને નજદીકજ શેંતૂરનાં ઝાડનો બગીચો બનાવવો પડેછે.

જગ્યા અને તંતૂતાં ઝાડની ગોઠવણ કર્યા પછી ત્રીજી બાના ઇંડાની વ્યવસ્થા કરવાનીછે. કારખાનામાં આ ઇંડાંને દાણા (Grain) કહેછે. આ દાણા વજન ઉપર મળે છે. દાણા ખંરીદવાનો હિંગામ થંડીનો હોય છે. આ થંડીની મોસમમાં જોઇતાં ઇંડાં ખરીદ કરી તેમની જરૂર પડે ત્યાં સુધી ઉનમાં લપેટી, થંડી હવાવાલી જગ્યામાં અંધારા દરમ્યાન રાખેછે. પછી તંતૂનાં ઝાડપર પાંદડાં એ ઇંડાંને કૃત્રીમ ઉષ્ણતાથી ઉબ આપી ફોડેછે. ફોડવા પેહેલાં બે ચાર દિવસ તેમને ટેબલ ઉપર એક પર એક પાતળા થર કરી ખુલ્લી હવામાં હવા ખાતાં રાખવાં પડેછે. પવન આવ્યા પછી જે ઓરડામાં તેમને રાખ્યાં હોય ત્યાં સગડી સળગાવે છે. તે એવી રીતે કે ઓરડામાં ૬૦ થી ૬૨ અંશ ગરમીથી વધારે વધવા દેતા નથી. પછી તેજ ગરમી રોજીંદી ત્રણચાર અંશ વધાર્યા જાય છે. આ મુજબ લગભગ ૮૦ થી ૮૨ ડીગ્રી સુધી ગરમી વધારવામાં આવે છે ને પછી બંધ કરે છે. પછી હળવે હળવે ઇંડાં ફોડી માહેથી અળાઇ બાહેર પાડવાની શરૂઆત થાય છે. પેહેલે દિવસે થોડાં ઇંડાં ફુટે છે, બીજે અને ત્રીજે દિવસે માત્ર ઘણાંખરાં ફુટી અળાઇ બાહેર નિકળે છે. આ કીડાનો તેમની ઉંમરનાં પ્રમાણથી વર્ગ કરી તેના બે ભાગ કરે છે, અને દરેક ભાગની અળાઇ જૂદી જૂદી રાખી તેમની વેગવેગળી વ્યવસ્થા કરે છે.

રેશમી કીડાને કઇ અવસ્થામાં ક્યારે અને કેટલો ખોરાક આપવાનું તેનો નિયમ ઠેરવેલો છે; તે નીયમ મુજબ શેંતૂરનાં પાંદડાં ખાવા આપે છે. આ કીડા જેમ ખાય છે તેવીજ ગલીચી પણ કરે છે. તે ગલીચી ઉપરાસાપરી કાઢી નાખવાની તથા હવા સ્વચ્છ રાખવાની બેહદ કાળજી રાખવી પડે છે.

રેશમી કીડાને એક પ્રકારનો રોગ લાગુ પડે છે, તે નહિ લાગે તે થકી તથા રોગ લાગુ પડતાં તેના ઉતારા માટે ઘણી કાળજી લેવી પડે છે. સામટી રીતે જોતાં તેને કીટક અવસ્થામાં ઘણુંજ સંભાળવાં પડે છે. પેહેલી અવસ્થા પુરી થતાં કોશાવસ્થાનો વખત આવી લાંગતાં, તે કીડા ખોરાક તજી પાસેના પદાર્થ ઉપર ચઢવા માંડે છે. તે વખતે તેમને ચઢવાની જોગવાઇ મળે તે થકી એક પ્રકારની ચમરીઓ બનાવી તે તેમની નજદીક ઉભી કરે છે, એટલે કીડા તે પર ચઢી તેને પોતાના કોશ વળગાવે છે. કોશનો આકાર લંબોચો અને ગોળ હોય છે. કેટલાક કોશ લંબોચા ગોળ હોઇ વચમાં સાંકડા થતા જાય છે. જે કોશ સરખો, ભરેલો, મોટો અને ભારી હોય તે સારો. તેમનો રંગ કીડાની જાત પ્રમાણે પિળો, સફેદ અથવા ગોલાબી હોય છે. સર્વેમાં સફેદ રંગના કોશ સારા, ઉભી કરેલી ચમરી ઉપર કોશ તૈયાર થતાં કારખાનાવાલા તે કાઢી લઇ વેચે છે.

વેચવા પેહેલાં કોશમાંથી પ્રાણી બાહેર નિકળે નહિ તેથી તેને મારી નાખે છે; અને તે માટે (બીજા હિંગામ માટે થોડાક કોશ રાખી મેળયા પછી) ઉકાળેલું પાણી લઇ તેમાં તેમને બોળે છે, અથવા તેમના થર કરી તેમાં ૨૧૨ અંશની ગરમીની વરાળ છોડે છે. એમ કરવાથી પ્રાણી માહેજ મરી જઇ કોશ ફુટવાની બીહિક રહેતી નથી.

દાણા માટે રાખી મેળેલા કોશ એક બાજુએ ગોઠવી રાખી તેમાંનાં પતંગ નિકળતાં અને તેઓએ ઈંડાં મેલ્યાં એટલે તે બીજા હીંગામ માટે અગાઉ જણાવ્યા મુજબ ઉનમાં લપેટી ટાંગી રાખેછે.

કોશમાંથી રેસમ કાઢતી વેળા ઘણી મેહેનત લેવી પડેછે.

આ કામ મુખ્ય કરી ઓરતો કરે છે. પેહેલાં ચોકસ ગરમ પાણી લઇ તેમાં કોશ ભીંજવી રાખી ઉપરાઉપર હાથે ડોહવે છે. કોશ બરાબર ભીજાતાં તેમાંનાં તંતૂ જૂદાં પડેછે, અને પછી પાંચ સાત તંતૂ એક ઠેકાણે કરી તેમનો એક દોરો બનાવે છે. દરેક કોશમાંનો તંતૂ, જો તે કોશ બરાબર ભરાયલો હશે તો લગભગ ૪૦૦૦ યાર્ડ લાંબો નિકળે છે. આ ૪૦૦૦વાર્ડ માંનો કેટલોક ગુંછને લીધે નકામો જાયછે, અને બાકીનો દોરો હાથ આવે છે.

રેશમી કીડાની અનેક જાતી છે. તેમાં યમામાઇ (Yamamai,) પેર્ની (Perny) અને મિલિટા (Mylitta) એવાં છે. આ કીડા ઓક નામનાં ઝાડના પાંદડાં ખાય છે. તેઓથી જે રેસમ ઉત્પન્ન થાયછે તે હલકું હોયછે; આથી તેનો ભાવ બજારમાં સારો ઉપજતો નથી.

**હસ્તકૃત રેસમની બનાવટ.**—ઇ. સ. ૧૮૮૪માં એમ. શારડો નામે એક ફ્રેન્ચ રસાયનશાસ્ત્રીને બનાવટી રેસમ બનાવવાનો ખ્યાલ આવતાં તેની શોધ પાછળ તેણે વર્ષો સુધી મેહેનત કરી પોતાની શોધ ઇસવી સન ૧૮૮૯ માં ૭ મી મેએ જાહેરમાં મેળી હતી. તેની બનાવટમાં સ્વિટઝરલૅંડના એક રસાયન શાસ્ત્રી "લેહનરે" સુધારો કર્યો હતો. આ કૃત્રિમ રેસમ ઘણું કરી કપાસમાંથી બનાવેછે. અને કપાસ મુખ્યકરી જે પદાર્થનો બનેલોછે, અને જેને ઈંગ્રેજીમાં "સેલ્યૂ લોજ" કહેછે તે પદાર્થ ઝાડના ગાભામાંથી મળેછે. આથી તેનો પ્રણ આ કામમાં ઉપયોગ કરેછે.

કૃત્રિમ રેસમ બનાવવાની પેહેલી કૃતી કહીએ તો કપાસનું રૂપાંતર કરી તેને એક ચીકણા ગુંદર જેવા પદાર્થનું રૂપ આપવું એ છે. પ્રથમ કાસ્ટિક સોડા લઇ તેને પાણીમાં પિગળાવેછે, અને તેમાં ઍમોનિયા નામે એક તેજગંધદાયક પદાર્થ મેળવે છે, તેને સાથે એકત્ર કરી તે મિશ્રણમાં કપાસને ત્રણ દિવસ અને ત્રણ રાત ભીજવી મેળેછે. વચમાં વચમાં તેને ત્રણ ચાર વખત ડોહવે છે. એમ કરવાથી તે કપાસ માહેલા "સેલ્યૂલોજ" ને કાંઇ બીજા બાહ્ય પદાર્થ ચોંહટેલા હોયછે તે દૂર થઇ શુદ્ધ "સેલ્યૂલોજ" બાકી રહેછે. આ પ્રમાણે ત્રણ દિવસ તે કપાસને ખુબ ભીજવતાં તેને બાહેર કાઢી દાબેછે; અને ધોય છે. આ પછી ભટ્ટીમાં કપાસને મેળી સુકવેછે, પછી તેના તંતૂ છુટા કરવા માટે તેને ખુબ પીંજે છે; એટલે કપાસમાંથી શુદ્ધ એવો સેલ્યૂલોજ તૈયાર થાય છે.

પછી તેપર નાઇટ્રિક ઍસિડ અને સલ્ફ્યુરિક ઍસિડ એમનાં મિશ્રણનું કાર્ય કરવાનું હોયછે. નાહના પ્રયોગ અર્થે આ બે એસીડ લઇ તેમને યોગ્ય પ્રમાણથી મિશ્ર કરી, તૈયાર કરેછે. પણ કૃત્રિમ રેસમ વેપાર થકી બનાવવો હોય તો તે કામ થોડા ખર્ચમાં કરવા થકી એક વાસણમાં સોડા અને સલ્ફ્યુરિક ઍસિડને મેળવી તે મિશ્રણને સેહેજ ગરમ કરી તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે તૈયાર કરેલો કપાસ પાંચ છ મિનિટ ભીજવવા દેછે. આથી જોઇતું બનેછે. કારણ સોડાપર સલ્ફ્યુરિક ઍસિડનું કાર્ય થઇ

નાઇત્રિક ઍસિદ ઉત્પન્ન થાયછે અને અલ્ફ્યૂરિક ઍસીડ ત્યાં હોય છે. આ મિશ્રણમાં તે કપાસ ઉપર જણાવ્યા પ્રમાણે પાંચ છ મિનિટ ભીંજવ્યા પછી તેને પાણીનાં પીપમાં નાંખી ધોઇ સ્વચ્છ બનાવે છે, અને બરાબર સુકવે છે. આ કૃતિથી તે કપાસ પેહેલાં કરતાં એથી પોણાએ ઘણો વજનદાર બનેલો હોય છે, અને તેમાં બંદુકના દારૂ પ્રમાણે અવાજ કરવાની શક્તિ આવી ફુટવાની તાકાત આવે છે. એનેજ ગનકૉટન કહેછે.

આ પ્રમાણે કપાસ ઉપર પ્રયોગ કીધા પછી તે ઇથર અને આલકોહલનાં મિશ્રણમાં ભીંજવે છે, એટલે તે પેલા મિશ્રણમાં પિગળી જઇ તેનો એક ચીકણો પદાર્થ બનેછે. પણ તે ઘણો ઘાડો રહેવાથી તેના તાર કરવાં ઘણા મુશકેલ થાય છે. આથી તેમાં સેહેજ સલ્ફ્યૂરીક ઍસીડ નામે છે. તેનું કાર્ય તેપર થઇ તે પદાર્થને ઠીક રસપણુ આવે છે.

આ પ્રમાણે ચીકણો પદાર્થ થતાં તેનાં તાર કાઢવાની ગોઠવણ કરવી પડેછે. તે આ મુજબઃ—એક વાસણમાં અત્યંત લાંબી નળી મેળવી હોયછે, તેને વચમાં વચમાં અત્યંત સૂક્ષ્મ છિદ્રની નળીઓ હોયછે, અને આ નળીના છેડાનાં છિદ્ર પાણીમાં ડુબેલાં રહેછે એવી ગોઠવણ કરેલી હોયછે. તે વાસણમાં ઉપર જણાવેલો ચીકણો રસ નામી તેપર દબાણ મેળેછે. એટલે તે લાંબી નળીમાં થઇ જઇ તે નળીઓનાં છિદ્રમાંથી તંતૂરૂપે બાહેર પડેછે; અને ત્યાં બાહેર પાણી હોયછે તે તેને લાગતાંજ પેલા તારો બંધાઇ ઘન થાયછે. આ તંતુને ત્યાં ને ત્યાંજ આગળ વધારી રેંટ પર વીંટાળેછે. અથવા જેટલા તારનું રેસમ જોઇએ તેટલાં તંતૂ એકત્ર કરી પછી રેંટ ઉપર લપેટેછે. આજ બનાવટી રેસમ છે.

આ બનાવટી રેસમના દોરા એટલા તો ઝીણા હોયછે કે તેવા ૧૦ એકત્ર કરતાં બાલ જેવડું જાડું રેસમ બનેછે. તેમને ઉપયોગમાં લાવવા પેહેલાં તેમના સંબંધમાં કેટલીક ક્રિયા કરવી પડેછે. તેમાંની મુખ્ય ક્રિયા કહિએ તો તે તારોમાં જે નાઇત્રિક ઍસિડ પચેલી હોયછે તે કાઢી નાખવાની અગત્ય છે. તે જો તેમજ રહે તો ગનકૉટન જેવી તેમાં શકિત રહેછે. આ નાઇત્રિક ઍસિડ કાઢી નાખવા માટે સલફ્યૂરિક ઑવ એમોનિયસ નામના પદાર્થમાં ડુબાડેલા રોલર નીચેથી તે રેસમના તાર જવા દેછે. આથી તે પદાર્થનો તે તારો પર કાર્ય થઇ તેમાંનું નાઇત્રિક ઑસિડ નિર્મૂળ બને છે.

આ મુજબ તૈયાર કરેલા રેસમના તાર સાદાં રેસમ કરતાં ઓછા નરમ પણ ચળકાટમાં વધારે હોયછે; અને તેમને સેહેજમાં રંગી શકાયછે અને તેના રંગ સાદાં રેસમ કરતાં વધારે ચળકાટદાર અને સુંદર હોય છે. અણ-જાણો તેને કદી બનાવટી રેસમ તરીકે પારખી શકતો નથી. વળી આ રેસમ ઘણું સસ્તું હોઇ રેસમ તથા સણ કરતાં ઓછું જવાલા-ગ્રાહી છે.

ફ્રાન્સમાં "બૅસાકાન" માં આ બનાવટી રેસમનું કારખાનું હોઇ તેમાં ૧૨૦૦૦ નળીમાંથી ચાલુ રેસમના દોરા કાઢવામાં આવે છે.

**રેસીના**—આ ઇટાલિયન શેહેર નેપલ્સની દક્ષિણ પૂર્વે ૪ મૈલ ઉપર છે–એટલે વિસૂ-વિયસની નજદીક છે. એ પ્રાચીન હરકયૂલીયમ ઉપરજ બંધાયલું છે, વસ્તી ૧૩૬૨૯ની છે.



રતનજી ફરામજી શેઠના—કૃત

# જ્ઞાનચક્ર

યાને

# ગુજરાતી સાઇક્લોપિડીયા.

પુસ્તક ૮ માંની

કિમત રૂ. ૩—૦—૦

## વિષયાનુક્રમણિકા:—

કિમત રૂ. ૩—૦—૦

બી—ભ—મ—ય અને ર

## જન્મ ચરિત્ર.

જૂદી જૂદી કોમોના સ્ત્રી પુરૂષોનાં જન્મ વૃત્તાંતો.

## વિદ્યા તથા શાસ્ત્રો સંબંધી.

[ સંગીત, પિંગળ, રસાયન, ગણિત, જ્યોતિષ, નાટયકળા, ખગોળ, વાયૂચક્ર વગેરે. ]

## વૈદક તથા શારીરિક શાસ્ત્ર અને દવાઓ.



## વિદ્યા હુન્નર, કળા કૌશલ્યા, અને બનાવટો.



## ભાષા, ગ્રંથ, રતમગમત, વાજીંત્ર અને દંતકથા વિષય.



## ખનીજ પદાર્થ, અને ધાતુ તથા શાસ્ત્ર સંબંધી.

## રાહરસમ તેહેવારો તથા ખેતાબો ને ઓદ્ધા.



## પ્રાણી વર્ણન.



## વિવિધ જ્ઞાન સંગ્રહ.

## ઝાડપાન, વનસ્પતિ, ખેતીવાડી, મૂળીયાં, ફળફુલ, પાન, મેવા, અનાજ, જડીબુટી વગેરે.

## જૂદી જૂદી કોમનાં પંથ, મત, ટોળાં, વંશાવળી વગેરે.

## સર્વ ધર્મ જ્ઞાન વિષયો.



## ભૂગોળ વર્ણન.

પુસ્તક ૮ મું સમાપ્ત.